# નિવેદન

સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલના જીવનચરિત્રનો પહેલો ભાગ सरदार वल्लभभाओ (भाग पहेलो) એ નામથી ૧૯૫૦ની સાલમાં નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રગટ કરતાં તેની સાથે જોડેલા ૧૦–૧૦–'૫૦ના મારા અગાઉ નિવેદનમાં મેં જણાવ્યું હતું કે

"આ પુસ્તકમાં એક રીતે કહીએ તો એ સાધનાના કાળની વિગતો જ આવી છે એ સાધના મારફતે સરદારે જે જે શક્તિ કેળવી તેનો લાભ હિંદની પ્રજાને કેવી રીતે મળ્યો અને દેશની સ્વતંત્રતાની લડત પાર પાડવામાં ને તે પાર પડ્યા પછી વસમા વખતમાં દેશનું સુકાન ધીરજથી તેમ જ દૃઢતાથી સંભાળી આજે તે શક્તિઓનો તેઓ કેવો ઉપયોગ કરે છે તેની વિગતો હવે પછી પ્રગટ થનારા આ ચરિત્રના ઉત્તર ભાગમાં આવશે એ ભાગ પૂરો કરી આપવાનું નરહરિભાઈએ માથે લીધેલું છે એ જાણીને વાચકો રાજી થશે "

એ પ્રમાણે સરદારશ્રીના ચરિત્રનો આ બીજો ભાગ सरदार वल्लभभाओ (भाग बीजो) એ નામથી બહાર પડે છે, પણ તે નિવેદનમાં કહેલી વાતમાં એક ફેર પડ્યો છે — કરવો પડ્યો છે આ ભાગમાં ૧૯૩૦ની સવિનયભંગની લડતની શરૂઆતથી તે ૧૯૪૨ની 'હિંદ છોડો'ની લડતના આરંભ સુધીના બાર વર્ષના ગાળાનું ચરિત્ર જ આપવાનું બની શક્યું છે તેનું કારણ એ કે સરદારશ્રીના પહેલા ભાગમાં આપેલા ચરિત્ર પછીનો તેમના અવસાન સુધીનો જીવનનો ભાગ અનેક રીતે અત્યંત સમૃદ્ધ છે અને તે બધી સમૃદ્ધિ એક પુસ્તકમાં સમાવી લેવાનું બને એવું ન લાગ્યું તેથી પહેલા ભાગને જોડેલા નિવેદનમાં જેને 'ઉત્તર ભાગ' કહ્યો હતો તેના બે ભાગ કરવા પડ્યા છે. એ 'ઉત્તર ભાગ'નો ઉત્તર ભાગ હવે પછી આપવાની ઉમેદ છે.

જે સદ્ભાવથી અને ભક્તિથી ગુજરાતી જાણનારા વાચકોએ પહેલા ભાગને આવકાર્યો છે તે જ લાગણીથી આને પણ તેઓ આવકારશે એ ખાતરી રાખીને મારું નિવેદન હું પૂરું કરું છું

૧૦–૧૨–'૫૨ જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ

# અનુક્રમણિકા

## ૧

# રાસ ગામે સરદારની ધરપકડ

લાહોરની કૉંગ્રેસમાં પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યા પછી કૉંગ્રેસની કારોબારી સમિતિએ નક્કી કર્યું કે ૨૬–૧–'૩૦ ને રવિવારનો દિવસ પૂર્ણ સ્વરાજ દિન તરીકે ઊજવવો. દેશના એકેએક શહેરમાં અને હજારો ગામડાંમાં સભાઓ થઈ અને પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞાની ઘોષણા કરવામાં આવી. પ્રતિજ્ઞાના આખર ભાગમાં જણાવવામાં આવ્યું હતુ કે:

> "આપણા દેશની આવી ચતુર્વિધ (આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક) બરબાદી જે સરકારે કરી છે, એ સરકારને વધારે વાર તાબે રહેવામાં મનુષ્યના અને ઈશ્વરના આપણે અપરાધી બનીશું એવો અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. તેની સાથે અમે એ પણ માનીએ છીએ કે સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય અસરકારક રસ્તો હિંસાનો નહી પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકાર સાથે સ્વેચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાથી છૂટવાની પેરવી કરીશું અને સવિનય કાનૂન ભગ, (જેમા કર નહી ભરવાની લડત આવી જાય છે) તેને માટે પણ તૈયારી કરીશુ. અમને ખાતરી છે કે આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેચી લઈએ અને ગમે તેટલી ઉશ્કેરણી થાય છતા હિંસા કર્યા વિના કર ભરવાનું બધ કરીએ તો આ અમાનુષી રાજ્યનો અત આપણે અવશ્ય આણી શકીશુ.
>
> "અમે આજે અત:કરણથી પ્રતિજ્ઞા કરીએ છીએ કે પૂર્ણ સ્વરાજ્ય સ્થાપનાને માટે કૉંગ્રેસ વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે તેનો અમે અમલ કરીશુ."

પૂર્ણ સ્વાતંત્ર્ય દિનની ઉજવણી આખા દેશમાં એટલા બધા ઉત્સાહપૂર્વક થઈ કે તેથી, બહારથી દેખાતી નિષ્ક્રિયતા અને નિરાશાની પાછળ કેટલી તીવ્ર લાગણી અને ભોગ આપવાની તમન્ના હતી તેનો દેશને ખ્યાલ આવ્યો. તેને આગલે જ દિવસે વાઈસરૉયે વડી ધારાસભામા ભાષણ કર્યું, અને તેમાં ગોળમેજી પરિષદના હેતુઓ વિષે સ્પષ્ટતા કરી એથી તો આશાને માટે કશો અવકાશ ન રહ્યો. વડા પ્રધાન, ભારત મંત્રી તેમ જ બીજા બ્રિટિશ મુત્સદ્દીઓએ ગોળમેજી પરિષદના હેતુઓ લગભગ એક જ જાતની ભાષામાં પ્રગટ કર્યા હતા.

"ગોળમેજી પરિષદ બોલાવવાનો હેતુ એવા ઉપાયો શોધી કાઢવાનો છે, જેથી કરીને હિંદુસ્તાનના સઘળા વર્ગો, સઘળી કોમો, સઘળા પક્ષો તથા જુદા જુદા હિતસંબંધો ધરાવનારા સઘળા લોકો, અમુક દરખાસ્તો વિષે શક્ય તેટલા વધારે પ્રમાણમાં એક વિચાર ઉપર આવે, અને તેમની વધારેમાં વધારે પ્રમાણમાં સંમતિ મળે. આવી સર્વસંમત દરખાસ્તો પાર્લમેન્ટ સમક્ષ મૂકવાની બ્રિટિશ પ્રધાનમંડળની ફરજ રહેશે."

પોતાના ભાષણમાં વાઈસરૉયે સાફ સાફ કહ્યું કે :

"નામદાર શહેનશાહની સરકાર જે પરિષદ બોલાવવા ધારે છે તે પરિષદની ફરજ, કેટલાક માગણી કરે છે તેમ, હિંદુસ્તાનનું રાજ્યબંધારણ ઘડવાની દરખાસ્તો, જેનો પાર્લમેન્ટને કશો શંકા ઉઠાવ્યા વિના સ્વીકાર કરવો પડે, એ અનુમતીથી રજૂ કરવાની નથી હોય. . . . આ પરિષદ તો પ્રજામતને સ્પષ્ટ કરવાના અને તેની વચ્ચે મેળ સાધવાના હેતુથી બોલાવવામા આવે છે, જેથી કરીને નામદાર શહેનશાહની સરકારને કાંઈક દોરવણી મળે. બાકી પાર્લમેન્ટની વિચારણા માટે (હિંદુસ્તાનના રાજબંધારણની) દરખાસ્તો ઘડી કાઢવાની જવાબદારી તો નામદાર શહેનશાહની સરકાર ઉપર જ છે."

વાઈસરૉયે આટલી સ્પષ્ટતા કરી તે માટે ગાંધીજીએ તેમનો આભાર માન્યો, અને જાહેર કર્યું કે હિંદુસ્તાન પૂર્ણ સ્વાતંત્ર્ય માગે છે તેની વાનગી તરીકે નીચેના અગિયાર મુદ્દા ઉપર પ્રજાને અત્યારે જ સંતોષવામાં આવે તો, જેમાં પોતાના વિચારો અને માગણીઓ રજૂ કરવાની પૂરી સ્વતંત્રતા હોય એવી ગોળમેજીમાં કૉંગ્રેસ ભાગ લેશે અને વાઈસરૉયને તથા બ્રિટિશ પ્રધાનમંડળને સવિનય ભંગની વાત અત્યારે નહીં સાંભળવી પડે :

૧. સંપૂર્ણ મદ્યનિષેધ કરવો.

૨. હૂંડિયામણનો દર ૧ શિ. ૬ પેન્સ ઉપરથી ઘટાડીને ૧ શિ. ૪ પેન્સ કરવો.

૩. જમીનમહેસૂલમાં ૫૦ ટકા ઘટાડો કરવો અને એ વિષયને ધારાસભાના અંકુશ નીચે આણવો.

૪. મીઠાવેરો રદ કરવો.

૫. શરૂઆતમાં લશ્કરી ખર્ચમાં ૫૦ ટકાનો ઘટાડો કરવો.

૬. ઉપલા દરજ્જાના અમલદારોના પગારો અર્ધા અથવા તેથી પણ ઓછા કરવા.

૭. પરદેશી કાપડ ઉપર રક્ષણાત્મક જકાત નાખવી.

૮. સમુદ્રકાંઠાનું વહાણવટું હિંદુસ્તાનના લોકોના હાથમાં અનામત રહે એવો કાયદો પસાર કરવો.

૯. ખૂન કરવાના અથવા ખૂન કરવાનો પ્રયત્ન કરવાના આરોપસર જેમને સજા થઈ હોય તે સિવાયના તમામ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા અથવા સામાન્ય ન્યાયની અદાલતોમાં તેમના મુકદ્દમા ચલાવવા. બીજા રાજદ્વારી મુકદ્દમા પાછા ખેંચી લેવા. હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ તથા ૧૮૧૮નો ત્રીજો

રેગ્યુલેશન રદ કરવો અને જે હિંદીઓ દેશનિકાલ થયેલા હોય તેમને દેશમાં પાછા ફરવાની છૂટ આપવી

૧૦ છૂપી પોલીસખાતું રદ કરવું અથવા તેને લોકતંત્રને આધીન બનાવવું

૧૧ આત્મરક્ષણ માટે હથિયારો વાપરવાના પરવાના લોકતંત્રના અંકુશને આધીન રહીને આપવા

ઉપરના અગિયાર મુદ્દામાં ગાંધીજીને સ્વરાજનો સાર મોટે ભાગે આવી જતો લાગતો હતો પણ આ બાબતમાં કશો સંતોષકારક જવાબ મળ્યો નહીં, એટલે કોંગ્રેસને લાગ્યું કે લડત ઉપાડ્યા સિવાય છૂટકો નથી

કોંગ્રેસની કારોબારીએ લડતના તમામ સૂત્રો ગાંધીજીને સોંપી દીધા ભંગ માટે કયો કાયદો પસંદ કરવો એનો ગાંધીજી વિચાર કરવા લાગ્યા 'આ લડત ક્યારે ચલાવવી અને કેવી રીતે ચલાવવી એના નિર્ણય ઉપર આવતા સ્ત્રીને જેવી પ્રસૂતિની વેદના થાય એવી વેદના હું અનુભવી રહ્યો છું' એમ ગાંધીજી ઘણી વાર કહેતા તેમને એ પ્રશ્ન મૂંઝવી રહ્યો હતો કે ૧૯૨૨માં દેશના એક ખૂણામાં કેટલાક અજ્ઞાની ગણાતા લોકોએ તોફાને ચડી ખુનામરકી કરી અને તેથી લડત મોકૂફ રાખવી પડી, તેમ જો ફરી વાર પણ થાય, તો અહિંસક શસ્ત્રના પ્રયોગનો અવકાશ જ ન રહે એટલે આ વખતે ગાંધીજીએ પોતાના વિચારોમાં એક પગલું આગળ ભર્યું તેઓ એ નિર્ણય ઉપર આવ્યા કે 'આટલાં વર્ષો અહિંસાની તાલીમ લોકોને આપી છે અને હજી પણ હિંસા ન થાય એને માટે પૂરેપૂરી કાળજી આપણે રાખીશું તેમ છતાં જેણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી નથી કરી એવા કોઈ માણસો દેશમાં કોઈ જગ્યાએ હિંસા કરી બેસે તેથી દેશની લડત અટકવી જોઈએ નહીં'

તા ૮ ૨–૩૦ના નવજીવન ના અગ્રલેખમાં તેમણે સરકારની અતિશય વ્યાપક અને ઘોર હિંસાનું વિગતવાર વર્ણન કરીને લખ્યું

> આવી ઘોર હિંસાની સામે થવાની શક્તિ આપણે મેળવવી રહી તે શક્તિ મેળવતા અને તેનો ઉપયોગ કરતા રખેને હિંદુસ્તાનમાં અશાંતિ ફેલાઈ જશે અંધાધૂંધી વ્યાપી જશે એવો ડર બતાવવામાં આવે છે પણ આ વ્યાપક હિંસાની આગમાં પડેલા આપણને બીજી કઈ હિંસાનો ડર લાગવો જોઈએ? અથવા કઈ હિંસાનું જોખમ વધારેપડતું લાગવું જોઈએ? ભૈરવજપને આરે ઊભેલા માણસને બીજા શ્યા ભયની પરવા હોઈ શકે? તેથી જેઓ અહિંસાને વરેલા છે તેમનો માર્ગ સીધો છે એમ મને લાગે છે તેમને ચૂપ બેસી રહેવા સિવાય બીજો કઈ રસ્તો સૂઝે નહીં તો તેમની અહિંસા લજવાય અને કદાચ એ અહિંસા ન હોય પણ તેની (વિકૃત) અતિરચના (એટલે) નામર્દી હોય હિંદુસ્તાનમાં અહિંસાને એક જ અંતિમ ઉપાય માનનારા માણસોનું દળ ખરેખર હોય તો તેમણે આ સમયે પોતાના શસ્ત્રનો ઉપયોગ કરી ઘોર હિંસાનો કાં તો પરાજય કરવો કાં તો લડતા લડતા ખપી જવું એ તેમનો ધર્મ છે

હિંસાના ઉપાયોને માનનારા ત્રાસવાદી લોકો તોફાનો કરે તો શું કરવું એ બીજો વિચાર હતો. તે વિષે પણ ગાંધીજીએ એ જ લેખમાં પોતાના વિચારો જણાવ્યા.

> “હિંદુસ્તાનમાં એક હિંસક દળ પણ કામ કરી રહ્યું છે. તે માને છે કે અહિંસાથી જ આ હિંસાનો પરાજય થવાનો નથી અને સ્વતંત્રતા મળવાની નથી. અહિંસક દળ ગતિમાન થતાં આ હિંસક દળ વચમાં પડી પોતાનું બળ અજમાવવાની ભૂલ કરે એવો સંભવ છે. એટલે અહિંસક દળ સૂડી વચ્ચે સોપારીની જેમ અત્યારે આવી પડ્યું છે. પણ જ્યારે ત્યારે આ જોખમ ખેડ્યે જ છૂટકો છે. અહિંસાને ટાંકણે અહિંસા સામે ન લાગી શકે તો તે નિરર્થક શસ્ત્ર ગણાવું જોઈએ. અનુભવી ઋષિમુનિઓની પ્રતિજ્ઞા એવી છે કે અહિંસાના સાન્નિધ્યમાં હિંસા શમી જાય છે. તેથી મારો સંપૂર્ણ વિશ્વાસ છે કે જો હિંદુસ્તાનમાં ખરેખર અહિંસક દળ હશે તો તે બધા ભયોને અને જોખમોને પહોંચી વળશે. પણ જો એ દળ નામમાત્રનું જ હશે અને દૂરથી જ રળિયામણું દેખાતું હશે તો તેનો નાશ થઈ જાય એ જ બરાબર છે. એમ થશે તો પરાજય અહિંસાનો નહીં થાય, પણ અહિંસા પાળવાનો પ્રયત્ન કરતાં કરતાં પોતાના મર્મ પૂરતી અહિંસાને ન ખીલવી શકનારનો થયો એમ સિદ્ધ થશે. એમાંથી શુદ્ધ અહિંસા પ્રગટ થશે એ વિશ્વાસ ઉપર અત્યારે અહિંસક યુદ્ધની આખી રચના હું નમ્ર ભાવે હૃદયમાં યોજી રહ્યો છું.”

પોતાના મન સાથે તેમ જ દેશ આગળ આવી સ્પષ્ટતા કરીને ગાંધીજીએ તા. ૧૨મી માર્ચે સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાંથી પગપાળા કૂચ કરી, અને સુરત જિલ્લામાં આવેલા દાંડી ગામના સમુદ્રકિનારે પહોંચી ત્યાં કુદરતી રીતે બનેલું મીઠું ઉપાડી મીઠાના કાયદાના ભંગથી લડત શરૂ કરવાનું ઠરાવ્યું.

લડતને વિષે ગાંધીજીના વિચારો તો સરદારને માન્ય હતા જ. પણ તેમના દિલમાં એક બીજી જ વાત પણ કામ કરી રહી હતી. ૧૯૨૨માં જ્યારે ગાંધીજીને છ વરસની સજા કરવામાં આવી ત્યારે તેમની જ સલાહથી અને બહાર રહેલા નેતાઓના પ્રયત્નથી દેશમાં શાંતિ રહી હતી. તેનો અનર્થ કરી લૉર્ડ બર્કનહેડ પાર્લમેન્ટમાં એવું બોલેલા કે, “ગાંધીજીને પકડ્યા પછી હિંદુસ્તાનમાં એક કૂતરું પણ ભસ્યું નહોતું અને અમારો ગાડું (રથ) સુખેથી આગળ ચાલી રહ્યો હતો.” લૉર્ડ બર્કનહેડના આ શબ્દોનો બરાબર જવાબ દેશે આપવો જોઈએ, એમ સરદારને લાગતું હતું. ગાંધીજીને જ્યારે પકડવામાં આવે ત્યારે આખો દેશ વ્યાપક લડતથી જાગી ઊઠે, ગમે તેટલો ભોગ અપાઈ જાય અને સરકારને જમીનમહેસૂલની એક પાઈ પણ ન મળે તો સરદારને સંતોષ થાય એમ હતું. તો આ વખતે ગાંધીજીને એમ લાગતું હતું કે આર્થિક મુદ્દા ઉપર જમીનમહેસૂલ ન ભરવાની લડત ચલાવવી એ પ્રમાણમાં હળવી વસ્તુ છે. પણ

સ્વરાજના મુદ્દા ઉપર જમીનમહેસૂલની લડત ચલાવવાને માટે દેશ કદાચ તૈયાર ન હોય તેથી જ તેમણે કાનૂનભંગ માટે મીઠાનો કાયદો પસંદ કરેલો.

સરદારે પોતાને માટે એવી યોજના વિચારેલી કે ગાંધીજીની દાંડીયાત્રા ચાલતી હોય તે વખતે ગાંધીજીના પ્રવાસમાર્ગની આસપાસના પ્રદેશમાં ફરીને ભાષણો કરી લોકોને લડત માટે તૈયાર કરવા. લાહોર કૉંગ્રેસમાંથી પાછા આવીને તરત તેમણે આ કામ શરૂ કરી દીધેલું. તેઓ લોકોને કેવા પ્રોત્સાહિત કરવા મંડ્યા હતા તેના નમૂના તરીકે ભરૂચ શહેરમાં તેમણે આપેલા ભાષણમાંથી નીચેનો ઉતારો અહીં આપ્યો છે:

"આઠ-દશ-પંદર દિવસે કાયદાનો સવિનય ભંગ થવાનો છે, એવા પ્રકારે અને એવી વ્યક્તિઓ મારફતે, કે જે અહિંસાપરાયણ હોય, જેનામાં ક્રોધ ન હોય, ઈર્ષા ન હોય, જેની સાત્ત્વિકતા અને શુદ્ધતા વિષે શંકા ન હોય. શરૂ કરનાર અને એના સાથીઓ પકડાશે. એમને પકડે તો તમે શું કરશો? ઇંગ્લંડનો એક મુત્સદી હમણાં જ બોલી ઊઠ્યો છે કે ગાંધીજીને ૧૯૨૨માં પકડ્યા ત્યારે હિંદુસ્તાનમાં કૂતરુંયે ભસ્યું નહોતું. આ વાત સાચીયે છે અને જૂઠીયે છે. તે વખતે બારડોલીમાં લડત શરૂ કરવાની હતી તે તેમણે બંધ રાખી, તલવાર મ્યાન કરી. જો બે ક્ષત્રિયો લડતા હોય અને એક તલવાર મ્યાન કરે તો બીજો ઘા ન કરે. પણ આ તો ક્ષત્રિયો નહોતા, માયાવી રાક્ષસ હતા. તેમણે ઘા કરી ગાંધીજીને પકડ્યા. તેમ છતાં ગાંધીજીએ તમામ કામ કરનારાઓને મનાઈહુકમ આપ્યો કે મારી પાછળ કોઈએ આવવાનું નથી. તમે જેલો ભરવાની ચળવળ ન ઉપાડશો. આનો અર્થ એમ કરવામાં આવ્યો કે એક કૂતરુંયે ન ભસ્યું. જ્યારે તલવાર મ્યાન નહોતી કરી ત્યારે તો એમના હાજા ગગડી ગયા હતા. ખુદ વાઈસરૉયે કબૂલ કર્યું હતું કે 'મને ગમ નહોતી પડતી કે શું કરવું?' મુંબઈના ગવર્નર બોલી ગયેલા કે 'સ્વરાજ હાથવેંતમાં હતું'

* * *

"સાબરમતીને કાંઠે બેઠા બેઠા આટલું આપી દીધા પછી ગાંધીજીને આજે નવું શું કહેવાનું હોય? જગત તો તમારો હિસાબ પૂછશે કે તમે શું કર્યું? એણે તો કામ કરી દીધું છે અને કરશે. એના પછી એના સાથીઓ પકડાશે. ત્યારે તમારી કસોટી થવાની છે.

"એકૂતાને અને બીજાઓને પૂછું છું કે, ઈશ્વરમાં શ્રદ્ધા છે? ખુદામાં તમે માનો છો? જન્મ્યા તે મરે છે તે જાણો છો? મરણમાંથી કોઈ છૂટવાના નથી. નામર્દના મોત કરતાં બહાદુર અને આબરૂદારના મરણે મરતાં શીખો. તોપોના ધડાકા થાય, વિમાનોમાંથી બૉમ્બના ભડાકા થાય, ધાણી ફૂટે એમ માણસો મરતા હોય ત્યારે ઇતિહાસને પાને નામ તો ચડે. આવો દિવસ આપણે ત્યાં ક્યારે આવે? ત્યારે આવે કે જ્યારે કોઈ પણ ગુજરાતી સરકારને સાથ ન આપે . . . પકડાપકડી થવા દો. પછી દુનિયા જાણશે કે કૂતરું ભસે છે કે શું થાય છે."

તા. ૭મી માર્ચે સરદાર બોરસદ તાલુકાના રાસ ગામે ગયેલા. એમને સાંભળવા હજારો માણસ ગામને પાદરે વડ નીચે ભેગું થયેલું મૅજિસ્ટ્રેટે

ત્યાં જઈ સરદારને ભાષણ ન કરવાની નોટિસ આપી, અને પૂછ્યું: "શું કરવા ધારો છો?" સરદારે કહ્યું: "મારે એ નોટિસનો અનાદર કરવો છે." પેલાએ કહ્યું, "પરિણામનો વિચાર તમે કર્યો જ હશે." સરદારે કહ્યું, "ગમે તેમ થાય, હું અનાદર કરીશ" સરદારે ભાષણ શરૂ પણ નહોતું કર્યું, પણ આટલી વાતચીત ઉપરથી જ તેમને પકડવામાં આવ્યા. ત્યાંથી એમને બોરસદ લઈ જવામાં આવ્યા. ત્યાં મૅજિસ્ટ્રેટની અદાલતમાં એમનો કેસ ચલાવવાનુ ફારસ ભજવાયુ. અદાલતમાંથી વકીલોને બહાર કાઢવામાં આવ્યા. જિલ્લા મૅજિસ્ટ્રેટ, નોટિસ આપનાર મૅજિસ્ટ્રેટ અને જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, એ ત્રણેએ મળીને કૂંડાળાં વાળ્યાં. નોટિસ બજાવનાર મૅજિસ્ટ્રેટ અને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ તથા બીજા એક સ્થાનિક પોલીસ અમલદારની જુબાનીઓ સરદારની ગેરહાજરીમાં લીધી. તે વખતે સરદારને અદાલતના ઓરડાની પાછળની ઓરડીમાં—મૅજિસ્ટ્રેટની ચેમ્બરમાં—બેસાડેલા હતા. પછી તેમને બહાર લાવીને પૂછ્યું કે, "આ આરોપના સંબંધમાં તમારે કાંઈ કહેવું છે?" સરદારે જવાબ આપ્યો: "મારે બચાવ નથી કરવો. હું ગુનાનો સ્વીકાર કરું છું." જિલ્લા મૅજિસ્ટ્રેટે ફેંસલો આપ્યો: "તહોમતદાર બૂમબરાડા પાડીને ભાષણ (harangue) કરવા ગયા એટલે જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે તેમને ૫૪મી કલમ પ્રમાણે એમ ન કરવાનું કહ્યું. તેમણે ન માન્યુ અને ભાષણ કર્યું, એટલે ૭૧મી કલમ પ્રમાણે ગુનો થયો. તહોમતદાર ગુનો કબૂલ કરે છે. તેમને ત્રણ માસની સાદી કેદ અને રૂ. ૫૦૦ દંડ, અને દંડ ન ભરે તો ત્રણ અઠવાડિયાં વધારે કેદ, એટલી સજા કરવામાં આવે છે." બોરસદથી તેમને મોટરમાં સીધા અમદાવાદ લાવવામાં આવ્યા. રસ્તામાં ડૉ. કાનૂગાને ત્યાં જમવા રોકાયા. જેમને સરદાર પોતાનાં સગાં બહેન સમાન ગણતા હતા તે નન્દુબહેન કાનૂગાએ તેમને કંકુનો ચાંલ્લો કર્યો અને ભાવભીની વિદાય આપી. આશ્રમ આગળ પણ મોટર થોભાવી અને બધાં ભાઈબહેનોને તથા બાળકોને મળી, હસાવી રમાડી તેમની વિદાય લીધી. સાબરમતી જેલના દરવાજા આગળ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે તેમની આગળ સિગરેટ ધરી. સરદાર એ લેવા હાથ લાંબો કરવા જતા હતા, એટલામાં ખચાયા અને લેવા ના પાડી. સુપરિન્ટેન્ડેન્ટે કહ્યુ, "તમે બીડી તો પીઓ છો?" સરદારે જવાબ આપ્યો: "પણ તું જેલની અંદર ક્યાં બીડી આપવા આવવાનો છે?" તે ક્ષણેથી સરદારે બીડી છોડી તે કાયમને માટે છોડી.

સરદારના પકડાયાના સમાચારથી આખું ગુજરાત સળગી ઊઠ્યું. અમદાવાદમાં સાબરમતી નદીને કિનારે એક મોટી સભા ગાંધીજીના પ્રમુખપણા નીચે થઈ. તેમાં ૫૦ થી ૭૫ હજાર માણસો હશે. તેમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો:

"અમે અમદાવાદના શહેરીઓ અમારો નિશ્ચય જાહેર કરીએ છીએ કે વલ્લભભાઈને જ્યા લઈ જવામા આવ્યા છે ત્યા અમે જવાને તૈયાર છીએ. જ્યા સુધી દેશને સ્વાધીનતા પ્રાપ્ત નથી થઈ ત્યા સુધી અમે જપીને બેસીશું નહી અને સરકારને જપીને બેસવા દઈશુ નહી. અમે અતઃકરણથી માનીએ છીએ કે હિંદુસ્તાનની મુક્તિ સત્ય અને અહિંસાના પાલનમા રહેલી છે."

સરદારને પકડવાથી રાસ ગામ ઉપર વીજળીક અસર થઈ મુખી, મતાદારો અને તમામ રાવણિયાઓએ રાજીનામા આપ્યા એટલુ જ નહી પણ રાસમા રહેતા એક કલાલ, જેમણે બીજા એક ગામે દારૂના પીઠાનો ઇજારો રાખ્યો હતો તેમણે દારૂનો ધધો કદી ન કરવાની પ્રતિજ્ઞા લીધી એક શીખ ભાઈ, સરદાર પકડાયા તે જ દિવસે રેલગાડીની નોકરી છોડી રાષ્ટ્રીય સૈનિક તરીકે જોડાઈ ગયા એકલા રાસ ગામમાથી પાચસો ભાઈબહેનોએ સત્યાગ્રહની લડતમાં સૈનિકો તરીકે જોડાવા પોતાના નામ આપ્યા

ત્રીજે દિવસે મહાદેવભાઈ સરદારને જેલમા મળવા ગયા એનુ વર્ણન મહાદેવભાઈની રસિક શૈલીમા અહી આપ્યુ છે

"એનુ એ જ ખડખડાટ હસવુ, એના એ જ કટાક્ષ અને એનો એ જ ખુશમિજાજ! કોને લાગે કે સરદારના જેલમા દર્શન કરીએ છીએ? 'ગાધીજીને એક વાર જવા દો ને, પછી બધું કરી બતાવીશુ,' એમ કહીને સૌના કુતૂહલને શમાવતા સરદાર ગાધીજીના પહેલા જેલમા ચાલ્યા જશે એમ કોઈએ ધાર્યું નહોતુ બોરસદમા તો ગાધીજી આવે ત્યારે લોકોએ શું કરવુ એ તેમને સમજાવવા જ તેઓ ગયા હતા તેમને જેલમા લઈ જતા હતા ત્યારે આશ્રમ આગળ તેમની મોટર દસેક મિનિટ રોકાયેલી તે વખતે આચાર્ય કૃપાલાનીએ તેમને કહેલુ કે 'આખરે આમ બાપુને દગો દઈને આગળ જાઓ છો ને?' એટલે ખડખડાટ હસતા સરદાર બોલ્યા 'દગો તો સરકારે દીધો બોરસદમા મને પકડવાના છે એમ જાણ્યુ હોત તો હુ જાત જ શા સારુ?'

"જેલ સુપરિન્ટેન્ડેન્ટે મને આગ્રહ કરવા માડ્યો કે તમે સરદાર સાથે અગ્રેજીમા વાત કરો. મે જવાબ આપ્યો 'હુ તો મારા બાપની સાથે અગ્રેજીમા બોલુ તો વલ્લભભાઈ સાથે અગ્રેજીમા બોલુ બાકી તમે એવો જ આગ્રહ કરશો તો હુ મુલાકાત જવા દઈશ, પણ અગ્રેજીમા નહી બોલુ'

"પેલો ગૂચાયો સરદાર હસતા હસતા કહે 'એ આશ્રમવાળા લોકો એવા હોય છે કે ધારેલુ જ કરે એ તો અગ્રેજીમા નહી જ બોલે'

"સુપરિન્ટેન્ડેન્ટ બૂઢો ગળી ગયો એણે કહ્યુ 'વારુ ત્યારે એટલી શરતે કે તમે ગુજરાતીમા બોલો તે હુ ન સમજુ ત્યા મને અગ્રેજીમા સમજાવજો'

"મે કહ્યુ 'એ વાત બરોબર.'

"'તમને કેવી રીતે રાખે છે?' એમ પૂછતા સરદારે કહ્યુ 'ચોર લૂટારાને જેવી રીતે રાખે છે તેવી રીતે મને પણ રાખે છે. બહુ આનદ છે આના જેવી લહેર જિંદગીમા કોઈ વાર આવી નહોતી.'

"'પણ નવા જેલનિયમો તમને લાગુ પાડતા નથી?'

"'સુપરિન્ટેન્ડેન્ટને એ નિયમોની ખબર નથી. અને જેલમેન્યુઅલ મને જોવા આપતા નથી.'

"'તમને કોની સાથે રાખ્યા છે? ક્યાં રાખ્યા છે?'

"'ગુનો કરવાની આદતવાળા યુવાનોનો વૉર્ડ કહેવાય છે તેમાં. જોકે ત્યાં કોઈ યુવાનો તો નથી જ. પહેલે દિવસે તો આપણા જલાલપુરવાળા બિરાદરો જેઓ દારૂના પીઠાની ચોકી કરતાં વર્ષ વર્ષની સજા મેળવીને આવ્યા છે તેઓ મારી સાથે હતા. પણ તેમને તુરત ખસેડવામાં આવ્યા.'

"સરદારે આગળ ચલાવ્યું: 'અમારી ખોલી સાંજે સાડા પાંચ વાગ્યે બંધ થાય છે અને સવારે સાત વાગ્યે ખૂલે છે. કાલે રવિવાર હતો એટલે બપોરે સાડા ત્રણ વાગ્યાના પૂર્યા.'

"'સૂવાને માટે શું?'

"'એક ખાસ્સો કામળો આપ્યો છે ને! તે ઉપર આળોટીએ છીએ. મને પહેલે દિવસે લાગેલું કે ઊંઘ નહીં આવે, પણ બીજે દિવસે તો ઘસઘસાટ ઊંઘ આવી. તે એવી આવી કે બહાર કદી આવી નથી. આ ઉનાળાના દિવસમાં બહાર સુવરાવતા હોય તો કેવું સારું!'

"'ખોરાકનું કેમ?'

"'ખોરાકનું તો શું પૂછવું? જેલમાં કાંઈ મોજ કરવા થોડા આવ્યા છીએ? બપોરે કંઈક જાડા રોટલા ને દાળ, અને સાંજે રોટલા અને શાક એમ આપે છે. ઘોડાને ખપે એવું તો હોય છે જ.'

"'પણ માણસને ખપે એવું હોય છે કે નહીં?'

"'શા સારુ નહીં? પાયખાને જવાનું ઠેકાણું નહોતું તે અહીં એક વાર નિયમિત પાયખાને જાઉં છું. પછી શું જોઈએ? પણ એની તું ચિંતા શા સારુ કરે છે? ત્રણ મહિના હવા ભરખીને રહી શકું એમ છું.' એમ કહીને ખડખડાટ હસી જેલનો દરવાજો ગજવી મૂક્યો.

"પછી સરદારે કહ્યું: 'સવારે જુવારના લોટની નમક નાખેલી કાંજી મળે છે. પણ એ નથી લેતો. કારણ મરડો થવાનો ડર રહે છે.'

"'રોટલા દાંતે ચવાય છે શી રીતે ?' એના જવાબમાં એમણે કહ્યું: 'રોટલા તો પાણીમાં ભાંગી નાખું છું, અને મનથી એક રાટલો ખાઈ જાઉં છું.'

"'બત્તી મળે છે?'

"'બત્તી ન મળે. બત્તી આપતા હોય તો રાત્રે વાંચું પણ ખરો. અહીં તો સાંજ પડી એટલે અંધારું.'

"'કશું વાંચવાનું જોઈએ છે?'

"'ગીતા અને તુલસીરામાયણ આપ્યાં છે. 'આશ્રમભજનાવલિ' મોકલજે. એટલી ત્રણ વસ્તુ ત્રણ મહિનામાં વાંચી લઈશ તો બસ છે.'

"મેં કહ્યું: 'ગીતાજી તો હવે બાપુની બહાર પડવાની છે.*' બે દિવસે

---

* 'અનાસક્તિયોગ'. એમાં ગાંધીજીએ ગીતાના અનુવાદ ઉપરાંત વિવિધ શ્લોકો ઉપર પોતાની નોંધો પણ લખી છે. નવજીવન, પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. રૂ ૦-૧૦-૦, ટપાલખરચનાશી ૦-૨-૦.

કૂચ શરૂ કરશે તે જ દિવસે એ ગીતાજી બહાર પડશે અને બાપુએ તમારે માટે પહેલી જ નકલ રાખી મૂકી છે. તે મોકલું ને?'

"મે સુપરિન્ટેન્ડેન્ટ તરફ જોયુ એટલે તેમણે કહ્યુ 'ભલે, ધાર્મિક સાહિત્યની સામે અમને વાંધો નથી.'

"પછી તેમને થયેલી સજાને વિષે અમદાવાદના વકીલો ઠીક કાયદો ફેંદી રહ્યા છે એમ મે તેમને કહ્યુ એટલે કહે 'ખાલી કાયદો શા માટુ ફેંદે છે?' મે કહ્યુ 'એ તો હાઈકોર્ટમા જવા માગે છે' એટલે કહે 'મને અહી મજા છે, અને મારે સજા પૂરી ર્યા વિના નીકળવુ નથી, બાકી મેજિસ્ટ્રેટ મૂરખ હતો એને કાયદાનુ કશું ભાન નહોતુ કોઈને એણે કોર્ટમા ન આવવા દીધા. કાયદાની કલમો શોધતા એને દોઢ પહોર થયો અને મને સજા કરવાનો આઠ લીટીનો ફેંસલો લખતા એને દોઢ કલાક ગયો'

"પછી મે એમને જોઈતી ચીજોની યાદી કરવા માડી એટલે સુપરિન્ટેન્ડેન્ટ કહે 'અસ્ત્રાની રજા નથી. તમને હજામત કરાવવાની સગવડ આપવામા આવશે' 'એ તો હુ જાણુ છું અહી કેવી હજામત થાય છે તે' કહીને સરદાર હસ્યા

"એટલે જેલર, જેમને સુપરિન્ટેન્ડેન્ટ કરતા નિયમોનુ કઈક વધારે જ્ઞાન લાગતુ હતુ તેમણે કહ્યુ 'સાહેબ, આ કેદીને તો અસ્ત્રો આપી શકાય'

"સુપરિન્ટેન્ડેન્ટ કહે 'તો ભલે પણ જ્યારે તમને જોઈએ ત્યારે આપીશુ એ રહેશે અમારી પાસે'

"એટલે સરદાર કહે 'પણ મને એમ અસ્ત્રો આપી મૂકતા હો તો કેવુ સારુ! બીજા કેદીઓની હજામત કરુ અને ચાર પૈસા પેદા કરુ'

"આ વેળા તો ચિત્રવત્ બેસી રહેલા સુપરિન્ટેન્ડેન્ટ અને જેલર પણ ખડખડાટ હસ્યા પણ તુરત જ પાછુ તેમને નિયમોનુ ભાન થયુ ઘડીક વાર માણસ બનેના તે પાછા યત્ર બન્યા, અને બોલ્યા 'એમણે સાબુની માગણી કરી છે પણ સુગધી સાબુ ન મોકલશો સુગધી સાબુની રજા નથી'

'અમે નીકળતા હતા ત્યા સરદાર બોલ્યા 'ત્રણ મહિના તો હુ મજા કરીશ. નીકળીશ ત્યારે એવુ તપી ગયેલુ હશે કે હુ ટાકણે જ નીકળવાનો બહુ સારુ થયુ'

'આખરે જાણે ખાસ કાઈ વાત કહેવાના હોય તેમ કહે 'મારા આનદનો તો પાર નથી પણ એક વાતનુ દુખ છે'

"એ વાક્ય અગ્રેજીમા બોલ્યા જેલર અને સુપરિન્ટેન્ડેન્ટ ચોકયા. સાભળવાને અધીરા થયા પણ સરદાર કહે 'એ કહેવાય એવુ નથી' એમ કહીને ઊલટુ અમારુ કુતૂહલ એમણે વધારી મૂકયુ.

'ઘડીક વાર પછી બોલ્યા 'દુખની વાત એ છે કે અહી બધા જ હિંદી અધિકારીઓ છે સિપાઈઓ અને વોર્ડરોથી માડીને સુપરિન્ટેન્ડેન્ટ સુધી સૌ હિંદીઓ જ પડયા છે ગોરા હોત તો બતાવત તેમની સાથે લડત. પણ આ આપણા લોકો સાથે શી રીતે લડાય? આપણા લોકોને તત્રના ગુલામ કેવા બનાવી મૂકયા છે તેનો આ નમૂનો છે'

"નીકળતા નીકળતા બીજે સદેશો પણ એમણે પોતાની વ્યંગ વાણીમાં આપી દીધો. મે કહ્યું 'તમને ત્રણ મહિનામાં એક જ મુલાકાત મળે, અને આ એક તો થઈ ગઈ હવે તમે પાછા ન મળી શકો એ દુ:ખ થાય છે'

"એટલે સરદાર કહે 'મને કોઈએ મળવાની જરૂર નથી ઊલટા કોઈ મળવા આવે તો મને યાદ આવે છે કે હજી આ બહાર રહેલા છે'"

ઉપરની હકીકત મહાદેવભાઈએ છાપામાં બહાર પાડી કે તરત જ સરદારની સાથેનું વર્તન બદલવાના હુકમ સરકારે કાઢ્યા ઘેરથી ખાટલો, ગોદડાં અને મચ્છરદાની તથા ખાવાનું મગાવવું હોય તો મગાવી શકાશે એવી એમને ખબર આપવામાં આવી સરદારે ના કહી દીધું "મારે ઘેરથી ખોરાક નથી મગાવવો માત્ર બે તપેલી અને થાળીવાટકો મગાવી લઈશ, અને સીધું આપશો તે રાંધી લઈશ, જેથી ચોખ્ખું ખાવાનું મળે"

અમદાવાદના વકીલોને એમ લાગતું હતું કે સરદારે ભલે કહ્યું કે "I plead guilty (હું ગુનો સ્વીકારું છું)" પણ તેમણે ભાષણ કર્યું નથી, ભાષણ કરવાનો પોતાનો ઇરાદો જ માત્ર જાહેર કર્યો છે, તેમણે નોટિસના ભંગનું કૃત્ય કર્યું નથી, ત્યાં સુધી ગુનો થતો નથી પણ આવી વકીલી દલીલમાં પડવાની સરદારની ઇચ્છા નહોતી જ્યાં શ્રી દાદાસાહેબ માવળંકર કાયદાના સલાહકાર તરીકે સરદારની મુલાકાત લેવા જેલ પર ગયા, ત્યારે સરદારે નીચેનું નિવેદન લખાવ્યું

'મેજિસ્ટ્રેટે મારી ઉપર નોટિસ બજાવી અને મને પૂછ્યું, 'હવે તમે શું કરવા માગો છો? પરિણામ તો તમે જાણતા જ હોવા જોઈએ' મે કહ્યું, 'મને પરિણામની કશી દરકાર નથી હું ભાષણ કરવા જ માગુ છું' એટલે એમણે ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટને મને પકડવા કહ્યું અને પૂછ્યું કે તમે જામીન ઉપર છૂટવા માગો છો? મે ના પાડી પછી ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટે મને મોટરમાં બેસાડ્યો મેજિસ્ટ્રેટ અને પોલીસપાર્ટી પણ સાથે આવી અમે લગભગ અઢી વાગ્યે બોરસદ મેજિસ્ટ્રેટની કોર્ટમાં પહોંચ્યા કલેક્ટર મુસાફરી બંગલામાં હતો ત્યાં ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટ તેમને મળવા ગયો સાડા ત્રણ વાગ્યે તેઓ બંને પાછા આવ્યા દરમિયાન કેટલાક વકીલો અને નામના સદ્‌ગૃહસ્થો મેજિસ્ટ્રેટની કોર્ટમાં આવી પહોંચ્યા હતા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટે આવીને તેમને કોર્ટની બહાર કાઢ્યા અને મને જોડેની મેજિસ્ટ્રેટની ચેમ્બરની ઓરડીમાં બેસવા કહ્યું હું અંદર ગયો એટલે બારણાં બહારથી બંધ કરી દીધાં હું ચેમ્બરમાં એકલો જ રહ્યો. બહાર કોર્ટના ઓરડામાં પણ ત્રણ જ માણસો હતા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ, ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ અને જેમણે મારા ઉપર નોટિસ બજાવી હતી તે મેજિસ્ટ્રેટ અર્ધોએક કલાક પછી મને બહાર કાઢવામાં આવ્યો મને ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટે પૂછ્યું 'ડિસ્ટ્રિક્ટ પોલીસ એક્ટની અમુક કલમ (જે મને યાદ નથી) મુજબ પોલીસ અમલદારે ફરમાવેલા હુકમનો અનાદર કરવા માટે તમને સજા કેમ ન કરવી જોઈએ એના કોઈ કારણ હોય તો બતાવો' મે જવાબ આપ્યો 'હું બચાવ

કરવા ઇચ્છતો નથી અને ગુનો સ્વીકારું છું.' પછી એણે ફેંસલો લખ્યો, અને તેમાંથી માત્ર સજા ફરમાવતો ભાગ મને વાંચી સંભળાવ્યો. મને એણે કહ્યું કે આ કલમ પ્રમાણે વધારેમાં વધારે સજા ત્રણ મહિનાની કેદ અને રૂ. ૫૦૦ દંડ થઈ શકે છે. એટલે હું તમને વધારે સજા કરી શકતો નથી. પછી મને મોટરમાં બેસાડ્યો અને બોરસદથી સીધો અમદાવાદની જેલમાં લાવીને મૂકી દીધો."

પછી શ્રી. માવળંકરે થોડા સવાલો પૂછ્યા:

પ્ર૦—ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ*ના ફેંસલામાં જણાવ્યું છે કે ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મિ. બિલીમોરિયાએ ડિસ્ટ્રિક્ટ પોલીસ ઍક્ટની ૫૪મી કલમ મુજબ તમને ભાષણ (harangue) ન કરવાની વિનંતી કરી. ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે તમને કાંઈ કહેલું?

ઉ૦—તેણે મને કશું કહ્યું નથી. મારે એની સાથે બિલકુલ વાત જ થઈ નથી.

પ્ર૦—ફેંસલામાં આગળ લખ્યું છે કે તમે હુકમ માનવાની ના પાડી અને ભાષણ કર્યું. તમે કાંઈ ભાષણ કરેલું?

ઉ૦—મૅજિસ્ટ્રેટના સવાલના જવાબમાં હું બોલ્યો એટલું 'ભાષણ' કરેલું. મેં તેને કહ્યું કે હું ભાષણ કરવા ઇચ્છું છું. મારો આ ઇરાદો મેં જાહેર કર્યો એટલે મને પકડ્યો.

પ્ર૦—ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ પોતાની ફરિયાદની પુષ્ટિમાં કહે છે કે તેણે તમને ચેતવણી આપી ત્યાર પછી તમે ભાષણ કરવાનો પ્રયત્ન કર્યો, એ વાત સાચી છે?

ઉ૦—તેણે મને કશી ચેતવણી આપી નથી. એ તો મૅજિસ્ટ્રેટની બાજુમાં ઊભો હતો, અને મૅજિસ્ટ્રેટ સાથે મારે જે વાત થઈ તે મેં ઉપર જણાવી છે. તે સિવાય એ લોકોને અને મારે કશી વાતચીત થઈ નથી. મેં ભાષણ કરવાનો પ્રયત્ન કર્યો નથી. મેં માત્ર મારો ઇરાદો જાહેર કર્યો હતો. જોકે મને પકડવામાં ન આવ્યો હોત તો હું જરૂર ભાષણ કરત.

પ્ર૦—કેસના કાગળિયાની સહીસિક્કાવાળી નકલો અમને મળી છે તે ઉપરથી જણાય છે કે ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને ફરિયાદપક્ષના સાક્ષી તરીકે તપાસવામા આવ્યા હતા. એમની તપાસ તમારી હાજરીમા અને તમે સાંભળી શકો એવી રીતે થઈ હતી ખરી?

ઉ૦—મારી હાજરીમા કશો જ પુરાવો લેવામાં આવ્યો નથી, અને હું કોર્ટમા પાચ મિનિટ રહ્યો તે દરમિયાન કોઈ સાક્ષીને તપાસવામાં આવ્યો નથી.

પ્ર૦—તમારી સામે કશી ફરિયાદ તમને વાચી સંભળાવવામાં આવી હતી?

ઉ૦—ના.

પ્ર૦—તમને એમ પૂછવામા આવેલું ખરું કે કોઈ પણ સાક્ષીને તમારે કશા સવાલ પૂછવા છે?

---

* આ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મિ. માસ્ટર, તે એ જ ગૃહસ્થ જે ૧૯૧૭માં અમદાવાદમાં મ્યુનિસિપલ કમિશનર હતા. અને જેમનાં પોલ સરદારે ઉઘાડાં પાડ્યાં તેથી જેમની ત્યાંથી બદલી થઈ હતી.

ઉ૦—ના કોઈ સાક્ષીને તપાસવામાં જ આવ્યો નહોતો ને

સરદારને આવી રીતે કાયદેસર કામ ચલાવ્યા વિના સજા કરવામાં આવી તેથી બહાર ઠીક ઠીક ખળભળાટ થયો દિલ્હીની વડી ધારાસભામાં માલવિયાજી સરદારની ધરપકડ અને સજાના મુદ્દા ઉપર મુલતવીની દરખાસ્ત લાવ્યા એ દરખાસ્ત ત્રીસ વિરુદ્ધ પચાવન મતે ઊડી ગઈ પણ એ દરખાસ્ત ઉપર કેટલાક બિનસરકારી સભાસદોએ ભાષણ કર્યાં તેમાં જનાબ ઝીણા સાહેબનું ભાષણ નોંધવા જેવું છે તેમણે કહ્યું

> નામદાર હોમ મેમ્બરના કહેવા પ્રમાણે સરદાર વલ્લભભાઈ પટેલે તેમને પકડવામાં આવ્યા તે પહેલાં ઘણાં ભાષણો કરેલાં. હું પૂછું છું કે એ ભાષણો કાયદાથી વિરુદ્ધ હતાં? સવાલ તો એ છે કે તેમણે કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન કર્યું હતું કે નહીં? એ વિષે મારી પાસે કશી માહિતી નથી પણ જો તેમણે પહેલાં એવાં ભાષણો કર્યાં હતાં જેમાં તેમણે કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન કર્યું હતું એમ કહેવાય છે તેવું જ ભાષણ અથવા ભાષણો અહીં પણ કરવાના હતા અને જો તેઓ પહેલાં કાયદાનું ઉલ્લંઘન કરીને ગુના કરી ચૂકેલા જ હતા તો એને માટે યોગ્ય ઉપાય તો એ હતો અને જિલ્લાના અધિકારીઓએ એ જ ઉપાય લેવો જોઈતો હતો કે સરદાર વલ્લભભાઈ પટેલ ઉપર ગુના કરવા બદલ બહુ પહેલાં કામ ચલાવવું જોઈતું હતું પણ વાણીસ્વાતંત્ર્યના સિદ્ધાંતના મૂળમાં ઘા કરતો આવો હુકમ તેમના ઉપર બજાવવો જોઈતો નહોતો આમ કરીને હિંદી સરકાર જે પરંપરા પાડવા માગે છે તે પરંપરા બહુ ભયંકર છે તેમાં ભારે જોખમો રહેલાં છે એ રીતે હું આ ધારાસભાને વિનંતી કરું છું કે તેઓ સમજી લે કે સરદાર વલ્લભભાઈ પટેલના કેસનો મુદ્દો બહુ મહત્ત્વનો છે બીજી અવાંતર બાબતો ઉપર જે બોલવામાં આવ્યું છે અને જાતજાતની દલીલો કરવામાં આવી છે તેથી ધારાસભાનો બીજી બાજુ દોરવાઈ જાય એ બરાબર નથી આપણી આગળ જે ખરો મુદ્દો છે તેનો જ વિચાર કરવો જોઈએ
>
> અંગત વિચારસ્વાતંત્ર્યનો દુરુપયોગ થઈ શકે પણ ઘણી વાર તેનો દુરુપયોગ થયેલો પણ છે પણ તેના કરતાં પણ વિચારને દબાવી દેવાનો હક સરકારે ધારણ કરવો એ વધારે ભયંકર છે માનવજાતિના લાંબા ઇતિહાસમાં સરકારોએ આ જાતની સત્તાનો વધારે દુરુપયોગ કરેલો છે આપણી આગળ ખરેખર વિચાર કરવા જેવો સીધોસાદો મુદ્દો આ છે કયા ઉપાયો લેવાથી રાજ્યતંત્રને વ્યવસ્થિત અને અસરકારક બનાવી શકાય—આવી જાતની અટકાયતોથી કે સ્વાતંત્ર્ય આપવાથી?"

## ૨

# સાબરમતી જેલમાં

[સરદારને પોતાની ડાયરી લખતા કલ્પવા એ બહુ મુશ્કેલ છે. આખા જન્મારામાં ભાગ્યે જ કોઈ વાર તેમણે ડાયરી લખી હશે. પણ સાબરમતી જેલમાં એકલા જ હતા, એટલે તેમને આ વિચાર સૂઝ્યો તા. ૭–૩–'૩૦થી તા. ૨૨–૪–'૩૦ સુધીની ડાયરી તેમણે પોતાને હાથે લખેલી છે. તેમા સાબરમતી જેલમાં બનેલી કેટલીક મહત્ત્વની ઘટનાઓનું વર્ણન પણ આવી જાય છે. વળી સરદારના ભક્તિપૂર્ણ હૃદયની, ગુજરાત વિષેની અગાધ મમતાની, બાપુજી પ્રત્યેના ભાવની આપણને તેમાં ઝાંખી થાય છે] એટલે આ પ્રકરણમાં તે આખી આપી છે.

તા. ૭–૩–'૩૦ શુક્રવાર. રાતના આઠ વાગ્યે સેન્ટ્રલ જેલ સાબરમતીમા, બોરસદથી મોટરમા ડે. સુ. મિ. બિલીમોરિયા મૂકી ગયા પકડતા તેમ જ છૂટા પડતા ખૂબ રોયો. રસ્તામા ખૂબ ભલમનસાઈથી વર્ત્યો. રાતે જેલમા કોરન્ટાઈન વોર્ડ કહે છે તેમા રાખ્યો ત્યા ત્રણ કામળી આપવામા આવી તે પાથરી સૂઈ રહ્યો.

તા. ૮–૩–'૩૦ શનિવાર સવારે ઊઠતા આસપાસ બધે કેદી જોયા. પાયખાનામા જવા માટે બે બેની હારમા બેઠેલા. એક જ પાયખાનુ હતુ. એકમા જવાનુ ને બીજામા પાણી લેવાનુ. આ નવો જ અનુભવ હતો. એટલે આપણે તો વિચાર જ માંડી વાળ્યો. પેશાબને માટે સામે જ ખુલ્લામા એક કૂંડું મૂક્યુ હતુ. તેમા જેને જવુ હોય તે બધા જ ઊભા ઊભા પેશાબ કરે. આજુબાજુ કેદી, વોર્ડર, પોલીસ ફરતા જ હોય. એટલે એ ક્રિયા કરવાની પણ હિંમત ન ચાલી. લીમડાના સુંદર ઝાડમાથી વોર્ડરે દાતણ કાપી આપ્યુ એટલે દાતણ કર્યું. કેટલાક ઓળખાણવાળા કેદીઓ નીકળવા લાગ્યા. જલાલપુરના ત્રણે નવા આવેલા ત્યાં જ હતા જૂના ખટલો તો તરત જ કહેવા લાગ્યા કે તમને અહીં રાખશે જ નહી. એમની એ વાત સાચી પડી નવ વાગ્યે વોર્ડરે મારે માટે ખાસ સગવડ પાયખાનાની કરી. એક જ પાયખાનામા બે કૂંડી મુકાવી. બીજા બધા કામ પતાવી આવેલા, એટલે આપણને અડધો સ્વાતંત્ર્ય પૂરો મળ્યો. એટલામા જેલર અને સુપરિન્ટેન્ડેન્ટ આવ્યા. તેમણે કંઈ જોઈએ છીએ, એમ ખબર પૂછી. તેમને કહ્યુ કે મહેરબાનીથી કંઈ જ ન જોઈએ હજુથી શું મળે છે, તે ખબર પડે તો વિચાર કરું ખરી રીતે બધા કેદીને જે મળે તે મને મળે એમ હતુ. ખાસ કંઈ સગવડ આપવાની રૂલમા છૂટ નથી, એમ જાણી લીધુ. પછી યુરોપિયન કેદીમા અને હિંદી કેદીમા કંઈ ફરક રાખવામા આવે છે કે કેમ, તે પૂછતા કંઈ ભેદ નથી એમ કહેવામા આવ્યુ પરંતુ અંગ્રેજી રીતે રહેવાની આદત હોય તેવા

અપીલ કરવાનું પૂછતાં ના પાડી. મને જુવારનો રોટલો ખાતો જોઈને એક વૉર્ડર રોવા જેવો થઈ ગયો. પોતાનો ઘઉંનો રોટલો મારા સાથે બદલવા બહુ આગ્રહ કર્યો. પણ રૂલ વિરુદ્ધ કંઈ કરવાની મેં ના પાડી. એ ભલા વૉર્ડરનો મેં આભાર માન્યો.

તા. ૯–૩–'૩૦ રવિવાર: આખો દિવસ ઊંઘવામાં જ કાઢ્યો. રવિવારે ત્રણ વાગ્યાથી કોટડીમાં પૂરવામાં આવ્યા. બીજા દિવસોએ તો પાંચ સાડા પાંચ વાગ્યે પૂરે. સવારમાં સાડા છ વાગ્યે બહાર કાઢે. રવિવારે કપડાં ધોવા માટે ગરમ પાણી અને ખારો આપવામાં આવે છે. કેદીઓએ તેમાંથી નાહવાનું ગરમ પાણી મને કાઢી આપ્યુ. એટલે બે દિવસે નાહ્યો. દસ વાગ્યા પછી રોટલા ખાઈ સૂતા. બપોરના ત્રણ વાગ્યે બે રોટલા, થોડું તેલ તથા ગોળ આપી તે સાથે ઓરડીમાં પૂર્યા. મેં તો તેલ લેવાની જ ના પાડી. એક તો ખાંસી લઈને જ આવેલો, અને કાચુ તેલ ખાવાનો કંટાળો. સાંજે રોટલો અને ગોળ પાણીમાં પલાળી ખાઈ લીધાં. દાંત બે બાજુના ગયેલા હોવાથી, પાણીમાં પલાળ્યા સિવાય ખાઈ શકાતુ નહોતું.

તા. ૧૦–૩–'૩૦ સોમવાર: બપોરના મહાદેવ અને કૃપાલાની મળવા આવ્યા. ઑફિસમાં મુલાકાત થઈ. સાહેબ સિંધના છે. ગુજરાતી આવડે નહી અને અમારે અંગ્રેજી બોલવું નહી. એટલે જરા ગડભડાટ થયો. છેવટે ચલાવ્યે રાખ્યું. ખેડા કલેક્ટરે જજમેન્ટની નકલ ન આપી એટલે મેં માગણી કરવા કબૂલ કર્યું. પૂછતાં ખબર આપી કે સામાન્ય કેદી તરીકે રાખવામાં આવે છે. મારી તો સ્વર્ગવાસ જેવી સ્થિતિ હતી. કારણ કે માથેથી બોજો અને ચિંતા જતાં જ રહેલાં. અને આરામનો તો પાર જ નહીં. ખાવાપીવાની તો ખાસ આદત રાખેલી હતી જ નહી. એટલે એ મુશ્કેલી નહોતી. ભોંય પર કામળી પાથરી સૂવામાં એક દિવસ કઠ્યુ લાગ્યુ. પછી તો કંઈ જ મુશ્કેલી ન લાગી તાપને લીધે બહાર સૂવાની અને રાત્રે બત્તીની માગણી કરતા, ના પાડવામાં આવી લખાણ કરવા કહ્યુ તે મેં ના પાડી. કોઈ જાતની ખાસ મહેરબાની જોઈતી જ નથી. એટલે લખવાનું માંડી વાળ્યું. કેસની બધી હકીકત મહાદેવે જાણી લીધી. તેમને પૂરી ખબર મળી નહોતી. જેલના રેંટિયા ઉપર સૂતરને વળ દેવાનુ શરૂ કર્યું.

તા. ૧૧–૩–'૩૦ મંગળવાર. સરકારમાંથી કંઈક હુકમ આવ્યો કે મને ખાસ કેદી તરીકે રાખવો અને સગવડ આપવી. મને જણાવવામા આવ્યુ. મેં કહ્યુ કે મારે કશી સગવડ જોઈતી નથી. અહીં બધી જ વાતનું સુખ છે. માત્ર એક જ દુઃખ છે. તે કહેવાની જરૂર નથી. સુપરિન્ટેન્ડેન્ટના આગ્રહથી કહ્યુ કે, જેમ હિંદુસ્તાનનું રાજ્ય આપણા જ લોકોથી ચાલે છે, તેમ આખી જેલમાં કોઈ અંગ્રેજ નથી, એટલે કોની સાથે લડવું?

ત્રણેક વાગ્યે કલેક્ટર અને ડી. એસ. પી. મળવા આવ્યા. તેમણે મારે જે સગવડ જોઈએ તે કહેવાનું કહ્યું. મારે કંઈ જ નથી જોઈતુ એમ મેં જવાબ આપ્યો. અને ખેડાના કલેક્ટરની અયોગ્ય વર્તણૂકની વાત કરી. જેલરનો અતિશય આગ્રહ જોઈ, ઘેરથી પથારી તથા થાળી, વાટકો, લોટો મંગાવ્યાં. અંબાલાલ શેઠની મોકલેલી છ ચોપડીઓ મળી બત્તી રાખવાની રજા મળી એટલે રાતે અગિયાર

પછી વાંચ્યું. રવિવાર એટલે બધા કેદીને પાછા અઢી વાગ્યે કોટડીમાં પૂર્યા. આજે સાંજના પાંચ વાગ્યે એક વૉર્ડરને બોલાવી લીધા. અને તેમને બદલે પોલીસનો પહેરો મૂકયો. સાંજના એકલું દૂધ લીધું. રાત્રે દસ વાગ્યે સૂતા.

તા. ૧૭–૩–'૩૦ સોમવાર: સવારે ચાર વાગ્યે ઊઠયા. પ્રાર્થના, કસરત, વાંચવાનું. સાત વાગ્યે દાતણપાણી. પછી રેંટિયો અગિયાર વાગ્યે ભોજન કર્યું. ડૉકટર કાનૂગા, નંદુબહેન અને આનંદી આવ્યાં. જેલ સુપરિન્ટેન્ડેન્ટની ઑફિસમાં તેમની મુલાકાત થઈ. પછી અરધો કલાક સૂતા. પછી રેંટિયો ચલાવ્યો. સાંજના એક કલાક વાંચ્યા પછી ભોજન. રાત્રે દસ વાગ્યે સૂતી વખતે જુલાબ લીધો.

તા. ૧૮–૩–'૩૦ મંગળવાર: ચાર વાગ્યે ઊઠયા. પ્રાર્થના, વાચન, કસરત. છ વાગ્યે દાતણપાણી, નાસ્તો. પછી રેંટિયો. દસ વાગ્યે ભોજન. અગિયાર વાગ્યાથી બે કલાક રેંટિયો. પછી વાંચ્યું. ચાર વાગ્યે પાછું ભોજન. સાંજના એક કલાક ફર્યા. પછી પ્રાર્થના, વાંચવાનું નવ વાગ્યે સૂઈ ગયા.

તા. ૧૯–૩–'૩૦ બુધવાર: પાંચ વાગ્યે ઊઠયા. પ્રાર્થના. નિત્યક્રમ. ખેડાથી નકલો આવી તે માવળંકરને કાગળ સાથે મોકલાવી. બીજું હંમેશ મુજબ. આજે પેલા ગમારને બીજા વૉર્ડમાં લઈ ગયા.

તા. ૨૦–૩–'૩૦ ગુરુવાર: ચાર વાગ્યે ઊઠયા. પ્રાર્થના, વાચન, કસરત નિત્ય પ્રમાણે પછી કાંત્યું. બાર વાગ્યે માવળંકર, મહાદેવ, દીવાન માસ્તર તથા મણિબહેન આવ્યાં. કલેક્ટરને ફરી કાગળ લખ્યો. પૂણી થઈ રહી તે મંગાવી. પેલા બાવાને અહીંથી હૉસ્પિટાલમાં લઈ ગયા, એટલે મારા સિવાય ત્રણ કેદી રહ્યા. પણ સાંજે પાંચ વાગ્યે બીજો એક કેદી જેને ૩૦૪માં એક વર્ષની સજા થયેલી છે, તેને અહીં લાવ્યા

'વિશ્વભારતી' મૅગેઝીન વિદ્યાપીઠમાંથી આવેલું, તે સુપરિન્ટેન્ડેન્ટ પાસે હતું તે મોકલ્યું. 'પ્રસ્થાન' તથા 'મૉડર્ન રિવ્યૂ' હજુ તેની પાસે જ છે. તે આપતો નથી.

તા. ૨૧–૩–'૩૦ શુક્રવાર ચાર વાગ્યે ઊઠયા. પ્રાર્થના, કસરત, વાચન દાતણપાણી, નાસ્તામાં એક કલાક. પછી દસ વાગ્યા સુધી રેંટિયો. સાડા દસે ભોજન. તેમાં એક કલાક પછી પાછા બે વાગ્યા સુધી રેંટિયો. પછી એક કલાક વાચન. પછી આરામ ભોજન પછી વાચન પ્રાર્થના. પછી એક કલાક ફર્યા. દસ વાગ્યા સુધી વાંચ્યું આવતી કાલે કમિટી આવવાની હોવાથી, બધા કેદીઓની હજામત કરાવી

તા. ૨૨–૩–'૩૦ શનિવાર: પાંચ વાગ્યે ઊઠયા. પ્રાર્થના, કસરત, નિત્યક્રમ. આઠથી દસ રેંટિયો દસ વાગ્યે વજન લેવા ડૉકટર આવ્યા. ત્રણ રતલ ઓછું થયું. આજે સવારે ખાવાનું છોડી દીધું. અપચો લાગવાથી મોં આવેલું. ડૉકટરે કોગળાની દવા આપી. બપોરના ત્રણ કલાક રેંટિયો. સાંજના ખાવાનું છોડી દીધું

તા. ૨૪–૩–'૩૦ સોમવાર: સવારે ચાર વાગ્યે ઊઠયા. બીજું હંમેશ માફક. બાર વાગ્યે દાદુભાઈ અને મણિબહેન મળવા આવ્યાં. આજે એક વાર ખાધું. સાંજના ફક્ત દૂધ લીધું.

તા ૨૫ ૩–૩૦ મંગળવાર ખેડાના કલેક્ટરનો જવાબ આવ્યો તેની માવળંકરને ખબર આપી બીજું બધું દરરોજ પ્રમાણે જુલાબ લીધો તેથી રાત્રે એક વાગ્યે ઊઠવું પડ્યું

તા ૨૬ ૩–૩૦ બુધવાર મનસુખલાલ મળવા માટે રજા માગે છે મંગળવારે આવવા લખાવ્યું બાકી રોજની માફક

તા ૨૭ ૩–૩૦ ગુરુવાર ત્રણ વાગ્યે ઊઠ્યો પ્રાર્થના વગેરે રોજ માફક મનસુખલાલનું ઘીનું પાર્સલ આવ્યું માવળંકર અને બચુભાઈ મળવા આવ્યા જેલ સુપરિટેન્ડેન્ટ શનિવારે રાત્રે અહીંથી જાય છે તેથી છેવટના મળવા આવ્યા

તા ૨૮– ૩૦ શુક્રવાર દરરોજ પ્રમાણે

તા ૨૯ ૩–૩૦ શનિવાર સાડાત્રણ વાગ્યે ઊઠ્યો આજે બારડોલી અને માતર મહેમદાવાદના સરકારી હુકમ લઈ મહાદેવ મળવા આવ્યા જેલ સુપરિન્ટેન્ડેન્ટને છેલ્લી સલામ બાકી હમેશ મુજબ

તા ૩૦–૩–૩૦ રવિવાર આજે ત્રણ વાગ્યે ઊઠ્યો જેલ સુપરિન્ટેન્ડેન્ટ મિ. બવાબી આજે ગયા અને નવા મિ. લકર ન આવ્યા બીજું હમેશ મુજબ

તા ૩૧ ૩–૩૦ સોમવાર આજે નવા સુપરિન્ટેન્ડેન્ટ સવારે જેલર સાથે આવીને મળ્યો અબ્બાસભાઈની ૭ ચોપડીઓ વાંચી નાખી છે તે આજે પાછી મોકલી તેમણે બીજી ત્રણ મોકલી સૌ સરદારનીઓ અથાણું પાપડ વગેરે મોકલું તે જેલર આપી ગયો ડૉ ફોજદાર આવ્યા મોં અને છાતી જોઈ દવા આપવાનું કહી ગયા પછી ફરી આવવા કહ્યું

તા ૧–૪–૩૦ મંગળવાર મોન રિવ્યૂ અને પત્ર વગેરે મેગેઝીન આવ્યા આજે મનસુખલાલ આવવાના હતા તે આવ્યા નહીં તેમનો કાગળ પણ આવ્યા હોય તેવી ખબર ન મળી તેથી તપાસ કરી જેલર માંદો પડી ગયો છે કે જેલર આવ્યા તે ખબર આપી ગયો કે કાગળ પણ નથી આથી નવાઈ તો લાગી ડૉક્ટરે ગાર્ગલ કરવાની દવા આપી જુલાબની દવા પણ મોકલી રાત્રે જુલાબ લીધો

તા ૨ ૪ ૩૦ બુધવાર જુલાબ સવારે ઠીક થયો છ વાગ્યા સુધી સૂઈ રહ્યો ખોરાક કમી કરી નાખ્યો ખોરાકમાં તો જ્યારથી મરચાં આવે તે ખાવાની છૂટ મળી છે ત્યારથી બે ત્રણ દિવસ અખતરા કરી સાંજના માત્ર દૂધ ભાત અને બપોરના રોટી માખણ ભાત કઢી દાળ શાક ખાવાનું રાખ્યું

તા ૩ ૪–૩૦ ગુરુવાર આજે ડા ફોજદાર આવ્યા નહીં ગઈ દિવસ સવારે મળી ગયા ખૂબ વાતો કરી ગયો રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં જવાનો ખૂબ આગ્રહ કરવા લાગ્યો પોતે સાથે આવવા ઇચ્છા જણાવી જેલર હજી માંદો જ છે

તા. ૪ ૪–૩૦ શુક્રવાર આજે જેલર નોકરી પર ચડ્યો સુપરિન્ટેન્ડેન્ટને સાથે લાવ્યો મનસુખલાલના કાગળની વાત પૂછતાં સુપરિન્ટેન્ડેન્ટ તરત જ બોલ્યો કે કાગળ તે જ દિવસે આવ્યા છે તમને કહેવાનું ચૂકી ગયા ડૉ ફોજદાર આવ્યા ફળ લેવાની સલાહ આપી ગયા તે મોકલવા માટે કાનુગાને કહેવાનું જણાવ્યું

તા. ૫–૪–'૩૦ શનિવાર: પોણા ચાર વાગ્યે ઊઠ્યો. કાનૂગા તરફથી ફળ આવ્યાં એટલે બીજો ખોરાક કાપી નાખ્યો. તેથી તબિયત ઠીક થઈ.

તા. ૬–૪–'૩૦ રવિવાર: આજે ચાર વાગ્યે ઊઠી રાષ્ટ્રીય સપ્તાહની ઉજવણીની સફળતા વિષે અને ગુજરાતની લાજ ઈશ્વર રાખે તે વિષે ખૂબ પ્રાર્થના કરી. બાકી હંમેશ મુજબ.

રાત્રે નવ વાગ્યે સુપરિન્ટેન્ડેન્ટ, જેલર અને વીરમગામ ડિવિઝનનો આસિસ્ટંટ કલેક્ટર, મણિલાલ કોઠારીને મારા વૉર્ડમાં મૂકી ગયા. મણિલાલ પાસેથી રાતના બાર વાગ્યા સુધી બહારની બધી વાતો સાંભળી. પછી સૂઈ ગયા.

તા. ૭–૪–'૩૦ સોમવાર: રાતના મોડે સુધી જાગવાથી આજે સવારે મોડું ઉઠાયુ. સાડા પાંચ વાગ્યે ઊઠી પ્રાર્થના કરી, ગીતાપાઠ તથા રામાયણ-કથા. સવારે વાંચવાનું માંડી વાળી દિવસના ભાગમાં જ કરવાનું નક્કી. આજે સુપરિન્ટેન્ડેન્ટ પોતાને ત્યાંથી 'ટાઇમ્સ' આપી ગયો. સાંજે ખેડાથી દરબારસાહેબ, ગોકળદાસ તલાટી વગેરેને તથા અમદાવાદમાંથી ડૉ. હરિપ્રસાદને જેલમાં લાવ્યાની વાત સાંભળી. દિવસના મણિલાલ પાસેથી બહારની વધુ વિગતો જાણી લીધી.

તા. ૮–૪–'૩૦ મંગળવાર: આજે પાંચ વાગ્યે ઊઠ્યો. પ્રાર્થના પછી નિત્યક્રમ. સાડા દસ વાગ્યે મહાદેવ મળવા આવ્યો. બારડોલી, માતરના સરકારી હુકમની વાતો કરી. દરબારસાહેબ પાસેથી ખેડાના કેટલાકને બે બે વરસની સખત સજા કર્યાની અને ખેડાના કલેક્ટરની ગુંડાગીરીની વાતો સાંભળી. ગુજરાતનો જવાબ અતિશય સુંદર હોવાનું અને બાપુ રાજી થયાનું સાંભળ્યું. સુપરિન્ટેન્ડેન્ટ 'ટાઇમ્સ' અને બીજી ચોપડીઓ આપી ગયો.

તા. ૯–૪–'૩૦ બુધવાર. ચાર વાગ્યે ઊઠ્યો. પ્રાર્થના, નિત્યક્રમ. કલેક્ટર ટેલર તથા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ ઍંગોરમન નવ વાગ્યે આવ્યા. તેમને ખેડા જિલ્લાના કેદીઓ સંબંધી શું કરવા માગે છે તે જણાવવા કહ્યું. પછી તેઓ ત્યાં ગયા. બધા કેદીઓને મારા વૉર્ડમાં લાવ્યા તેમની પાસેથી કેદીઓના ક્લાસ વિષેની હકીકત સાંભળી. તેનો ટેલર નિકાલ કરવા માગતો હતો. તેને રસ્તો કાઢી આપ્યો. ગમે તેને ગમે તે ક્લાસમાં મૂકે તેની અમને હરકત નથી. માત્ર અમારી બધાની જેલની અંદરની ટ્રીટમેન્ટ એકસરખી હોવી જોઈએ, એટલે અમને કંઈ જ વાંધો નથી. બધાનો ખોરાક એકસરખો, રહેવાનું બધાનું સાથે અને કોઈ પણ જાતનો ભેદભાવ ન હોય, એમ રાખવામાં આવે, તો પછી સરકારના દફતરમાં ગમે તેને ગમે તે વર્ગમાં મૂકવામાં આવે તેની અમને કંઈ જ અડચણ નથી એમ જણાવ્યું. એ તે પ્રમાણે હુકમ આપી ગયો. એટલે બધા સત્યાગ્રહી કેદીઓ જે એકંદરે એકત્રીસ હતા તેમને મારા વૉર્ડમાં મૂકી ગયા. હું અને મણિલાલ તો હતા જ. એટલે કુલ તેત્રીસ થયા. બધા ભેગા રહે અને એક જ પંગતે જમે એવી ગોઠવણ થઈ. અમારા વૉર્ડમાં માત્ર નવ જણને જ રહેવાની ગોઠવણ હતી એટલે બીજો એક વૉર્ડ જ્યાં સગવડ વધારે હતી, ત્યાં ચોવીસ જણને સાંજના સાડાસાત વાગ્યે પ્રાર્થના પછી સૂવા લઈ જાય અને સવારે નિત્યક્રમથી પરવારી બધા આ વૉર્ડમાં આવી જાય એવી ગોઠવણ કરી. બપોરે અગિયાર વાગ્યે મૃદુલા, ભારતી,

નિમુ અને બા મળવા આવ્યા રાત્રે ૧૦ વાગ્યા સુધી ગોકળદાસ અને ફૂલચંદ પાસેથી મારા પકડાયા પછીની ખેડા જિલ્લાની બધી હકીકત પૂછીને જાણી લીધી

તા ૧૦-૪-'૩૦ ગુરુવાર સવારે ૭ વાગે ઊઠયો રાત્રે ઉજાગરો થયો હતો પ્રાર્થના, રેંટિયો બપોરે રામરાય મળવા આવ્યો પછી ઑફિસમા ખોરાકી ખોરાક સબધી સરકારના હુકમ આવ્યા હતા તે સુપરિન્ટેન્ડેન્ટે બતાવ્યા તેમા જે ફેરફાર કરવાનો હતો તે જણાવ્યો બાર ઔંસ ઘઉંનો લોટ રોટલી માટે મળે છે તે સાથે ઘીતેલ નથી મળતુ હોવાથી માથા દીઠ બે ઔંસ મળવુ જોઈએ અને તે ન મળે તો બે ઔંસ માખણ મળવુ જોઈએ, અને તે પણ ન મળે તો ઘઉંનો લોટ કમી કરવો કે જેથી અમારે ખાતે નકામુ ખર્ચ ન થાય એમ કહ્યુ કારણ અમે એટલો બધો લોટ ઘીતેલ વિના ખાઈ શકીએ નહી અને લોટ નકામો પડે અથવા તો સવારમા જે ખોરાક આપવામા આવે છે તે આડધી ઓછી કરી, તેમાથી જે બચાવ થાય તેનુ ઘીતેલ આપવુ એમ જણાવ્યુ તેની એમણે ના પાડી મે કહ્યુ કે દરેક કેદી દીઠ સરકાર શુ ખર્ચ કરવા માગે છે તે અમને જણાવો અને તેમાથી અમે અમારી વ્યવસ્થા કરી લેશુ પણ અમને અનુકૂળ ન આવે એવી ગોઠવણ કરી અમારે ખાતે ખર્ચ ચગાવો એ અમે કબૂલ રાખવાના નથી અમે સામાન્ય કેદીનો જ ખોરાક લઈશુ અમે મોજશોખ કરવા આવ્યા નથી તેમ અમારે કોઈ ચીજ જોઈએ જ તેમ પણ નથી પરતુ હકથી જે મળે તે લેવાના છીએ એટલે એણે કમિશનરને મળી સાંજે ખબર આપવા કહ્યુ સાંજે એણે જેલર સાથે કહેવડાવ્યુ કે આવતી કાલથી અમારી માગણી પ્રમાણે કામચલાઉ ગોઠવણ મજૂર કરી છે અને સરકારમા લખ્યુ છે બપોરના બે થી બીજા બે જણ આવ્યા એક ચાપાનેરિયા અને બીજા વીરસદના ચતુર્ભુજ ચતુર્ભુજ માંદા હોવાથી દવાખાનામા મોકલ્યા ચાપાનેરિયાને અમારી સાથે મગાવી લીધો

તા ૧૧-૪-'૩૦ શુક્રવાર ચાર વાગે ઊઠયા પ્રાર્થના નિયમિત સુરતથી રામદાસ અને બીજા આઠ મળી નવ કેદી આવ્યા તેમને સાથે રાખવા ગોઠવણ કરી એકદર ૪૪ થયા, કમિશનર ગેરેટ દસ વાગે આવ્યા તેને સુપરિન્ટેન્ડેન્ટનો આગ્રહ હતો કે જ્યારે કમિશનર આવે ત્યારે દરેક કેદી પોતાની કોટડીના બારણા પાસે રહીએ એવી માગણી સુપરિન્ટેન્ડેન્ટે અમારી પાસે કરેલી હતી મે તેની સાફ ના પાડી અને સમજાવી દીધુ કે માનભગ થાય એવી કોઈ જાતની સ્થિતિને અમે તાબે થવાના નથી સભ્યતાના [illegible] વિરોધમા અમે ચૂકવાના નથી પણ સ્વમાનનો ભગ કરનારી એવી કોઈ વાતનો અમે સ્વીકાર કરવાના નથી પછી ખોરાક વિષે વાત કરતા તેને કહ્યુ કે અમારે કંઈ જ સૂચના કરવી નથી આ દેશમા ખાનપાન વર્તન મળે તેને માટે તૈયાર થઈને અમે આવેલા છીએ પરતુ અમારે ખાતે માથા દીઠ કેટલુ ખર્ચ સરકારે આપવાનુ નક્કી કર્યુ છે તે અમને જણાવવુ જોઈએ અને તે રકમની અદર અમારે જે જોઈએ તે ચીજો લેવાની અમને છૂટ હોવી જોઈએ તેવી છૂટ આપવામા વાંધો હોય તો પણ અમે કબૂલ કરશુ પરતુ જે વસ્તુઓ આપવાની મુકરર કરી હોય તેમાથી અમારે જેટલી જોઈએ તેટલી જ લઈશુ અને તેનુ

ખર્ચ અમારે ખાતે પડવું જોઈએ. અમને પ્રતિકૂળ સીધુસામાન આપવાની ગોઠવણ કરી, અમે વાપરી ન શકીએ તે અમને આપવામા આવે તો તે અમે કબૂલ નહીં રાખીએ. અમારે ખાતે કંઈ પણ નકામું ખર્ચ થાય તે અમે ઇચ્છતા નથી. આ સબધમા સરકારમાં લખાણ કરવા તેણે કહ્યુ. પછી મનસુખલાલ અને કસ્તૂરભાઈ મળવા આવ્યા. બેઉને ખાદીનાં કપડાંમાં જોયા. તેથી બહાર પ્રવૃત્તિ ઠીક ચાલતી હશે એમ ભાસ થયો. આપણા કેદીઓની સખ્યા વધી પડી એટલે બીજો એક વૉર્ડ ખાલી કરી કુલ ત્રણ વૉર્ડ અમારે સ્વાધીન કર્યા.

તા. ૧૨-૪-'૩૦ શનિવાર: હમેશ મુજબ. બપોરે સુપરિન્ટેન્ડેન્ટ સાથે વાતો થઈ.

તા. ૧૩-૪-'૩૦ રવિવાર: સવારે આઈ. જી. પી. મેજર ડૉઈલ તથા કમિશનર ગૅરેટ આવ્યા. ડૉઈલે ખૂબ સભ્યતાથી વાતો કરી. જોઈતુકરતુ હોય તે પૂછ્યું. મે જમનાલાલજીની ખબર પૂછી. થાણા જેલમા તે મળીને આવ્યો હતો. જમનાલાલજી મોજ કરે છે એમ કહ્યુ. એણે કાકાની ખબર પૂછી. કાકીના મરણ બાબત ખેદ જાહેર કર્યો. મણિલાલને તપાસ્યો અને એને બહારની દવા લાવવા દેવાની રજા આપી. પછી એણે અમારા ખોરાકની વાત કરી. હાલના 'ફ્લૅટ રેઈટ' (ઉચ્ચક રકમ)માં ફેરફાર કરવાનો વિચાર જણાવ્યો. અત્યારે ખર્ચ ૦-૯-૧૦ એ બી ક્લાસના દર કેદી દીઠ આવતું હતુ તેને બદલે સાત આના કરવા વિચાર જણાવ્યો અને મારી સમતિ અગર સલાહ માગી. મે સમતિ અગર સલાહ આપવાની જવાબદારી લેવા ના પાડી અને સાફ જણાવ્યુ કે તમારે જે દર મજૂર કરવો હોય તે કરો. પરતુ તે દરની અદર શી શી ચીજો રોજ ખરીદવી તે અમારી મુનસફી ઉપર રાખવું જાઈએ. અમને પ્રતિકૂળ ખોરાક ગોઠવી તેમાથી ઘણી ચીજો નકામી પડે તેમ ન થવુ જોઈએ. એ વાત એણે કબૂલ કરી. પછી કેટલુ ખર્ચ ઓછુ થઈ શકે તે ઉપર વાત કરવા લાગ્યો, ત્યારે ફરીથી એને સાફ જણાવ્યુ કે અમે ખરાબમા ખરાબ ટ્રીટમેન્ટ માટે તૈયાર થઈને આવેલા છીએ એટલે તમે રોજનો એક આનો નક્કી કરશો તોપણ અમે કંઈ જ ફરિયાદ કરવાના કે કોઈ જાતની મહેરબાની માગવાના નથી. માત્ર આખા ઇલાકા માટે રેઈટ નક્કી કરવામા અમે સમતિ આપવાના નથી. તેની સાથે અમે કોઈ જાતનો વાધો પણ ઉઠાવીશુ નહીં.

પછી ગૅરેટ સાથે બાન્ડોલીની વાત થઈ. કમિટીની છેવ્ગની ભલામણો સબધી હમણા જે જી. આર. બહાર પડ્યો છે તેમા કેટલીક ચૂક થયેલી છે તે વિષે મે કહ્યુ. તેની એણે નોંધ કરી. મે એને એ પણ કહ્યુ કે બધા મુખ્ય કામ કરનારા જેલમા છે ત્યા સુધી વિશેષ તપાસ હાલ મુલતવી રાખવી જોઈએ. પણ તેણે માન્યુ નહીં. એટલે મે એને દિલની વાત સભળાવી દીધી. એણે કહ્યુ કે લોકો મહેસૂલ ભરતા નથી. મે કહ્યુ કે ન જ ભરવુ જોઈએ. થોડા આગેવાનોને કેદમા પૂરી મહેસૂલ વસૂલ કરવાની ઉમેદ રાખવી, એ કેવી ભૂલ છે તેનો હવે પૂરો અનુભવ થશે તે પણ સભળાવ્યુ સાથે સાથે કહી દીધુ કે મહેસૂલ ખાતામા તારા જેવો કઠણ અને કડક અમલદાર મે જોયો નથી માતર મહેમનાવાદમા તેણે કરેલા કારસ્તાનની શરૂથી છેક સુધીની હકીકત તેને સભળાવી. પછી એ ચાલ્યો ગયો.

બપોરે સુપરિન્ટેન્ડેન્ટ આફિસમા બોલાવ્યો અને સાત આના રોજ પ્રમાણે ખોરાકમા શું શુ જોઈએ તે ગોઠવી અનાજ યાના રેશન (સીધુ) નક્કી કરી દેવા અને લિ ગાપવા મને કહ્યુ તે ઉપરથી મે બધા સાથીઓની સલાહ લઈ સાજે એને ખબર આપી કે હાલ જે રીતે મળે છે તે પ્રમાણે દરરોજ લઈશુ અને સાત આના પ્રમાણે ગણતા તથા જે ભાવ તમે આપ્યા છે તે જોતા સાડા પાચ દિવસ સુધી ખોરાક પહોચશે એટલે દર અઠવાડિયે એક રવિવાર આખો અને અઠવાડિયામા કોઈ એક દિવસ અડધો એમ અમે ઉપવાસ કરીશું એ વાત સાભળી એ ચમક્યો અને મને કહ્યુ કે સવારે અર્ધ ઝ પીને તમે કેમ ન કહુ અને ક્બૂલત શુ કામ આપી? મે એને કહ્યુ કે તારી વાત ખોટી છે મે કશી કબૂલત આપી જ નથી મે તો ખાસ કહ્યુ હતુ કે અમારે માથે નાખી કોઈ પણ દર મુકરર કરી શકાશે નહી એ ઉપરથી સુપરિન્ટેડે. બીજે દિવસે સવારે કમિશનર પાસે ગયો અને બપોરે આવીને કહી ગયો કે હાલ ચાલે છે તેમ જ ચાલવા દેવાનુ છે કશો ફેરફાર કરવાનો નથી

આજે બીજા કેટલાક કેદીઓ આવ્યા

તા ૧૪ ૪-૩૦ સોમવાર સવારે વહેલા ઊઠી પ્રાર્થના કરી સાડા ચાર વાગ્યે પેલા વાડમા જઈ ત્યા કેમ ચાલે છે તેની તપાસ કરી રામદાસ માંદો છે તેની ખબર કાઢી આજે કુલ છપ્પન કેદી થયા

તા ૧૫-૪-૩૦ મગળવાર ચાર વાગ્યે ઊઠ્યા પ્રાર્થના નિત્યક્રમ આજે બીજા પાચ કેદી આવ્યા આણદથી ભીખાભાઈ નરસિહભાઈ અને ભગવાનદાસ આવ્યા ભગવાનદાસના વારટમા મેજિસ્ટ્રેટે સી ક્લાસ ભર્યો છે તેને પ્રથમ તો અમારા વોડમા મોકલ્યા પરતુ જમ્યા પછી એને સિપાઈ બોલાવી ગયો અને જેલરના હુકમથી સી વાડમા મૂકવા લઈ ગયો એટલે મે જેલરને ખબર મોકલાવી કે એને પાછો અમારી સાથે નહી મોકલવામા આવે તો અમે બધા સાજથી ઉપવાસ શરૂ કરીશું નહી તો અમને બધાને ત્યા લઈ જવા જોઈએ તે પછી જેલરે તેને પાછો મોકલ્યો જેલર મળવા આવ્યો અને ભૂલ મેજિસ્ટ્રેટની છે તે માટે દિલગીરી બતાવીને આ ગળ લખાણ કરવા કહ્યુ

તા ૧૬-૪-૩૦ બુધવાર સવારનો કાર્યક્રમ હમેશ મુજબ. પછી ખેડાથી દાદુભાઈ વગેરે મળવા આવ્યા. મહાદેવ પણ મળવા આવ્યો એને ક્લાસિફિકેશનની બધી વાત કરી મજિસ્ટ્રેટે ઇરાદાપૂર્વક ભેદ પાડવાનો પ્રયત્ન કર્યો હોય એમ જણાય છે મોહનલાલ પડ્યા આવ્યા તેમને પણ મેજિસ્ટ્રેટે સી ક્લાસમા મૂક્યા છે તેની મહાદેવને ખબર આપી કલકત્તા અને કરાચીમા તૂફાન થયાના અને જેરામદાસને ગોળી વાગ્યાના સમાચાર છાપામા વાચ્યા

તા ૧૭-૪-૩૦ ગુરુવાર હમેશ મુજબ જેરામદાસની જિદગી જોખમમા નથી અને ગોળી નીકળી ગઈ છે એ જાણી બધાને આનદ થયો

તા. ૧૮-૪-૩૦ શુક્રવાર હમેશ મુજબ

તા. ૧૯-૪-૩૦ શનિવાર હમેશ મુજબ જેલમા બીજા સામાન્ય કેદીઓમા અસતોષ દેખાય એમ લાગ્યુ એક આવાન કેદી તરફથી સદેશો મળ્યો કે તેઓ

ક વર્ગનો ખોરાક લઈશું પછી તમને શો વાંધો છે? જેલ અમલદારો કહેવા લાગ્યા કે એ અમારાથી ન બની શકે. અમે તો બ વર્ગના કેદીઓને બ વર્ગનો ખોરાક અને ક વર્ગના કેદીઓને ક વર્ગનો ખોરાક આપવા બંધાયેલા છીએ. એટલે સરદારે અને બધા રાજદ્વારી કેદીઓએ ઉપવાસ આદર્યો. ક વર્ગના કેદીઓને તો મળવાનું બંધ કરવામાં આવ્યું જ હતું. જોકે તેઓ પણ ઉપવાસ ઉપર તો ઊતર્યા હતા. સરદાર અને ઉપલા વર્ગના કેદીઓના અલગ રસોડામાં રોજ સીધું આવીને પડી રહેતું. આમ બોતેર કલાકના ઉપવાસ થયા પછી કલેક્ટર તથા ઉત્તર વિભાગના કમિશનર જેલ ઉપર ગયા. તેમને સરદારે કહ્યું, આ તે કેવો ન્યાય છે? અમે વધારે નહીં પણ ઓછું માગીએ છીએ. અને તે ઓછું મેળવવા અમારે ઉપવાસ કરવા પડે છે! જેલ અધિકારીઓના આગ્રહનું બેહૂદાપણું કમિશનર સમજી ગયો. તેણે સૂચના આપી કે ઉપલા વર્ગના કેદીને ક વર્ગનો ખોરાક લેવો હોય તો તે લેવાની છૂટ આપવી. પરંતુ જુદા જુદા વર્ગના કેદીઓને મળવાનું તો તેણે બંધ જ કર્યું. એને અંગે આગળ ઉપર કાંઈ મુશ્કેલી ઊભી ન થાય તે માટે છ મહિના ઉપરની સજાવાળા ઉપલા વર્ગના સઘળા કેદીઓને બીજી જેલમાં ખસેડવામાં આવ્યા. પોતાના સાથીઓથી છૂટા પડતાં સરદારની આંખ ભીની થઈ. રવિશંકર મહારાજ, પંડ્યાજી વગેરેને કહ્યું, જ્યાં જાઓ ત્યાં આપણી આબરૂ બરાબર સાચવજો અને સાથે આપણા જે ભાઈઓ હોય તેમની બરાબર સંભાળ રાખજો

કેદીઓના વર્ગીકરણને અંગે સાબરમતી જેલમાં જેવો ઝઘડો થયો તેવો જ પંજાબમાં ગુજરાતની સેન્ટ્રલ જેલમાં ભાઈ દેવદાસ ગાંધીએ ઉપાડ્યો હતો એ જેલમાં કેવળ અ અને બ વર્ગના કેદીઓને જ રાખ્યા હતા. તેમણે ક વર્ગનો ખોરાક લેવાનું શરૂ કર્યું હતું. પણ ક વર્ગના તમામ કેદીઓને ખોરાકમાં થોડું ઘી, દૂધ તથા લોટ વગેરે ચોખ્ખાં મળે, ઉપરાંત બહાર ખુલ્લામાં સૂવાની રજા મળે, જેલનું સોંપેલું કામ પૂરું કર્યા પછી વાંચવાલખવાની તથા બધા રાજદ્વારી કેદીઓને હળવામળવાની છૂટ રહે એવી માગણી કરી હતી. તેઓ સરદાર સાથે પત્રવ્યવહાર કરતા તેમાં તેમણે જે સાંકેતિક શબ્દો યોજ્યા હતા તે રમૂજની ખાતર અહીં આપ્યા છે: ક વર્ગના કેદી પ્રત્યેના વર્તન માટે Health શબ્દ યોજ્યો હતો. અને Hunger Strike માટે Dr. Ansari's Treatment એ શબ્દ યોજ્યો હતો My health is not good. I therefore propose to begin Dr. Ansari's treatment on such and such a date. એટલે કે અહીં અમારા પ્રત્યે વર્તન સારું નથી.

અને અમે અમુક તારીખથી ઉપવાસ શરૂ કરવાના છીએ. My health is improving એટલે અમારી માગણી સ્વીકારાવાની આશા છે. I am patient about my health એટલે હાલ ધીરજ રાખવી. આવી ગમ્મત જેલમાં ચાલતી હતી.

સરદારે ધાર્યું હતું તેમ તેઓ પોણા ચાર મહિના સાબરમતીમાં રહી તા. ૨૬મી જૂને બહાર આવ્યા.

## ૩

## સબરસ સંગ્રામ

સરદાર રાસ ગામેથી પકડાયા હોવાથી ત્યાંના લોકો ઠીક ઠીક રોષે ભરાયા. તેઓ એમ પણ માનતા થયા હતા કે આપણે ગામેથી સરદારને પકડ્યા માટે લડતને અંગે આપણી જવાબદારી વિશેષ છે. લડત ચાલુ થયા પછી એ ગામના આગેવાન શ્રી આશાભાઈને પકડવામાં આવ્યા. એટલે તા. ૨૧–૪–'૩૦ના રોજ રાસ ગામની પ્રજાએ એકત્ર થઈ નીચેનો ઠરાવ એકમતે કર્યો :

> "સરકારે સરદાર શ્રી વલ્લભભાઈને અમારે ગામથી ગેરકાયદે પકડ્યા, દરબાર શ્રી ગોપાળદાસભાઈ અને તાલુકાના તેમ જ જિલ્લાના બીજા આગેવાનોને અમારા તાલુકામાં પકડ્યા, તથા અમારા ગામના આગેવાન ભાઈ શ્રી આશાભાઈ ઉપર જૂઠું તહોમત મૂકી કેદ કર્યા, તેમ જ આ બધા ઉપર ન્યાયનું નાટક ભજવી દ્વેષપૂર્વક આકરી સજાઓ કરી તેથી જ્યાં સુધી સરકાર વગર શરતે એ સજાઓ રદ કરીને એ બધાને જેલમાંથી છૂટા કરે નહીં ત્યાં સુધી અમારું આ રાસ ગામ સરકારને જમીનમહેસૂલ ભરશે નહીં."

ઉપર પ્રમાણે ઠરાવ બોરસદ તાલુકાનાં બીજાં પણ કેટલાંક ગામોએ કર્યા તથા બારડોલી તાલુકાનાં ઘણા ગામોએ જમીનમહેસૂલ નહીં ભરવાનો નિરધાર કર્યો. ગાંધીજીએ આ વિષે ખાસ કરીને રાસ ગામને સલાહ આપતાં લખ્યું :

> "મહેસૂલ ન ભરવાની વાત સરકાર સાંખે તેમ નથી. મહેસૂલ ન ભરવાનું પગલું ભરવાનો ક્રમ હજુ શરૂ નથી થયો. પણ જેને હિંમત હોય તે ભલે ન ભરે. કરાડીના ખાંચા પટેલે એકલાએ તેમ કર્યું જ હતું ના! પણ આમ કરનાર પોતે ભારે જોખમ ખેડે છે એ સમજી લે. ઘરબાર, ઢોરઢાંખર વેચાઈ જાય તો લોકોએ નવાઈ ન માનવી. બારડોલીની જેમ એમાં નહીં થઈ શકે. બારડોલીની લડાઈ જુદા પ્રકારની અને સંકુચિત હતી. તે એક હક મેળવવાની હતી, આ હકૂમત છીનવવાની છે. બેની વચ્ચે આસમાન જમીનનું અંતર છે.

> ‘એમને રાસે પગલું ભર્યું છે તે ઉપર નાયમ રહેવા પૂરતી એ આત્મશુદ્ધિ કરે, ત્યાગ કેળવે, જે બીજા ગામો રાસનું અનુકરણ કરવા ઇચ્છે છે તે શાંતપણે પોતાની શક્તિનું માપ કાઢે

> “બાકી જે જિલ્લામાંથી સરદારને લઈ ગયા, જે જિલ્લામાંથી દરબારને લઈ ગયા જે મોહનલાલ પંડ્યા અને રવિશંકરનું નિવાસસ્થાન છે, એ જિલ્લો જેટલું કરે તેટલું ઓછું છે”

તા ૬ઠ્ઠી એપ્રિલથી નિમક નો કાયદો તોડવાનો કાર્યક્રમ શરૂ થયો દરેક પ્રાંતની જેલો સત્યાગ્રહી કેદીઓથી ભરાઈ જવા લાગી એટલે સરકારે હવે કાયદાનો ભંગ કરનારને પકડવાને બદલે મારઝૂડ કરવાની નવી નીતિ અપનાવી એકઠા થયેલા લોકોની સંખ્યા સહેજ વધારે હોય ત્યાં લાઠીનો ઉપયોગ છૂટથી અને ઘાતકી રીતે કરવામાં આવતો હતો પેશાવરમાં અને બીજે કેટલેક સ્થળે તો સત્યાગ્રહીઓ ઉપર ગોળીબાર પણ થયા હતા એટલે સરકારની વધારેમાં વધારે ખફગી પોતાના ઉપર વહોરી લેવા માટે ગાંધીજીએ ધરાસણાના મીઠાના અગર ઉપર હુમલો લઈ જવાની યોજના કરી પોતાની એ યોજનાની ખબર આપતો કાગળ વાઇસરૉયને લખ્યો તેમાં તેમણે જણાવ્યું

> ‘આ પગલું લેવાનો નિર્ણય મેં કશો આંચકો ખાધા વિના કર્યો છે એમ નથી મેં આશા રાખી હતી કે સરકાર સત્યાગ્રહીઓ સાથે સભ્યતાપૂર્વક લડશે સત્યાગ્રહીઓને પહોંચી વળવા સાધારણ રીતે પ્રચલિત છે તે કાયદાનો અમલ કરીને સરકારે સંતોષ માન્યો હોત તો મારે કંઈ કહેવાપણું નહોતું તેને બદલે જાણીતા આગેવાનો સાથે વધતેઓછે અંશે કાયદા મુજબનો વર્તાવ ચલાવીને બીજા સાધારણ સત્યાગ્રહીઓ પ્રત્યે તો જંગલી અને કેટલીક વાર બીભત્સ અત્યાચારો કરવામાં આવ્યા છે આવું છૂટુંછવાયું બન્યું હોત તો તો જોયું ન જોયું કરી શકાત પરંતુ મારી પાસે તો બંગાળ, બિહાર, ઉત્કલ, યુક્ત પ્રાંતો, દિલ્હી અને મુંબઈથી ખબરો આવી છે જે ગુજરાતમાં મળેલા અનુભવોનું સમર્થન કરે છે અને ગુજરાત વિષે તો મારી પાસે પાર વિનાનો પુરાવો પડેલો છે કરાંચી, પેશાવર તથા મદ્રાસમાં વિના કારણ અને વિના ઉશ્કેરણી ગોળીબાર થયેલા જણાય છે સરકારની દૃષ્ટિએ કિંમત વિનાનું અને સત્યાગ્રહીની દૃષ્ટિએ ભારે કીમતી એવું મીઠું સ્વયંસેવકો પાસેથી ઝૂંટવી લેવા માટે તેમના હાડકાં ભાંગવામાં આવ્યાં છે અને ગુહ્ય ભાગો દબાવવામાં આવ્યા છે
>
> * * *
>
> તેથી ત્રાસ વર્તાવી ધાક બેસાડી દેવાની અત્યારે શરૂ થયેલી નીતિનો અમલ આખા દેશને આવરી લે તે પહેલાં મને લાગે છે કે મારે વિશેષ ઉગ્ર પગલું લેવું અને આપના ક્રોધને વધારે જલદ પણ વધારે સાફ માર્ગ વાળવો
>
> * * *

"મને તો એમ જ લાગે છે કે સત્તાનો તીક્ષ્ણ પંજો પૂરેપૂરો ખુલ્લો કરવાનું આપને આમંત્રણ ન આપું તો હું કાયર ગણાઉં. જે લોકો અત્યારે સંકટો સહન કરી રહ્યા છે, અને જેમની માલમિલકત ફના થઈ રહી છે, તેમને એમ ન જ લાગવું જોઈએ કે, આ લડત કે જેને પરિણામે સરકારનું ખરું પોત પ્રકાશ્યું છે તે ઉપાડવામાં જેનો મુખ્ય હાથ હતો તેવા મેં ચાલુ પરિસ્થિતિમાં સત્યાગ્રહનો કાર્યક્રમ જેટલો અમલમાં મૂકી શકાય તેટલો અમલમાં મૂકવા માટે કશું કરવું બાકી રાખ્યું છે."

આ કાગળ ગયો એટલે ગાંધીજીને પકડવામાં આવ્યા. છતાં ધરાસણા ઉપર ૧૫મી મેથી હલ્લા તો શરૂ થયા જ, અને ત્રણ અઠવાડિયાં એટલે વરસાદ આવ્યો ત્યાં સુધી ચાલુ રહ્યા. તે દરમ્યાન ત્રણ હજાર ઉપરાંત સત્યાગ્રહીઓનાં માથાં ફૂટ્યાં અને બે ભાઈઓના પ્રાણ ગયા. ધરાસણામાં કેવો હત્યાકાંડ થયો તે માટે નજરે જોનારાઓએ કરેલાં બે વર્ણન અહીં આપીશું.

મુંબઈની સ્મૉલ કૉઝીઝ કોર્ટના નિવૃત્ત જજ મિ. હુસેન, વિખ્યાત વૃત્તવિવેચક શ્રી કે. નટરાજન અને સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના શ્રી દેવધરે ધરાસણાનો એક હલ્લો જાતે જોયા પછી નીચેનું નિવેદન બહાર પાડ્યું હતું:

"મીઠાના અગર આગળની વાડ પાસેથી સત્યાગ્રહીઓને મારી હઠાવ્યા પછી યુરોપિયન ઘોડેસવારો હાથમાં લાકડી સાથે મારતે ઘોડે દોડ્યા. રસ્તામાં જે લોકો મળે તેને તેઓ લાકડી ફટકારતા. પછી ગામની ગલીઓમાં પણ તેમણે ઘોડા દોડાવ્યા. લોકો આમતેમ ભાગીને ઘરમાં ભરાઈ જવા લાગ્યા. જે માણસ બહાર રહેતો તેને તેઓ લાકડી મારતા."

'ન્યૂ ફ્રી મૅન' નામના પત્રનો ખબરપત્રી લખે છે.

"બાવીસ દેશોમાં અઢાર વર્ષ થયાં મેં ખબરપત્રીનું કામ કર્યું છે. તેમાં મેં ઘણા લોકોના તોફાનો, બળવા અને રસ્તા ઉપરની લડાઈઓ જોઈ છે પણ ધરાસણામાં મેં જેવાં હૃદયવિદારક દૃશ્યો જોયાં તેવાં ક્યાંયે જોયાં નથી. કેટલીક વાર તો એ દૃશ્યો જોતાં મને એટલી વેદના થતી કે હું ઘડીવાર ત્યાંથી ખસી જતો. ત્યાં મેં સ્વયંસેવકોની જે શિસ્ત જોઈ તે અદ્‌ભુત હતી. મને તેઓ ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતથી પૂરેપૂરા તરબોળ થયેલા જણાયા."

દરમ્યાન દારૂના પીઠાં ઉપર અને પરદેશી કાપડની દુકાનો ઉપર બહેનોનું પિકેટિંગ બહુ અસરકારક નીવડ્યું હતું. એ કામ ગાંધીજીએ ભારે વિચારપૂર્વક બહેનોને સોંપ્યું હતું તેમાં અખૂટ ધીરજ, અપાર ખંત અને ભારે ખામોશીની જરૂર હતી, જે બહેનો જ સારી રીતે બતાવી શકે. ઝીણી ઝીણી અગવડો અને કનડગતો વેઠીને અખંડ ચોકી કરતાં શાંત બેસી રહેવામાં પુરુષ કદાચ કંટાળી જાય. પણ બહેનોએ કંટાળ્યા વિના એ કામ કર્યું અને સફળ

સરકારે ગેરકાયદે ઠરાવી છે એટલે સરકારને કયા કશી સમાધાની કરવી છે ? આવી બાબતમા કૉંગ્રેસ તરફથી કોઈ બોલનાર હોય તો તે મહાત્મા ગાંધી જ છે જ્યારે એમને તક મળશે અને યોગ્ય લાગશે ત્યારે એ બોલશે."

તા. ૩૦મી જૂને પં૦ મોતીલાલજીને પકડવામાં આવ્યા. કૉંગ્રેસ પ્રમુખ શ્રી જવાહરલાલજી પકડાયા પછી તેઓ કૉંગ્રેસના પ્રમુખ તરીકે કામ કરતા હતા. પોતાની ધરપકડ થઈ ત્યારે તેઓ સરદારને પ્રમુખ નીમતા ગયા. તેમણે આખા દેશમાં લડતને સંગઠિત કરવા માંડી આ જ વખતે સરકારે એક ફતવો બહાર પાડીને કૉંગ્રેસની કારોબારીને અને બીજી ઘણીખરી સંસ્થાઓએ ગેર કાયદે ઠરાવી હતી અને તેના કાર્યાલયો ઉપર જપ્તી બેસાડી તાળાં માર્યાં હતાં. તેના જવાબમાં સરદારે એક ભાષણમાં જણાવ્યુ·

"દેશમા એકેએક ઘર કોંગ્રેસ સમિતિનુ કાર્યાલય બની જાય અને એકે એક માણસ કોંગ્રેસ સભ્ય બને."

તા ૨૭ જુલાઈએ માલવીજીએ કૉંગ્રેસના પ્રમુખ તરીકે સરદારને નીચે પ્રમાણે તાર કર્યો :

"કૉંગ્રેસની કારોબારી સમિતિને ગેરકાયદે મંડળી ઠરાવતો સરકારનો હુકમ, બે મહિનાથી તેમણે જે દમન આદર્યું છે તેને માથે કળશ ચડાવે છે આ સંજોગોમાં હુ સરકારને યોગ્ય જવાબ એ જ આપી શકુ કે કોંગ્રેસ કારોબારીનો સભ્ય બનીને મારી સેવા દેશને ચરણે ધરું આપને જ્યારે યોગ્ય લાગે ત્યારે મને હુકમ ફરમાવશો."

તા ૪થી જુલાઈએ સરદારે તેમને લખ્યુ કે,

"આપનો તાર મે છાપામા વાચ્યો પણ મને મળ્યો નથી અને કદાચ મળશે પણ નહી. આપની માગણી હુ સાભાર આવકારું છુ અને મને મળેલી સત્તાની રૂએ પં મોતીલાલજીની જગ્યાએ આપને કોંગ્રેસ કારોબારીના સભ્ય નીમુ છુ. આપે દેશભક્તિથી પ્રેરાઈને તાજેતરમાં જે પગલુ લીધુ છે તેની રાષ્ટ્ર ભારે કદર કરશે."

તે વખતે શ્રી જયકર અને શ્રી સપ્રુ સરકાર સાથે સમાધાન કરાવવા વિષ્ટિ કરી રહ્યા હતા તે માટે તેઓએ ગાંધીજીને જેલમા મળવાની પરવાનગી માગી હતી વિષ્ટિની આ વાતોથી લોકોમા કંઈક બુદ્ધિભેદ ઉત્પન્ન થતો હતો. એટલે સરદારે જુલાઈ માસની અધવચમાં નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યુ

"આજે જેઓ સમાધાન કરવાની વાતો કરી રહ્યા છે અથવા ભાજગડિયા થઈ ગાંધીજી પાસે જવાની પેરવી કરી રહ્યા છે તેઓ જાણ્યેઅજાણ્યે દેશની ભારેમા ભારે કુસેવા કરી રહ્યા છે એવી ભાજગડ કરનારાઓ પ્રજાના સ્વમાનનો ભંગ કરી રહ્યા છે. સરકારનો હૃદયપલટો થશે અને સમાધાનીનો સાચો સમય આવ્યો છે એમ તેને લાગશે ત્યારે યરવડા જેલની ચાવી એની પોતાની પાસે જ હોવાથી દરવાજો ખોલી ગાંધીજી સાથે સીધી વાત કરતા એને જરાયે સંકોચ થવાનો

નથી ખાની ભાંજગડની વાતોથી લોકો ભુલાવામાં પડવાનો અને લડતમાં શિથિલતા આવવાનો ભય રહે છે સમાધાનીનો સમય હજી ઘણો દૂર છે અને જો આપણે ગાફેલ રહી શિથિલ થઈશું તો વધારે દૂર જશે માટે એવી મિથ્યા વાતો પર જરાયે લક્ષ ન આપતા કોંગ્રેસનું કામ સૌએ વિશેષ જોરથી ચલાવે રાખવું લડાઈનો વહેલો અંત લાવવાનો એ એક જ ઉપાય છે એ કોઈએ ભૂલવું નહી

તા ૩૧મી જુલાઈએ લોકમાન્ય તિલક મહારાજની સંવત્સરી દિને મુંબઈમાં એક મોટું સરઘસ કાઢવાનું યોજવામાં આવ્યું હતું તે વખતે કોંગ્રેસ કારોબારીની બેઠક પણ મુંબઈમાં ચાલુ હતી એટલે સરદાર, પં માલવીજી, શ્રી જયરામદાસ દોલતરામ તથા શ્રી ગેરવાણી જેઓ મુંબઈમાં હતા, તેમણે સરઘસમાં ભાગ લીધો શ્રી હંસાબહેન મહેતા જેઓ મુંબઈના ડિક્ટેટર હતા તેઓ તથા શ્રી મણિબહેન પટેલ પણ એ સરઘસમા હતા સરઘસ શાંતિપૂર્વક આગળ વધ્યે જતું હતું પણ મોરીબંદર સ્ટેશન આગળ થઈને કોટ વિસ્તારમાં દાખલ થતા એ સરઘસ ઉપર પ્રતિબંધ મૂકતો હુકમ ફરમાવવામાં આવ્યો અને તેને આગળ વધતું અટકાવવામાં આવ્યું હજારો માણસનું આખું સરઘસ આ અટકાયતના હુકમથી વિખેરાઈ જવાને બદલે જમીન ઉપર બેસી ગયું અને પોલીસ અમલદારોની સૂચનાઓ છતાં ત્યાંથી એક તસુ પણ ખસવાની ના પાડી રાત પડી ગઈ અને મુશળધાર વરસાદ પડવા માંડ્યો છતાં એ વરસાદમાં ભીંજાયેલે કપડે અને વહેતા પાણીમાં સરદાર તથા બીજા નેતાઓ અને લોકો ત્યાં જ બેસી રહ્યા બીજે દિવસ પરોઢિયે નેતાઓને અને બહેનોને પકડવામાં આવ્યા અને બાકીના લોકો ઉપર ઘાતકી લાઠીમાર વરસાવવામાં આવ્યો આ વખતે પણ સરકારને ત્રણ માસની સજા થઈ અને તેમને યરવડા જેલમાં રાખવામાં આવ્યા દરમ્યાન શ્રી સપ્રુ અને શ્રી જયકરની વાટાઘાટો કંઈક આગળ વધી હતી. તેમના પ્રયત્નથી તા ૧૪મી ઑગસ્ટે યરવડા જેલમાં ગાંધીજીની સાથે વાતો કરવા પંડિત મોતીલાલજી પંડિત જવાહરલાલજી તથા ડૉ. સૈયદ મહમૂદને અલાહાબાદની નૈની જેલમાંથી યરવડા જેલમાં લાવવામાં આવ્યા સરદાર, શ્રી જયરામદાસ તથા શ્રીમતી નાયડુ યરવડા જેલમાં જ હતા એમને પણ ગાંધીજી પાસે લઈ જવામાં આવ્યા કોંગ્રેસના પ્રતિનિધિઓ તરીકે આ સાત જણની પેલા બે વિષ્ટિકારો સાથે મસલત થઈ કોંગ્રેસ પ્રતિનિધિઓએ પ્રથમ તો એ સ્પષ્ટ કર્યું કે કોંગ્રેસની કારોબારી સમિતિને અને જરૂર પડે તો કોંગ્રેસની મહાસમિતિને પૂછ્યા વિના તેઓ કશો ઉત્તર જવાબ આપી શકે નહી પણ પોતાના અંગત અભિપ્રાય તરીકે તેઓએ જણાવ્યું કે સરકાર નીચેની માગણીઓ સ્વીકારવા તૈયાર થાય તો જ કંઈક સંતોષકારક નિરાકરણ નીકળી શકે

૧. બ્રિટિશ સામ્રાજ્યમાથી પોતાની મરજીમાં આવે તો છૂટા થવાનો હિંદુસ્તાનનો હક સ્પષ્ટ રીતે સ્વીકારાવો જોઈએ.

૨. હિંદુસ્તાનને, લોકોને જવાબદાર એવું સંપૂર્ણ રાષ્ટ્રીય રાજ્યતંત્ર મળવું જોઈએ. લશ્કર ઉપર તથા આર્થિક બાબતો ઉપર તેનો કાબૂ હોવો જોઈએ. તેમા ગાધીજીએ વાઈસરોયને લખેલા કાગળમા જે અગિયાર મુદ્દા જણાવ્યા છે તે બધા આવી જાય.

૩. બ્રિટન હિંદુસ્તાનમા જે હકો અને છૂટો ભોગવે છે, જેમાં હિંદુસ્તાનના કહેવાતા સરકારી દેવાનો પણ સમાવેશ થાય છે, તેમાથી જે જે વસ્તુઓ રાષ્ટ્રીય સરકારને અન્યાયી અથવા હિંદુસ્તાનના લોકોના હિતની વિરુદ્ધ લાગે તે એક નિષ્પક્ષ પંચને સોંપવાનો હિંદુસ્તાનને હક હોવો જોઈએ.

૪ પરદેશી કાપડ અને દારૂ ઉપર શાંત રીતે ચોકી કરવાનું કોંગ્રેસ ચાલુ રાખશે. સિવાય કે સરકાર જ દારૂ અને પરદેશી કાપડનો પ્રતિબંધ કરે.

૫. લોકોને મીઠું એકઠું કરવાનો તથા બનાવવાનો હક રહે.

૬. આટલું થાય તો સત્યાગ્રહ પાછો ખેંચી લેવામા આવે. તેની સાથે જ જેઓને હિંસા કરવાના ગુનાસર સજા નહી થઈ હોય તેવા સત્યાગ્રહી અને બીજા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામા આવે, સૉલ્ટ ઍક્ટ, પ્રેસ ઍક્ટ, રેવન્યુ ઍક્ટ અથવા એવા બીજા કાયદા નીચે જેમની મિલકત જપ્ત થઈ હોય તે પાછી આપવામા આવે, સત્યાગ્રહી કેદીઓ પાસેથી વસૂલ કરવામા આવ્યો હોય તે સિવાયનો દંડ રદ કરવામા આવે, મુખી તલાટીઓ તથા બીજા સરકારી અમલદારો જેઓએ રાજીનામા આપ્યા હોય અથવા સત્યાગ્રહની લડતને અગે જેમને બરતરફ કરવામા આવ્યા હોય તેમને પાછા નોકરીમા લેવામા આવે; અને વાઈસરૉયે કાઢેલા બધા ઑર્ડિનન્સો રદ કરવામા આવે.

આ શરતો લઈને શ્રી જયકર તથા શ્રી સપ્રુ વાઈસરૉય પાસે ગયા. તેના તરફથી બહુ જ અસંતોષકારક જવાબ મળ્યો છતા તેઓ ફરી પંડિત મોતીલાલજી, પંડિત જવાહરલાલજી તથા ડૉ. સૈયદ મહમૂદને નૈની જેલમા મળ્યા અને તેમનો કાગળ લઈ ગાધીજી, સરદાર, શ્રીમતી સરોજિની નાયડુ તથા શ્રી જયરામદાસ દોલતરામને યરવડા જેલમાં મળ્યા તા ૫–૯–'૩૦ના રોજ ગાધીજી અને ઉપર જણાવેલા તેમના સાથીઓએ કોંગ્રેસની માગણી ફરી સ્પષ્ટ શબ્દોમા રજૂ કરી અને વાઈસરૉયની દરખાસ્તો બિલકુલ સંતોષકારક નથી' એમ જણાવ્યુ આમ શ્રી જયકર અને સપ્રુની વિષ્ટિનો અંત આવ્યો

જેલની અંદર આ વાટાઘાટો ચાલતી હતી ત્યારે બહાર લડત પહેલાં કરતા પણ વધુ ગરમ થઈ હતી લાઠીમાર તો સામાન્ય થઈ પડ્યો હતો બારડોલી તથા બોરસદમા મહેસૂલ નહીં આપવાને કારણે પોલીસે ઊભા પાક જપ્તીમા લેવા માડ્યા હતા તથા લોકો ઉપર અનેક પ્રકારની કનડગત કરવા માડી હતી પોલીસના દુર્વર્તનમાથી બહેનો પણ બચવા પામતી નહોતી.

એ ત્રાસમાંથી બચવા માટે આખાં ગામનાં ગામ પાસેની ગાયકવાડી હદમાં હિજરત કરી ગયાં હતાં, અને ખેતરોમાં ઘાસપૂળાના અથવા પાલાના માંડવા બાંધી તેમાં રહેતાં હતાં. આમ જ્યારે ભઠ્ઠી ખૂબ જ તપેલી હતી ત્યારે નવેમ્બરની શરૂઆતમાં સરદાર ફરી પાછા બહાર આવ્યા. આ જ અરસામાં મહાદેવભાઈ પણ એમની છ માસની સજા પૂરી કરીને બહાર આવ્યા હતા. સરદારે બહાર નીકળીને લોકોને તેજ કરનારાં ભાષણો કરવા માંડ્યાં. એટલે 'હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ નામના મંડળની' ગેરકાયદે પ્રવૃત્તિઓ સાથે તેઓ સંબંધ ધરાવે છે એમ કહી સરદાર તથા મહાદેવભાઈ ઉપર સરકારે વાચાબંધીના હુકમો કાઢ્યા. જોકે તેમણે તો બહાર આવ્યા પછી તરત મુંબઈમાં માંડવીનો ખાદીભંડાર ખુલ્લો મૂકતાં લોકોને કહી દીધું હતું કે,

> "મારા દિલની વાણી તમને ક્યાં અજાણી છે? એ વાણીના ઉપર જગતમાં કોઈ તાળું મારી શકે એમ નથી. હું જેલમાં બેઠો હોઈશ ત્યાંથી પણ એ તમને પહોંચશે અને તમારા હ્રદયમાં ઊતરશે."

બારડોલીના, જલાલપુરના, બોરસદના એમ કેટલાક તાલુકાઓના ખેડૂતો હિજરત કરી ગયા હતા તેમને પણ આ સભામાંથી જ તેમણે સંદેશો આપી દીધો :

> "કેટલાક મને સલાહ આપવા આવે છે કે ગુજરાતના ખેડૂતને શા માટે પાયમાલ કરો છો? ગુજરાતનો ખેડૂત એટલો પાગળો હોય તો મને ખરેખર દુઃખ થાય. પણ તે પાગળો નથી ગુજરાતનો ખેડૂત આ લડતમાં વટાઈ જશે તો તેણે દેશની મુક્તિના યજ્ઞમાં સારામાં સારો ફાળો આપ્યો એમ હું માનીશ. જે ચાર તાલુકાઓ આજે લડે છે તેમને નકશામાંથી કાઢી નાખવા હોય તો ભલે કાઢી નાખે હું તેમને માટે મગરૂર થઈશ. આપણે તો આ ચાલુ નકશો ભૂંસી નાખીને તેમાં નવા રંગ પૂરવા છે એ નવા નકશામાં ખરા ઇજ્જતના સ્થાનો આ તાલુકાઓના ચિતરાશે. ખેડૂતોની જમીનો જશે એવી બીક દેખાડવામાં આવે છે. ખેડૂતોની જમીન જશે તો શું સરકારને કોઈએ તાંબાના પતરે આ દેશનું રાજ્ય લખી આપ્યું છે?"

ગુજરાતની માફક કર્ણાટકમાં મીરસી, સિદ્દાપુર તથા અંકોલા તાલુકાઓમાં ખેડૂતોએ નાકરની લડત ઉપાડી હતી ગુજરાતના ખેડૂતોની એક સભા આગળ તેમને ઉદ્દેશીને સરદારે કહ્યું :

> "કર્ણાટકના બહાદુર ખેડૂતો તમારી સાથે ભોગ આપવામાં, જમીન અને મિલકત ગુમાવવામાં તથા હાડમારીઓ વેઠવામાં હરીફાઈ કરી રહ્યા છે. તેમને ત્યાં જપ્તીઓ થઈ છે, જમીનો ખાલસા થઈ છે અને કેટલાયે માણસો જેલમાં ગયા છે સ્ત્રીઓ અને પુરુષો દુઃખો અને કષ્ટોની કશી પરવા કરતાં નથી. તેઓ છેક પાયમાલ થઈ ગયા છે. તેમની પાસે કશાં સાધન રહ્યાં નથી. તેમની બહાદુરીની અને ભોગની આ વાતો સાંભળીને મારું હૃદય તેમની પ્રશંસા કરે છે, તેમનાં

અપાર કષ્ટોનુ સાભળીને કોઈ કોઈ વાર હુ કપી ઊઠુ છુ છતા તેમને માટે હુ મગરૂર થાઉ છુ.'

તેમનુ પોતાનુ ગામ કરમસદ આણદ તાલુકામા આવેલુ છે તે ગામ ઉપર મહેસૂલ વસૂલ કરવા પોલીસે એક વાર ધાડ પાડેલી ત્યારે સરદારના એંશી વર્ષના વૃદ્ધ માતુશ્રીને પણ પોલીસની કનડગતનો લહાવો મળેલો પોલીસ ઘરમા પેઠી તે વખતે તેઓ રાધતા હતા પોલીસે રસોડામા જઈ ચૂના ઉપર મૂકેલા વાસણો ફેકી દીધા ભાતના તપેલામા કાકરા અને કેરોસીન નાખ્યુ અને બધુ રમણભમણ કરીને નાસી ગયા ગામના જુવાનિયાઓ આ જોઈ ઊકળી તો ખૂબ ઊઠ્યા પણ આ લડત અહિંસક છે એ યાદ કરી તેમણે ખામોશી રાખી

સરદારે તેમની આ બને જેલોમા વખતનો કેવો ઉપયોગ કર્યો હતો તે આપણને એ ઉપરથી ખબર પડે છે કે સાબરમતી જેલમાથી નીકળ્યા ત્યારે નવ રતન સૂતરનો ઢગલો કાતી લાવ્યા હતા અને યરવડામાથી નીકળ્યા ત્યારે આઠ રતન સૂતર કાતી લાવ્યા હતા જેલમાથી તેઓ બહારની લડતની, લડતમા પડેલા ભાઈબહેનોની, પોતાના માતુશ્રીની કેવી ચિંતા રાખતા અને મણિબહેનને વખતોવખત કેવી શિખામણ આપતા તે તેમણે મણિબહેન ઉપર લખેલા નીચેના કાગળોમાથી જણાઈ આવે છે યરવડા જેલમાથી તા ૮-૮-'૩૦ના રોજ લખેલા કાગળમા તેઓ મણિબહેનને લખે છે

> તબિયત સભાળીને ખૂબ કામ કરજે ખેડા જિલ્લામા રખડવાનુ રાખજે અને લોકોને હિંમત આપ્યા કરજે કોઈને ગભરાવા ન દેવા માવળકરને બંને તો એક દિવસ મળી આવજે તેમને મળવા જવાનો દિવસ હોય તેની તપાસ કરી તે દિવસે જજે અને તેમના મળવાના દિવસમા અતરાય ન આવે ગયા કાગળમા ઠીક હકીકત લખી હતી એમ દર અઠવાડિયે અગર દસબાર દિવસને અતરે ખબર લખ્યા કરજે
>
> કાશીકાકા ગયા એ પણ ઠીક થયુ થોડો અનુભવ થશે એ પણ સારુ જ છે બાને વળી ફરી વખત મળે તો મળી આવજે એમને કઈ પૈસાની જરૂર હોય તો કૃષ્ણલાલને મળી મારા ખાનગી ખાતામાથી મગાવી આપી શકાય
>
> છગનલાલ જોશી બને બહાર ફરતા બહાર ફરનારનુ પણ કામ છે વખત આવ્યે સૌ ઠેકાણે પડશે સૌની સાથે મીઠાશથી કામ લેવાનો પ્રયત્ન કરવો કોઈને બનતા સુધી માઠુ ન લાગે એમ કરવુ આ યજ્ઞમા સૌ કોઈ વહેલામોડા મને કે કમને પડ્યા વગર રહેવાના નથી ઉતાવળ કે અધીરાઈથી કામ ન થાય માટે કોઈને દુખ ન લાગે તેવી રીતે સમજાવી કામ લેવુ તુ હાલ ક્યા રહે છે તે ખબર લખી નથી હુ માની લઉ છુ કે દાદુભાઈને ત્યા જ રહેવાનુ રાખ્યુ હશે
>
> લિ
>
> બાપુના આશીર્વાદ'

તા. ૩-૧૦-૩૦ના રોજ લખે છે

'તમારો એક જેમાંથી લખેલો કાગળ મળ્યો હતો ત્યાર પછી સાગર મતીથી કંઈ લખશો એમ માની રાહ જોતો હતો પરતુ તમને તો મહિનામા એક જ કાગળ લખવાની છૂટ હોવાથી વખતે નહી લખી શકાય એમ હશે એટલે તમારી ખબર તો ચિ. ડાહ્યાભાઈ મળવા આવ્યા ત્યારે સૌ. નંદુબહેનનો કાગળ હતો તે ઉપરથી પડી સાબરમતી ગયા પછી તમને તાવ આવેલો એમ તેમના કાગળ ઉપરથી જાણ્યુ હવે આરામ થઈ ગયો હશે ત્યા આ ઋતુમા મલેરિયા હંમેશા થાય છે એટલે જરા સભાળ રાખવી જોઈએ પેટ સાફ આવે તે માટે ડૉક્ટર પાસેથી કંઈ દવા નિયમસર લેવી એટલે કંઈ અડચણ નહી આવે સોબત તો કોઈ ને કોઈ મળી રહેતી હશે સવિતાબહેન એક મહિના માટે ત્યા આવ્યા છે ખેડાવાળા કોઈ ને કોઈ મોકલ્યા જ કરશે એટલે સોબત મળી રહેશે

હિંદી અને મરાઠી તાજુ કરી શકાય તો સારુ પણ તમારી પાસે તો કામ લેવામા આવતુ હશે એટલે પૂરતો વખત મળે કે નહી એ ખબર નથી કામમા વખત જાય એ એક રીતે સારુ જ છે અહી આવ્યા પછી તમે પૂણી મોકલાવી એટલે મે તો પાછુ ચાર શેર સુતર એનુ કાઢ્યુ છે અહીંથી છૂટ્યા પછી કામમા પડતા પહેલા અમદાવાદ આવી એક વખત તમને મળી જઈશ હવે એક મહિનો બાકી છે  મહાદેવ તો મારા પહેલા છૂટ્યા હશે છૂટીને તરત કામમા પડતા પહેલા મને મળી જાય તો ઠીક ચિ. ડાહ્યાભાઈ આવતા અઠવાડિયામા મળવા આવશે ત્યારે એમની જોડે ખબર મોકલાવીશ

તબિયત બરાબર સભાળજો બાપુની ગીતા અને આશ્રમભજનાવલિ સાથે હશે તેનો ઉપયોગ બરાબર કરજો જેલના નિયમો બરાબર પાળવા જેલર અને સુપરિન્ટેન્ડેન્ટને પણ આપણા વર્તનથી જીતી લેવાનો પ્રયત્ન કરવો.

મારી તબિયત સારી છે સાબરમતીમાં જેટલુ વજન ગુમાવ્યુ હતુ તેટલુ પાછુ મેળવી બહાર નીકળવાની ઉમેદ છે બાપુના ઉપર કાગળ લખ્યો હોય તો મને જુદો લખવાની જરૂર નથી એમને જ લખવો રિયાગામા ટાઢ પડશે તે વખતે કપડા એ વા માટે જોઈએ તો નંદુબહેનને ખબર આપજો બાકી તો જેલમાથી કામળા મળશે એનો ઉપયોગ કરવો એ જ સારુ

ચિ. ડાહ્યાભાઈ આવતા અઠવાડિયામા શુક્રવારે કે શનિવારે આવવાનો છે બિચારો એકલો બહાર રહ્યો છે એ ને મૂઝાય છે નોકરી છોડવાનો વિચાર કરી રહ્યો છે મે તો એને જેમ કરવુ હોય તેમ કરવાની રજા આપી છે

જેલ કમિટીમાથી વખતે કોઈ મળવા આવે તો તેમની સાથે પણ ઠીક સભ્યતાથી વાત કરવી મિ. ડેવિસ વખતે તપાસ કરે તો કંઈ અડચણ હોય તો તેમને ખબર આપજે બાકી તો જેલમાથી બીજુ શુ લખવાનુ હોય? અને બીજુ શુ લખી શકાય? એકબીજાની તબિયતના સમાચાર મળી શકે એટલે બસ તમારી સાથે બીજી બહેનો હોય તેમની મહોબત કરજો અને તેમને ખૂબ ધીરજ અને હિમત આપજો

લિ.

બાપુના આશીર્વાદ'

તા ૧૩–૧૦–'૩૦ ના કાગળમા લખે છે

"તમારો તા ૭–૧૦–'૩૦નો કાગળ મળ્યો છે તાવ ગયો અને તબિયત સારી રહે છે જાણી આનંદ થયો ચિ ડાહ્યાભાઈ પાછા ગયા શુક્રવારે મળી ગયા આ વખતે રામદાસ અને મીરાબહેન પણ આવેલા હતા તેમની પાસેથી તમારા સમાચાર મળ્યા હતા એ રીતે તો તમને ત્યા જ રાખેના છે એ ઠીક થયુ છે બીજા બધાને સગવડ થઈ પડશે

"પુરશોત્તમબહેનની તબિયત નાજુક છે અને વળી સગવડ કઈ જ નથી એટલે અડચણ તો પડશે પણ એ તો નિભાવી લેશે જેટલી સગવડ કરી આપી શકાય એટલી કરી આપીએ એટલે બસ એમને અ વર્ગમા મૂકેલા છે એટલે નિયમ પ્રમાણે કમોડ મળવુ જોઈએ છતા કેમ નથી મેળવી શક્યા એ ન સમજી શકતો નથી મને લાગે છે કે એમને અ વર્ગના નિયમોની માહિતી પણ ન હોય

"મહાદેવભાઈને તો રામદાસ સાથે સદેશો હેવરાવી દીધો છે એટલે હવે તમારે કઈ ચિંતા ન કરવી મારે પણ હવે ફક્ત ત્રણ અઠવાડિયા જ બાકી રહ્યા છે ને પછી એક વખત અમદાવાદ આવી મળી જવા પ્રયત્ન કરીશ તે વખતે વળી શી સ્થિતિ હશે તેની આજથી શી ખબર પડે?

'મેજર સાહેબ બહુ ભલા છે એટલે એમનાથી બનશે એટલી સગવડ આપશે પણ એ ધારે તેટલુ કરી શકે તેમ નથી એટલે આપણે તો જેટલુ વેઠવાનુ આવી પડે તેટલુ વેઠવ બગડીને માટે લડવુ પડે એ નવાઈની વાત છે* છતા તમે બધા ત્યા જે ઠીક લાગે તે કરજો બાકી એ વિષય એવો છે કે સરકાર એમા લડવા વખત ન આવવા દે

'સૌ બહેનોની સભાળ રાખજો અને સૌને બહાદુર બનાવી બહાર મોકલજો

'વાચવાનો વખત ન મળે તેની જરી ચિંતા કરવાનુ કારણ નથી કાતવાને માટે પણ વખત મળે તો જ કાતજો ત્યાના બીજા કામોમા જેટલો વખત આપવો પડે તેટલો વખત આપવો

"મારી પાસે તો પૂણી ખૂબ આવી પડેલી છે અને કાતવાનુ પણ ખૂબ ચાલી રહેલુ છે રોજ બે હજાર વાર કાતવાનુ રાખ્યુ છે હવે પૂણીની જરૂર નથી વખત પણ હવે થોડો જ રહ્યો છે વળી બધા આશ્રમો અને સમિતિઓ ઉપર ધાડ આવી છે એટલે કોઈને પૂણીના કામ માટે રોકવા એ પણ પાપ કરવા જેવુ છે મને તો બાપુ પણ પૂણી મોકલી આપતા હતા પણ એમને કાતવુ રહ્યુ તે માટે જોઈએ તે ઉપરાત મારે માટે પીજવાનુ કામ કરતા હતા એટલે મે ના પાડી

'મારી તબિયત સરસ છે સાબરમતીમા જેટલુ વજન ગુમાવ્યુ હતુ તેટલુ પાછુ મેળવી લીધુ છે અહી તો અ વર્ગનો ખોરાક જ લેવાનુ રાખ્યુ

* સાબરમતી જેલમા બહેનોની કાચની બગડી પણ ઉતારી લેતા અને કહેતા કે તમારે પહેરવી હોય તો સૂતરની બનાવીને પહેરો આની સામે ત્યાની બહેનોએ વિરોધ ઉઠાવેલો પત્રવ્યવહારથી જ એ પ્રકરણ પતી ગયુ હતુ અને બહેનોને બગડી પહેરવાની છૂટ મળી હતી

છે. બીજા બધાની સાથે રહેવામાં એ જ રીતે સગવડ આવે તેમ હતી. જેરામદાસ અને ચંદુભાઈ મઝામાં છે. એમણે તમને આશીર્વાદ મોકલ્યા છે. મથુરાદાસ અહીં નથી. દિલ્હીથી અહીં આવ્યા જ નથી. એમને પરબાર્યા બેલગામ જેલમાં લઈ ગયેલા છે. ભાઈ જમનાદાસ દ્વારકાદાસ અહીં અમારી સાથે હતા. તેઓ આજે સવારે છૂટી મુંબઈ ગયા છે.

"ચિ. ડાહ્યાભાઈ બહુ મૂંઝાયા કરે છે. નોકરી છોડી દેવાની વાત કરતો હતો. મેં તો એને જેમ ઇચ્છામાં આવે તેમ કરવાની રજા આપી છે. પણ એને ઉપાધિ વળગેલી છે એટલે શું કરી શકશે તે સમજી શકતો નથી.

"ખુરશેદબહેન ને સવિતાબહેનને, તથા બીજી સૌ બહેનોને મારા આશીર્વાદ કહેજો.

લિ.

બાપુના આશીર્વાદ"

બીજી વાર જેલમાંથી બહાર આવ્યા ત્યાર પછી સરદાર ઉપર ભાષણબંધીનો હુકમ કાઢવામાં આવ્યો. પણ લડતમાં પડેલા અને હિજરત કરી ગયેલા ખેડૂતોને મળ્યા વિના તેઓ તરત જેલમાં જવા ઇચ્છતા નહોતા. જોકે સરકાર એમને બહાર રહેવા દે એમ નહોતી. સરદારે જ્યારે પોતાને પકડવાનું એકે સીધું બહાનું ન આપ્યું ત્યારે મુંબઈમાં ખાદી ભંડાર ખુલ્લો મૂકતાં તેમણે કરેલું ભાષણ પોલીસે શોધી કાઢ્યું અને ડિસેમ્બરના બીજા અઠવાડિયામાં તેમને ફરી પકડ્યા. તેમના ઉપર મુકદ્દમો ચાલ્યો, તેમાં મુંબઈના ભાષણ ઉપરાંત તેમના બીજા ગુના એ બતાવવામાં આવ્યા કે તેમણે મુનશીને કાગળ લખ્યો કે આપણે લડતને મોખરે રહેવું જોઈએ, ડૉક્ટર કાનૂગાને બંગલે થોડા ખેડૂતો સરદારને મળવા આવ્યા, ભાઈલાલ સારાભાઈને ત્યાં ત્રીસ ચાળીસ ખેડૂત જેવા લોકો ભેગા થયેલા ત્યાં સરદાર અને મહાદેવ દેસાઈ ગયા હતા, સત્યાગ્રહ આશ્રમમાં કેટલાક ખેડૂતો સરદારને મળવા આવ્યા હતા, કેટલાક વિદેશી વસ્ત્રના વેપારીઓ કાનૂગાને બંગલે સરદારને મળવા ગયા હતા અને માણેકચોકમાં સ્વયંસેવકો વિદેશી કાપડની દુકાનો આગળ ચોકી કરતા હતા ત્યાં થઈને સરદાર પસાર થયા હતા! આ બધા તેમના ગુના માટે તેમને નવ માસની સજા કરવામાં આવી.

આ વખતે લોકો ઉપર કેટલો ઘાતકી જુલમ ચાલી રહ્યો હતો તેનું વર્ણન વિખ્યાત પત્રકાર મિ. બ્રેલ્સફર્ડ જેઓ આખા હિંદુસ્તાનમાં ફર્યા હતા તેમણે તા. ૧૭-૧-'૩૧ના 'મેંચેસ્ટર ગાર્ડિયન'માં કર્યું છે. તેમાંથી ગુજરાતને લગતું વર્ણન અહીં ઉતારીશું:

*"ગુજરાતના ગામડામાં ફરીફરીને મુલાકાતો લઈને લખેલો એની જાતે ઘણી જુલમ પુરાવો છે. હું આ ગામડાંમાં પાંચ દિવસ રહ્યો છું. કાયદા મુજબની સજાઓ તો ત્યાં પૂરતી હદ હતી જ. બારડોલી અને બોરસદ તાલુકામાં લગભગ દરેક*

ખેડૂત મહેસૂલ આપવાની ના પાડતો હતો. અનેક હેતુથી પ્રેરાઈને તે એમ કરતો હતો. ગાંધી પ્રત્યેની ભક્તિ, સ્વરાજની તમન્ના, અનાજના ભાવ બેસી જવાને લીધે વેઠવી પડતી આર્થિક મુશ્કેલી, એમ ઘણાં કારણો મહેસૂલ ન ભરવા માટે ભેગાં થયાં હતાં. આના જવાબમાં સરકારે ખેતરનો ઊભો પાક જપ્ત કરવા માંડયો, ભેંસો જપ્ત કરીને હરાજ કરવા માંડી, કૂવા ઉપરનાં એન્જિન અને પંપો ઉખેડી લઈ જવા માંડયાં. અને આ બધું નહીં જેવી કિંમતે વેચી નાખવામાં આવતું. ખેડૂતને ચાળીસેક રૂપિયા મહેસૂલના ભરવાના હોય તે બદલ તે પોતાનું સર્વસ્વ ગુમાવી બેસતો. વળી અમલદારોએ એક તદબીર એવી કાઢી હતી કે મહેસૂલનો હપ્તો ત્રણ મહિના અગાઉ લેવાનું ઠરાવ્યું હતુ. પરિણામ એ આવતુ કે ૧૯૩૦ના બને હપ્તા જેમણે ઑક્ટોબર સુધીમા ભરી દીધા હોય તેમને ૧૯૩૧ના હપ્તા જાન્યુઆરીમાં ભરવાના આવતા. આ બધું કાયદા મુજબ થતું હશે, પણ તેથી વેઠવી પડતી હાડમારી માણસને ગાંડો કરી મૂકે એવી હતી. અને આ બધાને માથે લોકોને પોલીસનો બેહદ ત્રાસ વેઠવો પડતો. બંદૂક અને લાઠીઓ લઈને પોલીસ આ ગામડાંમાં ફરતી અને જે મળે તે ખેડૂતને લાઠી અને બંદૂકના કુંદાનો સ્વાદ ચખાડતી. આવા જુલમનો ભોગ થઈ પડેલા માણસોનાં પિસ્તાળીસ નિવેદનો મેં લીધાં છે અને એ સિવાય બાકીના કેસોમાં તો તેમને પડેલા સોળ અને થયેલા ઘા મેં નજરે જોયા છે. એક છોકરીએ શરમને લીધે મને ઘા ન બતાવ્યા. આમાના કેટલાક કેસો તો ગંભીર ગણી શકાય. એક માણસનો હાથ ભાંગી ગયેલો હતો, એક માણસનો અંગૂઠો કપાઈ ગયેલો હતો, જ્યારે બીજાઓને આખે શરીરે મારના ચાઠાં હતા. કેટલાક કેસો દૂરની હૉસ્પિટલમાં હોવાથી હુ જોઈ નહી શકેલો આમા હેતુ ગમે તેમ કરીને મહેસૂલ ઓકાવવાનો હતો. માર મારવામા આવે અને ભેંસ પકડવામાં આવે એટલે હપ્તાની મુદત ન થઈ હોય તોપણ મહેસૂલ ભરાવી દઈ શકાતુ. મેં તો એવા કેસ પણ જોયા છે કે ખાતેદાર ન હોય એવા માણસને પણ મારીઝૂડીને તેની પાસેથી તેના પડોશીનુ મહેસૂલ વસૂલ કરવામા આવેલું. ઘણા કેસોમા તો લડતમાં જોડાનાર ગામને કેવળ ત્રાસ ઉપજાવવાનો જ હેતુ હતો, કારણ ત્યા મહેસૂલ વસૂલ કરવાનો પ્રયત્ન કરવામાં આવતો નહોતો. આ એક પ્રકાર તો પોલીસને માટે ગમત ઠઠ્ઠાનો થઈ પડ્યો હતો માણસને પૂછે ' 'કેમ, તારે સ્વરાજ જોઈએ છે ને? લે ત્યારે.' એમ કહીને બેચાર લાડીના ફટકા લગાવી દેવામાં આવે આમા વધારે ભૂડું તો એ હતુ કે પોલીસના તેમ જ રેવન્યુ ખાતાના અમલદારો ખેડા જિલ્લામા પાટીદાર લોકોની સામે બારૈયા લોકોને ઉશ્કેરી કોમી ઝેર ફેલાવતા પાટીદારોને મારવાને, તેમનુ દેણુ હોય તો ન આપવાને, અને તેમના ઘર સળગાવી દેવાને બારૈયાઓને ઉશ્કેરવામા આવતા. રશિયામાં કૉમ્યુનિસ્ટ અમલદારો ગામડામા વર્ગવિગ્રહ જગાવવાને માટે જે જાતના ઉપાયો લેતા તેના કરતાં આ ઊતરે એવા નહોતા.

* * *

"બોરસદમાં કાચા કેદીઓને રાખવાની મે એક જગા જોઈ. જાનવરને રાખવાના ખુલ્લા પાંજરા જેવી જ હતી. ત્રીસ ચોરસ ફૂટ જેવડા એ પાંજરામાં

અંદર કેદીઓને રાખેલા હતા. આ પાંજરામાંથી તેમને દિવસમાં એક વાર અર્ધો પોણો કલાક માટે મોં ધોવા અને જાજરૂ જવા માટે કાઢવામાં આવતા."

દરમ્યાન તા. ૧૨-૧૧-'૩૦ના રોજ લંડનમાં ગોળમેજી પરિષદ બાદશાહી ઠાઠ સાથે મળી. કોંગ્રેસની ગેરહાજરીમાં એ પરિષદમાં કશી વાસ્તવિકતા તો નહોતી જ, છતાં બ્રિટિશ મુત્સદ્દીઓએ બધો ડોળ સારો ભજવ્યો. તા. ૧૯-૧-'૩૧ના રોજ બ્રિટિશ વડા પ્રધાને હિંદના રાજ્યબંધારણ વિષે બ્રિટિશ સરકારની નીતિ અને ઇરાદા જાહેર કર્યાં અને પરિષદ મુલતવી રાખી. પોતાના ભાષણમાં તેણે ઉમેરી ઉમેર્યું: "દરમ્યાન જેઓ અત્યારે સવિનય ભંગની લડતમાં જોડાયા છે તેઓ વાઇસરૉયે કરેલી અપીલને અનુકૂળ થશે તો તેમની સેવાઓ સ્વીકારવાની વ્યવસ્થા કરવામાં આવશે."

આ ઉપરથી તા. ૨૧-૧-'૩૧ના રોજ અલ્લાહાબાદ સ્વરાજ ભવનમાં કોંગ્રેસની કારોબારીએ મળીને ઠરાવ કર્યો કે ગોળમેજી પરિષદમાં થયેલા કામકાજને કોંગ્રેસ જરા પણ માન્યતા આપતી નથી અને ઇંગ્લંડના વડા પ્રધાન મિ. રામ્સે મૅકડોનલ્ડે બ્રિટિશ સરકારની જે નીતિ જાહેર કરી છે એના ઉપર પુખ્ત વિચાર કરીને ઠરાવે છે કે એ નીતિ એટલી ગોળગોળ છે કે તેથી કોંગ્રેસને કશો સંતોષ થાય એમ નથી.

એટલામાં લંડનથી શ્રી શાસ્ત્રી, સપ્રુ તથા જયકરનો પં. મોતીલાલજી ઉપર તાર આવ્યો કે અમે જ્યાં સુધી હિંદુસ્તાનમાં આવીને તમારી સાથે મસલત કરીએ નહીં ત્યાં સુધી બ્રિટિશ વડા પ્રધાનના ભાષણ ઉપર કશો ઠરાવ ન કરવાની કોંગ્રેસને અમારી વિનંતી છે. તે ઉપરથી મોતીલાલજીએ બધા સભ્યોને સૂચના આપી કે આ ઠરાવની હકીકત બહાર કોઈ જાણે નહીં અને ઠરાવ છાપામાં આવે નહીં એની સૌએ કાળજી રાખવી. છતાં ઠરાવ તો છાપામાં પહોંચી ગયો. ગોળમેજી પરિષદ મુલતવી રાખતી વખતે બ્રિટિશ મુત્સદ્દીઓની એવી ઇચ્છા હોવી જોઈએ કે કોંગ્રેસને ગોળમેજીમાં લાવવાનો હજી એક પ્રયત્ન કરી જોવો. તે ઉપરથી વાઇસરૉયે તા. ૨૫-૧-'૩૧ના રોજ જાહેરનામું બહાર પાડીને ગાંધીજીને અને કોંગ્રેસ કારોબારીના તમામ સભ્યોને બિનશરતે છોડી મૂક્યા, જેથી તેઓ અંદર અંદર મસલત કરી શકે. લડત દરમિયાન જેઓને કોંગ્રેસ કારોબારીના સભ્યો બનાવવામાં આવ્યા હતા તેમને પણ છૂટા કરવામાં આવ્યા. આ જાહેરનામાને પરિણામે લગભગ છવીસ માણસોને છોડવામાં આવ્યા. છૂટનારા સભ્યોમાં સરદાર પણ હતા.

કારોબારીના સભ્યોના છૂટવાથી લડતનું એક નવું પ્રકરણ શરૂ થાય છે.

## ૪

# ગાંધી-અર્વિન કરાર — લડતની તહકૂબી

ગાંધીજી અને કારોબારીના સભ્યો બહાર આવ્યા, તે વખતે પંડિત મોતીલાલજી ગંભીર બીમાર હતા. એટલે ગાંધીજી તેમને મળવા માટે સીધા અલ્લાહાબાદ પહોંચ્યા અલ્લાહાબાદ જઈને તેમણે કારોબારીના છૂટેલા તથા બહાર હતા તે બધા સભ્યોની સભા બોલાવી એ કે ત્રણ દિવસમાં લગભગ ત્રીસેક સભ્યો ત્યાં પહોંચી ગયા અને હવે શું કરવું તેની મસલત શરૂ થઈ પં મોતીલાલજી મસલતમાં ભાગ લઈ શકે એવી સ્થિતિમાં નહોતા ગાંધીજીને તેમણે જણાવ્યું કે, " મહાત્માજી, હું તો હવે થોડી વારમાં ચાલ્યો સ્વરાજ જોવાનું ભાગ નસીબમાં નથી પરંતુ હું જાણું છું કે તમે તો તે જીતી ચૂક્યા છો, અને થોડા જ સમયમાં એ તમારા હાથમાં આવશે " ફેબ્રુઆરીની છઠ્ઠીની સવારે પં મોતીલાલજીનો દેહાંત થયો તે જ દિવસે ગોળમેજીમાં ગયેલા આપણા નેતાઓ મુંબઈને કિનારે ઊતર્યા શ્રી શાસ્ત્રી તથા સપ્રુ મુંબઈથી સીધા અલ્લાહાબાદ પહોંચ્યા તેઓએ લંડનમાં જે બન્યું હતું તેનો બધો હેવાલ કારોબારી સમિતિ આગળ કહી સંભળાવ્યો કારોબારીના સભ્યોએ તેમની ઠીક ઠીક ઊલટતપાસ કરી એને પરિણામે આમાંથી કશું નીપજવાનું નથી એવી કારોબારીના સભ્યોની ખાતરી થઈ, અને તા ૨૧મી જાન્યુઆરીના રોજ કોંગ્રેસની કારોબારીએ જે ઠરાવ કર્યો હતો તે જ ઠરાવ ઉપર બધા છૂટેલા સભ્યો પણ કાયમ રહ્યા પેલા ભાઈઓએ ગાંધીજીને સૂચના કરી કે તમારે વાઈસરૉયને કાગળ લખી એક મુલાકાતની માગણી કરવી જોઈએ અને એમની સાથે ખુલ્લા દિલથી વાતચીત કરવી જોઈએ કારોબારીના સભ્યો તથા ગાંધીજીને પણ આમાંથી કશું પરિણામ આવશે એવી આશા તો નહોતી, છતાં પોતાનું વલણ સામા પક્ષને સમજાવવાની એક પણ તક જતી ન કરવી જોઈએ એ ગાંધીજીની કાર્યપદ્ધતિ અનુસાર તેમણે વાઈસરૉયને કાગળ લખ્યો વાઈસરૉયનો જવાબ તાબડતોબ આવ્યો કે મળવા આવો એટલે ગાંધીજી તા ૧૬મી ફેબ્રુઆરીએ દિલ્હી ઊપડ્યા કારોબારીને કહેતા ગયા કે સમાધાનની બાબતમાં વાઈસરૉય સાથે જરા પણ આશાપ્રદ વાતચીત થશે તો હું કારોબારીને દિલ્હી બોલાવી લઈશ વાઈસરૉય સાથેની પહેલી મુલાકાતમાં જ ગાંધીજીને કાંઈક આશા બંધાઈ અને તેમણે કારોબારીને દિલ્હી બોલાવી ત્યાર પછી ત્રણ અઠવાડિયાં સુધી વાઈસરૉય સાથેની વાટાઘાટો આશાનિરાશા વચ્ચે

એવા ખાતી ચાલી એ બધો વખત કારોબારી દિલ્હીમાં જ રહી. વાઈસરૉય પાસેથી આવીને ગાંધીજી થયેલી બધી વાતો કારોબારીને કહી સમજાવતા અને તેમનો અભિપ્રાય જાણી લેતા કોઈ કોઈ વાર તો વાઈસરૉય સાથેની મુલાકાત પૂરી કરીને ગાંધીજી મધરાતે પોતાના મુકામે પાછા ફરતા તે વખતે પણ બધા સભ્યોને જગાડી વાઈસરૉય સાથે થયેલી બધી વાતચીત તેમને કહી સમજાવતા

આ બધો વખત દેશમાં લડત તો ચાલુ જ હતી જોકે કાર્યકર્તાઓને એવી ખાનગી સૂચનાઓ આપવામાં આવી હતી કે જે પ્રવૃત્તિઓ ચાલુ હોય તે ન અટકાવવી, પણ લડતના કોઈ નવા કાર્યક્રમ ઉપાડવા નહીં છતાં પોલીસનો મિજાજ અને તેના જુલમો એવા હતા કે કોંગ્રેસવાળા ન ઇચ્છતા હોય તોપણ તેમને લડત આપવી પડે ખેડૂતોની કનડગત, જપ્તીઓ, ઊભા પાક સાથે જમીનોના વેચાણ, પાક ઉપર પોલીસોના પહેરા, પાક લેવાનો પ્રયત્ન કરનારને મારઝૂડ, એ બધુ પૂરજોશમાં ચાલુ હતુ દારૂના પીઠા તથા પરદેશી કાપડની દુકાનો ઉપર ચોકી કરવાનુ પોતાનુ કામ બહેનો ખૂબ જ શાંતિપૂર્વક છતા એટલા આગ્રહપૂર્વક કરતી કે પોલીસથી તે સહ્યુ જતુ નહોતુ એને અંગે બહેનો ઉપર પોલીસના ઘાતકી હુમલાનો એક બનાવ ગાંધીજીને અને કારોબારીને છોડવામાં આવી તેના થોડા જ દિવસ અગાઉ એટલે તા ૨૧મી જાન્યુઆરીએ બોરસદમા બન્યો ત્યાની સ્થાનિક બહેનોની મદદમા સાબરમતી આશ્રમની કેટલીક બહેનોએ બોરસદ પાસે ગાયકવાડી હદમા છાવણી નાખી હતી એક બહેન જે શાંતિથી પિકેટિંગ કરતી હતી, તેને પોલીસે પકડ્યા પછી તમાચા માર્યા આની સામે બોરસદની બહેનોએ આશ્રમના શ્રી ગંગાબહેન વૈદની આગેવાની નીચે એક સરઘસ કાઢવાનુ નક્કી કર્યું આ સરઘસનો કાર્યક્રમ શાંતિથી પાર ઊતરે તો તો પોલીસની આબરૂ જાય, એટલે લાઠીધારી પોલીસની મોટી ટુકડી સરઘસને રોકવા તૈયાર થઈને ઊભી સરઘસ નીકળ્યુ કે તરત પોલીસે તેને આગળ જતુ અટકાવીને વિખેરાઈ જવાનો હુકમ કર્યો બહેનો વિખેરાઈ ન જતા ત્યા જ બેસી ગઈ અને રાષ્ટ્રગીતો ગાવા લાગી પોલીસ વરુની માફક આ બહેનો ઉપર તૂટી પડી તેમની ઉપર લાઠીઓનો વરસાદ વરસાવ્યો, અને લાઠીથી ઘાયલ થઈને પડેલી બહેનોને રસ્તા ઉપરથી ખેંચી ખેંચીને બાજુએ નાખવા માંડી ગંગાબહેન સખત ઘાયલ થયા અને લોહીથી રંગાઈ ગયા આ હકીકત જાહેર થતા દેશમા બહુ હાહાકાર થયો

વાટાઘાટો દરમ્યાન પોલીસના આ અને બીજા ઘાતકી વર્તન સબધી તપાસ થવી જોઈએ એવી વાત નીકળી તપાસ થવી જ જોઈએ એવો

કારોબારી સમિતિનો મક્કમ અભિપ્રાય હતો, જ્યારે લડત દરમ્યાન સરકારી અમલદારો તથા પોલીસોએ કરેલા કોઈ પણ કૃત્ય સંબંધી તપાસ કરવા વાઈસરૉય બિલકુલ તૈયાર નહોતા. એટલે આ મુદ્દા ઉપર વાટાઘાટો પડી ભાંગે એવી સ્થિતિ ઊભી થઈ. ગાંધીજીએ કારોબારીને કહ્યું કે તોડી નાખવાની હદ સુધી આ મુદ્દો પકડી રાખવાનું મને ઠીક લાગતું નથી, પણ કારોબારીનો એવો આગ્રહ હોય તો હું આનંદપૂર્વક કારોબારીના એજન્ટ તરીકે વર્તીશ અને સમાધાની તૂટી પડતી હોય તો તોડીને વાઈસરૉય પાસેથી પાછો આવીશ. ગાંધીજીનું આવું વલણ જોઈ કારોબારીએ પોતાનો આગ્રહ છોડી દીધો.

બીજો એવો જ મુશ્કેલ પ્રશ્ન ખેડૂતોની ખાલસા થયેલી જમીનો બાબતનો હતો. આ બાબતમાં સરદારને માન્ય ન હોય એવી કોઈ પણ સમાધાની ગાંધીજી સ્વીકારવા તૈયાર નહોતા, અને સરદારનો આગ્રહ હતો કે ખાલસા થયેલી જમીનો બધી પાછી મળવી જ જોઈએ. જે જમીનો બીજા આસામીને વેચાઈ ગઈ ન હોય તે પાછી આપવા વાઈસરૉય તૈયાર હતા, પણ વેચાઈ ગયેલી જમીનોની બાબતમાં વાઈસરૉયને પોતાની મુશ્કેલી હતી. કારણ બારડોલીમાં અને બોરસદમાં નાકરની લડત જોશમાં ચાલતી હતી તે વખતે વાઈસરૉયે મુંબઈ સરકારને કાગળ લખીને ખાતરી આપી હતી કે કોઈ પણ સંજોગોમાં વેચાઈ ગયેલી જમીનો ખેડૂતોને પાછી આપવાનું પોતે કહેશે નહીં. ગાંધીજીએ કહ્યું કે, "વેચેલી જમીનની બાબતમાં કશું ન બને તો મારે વાટાઘાટો તોડવી પડશે. આ બાબતમાં કૉંગ્રેસ કારોબારીનો હુકમ (મૅન્ડેટ) લઈને હું આવ્યો છું વળી સરદાર વલ્લભભાઈના તેજે હું તો ગુજરાતમાં પ્રકાશું છું. એટલે આ પ્રશ્નમાં તો મારે સરદારથી જ દોરવાવું જોઈએ. જેમાં તેઓ સંમત ન થઈ શકે એવું સમાધાન મારાથી કબૂલ રાખી શકાય નહીં" છેવટે આ પ્રશ્નનો તોડ એવી રીતે નીકળ્યો કે કોઈ ત્રાહિત માણસ વચ્ચે પડીને ખરીદનાર પાસેથી ખેડૂતોને જમીન પાછી અપાવે તો સરકાર વાંધો લેશે નહીં, એટલું જ નહીં પણ બને તેટલી અનુકૂળતા કરી આપશે.

ગાંધીજીનો ખાસ આગ્રહ તો એ હતો કે પરદેશી કાપડ ઉપર અને દારૂનાં પીઠાં ઉપર શાંત ચોકી કરવાનો આપણો હક સ્વીકારાવો જ જોઈએ. વળી જે પ્રદેશમાં મીઠું કુદરતી રીતે જ મળી આવતું હોય તે પ્રદેશના લોકોને એ મીઠું લેવાનો હક હોવો જોઈએ. એમનો બીજો આગ્રહ એ પણ હતો કે જે અમલદારો અને પટેલતલાટીઓએ લડતને અંગે પોતાની નોકરીનાં રાજીનામાં આપ્યાં હોય તેમને સરકારે નોકરી ઉપર પાછા લેવા જોઈએ. આ મુદ્દાઓ ઉપર તડજોડ કરવામાં મુશ્કેલી ન આવી.

સૌથી વધારે મહત્ત્વનો પ્રશ્ન રાજ્યબંધારણને લગતો હતો. એ બાબતમાં લાંબી વાટાઘાટો પછી, અવલમત્ત કારોબારીની મંજૂરીની અપેક્ષાએ, ગાંધીજીએ સ્વીકાર્યું કે, “હવે પછીની ચર્ચા ગોળમેજી પરિષદમાં ચર્ચાયેલી બંધારણની યોજનાનો વિચાર આગળ ચલાવવાના હેતુથી કરવામાં આવશે જે યોજનાની રૂપરેખા ત્યાં આંકવામાં આવી છે તેનું ફેડરેશન (સમૂહ તંત્ર) એ એક અનિવાર્ય અંગ છે. તે જ પ્રમાણે કેટલીક બાબતો દા. ત. દેશનું રક્ષણ, પરદેશો સાથેના સંબંધો, લઘુમતી કોમોની સ્થિતિ, હિંદના દેવા લેણાની પતાવટ, વગેરેમાં હિંદુસ્તાનના હિતને માટે સલામતીઓ તથા હિંદીઓની જવાબદારીઓ એ પણ એના અનિવાર્ય અંગો છે.” જેમ જમીનના પ્રશ્ન વિષે સરદારના મનનું સમાધાન નહોતું થતું તેમ આ રાજ્યબંધારણી પ્રશ્ન વિષે જવાહરલાલજીને સંતોષ નહોતો થતો. કેદીઓના છુટકારાની બાબતમાં એકલા સત્યાગ્રહી કેદીઓને જ છોડવાના હતા. બીજાઓ જેમને અટકમાં લેવાયેલા હતા તેમના કેસો વ્યક્તિગત રીતે વિચારવાના હતા, તથા જે મોજરો અને પોલીસો ઉપર ઉપરીના હુકમના ભંગને સારુ કેસો થયા હતા તેમને કશી રાહત આપવામાં આવી નહોતી. આવી બધી બાબતોમાં કારોબારીના સભ્યોને સંતોષ નહોતો. ગાંધીજીનું કહેવું એમ હતું કે આપણે જ્યારે સમાધાન કરવા જઈએ છીએ ત્યારે બધું આપણી મરજી પ્રમાણે થતું નથી. જો કોઈ એક મુદ્દા ઉપર અથવા તો બધા મુદ્દા ઉપર તમારે વાટાઘાટો તોડી નાખવી હોય તો હું તેમ કરવા તૈયાર છું. છેવટે બધા સભ્યોએ ગાંધીજીની સલાહ માની, અને જવાહરલાલજી જેઓને આ સમાધાની જરાયે ગમતી નહોતી તેઓ પણ ગાંધીજી ઉપર શ્રદ્ધા રાખી સમાધાન કબૂલ કરવા તૈયાર થયા.

બારડોલી અને બોરસદ તાલુકાના જે ખેડૂતોના ઊભા પાક લૂંટાઈ ગયા હતા, જપ્તીઓમાં જેમનો કીમતી માલ કોડીની કિંમતે વેચાઈ ગયો હતો તથા જેમની લાખો રૂપિયાની જમીન ખાલસા કરીને બીજાઓને વેચાઈ ગઈ હતી તેમને આ સંધિથી નિરાશા થાય એ સ્વાભાવિક હતું. તેમને સમાધાનીનું રહસ્ય સમજાવતાં ગાંધીજીએ કહ્યું:

> “આ સંધિ એ લડતનો અંત નથી. લડતનો અંત તો સ્વરાજ મળ્યા પછી જ આવશે, અને કદાચ સ્વરાજ મળ્યા પછી પણ ન આવે કારણ સ્વરાજ સરકાર સામે પણ સત્યાગ્રહ કરવાનો પ્રસંગ આવે. આજે તો જે સંધિ થઈ છે તે સ્વરાજની મજલમાં એક આગળ પગલું છે. હવે જે લેવાનું રહ્યું છે તે વાતચીત, ચર્ચા, વાટાઘાટથી લેવાનું છે. તમને થયેલા નુકસાનનો બદલો તમને અપાવવાની મેં તમને વાત કરી હોય? સરદારે કરી હોય એવું મને સ્મરણ

નથી. કોઈ સ્વયંસેવકોએ તમને એવી આશા આપી હોય તો તે વગર વિચાર્યે હતી એમ મારે કહેવું જોઈએ. એને માટે તમે સમિતિને કે મને કે સરદારને જવાબદાર ન ગણતા. દાંડીની યાત્રા પછી હું એ વાત કહેતો આવ્યો છું કે આ તો શિરસાટાની લડાઈ છે. આ લડાઈમાં ફના થવું પડશે, અને જે ફના થવા માગે છે તે નુકસાનીનો બદલો શેનો માગે? તમારાં ઘરબાર લૂંટાશે, તમે બૈરાંછોકરાં સાથે ખુવાર થશો, એમ તમને ઢોલ વગાડીને કહ્યું છે. એ સહન કરવું હોય તો લડાઈમાં પડજો, નહીં તો ન પડતા એમ તમને સાફ જણાવ્યું હતું.

* * *

"આ સંધિ કરવી જોઈતી હતી કે નહીં એ જુદો સવાલ છે. પણ એમાં માથું નમાવવાપણું હતું ખરું? હું કહું છું કે જરાયે નહોતું. તમે બદલો શેનો માગો? જાનમાલ ખોયા હોય તોય બદલો તો છે જ. સ્વરાજને માટે આટલી નુકસાની ખમવાને તમે તૈયાર ન હો તો કહેવાશે કે બારડોલી, બોરસદના લોકો કંજૂસ હતા, લૂંટાવાને તૈયાર નહોતા. આપણે સ્વરાજ લઈને બેસશું ત્યારે આ નુકસાની આપવાની શક્તિ હશે તોપણ, તમે એ માગશો તો સ્વરાજના ઘાતક થવાના છો. હા, સરદારને અને મને એક વસ્તુ જરૂર માથાના ઘા જેવી લાગે. તમારી જે જમીન બીજાને અપાઈ ગઈ છે તે ખોવાની વસ્તુ નથી એ ચોક્કસ છે. નુકસાન થયું હોય તેનો બદલો ન મંગાય કારણ આપણે મરેલાની જિંદગી પાછી નથી માગતા કે કેદમાં જઈ આવેલાની કેદનો બદલો નથી માગતા, પણ આ જમીન તો મળવી જ જોઈએ. સરદારે તમને જમીનો પાછી અપાવવાની કબૂલાત કરી હતી ખરી. જોકે મેં નહોતી કરી. પણ એ જમીન તેમને મળશે એને વિષે શંકા નથી. એ ક્યારે મળશે, કઈ રીતે મળશે, એ ન કહેવાય. પણ મળશે એ વાત સાચી છે. સરદારની અને મારી કસોટી કરવાને આટલી એક વાત બસ છે, તે એ કે ગયેલી જમીન પાછી મળવી જ જોઈએ. એ નથી મળી ત્યાં સુધી સ્વરાજ નથી મળ્યું. ત્યાં સુધી અમે તમારા સાચા સેવક નથી બન્યા એમ માનજો. એને માટે અમે ખાક થશું, અને તમને ખાક કરશું."

સંધિ પછી તરત થોડા દિવસ ગાંધીજી અને સરદાર એકાદ અઠવાડિયું સાથે ફર્યા. ગામેગામ લોકોના કષ્ટસહનની સ્તુતિ કરતાં સરદાર કહેતા: "તમે સહન તો બહુ કર્યું. પણ તમે જેવડી ઇજ્જત કમાયા એવડી ઇજ્જત થોડા જ કમાઈ શકે એમ છે." બારડોલીમાં ફરતા હતા ત્યારે ખેડા જિલ્લાના ધસણાવ ગામમાં હિજરતીઓનાં અઢાર ઝૂંપડાં બળી ગયાના સમાચાર આવ્યા. તેમાં અનેક ઢોરો અને ચાર મનુષ્યો બળીને ખાક થઈ ગયાં હતાં ગાંધીજીએ સરદારને કહ્યું, "એ લોકોને દરેક પ્રકારની મદદ કરવામાં આવશે એવું કહેણ તો મોકલો?" પોતાના ખેડૂતોને માટે ભારે અભિમાન ધરાવનારા સરદાર કહે, "એ લોકો જરાય ગભરાયા નહીં હોય, મદદ લેવાની ના પાડશે. છતાં દરબારસાહેબ, છગનલાલ જોષી વગેરે ત્યાં છે તે કરવાનું કર્યા વિના નહીં રહે."

ખેડુતો પાસેથી કામ લેવાની સરદારની પદ્ધતિ ગાંધીજીના કરતાં કાંઈક જુદી પડતી હતી તેનો ધ્વનિ બારડોલીના હિજરતીઓ આગળ આ વખતે કાઢેલા સરદારના નીચેના ઉદ્‌ગારોમાં આપણને સંભળાય છે. એક સવારે ગાંધીજી સાથે હિજરતી ગામો જોવા ગયેલા ત્યાં સરદાર બોલ્યા :

> "ગાંધીજી તો તકલી ચલાવી બાપદ્ આપે. એમને હવે બોલવાનું કશું રહ્યું નથી.. ખેડૂતો એ સમજે પણ શું? માટે તમારે મારું કહ્યું માનવું. એમની પાસેથી શીખવાનું મેં શીખી લીધું છે. હવે તમારે મારી પાસેથી શીખવાનું છે."

આપણે આગળ જોઈશું કે સંધિના અમલની બાબતમાં સરદારને ઘણી અકળામણ થતી અને ખેડૂતોનો સ્વભાવ તથા ખેડૂતોની મુશ્કેલીઓ ગાંધીજી નથી સમજી શકતા એમ એમને લાગતું. તેની આગાહી ઉપરના ઉદ્‌ગારોમાં છે.

પણ આ સંધિ પછી લોકો રાહત મેળવવાની આશા કરતા થઈ જાય એ ગાંધીજીને અને સરદારને બન્નેને જરાયે પસંદ નહોતું. બ્રિટિશ મુત્સદ્દીઓ સ્વરાજની વાટાઘાટ કરવા માટે હાથ લાંબો કરતા હતા તે સ્વીકારવા માટે આ સંધિ હતી, લડતમાં જેમણે ગુમાવ્યું હતું તેમને રાહત આપવા માટે કે અપાવવા માટે નહોતી. વળી સ્વરાજ માટે લોકોમાં કામ કરવાની કૉંગ્રેસને તક મળે તે હેતુ પણ હતો. પણ આપણે આગળના પ્રકરણમાં જોઈશું કે જે ઉદારતા અને સદ્‌ભાવથી પ્રેરાઈને ગાંધીજી અને વાઈસરૉય લૉર્ડ અર્વિન આ સંધિ કરવા પ્રેરાયા હતા તે ઉદારતા અને સદ્‌ભાવનો છાંટો પણ હિંદુસ્તાનમાંના બ્રિટિશ અમલદાર વર્ગમાં ઊતર્યો નહોતો. એટલે ગાંધીજીના, સરદારના અને બીજા કાર્યકર્તાઓના કાળજાટ પ્રયત્નો છતાં સંધિમાંથી કાંઈ નીપજ્યું નહીં.

## ૫

# કરાંચી કૉંગ્રેસના પ્રમુખ

જે વખતે વાઈસરૉય સાથે વાટાઘાટો ચલતી હતી તે વખતે જ કારોબારીના સભ્યો આવતી કૉંગ્રેસ ક્યાં અને ક્યારે ભરવી તેનો વિચાર કરી રહ્યા હતા. લાહોરની કૉંગ્રેસમાં ઠરાવ્યું હતું કે દર વરસે નાતાલના દિવસોમાં કૉંગ્રેસ ભરાય છે તે દિવસોમાં ટાઢ બહુ હોય છે, તેથી માચ માસમાં ઋતુ સમધારણ હોય તે વખતે કૉંગ્રેસ ભરવી. આ વર્ષે લડત ચાલતી હતી એટલે દરેક પ્રાંતની કૉંગ્રેસ સમિતિઓ પ્રમુખની તેમ જ પ્રતિનિધિઓની ચૂંટણી રીતસર કરી શકે તેમ નહોતુ. એટલે કારોબારીએ ઠરાવ્યું કે જો સમાધાની થઈ જાય તો કરાંચીમાં કૉંગ્રેસ ભરવી અને તેનું પ્રમુખપદ સરદારને આપવું. પ્રતિનિધિઓની બાબતમાં ઠરાવ્યું કે દરેક પ્રાંતની પ્રાંતિક સમિતિ પોતાને માટે ઠરેલી સંખ્યામાંથી અડધા પોતાના સભ્યોમાંથી ચૂંટે અને અડધા પોતાના પ્રાંતમાંથી જેલ ગયેલાઓમાંથી ચૂંટે.

સમાધાની પાંચમી માર્ચે થઈ, અને માર્ચના છેલ્લા અઠવાડિયામાં કૉંગ્રેસ ભરવાનું નક્કી કર્યું, એટલે કરાંચીના લોકોને તૈયારી કરવાને માટે બહુ થોડા દિવસ હતા. પણ ત્યાંની મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી જમશેદ મહેતાના સહકારને લીધે અને સ્વાગત પ્રમુખ ડૉ. ચોઈથરામ તથા સિંધના નિરભિમાની અને નિષ્ઠાવાન કાર્યકર્તા શ્રી જયરામદાસજીની વ્યવસ્થાશક્તિને લીધે કરાંચી કૉંગ્રેસની વ્યવસ્થા બહુ સુંદર થઈ શકી. કરાંચીમાં વસતા ગુજરાતીઓએ પણ તેમાં ભારે ફાળો આપ્યો. તૈયારી માટે પૂરો એક મહિનો પણ નહોતો મળ્યો છતાં હજારો માણસોને રહેવાની, નાહવાધોવાની, ખાવાપીવાની તથા પાયખાનાપેશાબની લગભગ આદર્શ ગણાય એવી વ્યવસ્થા તેઓએ કરી. પહેલાંની કૉંગ્રેસો કરતાં આ કૉંગ્રેસથી એક નવો શિરસ્તો એ પડ્યો કે કૉંગ્રેસની મુખ્ય બેઠક માટે મંડપ બાંધવાને બદલે આકાશના છત્ર નીચે જ બેસવાનું ઠરાવ્યું. એ આકાશછત્રવાળા મંડપની રચના, તેની અંદરના ધ્વનિવર્ધકોની વ્યવસ્થા, બેસવાની ગોઠવણ અને ત્રિરંગી દીપમાળ એ બધું કળાપૂર્ણ હતું

કરાંચીની આ કૉંગ્રેસ બહુ ક્ષુબ્ધ વાતાવરણમાં ભરાઈ હતી સરકાર સાથે કરવામાં આવેલી સમાધાનીથી નવજુવાન વર્ગને ભારે અસંતોષ હતો. સમાધાન પ્રમાણે જેઓ છૂટવા જોઈતા હતા તેવા બધા કેદીઓ અમલદારોની આડખીલીઓને લીધે હજી છૂટ્યા નહોતા. વળી બંગાળ તથા બીજા કેટલાક

પ્રાંતોમાં મોટી સંખ્યામાં કેદીઓ અટકાયતમાં અથવા નજરકેદમાં હતા તેઓ સત્યાગ્રહની લડતને કારણે પકડાયેલા નહોતા પણ રાજદ્વારી કેદીઓ તો હતા જ. આ સમાધાનીમાં તેમને છોડાવવાની કશી જોગવાઈ થઈ શકી નહોતી. આના કરતાં પણ નારાજીનું મોટું કારણ તો એ હતું કે ભગતસિંગ અને તેના બે સાથીઓ સુખદેવ અને રાજગુરુ, એમને પંજાબના એક અમલદારનું ખૂન કરવા બદલ ૧૯૨૮ના લાહોર કાવતરા કેસમાં ફાંસીની સજા થઈ હતી તેમને ફાંસી ન દેવામાં આવે એવી બધા નવજુવાનોની માગણી હતી. વાઈસરૉય સાથેની ચર્ચા દરમ્યાન ગાંધીજીએ એમને ફાંસી ન દેવામાં આવે તે માટે વાઈસરૉયને સમજાવવામાં કશી બાકી રાખી નહોતી, પણ વાઈસરૉય ફાંસી અટકાવવા તૈયાર નહોતા અને વાટાઘાટો સત્યાગ્રહની લડત અંગેની જ હોઈ ગાંધી-અરવિનની શરતોમાં એ લાવી શકતા નહોતા. વળી ભગતસિંગ એવો બહાદુર જુવાન હતો કે તેણે વાઈસરૉયને દયાની અરજી કરવા સાફ ના પાડી હતી અને કહ્યું હતું કે મેં તો દેશની સ્વતંત્રતાની લડતને માટે એક શત્રુનું ખૂન કર્યું છે, માટે સરકાર પણ મને શત્રુ ગણી ભલે ગોળીએ દે. મને ફાંસીએ લટકાવે છે એ પણ મને તો હીણપદ લાગે છે. ભગતસિંગના આવા હિંમતવાળા અને બહાદુર વર્તનથી સ્વાભાવિક રીતે જ નવજુવાનોના હૃદય તેણે હરી લીધાં હતાં. વાઈસરૉયે ગાંધીજીને એટલું કહ્યું કે તમે ચાહતા હો તો કરાચીની કૉંગ્રેસ પૂરી થઈ જાય ત્યાર પછી એને ફાંસી દેવાય એવી વ્યવસ્થા હું કરું. પણ ગાંધીજીએ વાઈસરૉયને જણાવ્યું કે તમે મારું માનતા નથી અને નવજુવાનોના દિલ પર સારી અસર કરવાની આ તક ગુમાવો છો, એટલે તમારે એને ફાંસી દેવી જ હોય તો કરાચી કૉંગ્રેસ પહેલાં દો જેથી મારે અને સરદારને નવજુવાનોનો જે કાંઈ રોષ વહોરવાનો હોય તે અમે ત્યાં જ વહોરીએ. એ રોષમાંથી છટકવાનો અમારે પ્રયત્ન કરવો જોઈએ નહીં.

આવા કઠણ સંજોગોમાં સરદારને કૉંગ્રેસની ધુરા વહન કરવાનું હતું તેની કદર આપણા આશ્રમ શ્રી નરસિંહરાવે કેવી કરી હતી તે, જ્યારે ગાંધીજી અને સરદાર મુંબઈથી કરાચી જતા હતા ત્યારે પોતાની અંજલિ તરીકે તેમના હાથમાં નીચેનો શ્લોક તેમણે મૂક્યો તે ઉપરથી જણાય છે :

> यत्र योगेश्वरो गान्धी वल्लभश्च धुर्धरः ।
> तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥
>
> જહાં યોગેશ છે ગાંધી, અને ધુર્ધર વલ્લભ,
> ત્યાં શ્રી જય ત્યાં ભૂતિ નીતિ, નિશ્ચય માનું હું.

છેવટે કરાંચી કૉંગ્રેસના થોડા દિવસ અગાઉ જ ભગતસિંગ અને તેના સાથીઓને ફાંસી દેવાઈ. નવજુવાનો ખૂબ ઉશ્કેરાયા. ગાંધીજી અને સરદાર કરાંચી સ્ટેશને પહોંચ્યા તે વખતે નવજુવાનો તેમની આગળ કાળા વાવટા અને કાળાં ફૂલો ધરી પોતાનો વિરોધ દર્શાવવા ઇચ્છતા હતા. ગાંધીજીએ કૉંગ્રેસના બધા સ્વયંસેવકોને સૂચના કરી કે એમને રોક્યા વિના મારી પાસે આવવા દો. પહેલાં મારે એમનુ સ્વાગત સ્વીકારવું છે. તેઓ આવ્યા એટલે ગાંધીજીએ કહ્યું કે આ કાળાં ફૂલ મારી અને સરદારની ઉપર નાખવાં હોય તો તેમ કરો, નહીં તો અમને હાથમાં આપો. તેમને એ પણ કહ્યું કે અમને કાળાં ફૂલથી વધાવવાનો તમને હક છે, તમને અમારા ઉપર રોષ કરવાનો પણ હક છે. યુવાનોએ ફૂલો માથા ઉપર વેરવાને બદલે હાથમાં આપ્યાં. ગાંધીજીએ કહ્યુ તમારા આ વિનય માટે હું તમારો બહુ આભારી છું ગાંધીજીનુ આવુ શાંત અને વાત્સલ્યપૂર્ણ વર્તન જોઈ યુવાનો શરમાયા. તેમના દિલમાં ગાંધીજી કે સરદાર પ્રત્યે અનાદર તો નહોતો જ, માત્ર પોતાની લાગણીનો ઊભરો તેમની આગળ તેઓ ઠાલવવા માગતા હતા

સરદારનુ પ્રમુખ તરીકેનુ ભાષણ બહુ ટૂંકું હતુ. પોતાને કૉંગ્રેસના પ્રમુખ નીમવામાં આવ્યા છે તે પોતાની નહી, પણ ગુજરાતની કદર કરવા માટે છે એમ કહેતાં તેમણે જણાવ્યુ :

"મારા જેવા સીધાસાદા ખેડૂતને તમે દેશના પ્રથમ સેવકના પદને માટે ચૂટયો તે મારી સ્વલ્પ સેવાની કદરના કરતાં ગુજરાતે ગયા વર્ષના યજ્ઞમાં જે અદ્ભુત બલિદાન આપ્યાં છે તેની કદર કરવાને અર્થે છે, એ હુ સારી રીતે સમજુ છુ ગુજરાત પ્રાંતને એ માનને માટે તમે પસદ કર્યો એ તમારી ઉદારતા છે બાકી સાચી વાત તો એ છે કે આ જમાનાની અપૂર્વ જાગૃતિના ગયા વર્ષમા કોઈ પ્રાંતે બલિદાન આપવામા કશી કચાશ રાખી નથી. દયાળુ પ્રભુનો પાડ છે કે એ જાગૃતિ એ સાચી આત્મશુદ્ધિની જાગૃતિ હતી."

ભગતસિંગની ફાંસી વિષે બોલતા કહ્યુ

"નવજુવાન ભગતસિંગ, સુખદેવ અને રાજગુરુને થોડા જ દિવસ ઉપર ફાંસી મળી છે તેથી દેશને પારાવાર ઉકળાટ થયો છે. એ યુવકોની કાર્યપદ્ધતિની સાથે મારે નિસ્બત નથી બીજા કોઈ પણ હેતુને માટે ખૂન કરવુ તેના કરતા દેશને માટે કરવુ એ ઓછુ નિંદ્ય છે એમ હુ માનતો નથી. છતા ભગતસિંગ અને તેના સાથીઓની દેશભક્તિ, હિંમત અને બલિદાન આગળ મારુ શિર ઝૂકે છે. આ યુવાનોને થયેલી ફાંસીની સજા બદલીને દેશનિકાલની કરવામા આવે એવી લગભગ આખા દેશની માગણી છતા સરકારે એમને ફાંસી દઈ દીધી છે, એ હાલનુ રાજતંત્ર કેટલુ હૃદયશૂન્ય છે એ પ્રગટ કરે છે."

સંધિ વિષે બોલતાં કહ્યુ ·

"આપણે આ સમાધાની ન સ્વીકારી હોત તો આપણો દોષ ગણાત અને ગયા વર્ષની તપશ્ચર્યા બધી ધોવાઈ જાત. આપણે તો સત્યાગ્રહી તરીકે હમેશા દાવો કરવો જોઈએ અને કર્યો છે કે આપણે હમેશા સુલેહ માટે તૈયાર છીએ એટલુ જ નહીં પણ ઉત્સુક છીએ. એટલે જ્યારે સુલેહ માટે દ્વાર ખુલ્લુ દેખાયુ ત્યારે આપણે તેનો લાભ લીધો. ગોળમેજી પરિષદમા ગયેલા આપણા દેશબંધુઓએ સપૂર્ણ જવાબદારીવાળા તત્રની માગણી કરી. બ્રિટિશ પક્ષોએ એ માગણી સ્વીકારી. અને તે પછી વડા પ્રધાને, વાઈસરૉયે અને આપણા કેટલાક પ્રસિદ્ધ નેતાઓએ કોંગ્રેસના સહકારની માગણી કરી. તે ઉપરથી કોંગ્રેસની કારોબારીને લાગ્યુ કે જો માનભરી સુલેહ થઈ શકે તો અને કશીયે શરતો અને કાપકૂપ વિના પૂર્ણ સ્વરાજ માટે માગણી કરવાનો કોંગ્રેસનો હક સ્વીકારાતો હોય તો કોંગ્રેસે ગોળમેજી પરિષદમા જવાનું આમત્રણ સ્વીકારવુ અને બધા પક્ષ સ્વીકારી શકે એવું તત્ર ઘડવાના પ્રયત્નમા સહકાર દેવો. જો આ પ્રયત્નમા આપણે નિષ્ફળ જઈશું અને તપશ્ચર્યાના માર્ગ સિવાય બીજો રસ્તો નહી રહે તો તે લેવાને આપણને અટકાવનાર પૃથ્વી ઉપર એકે શક્તિ નથી."

કોંગ્રેસ આગળ મુખ્ય ઠરાવ ગાંધી-અર્વિન કરારથી થયેલી સધિને બહાલી આપવાનો હતો. ઉપર કહેવાઈ ગયુ છે કે આ સંધિ નવજુવાનોને પસંદ પડી નહોતી. તે વખતે કોંગ્રેસમાં નવજુવાનોના મધ્યમમાર્ગી નેતા જવાહરલાલ નેહરુ હતા અને અંતિમમાર્ગી નેતા શ્રી સુભાષ બોઝ હતા, એમ કહેવાય. પડિત જવાહરલાલને સધિ પસદ પડી નહોતી તે સધિની શરતોને કારણે નહોતુ, પણ એમના અભિપ્રાય પ્રમાણે સધિમા પૂર્ણ સ્વરાજના તત્ત્વનો એમને ત્યાગ થયેલો લાગતો હતો તે કારણે હતુ. છતા ગાંધીજી પ્રત્યેની ભક્તિને લીધે અને તેમની સમજાવટને કારણે સધિની બાબતમાં એમણે પોતાના મનને મનાવી લીધુ હતુ. અને કોંગ્રેસની બેઠકમાં સધિનો ઠરાવ એમણે જ રજૂ કર્યો. તે રજૂ કરતા તેમણે પોતાની મનોવ્યથાના રજેરજ ક્રમનો ઇતિહાસ કહી સંભળાવ્યો. આટલી મનોવ્યથા પછી જ્યારે સધિને બહાલી આપવાનો ઠરાવ રજૂ કરવાને પોતે ઊભા થાય છે ત્યારે એ ઠરાવમા કંઈક રહસ્ય હશે, એમ તેમણે નવજુવાનોને સૂચન કર્યુ. તેમની દર્દભરી વાણીએ શ્રોતાઓનાં હૃદય ઉપર ઊંડી અસર કરી અને ગાંધીજીનુ તથા સરદારનુ કામ અતિશય સહેલુ કરી મૂક્યુ. અતિમમાર્ગી સુભાષબાબુએ પણ ઠરાવનો વિરોધ ન કરતા તેને ટેકો આપ્યો. એટલે નવજુવાનો શાંત થયા. પછી ગાંધીજીએ યુવાનોને સમજાવતાં કહ્યું:

"આપણા નવજુવાન ભાઈઓ અને બહેનોને સધિથી દુખ થયુ છે. તેમને માટે મારા દિલમા પ્રેમ સિવાય બીજુ કશું નથી. એમનુ દુખ હું સમજી શકુ છુ. એમને આ સધિ વિષે શકા ઉઠાવવાનો પૂરેપૂરો હક છે. મારા દિલમા એમના વિરોધથી ચીડ નથી થતી, ગુસ્સો પણ નથી આવતો. આપણે ગોળમેજી પરિષદ

સામે ભારે વિરોધ દર્શાવેલો એ પરિષદમાંથી કશું ન મળે એવું પણ હોવું ત્યારે એવું શું બની ગયું છે કે જેથી આપણને લાગે છે કે એ પરિષદમાં જવાથી કાંઈ લાભ થવાનો છે? મારામાં કાંઈ જાદુ નથી કે નથી કોંગ્રેસમાં કાંઈ જાદુ, જેથી ગોળમેજી પરિષદની વૃત્તિ બદલાઈ જાય અને બધું મળી રહે એટલે તમે મારી પાસેથી સારી રીતે સમજી લો કે હું એવું વચન નથી આપવા માગતો કે અમે ગોળમેજી પરિષદમાં જઈશું એટલે પૂર્ણ સ્વરાજ મળી જશે મારા મનમાં એ વિષે પૂરેપૂરો શક છે ઘણી વાર થાય છે કે આ પરિષદમાં જઈને આપણે શું કરશું? આજે જે આપણે માગીએ છીએ તેની અને આજ સુધી ગોળમેજી પરિષદ આગળ ધરવામાં આવ્યું છે તેની વચ્ચે એવડો મોટો દરિયો છે કે ત્યાં જઈને શું કરશું એ શંકા દિલમાંથી નીકળતી જ નથી

પણ જે વસ્તુ અમુક સંજોગોમાં ધર્મ થઈ પડે છે તે જો ન કરીએ તો પાપ થાય સત્યાગ્રહનો કાયદો છે કે જેની સામે સત્યાગ્રહ કરી રહ્યા હોઈએ તેની સાથે મસલત કરવાનો વખત આવે ત્યારે મસલત કરવી આપણી પ્રાર્થના એ હોય કે જેને આપણે દુશ્મન માનીએ તેની સાથે પ્રેમ કરીને તેને જીતી લઈએ સત્યાગ્રહીની પ્રતિજ્ઞા તો દુશ્મનને પ્રેમથી જીતવાની છે જો સત્યાગ્રહીમાં પ્રેમ ન હોય પણ વેરઝેર હોય તો એ સત્યાગ્રહી નહીં પણ દુરાગ્રહી કહેવાય પણ કોંગ્રેસના કોષમાં તો દુરાગ્રહને સ્થાન નથી, એમાં તો માત્ર સત્ય અને અહિંસાને સ્થાન છે એટલે આપણે માનીએ કે જેની સામે સત્યાગ્રહ કર્યો તેની સાથે સંધિ થઈ જ ન શકે તો એ મોટી ભૂલ છે એ ભૂલ દૂર કરવી જોઈએ એટલે જોકે મને આ વસ્તુમાંથી કશું નીપજવા વિષે શંકા છે તોપણ જ્યારે આપણને નિમંત્રણ દેવામાં આવ્યું છે જ્યારે આપણને કહેવામાં આવે છે કે તમારે શું જોઈએ છે, તે અમને આવીને સંભળાવો અને સમજાવો લડ્યા કરવાને બદલે અમને જાણવા દો કે તમારી શી માગણી છે ત્યારે આપણે ત્યાં જવું જ જોઈએ

આ સંધિમાં આપણને શરમ લાગે એવી એક પણ વાત નથી આ સંધિમાં અમુક વસ્તુ કેમ નથી આવી અમુક વસ્તુ કેમ રહી ગઈ છે એ અહીં સમજાવવા નથી માગતો પણ એ સંધિ કરવાનો કારોબારી સમિતિનો કેમ ધર્મ થઈ પડ્યો હતો તે તમને સમજાવું કારોબારી સમિતિને સરકારે જ્યારે છોડી ત્યારે તેણે કાં તો સવિનય ભંગ કરીને પાછા જેલમાં ચાલ્યા જવું કાં તો કંઈક બીજું પગલું ભરવું એ એનો ધર્મ થઈ પડ્યો એ પગલું આપણે ન ભર્યું હોત અને સવિનય ભંગ કરીને જેલમાં જાત તો જગતમાં આપણી નામના નહોતી થવાની, પણ આપણી બદનામી થાત

આપણે આ સંધિ થાકીને નથી કરી એક ભાઈએ કહ્યું અમે તો એક વર્ષ વધારે લડાઈ ચલાવવાને માટે તૈયાર હતા એ વાત હું પણ માનું છું હું તો તેથી આગળ જઈને કહું છું કે એક નહીં પણ વીસ વર્ષ આપણે લડાઈ ચાલુ રાખી શકતા હતા સત્યાગ્રહી તો બીજા બધા થાકીને કંટાળી જાય તોપણ એકલો લડ્યા કરે એટલે આપણે થાક્યા તેથી કારોબારી સમિતિને સંધિ કરવી પડી એ વાત બરાબર નથી એવી રીતે થાકીને જે સત્યાગ્રહ બંધ કરે છે તે ઈશ્વરને છેતરે છે પ્રજાને છેતરે છે દેશને છેતરે છે પણ એવી રીતે આ સંધિ

થઈ જ નથી આ સંધિ થઈ કારણ એ થવી જોઈતી હતી આપણામાં લડવાની શક્તિ હોય માટે લડયા જ કરવુ જોઈએ એમ તો ન જ કહેવાય અને આવતી સાલ સુધી લડત તોયે પાછી આની આ જ વાત આવીને ઊભી રહેત ત્યારે શુ તમે પાછા એમ કહેત, 'ના, અમે તો લડયા જ કરવાના?' જો સિપાઈ એમ કહે કે હુ તો લડયા જ કરીશ તો તો એ મિથ્યાભિમાની કહેવાય એ ઈશ્વરનો ગુનેગાર બને છે એટલે જે સંધિ થઈ એ થવી જોઈતી જ હતી ''

નવજુવાનોની એક ખાસ સભા આગળ ગાંધીજીએ કહ્યુ

"ભાઈ, સંધિને સમજવાનો પ્રયત્ન કરો. મારો તો આખી જિંદગી સંધિ કરવાનો, લડવાનો, વળી પાછા સંધિ કરવાનો ધંધો રહ્યો છે આપણે તો એ જોવાનુ હતુ કે આપણે સાચા રસ્તા ઉપર છીએ કે કેમ, જેથી આપણને જગતમા કોઈ પણ ઉતાવળુ અને અવળુ પગલુ લેવાને માટે નિંદી ન શકે ચાળીસ વર્ષ થયા જેણે આ જ પ્રકારનુ કામ કર્યું છે અને કંઈક અંશે સફળતા મેળવી છે તેના અનુભવોનો તો જરા વિચાર કરો કરોડો લોકોમા ચેતન આવી ગયુ છે કરોડો ખેડૂતો નિર્ભય થઈને બેઠા છે, તે શું કશા કાર્ય કે પ્રયત્ન વિના થયુ? એ મે કર્યું એવો દાવો હુ નથી કરતો હું તો નિમિત્ત હતો પણ જે વસ્તુ હિંદુસ્તાનની આગળ મૂકવાનો પ્રયત્ન આ પંદર વર્ષ થયા હુ કરી રહ્યો છું તે વસ્તુએ લોકોમા ચેતન આણ્યુ છે એ વિષે તો શકા નથી જ તમારી બહાદુરી, તમારો ત્યાગ, મને ગ્રાહ્ય છે એ ત્યાગને અહિંસાની શક્તિ સાથે જોડો "

બીજો ઠરાવ ભગતસિંગને અને એના મિત્રોને અપાયેલી ફાંસી વિષે હતો એ ઠરાવ પણ જવાહરલાલે રજૂ કર્યો તેઓ બોલ્યા,

"આ ઠરાવ રજૂ કરવાને માટે મારે બદલે એ ઠરાવના ઘડનાર અહિંસાના પૂજારી હોત તો, જેણે હિંસાના મંત્રનું પાલન કરીને પોતાના જીવનનુ બલિદાન આપ્યુ છે તેની તારીફ કરનારો આ ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો હોત તો એ વધારે ઉચિત થાત'

ભગતસિંગવાળો ઠરાવ નીચે આપેલો છે -

"આ કોંગ્રેસ કોઈ પણ રીતની અથવા કોઈ પણ રૂપની રાજદ્વારી હિંસા સાથે નિસ્બત રાખતી નથી છતા સરદાર ભગતસિંગ અને તેના સાથીઓ શ્રી સુખદેવ અને રાજગુરુની બહાદુરી, શૌર્ય અને બલિદાનની તારીફ કરે છે, અને મરનારના કુટુંબીઓ સાથે શોકમા શામિલ થાય છે આ ત્રણ ભાઈઓને ફાંસી દેવાનુ કૃત્ય એ કેવળ વેરથી પ્રેરાયેલુ અને તેમની સજામા ફેરફાર કરવાની આખા રાષ્ટ્રની માગ ઇરાદાપૂર્વક ઠોકર મારનારુ હતુ એવો આ કોંગ્રેસનો અભિપ્રાય છે આ કોંગ્રેસ પોતાનો એ અભિપ્રાય પણ વ્યક્ત કરે છે કે બે પક્ષો વચ્ચે સદ્ભાવ જે આ ટાકણે અતિશય આવશ્યક છે, એ પેદા કરવાની સુવર્ણ તક સરકારે પોતાના આ કૃત્યથી ગુમાવી છે જે પક્ષ નિરાશાથી પ્રેરાઈને રાજદ્વારી હિંસાનો આશ્રય લે છે તે પક્ષને છૂટી લઈ શાંતિને માર્ગે વાળવાની પણ આ સુવર્ણ તક હતી એ સરકારે ગુમાવી છે "

બેઠકની બેઠક દરમ્યાન જ કાનપુરમા કોમી હુલ્લડ થયાના અને એ હુલ્લડમા કેટલાંક મુસલમાન કુટુંબોને બચાવવા જતા શ્રી ગણેશશંકર વિદ્યાર્થી

મરાયાના સમાચાર આવ્યા. તેથી ભારે ગમગીની ફેલાઈ. મુસલમાન કુટુંબોને મારવા આવેલાં ઝનૂની ટોળાં આગળ સાચા સત્યાગ્રહી તરીકે ગણેશશંકર વિદ્યાર્થી અડગ ઊભા રહ્યા હતા. તેઓ યુક્ત પ્રાંતની સમિતિના પ્રમુખ હતા. તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી બતાવનારો જે ઠરાવ કોંગ્રેસે પસાર કર્યો તેમાં જણાવ્યું કે,

"જેઓ ભયમાં આવી પડ્યા હતા તેમના પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરતાં અને મારામારી અને ગાંડપણની વચ્ચે શાંતિ અને ડહાપણ સ્થાપવાનો પ્રયત્ન કરતા, એક પ્રથમ દરજ્જાના આગેવાન કોંગ્રેસી કાર્યકર્તાએ પોતાના પ્રાણની આહુતિ આપી છે તે માટે આ કોંગ્રેસ ગર્વ લે છે."

પણ આ કોંગ્રેસ વિશેષ યાદગાર તો તેણે પસાર કરેલા 'સ્વરાજના મૂળ હકો' વિષેના મહત્ત્વના ઠરાવ માટે બની ગઈ છે. એ ઠરાવ કોંગ્રેસનું કામ પૂરું થવા આવ્યું ત્યારે ઉતાવળમાં પસાર થયેલો હોઈ એમાં સુધારો કરવાની સત્તા કોંગ્રેસે પોતાની મહાસમિતિને આપી હતી તા ૬, ૭, ૮ ઑગસ્ટ, ૧૯૩૧ના રોજ મહાસમિતિએ એ ઠરાવમાં કેટલાક સુધારા કરી તેને છેવટનું રૂપ આપ્યું અત્યારે આપણું સ્વરાજ થઈ ગયું છે છતાં એ ઠરાવમાં જણાવેલી ઘણી બાબતોનો અમલ હજી આપણે કરી શક્યા નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે

આટલા ઉપરથી જણાશે કે આ કોંગ્રેસનું સુકાન ચલાવવું એ સહેલું નહોતું. છતાં સરદાર પોતાની વ્યવહારદક્ષતાથી જવાબદારીને પહોંચી વળી શક્યા. એક ખેડૂતને શોભે એવી રીતે તેમણે બધું કામ ચલાવ્યું હિંદીમાં જ તમામ કામકાજ ચલાવવાનો આગ્રહ રાખ્યો અને છેવટના ઉપસંહારના ભાષણમાં પોતાના હૃદયમાં રહેલું દર્દ તથા આંખમાં ભરેલો અંગાર તેમણે ઠાલવ્યો

"ગાંધીજીને ૬૩ વર્ષ થવા આવ્યાં, મને ૫૬ થવા આવ્યાં. સ્વરાજની ઉતાવળ તે અમને ઘરડાઓને હોય કે તમને જુવાનોને? અમારે મરતા પહેલાં હિંદુસ્તાનને આઝાદ જોવું છે, એટલે તમારા કરતાં અમને વધારે ઉતાવળ છે. તમે મજૂરો અને ખેડૂતોની વાત કરો છો હું દાવો કરું છું કે ખેડૂતોની સેવા કરતાં હું બુઢ્ઢો થયો છતાં તમારામાંના કોઈની પણ સાથે હરીફાઈમાં ઊતરવા તૈયાર છું ખેડૂતો પાસે જે કુરબાની મેં કરાવી છે તેવી ભાગ્યે જ તમારામાંથી કોઈએ કરાવી હશે. છ માસ પછી ફરી વખત આવશે તો બતાવીશ. નાહકના તમે શું કામ ફફડો છો? છ માસમાં તમે બુઢ્ઢા નથી થઈ જવાના. એ વાત સાચી છે કે સરકારે રોષનાં કારણ ઘણાં આપ્યાં છે અને આપી રહી છે. પણ આપણે રોષ કર્યે પાલવે એમ નથી. આપણે અત્યારે તલવાર મ્યાન કરી છે. તેને કાટ ન ચડવા દેશો. તેને ઘસી ઘસીને ચકચકતી રાખજો. મદ્યનિષેધ, ખાદી, તથા આત્મશુદ્ધિના કાર્યક્રમ તો તમારી સામે પડેલા જ છે. તેમાંથી પ્રજાની

તાકાત પારાવાર વધે છે એ તમે જોયું છે . . આપણામાં તાકાત હશે તો ગોળમેજીમાં ધાર્યું મેળવીશું. આપણને એ નાપસંદ પડશે તો પાછા આવીશું અને લડીશું. માટે પ્રજાની શક્તિ વધે એવું કરો.”

જમીનદારો અને માલદારોને સંબોધીને કહ્યું:

“પં. જવાહરલાલજી કાર્યક્રમ મૂકે છે ત્યારે ઘણા ભડકી ઊઠે છે. જો તેમનામાં ગરીબો પ્રત્યે પ્રેમ છે, અને કોઈ પ્રત્યે દ્વેષ નથી તો તેમનો (જવાહરલાલજીનો) ડર શા માટે? જમીનદારોની જમીનો જશે એવું કહીને એમને શું કામ ભડકાવો છો? ખરી રીતે તો ગિરાસ હોય? જમીનદારો તો બિચારા પામર છે. સરકારનો એક સિપાઈ પણ તેમને ડરાવે છે. આપણે એવું કામ કરીએ કે તેમના હૃદયમાં પણ ઈશ્વરનો વાસ છે તે જાગ્રત થાય, અને પ્રજાનાં સુખદુઃખ જોડે તે એકરસ થાય. પોતાના ફરજંદ જેવી પ્રજા ભૂખે મરતી હોય ત્યારે જે મહેલોમાં ગાનતાન કરે, નાચો નચાવે અને પૈસાનો ધુમાડો કરે એવા જમીનદાર ન જ ચાલે.”

આમ કોંગ્રેસની બેઠકનું કામ ઠીક ઊકલી ગયું, પણ આગળ ઘણું વિકટ કામ પડ્યું હતું.

## ૬

## સંધિનો અમલ

સંધિ થઈ ગયા પછી તરત પત્રકારોને મુલાકાત આપતાં ગાંધીજીએ જણાવેલું કે, “વાઈસરૉયની અખૂટ ધીરજ અને એટલી જ અખૂટ મહેનત તથા મિનચૂક વિનયને આ સંધિ આભારી છે. આ નાજુક વાટાઘાટો ચાલતી હતી તે દરમિયાન તેઓ હમેશાં નિખાલસ રહ્યા છે અને અને ત્યાં સુધી સમાધાની ઉપર આવવાનો તેમણે પોતાનો નિશ્ચય દેખાડ્યો છે.” એવી જ રીતે વાઈસરૉયે પણ આ સમાધાની શક્ય બનાવવા માટે ગાંધીજીની પ્રશંસા કરી. ગાંધીજીની પ્રામાણિકતા, સચ્ચાઈ અને ઊંચી દેશભક્તિનાં તેમણે ભારોભાર વખાણ કર્યાં અને કહ્યું કે, “ગાંધીજીની સાથે કામ કરવું એ એક ભારે લહાવો છે. તેમાં આનંદના ઘૂંટડા આવે છે.” આમ આ સંધિ કરનાર બે વ્યક્તિઓ જ્યારે એકબીજા પ્રત્યે ગુણજ્ઞતા અને સદ્ભાવથી ઊભરાતી હતી ત્યારે બ્રિટિશ અમલદારોને, વાઈસરૉય ગાંધીજી સાથે સમાધાનની વાતો કરે અને સરકાર અને કોંગ્રેસ વચ્ચે આવી સંધિ થાય એટલે કે કોંગ્રેસ એ લોકોનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા છે એ વસ્તુનો સરકાર તરફથી સ્વીકાર થાય એ જરાયે પસંદ નહોતું. અને સંધિનો અમલ કરવાનો તો તેમના હાથમાં હતો. એટલે તેમણે, ચોળીમાંથી જ દાંત કચકચાવવા માંડ્યા. વળી સંધિ થયા પછી થોડા જ વખતમાં લૉર્ડ અર્વિનની મુદત પૂરી થતી હતી એટલે તેમને જવાનું થયું. તેમની જગ્યાએ

લોર્ડ વિલિંગ્ડન તા. ૧૮-૪-'૩૧ના રોજ વાઈસરૉયપદે આવ્યા. તેઓ હિંદુસ્તાનના સારી પેઠે ભોમિયા હતા. મુંબઈ અને મદ્રાસમાં ગવર્નર થઈ ચૂકેલા હતા અને સિવિલ સર્વિસ સાથે તેમની સારી ગાંઠ બંધાઈ ગયેલી હતી. હિંદુસ્તાનમાંના બ્રિટિશ અમલદારોનું માનસ તેઓ બરાબર જાણતા હતા એટલું જ નહીં પણ એ માનસ સાથે તેમનો સમભાવ હતો, બલ્કે એ માનસ તેમણે પોતે પણ કેળવ્યું હતું. આ સંધિ પ્રત્યે અને સંધિના પ્રણેતા ગાંધીજી અને લૉર્ડ અર્વિન પ્રત્યે તેઓ કેવું વલણ ધરાવતા, તે ખાનગીમાં તેમણે કાઢેલા પણ બહુ જાણીતા થઈ ગયેલા તેમના આ ઉદ્‌ગારોમાં વ્યક્ત થાય છે: "એ તો અર્વિન ભલો માણસ તે આ નટખટ વાણિયાની જાળમાં ફસાયો. હું તો એને કોડું જ ન આપું" બીજે એક પ્રસંગે કહેલું: "વાનર યુક્તિઓ-વાળો એ લુચ્ચો (ગાંધીજી) મને ખોટો દેખાડવામાં હંમેશાં ફાવી જાય છે." જેનું આવું માનસ હોય તેની પાસેથી કેની આશા રખાય? અને અમલદારોને તો સંધિ અશકય બનાવવી જ હતી. વિલિંગ્ડન સાહેબના રાજ્યમાં તેમને છૂટો દોર મળ્યો. વળી સંધિ થઈ ત્યારે ઇંગ્લંડમાં મજૂર પ્રધાનમંડળ સત્તા ઉપર હતું પણ સંધિ પછી થોડા જ વખતમાં તેણે રાજીનામું આપ્યું અને મુખ્ય પ્રધાન મિ. મૅકડોનાલ્ડ જે મજૂર પક્ષનો નેતા હતો તેણે મિશ્ર પ્રધાન-મંડળ રચ્યું. નવા પ્રધાનમંડળમાં કૉન્ઝર્વેટિવ પક્ષનું જોર વધારે હતું. આ ફેરફારને લીધે પણ પરિસ્થિતિમાં મોટો ફરક પડી ગયો.

લોકોએ જમીનમહેસૂલ ન ભરવાની લડત ઉપાડી તેથી અમલદારોનો પિત્તો સારી પેઠે ઊકળેલો તો હતો જ. એટલે સંધિ પછી જમીનમહેસૂલની બાકી વસૂલ કરવા માટે તેમણે ઠીક ઠીક આકરાં પગલાં લેવા માંડ્યાં. સંધિમાં ખાલસા કે જપ્ત થયેલી સ્થાવર તથા જંગમ મિલકત બાબતમાં તથા મહેસૂલની વસૂલાતની બાબતમાં નીચે પ્રમાણે શરતો થયેલી હતી:

"જમીનમહેસૂલ કે બીજા કોઈ દેવાની વસૂલાતને માટે ખાલસા કે જપ્ત થયેલી જમીન અને બીજી સ્થાવર કે જંગમ મિલકત જે સરકારના કબજામાં હશે તે પાછી આપવામાં આવશે, સિવાય કે જિલ્લાના કલેક્ટરને એમ માનવાને કારણ હોય કે કર ન આપનાર માણસ તેની પાસેથી લેવાનું લહેણું યોગ્ય મુદતમાં આપવાની આડાઈ કરીને જ ના પાડે છે. યોગ્ય મુદત કેટલી તે નક્કી કરવામાં, કર ન ભરનારા જે લોકોને પૈસા ભરવાની મરજી હોવા છતા તે માટે ખરેખર મુદતની જરૂર હશે, તેવાઓને વિષે ખાસ વિચાર કરવામાં આવશે, અને જરૂર હશે તો જમીનમહેસૂલના વહીવટના સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેસૂલ મુલતવી રાખવામાં આવશે.

"નુકસાનને માટે વળતર આપવામાં નહીં આવે. જ્યાં જંગમ મિલકતને સરકારે વેચી દીધી હશે કે બીજી રીતે તેનો છેવટનો નિકાલ કર્યો હશે ત્યાં પણ

વગતર આપવામા નહી આવે, તેમ જ વેચાણની ઊપજ પાછી આપવામા નહી આવે સિવાય કે જે કાયદેસર લહેણાને માટે તે મિલકત વેચવામા આવી હોય તેના કરતા ઊપજેલી રકમ વધારે હોય

'જ્યા સ્થાવર મિલકત ત્રીજા પક્ષને વેચી દેવામા આવી છે ત્યા સરકારને સબધ છે ત્યા સુધી સોદો છેવટનો ગણાવો જોઈએ

"મિલકતની જપ્તી કાયદેસર નથી એ મુદ્દાસર કોઈ પણ માણસને કાયદેસર ઇલાજ લેવો હોય તો તે લેવાની છૂટ રહેશે.

"સરકાર માને છે કે બહુ જ જૂજ કિસ્સા એવા હશે જ્યા લેણાની વસૂલાત કાયદાની કલમો પ્રમાણે ન થઈ હોય એવા કિસ્સા હોય તો તેને પહોંચી વળવા સારુ સ્થાનિક સરકારો જિલ્લા અમલદારોને આ જાતની ફરિયાદોની તાકીદે તપાસ કરવાની અને જ્યા ગેરકાયદેપણુ સાબિત થાય ત્યા વિના વિલબે ન્યાય આપવાની સૂચનાઓ મોકલશે"

યુક્ત પ્રાતમા ઘણા કિસાનો ચાલુ સાલે મહેસૂલ નહી ભરી શકેલા તેમણે સવિનય ભગની લડતના કારણે જ તેમ કર્યુ નહોતુ પણ ખેતીની ઊપજના ભાવ એટલા ઊતરી ગયેલા હતા અને આર્થિક મદી એટલી બધી આવી હતી કે કિસાનો પાસે જમીનદારોને ગણોત ભરવાના પૈસા જ નહોતા સધિ થયા પછી કોંગ્રેસ કાર્યકર્તાઓએ કિસાનોની ગણોત ભરવાની અશક્તિને કારણે રાહતની માગણી કરવા માડી અને રાહતની બાબતમા કશો નિકાલ ન થાય ત્યાં સુધી ગણોત ન આપવાની કિસાનોને સલાહ પણ આપવા માડી રાહતની બાબતમા તપાસ કરી લોકોને ન્યાય આપવાને બદલે હિંદ સરકારના હોમ સેક્રેટરી મિ ઇમર્સને ગાધીજીને તા ૨૧-૩-'૩૧ના રોજ કાગળ લખીને જણાવ્યુ કે,

"સ્થાનિક કોંગ્રેસ આ જાતનુ વલણ રાખે તો નાકરની લડત બીજા રૂપમા ચાલુ જ રહે છે અને સધિના મૂળ હેતુનુ પાલન થતુ નથી"

ગાધીજીએ તા ૨૩-૩-'૩૧ના રોજ જવાબમા જણાવ્યુ કે,

"માગ કહેવાથી આ પ્રશ્ન ઉપર પડિત જવાહરલાલ નેહરુએ એક નોધ તૈયાર કરી છે તે આ સાથે મોકલુ છુ એ નોધમા જણાવ્યા મુજબ સ્થાનિક કોંગ્રેસ સમિતિઓનુ વલણ મને વાધાભરેલુ લાગતુ નથી મારો અભિપ્રાય એવો છે કે કોંગ્રેસ સમિતિઓની મદદને સ્થાનિક અમલદારો પાછી નહી ઠેલે અને તેમની પ્રવૃત્તિ ઉપર વહેમની નજરથી નહી જુએ તો બધુ ઠીક જ છે"

પણ અમલદારો તો કોંગ્રેસને લોકોની પ્રતિનિધિ તરીકે સ્વીકારવા જ તૈયાર નહોતા એટલે મિ ઇમર્સને તા ૩૧-૩-'૩૧ના રોજ જવાબ આપ્યો કે,

"આર્થિક હાડમારીઓના પ્રશ્નનો વિચાર કરવાનુ કામ મહેસૂલખાતાનુ છે એ બાબતમા કોંગ્રેસ પોતાના તત્રનો ઉપયોગ કરે એવુ સૂચન સધિમા અથવા વાઈસરોય સાથેની આપની વાતમા હતુ નહી"

આ સ્થિતિ ગાંધીજી, જવાહરલાલજી કે સરદાર શી રીતે સ્વીકારે ? સૌએ મળીને મસલત કરી લીધા પછી તા. ૮–૪–'૩૧ના રોજ ગાંધીજીએ મિ. ઇમર્સનને સાફ સાફ જણાવ્યુ કે,

"કિસાનોના પ્રતિનિધિ તરીકે તેમના તરફથી બોલવુ એ કોંગ્રેસનું પ્રથમ કાર્ય છે ખેડૂતોના પ્રતિનિધિ તરીકે કોંગ્રેસ તરફની મદદને સ્થાનિક અમલદારો માન્ય ન રાખે અને તેમની મદદની દરખાસ્તોને સહાનુભૂતિપૂર્વક ન વિચારે તો ભય છે કે કોંગ્રેસને માટે સમાધાનીની શરતોનુ પાલન કરવું અનક્ય થાય એમ કરીને સંધિના ભંગનો દોષનો ટોપલો કોંગ્રેસને માથે માખવો તે ખોટુ છે. ઊલટે તો શરતોનુ પાલન લોકો દ્વારા જ થવાનુ છે, અને જો કોંગ્રેસના માણસો લોકોની માગણીઓ અને લોકોનાં દુ ખો અમલદારો આગળ રજૂ ન કરી શકે તો સંધિનું પાલન કરવામા કોંગ્રેસ અસમર્થ જ નીવડે"

બારડોલી અને બોરસદ તાલુકામાં તથા ગુજરાતના બીજા ભાગોમા પણ સ્થાનિક અમલદારોએ આવી મુશ્કેલીઓ ઊભી કરવા માંડી હતી માતર તાલુકાના મામલતદારે એક નોટિસ કાઢી હતી તેમા જણાવ્યુ હતુ કે, "રખાનુ ખર્ચ અને જપ્તીનુ ખર્ચ સરકારને થયેલુ હોવાથી તે માફ થઈ શકશે નહીં." નવજીવન કાર્યાલયે લડત દરમ્યાન મહેસૂલ નહી ભરેલુ. સંધિ પછી તરત તે આપવા ગયા ત્યારે તેમની પાસે 'નોટિસ ફી' માગી અને 'નોટિસ ફી' વગર મહેસૂલ લેવાની ના પાડી વળી ખેડૂતો પાસેથી પાછલી સાલની બાકીઓ પણ તેઓ માગવા મંડયા હતા સ્થાનિક કાર્યકર્તાઓ સાથે વિચાર કરીને ગાંધીજી તથા સરદાર એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે,

૧ રાસ ગામને એટલી ભારે નુકસાની ખમવી પડી છે કે તે ભાગ્યે જ કાંઈ પણ ભરી શકે.

૨. બાકીના ગામો પોતાથી શક્ય તેટલુ બધુ કરીને ચાલુ વર્ષનું મહેસૂલ ભરવાનો પ્રયત્ન કરશે.

૩ તગાવી તથા પહેલાની બાકી સરકારે મુલતવી રાખવી જોઈએ. સરકાર એવુ માને છે કે લોકો ઉપર આવી પડેલી આફત તેમને પોતાને જ વાંકે ઊભી થયેલી છે, પણ સંધિ થયા પછી આ કારણ રજૂ કરવુ અપ્રસ્તુત છે

૪ રખાનુ, જપ્તીનુ તથા નોટિસ ફીનુ ખર્ચ નહી લેવુ એવો સંધિનો ચોખ્ખો અર્થ છે તેથી એ ખર્ચોની રકમની માગણી કરવામા ન આવે.

ગાંધીજીએ તા ૨૦–૪–'૩૧ના રોજ ઉત્તર વિભાગના કમિશનર મિ ગૅરેટને કાગળ લખીને આ વસ્તુ જણાવી તેના જવાબમા મિ ગૅરેટે ૨૧–૪–'૩૧ના રોજ કાગળ લખીને જણાવ્યુ કે,

"આપ કોંગ્રેસને સરકાર અને લોકો વચ્ચે મધ્યસ્થ તરીકે વર્ણવો છો. સંધિને અંગે સ્વીકારાયેલી વસ્તુઓમાંની આ નથી, અને તમે સૂચવેલો અર્થ

સ્વીકારવા કે અસમર્થ છુ લોકો પોતાને લગતી બાબતમા સરકારી અમલદારો પાસે પહોચી જવાને સ્વતંત્ર અને શક્તિમાન છે

ગાધીજીએ મુંબઈ સરકારને પત્ર લખી જણાવ્યુ કે

> હિંદની સરકારે તથા બ્રિટિશ સરકારે એ વસ્તુનો સ્વીકાર કર્યો કે કોગ્રેસ જ લોકોની સાચી પ્રતિનિધિ છે ત્યારે જ તેની અને સરકારની વચ્ચે સધિ થઈ છે સરકાર અને લોકો વચ્ચે મધ્યસ્થ તરીકે કાગ્રેસનો ઇન્કાર કરવો એટલે સધિનો ભંગ કરવો એ અર્થ થાય છે

આના જવાબમા મુંબઈ સરકારે અને મિ ગેરેટે સહેજ ફેરવી તોળ્યુ અને તત્કાળ પૂરતુ તો કામ આગળ ચાલ્યુ પણ એમના દિલમાથી આટી ગઈ નહોતી એટલે મુશ્કેલીઓ તો ઊભી જ રહી

યુક્ત પ્રાતમા અને ગુજરાતમા મહેસૂલ વસૂલ કરવાની બાબતમા અમલદારોએ સખતાઈ અને જોરજુલમ ચાલુ રાખ્યા કર્ણાટકમા બોરસદ અને સિદ્ધાપુર તાલુકામાં આર્થિક સકટને લીધે મહેસૂલ ભરી શકયા નહોતા ત્યા પણ અમલદારોએ જુલમ કરવા માડયા કોગ્રેસના કાર્યકર્તાઓને બાજુએ રાખી સરકારે બારોબાર દમનના પગલા લેવાનુ શરૂ કર્યું

મર્યાદાની મર્યાદામા રહીને દારૂના પીઠા ઉપર પિકેટિંગ કરવાની છૂટ સધિના કરારમા અપાયેલી હતી પણ તેમાં દારૂતાડીની દુકાનોની હરાજી ઉપર પિકેટિંગ કરવાની છૂટ કયા હતી? એટલે એના ઉપર પિકેટિંગ કરનારાને ૧૪૪મી કલમ લાગુ પાડવા માડી વળી પીઠા ઉપરના પિકેટિંગનું નિયમન કરવાને બહાને સ્થાનિક અમલદારોએ એવા હુકમો બહાર પાડવા માડયા કે પિકેટિંગ અશક્ય થઈ જાય એવા હુકમોથી ચોકી કરનારાની સખ્યા એટલી નાની નક્કી કરવામા આવી કે દુકાનને બે અથવા વધારે બારણાં હોય તો બધા ઉપર ચોકી રાખી શકાય જ નહી કેટલીક જગ્યાએ તો પીઠાથી સો સો વાર દૂર ઊભા રહીને ચોકી કરવાના હુકમો કાઢવામા આવ્યા જેથી પિકેટિંગ કરનારા દુકાનો જોઈ પણ શકે નહી અને પિકેટિંગ નિષ્ફળ બને આ ઉપરાત અમદાવાદ રત્નાગિરિ તથા ભરૂચ જિલ્લાના પોલીસ પરવાનામાં જણાવેલા સ્થળ અને સમયની બહાર દારૂનું વેચાણ કરવાની પીઠાવાળાને અમલદારોએ રજા આપી વળી પીઠાવાળા ચોકી કરનારા ઉપર હુમલા કરતા તે પ્રત્યે પોલીસ આખમીચામણા કરતી અને ચોકી કરનારાઓની દાદ ફરિયાદ સાંભળતી નહી દારૂના ઉપરના પિકેટિંગને નિષ્ફળ બનાવવાને એક પણ ઉપાય લેવાનો અમલદારોએ બાકી રાખ્યો નહી

જ્યા મીઠું કુદરતી રીતે પાકતુ હોય ત્યાં પોતાના ઘરઉપયોગ માટે એ લેવાની અને આસપાસના પ્રદેશમાં માથે મૂકીને વેચવાની સધિના કરારની રૂએ છૂટ આપવામાં આવી હતી મહાલ કરાવનાર માણસોએ સધિ પછી

વડી સરકારને આ છૂટ મળવા માટે આભારનો તાર કર્યો. સરકાર તરફથી એ લોકોને જવાબ મળ્યો કે તમને આ શરતો લાગુ નથી પડતી. સમાધાનીની શરતોમાં ઘરના વાપરને સારુ મીઠું ભેગું કરવાની કે પકવવાની છૂટ રહેશે એવા શબ્દો હતા અને મદ્રાસ ઇલાકાના માછીઓ ,માછલી સાચવવાના ઉપયોગને સારુ મીઠું લેવા ઇચ્છતા હતા, એમ કહીને સરકારે તેમને ના પાડેલી. બહુ લાંબી વાટાઘાટો પછી સરકારે મે મહિનાની આખરમાં કબૂલ કર્યું કે "સમાધાનીની કલમોનો ઉદ્દેશ ગરીબોને લાભ આપવાનો હોઈ, 'ઘરગથ્થુ વાપર' એ શબ્દોમાં ખાતર માટેના, ઢોરને ખવડાવવાના અથવા માછલી સાચવવાના ઉપયોગનો સમાવેશ થશે."

વલસાડ તાલુકાનાં પાંચ ગામોએ પોતાની જમીનો ઉપર ધરાસણાના મીઠાના અગર. ઉપર હુમલો કરનારા સ્વયંસેવકોની છાવણીઓ કરવા દીધેલી તે બદલ તેમનો દંડ કરવામાં આવેલો અને જમીનો જપ્ત કરવામાં આવેલી. હવે સમાધાનીની શરતોમાં "જે દંડ વસૂલ થયા નથી તે માફ કરવામાં આવશે અને જપ્ત થયે જમીનો વેચી નાખવામાં નહીં આવી હોય તો પાછી આપવામાં આવશે" એવી કલમ હતી. એટલે સમાધાની પછી એ ખેડૂતો પૂરેપૂરું મહેસૂલ ભરીને જમીનોનો કબજો પાછો માગવા ગયા ત્યારે તેમને કહેવામા આવ્યુ કે તમારી ખેતીની જમીનનો તમે બિનખેતીના કામ માટે ઉપયોગ કર્યો તેનો દંડ નહી ભરો ત્યા સુધી જમીન પાછી આપવામાં નહી આવે.

જે પટેલો અને તલાટીઓએ લડત દરમ્યાન રાજીનામાં આપેલાં તેમને પાછા નોકરીએ લેવાની બાબતમાં પણ સ્થાનિક અમલદારોએ જાતજાતના વાંધા ઊભા કર્યા. તેમની બાબતમાં બોરસદના મામલતદારે તા. ૧૧-૩-'૩૧ના રોજ નોટિસ કાઢી કે,

> "તમે ફરી નોકરીએ ચડવા ખુશી હો તો તમારી નિમણૂક બાર મહિનાને માટે સરકાર તરફથી થશે. અને ત્યાર બાદ તમારી વર્તણૂક સંતોષકારક જણાયેથી તમારું મતુ તમને પાછુ આપવા વિચાર થશે. વળી તમારા વાર્ષિક મહેનતાણાનો ચોથો ભાગ દંડ તરીકે આપવો પડશે" વગેરે.

આ જાતની નોટિસ સામે વાંધો ઉઠાવવામાં આવ્યો ત્યારે તે પાછી ખેંચી લેવામાં આવી. પણ પટેલ તલાટીઓને પાછા લેવાની બાબતમાં ગચ્ચાં નાખવાનું તો ચાલુ જ રહ્યું. સમાધાનીમાં એક શરત એવી હતી કે રાજીનામાથી ખાલી પડેલી જગ્યાઓ જ્યાં કાયમની પુરાઈ ગઈ હશે ત્યાં સરકાર પહેલાંના હોદ્દેદારોને ફરી તે જગ્યાએ લઈ શકશે નહીં. આ કલમનો લાભ લેવા માટે સ્થાનિક અમલદારોએ એવુ કહેવા માંડ્યું કે 'વધુ હુકમ

થતા સુધી ’ નિમાયેલા પટેલો અને મુખીઓને કાયમ નીમવામા આવ્યા છે. આમાના ઘણા તો નોકરીને માટે નાલાયક હતા એમ પણ સિદ્ધ કરવામાં આવ્યુ હતુ દા ત ગમ ગામમા બારૈયા કોમના જે માણસને નવો મુખી નીમવામા આવ્યો હતો તેને પહેલા ચોરીના ગુના માટે સજા થયેલી હતી વળી સમાધાન પછી તેના મુખીપણા દરમ્યાન કેટલાક સિનસારૈયાઓના ઝૂપડા બાળી નાખવામા આવ્યા હતા અને સખ્યાબધ ઝાડો અને વાડોને નુકસાન કરવામા આવ્યુ હતુ બારડોલી તાલુકાના વગડ ગામે એક જહાગીર પટેલ નામના પારસીને લડત દરમ્યાન મુખી નીમવામા આવેલો તેની સામે લાચ લેવાના, પૈસા ઉચાપત કરવાના, ધમકીઓ આપીને પૈસા કઢાવવાના અને ગુડાશાહી કરવાના આરોપો હતા વળી જપ્ત થયેલી જમીનો સરદાર ગારડા નામના પારસીએ ખરીદેલી તેમા પણ તેનો ભાગ હોવાનો આરોપ હતો છતા આના માણસોને તેમની નિમણૂક કાયમી કરવામા આવી છે એમ કહી સ્થાનિક અમલદારોએ ખસેડવાની ના પાડી

શ્રી દુર્લભજીભાઈ અને શ્રી મોરારજીભાઈએ લડત દરમિયાન પોતાના ડેપ્યુટી કલેક્ટરના હોદ્દાના રાજીનામા આપેલા તેમને વિષે લોર્ડ અર્વિન અને ગાધીજી વચ્ચે એવી મોઢાની સમજૂતી થયેલી કે તેમને નોકરી ઉપર પાછા ન ચડાવતા પેન્શન આપવામા આવશે બનેએ ગાધીજીના કહેવાથી પેન્શન માટે અરજીઓ કરી પણ અર્વિન પછી આવેલા વિલિંગ્ડન સાહેબે એવી મોઢાની સમજૂતીનો ઇન્કાર કર્યો

ઘણા પ્રાતોમા લડતમા ભાગ લેનારા વિદ્યાર્થીઓને માફી માગ્યા વિના કે સત્યાગ્રહની લડતમા ફરી કદી ભાગ ન લઈએ એવી કબૂલાત આપ્યા વિના હાઈસ્કૂલોમા અને કૉલેજોમા દાખલ કરવાની ના પાડવામા આવી

સધિને અગે આવા પાર વિનાના સવાલ સ્થાનિક અમલદારોએ ઉભા કરવા માડ્યા તે માટે જિલ્લાના અમલદારો સાથે પ્રાતિક સરકારો સાથે અને હિદ સરકાર સાથે ગાધીજીને લાબો પત્રવ્યવહાર ચલાવવો પડ્યો અને વારવાર દિલ્હી સીમલાના ધક્કા ખાવા પડ્યા

ગુજરાતમા મુખ્યત્વે બારડોલી અને બોરસદ એ બે તાલુકાઓમા નાકરની લડત ચાલેલી, અને બને તાલુકાઓમા સમાધાની પછી ખેડૂતો પોતાની શક્તિ પ્રમાણે મહેસૂલ ભરી દે એ માટે સરદારે અને ગાધીજીએ તનતોડ પ્રયત્ન કરેલો સરદાર આ વર્ષે કૉંગ્રેસના પ્રમુખ હતા એટલે તેમને ઘણા કામોમા ધ્યાન આપવાનુ રહેતુ અને ગાધીજી પાસે પણ પાર વિનાનુ કામ પડેલુ હતુ છતા બનેએ સધિની શરતોનુ લોકો તરફથી પાલન થાય એને જ પોતાનું મુખ્ય કામ માન્યુ અને સરદારે બારડોલીને તથા ગાધીજીએ

બોરસદને પોતાના રહેઠાણનું મુખ્ય મથક બનાવ્યું. બંનેને કલેક્ટરો જેવા જિલ્લા અમલદારોની વારંવાર મુલાકાત લેવી પડતી, એમ કહીએ તોપણ ચાલે કે તેમની દાઢીમાં હાથ ઘાલવા પડતા. તેઓ અને કૉંગ્રેસી કાર્યકર્તાઓ મહેસૂલ ઉઘરાવી આપનારા વેઠિયા જ બન્યા હતા એમ કહીએ તો ચાલે. લોકો પાસે પરાણે પરાણે તેમણે મહેસૂલ ભરાવ્યું. પણ અમલદારોને તો લોકોને કનડવા જ હતા એટલે પાછલી જૂની બાકીઓ માટે પણ તકાદા કરવા માંડ્યા અને સખતાઈનાં પગલાં લેવા માંડ્યાં. આથી સરદાર કેવા અકળાતા તે ગાંધીજી સાથે થયેલો નીચેનો સંવાદ તે વખતની મહાદેવભાઈની ડાયરીમાં છે, તે ઉપરથી જણાઈ આવે છે:

સરદારને ચિડાયેલા જોઈ બાપુએ પૂછ્યું: 'આના ઉપર તોડવું હોય તો તોડી શકીએ છીએ.'

સરદાર: 'તોડીને શું? અર્ધાએ તો ભરી દીધું. આ લોકો તકાદાની નોટિસો કાઢ્યે જાય છે. બીજા પણ ભરી દેશે. આપણે લોકોને કશી સ્પષ્ટ દોરવણી આપી શકતા નથી.'

બાપુ: 'કેમ નહીં?'

સરદાર: 'જેનાથી ભરાય તે ભરે એ સ્પષ્ટ દોરવણી ના કહેવાય. હું તો તમને કહેતો જ હતો કે આ લોકો ચોર છે એમની મુનસફી ઉપર વાત જ્યાં સુધી રાખશો ત્યાં સુધી આપણે મરી જવાના છીએ. પણ તમે તો કહ્યું કે ખરેખર મુલતવી આપશે, બે વર્ષની પણ આપશે. પણ એવું કશું આ લોકો આપતા નથી. એ વરસનું ભરવાનું લોકોને શી રીતે કહી શકાય?'

બાપુ: 'પણ જે ભરી શકે એવા હોય તેને પણ ન કહેવાય?'

સરદાર: 'પણ ભરી શકે એવા નથી એ આપણે જાણીએ છીએ. ગભરાઈને તો બધાય ભરે.'

તે જ દિવસે બીજી એક વાતમાં પણ સરદારે બાપુનો વિરોધ કર્યો એટલે બાપુએ સરદારને કડકાઈથી પૂછ્યું: 'ત્યારે મેં સમાધાન કર્યું તે તમારી ઉપરવટ થઈને કર્યું એમ જ તમે કહેવા માગો છો ના?'

સરદારે વળી બીજી વાતો સંભળાવીને કહ્યું: 'મેં તોડવાનું ન કહ્યું એ મારો ગુનો?'

બાપુ: 'હું તો મારો ગુનો વિચારી રહ્યો છું.'

ઘેર આવીને સરદાર સમજ્યા જણાયા. મને કહ્યું: 'બાપુને બહુ દુઃખ થયું લાગે છે. પણ શું થાય? આ તો એવો ગૂંચવાડો થયો છે કે મને તો કશી સૂઝ નથી પડતી.'

બીજે દિવસે સવારે બાપુના ઉદ્‌ગારો: 'આપણાથી ગાંધીની શરતે ન લડી શકાય, સરદારની રીતે જ લડાય' એમ જે કહેવામાં આવે છે તેનું રહસ્ય હવે હું સમજું છું. . . સરદારની બધી દલીલનો મદાર એ વાત ઉપર છે કે ખેડૂતોને હું (ગાંધીજી) જાણું છું તેના કરતાં એ (સરદાર) વધારે જાણે છે. આપણે એ લોકોને એમ ન કહી શકીએ કે જેનાથી ભરી શકાય તે ભરી દે.

કારણ એ લોકોમાં પ્રેરણા છે સિંહબળ નથી. એટલે એક જ વરસનું આપવાની વાત કરવી જોઈએ. એકમે માણસ ભરી શકે તેવા હોય છતાં તે પણ ન ભરે કારણ ભરે તો તે ટકી રહી ન શકે.

છેવટે તા. ૧૪-૬-'૩૧ના રોજ ગાંધીજીએ હિંદ સરકારના હોમ સેક્રેટરી મિ. એમર્સનને કાગળ લખીને સૂચવ્યું કે સંધિ વિષે મને લાગે છે તે પ્રમાણે હવે એ સમય આવી લાગ્યો છે કે જ્યારે સંધિની કલમોના અર્થનો નિર્ણય કરવા માટે તથા એ યા બીજી પક્ષ સંધિની શરતોનું પૂરેપૂરું પાલન કરે છે કે કેમ તે નક્કી કરવા માટે કાયમી લવાદી પંચ નીમવામાં આવે.

પિકેટિંગની બાબતમાં તો સરકારી અમલદારો સાથે થતા ઝઘડાનો પાર નહોતો. એટલે એ વિષે ગાંધીજીએ સૂચવ્યું કે બંને પક્ષ તરફના પ્રતિનિધિઓવાળી તપાસસમિતિઓ નીમવામાં આવે. જે ફરિયાદો આવે તેની આ સમિતિઓ તાત્કાલિક તપાસ ચલાવે. જ્યાં એમ માલૂમ પડે કે શાંત પિકેટિંગના નિયમનો ભંગ થયો છે ત્યાં પિકેટિંગ તરત મુલતવી રાખવામાં આવે. જ્યાં પિકેટિંગ શાંત હોવા છતાં કેસો કરવામાં આવ્યા છે એમ માલૂમ પડે ત્યાં એવા કેસો પાછા ખેંચી લેવામાં આવે.

પણ સરકારને આ સૂચનાનો સ્વીકાર કરવામાં પોતાની સત્તાનો ત્યાગ કરવા જેવું લાગ્યું, એટલું જ નહીં પણ કોંગ્રેસને સત્તા સોંપવા જેવું લાગ્યું. એટલે હોમ સેક્રેટરીએ વાળો જવાબ આપીને જણાવ્યું કે જ્યારે સંધિ કરવામાં આવી ત્યારે આવી સ્થિતિ વિચારવામાં નહોતી આવી. સરકારના મૂળભૂત કર્તવ્યોના પાલનની સાથે આ સૂચના સુસંગત નથી.

સ્થાનિક અમલદારો તરફથી લગભગ દરેક બાબતમાં સંધિની બાબતમાં રહેવાનું પાલન નહોતું થતું, એટલું જ નહીં પણ સંધિનો છડેચોક ભંગ થતો હતો, અને કોંગ્રેસી કાર્યકર્તાઓની તથા લડતમાં જેમણે ભાગ લીધો હતો એવી જનતાની પજવણી થતી હતી. તોપણ ગાંધીજીનો આગ્રહ એ હતો કે કોંગ્રેસ અને જનતાએ સંધિનું પૂરેપૂરું પાલન કરવું જોઈએ. એટલે તેઓ વાઇસરૉયને મળવા સીમલા ગયા. વાઇસરૉયને સમજાવવાના તમણે ખૂબ પ્રયત્ન કર્યાં પણ એને સમજવું હોય તો ના?

આ પ્રકરણ ચાલતું હતું તેવામાં જ બ્રિટિશ વડા પ્રધાનની નવી ગોળમેજી પરિષદના સભ્ય થવાનું આમંત્રણ વાઇસરૉયે તા. ૨૦મી જુલાઈના કાગળથી ગાંધીજીને આપ્યું. ગાંધીજીએ જણાવ્યું :

મારી પાસે દેશમાં કેટલેક સ્થળેથી એવા રિપોર્ટો ચડ્યા જાય છે કે કાગ્રેસીઓને કશા વાજબી કારણ વિના સતાવવામાં આવે છે. કહેવાય છે કે કેટલીક જગ્યાએ તો સવિનય ભંગની લડતમાં થતી હતી તે કરતાં પણ વધારે

વધારે સતામણી અત્યારે ચાલી રહી છે. મને લાગે છે કે હિંદુસ્તાનમાં આ ઘડીએ જે સ્થિતિ પ્રવર્તી રહી છે તે સુધરે નહીં તો મારે હિંદુસ્તાન છોડવું અશક્ય છે."

આ વખતે સરહદ પ્રાંતમાં ખુદાઈ ખિદમતગારો ઉપર માર મારવાના તથા બીજા અમાનુષી ત્રાસ ગુજારવાના સમાચાર ગાંધીજી પાસે આવી રહ્યા હતા. અહીં એકબે દાખલા આપીશું. એક ગામમાં જે સ્વયંસેવકોએ મહેસૂલ નહોતું ભર્યું તેમને એકઠા કરી એમાંના છ જણને ભમરીઓવાળા એક ઓરડામાં પૂર્યા અને પછી ભમરીઓ ઉડાડી તેમને કરડાવી. જ્યારે કમકમાટી ઊપજે એવા સૂજેલા મોઢા સાથે તેમને બહાર કાઢવામાં આવ્યા ત્યારે ફોજદારે તેમને કહ્યું, "ચાલ્યા જાઓ, તમારી ઓરતોને વેચી મહેસૂલ ભરી જજો." એક જગ્યાએ બે ખુદાઈ ખિદમતગારોને પકડી કૉંગ્રેસનું કામ છોડી દેવાનું ફરમાવ્યું. પણ પેલાઓએ એમ કરવાની ના પાડી કે તરત જ તેમને નાગા કરી ખૂબ ઠોક્યા અને બે એમાંના એકને મજબૂત દોરડાથી બાંધી જમીન પર તડકામાં સુવાડ્યો. એટલેથી પણ સંતોષ ન માનતાં તેની ગુદામાં લાકડાના કટકા ખોસવામાં આવ્યા. પઠાણ આ જાતનાં અપમાનને મોત કરતાં પણ ભૂંડું માને છે, છતાં આ ખુદાઈ ખિદમતગારો પોતાને અહિંસાની પ્રતિજ્ઞાથી બંધાયેલા ગણી આવાં અપમાનો તથા કષ્ટો મૂગે મોઢે સહન કરી લેતા. આવા રિપોર્ટો વાંચી ગાંધીજીને પાર વગરની અસ્વસ્થતા થતી. છેવટે શ્રી દેવદાસ ગાંધીને તેમણે આ બાબતની તપાસ કરવા સરહદ પ્રાંતમાં મોકલ્યા. તેમના રિપોર્ટમાં તેમણે આ બધા કિસ્સાઓ ખરા હોવાનુ જણાવ્યુ.

જુલાઈ માસમા ગાંધીજી સીમલા હતા ત્યારે જ બારડોલીમાં મહેસૂલ ઉઘરાવવા માટે ત્યાંના રેવન્યુ અમલદારો તથા પોલીસોએ ભારે ત્રાસ ગુજાર્યો. સંધિ પછી શક્ય તેટલુ મહેસૂલ ભરાવી દેવા માટે સરદાર બારડોલી રહેલા અને ગાંધીજી બોરસદ રહેલા તે ઉપર કહેવાઈ ગયુ છે સંધિ થઈ તે વખતે બારડોલી તાલુકાનુ ચાલુ સાલનુ લગભગ વીસ લાખ રૂપિયાનુ મહેસૂલ બાકી હતુ. તેમાથી સરદારના પ્રયત્નથી ઓગણીસ લાખ રૂપિયા તો ભરાઈ ચૂક્યા હતા. બાકીના ભરવામાં વિલંબ થતો તે પણ લોકોની આડાઈને લીધે નહોતો થતો, પણ લડત દરમ્યાન લોકો હિજરતે ગયેલા તેમની જમીનો જપ્ત થયેલી, પાક લૂંટાઈ ગયેલો, ભેંસો જપ્તીમા ગયેલી અને હરાજ થઈ ગયેલી, વગેરે પારાવાર નુકસાન થયેલુ તેથી આવેલી આર્થિક અશક્તિને લીધે જ તેઓ ભરી શકતા નહોતા. કલેક્ટરે બાકીવાળાઓ ઉપર ટપાટપ નોટિસો કાઢવા માંડી. સરદારે કલેક્ટરને કહ્યુ કે ખાતેદારો ઉપર સીધી નોટિસો કાઢવાને બદલે મને એમનાં નામ આપો અને જેઓ ભરી શકે એવા હોય તેમની પાસે હું પૈસા ભરાવી આપીશ કલેક્ટરે નામ આપ્યાં અને સરદારે થોડાક પૈસા ભરાવી

પણ આપ્યા સરકારે શ્રી મોહનલાલ પંડ્યાને કલેક્ટર પાસે મોકલ્યા કે હજી બીજા નામ હોય તેની યાદી આપો કલેક્ટરે જણાવ્યુ કે હવે તો હુ યાદી નહી આપી શકુ કારણ કે બેસીને તમને યાદી ન પૂરી પાડી એવા મારા ઉપર હુકમ છે આ પ્રમાણે જણાવ્યા પછી તરત જ કલેક્ટરે બારડોલી જઈ જે ગામોમા જે જે ખેડૂતોનુ મહેસૂલ બાકી હતુ તેમની પાસેથી જબરદસ્તીથી મહેસૂલ વસૂલ કરવાની યોજના કરી સવારના પહોરમા મામલતદાર તથા એક બે પોલીસ અમલદારો પોલીસના ધાડા સાથે ગામે જઈ ચડે અને ગામનો ઘેરો નાખે જે લોકો ખેતરમા કામ કરવા અથવા દિશાએ જવા બહાર ગયા હોય તેમને ગામમા પેસવા ન દે, અને ગામમાથી કોઈને બહાર નીકળવા ન દે ગામમાથી કોઈ ઢોરને પણ બહાર જવા ન દે જે આસામીનું મહેસૂલ બાકી હોય તે આસામીને ઘેર પોલીસનો પહેરો બેસી જાય અને ઘરમાથી કોઈ માણસો કે ઢોરને બહાર નીકળવા ન દે અને બહારથી કોઈને અદર પેસવા ન દે પોલીસ અમલદાર મારઝૂડ કરવાની તથા ઘરનુ બધુ લૂટી લેવાની ધમકી આપે અને ઘરના માણસોને ગભરાવી મૂકે આ ઉપરાત ગાળોનો વરસાદ વરસાવે તે તો જુદા જ તમારી પાસે પૈસા ન હોય તો નાળા ચોરના લઈ આવો પણ જ્યા સુધી મહેસૂલ ભરી નહી દો ત્યા સુધી આ ઘેરો ઊઠશે નહી આમ લોકોને ગભરાવીને જુલાઈના બીજા અને ત્રીજા અઠવાડિયાના લગભગ દસ દિવસમા મોટા ગામ ઉપર ચડાઈ કરી મહેસૂલ વસૂલ કર્યું સરદાર તે વખતે બારડોલીમા જ હતા રેવન્યુ અને પોલીસ અમલદારોની આ ગુડાગીરીના રિપોર્ટ તેમની પાસે તે તે ગામથી આવતા અને તેમની અકળામણનો પાર રહેતો નહી સ્થાનિક અમલદારો ગમે તે કરે તોપણ આપણુ ચાલે ત્યાં સુધી આપણે તો સધિની શરતોનુ પૂરેપૂરુ પાલન કરવુ જ છે, એવી ગાધીજીની સૂચના હતી એટલે સરદારની સ્થિતિ એ સૂચના રૂપી બધનના પાજરામા પુરાયેલા સિંહ જેવી હતી તેમણે ગાધીજીને લખેલા કાગળોના નીચેના તારો ઉપરથી તેમની મન સ્થિતિનો ખ્યાલ આવશે

૧

બારડોલી

૧૭–૭–૩૧

સુરતની મુલાકાત પછી વસૂલાતનુ દબાણ વધ્યુ છે કદાચ કમિશનરને પૂછીને તેમ કર્યુ હશે કલેક્ટર ગઈ કાલે સાજે અહી આવ્યા હતા રેવન્યુ અમલદારો ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મિ ઇસ્માઈલ દેસાઈ તથા મદદ પોલીસ કોન્સ્ટેબલો ગયા વર્ષની બાકી વસૂલ કરવા માટે રાયમ ગામ ઉપર ધાડ પાડી ડાહ્યા કાળા નામના ખેડૂત જેણે ચાલુ સાલનુ મહેસૂલ તો ભરી દીધુ છે તેના ખાટલા ગોદડા અને રાધવાના વાસણ જપ્તીમા લીધા જપ્ત થયેલી

મિલકત ખસેડવામાં આવી. ખેડૂતો અત્યારે ખેતીના ખરા કામમાં લાગેલા છે. તેમની દશા સૂડી વચ્ચે સોપારી જેવી છે. એક યા બીજી રીતે આનું નિરાકરણ લાવ્યે જ છૂટકો છે.— વલ્લભભાઈ"

૨

"બારડોલી,
૨૦–૭–'૩૧

"માગ ગયા તાર પછી ગામો ઉપરની ધાડો ચાલુ છે. આજે ઘણાં ગામ ઉપર પોલીસોએ ધાડ પાડી છે. આવવાની તારીખ તારથી જણાવો.— વલ્લભભાઈ"

૩

"બારડોલી,
૨૧–૭–'૩૧

"બારડોલીના એક મુસલમાનના ઘરનું પાછલું બારણું પોલીસે તોડી નાખ્યું. બે બાળકોને ઈજા થઈ છે. હિમના વર્ષની બાકીના ચાલીસ રૂપિયા માટે ઘરમાંથી બધી મિલકત બહાર કાઢી. છેલ્લા બે વર્ષનું તમામ મહેસૂલ આ માણસે ભરી દીધેલું છે. પાછલા વર્ષોની બાકી માટે આ જાતની જપ્તીઓ ચાલુ છે.
— વલ્લભભાઈ"

૪

"બારડોલી,
૨૧–૭–'૩૧

"પોલીસનો જુલમ અસહ્ય થતો ચાલ્યો છે. ખેડૂતોનાં ટોળેટોળાં ફરિયાદ કરતા આશ્રમમાં ઊભરાય છે. ગઈ કાલે સાકળીના કેટલાક કુટુંબોને બહાર પોલીસનો પહેરો મૂકી આખો દિવસ ઘરમાં પૂરી રાખ્યા. ટીમ્બરવાના ખેડૂતોને પોલીસોએ ખેતરમાં કામે જવા દીધા નહીં. છેવટે પોલીસના પહેરા સાથે તેઓ બીજે ગામ જઈ ભારે વ્યાજે નાણાં લઈ આવ્યા. ગજપુરાના ખેડૂતોને આજે પોલીસ ટીમ્બરવા ઘસડી લઈ ગઈ. ઓજ અને પારડી ગામેથી સમાચાર આવે છે કે વહેલી પરોઢથી પોલીસે એ ગામને ઘેરો ઘાલ્યો છે. ખેડૂતો તથા ઢોરોને પણ બહાર જવા દેતા નથી. જેમની પાસે મહેસૂલ બાકી છે એવા કુટુંબોને તો ઘરમાં જ ગોંધી રાખ્યા છે. બારડોલીમાં નાકે નાકે પોલીસ ગોઠવી દીધી છે, અને સ્ત્રીઓ તથા પુરુષો પજવણીની તેમ જ ન સાંભળાય એવી ગાળોની ફરિયાદ કરે છે. આ ત્રાસનો ઉપાય ન જ થઈ શકે એમ હોય તો ભગવાનને ખાતર હવે તો લડાઈ શરૂ કરવા દો.— વલ્લભભાઈ"

તા. ૨૪મી જુલાઈએ ગાંધીજી બારડોલી આવી પહોંચ્યા. તેમણે આ બધી ફરિયાદોનો કાગળ સુરતના કલેક્ટરને લખીને છેવટે જણાવ્યું કે,

"અહીં બતાવેલી બાબતોમાં સંતોષ આપવામાં આવે અથવા આમાં કરેલી ફરિયાદોની ખુલ્લી તપાસ કરવા નિષ્પક્ષ પંચ સરકાર નીમે અને એટલા વખત દરમ્યાન બધા જપ્તાનાં પગલાં બંધ રાખે તો ઠીક. નહીં તો સરકારે સંધિનો ભંગ કર્યો છે અને આપેલા વિશ્વાસનો ઘાત કર્યો છે એમ હું માનીશ. અને જો

પ્રજાની કોંગ્રેસ પ્રતિનિધિ છે તે પ્રજાના હિતની રક્ષા કરવા આવશ્યક જણાય તેવા પગલા લેવાને હુ છૂટો છુ એમ માનીશ આવતા રવિવારે બપોર સુધીમા આનો જવાબ મને પહોચાડવા કૃપા કરશો

આ માગણીની નકલ ઉત્તર વિભાગના કમિશનર મિ. ગૅરેટ તથા મુબઈ સરકારને મોકલુ છુ અને તેનો સારાશ નામદાર વાઈસરૉયને તારથી જણાવુ છું

મુબઈ સરકારના હોમ મેમ્બર મિ મેક્સવેને ગાધીજીના માગણીનો જવાબ બહુ મોડો તા ૧૦મી ઑગસ્ટે આપ્યો તેમા જણાવ્યુ કે,

મળેલા સમાચાર ઉપરથી નામદાર ગવર્નરને ખાતરી થઈ છે કે બારડોલીમા મહેસૂલ ઉઘરાવવા સારુ લવાયેલા પગલામા સખ્તાઈ નથી અમુક થોડી કસૂરદાર આસામીઓ સામે જ કલેક્ટરે પગલા લીધા છે ખાતેદારોએ તરત ભરણુ કર્યુ અને જપ્તી ક્વચિત જ કરવી પડી તે ઉપરથી જણાઈ ગયુ છે કે ભરી શકે એવા ઘણાએ મહેસૂલ નહોતુ ભર્યુ લાગ્યે સિવાય પાણી નથી એટલે જ જપ્તીના પગલા લેવા પડયા

એ જ કાગળમા આગળ જણાવ્યુ કે

જમીનમહેસૂલના ઉઘરાણાનો આધાર કોંગ્રેસની સલાહ ઉપર રહે એ સ્થિતિ સરકારે કે કલેક્ટરે કદાપિ સ્વીકારી નથી નામદાર ગવર્નરને કાઈ શકા નથી કે આપ પોતે પણ સમજશો કે અમુક ખાતેદાર મહેસૂલ ભરી શકે એમ છે કે નહી એનો નિર્ણય કલેક્ટરને હસ્તક જ રહેવો જોઈએ એટલે નામદાર ગવર્નર માને છે કે લવાયેલા પગલામા વિશેષ સખ્તાઈ કે સખ્તાઈ થયેલ નથી

બારડોલીમા આ જુલમ ચાલી રહ્યો હતો ત્યારે સયુક્ત પ્રાતમા પણ એ જ દશા હતી ગાધીજીએ તા ૫-૮ ૩૧ને રોજ સયુક્ત પ્રાતના ગવર્નરને તાર કરીને જણાવ્યુ કે

સરકારના મુખ્ય મત્રી સાથે પતને થયેલી વાતચીત પડિત માલવીયજી તથા પડિત જવાહરલાલ વર્ણવી તે ઉપરથી જણાય છે કે કિસાનો વિષેની સરકારની નીતિ અનિશ્ચિત છે જપ્તીના પગલા ચાલુ છે અને ભાગી છૂટેલા કિસાનોની અધ્ધર સ્થિતિ છે એ સૌ મને બહુ ચિંતા થાય છે આ મહત્ત્વના પ્રશ્નો વિષે સરકારની નીતિ મને કૃપા કરીને સ્પષ્ટ જણાવશો

યુ પીના ગવર્નરે ગાધીજીને તા ૬-૮-૩૧ના રોજ તાર કરી જણાવ્યુ કે,

અમને એમ માનવાનુ કારણ નથી કે આ વર્ષ વધારે પડતા કિસાનોને જમીન છોડવી પડી છે એક બે પ્રદેશ એવા છે જ્યા સાધારણ વર્ષ કરતા વધારે કિસાનોને જમીન છોડવી પડી છે ભાગી છૂટેલા કિસાનોને ફરી રાખવા જમીનદારોને સમજાવવામા જિલ્લા અમલદારો સામાન્ય રીતે પતની લાગવગ વાપરે છે વ્યવહારમા તથા સિદ્ધાતની દૃષ્ટિએ સરકારની નીતિ એવી છે કે જમીનદાર તથા કિસાન બન્ને સરખો ન્યાય તોળવો છતા રાજ્યની અધિકારીમા કિસાન અયોગ્ય રીતે દુખી ન થાય એવી બધી કાળજી કરવી

અસહ્ય જુલમ અને નાસની ફરિયાદો આવે તેના આના ઉડાઉ જવાબો મળ્યા કરે એટલે ગાધીજી અ ગામા, અને તા ૧૧-૮-'૩૧ના રોજ વાઇસરૉયને તાર કરીને જણાવ્યુ કે,

હમણા જ મળેના મુબઈ સરકારના કાગળથી મારુ લડન જવાનુ અશકય બને છે એ કાગળમા હકીકતના તેમ જ કાયદાના બહુ જ મહત્ત્વના સવાલ ઉઠાવ્યા છે ને લખ્યુ છે કે એ બેય વિષે સરકાર છેવટનો ન્યાય તોળે ચોખ્ખા શબ્દોમા આનો અર્થ એ થાય છે કે સરકાર અને ફરિયાદી વચ્ચે થયેલા કરારમાથી ઉપસ્થિત થતા ઝઘડામા સરકાર આરોપી અથવા ફરિયાદી અને ન્યાયાધીશ બંને બને આ સ્થિતિ કૉંગ્રેસને અસ્વીકાર્ય છે મુબઈ સરકારનો કાગળ મારી પૃચ્છાના જવાબમા આવેલો યુક્ત પ્રાતના ગવર્નરનો તાર અને યુક્ત પ્રાતમા સરહદ પ્રાતમા તથા બીજા પ્રાતોમા ચાલુ રહેલા જુલમના હેવાનો એ બધા સાથે વાચતા મને સ્પષ્ટ ભાસે છે કે મારે લડન ન જવુ છેવટનો નિર્ણય કરતા પહેલા તમને જણાવવાનુ મે વચન આપ્યુ હતુ એટલે ઉપલી હકીકત તમારા ધ્યાન ઉપર આણી છે નિર્ણય જાહેર કરતા પહેલા તમારા જવાબની રાહ જોઈશ

તા ૧૩-૮-'૩૧ના રોજ નામદાર વાઇસરૉયે ગાધીજીને તાર કર્યો તેમા મુબઈ સરકાર તથા યુક્ત પ્રાતની સરકારે આપેલા જવાબોનો બચાવ કર્યો અને જણાવ્યુ કે

'હુ આશા રાખતો હતો કે ભવિષ્યના બધારણની મહત્ત્વની ચર્ચા જેનાથી તમારા કે મારા આયુષ્યથી ક્યાય દૂર લગી દેશનુ ભવિષ્ય ઘડાવાનુ છે તેમા ભાગ લઈને દેશની સેવા કરવામા આવી ઝીણી વિગતોના ઝઘડાને તમે અતરાયરૂપ નહી બનવા દો પણ જો તમારો તાર છેવટનો શબ્દ જ હોય તો પરિષદમા જવાની તમારી અશક્તિ હુ તરત જ વડા પ્રધાનને જણાવી દઈશ

ગાધીજીએ તે જ દિવસે વાઇસરૉયને તાર કરી દીધો કે

આ બનાવોમા સધિથી અસગત તમે કઈ ન જોતા હો તો એમ જણાય છે કે સધિ વિષે મારે અને આપને મૂળમા દૃષ્ટિભેદ છે લડન જવાનો મે મારાથી બનતુ કર્યુ પણ મારો પ્રયત્ન અફળ ગયો કૃપા કરીને વડા પ્રધાનને આમ જણાવજો હુ માનુ છુ કે સરકાર સાથે થયેલો પત્રવ્યવહાર તથા તારો પ્રગટ કરવા સામે આપને વાધો નહી હોય

વાઇસરૉયે તા ૧૪મી ઑગસ્ટે તાર કરીને પત્રવ્યવહાર તથા તારો પ્રગટ કરવામા પોતાની સમતિ જણાવી

આટઆટલા કડવા ઘૂટડા પીધા છતા ગાધીજીએ તો પોતાની અહિંસાને આકરી કસોટીએ ચડાવી હતી સરકારી અમલદારોનુ માનસ જરાયે બદલ્યુ રહ્યુ નહોતુ છતા પ્રજા પાસે હજી વધારે કષ્ટ સહન કરાવીને એ અમલદારોના હૃદયપલટો કરવાની આશા ગાધીજી છોડવા નહોતા ઇચ્છતા એટલે કૉંગ્રેસની કારોબારી પાસે તા ૧૪-૮-'૩૧ના રોજ ઠરાવ કરાવ્યો કે જોકે ગોળમેજી પરિષદમા ભાગ ન લેવો એવો કૉંગ્રેસ ઠરાવ કરે છે છતા તેથી દિલ્હીની

સન્ધિનો અંત આવે છે એવો અર્થ કરવાની જરૂર નથી તે જ તારીખે વાઈસરૉયને બીજો કાગળ લખીને પૂછાવ્યુ કે,

"તમે સંધિને હવે સમાપ્ત થઈ ગણો છો કે કોંગ્રેસ ગોળમેજી પરિષદમા ભાગ ન લે તે છતા સંધિ હજી ચાલુ રાખવાની છે? જો સંધિ ટકવાની હોય તો હુ કહેવાની ધૃષ્ટતા કરુ છુ કે પ્રથમ રજૂ કરેલી ફરિયાદો વિષે તરત દાદ મળવી જરૂરી છે મે પ્રથમ કહ્યુ તેમ બીજી ફરિયાદો આવતી જ જાય છે અને સાથીઓ આગ્રહ કરે છે કે જો સત્વેળા દાદ ન મળે તો તેમને કાઈ નહી તો બચાવના ઉપાય લેવાની છૂટ મળવી જોઈએ"

આનો જવાબ વાઈસરૉયે તા ૧૯–૮–'૩૧ના કાગળથી આપ્યો તેમા જણાવ્યુ

'ગોળમેજી પરિષદમા પોતાના પ્રતિનિધિને મોકલવાની કોંગ્રેસ ના પાડે છે તેથી ઊભી થતી પરિસ્થિતિની બાબતમા હુ કહીશ અને તમે પણ એ જોઈ શકશો કે જે હેતુઓ સાધવાને માટે સંધિ હતી તેમાંનો એક મુખ્ય હેતુ કોંગ્રેસના આ નકારથી માર્યો જાય છે

* * *

"સંધિની રૂએ જે કાર્યો કરવાનુ સરકારને પ્રાપ્ત થતુ હશે પણ જેનો અમલ હજી કરવાનો બાકી રહી ગયો હશે એવા કેસોમા સ્થાનિક સરકારો સાથે મસલત કરીને હિંદી સરકાર સંધિનુ પાલન કરાવશે

"સંધિની વીસમી કલમ મીઠાને લગતી છૂટો બાબતની છે તે છૂટો રદ કરવાનો સરકારનો ઇરાદો નથી બાકીની બાબતોમા સામાન્ય કાયદાનો અમલ બંધ કરવામા આવે અથવા મુલતવી રાખવામા આવે એવુ સંધિની શરતોમાથી ફલિત નથી જ થતુ અને ખાસ પરિસ્થિતિને પહોચી વળવા માટે જરૂરી પગલા લેવાનો સંપૂર્ણ અધિકાર હિંદી સરકારને તથા સ્થાનિક સરકારોને રહે જ છે કાયદાનો આવો અમલ કોંગ્રેસની પ્રવૃત્તિઓ અંગે કરવાનો હશે ત્યારે પણ એ અમલ કયા સ્વરૂપનો હશે અને કેટલી હદ સુધીનો હશે તેનો મુખ્ય આધાર એ પ્રવૃત્તિઓ કયા સ્વરૂપની છે તેની ઉપર રહેશે આ બાબતમા તેના પોતાના અથવા તો સ્થાનિક સરકારોના અધિકાર ઉપર બંધન મૂકવા હિંદી સરકાર અશક્ત છે"

આટઆટલુ થયા છતાં સર તેજબહાદુર સપ્રુ તથા શ્રી જયકર વગેરે મધ્યમમાર્ગી નેતાઓ ગાંધીજીને આગ્રહ કરતા જ રહ્યા કે હજી તમે વાઈસરૉયની મુલાકાત માગો અને તમારી માગણીઓ એની આગળ સ્પષ્ટ રીતે રજૂ કરો એ લોકો તો ગાંધીજીને આ સલાહ આપીને ગોળમેજીમા ભાગ લેવા વિલાયત ઊપડી ગયા પણ માલવીયજી અને સર પ્રભાશંકર પટણી જેઓ પણ મુલાકાત માગવાના મતના હતા તેમણે ગોળમેજી માટે ઊપડી જવાનું મુલતવી રાખ્યુ અને ગાંધીજી જો સીમલા જવાનું કબૂલ કરે તો

તેમની સાથે શીમલા જઈ વાઈસરૉયને સમજાવવા પણ ગાંધીજી તૈયાર થયા. ગાંધીજીએ વળી અહિંસાનો એક વધુ પ્રયોગ કર્યો. વાઈસરૉયને કાગળ લખ્યો અને જણાવ્યું કે, "આપને ચર્ચા આવશ્યક લાગતી હોય તો હું શીમલા આવવા તૈયાર છું." વાઈસરૉયે જણાવ્યું કે, "તમને એમ લાગતુ હોય કે વધુ ચર્ચા તમારી મુશ્કેલીઓ દૂર કરવામાં મદદરૂપ થશે તો ભલે આવો." ગાંધીજીને તો પ્રયત્ન કરવામાં મણા રાખવી જ નહોતી. એટલે વાઈસરૉયે આવવું હોય તો આવો એમ કહ્યું છતાં શીમલા જવાના નિર્ણયનો બોજો પોતાની ઉપર લઈને જવા તૈયાર થયા. વાઈસરૉયને એટલું જણાવ્યું કે, "હું શીમલા રોકાઉં ત્યાં સુધી પંડિત જવાહરલાલજી, ખાનસાહેબ અબ્દુલ ગફારખાન તથા સરદાર વલ્લભભાઈને મારી સાથે શીમલામાં રહેવાનું મેં આમંત્રણ આપ્યું છે." શીમલાની વાટાઘાટોમાં સરકારે બારડોલીમાં થયેલી સખતાઈ બાબત તપાસ કરવાનું અને તેમાં સરકાર તથા કૉંગ્રેસ બન્ને પુરાવા આપી શકે એવું કબૂલ કર્યું. સરકારે આ એક જ બાબતમાં પણ નમતું મૂક્યું એટલે ગાંધીજીએ ગોળમેજીમાં જવાનું કબૂલ કર્યું. માત્ર એક વસ્તુની કાગળ લખીને ચોખવટ કરી કે,

> "કોઈ ફરિયાદ એટલી બધી અસહ્ય થઈ પડે કે, તપાસને અભાવે તેને દૂર કરવા સારુ રક્ષણાત્મક લડતનો કોઈ ઉપાય શોધવાનો કૉંગ્રેસનો ધર્મ થઈ પડે તો સવિનય ભંગ મુલતવી રાખેલો હોવા છતા પણ એવો ઉપાય લેવાને કૉંગ્રેસ સ્વતંત્ર રહેશે."

આ બધું શીમલામાં તા. ૨૭મી ઑગસ્ટે પતી ગયું. મુંબઈથી તા. ૨૯મી ઑગસ્ટે જે સ્ટીમર ઊપડતી હતી તે જો ગાંધીજી પકડે તો જ ગોળમેજીમાં વખતસર પહોંચી શકે એમ હતું, એટલે વાઈસરૉયે સીમલાથી સ્પેશ્યલ ટ્રેનની વ્યવસ્થા કરી આપી. ભારે દોડધામ કરી, ગાંધીજીના શબ્દોમાં 'મરણિયો ધસારો' કરી દિલ્હીથી મુંબઈનો મેલ પકડ્યો અને સ્ટીમર પણ વખતસર પકડી.

૭

# બારડોલી તપાસ અને સંધિભંગ

વાઈસરૉયે બારડોલીમાં થયેલા જુલમો સંબંધમાં તપાસ આપી. જોકે તે તેના હેતુપૂર્વકનું ફળ નહોતું. ગાંધીજી વિલાયત જવા ઊપડ્યા ત્યાર પછીના સરકારના વર્તન ઉપરથી તેમ જ તે અરસામાં જ ગાંધીજીના તહોમતનામાના સરકારે જે ઉડાઉ જવાબો સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કર્યાં તે ઉપરથી એ વસ્તુ જણાઈ આવે છે. પંડિત જવાહરલાલ, ખાન અબદુલ ગફારખાન તથા સરદાર મુંબઈમાં ગાંધીજીની સાથે હતા જ. ત્રણેએ ગાંધીજીને આગ્રહપૂર્વક કહ્યું, તમે સુખેથી ગોળમેજમાં જાઓ. અહીં અમે અમારું ફોડી લઈશું. કોંગ્રેસ તરફથી સંધિનું પાલન બરાબર ન થયું એમ કહેવાનો તેઓ એક પણ મોકો આપવા માગતા નહોતા. પણ બે હાથ વિના તાળી પડતી નથી. લોકોમાં કોંગ્રેસની પ્રતિષ્ઠા જામે તે બ્રિટિશ અમલદારોથી ખમાતું નહોતું. વહેલામાં વહેલી તકે કોંગ્રેસને પછાડવાની તેઓ પેરવી કરી રહ્યા હતા. તે માટે તેમણે કેવા પેંતરા ભરવા માંડ્યા તે જોઈએ.

પ્રથમ બારડોલીની તપાસ લઈએ. તપાસ કરવા માટે સરકારે નાસિક જિલ્લાના કલેક્ટર મિ. ગોર્ડનની નિમણૂક કરી. નીચેના મુદ્દા ઉપર તપાસ કરીને તેમણે પોતાનો રિપોર્ટ મોકલવાનો હતો.

૧. મહેસૂલ ઉઘરાવવામાં પોલીસ તરફથી જુલમ કરવામાં આવ્યો હતો કે કેમ?

૨. પાંચમી માર્ચ પછી બારડોલી તાલુકાના બીજા ગામોમાં પોલીસની મદદ વિના જે ધોરણે મહેસૂલ વસૂલ કરવામાં આવ્યું હતું તેના કરતાં ફરિયાદવાળાં ગામોમાં કડક ધોરણનો અમલ કરવાથી વધુ મહેસૂલ વસૂલ આવ્યું હતું કે કેમ? અને આવ્યું હોય તો એવી રીતે વસૂલ કરેલા મહેસૂલની રકમ કેટલી હતી?

આ તપાસનું કામ તા. ૫મી ઑક્ટોબરથી બારડોલી મુકામે શરૂ થયું. કોંગ્રેસ તથા ફરિયાદી ખાતેદારો તરફથી શ્રી ભૂલાભાઈ દેસાઈએ કેસ ચલાવ્યો. તેમની મદદમાં શ્રી ભોગીલાલ લાલા (નાનાકાકા) તથા હું હતા. પોતે કોંગ્રેસના પ્રમુખ હોવાથી સરદારને બીજાં ઘણાં કામોમાં ધ્યાન આપવું પડતું. છતાં વચમાં દિવાળીની રજાઓ આવી તે બાદ કરતાં તપાસ એક મહિના ઉપર ચાલી. એ બધો વખત તેઓ બારડોલીમાં રહ્યા. કુલ અગિયાર ગામોની તપાસ કરવાની હતી. તપાસના મુદ્દાઓમાં મહેસૂલ વસૂલ કરવાના ધોરણનો ઉલ્લેખ

હતો. એ ધોરણ કયું, તે વિષે શ્રી ભૂલાભાઈએ ગાંધીજીને વિગતવાર કાગળ લખીને પુછાવ્યું. તેના જવાબમાં તેમણે લખી મોકલ્યું કે,

"બારડોલી અને બોરસદમાં મહેસૂલ વસૂલાતની બાબતમાં આરંભથી જ એવી સ્પષ્ટ સમજૂતી હતી કે જે ખાતેદારોને સવિનય ભંગની લડતને લીધે વેઠવું પડ્યું છે તેઓ નાણાં વ્યાજે લાવ્યા વિના પોતાથી બની શકે તેટલું ભરશે. આ વસ્તુ ખેડાના કલેક્ટર મિ. પેરી તથા તેમના અનુગામી મિ. ભદ્રપુર તેમ જ સુરતના કલેક્ટર મિ. કોઠાવાળા સાથે વાતચીતોમાં વારંવાર સ્પષ્ટ કરવામાં આવી હતી. તેમની સાથે ચાલેલા પત્રવ્યવહારથી મારા આ કથનને સમર્થન મળે છે. તપાસ કરનાર અમલદારને જે મુદ્દા ઉપર તપાસ કરવાની છે તેમાં જે ધોરણનો ઉલ્લેખ આવે છે તે બાબતમાં હું સ્પષ્ટ સમજેલો છું કે ધોરણનો અર્થ નાણાં વ્યાજે લાવ્યા વિના ખાતેદારની ભરવાની શક્તિ એવો થાય છે."

તપાસ ચાલતી હતી તે દરમ્યાન આ 'ધોરણ' વિષે શ્રી ભૂલાભાઈએ તા. ૨૨–૧૦–'૩૧ના રોજ તપાસ અમલદાર મિ. ગૉર્ડનને લાંબો કાગળ લખ્યો. તેમાં જણાવ્યું કે,

"સંધિની શરતો પ્રમાણે ખાતેદાર મહેસૂલ ભરી દેવા રાજી હોય પણ તેને ખરેખર મુદતની જરૂર હોય તો એવાઓને માટે ખાસ વિચાર કરવામાં આવશે અને જરૂર હશે તો જમીનમહેસૂલના વહીવટના સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેસૂલ મુલતવી રાખવામાં આવશે. આનો અર્થ એમ થાય કે મહેસૂલ મુલતવીનો વિચાર ઉદારતાથી કરવામાં આવે અને ખાતેદારને લડતના સંજોગોને કારણે અથવા બીજાં કુદરતી કારણોએ જે નુકસાન વેઠવું પડ્યું હોય તે ધ્યાનમાં લેવામાં આવે. આ બાબતમાં હિંદી સરકારે તેમ જ પ્રાંતિક સરકારોએ સ્થાનિક અમલદારોને સૂચનાઓ આપી જ હોવી જોઈએ. એ સૂચનાઓ અમને અત્યાર સુધી ઉપલબ્ધ થઈ નથી, સિવાય કે સરકારી અમલદારો અને કોંગ્રેસના પ્રતિનિધિઓ સાથે વાતચીતમાં તેનો જે કાંઈ સાર જાણવાને મળ્યો હોય તે. એટલે સંધિ થઈ ત્યારથી તે તા. ૨૭મી ઑગસ્ટ જે દિવસે વાઈસરૉય અને ગાંધીજી વચ્ચે ફરી સમજૂતી થઈ ત્યાં સુધીમાં આપવામાં આવેલી સૂચનાઓના બધા કાગળો આ કેસમાં રજૂ થવા જોઈએ. એના ઉપરથી પણ વસૂલાતનું તથા રાહતનું 'ધોરણ' નક્કી કરી શકાશે."

કુલ અગિયાર ગામોમાંથી સાત ગામોના તેસઠ ખાતેદારો અને તેમના એકોતેર સાક્ષીઓની જુબાની થઈ. આ સાતે ગામના ખાતેદારો પોતાને ગામે પોલીસોએ ધાડ પાડીને કેવો જુલમ કર્યો હતો તથા ભાતરોપણીની ખરી મોસમ ચાલતી હતી તે વખતે તેમના કામમાં કેવી અટકાયત કરવામાં આવી હતી તથા પોતાની પાસે નાણાં નહીં હોવાથી કેવી રીતે વ્યાજે લાવીને તેમને મહેસૂલ ભરવું પડ્યું હતું તે હકીકત કહી ગયા. પછી સરકાર પક્ષના સાક્ષીઓની જુબાનીઓ લેવાનું શરૂ થયું. સરકારના પહેલા સાક્ષી તરીકે તાલુકાના મામલતદાર આવ્યા. ફરિયાદવાળા એક ગામ રાયમને વિષે તેમની જુબાની શરૂ થઈ.

આ ગામમા કુલ અગિયાર ખાતેદારોએ ફરિયાદ કરી હતી સરકારે પોતાના લેખી જવાબમા જણાવ્યુ હતુ કે ખાતેદારોની ફરિયાદ જૂઠી છે અને અગિયાર ફરિયાદીઓમાથી ત્રણ ફરિયાદીઓ તો મામલતદાર ગામ છોડી ગયા પછી પોતાની રાજીખુશીથી તલાટીને પૈસા ભરી ગયા હતા બાકીનાઓએ પણ મામલતદાર તરફથી માગણી થતા મહેસૂલ ભરી દીધુ હતુ કોઈ જાતનો જુલમ કરવો પડ્યો નહોતો શ્રી ભૂલાભાઈએ મામલતદારની ઊલટતપાસ પાચ દિવસ સુધી કરી અને તેમા સરકારી કેસના ભૂકેભૂકા કરી નાખ્યા આ ગામોએ પોલીસને કેવળ પોતાના રક્ષણાર્થે જ લઈ જવામા આવી હતી એ બચાવ કેવો લૂલો હતો એ ઊલટતપાસમા ઉઘાડુ દેખાઈ આવ્યુ કારણ એ જ ગામોમા આ જ વખતે મામલતદાર પોલીસ વિના પણ ફરતા હતા એ તેમણે કબૂલ કર્યું વળી જે ત્રણ ખાતેદારોએ મામલતદારના ગામ છોડી ગયા પછી મહેસૂલ ભરેલુ કહેવામા આવ્યુ હતુ, તેમની ખાતાવહીઓના ફ્રમાક જોતા તો તેમણે મામલતદારની રૂબરૂ પૈસા ભર્યા હતા એમ દેખાતુ હતુ એટલે એ નક્કી કરવા માટે મામલતદારની કચેરીમા રાખવામા આવતા ખાતાવહીઓના અડધિયા રજૂ કરવાની માગણી કરવામા આવી પણ મામલતદારે તે રજૂ કરવાની ના પાડી વળી ફરિયાદવાળા ગામોમા મહેસૂલ ઉઘરાવવા જતા મામલતદારને પોલીસના રક્ષણની જરૂર જણાઈ હતી જ્યારે તે જ અરસામા બીજા ગામોએ પોલીસ લીધા વિના તેઓ મહેસૂલ ઉઘરાવવાના કામ માટે ગયા હતા તે સાબિત કરવા માટે તેમની ડાયરી માગવામા આવી તેની પણ ના પાડવામા આવી આ ઉપરાત પોલીસ લઈ જવાની પરવાનગી આપ્યા બાબત કલેક્ટરે તેમને કાઈ કાગળ લખ્યો હોય તો ત મહેસૂલની ઉઘરાત સબધી મામલતદારે કલેક્ટરને જે રિપોર્ટો મોકલ્યા હોય તે તથા આ બાબતમા મુબઈ સરકાર તરફથી કઈ હુકમો કે સૂચનાઓ મળી હોય તો તે વગેરે કાગળો માગવામા આવ્યા પણ એ રજૂ કરવાની ના પાડવામા આવી પોતાની ડાયરી તથા તલાટીઓના રિપોર્ટ રજૂ કરવાનુ મામલતદારે પહેલે દિવસે કબૂલ કરેલુ પણ બીજે દિવસે તે રજૂ કરવાની ના પાડી

ન્યાય અને સત્યશોધની ખાતર તેમ જ કાયદાની રૂએ પણ આ બધા કાગળિયા રજૂ કરવાને સરકાર બધાયેલી હતી એ વિષે શ્રી ભૂલાભાઈએ કાયદાના આધાર બતાવી સચોટ દલીલો કરી તપાસણી અમલદાર મિ ગોર્ડનની દલીલ એ હતી કે પોતે એક રેવન્યુ અમલદાર છે અને પોતાના ઉપરી અધિકારીઓની પરવાનગી વિના સરકારી કાગળો રજૂ કરવાનો હુકમ તેઓ આપી શકે નહી શ્રી ભૂલાભાઈએ તપાસણી અમલદાર તરીકે તેઓ રેવન્યુ અમલદાર નથી પણ એક ન્યાયાધીશ છે એ જાતની દલીલ કરી

એટલામાં દિવાળીની રજાઓ આવતી હતી એટલે રજાઓ ઊઘડતાં ૧૨મી નવેમ્બરે તેમણે લેખી ચુકાદો આપ્યો કે આ તપાસમાં સરકારી કાગળિયાં જોવાની તથા રજૂ કરવાની કોંગ્રેસ પક્ષની માગણી તેઓ સ્વીકારી શકતા નથી. તપાસણી અમલદારે આ મુદ્દા ઉપર જે ચુકાદો આપ્યો તેમાં વિશેષ આશ્ચર્ય પમાડે એવું તો એ હતું કે આખો પુરાવો પોતાની સમક્ષ આવી જાય ત્યાર પછી જે બાબતો ઉપર તેમણે નિર્ણય આપવો જોઈતો હતો તેવી બાબતો ઉપર પણ પોતાના અભિપ્રાયો તેમણે દર્શાવી દીધા. આ ચુકાદો આપતાં તપાસણી અમલદારે જે વલણ લીધું, તથા જે અભિપ્રાયો દર્શાવ્યા તે જોતાં આ તપાસમાં વધુ વખત સામેલ રહેવામાં કશો ન્યાય મળે એમ નથી એમ શ્રી ભૂલાભાઈને લાગ્યું, અને તેમણે કોંગ્રેસ તથા ખાતેદારોને આ તપાસમાંથી નીકળી જવાની સલાહ આપી. એ સલાહને માન્ય રાખી સરદારે બારડોલીના ખાતેદારો જોગ એક સંદેશો બહાર પાડી તપાસમાંથી નીકળી જવાનું સૂચવ્યું. સંદેશામાં તેમણે જણાવ્યું કે,

"તપાસનું વલણ મને વિરોધી તથા એકપક્ષી લાગતું જ હતું. પણ જ્યાં સુધી આપણા વકીલને એમ ન લાગે કે આગળ તપાસ ચલાવવી નિરર્થક છે ત્યાં સુધી હું તપાસમાં સામેલ રહેવા તૈયાર હતો. સરકારના કબજામાં જે કાગળો છે તે રજૂ કરવામાં ન આવે અને આપણને જોવા દેવામાં ન આવે એવો હુકમ તપાસણી અમલદારે કર્યો છે, તેથી સરકારી સાક્ષીઓની ઊલટતપાસ પર કશો અંકુશ રહેતો નથી એટલે આવી ખાલી તપાસ આગળ ચલાવવી એમાં કશો સાર નથી એવું મને લાગે છે. એટલે શ્રી ભૂલાભાઈ સાથે મસલત કરીને તપાસમાંથી આપણે નીકળી જવાનું મેં નક્કી કર્યું છે. હવે પછી તપાસણી અમલદાર અથવા બીજા કોઈ સરકારી અમલદાર તરફથી આ તપાસને અંગે તમને જે કંઈ સૂચના આપવામાં આવે તેનો અમલ કરવાની તમારે જરૂર રહેતી નથી. આપણે નીકળી ગયા છીએ એની ખબર મેં મહાત્મા ગાંધીને તારથી આપી દીધી છે."

પણ ગુજરાતમાં આ એક જ મુસીબતની નહોતી. પિકેટિંગની બાબતમાં તો અમલદારો પારાવાર અડચણો ઊભી કરી રહ્યા હતા. બોરસદ તાલુકામાં રાસ ગામે અદ્ભુત શૌર્ય બતાવીને ખુવારી વહોરી લીધી હતી. સંધિ થયા પછી તેની કદર કરવાને બદલે તેને જરા પણ રાહત ન આપવી એવો જાણે અમલદારોએ નિશ્ચય કર્યો હતો. મે મહિનામાં સીમલાથી પાછા ફરતા ટ્રેનમાંથી તા. ૧૭–૫–'૩૧ના લખેલા એક કાગળમાં મહાદેવભાઈ સરદારને જણાવે છે કે,

"ઇમર્સનની સાથે ચાર દિવસ વાતો થઈ. ચાર દિવસને અંતે બાપુએ કહ્યું, 'આ માણસ જગતનો ઉતાર છે. માત્ર મારી સાથે પ્રામાણિકપણે વર્તે છે એટલું એની તરફેણમાં છે.' એ માણસ દરેક બાબતમાં પ્રાંતિક સરકારના કામમાં અમે કેમ દખલ કરી શકીએ એમ કહીને હાથ ધોઈ નાખે છે, જોકે ત્યાં

લખતો હોય એમ તો લાગે જ છે ગૅરેટને અહીંથી કહું લાગે છે કે સખતીના પગલાંનો ઉપયોગ જેમ બને તેમ ન કરવો પણ એનો અમલ કરવાનો એના હાથમાં રહ્યો ના? પટેલોને વિષેની કાયમી નિમણૂકના અર્થની બાપુની દલીલ વિષે ગૅરેટ કહે છે કે ભલે આપનો અર્થ સાચો હોય પણ સમાધાનીના ભાવથી એ અર્થ વિરુદ્ધ છે।'

એક બીજા કાગળમાં મહાદેવભાઈ લખે છે

'અહીં (સીમલામાં) બધા લોકો માને છે કે સમાધાનીનો ભંગ મુંબઈના અમલદારો — ખાસ કરીને ગૅરેટ — જેટલો કરી રહ્યા છે તેટલો ભાગ્યે જ બીજા કોઈ કરતા હશે બાપુ કહે છે 'ગૅરેટને સીધો કરવો હોય તો પઠાણમાં કરી શકાય પણ એટલા ખાતર સંધિને તોડવી એ ઠીક ન કહેવાય એટલે રાહ જોઈ રહ્યો છું'

એ જ કાગળમાં નથી લખે છે

'આ વાઈસરૉય અહીં આવ્યો તે પહેલાં અહીંના ખૂનીએ બધા પ્રાંતોમાં પરિપત્રો કાઢેલા કે સમાધાનીનો અર્થ એ નથી કે સરકારનું રાજ્ય બંધ થયું છે સરકારે રાજ્ય કરવાનું ચાલુ રાખવું

જુલાઈ માસમાં 'પાયોનિયર'નો દિલ્હીનો ખબરપત્રી, જેને મોટા સરકારી અમલદારો પાસેથી બાતમી મળતી હોવાનો સંભવ હતો, તે લખે છે

'પં જવાહરલાલની પ્રવૃત્તિઓથી અહીં કાંઈક ખળભળાટ થયો છે એ અને શ્રી વલ્લભભાઈ પટેલ સળગાવનારાં ભાષણો કરી રહ્યા છે ગાંધી-અર્વિન સમાધાની પહેલાં તેઓને એવાં ભાષણો માટે તુરતાતુરત જેલ મળી ગઈ હોત અહીં વિશ્વાસપાત્ર સ્થળોએ એમ માનવામાં આવે છે કે તેમના ઉપર નોટિસો બજાવવામાં આવે એવો સંભવ છે તેનો ભંગ કરતાં જ તેમને પકડવામાં આવશે અહીં એવી પણ સખત અફવા છે કે સુલેહને જોખમમાં નાખે એવી તેમની આ પ્રવૃત્તિઓ વિષે તેમ જ ખાન અબ્દુલ ગફારખાનના વર્તન વિષે ગાંધીજીને ખબર આપવામાં આવી છે

આવા અહેવાલોનો ઉલ્લેખ કરીને મહાદેવભાઈ સરદારને લખે છે

એ લોકોની લડવાની તૈયારી ચાલી રહી છે બાપુ પણ એ માને છે ખેડામાં ૧૮ાા લાખ ઉઘરાવ્યા અને માત્ર ૭૮ હજાર બાકી છે તેમાં આ લોકો આટલો ઉત્પાત કરી રહ્યા છે સામાન્ય વર્ષોમાં પણ આટલી બાકી તો રહે

આ બધા ઉતારા એટલા માટે આપ્યા છે કે સમાધાની થઈ ત્યારથી જ અમલદારોનું વલણ કેવું હતું અને વખત જતાં તેણે કેવું ઉગ્ર રૂપ લેવા માંડ્યું તેનો ખ્યાલ આવે

ગુજરાતમાંથી લડત દરમ્યાન ઘણા મુખીઓએ રાજીનામાં આપ્યાં હતાં સંધિની શરતો પ્રમાણે જ્યાં બીજાની કાયમી નિમણૂક ન થઈ હોય ત્યાં તેમને પાછા નોકરી ઉપર ચડાવવા જોઈતા હતા પણ ગયા પ્રકરણમાં આપણે જોયું કે તાલુકા તથા જિલ્લા અમલદારો તેમાં કાંઈ ને કાંઈ ગૂંચ નાખતા હતા એ બધાના કેસોની વિગતમાં આપણે નહીં ઊતરીએ પણ

રાસના બારૈયા મુખીનો કેસ જોઈશું. જૂના પાટીદાર મુખીએ રાજીનામું આપેલું તેની જગ્યાએ ૧૯૩૦ના સપ્ટેમ્બરમાં એને નીમવામાં આવેલો. એને નીમનાર મામલતદારે કલેક્ટરને એવો રિપોર્ટ કરેલો કે એની નિમણૂક કાયમી કરવામાં નથી આવી તેમ એને કાયમી કરવાની ખાતરી પણ આપવામાં નથી આવી. પાછળથી કોંગ્રેસ કાર્યકર્તાઓએ તો એવો દાખલો પણ શોધી કાઢ્યો કે ૧૯૨૯ની સાલમાં જ એક ફોજદારી ગુના માટે એને બે માસની સજા થયેલી. સંધિ પછી ખેડા જિલ્લાના કલેક્ટરે ગાંધીજીને કહેલું કે એ મુખીને રજા આપી એની જગ્યાએ જૂના પાટીદાર મુખીને લેવામાં આવશે. પણ થોડા જ વખતમાં એ કલેક્ટરની બદલી થઈ. નવા કલેક્ટરના ધ્યાન ઉપર આ વાત ઘણી વાર લાવવામાં આવી પણ કમિશનર મિ. ગેરેટની દાનત પાટીદાર મુખીને નોકરીએ ચડાવવાની નહોતી, એટલે કાંઈ ને કાંઈ બહાનાં કાઢી બારૈયા મુખીને ચાલુ રાખ્યો. એના મુખીપણામાં ગામમાં ચોરીઓ વગેરે બહુ થવા માંડી અને પાટીદારોનો રંજાડ થવા માંડ્યો એટલે ગામના રક્ષણ માટે ખાસ પોલીસ મૂકી, પણ પેલા મુખીને બદલ્યો નહીં ! ગાંધીજી ગોળમેજીમાં ગયા પછી સરદારે કલેક્ટર અને કમિશનર સાથે આ બાબતમાં પત્રવ્યવહાર ચલાવવા માંડ્યો. તેમાં કાંઈ વળ્યું નહીં એટલે મુંબઈ સરકારના ગૃહમંત્રી મિ. મેક્સવેલને લખ્યુ તેમાં જણાવ્યુ કે,

> "સરકારની સંધિપાલનની કેટલી શુદ્ધ દાનત છે તેની કસોટી તરીકે ગાંધીજી આ કેસને ગણતા હતા. તેથી બીજા ઘણા મુખીઓના કેસના ઝઘડા ચાલે છે પણ આ એક કેસ હુ તમારા ધ્યાન ઉપર લાવું છુ."

સરકાર તરફથી આનો જે ઉડાઉ જવાબ આપવામાં આવ્યો તે ઉપરથી સરકાર આ બાબતમા કેટલી નફ્ફટ થઈ હતી તે દેખાઈ આવે છે. સરકારી જવાબમાં જણાવવામા આવ્યુ કે,

> "મુખીને નીમનાર મામલતદારે તેને કાયમી નોકરીનુ વચન નહી આપેલું એ વાત સાચી પણ ત્યાર પછી જાન્યુઆરી, ૧૯૩૧મા નવા મામલતદારે આ મુખીને કાયમી નોકરીનુ વચન આપેલુ, જોકે એણે એ વાતનો તરત રિપોર્ટ નહી કરેલો, એટલે કલેક્ટરે જૂના રિપોર્ટ પર આધાર રાખી ગાંધીજીને કહેલું કે પાટીદાર મુખીને તેઓ નોકરી પર ચડાવશે."

ફોજદારી ગુનાને માટે થયેલી સજાની બાબતમા જણાવ્યુ કે,

> "હવે તેની ચાલચલગત બહુ સારી છે એટલે કમિશનર સાહેબે સજા પામ્યાને કારણે એની ગેરલાયકાત દરગુજર કરવાનું યોગ્ય ધાર્યું છે ! સખ્યાબધ સજા પામેલા કેદીઓને સધિની રૂએ સરકારે છોડી મૂકયા છે અને તેમની ગેરલાયકાત દરગુજર કરી છે (રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવામાં આવી તેની ભાઈસાહેબ વાત કરે છે) તો પછી આ બારૈયા પટેલની બાબતમા ઓછી ઉદાર નીતિ રાખવાનુ કાંઈ કારણ નથી!"

ત્રીજી દલીલ એ પણ કરી કે,

"જો પાટીદાર મુખીને લેવામાં આવશે તો સરકારને એમ લાગે છે કે 'બારેયા વર્ગની બહુ કનડગત થશે!'"

બારૈયાના મુખીપણામાં પાટીદારોની કનડગત થતી હતી એ વાત જ જવાબમાં ખાઈ જઈને સરદારે પોતાના જવાબમાં આના સચોટ રદિયા આપ્યા, કાયદાની કલમો ટાંકી બતાવી પણ સરકારને ન્યાય ક્યાં જોવો હતો? હકીકતમાં જોડાયેલા પાટીદારોને ખામુખા પજવવાને માટે જ પોતે જે મુખીને પટલાઈ આપી હતી, તેને કાઢે તો પોતાની આબરૂ જાય અને એટલી કોંગ્રેસની આબરૂ વધે એ એને નહોતું કરવું

આ વખતે સુક્ત પ્રાંતોના મથુરા જિલ્લામાં સરકારે કોંગ્રેસના અસંખ્ય કાર્યકર્તાઓને કેદ પકડીને, ગામડાંઓ ઉપર પોલીસની ધાડો પાડીને તથા ગામડાંના લોકો ઉપર તેમ જ કોંગ્રેસના કાર્યકર્તાઓ ઉપર લાઠીઓ ચલાવીને સંધિની શરતોનો છડેચોક ભંગ કરવા માંડ્યો હતો કોંગ્રેસે આ વિષે ફરિયાદ કરી ત્યારે પ્રાંતિક સરકાર પોતાના અમલદારોના ગેરકાયદે અને જુલમી વર્તન વિષે નામુકર ગઈ પણ એમાંથી થોડા કેસો હાઈકોર્ટમાં ગયા તેમાં જે કોંગ્રેસીઓને પહેલી કોર્ટે સજા કરેલી તે બધાને હાઈકોર્ટ તરફથી નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા એક મુકદ્દમો સેશન્સ જજ આગળ ચાલ્યો તેમાં એણે એવો ચુકાદો આપ્યો કે, "પોલીસ સબ ઇન્સ્પેક્ટર અમીન અને જમીનદાર એ બધાએ આરોપીઓ ઉપર છૂપું કાવતરું રચ્યું હતું" બીજા એક ચુકાદામાં ન્યાયાધીશે કહ્યું કે, "જ્યારે ફરિયાદી અને બીજા કોંગ્રેસીઓએ સભા ભરી હતી, ત્યારે કેટલાક પોલીસવાળાઓએ ત્યાં જઈને પોલીસ સ્ટેશનના વડાની આંખ સામે જ એક માણસ ઉપર હુમલો કર્યો હતો એ વસ્તુ ખરેખર દિલગીર થવા જેવી છે" કોંગ્રેસવાળાઓએ બોલાવેલી એક સભાને પોલીસે જે જંગલી રીતે અટકાવી હતી તે વિષે એક ન્યાયાધીશ કહે છે

'અધિકારીઓની એવી મરજી હતી તો તેમણે સભા ન ભરવાનો મનાઈ હુકમ કાઢવો જોઈતો હતો મનાઈ હોવા છતાં જો સભા ભરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોત તો તેને લાઠી ચલાવીને વિખેરી નાખી શકત પરંતુ તેને આવી ગુંડાશાહી ચલાવીને અટકાવવાની જરાયે જરૂર નહોતી. પોલીસે પ્રથમ તો જેટલાને તે પકડવા માગતી હતી તે બધાને પકડી લીધા અને ત્યાર બાદ એવું કહેનારા સાક્ષીઓ ઊભા કર્યા કે તે બધાએ હુલ્લડમાં ભાગ લીધો હતો.'

મોટા આર્થિક મંદીના સમયમાં અને મહેસૂલ ઉઘરાવવાનો સમય લાંબા વખતથી પૂરો થઈ ગયો હોવા છતાં એટલે કે ભર ચોમાસામાં જબરદસ્તી, જપ્તીઓ અને જમીનોનો કબજો લઈ લેવાનું કામ ચાલુ હતું છેક સપ્ટેમ્બર માસમાં મહેસૂલી અમલદારો પોલીસના મોટા ધાડાં લઈ વસૂલાત માટે ગામડાં ઉપર જઈ હુમલા અને મારપીટ કરતા હતા સુક્ત પ્રાંતના

પોલીસો અને મહેસૂલી અમલદારોને, કિસાનોને 'મુર્ગા' બનાવવાનું એટલે કે ફૂકડાની સ્થિતિમાં ઊભા રાખવાનું બહુ ગમી ગયું હતું. પોલીસોના મારમાંથી ઘરડા માણસો પણ બચી જવા પામતા નહીં. એક ગામમાં ત્યાંના બધા જ લોકો એટલે લગભગ પાંચસો માણસો, પોલીસો અને મહેસૂલ ખાતાના અમલદારોના ત્રાસથી નાસી જઈને પાસેનાં જંગલોમાં સંતાઈ ગયા હતા.

અલ્લાહાબાદ જિલ્લામાં પણ લગભગ આવી જ સ્થિતિ હતી. જુદા જુદા જિલ્લાના અધિકારીઓ અને કોંગ્રેસના નેતાઓ વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યા બાદ સરકારી અમલદારોએ અને કોંગ્રેસી નેતાઓએ એક પરિષદમાં મળી મસલત કરવી એમ નક્કી થયું. પણ તા. ૧૫મી નવેમ્બરે હપ્તો શરૂ થતો હતો ત્યાં સુધી પરિષદ ભરી શકાઈ નહીં અને વાટાઘાટો ચાલુ હતી છતાં અમલદારોએ તાકીદ કરી હપ્તાની વસૂલાત કરવા માંડી. ઉપરાઉપરી બે વરસો ખરાબ આવેલાં હોવાથી કિસાનો હેરાન હેરાન થઈ ગયેલા હતા. તેમની પાસે સરકારધારો ભરવાનાં કશાં સાધનો નહોતાં, એટલે તેમની ઘરવખરી વેચાઈ જવાની તથા જમીન ઉપરથી કાઢી મુકાવાની સ્થિતિમાં તેઓ આવી પડ્યા. તેઓ કોંગ્રેસ કમિટીની સલાહ પૂછવા લાગ્યા. સરકાર સાથે રાહતને માટે ચાલી રહેલા સંદેશાઓ પૂરા ન થાય ત્યાં સુધી ભરણું ભરવાનું મુલતવી રાખવાની સલાહ આપવા સિવાય બીજો ઉપાય કોંગ્રેસ પાસે ન હતો.

આ સલાહથી સરકાર તો એકદમ છેડાઈ પડી અને યુક્ત પ્રાંતોની પ્રાંતિક સમિતિના પ્રમુખને જણાવી દીધું કે હપ્તો ન ભરવાની સલાહ જ્યાં સુધી પાછી ન ખેંચી લેવાય ત્યાં સુધી હવે કશી વાટાઘાટો થઈ શકે નહીં. તા. ૨૫-૧૧-'૩૧ના રોજ પ્રાંતિક સમિતિના પ્રમુખે જવાબ આપ્યો કે તમે હપ્તો વસૂલ કરવાનું થોડા વખત માટે મુલતવી રાખો તો અમારી સલાહ અમે એકદમ પાછી ખેંચી લઈએ પણ એક તરફથી આપણી વચ્ચે વાટાઘાટો ચાલે અને બીજી તરફથી હપ્તાની વસૂલાતનો તમારો કોરડો તો વીંઝાતો જ હોય, ત્યાં અમે કિસાનોને કશી સલાહ ન આપીએ એ કેમ બને?

તા. ૨૮-૧૧-'૩૧ના રોજ સરદારે કોંગ્રેસના પ્રમુખ તરીકે હિંદ સરકારના ગૃહમંત્રી મિ. ઇમર્સનને લખ્યું :

> "બંને પક્ષ વચ્ચે સમજૂતીથી એટલું તો સહેજે ગોઠવી શકાય કે સરકાર તરફથી વસૂલાતનું કામ થોડા વખત માટે મુલતવી રહે અને કોંગ્રેસ સમિતિનો ગણોત નહીં ભરવાની સલાહ આપતો ઠરાવ પણ મોકૂફ રહે. તેથી સરકારને અથવા જમીનદારોને કશી હરકત આવે એમ નથી. યુક્ત પ્રાંતોમાં સુલેહ જળવાઈ રહે તે માટે કોંગ્રેસ બહુ આતુર છે. હું આપને ભારપૂર્વક વિનંતી કરું છું કે મારી સૂચનાનો સરકાર સ્વીકાર કરે. હજી પણ રસ્તો કાઢવાની ચર્ચાને માટે અવકાશ છે."

પણ સરકાર તો બીજી કશી વાત સાંભળવા તૈયાર નહોતી. એણે પૂંછડું પકડી રાખ્યું.

પ્રાંતિક સમિતિ ગણોત ન ભરવાનો ઠરાવ કરે તોપણ તેનો અમલ કૉંગ્રેસ પ્રમુખની સંમતિ મેળવીને જ કરે એવો કૉંગ્રેસ કારોબારીનો ઠરાવ હતો. એટલે એણે સરદારની પરવાનગી માગી. સરદારે પ્રાંતિક સમિતિને લખ્યું કે,

> "જેમને લાગતુંવળગતું છે એવા બધા કિસાનો અને કાર્યકર્તાઓને જે દુઃખો તેમને સહેવાં પડશે તથા જે ભોગો તેમને આપવા પડશે તે વિષે તથા લડત દરમ્યાન ગમે તેટલી ઉશ્કેરણી કે સંકટો હોવા છતાં, સંપૂર્ણ અહિંસક વાતાવરણ રાખવાની જરૂર વિષે બધાને માહિતગાર કરો, અને અહિંસા જાળવવાની પૂરી ખબરદારી રાખી ભલે પગલું ભરો."

આના જવાબમાં યુક્ત પ્રાંતની સરકારે ડિસેમ્બરની પંદરમી તારીખે લાંબો ઑર્ડિનન્સ બહાર પાડીને કૉંગ્રેસ અને પ્રજા ઉપર હુમલો કર્યો.

એ ઑર્ડિનન્સનો સાર એ હતો કે,

સરહદ પ્રાંતમાં પણ જમીનમહેસૂલ વસૂલ કરવા તથા ખુદાઈ ખિદમતગારોને ત્રાસ આપવા અમાનુષી અત્યાચારો થઈ રહ્યા હતા. તે યુક્ત પ્રાંતોના અત્યાચારોનું ઉપર જે વર્ણન આપ્યું છે તે કરતાં પણ ભયંકર હતા. એ અત્યાચારોથી સરકાર ત્યાંના લોકોને દબાવી કે ડરાવી ન શકી એટલે ત્યાં પણ યુક્ત પ્રાંતના જેવો જ ઑર્ડિનન્સ તા. ૨૪મી ડિસેમ્બરના રોજ સરકારે બહાર પાડ્યો. સરહદ પ્રાંતના ચીફ કમિશનરે તા. ૨૨મી ડિસેમ્બરના રોજ બોલાવેલા દરબારમાં જવાનો ખાન અબદુલ ગફારખાને ઇન્કાર કર્યો અને ઉતમનઝાઈમાં મળેલી પ્રાંતિક સમિતિની બેઠકમાં ભાષણ કર્યું કે પૂર્ણ સ્વરાજ્યથી જરા પણ ઓછું આપણને કબૂલ નથી. એને તેમના મોટા ગુના ગણી એ ઑર્ડિનન્સની રૂએ એમને અને તેમના ભાઈ ડૉ. ખાનસાહેબને ગિરફતાર કરવામાં આવ્યા. સરકારને મન એમનો મોટો ગુનો તો એ હતો કે એમણે પોતાના હાથ તળે કામ કરતી સરહદ પ્રાંતની બધી સંસ્થાઓને કૉંગ્રેસના છત્ર તળે મૂકી દીધી હતી. પછી સરકારી હુકમનો અનાદર કરી એકઠા થયેલા લાલ ખમીસવાળા ખુદાઈ ખિદમતગારો ઉપર ઘાતકી ગોળીબાર કરવામાં આવ્યો. તેમાં સરકારી રિપોર્ટ પ્રમાણે ૧૪ મરી ગયા અને ૨૮ ઘાયલ થયા. ફાધર એલ્વિન જેમણે સ્થળ ઉપર જઈ જાતે તપાસ કરી હતી તેમણે કહ્યું કે મરાયેલાની સંખ્યા ઓછામાં ઓછી ૫૦ હોવી જોઈએ.

બંગાળમાં આ વખતે અમલદારો ઉપર છૂટાછવાયા ખૂની હુમલાના કેસો બનતા હતા. સરકારે એને બહુ મોટું રૂપ આપ્યુ, અને લોકો તરફની આવી છૂટીછવાઈ ખુનામરકીને કયાય ચડી જાય એવી વ્યવસ્થિત ખુનામરકી આદરી. ચટગાંવમા કેટલાક બિનસરકારી યુરોપિયનોએ અને ગુંડાઓએ એક છાપખાનુ જે સરકારી ગુંડાગીરીની વિરુદ્ધ લખવાની ધૃષ્ટતા કરતુ હતુ, તેના ઉપર રાત્રે હુમલો કરી છાપખાનાની તમામ મશીનરી તોડી નાખી અને એના માણસોને માર્યા. આવા હુમલા સામે આત્મરક્ષણ સારુ લોકોએ જે થોડા કંઈ ઉપાયો લીધા તેને મોટા હુલ્લડનુ રૂપ આપવામાં આવ્યુ અને ઑગસ્ટની ૩૧મી તથા ત્યાર પછીના ત્રણ દિવસ સુધી ગોરા તેમ જ કાળા ગુંડાઓએ આખા ચટગાંવમાં માતેલા આખલાઓની જેમ ઘૂમી ત્રાસ વર્તાવ્યો. તેમાં સ્થાનિક પોલીસ અને મૅજિસ્ટ્રેટો પણ ભળ્યા. કૉંગ્રેસ તરફથી આ તોફાનો બાબત તપાસ કરવામા આવી. એ તપાસ સમિતિના નિવેદન ઉપર કૉંગ્રેસની કારોબારી સમિતિએ વિચાર કરી ઠરાવ કર્યો કે,

"સ્થાનિક પોલીસ અને મૅજિસ્ટ્રેટોએ કેટલાક ગોરા અને કાળા ગુંડાઓની મદદથી કેર વર્તાવવાની નીતિને અનુસરીને પ્રજાનું જે ભયંકર નુકસાન અને

અપમાન કર્યું છે તેને આ કારોબારી સમિતિ સખત રીતે વખોડી કાઢે છે ચગાવમાં ગુંડાઓને રોકીને તેમના તોફાનને કોમી રંગ આપી કોમી રમખાણ જગવવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન થયા છતાં ખરેખર કોમી તોફાન જરાયે ન થયું તેની કારોબારી સમિતિ સંતોષપૂર્વક નોંધ લે છે'

બંગાળમાં આ વખતે સંખ્યાબંધ માણસોને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા બહારના માણસો ઉપર જેમ ત્રાસ વર્તાવવામાં આવતો હતો તેમ જેલની અંદરના અટકાયતી કેદીઓ પણ ત્રાસમાંથી મુક્ત રહેવા પામતા નહોતા ૧૬મી સપ્ટેમ્બરના રોજ કોઈ નજીવું બહાનું કાઢી હિજલી ખાતેના અટકાયતી કેદીઓ ઉપર ગોળીબાર કરવામાં આવ્યો તેમાં સરકારી રિપોર્ટ પ્રમાણે બે કેદીઓ માર્યા ગયા અને વીસને ગંભીર ઈજા થઈ જેલમાં રાખેના કેદીઓ ઉપર ગોળીબાર કરવા એ ભારે ઘાતકી અને હિચકારું કૃત્ય ગણાય એટલે આ વાત બહાર આવતાં આખા દેશમાં મોટો હાહાકાર થઈ ગયો કવિવર રવીન્દ્રનાથ ટાગોર જેઓ રાજકારણમાં ભાગ લેતા નહોતા તેમણે પણ જાહેર સભામાં આ કૃત્યને વખોડી કાઢતું ભાષણ કર્યું એટલે સરકારને આ ગોળીબાર માટે તપાસ કરવા એક કમિટી નીમવી પડી એ કમિટીએ પોતાના રિપોર્ટમાં જાવણીના ગોરા અમલદારોને ગોળીબારમાં સામેલગીરીના આરોપમાંથી મુક્ત ગણ્યા છતાં એટલું તો ઠરાવ્યું કે, 'ગોળીબાર અને લાઠીઓ તથા સંગીન વડે કરવામાં આવેલા હુમલા માટે કોઈ પણ વાજબી કારણ નહોતું ' આમ તેઓએ સામાન્ય સિપાઈઓને માથે બધો દોષ ઢોળ્યો અને ગોરા અમલદારોને આ કરપીણ કતલકાંડની જવાબદારીમાંથી મુક્ત ગણ્યા પણ સરકારી રિપોર્ટની ભાષામાં 'કોઈ પણ કારણ વિના જ' નજર-કેદીઓ પ્રત્યે પોલીસો પશુતાથી વર્ત્યા તેનું કારણ શું હોવું જોઈએ? પોતાના ઉપરી અમલદારો ખુશ થશે એવું લાગવાથી જ તેઓએ તેમ કર્યું હતું એમ માન્યા સિવાય ચાલતું નથી

બંગાળના આ અત્યાચારોના સમાચાર ગાંધીજીને લંડનમાં મળતા જ હતા એટલે એમણે સરદારને તાર કર્યો

'બંગાળમાં ચાલતા દમનથી અને બીજી બાબતોથી હું પરેશાન છું અહીં પણ કાંઈ વળે તેમ નથી છતાં હાજરી આવશ્યક છે એમ લોક કહે છે યુરોપમાં પણ થોડુંક ફરવું આવશ્યક લાગે છે આનો અર્થ એ થાય કે હું જાન્યુઆરીના મધ્યમાં દેશ આવી શકું બધું વિચારીને અભિપ્રાય આપો'

સરદારે વર્કિંગ કમિટીની મીટિંગ બોલાવી, બધાની સાથે મસલત કરી તા ૮–૧૧–'૩૧ના રોજ તારથી નીચે પ્રમાણે જવાબ આપ્યો

'આપના તાર ઉપર વર્કિંગ કમિટીએ વિચાર કર્યો અહીં જે સમાચાર મળે છે તે ઉપરથી લાગે છે કે આપનું ત્યાં વધુ રોકાવું વ્યર્થ છે તેનો અનર્થ પણ

થાય. પણ આપનો ચોક્કસ અભિપ્રાય છે કે હાજરી આવશ્યક છે, એટલે સંજોગો આપ વધુ જાણો. તેથી કમિટી છેવટનો નિર્ણય કરવાનું આપના ઉપર છોડે છે. અહીં તો સ્થિતિ વધુ ને વધુ બારીક થતી જાય છે. સરકારનું વલણ સામાન્ય રીતે વણું વધારે બગડયું છે. બંગાળની સ્થિતિ વધુ બગડતી જાય છે. સરહદમાં જુલમ વધતો જાય છે. કેટલીક જગ્યાએ તો કશી પ્રવૃત્તિ કરવા દેવામાં આવતી નથી. યુક્ત પ્રાંતોમાં નાકરની લડત વહેલી ઉપાડવાનું અનિવાર્ય જણાય છે. બારડોલીની તપાસમાં કામ સંતોષ થાય એવી રીતે નથી ચાલતું તેથી અને બીજાં કારણોસર પણ એમાંથી નીકળી જવું પડશે એમ લાગે છે. વહેલા આવો એ ઇચ્છવા જેવું છે. યુરોપમાં વધુ દિવસ ગાળશો તેથી અહીંનું કામ ચૂંથાશે."

સરકારનો ત્રાસ અને જુલમ તો ચાલુ જ હતો. એટલે તા. ૨૩–૧૧–'૩૧ના રોજ સરદારે ગાંધીજીને બીજો તાર કર્યો :

"હિજલી અને ચટગાંવની બાબતમાં હજી કાંઈ થયું નથી. કશા કારણ વિના ધરપકડો ચાલુ છે. અટકાયતીઓની સંખ્યા એક હજાર પર પહોંચી છે. દરરોજ કેડીબંધ માણસોને પકડવામાં આવે છે. તેમાં કોંગ્રેસના કાર્યકર્તાઓ પણ હોય છે. હિજલી અને ચટગાંવના અત્યાચારો સામે વિરોધ કરનારાઓ ઉપર રાજદ્રોહના મુકદ્દમા ચલાવવામાં આવે છે. તાજેતરમાં ઢાકામાં ચટગાંવનું નાનું પુનરાવર્તન થયું છે. ત્યા નિર્દોષ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ઉપર પોલીસે બેશરમ ત્રાસ વર્તાવ્યો છે. બંગાળના યુરોપિયનો વધુ દમનની આગ્રહપૂર્વક માગણી કર્યા કરે છે. સરકાર તેમનું માને છે. લોકોમા તીવ્ર રોષ વ્યાપ્યો છે. યુવાન વર્ગમાં નિરાશાનું મરણિયાપણુ આવ્યું છે. યુક્ત પ્રાંતોનું તો તમે જાણો છો. આંધ્રમાં કૃષ્ણા અને ગોદાવરી જિલ્લામાં સરકારે પોતે નીમેલી કમિટીનો એકમતે જુદો અભિપ્રાય હોવા છતા તથા ધારાસભાનો પણ વિરોધ હોવા છતાં સરકારે મહેસૂલમા વધારો કર્યો છે. તેની સામે જાગેલા વિરોધને અટકાવવા જામીન લેવાની અને રાજદ્રોહની કલમોનો ઉપયોગ થઈ રહ્યો છે, એટલે ત્યાંની પરિસ્થિતિ ગભીર બનતી જાય છે. આશ્રમમાં ઇમામ સાહેબને રોજ તાવ આવે છે. પણ હવે ગૂંકમા લોહી પડતુ નથી. તાત્કાલિક કાંઈ ચિંતા જેવું નથી. —વલ્લભભાઈ"

છેવટે ૩૦મી નવેમ્બરે આખા બંગાળ ઉપર ઑર્ડિનન્સ જાહેર કરીને સરકારે કાયદાને અને કાયદાની અદાલતોને ઊંચી મૂકી. ઑર્ડિનન્સની ભાષા એવી હતી કે આખા પ્રાંતમાં જાણે મોટો બળવો ફાટી નીકળ્યો હોય અને તેથી ભયભીત થઈને સરકાર પોતાના આત્મરક્ષણ માટે આ ઉપાયો લેતી હોય! પરંતુ આ ઑર્ડિનન્સથી પણ જે છૂટાછવાયા ખુનામરકીના કેસો બનતા હતા તે સરકાર દબાવી શકી નહીં.

આ બધાં કરતૂતોને માથે કળશ ચડાવવા, જે મીઠા માટે આટઆટલાં માથાં ફૂટ્યાં હતાં, તે મીઠાના કરમાં વધારો કરવાની દરખાસ્ત સરકારે આણી. આમાં તો ચોખ્ખો સંધિભંગ અને વિશ્વાસઘાત હતો. વળી આ વખતે ઇંગ્લંડે પોતાની પાસે સોનાની તંગી હોવાને લીધે સોનાચલણ છોડી

દીધું એટલે તેના પાઉન્ડની કિંમત દુનિયાના બજારમાં ઘટી ગઈ પ્રશ્ન એ હતો કે આવા ગગડી ગયેલા પાઉન્ડ સાથે હિંદુસ્તાનના રૂપિયાને જોડેલો રાખવો કે કેમ? જોડેલો રાખવામાં હિંદને ભારે નુકસાન હતું. પણ હિંદુસ્તાનની સરકારને હિંદનું હિત કયાં જોવાનું હતું? તે તો ઇંગ્લંડના હિતને પ્રાધાન્ય આપતી હતી એટલે આપણો રૂપિયો પાઉન્ડ સાથે જોડાયેલો રહ્યો. આ બંને સામે કૉંગ્રેસની કારોબારીએ વિરોધ દર્શાવતા ઠરાવો કર્યા.

આમ સંધિને નેવે મૂકીને સરકાર જ્યારે હિંદુસ્તાનમાં ખુલ્લી દમન નીતિ ચલાવી રહી હતી ત્યારે ગાંધીજી પોતાનાં ગોળમેજીનાં ભાષણો દ્વારા દુનિયાની પ્રજાઓ સમક્ષ હિંદુસ્તાનનો કેસ રજૂ કરતા હતા. પણ બ્રિટિશ મુત્સદ્દીઓ આગળ તો એમનાં ભાષણો અરણ્યરુદન જેવાં નીવડયાં હતાં. ગાંધી–અર્વિન કરાર પછી થોડા જ વખતમાં ઇંગ્લંડમાં કન્ઝર્વેટિવ પક્ષ સત્તા ઉપર આવ્યો હતો તે કૉંગ્રેસને કચડી નાખવાને કૃતનિશ્ચય થઈને બેઠો હતો. મહાદેવભાઈના સરદાર ઉપરના તા ૨૮–૧૧–'૩૧ના રોજ લંડનથી લખેલા કાગળમાં ત્યાંની પરિસ્થિતિનો ખ્યાલ આવે છે:

> "આ ટાઈપ થઈ ગયા પછી બાપુની પાસેથી જાણ્યું કે તેઓ તો તદ્દન લડીને આવ્યા છે અને આવતા શુક્રવારે તો માત્ર સરકારની છેવટની ચેતવણી સાંભળવા જવાના છે. ચેતવણી હવે વધારે શી આપવાની હશે? કાલે જ સર સેમ્યુઅલ હોર સાથે વાત થઈ તેમાં એણે બાપુને કહેલું: 'અમારે કૉંગ્રેસને દૂર દી નાખવી પડશે માટે તૈયાર રહેજો. અમે કૉંગ્રેસને રહેવા ન દઈ શકીએ. કારણ કૉંગ્રેસ એટલે ક્રાંતિ એમ તમારી વાતો પરથી અમે સમજ્યા છીએ.' માટે તો તમે (સરદાર) પણ તૈયારી રાખજો. કદાચ મળવા પણ ન પામીએ. જે વ્યવસ્થા કરવી ઘટે તે કરી દેજો ત્યાં આવ્યા પછી ભાગ્યે જ વધારે દિવસ છૂટા રહેવાય"

આ તરફથી હિંદ સરકારે તો બરાબર તૈયારીઓ કરી જ હતી. ત્રણ ઑર્ડિનન્સો તો કાઢી દીધા હતા અને બીજા તૈયાર રાખ્યા હતા. તેની એક નેમ તો એ હશે કે ખાન અબદુલ ગફારખાન તથા પંડિત જવાહરલાલ ગાંધીજીને મળવા ન પામે. એટલે ખાન અબ્દુલ ગફારખાનને તા. ૨૬મી ડિસેમ્બરે પકડયા હતા અને પંડિત જવાહરલાલ ગાંધીજીને મળવા મુંબઈ જતા હતા ત્યાં રસ્તામાં જ તેમને, યુક્ત પ્રાંતોની પ્રાંતિક સમિતિના પ્રમુખ જ. શેરવાણીને અને બાબુ પુરુષોત્તમદાસ ટંડનને પકડી લીધા. સરદારને કેમ છૂટા રાખ્યા હશે? તેમને પકડવાનું બહાનું શોધવું મુશ્કેલ પડયું હશે?

આવી સ્થિતિમાં તા. ૨૮મી ડિસેમ્બરે ગાંધીજી મુંબઈ ઊતર્યા.

## ૮

# ગાંધીજી અને સરદારની ગિરફ્તારી : સરકારનું દમનચક્ર

લંડનની ગોળમેજીમાંથી ખાલી હાથે પાછા આવેલા પોતાના માનીતા નેતાને પ્રજાએ અપૂર્વ માન આપ્યું. મુંબઈનાં આબાલવૃદ્ધ સૌ નરનારીઓએ અસાધારણ પ્રેમ અને ઉત્સાહથી રસ્તે રસ્તે, ગલીએ ગલીએ અને અટારીએ અટારીએથી ગાંધીજીનું અનુપમ સ્વાગત કર્યું. તે જ દિવસે સાંજે લગભગ દોઢ લાખની માનવ મેદની આગળ પોતાના ભાષણમાં તેમણે પ્રજાને મૃત્યુનો ડર કાઢી નાખી તેને મિત્રની જેમ ભેટવાનો મંત્ર આપ્યો. તેમણે કહ્યું: "સત્યનો, પ્રામાણિકતાનો અને મારવાનો નહીં પણ મૃત્યુને ભેટવાનો મંત્ર ગોખી રાખજો."

સરદાર અને કોંગ્રેસની કારોબારી ગાંધીજીને મળવાને માટે આતુર બનીને મુમ્બઈમાં બેઠી હતી. સરકારનો વિચાર બધા નેતાઓનો ગાંધીજી સાથે મેળાપ થવા દેવાનો નહોતો. એટલે સરહદના ખાન બંધુઓને તથા યુક્ત પ્રાંતના જવાહરલાલજી વગેરેને પકડી લીધા હતા એ આપણે જોઈ ગયા. ભારે પજવણી છતાં સરદારે ગુજરાત પાસે એવી ખામોશ રખાવી હતી અને પોતે પણ સરકારની ચાલમાં ન ફસાવાની એવી તકેદારી રાખી હતી કે તેમને પકડવાનું કશું બહાનું સરકાર શોધી શકી નહીં. સરકાર ગમે તેટલા અત્યાચારો કરે પણ કોંગ્રેસને માથે સંધિભંગનો આરોપ ન આવે એ સાચવવા માટે અને લોકોને શાંત રાખવા માટે ગાંધીજીની ગેરહાજરીમાં સરદારે લોહીનું પાણી કરી નાખ્યું હતું. પણ ગાંધીજી હિંદુસ્તાનને કિનારે ઊતર્યા ત્યારે સરકાર તરફથી તો લડતનાં ડંકાનિશાન વાગી રહ્યાં હતાં. કારોબારીના સભ્યો પાસેથી બધી હકીકત જાણી લીધા પછી તા. ૨૯મીએ ગાંધીજીએ વાઈસરૉયને નીચે પ્રમાણે તાર કર્યો:

> "બંગાળના ઑર્ડિનન્સનો ભેટો મારે કરવાનો જ હતો. પણ તે ઉપરાંત હિંદને કિનારે ઊતરતા જ સરહદ પ્રાંત અને યુક્ત પ્રાંત વિષેના ઑર્ડિનન્સો વિષે, સરહદ પ્રાંતમા થયેલા ગોળીબાર વિષે તથા બંને પ્રાંતોમા મારા કીમતી સાથીઓની ગિરફ્તારી વિષે સાંભળવા હુ તૈયાર નહોતો. આ બધુ આપણી વચ્ચેના મૈત્રીસબંધના અતનુ સૂચક છે એમ માનવુ કે કેમ, એ હુ જાણતો નથી. હજી હું આપને મળું અને કોંગ્રેસને મારે શી સલાહ આપવી એ બાબતમા આપની પાસેથી કાંઈ માર્ગદર્શન મેળવું એવું આપ ઇચ્છો છો કે કેમ, તે પણ હુ જાણતો નથી. આપ તારથી જવાબ આપશો તો આભારી થઈશ."

વાઈસરૉયે તા. ૩૧મીએ તારથી આનો જવાબ આપ્યો. તેમાં ત્રણે પ્રાંતના ઑર્ડિનન્સો વિષે ખુલાસા આપી જણાવ્યું કે,

"આપ પોતે ગોળમેજી પરિષદમાં ગયેલા હોઈ હિંદુસ્તાનમાં નહોતા અને આપ જે વલણ અખત્યાર કરો છો તે જોતા યુક્ત પ્રાંતોમાં તથા સરહદ પ્રાંતમાં ચાલી રહેલી કોંગ્રેસની પ્રવૃત્તિ માટે આપ જવાબદાર છો અથવા તો તે પ્રવૃત્તિને આપની પસંદગી છે એવું માનવા નામદાર વાઈસરૉય રાજી નથી જો હકીકત એ જ પ્રમાણે હોય તો વાઈસરૉય સાહેબ આપને મળવા રાજી છે અને ગોળમેજી પરિષદની કાર્યવાહીમાં જે સહકારની વૃત્તિ દર્શાવવામાં આવેલી છે તે ટકાવી રાખવા માટે આપ આપની લાગવગનો ઉપયોગ વધુમાં વધુ કેવી રીતે કરી શકો તે બાબતમાં પોતાના વિચારો પણ તે આપને જણાવશે પરંતુ નામદાર વાઈસરૉય એ વસ્તુ તો ભાર દઈને કહેવા ઇચ્છે છે કે બંગાળ યુક્ત પ્રાંતો તથા સરહદ પ્રાંતમાં નામદાર શહેનશાહની સરકારની સંપૂર્ણ મંજૂરીથી હિંદી સરકારને જે ઇલાજો લેવા પડ્યા છે એ બાબત તેઓ આપની સાથે ચર્ચા કરવા તૈયાર નથી સુરાજ્યને માટે કાયદા અને શાંતિનું સંરક્ષણ આવશ્યક છે અને તે હેતુથી જ આ ઇલાજો લેવામાં આવ્યા છે અને એ હેતુ સધાય ત્યાં સુધી કોઈ પણ સંજોગોમાં તે અમલમાં રહેશે"

તે જ દિવસે રાત્રે ગાંધીજીએ વાઈસરૉયના તારનો વિગતવાર જવાબ આપતો લાંબો તાર કર્યો તેમાં જણાવ્યું કે,

"મારી વિનંતીની કદર કરવાને બદલે મારા મોટા સાથીઓનો મારે ઇનકાર કરવો એવી માગણી કરીને વાઈસરૉય સાહેબે તેનો અસ્વીકાર કર્યો છે આવા હીન આચરણનો અપરાધી બનીને હું મુલાકાત લેવા આવું તોપણ મને કહેવામાં આવે છે કે રાષ્ટ્રને માટે જીવનમરણ જેવી મહત્ત્વની આ બધી બાબતો ઉપર હું ચર્ચા પણ ન કરી શકું! આ ઑર્ડિનન્સો અને તેની રૂએ થયેલાં કૃત્યોનો જબરો વિરોધ ન કરવામાં આવે તો પ્રજા તન નિર્માલ્ય થઈ જાય મારે મન તો આ ઑર્ડિનન્સો અને જુલમો આગળ રાજ્યબંધારણના સુધારાનો પ્રશ્ન કશી વિસાતમાં રહેતો નથી સુધારાના લોભમાં પડીને કોઈ પણ સ્વમાનવાળો હિંદી આવી રીતે પ્રજાનો જુસ્સો મારી નાખવાનું જોખમ નહીં ખેડે એવી મારી આશા છે"

દરમ્યાન કાર્યવાહક સમિતિ તો દરરોજ મળતી જ હતી તેણે તા ૩૧મી ડિસેમ્બરના રોજ લાંબો ઠરાવ કરીને, જો સરકાર પાસેથી દાદ ન જ મળે અને સવિનયભંગ ફરી ચલાવવો જ પડે તો તેની લડતનો બધો કાર્યક્રમ પણ પ્રજા આગળ મૂકવા માટે નક્કી કરી રાખ્યો હતો એટલે ઉપરના પોતાના તારમાં જ ગાંધીજીએ જણાવ્યું હતું કે,

'સરકાર સાથે સહકાર કરવાની મારી ઇચ્છા અને ખુશી છે પણ તેની સાથે મારી મર્યાદાઓ પણ વાઈસરૉય સાહેબને મારે જણાવી દેવી જોઈએ અહિંસા એ મારો પરમ સિદ્ધાંત છે સવિનય ભંગને હું લોકોનો જન્મસિદ્ધ હક માનું છું. ખાસ કરીને જ્યારે પોતાના દેશના રાજ્યતંત્રમાં અસર પાડે એવો પોતાનો અવાજ ન હોય ત્યારે તેની અસરકારક અવેજી તરીકે પણ તેને ગણું છું એટલે મારા સિદ્ધાંતનો કદી ઇનકાર કરવાનો નથી એ સિદ્ધાંતને અનુસરીને

તથા લોકોને દોરવાની બીજી તક હવે મને નથી મળવાની એવા ખબર, જેનો ઇન્કાર નથી કરવામાં આવ્યો અને જેને હિંદી સરકારની તાજેતરની પ્રવૃત્તિઓથી ટેકો મળે છે, તે ઉપર આધાર રાખીને કાર્યવાહક સમિતિએ મારી સલાહ સ્વીકારી છે અને જરૂર પડ્યે અમલ કરવા માટે ઠરાવ ઘડી રાખ્યો છે અને તેમાં સવિનયભંગની રૂપરેખા આંકી રાખી છે. એ ઠરાવની નકલ આ સાથે મોકલું છું. જો મને મળવામાં સાર છે એમ વાઈસરૉય સાહેબ માને તો ચર્ચા ચાલુ હશે તે દરમ્યાન ઠરાવનો અમલ મુલતવી રહેશે, એવી આશાએ કે ચર્ચાને પરિણામે ઠરાવને છેવટને માટે પડતો મૂકવાનો વખત આવે. હું સ્વીકારું છું કે નામદાર વાઈસરૉય અને મારી વચ્ચેના સંદેશા એટલા બધા મહત્ત્વના છે કે તે પ્રસિદ્ધ કરવામાં વિલંબ થાય એ યોગ્ય નથી. એટલે મારો તાર, તેનો જવાબ, તેનો વળતો જવાબ તેમ જ કાર્યવાહક સમિતિનો ઠરાવ પ્રસિદ્ધિ માટે હું મોકલી દઉં છું."

'હિંદ કલ્યાણ ચિંતક' નામના એક મંડળના માણસો જેમાં કેટલાક અંગ્રેજો પણ હતા તેઓ ગાંધીજીને મળવા આવ્યા અને આગ્રહ કરવા લાગ્યા કે તમે સરકાર સાથે સહકાર કરો. ગાંધીજીએ તેમને જે જવાબ આપ્યો અને ત્યાર પછી તેમની સાથે જે વાતચીત થઈ તે આખા પરિસ્થિતિ ઉપર બહુ સુંદર પ્રકાશ પાડે છે. અને ગાંધીજીનું તેમ જ કૉંગ્રેસી નેતાઓનું માનસ સમજવામાં પણ આપણને મદદ કરે છે. ગાંધીજીએ તેમને કહ્યું :

"હું તદ્દન માનશૂન્ય બનું, દાંતે તરણું ચાવતો જાઉં તો તો સહકારનો માર્ગ ખુલ્લો છે. બાકી આ સંજોગોમાં માનભેર રહીને સહકારનો માર્ગ મને નથી દેખાતો. સરકારને તો એ ચીડ છે કે કૉંગ્રેસની લાગવગ પ્રજામાં વધે છે અને કૉંગ્રેસ બળવાન બને છે. કૉંગ્રેસ પોતાની શાળાઓ કાઢે, દરપિતાલો કાઢે, લવાદી અદાલતો કાઢે એ શું કૉંગ્રેસનો દોષ ગણાય? અને આખરે તો આ સરકારે ખસી જઈને કૉંગ્રેસને સત્તા સોંપવાની છે એમાં તમને કશી શંકા છે? કૉંગ્રેસ આજે એ સ્થાન લેવાને તૈયાર છે એમ સિદ્ધ કરવા માગે છે. એ સ્થિતિમાં કૉંગ્રેસે શું કરવું એ તમે મને કહેશો? તમે તો હિંદુસ્તાનના કલ્યાણનું અઠવાડિયાના એક નવરાશના કલાકમાં ચિંતન કરો છો. અમે ચોવીસે કલાક કરીએ છીએ. અમારે જીવનમાં બીજું કામ નથી."

એક અંગ્રેજ મિત્રે ઊભા થઈને પૂછ્યું : "આ ઑર્ડિનન્સો રદ થાય તો તમે સહકાર કરશો?"

ગાંધીજીએ કહ્યું : "સહકારનો વિચાર કરવામાં પણ આ ઑર્ડિનન્સો અંતરાયરૂપ છે. એ અંતરાય ખસેડવામાં આવે અને અનુકૂળ વાતાવરણ મળે તો સહકારનો વિચાર કરું."

પ્રશ્ન : "તમે ઑર્ડિનન્સને નિંદી કાઢો છો પણ તે પહેલાં એ પ્રાંતોમાં જઈને પરિસ્થિતિ જોઈ આવો અને પછી તમારા અભિપ્રાય આપો તો?"

ગાંધીજી : "તમને ખબર નહીં હોય કે ત્રણ ત્રણ વેળા સરહદ પ્રાંતમાં જવાની મેં પરવાનગી માગી પણ હું તે મેળવી નથી શક્યો. એક વાર અર્વિન સાહેબની માગેલી અને બે વાર વિલિંગ્ડન સાહેબની માગેલી. હજી હું તો પ્રયત્ન

કરીશ તમારામાંથી કોઈ સરકારના કાને પહોચી શકતા હો તો મને રજા મેળવી આપો મારે ઊંધી રીતે સત્યાગ્રહ કરીને બેવકૂફ નથી બનવુ મારે સીધી રીતે સત્યાગ્રહ કરીને સરકારને બેવકૂફ બનાવવી છે આવા ઑર્ડિનન્સના દાવાનળમા તમે નવા રાજબંધારણનુ ઘડતર ઘડાવવા માગો છો! ઑર્ડિનન્સરાજ અમે કબૂલ કરીએ એ અમારી શરમ છે ઇગ્લડ ઑર્ડિનન્સથી રાજ ચલાવે એ એની શરમ છે

પ્રશ્ન પણ તમે હિંસક પ્રવૃત્તિ દૂર કરવાનો જ ધધો કેમ માથે નથી લઈ બેસતા?

ગાંધીજી એ જ ધધો લઈ બેઠો છુ પણ તમારે રસ્તે નહી મારે રસ્તે સત્યાગ્રહથી હિંસક પ્રવૃત્તિ છેક નાબૂદ નહી તો ઘણી ઓછી થઈ છે એવો મારો દાવો છે

પ્રશ્ન પણ આકરા રોગના આકરા ઇલાજ ન હોય?

ગાંધીજી ટા હોય પણ લાલ ખમીસવાળાને દબાવવાને માટે ગોળી ચલાવવાના ઉપાય ન હોય તમે રોગનિવારણની વાત નથી કરતા રોગીનો પ્રાણ લઈને રોગનો નાશ કરવાની વાત કરો છો હુ સહકારને માટે તો તલપી રહ્યો છુ પણ સહકારના કિરણ ક્યા છે? હે ખ્રિસ્તી અગ્રેજો આ નાતાલના દિવસોમા તમારા હૃદય તપાસો અમારી પ્રવૃત્તિનો અભ્યાસ કરો અમારા લોકોને મળો અને જુઓ કે તમારી આસપાસ શું ચાલી રહ્યુ છે

ગાંધીજીએ વાઈસરૉય ઉપરના તારની સાથે સતોષકારક જવાબ ન મળે તો દેશને સવિનય ભગની લડત ઉપાડવાની સલાહ આપતો અને લડતનો કાર્યક્રમ જણાવતો કારોબારી સમિતિનો ઠરાવ મોકલી આપ્યો હતો તેના જવાબમા તા ૨-૧-૩૨ના રોજ વાઈસરૉયે તાર કર્યો તેમા જણાવ્યુ કે,

> એક તરફથી તમે અને કોગ્રેસની કારોબારી સમિતિ સવિનયભગ ફરી ચાલુ કરવાની ધમકી આપો છો અને બીજી તરફથી વાઈસરૉય સાથે મુલાકાતની આશા સેવો છો પણ નામદાર વાઈસરૉય અને તેમની સરકારના સમજવામા નથી આવતુ કે આવી સ્થિતિમા કરો લાભ થવાની આશા રાખીને એ શી રીતે મુલાકાતનુ આમત્રણ આપી શકે? કોગ્રેસે જે પગલુ લેવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો છે તે પગલાના જે કઈ પરિણામો આવશે તે માટે તમને અને કોગ્રેસને સરકાર જવાબદાર ગણશે અને એ પગલાંને પહોચી વળવાને સરકારને જે આવશ્યક પગલા લેવા પડે તે એ ભરશે

ગાંધીજીએ તા ૩જીએ તાર કરીને આનો જવાબ આપ્યો તેમા જણાવ્યુ કે

> કોગ્રેસે પોતાનો પ્રામાણિક અભિપ્રાય બતાવ્યો છે તેને તમે ધમકી ગણો છો એ બરોબર નથી લડનમા જતા પહેલા ગયા ઑગસ્ટમા સરકાર સાથે જે સમજૂતી થઈ તેમા પણ મે જણાવ્યુ જ હતુ કે અમુક સંજોગોમા કોગ્રેસને સવિનયભગનો આશરો લેવો પડે ત્યારે તને સમજૂતી ભાગી પાડી નહોતી ગણી સરકારને એ વાત નહોતી ગમતી તો મને લડન મોકલવો જોઈતો નહોતો ઊલટુ નામદાર

વાઈસરૉયે પોતાના આશીર્વાદ આપીને મને લંડન મોકલ્યો. મારો દાવો એવો છે કે મારા તારનો સરકારે બીજો કશો અર્થ કાઢવો જોઈએ નહીં. કોની સ્થિતિ સાચી છે એ તો વખત બતાવી આપશે. દરમ્યાન હું સરકારને ખાતરી આપવા માગું છું કે લડત દ્વેષભાવ વિના અને પૂર્ણ અહિંસક રીતે ચલાવવામાં કૉંગ્રેસ તરફથી તમામ પ્રયત્નો કરવામાં આવશે. કૉંગ્રેસને અને તેના પ્રતિનિધિ તરીકે મને ભાગ્યે જ એ યાદ દેવડાવવાની જરૂર હતી કે અમારાં કૃત્યોનાં તમામ પરિણામ માટે અમે જવાબદાર ગણાઈશું."

સરકાર તરફથી લડાઈની તમામ તૈયારીઓ થઈ ચૂકી હતી. તા. ૪–૧–'૩૨ના રોજ પરોઢિયે ગાંધીજીને અને સરદારને મુંબઈમાંથી પકડી લેવામાં આવ્યા, અને તે દિવસે સવારે આખા હિંદુસ્તાનને લાગુ પડતા નવા ઑર્ડિનન્સો બહાર પાડવામાં આવ્યા. જે નેતાઓ મુંબઈમાં એકઠા થયા હતા તેઓને પોતપોતાના પ્રાંતમાં પહોંચતાં જ સ્ટેશન ઉપરથી પકડી લેવામાં આવ્યા. આ બે ત્રણ દિવસમાં દેશના એકેએક સ્થળમાંથી આગેવાન કાર્યકર્તાઓને પણ પકડી લેવામાં આવ્યા. બીજા કોઈ સભાઓ ભરે કે સરઘસ કાઢે તેમના ઉપર લાઠીના હુમલા કરવાનું, ઘોડેસવાર દોડાવવાનું તથા ગોળીબાર કરવાનું શરૂ કરી દીધું. તમામ કૉંગ્રેસ ઑફિસો, આશ્રમો અને છાવણીઓ જપ્ત કરવામાં આવી. એમ કહેવાય છે કે દેશમાં બધે છ અઠવાડિયાંની અંદર પોતે શાંતિ સ્થાપી દેશે અને કૉંગ્રેસનુ નામનિશાન રહેવા દેશે નહીં, એવી આશા લૉર્ડ વિલિંગ્ડને તો સેવેલી. લોકોએ સામેથી સખત લડત આપીને તેમની આશા ફળીભૂત ન થવા દીધી.

પં. માલવીજીએ તા. ૨૮–૨–'૩૨ના રોજ એક લાંબો તાર લંડનનાં વર્તમાનપત્રોને તેમની માગણીથી મોકલવાનો પ્રયત્ન કરેલો. જોકે એક યા બીજે બહાને અહીંથી તાર જવા દેવામાં ન આવ્યો. પણ એ ઉપરથી તે વખતની દેશની સ્થિતિનુ તાદૃશ ચિત્ર આપણને મળે છે. આ રહ્યો એ તાર :

> "હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ વિષે તા. ૧૫મી ફેબ્રુઆરીના રોજ પાર્લમેન્ટમા સર સેમ્યુઅલ હોરના જવાબની નકલ ફેરવવામા આવી છે, જેમાં એવું દર્શાવવામાં આવ્યુ છે કે પરિસ્થિતિમાં સરકારની દૃષ્ટિએ ઘણી બાબતોમાં સુધારો થવા પામ્યો છે. મારે કહેવું જોઈએ કે એ વસ્તુ ખોટી અને ગેરરસ્તે દોરનારી છે. સર સેમ્યુઅલ હોરે પોતાના જવાબમાં કબૂલ કર્યું છે કે અત્યારે બૉયકૉટ એ કૉંગ્રેસની મુખ્ય પ્રવૃત્તિ છે. આ વખત સવિનયભંગની ચળવળ શરૂ કરવામાં આવી ત્યારથી જ બૉયકૉટ એ કૉંગ્રેસની મુખ્ય પ્રવૃત્તિ રહેલી છે અને તે ઢીલી પડવાનાં કશાં ચિહ્નો દેખાયાં નથી. ઊલટું એ પ્રવૃત્તિના મૂળ ઊંડાં ગયાં છે. દેશના ખૂણે ખૂણે એ ફેલાઈ છે, અને આખા દેશમા બધે વ્યાપી વળી છે. શહેરોમાં સામાન્ય રીતે સખ્યાબધ વેપારીઓ પરદેશી કાપડનો તથા બ્રિટિશ માલનો ઑર્ડર આપતા નથી. કેટલીય જગ્યાએ તેમણે પોતાનો આવો માલ

જુદો કાઢીને તેના ઉપર સીલ માર્યાં છે કેટલીક જગ્યાએ શાંત પિકેટિંગની મદદથી અને ઘેરેઘેર જઈને સમજાવવાથી આ કામ ચાલી રહ્યું છે જેટલા જોરથી એ કામ ચાલે છે તે ઉપરથી એવું કહી શકાય કે લોકોની મનોવૃત્તિમાં ગાંધી–અર્વિન કરારથી જેવો ફેરફાર કરી શકાયો હતો તેવો ફેરફાર કરવામાં ન આવે તો, સરકારના ગમે તેટલા ઑર્ડિનન્સો નીકળે અને સરકાર દમનના ગમે તેટલા પગલા લે તોપણ બ્રિટિશ કાપડ અને બીજા માલનું વેચાણ ઘટતું જ જવાનું છે આ ચળવળમાં સ્ત્રીઓ બહુ મહત્ત્વનો ભાગ ભજવવા લાગી છે

'બીજી રીતે પણ આ ચળવળ મજબૂત થતી જાય છે સરકારના અન્યાયી અને જુલમી હુકમોની સામે વિરોધનો જુસ્સો વધારે તીવ્ર અને વ્યાપક થતો જાય છે ખરી રીતે તો દમનથી જુસ્સાના અગ્નિને પોષણ મળ્યું છે પોલીસના અને લશ્કરના સંયુક્ત જુલમથી ચળવળના દેખાવો બહુ થતા નથી પણ પહેલા કરતા તેનું ખરું બળ ઘણું વધ્યું છે જ્યાં જ્યાં પોલીસે વિરોધ કર્યો ત્યાં ત્યાં બિનસત્તાવાર રીતે મીઠું બનાવવાનું ફરી શરૂ થયું છે આખા દેશમાં મૅજિસ્ટ્રેટોના અને પોલીસોના હુકમોનો લોકો છડેચોક ભંગ કરી રહ્યા છે મૅજિસ્ટ્રેટોના મનાઈ હુકમ છતાં અને લાઠીના હુમલા તથા ગોળીબાર છતાં સભાઓ ભરવાના અને સરઘસો કાઢવાના પ્રયત્નો ચાલુ છે સરકારી અમલદારોને ખૂબ કામ મળી ગયું છે ફતવાઓના સારી પેઠે અંકુશોવાળા વર્તમાનપત્રોના રિપોર્ટો પ્રમાણે પણ આજ સુધીમાં જેલમાં પુરાયેલાની સંખ્યા ૪૬ ૫૩૨ છે દેશની અંદરના દૂરના ગામડાંમાં ઘણા માણસોની ધરપકડ થઈ છે તેમની સંખ્યા આમાં આવી જતી નથી અત્યાર સુધીમાં થયેલી ધરપકડનો કૉંગ્રેસનો અંદાજ ૬૦ ૦૦૦નો છે સર સૅમ્યુઅલ હોરે પોતે કબૂલ કર્યું છે કે કૉંગ્રેસ તરફથી હિંસા થયાના જવલ્લે જ કોઈ દાખલા બન્યા છે તેમ છતાં સામાન્ય રીતે શાંત હોય એવા ટોળા ઉપર છેલ્લા ત્રીસ દિવસમાં પહેલા કરતા ઘણા વધારે ગોળીબાર થયા છે લાઠીના હુમલાનો તો કંઈ હિસાબ નથી લોકોનો જુસ્સો દાબી દેવામાં તે નિષ્ફળ નીવડ્યા છે એમ સમજી લઈને સરકારે હવે લાઠી વાપરવાનું ઓછું કરી નાખ્યું છે હવે તો લાઠીના હુમલા અને જેલની સજાને બદલે લોકોને બહુ હલકી અને ઘાતકી રીતે ત્રાસ આપવાનું અને અપમાનિત કરવાનું ચાલે છે ભયંકર મારઝૂડ કરીને લોકોનો જુસ્સો દાબી દેવાનો પ્રયત્ન સરકારે શરૂ કર્યો છે તેના થોડા દાખલા નીચે આપ્યા છે

ગુજરાતમાં બે સ્થળે ગ્રામવાસીઓને દિશાએ જતા પાણી લઈ જતા અટકાવવામાં આવ્યા હતા પોલીસોએ તેમના કપડાં ફાડી નાખ્યાં અને તેમને નાગા કર્યા મુંબઈ અને કાનપુરમાં માત્ર એટલા વહેમ ઉપરથી જ, કે તેઓ કૉંગ્રેસ સાથે સહાનુભૂતિ રાખે છે—ઘણા આબરૂદાર વેપારીઓ ઉપર એવા અપમાનજનક હુકમો કાઢવામાં આવ્યા કે તેમણે ઘરની અંદર જ રહેવું અથવા અમુક હદથી બહાર જવું નહીં આ હુકમો માનવાનો તેમણે ઇનકાર કર્યો એટલે તેમને બહુ લાંબી સજાઓ તથા ભારે દંડ કરવામાં આવ્યા. જેલમાં પણ સામાન્ય ગુનેગારના જેવું જ વર્તન તેમની સાથે રાખવામાં આવે છે બિહારમાં કેટલાક સ્વયંસેવકોને નાગા કરવામાં આવ્યા અને એક માણસની તો મૂછો

ખેંચી કાઢવામા આવી કેટલીયે મ્યુનિસિપાલિટીના મકાનો પરથી રાષ્ટ્રીય વાવટા ઉતારી લેવામા આવ્યા છે એક પિતાએ પોતાના છોકરાનો દડ ભરવાની ના પાડી તે માટે તેને છ મહિનાની સજા કરવામા આવી છે કોંગ્રેસ સાથે સબધ નહી ધરાવતી એવી સસ્થાઓને પણ ગેરકાયદે ઠરાવવામા આવી છે કેવળ વહેમ ઉપરથી પકડાપકડી કરવાનુ કામ તો ચાલુ જ છે દુકાનદારો અને હોટેલવાળાઓની ધરપકડ કરીને તેમને ચેતવણી આપવામા આવે છે કે કોંગ્રેસ વાળાઓને ખોરાક અથવા આશ્રય ન આપવો કાલિકટમા એક સ્ત્રીને જેલની સજા કર્યા પછી મેજિસ્ટ્રેટના હુકમથી તેનુ મગળસૂત્ર કાઢી લેવામા આવ્યુ હિદુઓમા સૌભાગ્યવતી સ્ત્રી પતિની હયાતીમા કદી મગળસૂત્ર કાઢતી નથી મદ્રાસમા બીમારને માટેની મોટર (ઍમ્બ્યુલન્સ કાર)ના એક હાકનારને, પોલીસના મારથી બેભાન થઈ ગયેલા સ્વયસેવકને ઉપાડીને લઈ જવાનો પ્રયત્ન કરતા ફટકા મારવામા આવ્યા આખા દેશમા વર્તમાનપત્રોના સમાચારો ઉપર જાપનો મૂકી દેવામા આવ્યો છે, અને સરહદ પ્રાતના તો કશા જ સમાચાર બહાર આવવા દેવામા આવતા નથી છાપાઓને મોઢે ડૂચો મારવામા આવ્યો છે અને તત્રીઓને તાકીદ આપવામા આવી છે કે ચળવળની સાથે જોડાયેલા કોઈ પણ માણસની છબી કે નામઠામ છાપવા નહીં સરહદ પ્રાતના ખુદાઈ ખિદમતગારો ઉપર અમાનુષી અત્યાચારો કરવામા આવ્યા છે મને એમ ખબર મળી છે કે પેશાવરના કેટલાક સ્વયસેવકો ઉપર એટલા ઘાતકી અને જુગુપ્સા ઊપજે એવા અત્યાચારો કરવામા આવ્યા કે એ સહન ન થઈ શકવાથી અને ગમે તેટલી ઉશ્કેરણી થાય તોપણ અહિસાની પ્રતિજ્ઞા પાળવાનો તેમનો નિશ્ચય હોવાથી, તેમાના ઘણા પેશાવર છોડીને બીજે કામ કરવા ચાલ્યા ગયા

"આ બધા પરિસ્થિતિમા સુધારો થયાના લક્ષણ નથી આ હેવાલો ઉપરથી અને સરહદ પ્રાતમા ગોળીબારથી ઘણા માણસો માર્યા ગયા છે એ સમાચાર ઉપરથી એમ ચોક્કસ જણાય છે કે પરિસ્થિતિ એટલી ગભીર છે કે તે વિષે સ્વતત્ર તપાસ થવાની જરૂર છે સર સેમ્યુઅલ હોર કહે છે કે યુક્ત પ્રાતમા નાકરની લડત લગભગ બધ થઈ ગઈ છે જો ખરેખર એમ હોય તો ત્યા જુલમ કેમ બધ થતો નથી? અલ્લાહાબાદ જિલ્લામા અમલદારોએ પોલીસની મદદથી કેટલાયે ગામો ઉપર ધાડ પાડી છે અને જુલમ ગુજાર્યા છે કેટલીયે જગ્યાએ થોડા આનાના ગણોતની વસૂલાત માટે સેકડો રૂપિયાની મિલકત જપ્ત કરવામા આવી છે અને એમ કરીને ખેડૂતોને તદ્દન નિરાધાર કરી નાખવામા આવ્યા છે ગામડાના લોકોને નિર્દય રીતે માર મારવામા આવ્યો છે આટઆટલુ છતા વિરોધ તો વધુ ને વધુ પ્રબળ થતો જાય છે સખ્યાબધ માણસો પોતાના ઘરબાર છોડીને ઝાડ નીચે પડયા રહે છે અને સરઘસો કાઢવાનુ અને સભાઓ ભરવાનુ કામ કર્યા કરે છે આવા સ્વયસેવકોના દડ માટે પોલીસ તેમના સગાઓની મિલકત જપ્ત કરે છે સ્ત્રીઓને લોરીઓમા ભરીને કેટલાયે માઈલ દૂર નિર્જન જગ્યાએ લઈ જઈ ત્યા છોડી મૂકવામા આવે છે સ્વયસેવકોને મારી મારીને અધમૂઆ કરી નાખી તેમના કપડા કાઢી લઈ રસ્તા ઉપર ફેકી દેવામા આવે છે બે માણસોને તો એક ઘોડાગાડીની પાછળ બાધીને કેટલેય દૂર સુધી

નિર્દય રીતે ઘસડવામા આવ્યા અને પછી તેમણે પીવાનુ પાણી માગ્યુ ત્યારે તેમને ફટકા મારવામા આવ્યા માણસો બેભાન થઈ જાય ત્યાર પછી પણ તેમને મારવામા આવે છે આના અત્યાચારનો ભોગ થઈ પડેના માણસોને સારવાર માટે દાખલ કરતી હરિપતાલો બંધ કરવામા આવે છે અને તેમાના દરદીઓને હાંકી કાઢવામા આવે છે કેટલીયે કેળવણીની સસ્થાઓ ગેરકાયદે જાહેર કરવામા આવી છે નાના છોકરાઓને પણ ફટકા મારવામા આવ્યા છે કેટલાક માણસોને તો તેમના પોતાના ઘરમા જ પૂરી રાખવામા આવે છે એક એશી વર્ષની વૃદ્ધ બાઈને જેલની સજા કરવામા આવી છે અલ્લાહાબાદની સ્વદેશી લીગની મિલકત જબરજસ્તીથી લઈ જવામા આવી ગાધીજી અને સરદાર પટેલને બતાવતી ફિલ્મ ઉપર પ્રતિબધ મૂકવામા આવ્યો છે ચરખા સઘના ઘણા કાર્યાલયો અને ખાદી ભડારો ઉપર જપ્તી મૂકવામા આવી છે એક ખાદી ભડારનો વ્યવસ્થાપક રાષ્ટ્રીય વાવટા વેચતો હતો તેટલા માટે તેને પકડવામા આવ્યો એક બાર વર્ષના છોકરા પાસે જામીન માગવામા આવ્યા અને તે ન આપવામા આવ્યા એટલે એક વર્ષની સજા કરવામા આવી એક મજૂર મહાજનના પ્રમુખને એના ઘરમા જઈને લાઠીઓ મારી કોંગ્રેસ હડતાલમા ભાગ લેવા માટે એક વિદ્યાર્થીને કૉલેજ માથી કાઢી મૂકવામા આવ્યો તેના તરફ સહાનુભૂતિ બતાવવા માટે કલકત્તાની બેથ્યુન કૉલેજની સાઠ વિદ્યાર્થિનીઓ એક દિવસ કૉલેજમા ગેરહાજર રહી, તે માટે તેમને પણ કૉલેજમાથી બરતરફ કરવામા આવી અલ્લાહાબાદમા નિશાળોના હેડમાસ્તરો ઉપર ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે એવા હુકમ કાઢ્યા છે કે છોકરાઓને કૉંગ્રેસની સભાઓ તથા સરઘસમા ભાગ લેતા રોકવા માટે તેમના ઉપર જાસૂસી કરવી આ બધુ છતા ચળવળમા જોડાનારા વિદ્યાર્થીઓની સખ્યા વધતી જ જાય છે થોડા વખત પછી શાળાઓ અને કૉલેજોમા લાંબી રજા પડશે ત્યારે એ લોકો મોટી સખ્યામા ચળવળમા જોડાશે કાનપુર અલ્લાહાબાદ અને કલકત્તામા ત્યાના વેપારીઓ ઉપર મૅજિસ્ટ્રેટે એવા હુકમ કાઢ્યા છે કે કૉંગ્રેસની હડતાલના દિવસોએ તેમણે પોતાની દુકાનો બધ રાખવી નહીં આ હુકમોની અવજ્ઞા થઈ અને પહેલા કરતા હડતાલ ઊલટી વધારે સખત થઈ બધા જ દુકાનદારોએ સપ કરીને સયુક્ત પગલુ લીધુ તેની સામે મૅજિસ્ટ્રેટો પણ લાચાર બન્યા એવા સમાચાર બહાર આવ્યા છે કે જેલમા કૉંગ્રેસવાળાઓ પ્રત્યે ગુનેગાર કેદીઓના જેવુ વર્તન ચલાવવામા આવે છે માણસોની ખાનગી મિલકત તેમ જ જાહેર સસ્થાઓની મિલકત જપ્ત કર્યાના કેટલાય દાખલા બન્યા છે કૉંગ્રેસના કામ માટે તેનો ઉપયોગ થતો હોવાનો કેવળ વહેમ હોવાથી એ મિલકતનો કશો જ ઉપયોગ ન કરવાના હુકમો કાઢવામા આવ્યા છે

"અત્યારે ચાલી રહેલા જુલમોનો પૂરો ખ્યાલ આપવો અશક્ય છે પણ જેલ જનારાઓની સખ્યા વધતી જ જાય છે જેલો રાષ્ટ્રીય કાર્યકર્તાઓથી ઊભરાઈ જવા માડી છે ચળવળના જે થોડા સમાચારો છાપામા આવે છે તે ઉપરથી પણ જણાય છે કે લોકો દબાઈ જવાને બદલે, તેમના ઉપર જેમ જેમ વધારે સખતાઈ અને વધારે જુલમ કરવામા આવે છે તેમ તેમ તેઓ વધારે અક્કડ થતા જાય છે તેમનો વિરોધનો જુસ્સો એ રો વધે છે કે તેઓ વધારે ને વધારે

સંખ્યામાં ચળવળમાં જોડાતા જાય છે. આખો દેશ તીવ્ર અસંતોષથી ખળભળી ઊઠ્યો છે. જેઓ કોંગ્રેસમાં નથી એવા પણ અને જેઓએ કોઈ દિવસ પણ રાજકારણ સાથે કશી નિસ્બત રાખી નથી એવા પણ આ ચળવળ સાથે સહાનુભૂતિ ધરાવતા અને બની શકે ત્યાં એને મદદ કરતા થઈ ગયા છે. વેપાર-ધંધો તો પાયમાલ થઈ ગયો છે. સરકારની આબરૂ કશી રહી જ નથી. તેની નાણાં સંબંધી સ્થિતિ દેવાળિયા જેવી થઈ ગઈ છે. સરકારની વર્તમાન નીતિના આ પ્રયોગ ઉપરથી સાબિત થઈ ગયું છે કે પોતાના દેશને આઝાદ બનાવવાની લોકોની તમન્નાને દાબી દેવામાં એ તદ્દન નિષ્ફળ નીવડી છે. માત્ર માનવતા અને ન્યાયની ખાતર જ નહીં, પણ ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે સારા વેપારી સંબંધો જળવાઈ રહે તેમાં રહેલા સ્વાર્થની ખાતર પણ પાર્લમેન્ટ આગ્રહ કરવો જોઈએ કે આ નીતિનો તત્કાળ ત્યાગ કરવામાં આવે અને આ નીતિથી હિંદુસ્તાનને જે નુકસાન થયું છે તે શક્ય તેટલું દૂર કરવા પ્રયત્ન કરવામાં આવે. સરકારે હવે હિંદુસ્તાનના શ્રદ્ધેય પ્રતિનિધિઓ સાથે વહેલામાં વહેલી તકે પૂર્ણ સ્વરાજ્ય અને સાચી સમાનતાના ધોરણે સમાધાન અને સહકારની નીતિ અખત્યાર કરવી જોઈએ."

## ૯

# યરવડા જેલમાં ગાંધીજીની સાથે

સરદારને ગાંધીજી સાથે યરવડા જેલમાં રહેવાનું થયું એ એમના જીવનમાં એક ભારે મહત્ત્વની ઘટના ગણાય. આમ તો તેઓ ગાંધીજીને વારંવાર મળતા, અને પોતાનાં તમામ કામો તેમની સલાહ સૂચના લઈને જ કરતા. પણ એવી રીતે મળતા રહેવું અને સલાહ સૂચનાઓ લેવી એ એક વાત છે, અને ચોવીસે કલાક સાથે રહેવું, ઊઠવું, બેસવું, જમવું, સૂવું એ જુદી વાત છે. તા. ૪–૧–'૩૨થી '૩૩ના મે સુધી એટલે પૂરા સોળ મહિના તેઓ ગાંધીજી સાથે યરવડા જેલમાં રહ્યા. ગાંધીજીના છૂટ્યા પછી ત્રણેક મહિના યરવડામાં રાખી તેમને નાશિક જેલમાં ખસેડવામાં આવ્યા. આ સોળ મહિનામાં તા. ૧૦–૩–'૩૨ના રોજ મહાદેવભાઈને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા ત્યાં સુધીના સવા બે મહિના તો ગાંધીજી અને સરદાર બે એકલા જ યરવડામાં હતા. '૩૦માં સાબરમતી જેલના દરવાજામાં પેસતાં તેમણે બીડી કાયમની છોડી દીધી હતી. યરવડામાં ગાંધીજીની સાથે રહ્યા એટલો વખત તેમણે ચા છોડી દીધી. સરદારને બંને વેળા ભાત ખાવાની ટેવ હતી અને ચોખા ઊંચી જાતના હોય તે એમને બહુ ગમતું. જોકે બારડોલીમાં ત્યાં થતા કડા નામના જાડા ચોખાનો ભાત તે ઘણી વાર મોજથી

ખાતા. પણ અહીં તો ખીલા ખાઈએ છીએ એમ એ ચોખાની મશ્કરી કર્યા વિના રહેતા નહીં. ગુવારસિંગનું શાક કર્યું હોય ત્યારે બળદને ગુવાર બાફીને ખવડાવે છે તે ઉપરથી, આ તો બળદનું ખાણું કર્યું છે એમ કહેતા. ગાંધીજીની સાથે શરૂઆતમાં ભાત ખાવાનું પણ છોડેલું.

એક વાર શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીએ ગાંધીજીને લખેલું કે તમે જેલમાં એકલા એકલા રહ્યા છો એટલે ગમગીન બની ગયા છો. ત્યારે ગાંધીજીએ જવાબમાં લખેલું કે હું ગમે તેટલો એકલો રહું તોપણ ગમગીન બનું એવો નથી, અને અહીં તો એકલો ક્યાં છું? મારી સાથે સરદાર વલ્લભભાઈ છે. એ એમની મશ્કરીઓના સપાટાથી દિવસમાં કેટલીયે વાર મને પેટ પકડીને હસાવે છે. મહાદેવભાઈએ પોતાની ડાયરીમાં સરદારના ઘણા પ્રસંગો નોંધેલા છે. તેમાંથી તેમની વિનોદી વૃત્તિ ઉપરાંત તેમના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓ આપણને જોવા મળે છે. આથી તેમાંના કેટલાક પ્રસંગો અહીં આપ્યા છે.

તા. ૧૧–૩–'૩૨ : મહાદેવભાઈને ચા પીવાની ટેવ હતી એટલે એમણે તો બીજે દિવસે સવારે ચા પીવાની હા કહેલી. પણ સરદારને ચા પીતાં ન જોયા એટલે તેમણે પૂછ્યું : "કેમ તમે ચા પીવાની બંધ કરી છે?" સરદારે જે જવાબ આપ્યો તે એમના સ્વભાવનો દ્યોતક છે. "અહીં બાપુની સાથે આવીને હવે શું ચા પીવી? આપણે તો એ જે ખાય તે ખાવું એમ ઠરાવી દીધું છે. ચોખા છોડ્યા છે, શાક બાફેલું ખાવાનું રાખ્યું છે અને બે વખત દૂધ રોટી લઉં છું. બાપુ પણ રોટી ખાય છે." સરદારનો આ નિશ્ચય સાંભળી મહાદેવભાઈએ પણ ચા લેવાનું બંધ કર્યું.

મહાદેવભાઈ લખે છે: "બાપુને માટે સોડા બનાવવો, ખજૂર સાફ કરવું, દાતણ કચરવું એ બધું વલ્લભભાઈએ પોતે જ માથે લઈ લીધું છે. હસતાં હસતાં કહે, 'મને ક્યાં ખબર હતી કે અહીં સાથે રાખવાના છે? ખબર હોત તો કાકાને* પૂછી લેત કે બાપુનું શું શું કામ કરવાનું હોય છે. આ તો બાપુ કશું કહે નહીં એટલે ખબર ન પડે. કપડાં ધોવાનું તો બાપુએ રહેવા જ દીધું નથી. નાહવાની ઓરડીમાંથી ધોઈને જ નીકળે પછી કરવું શું?'"

મહાદેવભાઈ લખે છે: "જે પ્રેમથી બાપુને માટે એ ફળ સમારે છે અને દાતણ કૂટવાનું ભૂલી ગયા હોય તો યાદ આવતાં દાતણ લેવા દોડે છે એ બધું એમની અપાર ભક્તિ સૂચવે છે અને એ ભક્તિ શીખવાને માટે પણ એમના પગ આગળ બેસવાને પ્રેરે છે."

તા. ૧૩–૩–'૩૨ : જમી રહ્યા પછી વલ્લભભાઈ હંમેશની જેમ દાતણ કૂટીને તૈયાર કરવા બેઠા. પછી કહે: "ગણ્યાગાંઠ્યા દાંત રહ્યા છે. તોપણ બાપુ ઘસ ઘસ કરે છે પોલું હોય તો ઠીક પણ સાંબેલું વગાડ વગાડ કરે છે."

મેં વિનોદ ફેરવીને કહ્યું, "'૩૦માં આપણું સાંબેલું સાંબેલું પણ વગડ્યું સરસ."

---

* શ્રી કાકાસાહેબ ૧૯૩૦માં બાપુ સાથે યરવડા જેલમાં રહેલા તે ઉપરથી.

બાપુએ હકારદર્શી સ્મિત કર્યું વલ્લભભાઈ કહે, "આ વખતે પણ એમ જ છે પણ શુ કરીએ? (બ્રિટિશ સરકારનો) કારવા આગળ ચાલ્યો જાય છે!"

*  *  *

બાપુ બધી વસ્તુમા સોડા નાખવાનુ કહે છે એટલે વલ્લભભાઈને એ એક મોટો મજાકનો વિષય થઈ પડયો છે કંઈક અડચણ આવે એટલે કહે, "સોડા નાખોને!"

તા ૧૬-૩-'૩૨ મે કહ્યુ "ભાઉ શાસ્ત્રી ગીતાની સમતાનો એવો અર્થ કરે છે કે આપણે દુષ્ટને મારીએ અને સદાચારીને પૂજીએ એ સમત્વ છે, કારણ દુષ્ટને મારવામા દયા અને ન્યાયબુદ્ધિ છે આપણી વૃત્તિ કેવી છે એના ઉપર આધાર છે"

બાપુ કહે "સ્ટૅાઇક્સ પણ એમ માને છે એ તમે જાણો છો ને? પણ હુ કહુ છુ કે એવી રીતે દયાથી મારી જ ન શકાય"

વલ્લભભાઈ હસતા હસતા કહે 'વાછડાને દયાથી મરાય તો દુષ્ટને કેમ નહી?"

બાપુએ એ વાત તો હસી કાઢી પણ વલ્લભભાઈએ જ્યારે સવાલ ઉઠાવ્યો કે, "કોઈની મરવાની ઇચ્છા તે હોતી હશે?" ત્યારે બાપુએ કહ્યુ, "જરૂર હોય આપઘાત કરનારાઓ ઇચ્છા વિના આપઘાત કરતા હશે?"

*  *  *

બ્રિટિશ મુત્સદ્દીઓની વાત નીકળી વલ્લભભાઈ કહે "સઘળા ચોરો છે નહી તો હોર આવી રીતે પાર્લમેન્ટમા બોલી શકે?"

બાપુ કહે 'ચોર નથી વિલાયતમા મે જોયુ કે ચોર હોવાની જરૂર નથી મરે જેવા અને લોવે ડિકિન્સન જેવા પ્રામાણિકપણે દલીલ કરતા હતા કે તમારાથી શું રાજ ચલાવાય? એવી રીતે બીજા પણ પ્રામાણિકપણે માને આપણી પાસે સત્તા હોય તો આપણે કેવી રીતે વર્તીએ?"

વલ્લભભાઈ કહે "આપણે પણ એમ વર્તીએ પણ તેથી આપણે દુષ્ટ કહેવાતા મટીએ?

બાપુ કહે "નહી પણ આપણને તે વેળા કોઈ દુષ્ટ કહે તો આપણને તે ખરાબ લાગે એમા તો કાઈ શક નથી એટલે આ લોકોને દુષ્ટ માનવાની જરૂર નથી"

તા ૨૪-૩-૩૨ એક પુસ્તકની વિષયસૂચિ જોતા બાપુ કહે "બ્રિટિશ બાઉબલ એ શું હશે?

વલ્લભભાઈએ પૂછ્યુ "બ્રિટિશ બાઉબલ એટલે?"

બાપુ કહે એટલે બ્રિટિશ લોકોને મન બાઉબલ એ શું?'

એટલે તરત જ વલ્લભભાઈએ જવાબ આપ્યો, 'પાઉન્ડ શિલિંગ અને પેન્સ પુસ્તકમા ખરેખર પાઉન્ડ શિલિંગ અને પેન્સ એ બ્રિટિશ બાઇબલ, એમ જ લખેલુ હતુ વલ્લભભાઈ કહે "જુઓ આવુ આવુ મને આવડે છે ને?"

*  *  *

અહી છાપુ વાચવાનો વલ્લભભાઈનો દરજ્જો વાચતા એમના ઘણા ઉચ્ચારોમા ભૂલો હોય એની એમને જરાયે પરવા નથી ખાસ કરીને મદ્રાસ તરફના નામોના

ઉચ્ચાર તો એમને કેમે કરીને મોઢે ચડે જ નહીં. આરોગ્યસ્વામી મુદલિયારની અંગ્રેજી જોડણી પ્રમાણે તેઓ 'આરાકિયા' બોલે અને મને હસવું આવે. એટલે પછી ચિડાઈને કહે, "તને હસવું આવે છે પણ આમાં તો જે લખાણું તે વંચાણું."

બાપુ કહે, "પણ વલ્લભભાઈ, તામિલમાં 'ક' અને 'ગ' વચ્ચે ફેર નથી."

એટલે વલ્લભભાઈ કહે, "પણ અંગ્રેજીમાં તો 'જી' છે ને? તે શા સારુ નથી લખતા?"

એક છાપામાં Gandhi's Constructive Vacuities (ગાંધીની રચનાત્મક ગફલતો) એવા શબ્દો આવતા હતા. મેં બાપુને પૂછ્યું, "રચનાત્મક ગફલત એ કેવી થતી હશે?"

વલ્લભભાઈ કહે, "આજે તારી દાળ બળી ગઈ હતી ને, તેવી."

બાપુ ખડખડાટ હસ્યા. નવો કૂકર આવેલો. વલ્લભભાઈ સારી દાળ વિના ત્રણ મહિના થયાં રહેલા. એમની ભાષામાં ત્રણ મહિનાની ચરી ચાલતી હતી અને આજે સારી દાળની આશા રાખતા હતા. ત્યાં પહેલે જ દિવસે પાણી ઓછું અને દેવતા વધારે હોવાને લીધે દાળ બળી ગઈ હતી!

તા. ૬–૪–'૩૨: દિલ્હીમાં કોંગ્રેસ ભરવા વિષે સરદાર સચિંત છે. સરદાર કહે છે: "નાહકના લોકોના મન ડહોળાવાના. એ થશે ત્યાં સુધી અનેક કરવાના કામ છોડી બેસવાના. ઢીલા માણસો તો કંઈક તર્કવિતર્ક કરતા થઈ જવાના અને પ્રચાર કરવાના કે માલવીજી કોંગ્રેસ ભરે છે એટલે એમાં કંઈક હશે. કેટલાક નાહકના દિલ્હી જતાં સુધી બધી વાતો મુલતવી રાખવાના. આમાં હું લાભ નહીં પણ હાનિ જોઉં છું."

બાપુ કહે: "હાનિ તો નથી જ. એ વિચાર સુંદર છે કે જે કોંગ્રેસ ૪૭ વર્ષ થયાં અટકી જ નથી તેને ન અટકાવવા દેવી જોઈએ, અને ભરવી જોઈએ એ કલ્પનામાં જ કંઈક છે. બાકી એમાં થવાનું કશું જ નથી. એ ભરતાં થોડા પકડાય, માલવીજી પકડાય તો સરસ વસ્તુ છે."

વલ્લભભાઈ: "પણ માલવીજી છે. એ તો ૨૪મી એપ્રિલ ફેરવીને એક મહિનો આગળ પણ ધપાવે! બાકી એથી પકડાય તો સારું ખરું."

તા. ૧૮–૪–'૩૨: બાપુએ ડાબે હાથે કાંતવાનો પ્રયોગ શરૂ કર્યો હતો. તે જોઈ વલ્લભભાઈ કહે: "આમાં કાંઈ ફાયદો ન થાય. પાછી કોઈએ હાથ ન ચડે. આપણું જૂનું ચાલતું હતું તેમ ચાલવા દોની!"

બાપુ કહે, "કાલના કરતાં આજે પ્રગતિ સારી થઈ છે એની કોઈ ના પાડી શકે એમ નથી."

વલ્લભભાઈ કહે, "એ તો આશ્રમમાં કોઈ જાણશે તો ડાબા હાથે કાંતવાનું શરૂ કરી દેશે, અને એ પંથ ચાલશે."

બાપુ કહે, "એ તો જાણવાના જ. આ વખતે લખીશ."

વલ્લભભાઈ જરા ગંભીર થઈને, "આના કરતા તો બાળકોને જ બંને હાથે રેંટિયો ચલાવવાનું શીખવ્યું હોય તો સારું."

બાપુ કહે: "સાચી વાત જાપાનમાં તો બાળકોને બંને હાથ વાપરવાનું શીખવવામાં આવે છે જ."

તા. ૨૩–૪–’૩૨ : અમારે ત્યાં છાપાં વાંચવાનું કામ વલ્લભભાઈનું. હું પીંજીને કાંતવાને માટે વરંડામાં આવું ત્યાં વલ્લભભાઈ છાપાનું બીજું વાચન કરતા હોય. હું પૂછું, "ટૂંકમાં સમાચાર." તો એમની પાસે જવાબ તૈયાર હોય : "મુસ્લિમ પરિષદમાં ખેડાના કલેક્ટર. સેમ્યુઅલ હોર ટેનિસ રમે છે." તો બીજે દિવસે ખબર હોય "મિ. એસ. પરણ્યા. સરોજિનીદેવી પકડાયાં. માલવીજી મોટરમાં દિલ્હી જવા નીકળી પડ્યા છે."

તા. ૨૯–૪–’૩૨ : આજે બાપુ તારીખ ભૂલી ગયા. હું પણ ભૂલી ગયો અને મેં કહ્યું: "આજે અઠ્ઠાવીસમી."

વલ્લભભાઈ કહે: "તમારા ગ્રહ કાલથી બદલાયા તે પણ ભૂલી જાઓ છો? આજે તો ઓગણત્રીસમી થઈ."

એટલે બાપુ કહે: "હા, જુઓની હુંય કેવો મૂરખ! અને ગ્રહ બદલાયા છે તેનો પુરાવો આપવા જાણે આજે હોરનો કાગળ આવ્યો છે."

"બધા નાગા છે" એ વલ્લભભાઈનો ચુકાદો. "ધીમે ધીમે માનશો. પેલા કલકત્તાવાળા બેન્થોલને પણ તમે સારો જ માનતા હતા. પછી કેવો નીકળ્યો?"

બાપુ: "મને મારા અભિપ્રાય ફેરવવાનું જરૂરી લાગ્યું નથી. બેન્થોલ વિષે જે હકીકત મળી હતી તે ખોટી હતી. હોરને વિષે જે અભિપ્રાય મેં આપ્યો તે સાચો જ પડતો જાય છે. સેંકીને વિષે બધાની વિરુદ્ધ થઈને મેં જે અભિપ્રાય આપ્યો છે, તે પણ સાચો જ પડી રહ્યો છે."

મેં કહ્યું, "હોરને વિષે વલ્લભભાઈ પણ કબૂલ કરે છે કે આ માણસ જે વિનય બતાવી રહ્યો છે તેવો મૅકડૉનલ્ડ તો ન જ બતાવી શકે. વિલિંગ્ડને તો નથી જ બતાવ્યો." બાપુ કહે: "કદાચ અર્વિન પણ ન બતાવે."

મેં કહ્યું: "અર્વિને મગનલાલભાઈ ગુજરી ગયા ને જે કાગળ લખેલો તે તો ન જ ભુલાય."

વલ્લભભાઈ કહે, "મહાદેવ, લડાઈ છોડી દે ને, તો બધા એવા કાગળો લખતા થઈ જાય. કેશ રાખે તો શીખો નાનકની ગાદી ઉપર સ્થાપે એમ!"

તા. ૧–૫–’૩૨. લૉર્ડ સેંકીનો 'ન્યૂસ લેટર' છાપામાં લખાયેલો લેખ આખો આજે અહીંના છાપામાં જોયો. તેથી બાપુ બહુ દુઃખી થયા. એમાં પોતાને વિષેનો ભાગ વાંચીને બાપુ કહે, "અવળચંડો લેખ છે. એને કાગળ લખવો જોઈએ. મારો એને વિષેનો અભિપ્રાય સાચો પડે છે."

કાગળ લખાવ્યો. વલ્લભભાઈ સાંભળતા હતા. પૂરો થયો, એટલે કહે: "આટલું લખો છો એના કરતાં એને લખોને કે તું હાડોહાડ જૂઠો છે."

બાપુ ખડખડાટ હસ્યા તેમણે કહ્યું, "નહીં, એના કરતાં વધારે સખત મેં કહ્યું છે. હું તો કહું છું કે એનું વર્તન સજ્જનને ન છાજે એવું છે. તેથી આગળ વધીને કહું છું કે તું કોઢી છે. મિત્ર કે સાથીને તે દગો દીધો. અંગ્રેજને આ વસ્તુ ભારે આકરી લાગે એવી છે. પણ એ મને લાગે છે એટલે મેં લખ્યું છે."

તા. ૩–૫–’૩૨ : માલવીજી છૂટી ગયાના સમાચાર આવ્યા. વલ્લભભાઈએ કાલે અને આજે મળીને ચારપાંચ વખત મને અને બાપુને કહ્યું હશે, "ત્યારે

માલવીજી તો છૂટી ગયા." આવી કોઈ ખબર આવે છે ત્યારે તેની ઉપર વિચાર કરવાની વલ્લભભાઈની એ રીત છે. આજે આખો દિવસ એમણે આની ઉપર વિચાર ચલાવ્યા હશે. સૂતી વખતે પણ કહે, "ત્યારે માલવીજીને આઠ જ દિવસમાં છોડી દીધા."

તા. ૯-૫-'૩૨ : આજે બાપુએ મગન રેંટિયા ઉપર બેએક કલાક મહેનત કરી, અને આખરે ચોવીસ તાર કાઢ્યા ત્યારે એમને શાંતિ થઈ. વલ્લભભાઈ આખો દિવસ હસતા હતા અને કહેતા હતા, "જેટલું કાઢશો તેથી વધારે બગાડશો."

બાપુ કહે, "એ તો મારા ડાબા હાથે કાતવા વિષે હસનારા પણ તમે જ હતા ને? જુઓ, આ તાર નીકળવા માંડ્યો. તમે આ તરફ નહીં જોશો ત્યાં સુધી તાર નીકળ્યાં જ કરશે."

તા. ૮-૫-'૩૨ : એક ચોપડીનાં પૂઠાં ઊખડી ગયેલાં હતાં. બાપુ વલ્લભભાઈને કહે: "કેમ, આ તમને સોંપી દઉં ના? તમે બુક બાઇન્ડરનું કામ કદી કર્યું છે? ન કર્યું હોય તો હું શીખવીશ." પછી આજે સવારે આંટા મારતાં કહે: "તમને વલ્લભભાઈ, નાનાં નાનાં કામો કરવાનો શોખ નાનપણથી કે અહીં કેળવ્યો? એટલે કે તમે કારીગર હતા જ કે અહીં થયા?"

વલ્લભભાઈ કહે: "એવું કાંઈ નહીં પણ જોઈએ એટલે સૂઝે."

બાપુ કહે, "એ વસ્તુ જન્મસહજ છે. દાસબાબુ સોયમાં દોરો પણ ન પરોવી શકે એવા હતા. મોતીલાલજી અનેક વસ્તુ કરી લે."

મેં કહ્યું, "મોતીલાલજીએ પાણી જંતુરહિત કરવાનો સંચો પોતે જ ઘરમાં બનાવ્યો હતો. અને એ બધાં માંદાને જંતુરહિત પાણી જ પાતા."

આજે વલ્લભભાઈએ ચોપડી સુંદર સીવી, અને એની પાછળ પટ્ટી પણ લગાડી. તે ઉપરાંત બદામ પીલવાનો સંચો આવ્યો હતો તેના ઉપર બદામ પીલી.

તા. ૧૦-૫-'૩૨ : કાલે મગન ચરખો ચલાવતા તેની ઉપર જમણો હાથ બેઠો એટલે બાપુ ઉત્સાહમાં આવ્યા. પણ આજે ચરખો કેમે ચાલે નહીં. વલ્લભભાઈને સવારનું કહી રાખ્યું હતું કે, "તમારા ગાંઠ નહીં લાગે તો ચાલશે." નવ-દસ વાગ્યા સુધી ચલાવ્યું પણ પૂણી બગડ્યા ઉપરાંત કશું પરિણામ ન આવ્યું. વલ્લભભાઈ કહે: "એક ટોકડું ઉતારીને બીજું બેઠું કે શું?"

બપોરે પણ એ જ પ્રકાર. રેંટિયાના જોતર ઢાંટ કર્યાં, તેલ પૂર્યું, બધા વાનાં કર્યાં, મેં પણ ઘણીક વાર માથું માર્યું પણ ચાલે જ નહીં. વલ્લભભાઈ ઊંચીને ઊંઘ્યા એટલે કહે. "ખૂબ કાંત્યું હવે બંધ કરો."

બાપુ કહે: "કાંતીશું કાંતીશું. અમારો કારવાં અટકી પડવાનો નથી. આખરે સેમ્યુઅલ હોરની સાથે બેસનારો હું રહ્યો ના!"

વલ્લભભાઈ - "નીચે બહુ કાંતેલું પડ્યું દેખાય છે."

સાંજે તો વલ્લભભાઈની પણ મશ્કરી ચલાવવાની વૃત્તિ નહોતી રહી. બાપુએ ડાબે હાથે શરૂ કર્યું. લગભગ પાંચ કલાક મહેનત કરી હશે. બાપુ સાંજે તદ્દન થાકેલા હતા લોથપોથ થઈને આઠ વાગ્યા પહેલાં પગ ધોવડાવતા ઊંઘવા લાગ્યા અને ઊઠીને તરત સૂઈ ગયા. જતાં જતાં વલ્લભભાઈને કહે: "જો જો, કાલે રેંટિયો જરૂર ચાલવાનો છે, શ્રદ્ધા મોટી છે."

વલ્લભભાઈ કહે: "આમાં પણ શ્રદ્ધા!"

બાપુ કહે: "હા હા, શ્રદ્ધા તો ખરી જ."

તા. ૨૧–૫–'૩૨: બાપુ આજે રેંટિયા ઉપર વધારે સફળ થયા. ત્રણ કલાક કાંતીને ૬૩૧ તાર કાઢ્યા. વલ્લભભાઈને કહે: "જુઓ, આજે કેવું પરિણામ આવ્યું છે?"

વલ્લભભાઈ કહે: "હા, નીચે ઠીક સૂતરફેણી પડી છે."

બાપુ: "પણ એ સૂતરફેણી બંધ થશે પછી તો કહેશો ને કે હવે થયું!"

તા. ૨૫–૫–'૩૨: વલ્લભભાઈને પાકીટો બનાવતા, અનેક વસ્તુઓ સંઘરતા અને બીજા અનેક કિસ્સાઓ કરતા જોઈને બાપુ કહે: "સ્વરાજમાં તમને શેનું દફતર આપીશું?"

વલ્લભભાઈ કહે: "સ્વરાજમાં હું લઈશ ચીપિયો અને તુમડી!"

બાપુ કહે: "દાસ અને મોતીલાલજી પોતાના હોદ્દા ગણતા, અને મહમદઅલી અને શૌકતઅલીએ પોતાને કેળવણી મંત્રી અને સરસેનાપતિ તરીકે ગણાવ્યા હતા. લાજમાં રહ્યા લાજમાં, કે સ્વરાજ્ય ન આવ્યું અને કશું ન થયું."

તા. ૨૭–૫–'૩૨: કાલે બાપુને ઉર્દૂ કૉપી લખતા જોઈને સરદાર કહે: "એમાં જો જીવ રહી જશે તો ઉર્દૂ મુનશીનો અવતાર લેવો પડશે." પછી કહે, "તમારું ચાલે તો પગે પણ કલમ ચલાવો."

બાપુ કહે: "હાથ ખોટકી પડે તો તેમ્ય કરવું પડે. તમને ખબર છે કે ધૂમલી આગળ મૂળુમાણેક અને જોધામાણેક અંગ્રેજ સામે લડતાં લડતા પડયા ત્યારે તેમણે પગ વતી બંદૂક ચલાવી હતી? જો પગ વતી ગોળી ચાલી તો પગ વતી કલમ ન ચાલે? અને રેંટિયો નહીં ચાલી શકે? હા, પગ વતી પૂણી ન ખેંચી શકાય એ દુઃખની વાત છે."

તા. ૨૯–૫–'૩૨: સરદારનું કેટલીક બાબતોનું અજ્ઞાન વિસ્મય પમાડે છે. મને પૂછે છે કે વિવેકાનંદ કોણ હતા? અને ક્યાંના હતા? એ બંગાળી હતા એમ જાણ્યું ત્યારે આજે જરા વિશેષ સ્પષ્ટીકરણ કર્યું કે, "રામકૃષ્ણ અને એ બંને બંગાળમાં જન્મેલા?" 'લીડર'માં એક નોંધમાં સુલાપનો કાગળ આવ્યો હતો. તેમાં એણે પોતાના આદર્શ પુરુષ તરીકે વિવેકાનંદને વર્ણવ્યા હતા એટલે સરદારે આટલું કુતૂહલ જણાવ્યું હશે. હવે તો રોમે રોલાંના રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ બંને પુસ્તકો વાંચી જવાના.

* * *

'મરેલો સાપ પણ કામનો' એ કહેવત શી રીતે ઉત્પન્ન થઈ? બાપુએ એક વાત કરી કે એક ડોસીને ત્યાં સાપ નીકળ્યો. તેને મારવામાં આવ્યો. તેને નાખી દેવાને બદલે છાપરે મૂક્યો. એક ઊડતી સમળી જે ક્યાંકથી મોતીનો હાર લાવી હતી, તેણે તે જોયો. તેને હારના કરતા સાપ કીમતી લાગ્યો. એટલે હાર છાપરા ઉપર નાખ્યો અને સાપ ઉપાડી ગઈ. ડોસીને સાપ સંઘરતા હાર મળ્યો.

સરદારે કહેવતનું મૂળ આ પ્રમાણે બતાવ્યું: "એક વાણિયાને ત્યાં સાપ નીકળ્યો. તેને મારનાર કોઈ મળે નહીં, અને પોતાની હિંમત ચાલે નહીં એટલે

તપેલા તને ઢાંક્યો રાત્રે આવ્યા ચોર તેઓ કુતૂહલથી તપેલું ઉઘાડવા ગયા, ત્યાં સાપ કરડ્યો અને ચોરી કરવાને બદલે પંચત્વ પામ્યા ”

અમે ઠરાવ કર્યો કે નરસિંહરાવને પૂછવું જોઈએ ખાસ કરીને આ વખતના ‘વસંત’માં ‘એક કાંકરે બે પક્ષી મારવાં’ એ કહેવત ઉપર આટલાં બધાં પાનાં ભરાયાં છે તેથી પ્રેરાઈને આ વિચાર આવ્યો

તા ૩૦-૫-’૩૨ એક અમેરિકન બાઈએ કાગળ લખીને બાપુને પુછાવેલું કોઈ સર હેન્રી લોરેન્સે ૧૯૨૨માં જેલમાં બાપુની મુલાકાત લીધેલી તેનું વર્ણન એવું કરેલું કે, “હું ગાંધીને પૂનામાં મળેલો આગાખાનના બગીચાવાળી ઓરડીમાં એમને રાખવામાં આવેલા ગીબનનું ‘રોમન સામ્રાજ્યનો અસ્ત અને વિનાશ’ એ પુસ્તક તેઓ વાંચતા અને કાંતતા’ આ વાત કેટલી સાચી છે? આ વિષે બાપુએ એક કાગળ લખાવ્યો.

મેં કહ્યું *“આની છાપ તો એવી પડે કે એ માણસની સત્યતા ઉપર આપ શંકા કરો છો ”*

બાપુ કહે “તો બદલો. કારણ આપણે એવી શંકા કરતા નથી ”

પછી વલ્લભભાઈ કહે “એ માણસ ત્યાં પ્રચાર ચલાવી રહ્યો હશે એ બાઈને લખો કે અહીં તો કાંઈ બગીચા નથી, કેદીઓ છે વગેરે અમુક સાલમાં હું અહીં હતો ત્યારે અમુક પુસ્તકો વાંચતો હતો અને કાંતતો હતો, અને સ્મૃતિમંદ પડવાનો ડર તો સર હેન્રીને હોય કારણ એની ઉંમર મારા કરતાં મોટી છે ”

મેં કહ્યું “આનો જવાબ તો બર્નાર્ડ શૉ આપે એ જવાબમાં કુશળતાની છાપ ન પડવી જોઈએ એવો મારો હેતુ હતો વલ્લભભાઈ લાગી ગયા બાપુએ બીજો કાગળ લખાવ્યો

* * *

આજે ‘હિંદુ’માં રૉઈટરની વિમાની ટપાલમાંથી હતું ‘એક અંગ્રેજ બાઈ લંડનના લોકોને સમજાવે છે કે ગાંધી હવે આથમતો સિતારો છે લૉર્ડ વિલિંગ્ડનની નીતિ સાચી ઠરી છે ગાંધીના અનુયાયીઓનો ભ્રમ ભાગી ગયો છે જેલોની મુલાકાત લીધી બહારના દેશી લોકોના જીવનધોરણ કરતાં જેલમાનું જીવનધોરણ બહુ ઊંચું છે, લેડી વિલિંગ્ડન અતિશય લોકપ્રિય છે, અને રાજાઓ પણ” આ ખબર ‘ટાઇમ્સે’ નહોતા લીધા બાપુ કહે “‘ટાઇમ્સ’ને છાપતાં શરમ આવી હશે ”

વલ્લભભાઈ ‘ શરમ તો શેની આવે? એ આમાં ભળેલું હોય ને?”

બાપુ કહે ‘ એ આમાં ભળેલું હોય છતાંયે આ એવું ઉઘાડું છે કે અહીં આવું છાપતાં શરમ આવે આ તો વિલિંગ્ડન સાહેબે ઊભી કરેલી કોઈ બાઈ છે ”

તા ૩૧-૫-૩૨ આજની ટપાલમાં એક માણસે નાદાન અને બાલિશ પ્રશ્ન પૂછેલો “આપણું ત્રણ મણનું શરીર લઈને આપણે ધરતી ઉપર ચાલીએ અને અનેક કીડીઓ ચગદાઈ જાય એ હિંસા શી રીતે અટકાવવી?”

વલ્લભભાઈએ તરત કહ્યું ‘એને લખોને કે પગ માથા ઉપર મૂકીને ચાલે ”

તા ૫-૬-'૩૨ બાપુને જોવા આવેલો ડૉક્ટર કહે "વૉર્ડ રેડિંગનો અંદાજ છે કે આપણે રોજના સોળ લાખ રૂપિયા ભિખારીઓને ખવડાવવામા અને દાન આપવામા ખર્ચીએ છીએ એનો બીજો ઉપયોગ ન થાય?"

વલ્લભભાઈ "હા, પણ એના કરતાયે વધારે ડાકુઓ ઉપર ખર્ચીએ છીએ"

ડૉક્ટર કહે "હુ સમજ્યો નહી."

વલ્લભભાઈ કહે "અરે શુ મારા સાહેબ, વિલાયતથી આ બધા ધાડપાડુઓ જ આવેલા છે ને? એ કાઈ ડાકુ કરતા સારા કહેવાય?"

તા ૧૧-૬-'૩૨ બાપુને હાથનો દુખાવો વધતો જતો હતો તોય કાતવાનુ છોડતા નહોતા વલ્લભભાઈ "આ અગૂઠા ઉપરથી કોણી સુધી પહોચ્યુ એ કોણી ઉપરથી કાંધે ચડશે હવે રહેવા દો ને, બહુ કાત્યુ"

બાપુ "કોક દિવસ તો મારે કાંધે ચડવુ પડશે જ ના?"

વલ્લભભાઈ "ના રે, એમ ન થાય દેશને અધવચ મૂકીને ન જવાય એક વાર વહાણ કિનારે લાવો પછી જ્યા જવુ હોય ત્યા જજો હુ સાથે આવીશ"

તા ૧૪-૬-'૩૨ લીબુ ઉનાળામા મોઘા થયા એટલે બાપુએ વલ્લભભાઈને સૂચવ્યુ, "આપણે લીબુને બદલે આમલી લઈએ. આમલીના ઝાડ તો જેલમા ઘણાય છે"

વલ્લભભાઈએ એ વાતને હસી કાઢી "આમલીના પાણીથી હાડકા ભાગે, વા થાય"

બાપુએ પૂછ્યુ "ત્યારે જમનાલાલજી પીએ છે તે?"

વલ્લભભાઈ 'જમનાલાલજીના હાડકા સુધી આમલીને પેસવાનો માર્ગ નથી"

બાપુ 'પણ કેટલીક વાર મે ખૂબ આમલી ખાધી છે

વલ્લભભાઈ 'તે કાળે આપ પથ્થર પણ હજમ કરી જતા આજે એ શી રીતે બને?'

* * *

વલ્લભભાઈ હવે પરબીડિયા બનાવવામા પ્રવીણ થતા જાય છે દરરોજ કઈક નવી યુક્તિ સૂઝે છે અને કાગળના ટુકડે ટુકડા ઉપર એમની નજર હોય છે બાપુ કહે "નકામા કાગળો ઉપર તમારુ ચિત્ત એવુ ચોટેલુ હોય છે જેવુ પેલી બિલાડીનુ ઉદર ઉપર ચોટેલુ હોય છે'

તા ૨૭-૬-૩૨ એક જાણીતી સ્ત્રી વિધવા હોઈ એક જાણીતા સજ્જનને પરણી હતી મે સહેજે પૂછ્યુ 'એ સજ્જનના મરણ પછી એ પાછી પરણશે કે?"

વલ્લભભાઈ કહે 'હવે એ ઘોડો કોણ ઘેર બાધે? એને તો સૌ કોઈ ઓળખે છે અને એની ઉમર થઈ. હવે એ પરણવા ઇચ્છે પણ નહી"

બાપુ "એક ચોસઠ વર્ષની બાઈએ ફરીથી લગ્ન કરેલુ મને યાદ છે એ બાઈ કેવળ એક સાથી મેળવવાને ખાતર પરણેલી"

મે કહ્યુ "ગેટેએ ૭૩ વર્ષની ઉમરે એક અઢાર વર્ષની છોકરી સાથે પરણવાની માગણી કરેલી એના માબાપને આઘાત પહોચ્યો અને ના પાડી"

વલ્લભભાઈ "ગેટ થયો એટલે આઘાત પહોંચ્યો હું હોઉં તો એને ડામ દઉં. અને કહું કે તારી બુદ્ધિ નાઠી છે અને તે ડામ દીધે જ ઠેકાણે આવશે'

તા ૨૪–૬–'૩૨ મેજરને બાપુએ પૂછ્યું "કેદીની તબિયતની ખબર ન લખી શકાય એવો કાયદો છે શું?"

મેજર કહે "હા, તમારા જેવાને વિષે લોકો ગમે તે માનીને ચિંતા કરવા માંડે તમને ઝાડા થયા છે એ ખબર બહાર પડે તો અહીં ઢગલો માણસો તપાસ કરવા આવે"

વલ્લભભાઈ "ઑર્ડિનન્સ કાઢો કે ગાંધીની કોઈએ ખબર કઢાવવી નહીં'

બાપુ કહે 'ખરા ખબર આપવાથી તો ઊલટી ખોટી ખબર ફેલાતી અટકે"

મેજર 'ખરી ખબર અમે આપીએ છીએ અને કોઈ માણસ માંદો હોય તો તાર કરીએ છીએ"

જેલર 'પેલો છોકરો મરી ગયો તેને વિષે ટેલિફોન કર્યો હતો

બાપુ "એટલે ગંભીર માંદગી થાય ત્યાં સુધી તમે રોકાઓ'

વલ્લભભાઈ 'એ તો મરી જશે એવો ભય પેદા થાય ત્યારે જ ખબર અપાય એવું હશે' મેજર ચિડાયો

તા ૩૦–૬–૩૨ આજે અલ્લાહાબાદની હાઈકોર્ટમાં એક રામચરણ નામના બ્રાહ્મણ જમીનદારને એક ધોબણનું ખૂન કરવા માટે પાંચ વર્ષની સજા થઈ એમ વાંચવામાં આવ્યું હકીકત એવી બની કે એ જમીનદારે ધોબણને કપડાં લઈ જવા કહ્યું તેણે સામે જવાબ વાળ્યો કે હું સાંજે કપડાં લેવા આવીશ એટલે પેલાએ એને ગડદાપાટું માર્યાં બીજી બાઈ મદદે આવી તેને તમાચો માર્યો તેનો વર આવ્યો તેના હાથમાંથી લાઠી લઈ તેને મારી છેવટે ત્રીજી એક પચાસ વર્ષની બાઈ આવી તેને લાતો મારી તેની તલ્લી તૂટી અને તે તત્ક્ષણ મરી ગઈ એટલે ભાઈસાહેબ ભાગ્યા આજકાલ એવા કેદીઓને છોડવામાં આવે છે, અને આપણા માણસોને સારી પેરે સજા થાય છે એ ધ્યાનમાં લઈને બાપુ કહે એને પાંચ વર્ષની સજા છે પણ એ પાંચ માસ પણ નહીં રહે કહેશે કે હું વફાદારી સભા કાઢીશ કિસાનોની પાસે પૈસા ભરાવીશ, સવિનયભંગની લડતને દાબી દેવામાં મદદ કરીશ, એટલે એને છોડી દેશે'

એટલે વલ્લભભાઈ કહે "એણે બચાવમાં એ નહીં કહ્યું કે આ બાઈ સ્વરાજની લડતમાં ભળેલી હતી ખાદી સિવાય બીજાં કપડાં ધોવાને ના પાડતી હતી અને મારી સામે આ ખોટો આરોપ ઊભો કર્યો છે!'

તા ૬–૭–'૩૨ આજે 'હિંદુ'માં રંગાચારીનું એક નિવેદન આવ્યું તેમાં ગોળમેજીમાં ગયેલા વિનીતોની સામે આકરી ટીકા હતી પેટ્રોએ પણ લખ્યું હતું કે ગાંધીની સાથે સહકાર કર્યા વિના કોઈ પણ રીતે નવું બંધારણ ન થઈ શકે મેં બાપુને પૂછ્યું 'આ રંગાચારી અને પેટ્રો આજે કેમ એકાએક જાગ્યા?'

બાપુ કહે "રંગાચારી તો એ જાતનો છે જ બહાદુર માણસ તો છે જ બાકી રંગાચારી અને પેટ્રો બન્નેને કાંઈક નિરાશા થયેલી હશે એટલે આવું બોલી ઊઠ્યા છે'

વલ્લભભાઈ. "ગમે તેમ હોય, મૅકડોનલ્ડ બધુ ગળી જશે અને લવાદી ચુકાદો પણ આપણી વિરુદ્ધ જ આવવાનો છે"

બાપુ "હજી મને મૅકડોનલ્ડની આશા છે કે એ વિરોધ કરશે"

વલ્લભભાઈ· "અરે, શેનો? એ બધા સાવ નાગા માણસો છે."

બાપુ "તોયે આ માણસને પોતાના સિદ્ધાંતો છે"

વલ્લભભાઈ· "સિદ્ધાંતો હોય તો આમ ટોરીઓને વેચાઈ જાય? દેશની ઉપરથી કાબૂ છોડવો જ નથી."

બાપુ "એ તો નથી જ. પણ એમા એનો સ્વાર્થ નથી. કાબૂ તો કોઈને નથી છોડવો, માત્ર લાસ્કી, હોરેબીન, બ્રોક્વે જેવા થોડા માણસો સિવાય. બેન, લીઝ, સ્મિથ વગેરે બધા મૅકડોનલ્ડના જેવા જ. હુ તો એટલુ જ કહુ છુ કે પોતાના દેશનુ હિત જોઈને આ માણસ ટોરીઓમા ભળ્યો"

તા ૯–૭–'૩૨ વલ્લભભાઈ કહે· "ઇગ્લંડમા હિંદુસ્તાન સામે આખી પ્રજા જેવી રીતે એક થઈને ઊભી છે તેવુ અગાઉ કોઈ વાર નહોતુ"

બાપુ "ત્યા હમેશા હિંદુસ્તાનની સામે ઐક્ય છે કારણ હિંદુસ્તાન છોડવુ એટલે ભિખારી થવા બરોબર છે. હિંદુસ્તાનને પકડી રાખવામાં વધારેમા વધારે સ્વાર્થ રહેલો છે"

તા ૧૦–૭–'૩૨ આજની ટપાલમા ઘણા કાગળો થયા, અને ઠીક લાંબા છે વલ્લભભાઈ કહે "ઠીક છે, જેટલા વધારે થાય તેટલા સારા ભાષાતર કરી કરીને થાકી જશે એટલે કહેશે જાને દો આ કાગળોમા શું છે?"

તા ૧૨–૭–'૩૨ ગોળમેજીમા આવેલી દરખાસ્તો જોઈ બાપુ કહે "લિબરલોમા જરાયે સ્વમાનની ભાવના રહી નથી એમ સૅમ્યુઅલ હોરે માન્યુ હોય તો જ આવી દરખાસ્તો કરે ખરી રીતે તો ગોળમેજીમા પણ મસલત જેવુ કાઈ હતુ નહીં સરકારી સભ્યો જ પોતાનુ ધાર્યું કરતા હતા એમ મે જોયુ છતા એમના મનને કઈક મનાવી શકે એવી એ યોજના હતી આ યોજનામા તો એવુ મનને સમજાવવાપણુ પણ કશુ નથી એટલે એ લોકો એનો અસ્વીકાર કરે નહી તો શુ કરે?"

વલ્લભભાઈએ પૂછ્યુ 'હવે લિબરલો શુ કરશે?"

બાપુ કહે ' એમની મુશ્કેલ સ્થિતિ છે કોગ્રેસ સાથે જોડાઈ શકે નહીં, અને આ વલણ ક્યા સુધી ચાલુ રાખી શકશે?"

વલ્લભભાઈ "તમે એમને ઓળખો એટલે પૂછુ છુ"

બાપુ "ઓળખુ છુ એટલે એમની મુશ્કેલી જાણુ છુ"

તા ૧૩–૭–'૩૨ હવે સરકારને ત્યા કામના કાગળો રહે છે, અને નકામા અહીં મોકલાય છે મે કહ્યુ "આ બીડવવાને માટે જ ને?"

બાપુ કહે "વલ્લભભાઈનો ઉદાર અર્થ કરવો એ સારુ"

વલ્લભભાઈએ એ અર્થ કરેલો કે કોઈ કારકુનને કામ સોપ્યુ હશે તે જે કાગળો તદ્દન નિર્દોષ લાગે તે પહેલા મોકલી દે અને બાકીના ઉપરી અધિકારીને જોવાને માટે રાખે

મે કહ્યું ' વલ્લભભાઈ ભાગ્યે જ સરસ્વરના દ્વંદ્વોનો આવો ઉદ્ગાર અર્થ કરે છે

બાપુ તમારા સંસ્કૃતનો અભ્યાસ ઠીક ચાલ્યો છે ને !

તા ૧૪–૭–૩૨ પેલી નકામી ટપાલમાં પંજાબના એક ... ખાનનો કાગળ હતો કે તમે રાજકારણમાં ન સમજો એ આગાખાન અને શાસ્ત્રી સપ્રુ જેવાને સોંપો તમે હિમાલય જાઓ તેને બાપુએ પોતાને હાથે લખ્યું જેલની એકાંતમાં બહુ ઊંડું ચિંતન કરતાં પણ મારા વિચારોમાં કશો ફરક પડ્યો નથી

વલ્લભભાઈ ' આ ગાળો દેનારને તમે શા સારુ હાથે કાગળ લખ્યો ?

બાપુ એને હાથે જ લખવો જોઈએ

વલ્લભભાઈ ગાળો દેનાર એ લે કેમ ? આમ જ ઘણા લોક ફાટી ગયા છે

બાપુ મને નથી લાગતું આપણને એમાં કશું નુકસાન થયું હોય

તા ૧૫–૭–૩૨ આજે હોરનું બીજું ભાષણ પહેલાની પૂર્તિમાં અને ટીકાઓના જવાબમાં થયેલું છાપામાં આવ્યું વલ્લભભાઈએ પૂછ્યું કેમ લાગે છે ? મૉડરેટોની ખુશામત તો કરી છે

બાપુ કહે ના એમાં કાંઈ નથી એ ભાષણમાં ચાલાકી સિવાય કશું જ નથી અને મને બહુ નિરાશા થાય છે હું એને પ્રામાણિક માનતો હતો આ ભાષણમાં એ પ્રામાણિક મટી ચાલાક બન્યો છે

વલ્લભભાઈ કાગળ લખો ને

બાપુ કાગળ લખવાનું ઘણી વાર મન થયું છે

તા ૨૦–૭ ૩૨ વલ્લભભાઈનું સંસ્કૃત સરસ ચાલી રહ્યું છે એમની સરળતાનો કાંઈ પાર નથી મને પૂછે “ મહાદેવ આ વિભક્તિ શું ? અને નૃપ કહેવાય તો રાજા કેમ નહીં અને વિદ્વાન કેમ નહીં ? ” પણ આજે જ્યારે બ્રહ્મચર્ય ઉપરના મહાભારતના શ્લોકો આવ્યા ત્યારે ઘડીક વાર એ પણ સ્તબ્ધ થઈ ગયા મે બાપુને કહ્યું સંસ્કૃત ભાષાનું સંગીત બીજી કોઈ ભાષામાં નહીં હોય અને એમાં બ્રહ્મચર્ય વિષે જે લખાયું છે તે પણ બીજા એકે સાહિત્યમાં નહીં હોય

બાપુ સંગીત વિષે તો કંઈ ન કહેવાય ગ્રીકમાં હશે પણ બ્રહ્મચર્ય વિષે અને સત્યને વિષે તો ભાગ્યે જ બીજા કોઈ સાહિત્યમાં સંસ્કૃતની બરોબરી કરી શકે એવું હશે

તા ૨૩–૭–૩૨ રાત્રે સૂતી વખતે બાપુ કહે વલ્લભભાઈ આ ગુજરાતી કાગળોને વિષે આપણે કડવો ઘૂંટડો પી રહ્યા છીએ એ ખબર છે ના ?

વલ્લભભાઈ શી રીતે ?

બાપુ અંગ્રેજી કાગળો તો તરત મોકલી શકાય પણ ગુજરાતીની તો મુશ્કેલી રહેશે એમ લખે છે એટલે એ લોકોમાં આપણા માણસો નો અવિશ્વાસ છે એ મને ભારે અપમાનભર્યું લાગે છે આપણા ગુજરાતી કાગળનું તો ભાષાંતર થાય અને એ લોકો પાસ કરે ત્યારે જ જઈ શકે અને એ લોકોમાં કોઈ ગુજરાતી જાણનાર એમને ન મળે કે જેનો એમને વિશ્વાસ હોય ! એ બહુ કર

વસ્તુ છે. એ બાબતમાં લડાઈ કરવી જોઈએ. લડાઈ એ કે આપણે એને કહેવું કે એ શરતને અમે કાગળો નહીં લખીએ."

વલ્લભભાઈ: "એ લોકો તે · કહેશે કે ભલે ન લખે, એમાં આપણે શું?"

બાપુ કહે: "તેનુ કાંઈ નહીં."

તા. ૨૪–૭–'૩૨: સવારે ગઈ રાત્રે ચર્ચેલું પ્રકરણ પાછું ચાલતાં ચાલતાં ઉપાડયુ. વલ્લભભાઈનો અભિપ્રાય પૂછયો. વલ્લભભાઈ કહે: "આમ કાગળો લખ્યાં કરવા પડે તેના કરતાં બંધ કરી દેવું એ સારુ. એ લોકોને તો કોઈને એની અસર નથી જ થવાની."

બાપુ: "અસર નથી થવાની એની પરવા નથી. જોકે અસર છેવટે થયા વિના નહીં રહે. . . . આ સુપરિન્ટેન્ડેન્ટ અને જેલર ઉપરના અવિશ્વાસને વિષે પણ મને ચીડ ચડે છે. પણ એ લોકોમા જ દૈવત નથી ત્યાં આપણે શું કરીએ?"

વલ્લભભાઈને કહે: "તમે સંસ્કૃતમાં શ્રેય અને પ્રેય વિષે શીખશો. આ સવાલમાં પ્રેય બતાવે છે કે આપણે કાગળો લખ્યા કરવા, શ્રેય કહે છે કે તેનો ત્યાગ કરવો."

તા. ૨૫–૭–'૩૨: વલ્લભભાઈના તળપદા વિનોદ કોક વાર તીર વેગે ચાલે છે. મેજર મહેતા બિચારા પૂછે ઓટાવામાં શું થશે? એટલે વલ્લભભાઈ કહે: "નાઇકના ઓટાવા સુધી ગયા છે. અહીં ઑર્ડિનન્સથી જે જોઈએ તે કરી લે. પછી ત્યાં સુધી શા સારુ જવુ પડે?" પેલો બિચારો દિગ્મૂઢ થઈ ગયો.

તા. ૨૭–૭–'૩૨: વલ્લભભાઈને સંસ્કૃત શીખવવામા બહુ ગમત આવે છે. वामासि કેમ વાપર્યું અને वस्त्राणि કેમ નહીં? એકવચન, દ્વિવચન અને બહુવચન એ શું? સ્વર કોને કહેવાય અને વ્યંજન કોને કહેવાય? કૃદંત કોને કહેવાય? વગેરે પ્રાથમિક સવાલો બાલોચિત નિર્દોષતાથી પૂછે. નવા શબ્દો શીખે અને શીખે તેનો પ્રયોગ કરે. આ તમને ન શોભે એને માટે કહે मित्र न शोभते अस्ति। અને કટ્ટર ટોરીઓને વિષે કહે એ તો બધા आततायी લોકો છે. આજે પૂછે "शनैः शनैः એટલે શનિવારે?" "वामासि કેમ વાપર્યું અને वस्त्राणि કેમ નહીં એ સવાલનો જવાબ તો રસ્કિન જેવો આપી શકે," એમ બાપુએ કહ્યું.

તા ૨૮–૭–'૩૨: સાંજે બાપુએ પૂછયુ '. . . ની ૬૧મી જન્મતિથિ ક્યારે છે ભલા?'

વલ્લભભાઈ "કેમ શું કામ છે? તમારે કાંઈ લખવુ છે?"

બાપુ કહે: "હાસ્તો, બીજાને લખીએ અને એણે શો વાંક કર્યો છે?"

વલ્લભભાઈ: "કોઈ તમને પૂછે, તમારી પાસે કાંઈ માગે ને લખી મોકલો તો જુદી વાત છે. નહીં તો તમે અહીં જેલમા બેઠા છો. તમારે લખવાની શી જરૂર?"

બાપુ "એમ કેમ? એમનાં લખાણો બહુ ઊંચો દરજ્જો ધરાવે છે. લેખકમા એ પહેલા બીજા ગણાય."

વલ્લભભાઈ ઘડીક વાર ચૂપ રહ્યા. પછી કહે: "ગણાતા હશે."

બાપુ કહે "હશે કેમ ? છે"

વલ્લભભાઈ કહે "જાણ્યા જાણ્યા હવે શા સારુ એવા બાયલા માણસને લખી એને ઉત્તેજન આપવુ ? દેશમા દાવાનળ સળગી રહ્યો છે ત્યારે બેઠા બેઠા લેખ લખાતા હશે ?"

બાપુ "એમના લેખોથી સેવા નથી થતી એમ તમે કહો ?"

વલ્લભભાઈ "વિદ્વાનોના લેખોથી જરાય સેવા નથી થતી વિદ્વાનો વાચવા લખવાનો શોખ લગાડે છે અને તેમ કરીને ઊલટા નુકસાન પહોચાડે છે માણસોને વાચવા લખવાના મોહમા નાખીને નમાલા કરી મૂકે છે નમાલા કરે એ વિદ્યા અને લખાણ શા કામના ?"

બાપુ "એમના લખાણ વિષે એમ કહેવાય છે ખરુ ? મે એમનુ લખેલુ નુ જીવનચરિત્ર નથી વાચ્યુ પણ એ જીવનચરિત્ર નમાલા કરે ?"

વલ્લભભાઈ "લોકો એણે લખેલુ બીજાનુ ચરિત્ર વાચશે કે એનુ ચરિત્ર જોશે ?"

બાપુ 'એનુ ચરિત્ર શુ ખોટુ છે ? તમને ખબર છે ૧૯૧૬-૧૭મા વિલિંગ્ડને લડાઈને અગે મુબઈમા ટાઉન હૉલમા મીટિંગ બોલાવી હતી તેમા બધાને લડાઈમા મદદ કરવાની અપીલ કરી હતી ટિળક પક્ષે અમુક શરતે જ મદદ થઈ શકે એવા પ્રકારનો સુધારાનો ઠરાવ મૂકવાનો નિશ્ચય કર્યો નહી તો સભા છોડી જવાનો નિર્ણય હતો એ પક્ષ તરફથી તેઓ ઊભા થયા બધાએ ખૂબ હુરિયો કરવાનો પ્રયત્ન કર્યો પણ એ અડગ ઊભા રહ્યા અને કહેવાનુ હતુ તે બધુ કહીને પછી બધાએ સભાનો ત્યાગ કર્યો

વલ્લભભાઈ 'ઓહો એ નાટક તો એમને કરતા આવડે છે"

બાપુ ત્યારે તમારે શુ જોઈએ એમની પાસે ?'

વલ્લભભાઈ "કાઈ ત્યાગ તો કરે કે નહી ?'

બાપુ 'શુ જેલમા આવે એ જ ત્યાગ ગણાય કે ?'

વલ્લભભાઈ હુ એમ નથી કહેતો પણ હુ એમને જાણુ છુ અને તમે એમને જાણતા નથી એ'ને શુ કહુ ? એ તો થોડામા થોડો ત્યાગ અને વધારેમા વધારે લાભમા માનનારા છે'

બાપુ 'હા, એ તો એની ફિલસૂફી છે'

વલ્લભભાઈ 'હા, છે જ તો બધી એ ફિલસૂફી થોડામા થોડો ત્યાગ પોતા તરફથી લોકો તો ગમે તેટલા ખુવાર થઈ જાય અને વધારેમા વધારે લાભ પોતા માટે

બાપુ જો, જો હુ આ બધુ એમને કહીશ હો"

વલ્લભભાઈ 'એમને મોઢે બધુ સભળાવુ એમ છુ અને સભળાવ્યુ પણ છે એક વાર બધા ભેગા થયા હતા, ત્યા એ કહેવા લાગ્યા એ તો નિવૃત્ત થવાના છે મે કહ્યુ, શેના નિવૃત્ત થાય ? નિવૃત્ત થવાનો શો હક છે ? જાહેર જીવનમા શુ જખ મારવા પડ્યા હતા ? જાહેર જીવનમા પડે એ નિવૃત્ત થાય જ શેનો ?'

બાપુ: "એમાં એમનો વાંક ? એ તો બિચારા કામ કરતા હોત પણ એમને કમનસીબે હું આવ્યો અને એમની બાજી ભાંગી પડી. એમને મારા કામમાં શ્રદ્ધા નહીં હોય એટલે એ ખસી બેસે, અને નિવૃત્ત થવાનો વિચાર કરે એમાં શું આશ્ચર્ય ?"

વલ્લભભાઈ: "ઠીક, ત્યારે લખજો. તમે તો પાછા 'सत्यमपि प्रियम् ब्रुयात्'વાળા ખરા ને ?"

બાપુ: "મહાદેવ, આ વાક્ય એમના શીખવામાં આવી ગયું છે કે શું ?"

હું: "હા, બાપુ, હવે તો કાલથી ગીતાપ્રવેશ થશે અને એમણે ગીતા વાંચી હશે ત્યારે તો તમારી આગળ એવા અવનવા અર્થ મૂકશે કે તમને થશે કે આ તો ભોગ મળ્યા !"

સૂતી વખતે મેં વલ્લભભાઈને પૂછ્યું: "ત્યારે કાલે ગીતાનો આરંભ કરશું ના ?"

એટલે ખાસા કહે: "आदौ वा यदि वा पश्चात् वा वेद कर्म मारिष." પેલે દહાડે હું સુપરિન્ટેન્ડેન્ટની કાંઈક ટીકા કરતો હતો એટલે મને કહે: "नैतत्त्व य्युपपद्यते । અને થૅન્કસને માટે कृतार्थोऽहम् વારવાર કહે છે.

તા. ૧૪–૮–'૩૨: આજે સવારે બાપુ પૂછતા હતા: "વલ્લભભાઈના ઉચ્ચારો સુધરે છે કે ?"

મેં કહ્યું: "જરૂર. એમને હવે ખબર પડી જાય છે કે આ ઉચ્ચાર ખોટો. સાચી વાત તો એ છે કે એમને આ અભ્યાસમાં ખૂબ રસ પડવા લાગ્યો છે. આજ સુધી આ વસ્તુ જાણી નહોતી. હવે આ નવી જ વસ્તુ હાથ લાધી. स्वर्गद्वारमपावृतम् જેવી લાગણી થયેલી છે એટલે વિદ્યુતવેગે પ્રગતિ કરતા જાય છે."

બાપુ કહે "એ જ અભ્યાસની કૂચી છે. સંસ્કૃતના તો આપણા જૂના સંસ્કારો બધું વાતાવરણ એથી ભરેલું. એટલે એના અભ્યાસ વિષે એવું લાગે. પણ કોઈ પણ ભાષાનો સૂક્ષ્મ અભ્યાસ કરવા બેસો તો એ જ લાગણી થાય."

તા. ૧૯–૮–'૩૨ આજે કોમી ચુકાદા વિષે સમ્રુનો અભિપ્રાય આવ્યો. એને તો બંધારણીય સવાલ આગળ આ સવાલનું મહત્ત્વ નજીવું લાગે છે. આ ચુકાદો આપવામાં સાફ દાનત અને પ્રામાણિક પ્રયત્ન એ જુએ છે. બાપુએ જગાક સરખી ટીકા કરી: "સપ્રૂનું કામ મુંજેથી ઊલટું છે. મુંજેને કોમી માગણી મળે તો બંધારણની પરવા નથી. સપ્રુને બંધારણ મળે તો કોમી પ્રશ્નનું ગમે તે થાય તેની પરવા નથી" માત્ર વલ્લભભાઈના દુઃખનો પાર નથી. એ કહે છે કે, "મને હમેશાં લિબરલોનું આમ જ લાગ્યું છે કયારે એ લોકો શું કરશે એ કહેવાય જ નહીં. ડહાપણનો ઇજારો એ લોકોનો જ. આજે બ્રિટિશની સાફ દાનત એ લોકોને દેખાય છે, જ્યારે દેશમાં કોઈને સાફ દાનત દેખાતી નથી. એનું કારણ છે. હજી એમને પોતાની ખોયેલી પ્રતિષ્ઠા મેળવવી છે. નહીં તો પછી એમને ઊભા રહેવાનું સ્થાન ક્યું નહીં ના ?"

મેં કહ્યું: "એ લોકો તો બાપુનું પગલું વખોડી, કાઢવામાં સરકાર સાથે ભળવાના."

બાપુ કહે ' હરી કેમ ? '

વલ્લભભાઈ કહે ' જાણ્યા જાણ્યા હવે શા સારુ એવા બાયલા માણસને લખી એને ઉત્તેજન આપવું ? દેશમા દાવાનળ સળગી રહ્યો છે ત્યારે બેઠા બેઠા લખ લખાતા હશે ?'

બાપુ એમના લેખોથી સેવા નથી થતી એમ તમે કહો ?

વલ્લભભાઈ વિદ્વાનોના લેખોથી જરાય સેવા નથી થતી વિદ્વાનો વાચવા લખવાનો શોખ લગાડે છે અને તેમ કરીને ઊલટુ નુકસાન પહોચાડે છે મા ણસોને વાચવા લખવાના મોહમા નાખીને નમાલા કરી મૂકે છે નમાલા કરે એ વિદ્યા અને લખાણ શા કામના ?'

બાપુ ' એમના લખાણ વિષે એમ કહેવાય છે ખરુ ? મે એમનુ લખેલુ તુ જીવનચરિત્ર નથી વાચ્યુ પણ એ જીવનચરિત્ર નમાલા કરે ?

વલ્લભભાઈ લોકો એણે લખેલુ બીજાનુ ચરિત્ર વાચશે કે એનું ચરિત્ર જોશે ?

બાપુ એનુ ચરિત્ર શુ ખોટુ છે ? તમને ખબર છે ૧૯૧૬–૧૭મા વિલિંગ્ડનને લડાઈને અગે મુબઈમા ટાઉન હૉલમા મીટિંગ બોલાવી હતી તેમા બધાને લડાઈમા મદદ કરવાની અપીલ કરી હતી ટિળક પક્ષે અમુક શરતે જ મદદ થઈ શકે એવા પ્રકારનો સુધારાનો ઠરાવ મૂકવાનો નિશ્ચય કર્યો નહી તો સભા છોડી જવાનો નિશ્ચય હતો એ પક્ષ તરફથી તેઓ ઊભા થયા બધાએ ખૂબ હુરિયો કરવાનો પ્રયત્ન કર્યો પણ એ અડગ ઊભા રહ્યા અને કહેવાનુ હતુ તે બધુ કહીને પછી બધાએ સભાનો ત્યાગ કર્યો

વલ્લભભાઈ ઓહો એ નાટક તો એમને કરતા આવડે છે

બાપુ ત્યારે તમારે શુ જોઈએ એમની પાસે ?

વલ્લભભાઈ કાઈ ત્યાગ તો કરે કે નહી ?

બાપુ શુ જેલમા આવે એ જ ત્યાગ ગણાય કે ?

વલ્લભભાઈ હુ એમ નથી કહેતો પણ હુ એમને જાણુ છુ અને તમે એમને જાણતા નથી એ લઈ શું કહુ ? એ તો થોડામા થોડો ત્યાગ અને વધારેમા વધારે લાભમા માનનારા છે

બાપુ હા એ તો એની ફિલસૂફી છે

વલ્લભભાઈ હા છે જ તો ખરી એ ફિલસૂફી થોડામા થોડો ત્યાગ પોતા તરફથી લોકો તો ગમે તેટલા ખુવાર થઈ જાય અને વધારેમા વધારે લાભ પોતા માટે

બાપુ જો જો ! આ બધુ એમને કહીશ હા

વલ્લભભાઈ એમને મોઢે બધુ સભળાવુ એમ છુ અને સભળાવ્યુ પણ છે એક વાર બધા ભેગા થયા હતા ત્યા સૌ કહેવા લાગ્યા એ તો નિવૃત્ત થયેલા છે મે કહ્યુ શેના નિવૃત્ત થાય ? નિવૃત્ત થવાનો શો હક છે ? જાહેર જીવનમા શું જખ મારવા પડ્યા હતા ? જાહેર જીવનમા પડે એ નિવૃત્ત થાય જ શેનો ?"

તમે બંને આમાં ભળેલા છો એટલે તમારી જવાબદારી ખરી. પણ છેવટે તો મારી જ જવાબદારી છે. કારણ મને જે ઉગી ગયું એ કર્યું. આ વસ્તુ જ એવી છે કે એમાં કોઈની સંમતિની જરૂર ન હોય."

તા. ૨૩–૯–'૩૨ ઉપવાસ વિષે કાંઈ શંકાઓ હોય તો પૂછવાનું બાપુએ કહ્યું. વલ્લભભાઈ કહે: "બધુંયે બનાવ બન્યા પછી સમજાઈ જશે. આજે ભલે નહીં સમજાતું હોય. અને આજે તમારી સાથે દલીલ કરીને શું કરવું? જે થનાર તે થઈ ગયું. મારું કહ્યું માન્યું હોત તો આ ચુકાદો ન આવત. આ તો તમે પોતે કાગળ લખ્યો એટલે એવો ચુકાદો આપ્યો! ત્યાંના બધા એવા છે કે એમને એમ થાય છે, કે કોઈ પણ રીતે તમે જાઓ તો છૂટીએ."

* * *

રાત્રે કોક વાર વરસાદ આવે ત્યારે ખાટલો ઉઠાવીને વરંડામાં લાવવો ભારે પડે છે એટલે બાપુએ મેજર પાસે હલકો ખાટલો માગ્યો. એ કહે કે કાથાની દોરીની ચારપાઈ છે એ ચાલશે?

બાપુ કહે: "હા."

મેજર કહે "તમે કહો તો કાથાની દોરી કાઢીને એના ઉપર પાટી ભરી આપીશ."

સાંજે ખાટલો આવ્યો. બાપુ કહે: "આના ઉપર પાટી બંધાવવાની કશી જરૂર જ નથી. મારી પથારી આજે એના ઉપર કરજો."

વલ્લભભાઈ કહે: "અરે શું? એના ઉપર તે સુવાતું હશે? ગાદલામાં કાથાના વાળ ઓછા છે જે કાથાની દોરી ઉપર સૂવું છે?"

બાપુ: "પણ જુઓની, આ ખાટલો કેટલો સ્વચ્છ રહી શકે છે?"

વલ્લભભાઈ "તમેય ખરા છો! એના ઉપર તો ચાર નાળિયેર ચાર ખૂણે બાંધવાના બાકી છે. એવો અપશુકનિયો ખાટલો નહીં ચાલે. એના ઉપર કાલે પાટી ભરાવી દઈશ."

બાપુ: "ના વલ્લભભાઈ, પાટીમાં ધૂળ ભરાય. પાટી ધોવાય નહીં. આના ઉપર તો પાણી રેડ્યું કે સાફ."

વલ્લભભાઈ "પાટી ધોળીને આપી કે બીજે દિવસે ધોવાઈને આવે."

બાપુ: "પણ આ તો દોરી ઉખેળવી ન પડે, એમ ને એમ ધોઈ શકાય."

હું: "હા બાપુ, એ તો ગરમ પાણીએ ઝારી શકાય. અને એમાં માકડ પણ ન રહી શકે."

વલ્લભભાઈ "ચાલો ૯વે તમેય મત આપ્યો એ ખાટલામાં તો ચાંચડ માકડ એટલા થાય કે વાત ન પૂછો."

બાપુ "હું તો એના ઉપર જ સૂઈશ ભલે તમે એવો ન મંગાવતા. મારે ત્યાં તો બાળપણમાં આવા જ ખાટલા વપરાતા એ યાદ છે. મારી બા તો એના ઉપર આદું વસતી."

હું "એ શું? એ હું ન સમજ્યો."

બાપુ "આદુના અથાણા કરવા હોય ત્યારે આદુને છરીથી સાફ ન કરતાં આના ઉપર ઘસે એટલે છોતરાં બધાં સાફ થઈ જાય."

વલ્લભભાઈ. "તે જ પ્રમાણે આ ભૂડી હાડકાં ઉપરની ચામડી ઊખડી જશે. એટલે જ કહું છું કે પાટી ભરાવો."

વલ્લભભાઈ "પણ શુ થાય? બાપુની રીત કઢંગી છે. બાપુએ આ પગલા* વિષે શાસ્ત્રી જેવાને પણ વાત કરી હોત તો સારુ હતુ કોણ એમ ધારે કે આવુ પગલુ બાપુ લેશે? દેશમા કોઈ પણ જણ આ પગલાની કલ્પના કરે એમ હુ માનતો નથી '

તા ૨૦–૯–'૩૨ આજે મને અને વલ્લભભાઈને કોઈ પણ રીતે આ ખબર બહાર પહોચી જવા જોઈએ એવા બહુ વાર વિચાર આવ્યા પણ બાપુના વચનનો ભગ કેમ થાય? બાપુ તો વચન આપીને બેઠા છે કે અમારા તરફથી તો આ વાત ક્યાયે બહાર ન જાય એટલે બાપુને શી રીતે બેવફા થઈ શકાય? વલ્લભભાઈ ભારે મૂઝાયેલા હતા

તા ૨૧–૯–'૩૨ આજે સવારે પાછી ચુકાદા ઉપર વાતો ચાલી જયકર, સપ્રુ અને ચિતામણિના અભિપ્રાયો ચર્ચાયા

બાપુ કહે "સપ્રુનાથી જયકર અહી છૂટા પડશે એમ આશા રાખીએ '

વલ્લભભાઈ "બહુ આશા રાખવા જેવુ નથી '

બાપુ ' વિલાયતમા પણ આ બાબતમા એના વિચાર જુદા પડતા હતા એટલે આશા રાખીએ બાકી તો શુ?'

વલ્લભભાઈ ' ચિતામણિએ આ વખતે બરોબર શોભાવ્યુ '

બાપુ ' કારણ ચિતામણિ એ હિન્દી છે જ્યારે સપ્રુનુ માનસ યુરોપિયન છે ચિતામણિ સમજે છે કે આ ચુકાદામા જ બધારણ ઘણુ આવી જાય છે પેલા એમ માને છે કે બધારણ મળ્યુ એટલે પછી આવી બાબતોની ફિકર જ નથી .. "

મે કહ્યુ "માલવીજી કેમ ચૂપ છે? '

'બાપુ "માલવીજીને કઈ બોલવાપણુ નહી હોય એ તો કદાચ વિચારતા હશે કે આમા હવે શુ થાય? અને મારા વિચારોની તો ખબર નથી એટલે મૂઝાઈ રહેતા હશે '

વલ્લભભાઈ 'એ જ તમારી સાથે દુખ છે ના? કે તમે આખર સુધી કશુ જાણવા દેતા નથી અને તમારી સાથેના માણસોની સ્થિતિ પણ તન કફોડી કરી મૂકો છો તમારી સામે તમારા સાથીઓની આ તકરાર છે સૌને એમ લાગે છે કે તદન કલ્પની સ્થિતિમા તમે અમને સૌને ફેકો છો "

બાપુ 'પણ એમા શુ થાય?'

વલ્લભભાઈ "અમને પણ કોઈ કહેશે ને કે તમે સાથે હતા તમે ગમે તે રીતે એ વસ્તુની ખબર તો બહાર આપી શકતા હતા ડાહ્યાભાઈ તો દર અઠવાડિયે આવે છે એની સાથે ખબર આપી શકાત "

બાપુ એ તો કેમ જ થઈ શકે? આપણે એમને એમ કહીએ કે જુઓ અમે તો હવે આ વસ્તુને ગમે તે રીતે પ્રગટ કરીએ છીએ? એમને આપણે વચન આપી ચૂક્યા કે અમારા તરફથી આ વસ્તુ બહાર ન આવે ત્યાર પછી

નહી વલ્લભભાઈ, આ વસ્તુની પહેલેથી જાણ થવામા કાઈ લાભ નથી બધુ ચૂથાઈ જાય અચાનક ભડાકો થાય એ જ બરાબર છે .

* કોમી ચુકાદા સામે ઉપવાસનુ પગલુ

તમે બન્ને આમાં ભળેલા છો એટલે તમારી જવાબદારી ખરી. પણ છેવટે તો મારી જ જવાબદારી છે. કારણ મને જે ઉગી ગયુ એ કર્યું. આ વસ્તુ જ એવી છે કે એમાં કોઈની સંમતિની જરૂર ન હોય."

તા. ૨૩–૯–'૩૨: ઉપવાસ વિષે કાંઈ શંકાઓ હોય તો પૂછવાનું બાપુએ કહ્યું. વલ્લભભાઈ કહે: "બધુયે બનાવ બન્યા પછી સમજાઈ જશે. આજે ભલે નહીં સમજાતું હોય. અને આજે તમારી સાથે દલીલ કરીને શું કરવું? જે થનાર તે થઈ ગયું. મારું કહ્યું માન્યું હોત તો આ ચુકાદો ન આવત. આ તો તમે પોતે કાગળ લખ્યો એટલે એવો ચુકાદો આપ્યો! ત્યાંના બધા એવા છે કે એમને એમ થાય છે, કે કોઈ પણ રીતે તમે જાઓ તો છૂટીએ."

*　　　　*　　　　*

રાત્રે કોક વાર વરસાદ આવે ત્યારે ખાટલો ઉઠાવીને વરંડામાં લાવવો ભારે પડે છે એટલે બાપુએ મેજર પાસે હલકો ખાટલો માગ્યો. એ કહે કે કાથાની દોરીની ચારપાઈ છે એ ચાલશે?

બાપુ કહે. "હા."

મેજર કહે: "તમે કહો તો કાથાની દોરી કાઢીને એના ઉપર પાટી ભરી આપીશ."

સાંજે ખાટલો આવ્યો. બાપુ કહે: "આના ઉપર પાટી બંધાવવાની કશી જરૂર જ નથી. મારી પથારી આજે એના ઉપર કરજો."

વલ્લભભાઈ કહે: "અરે શું? એના ઉપર તે સુવાતું હશે? આદલામાં કાથાના વાળ ઓછા છે જે કાથાની દોરી ઉપર સૂવું છે?"

બાપુ: "પણ જુઓની, આ ખાટલો કેટલો સ્વચ્છ રહી શકે છે?"

વલ્લભભાઈ "તમેય ખરા છો! એના ઉપર તો ચાર નાળિયેર ચાર ખૂણે બાંધવાનાં બાકી છે. એવો અપશુકનિયો ખાટલો નહીં ચાલે. એના ઉપર કાલે પાટી ભરાવી દઈશ."

બાપુ "ના વલ્લભભાઈ, પાટીમાં ધૂળ ભરાય. પાટી ધોવાય નહીં. આના ઉપર તો પાણી રેડ્યું કે સાફ."

વલ્લભભાઈ "પાટી ધોબીને આપી કે બીજે દિવસે ધોવાઈને આવે."

બાપુ "પણ આ તો દોરી ઉખેડવી ન પડે, એમ ને એમ ધોઈ શકાય."

હું "હા બાપુ, એ તો ગરમ પાણીએ ઝારી શકાય. અને એમાં માકડ પણ ન રહી શકે."

વલ્લભભાઈ "ચાલો હવે તમેય મત આપ્યો. એ ખાટલામાં તો ચાચડ માકડ એટલા થાય કે વાત ન પૂછો"

બાપુ "હું તો એના ઉપર જ સૂઈશ. ભલે તમે એવો ન મગાવતા. મારે ત્યાં તો આજપણમાં આવા જ ખાટલા વપરાતા એ યાદ છે. મારી બા તો એના ઉપર આદુ વસતી"

હું "એ શું? એ હું ન સમજ્યો"

બાપુ "આદુના અથાણા કરવા હોય ત્યારે આદુને છરીથી સાફ ન કરતા આના ઉપર ઘસે એટલે છોતરા બધા સાફ થઈ જાય"

વલ્લભભાઈ. "તે જ પ્રમાણે આ મૂઠી હાડકા ઉપરની ચામડી ઊખડી જશે. એટલે જ કહું છું કે પાટી ભરાવો"

બાપુ "અને પાણી તો ઘરડી ઘોડી ને લાલ લગામ જેવું થઈ પડશે આ ખાટલા ઉપર પાણી શોભે નહી એના ઉપર કાથો જ શોભે અને પાણી રેડીએ એટલે બિલકુલ ધોવાઈ જાય, જેમ કપડા ધોવાય એ કેવું સુખ! વળી કાથો કોઈ દિવસ સડવાનો નથી!"

વલ્લભભાઈ "વારુ ત્યારે મારું કહ્યું ન માનો તો ભલે"

ખાટલો બાપુએ વરંડા ઉપરથી નીચે લેવરાવ્યો નીચે લીધા પછી વલ્લભભાઈ કહે "પણ વરસાદ આવશે તો?"

બાપુ "તો ઉપર લઈશું"

વલ્લભભાઈ "ततो दु सतर नु किम।"

બાપુ "એ તો હું જાણતો જ હતો કે આ શ્લોકનો ઉપયોગ કરવાને માટે જ તમે આ સવાલ પૂછો છો"

તા ૨૮–૮–૩૨ વલ્લભભાઈના પરબીડિયાના અને સંસ્કૃત અભ્યાસના બાપુ દરેક કાગળમા વખાણ કરે છે ગઈ કાલે કાકાસાહેબને લખતા લખ્યુ હતુ કે "ઉચ્ચે શ્રવાની ગતિથી વલ્લભભાઈનો અભ્યાસ ચાલે છે" આજે પ્યારેલાલને લખ્યુ 'વલ્લભભાઈ અરબી ઘોડાને વેગે દોડી રહ્યા છે સંસ્કૃત ચોપડી હાથમાથી છૂટતી જ નથી આની મે આશા નહોતી રાખી પરબીડિયામા તો એને કોઈ પહોચી શકનાર નથી એ પરબીડિયા માપ વિના બનાવે છે અને આંખથી જ કાપતા છતા સરખા ઉતારે છે છતા બહુ વખત જતો હોય એમ લાગતુ નથી એમની વ્યવસ્થા આશ્ચર્ય પમાડનારી છે જે કરવાનુ હોય તે યાદ રાખવા જેવુ રાખતા જ નથી આજનુ તેજ કરી નાખવુ કાતવાનુ લીધુ છે ત્યારથી કાતવાનો સમય બરોબર સાચવે છે એટલે રોજ સૂતરમા ને ગતિમા વધારો થતો જાય છે હાથમા લીધેલુ ભૂલી જવાનુ તો ભાગ્યે જ હોય ને આટલી વ્યવસ્થા હોય ત્યા ધાધલ જેવુ તો હોય જ શાનુ?

તા ૪–૯–૩૨ આજે બાપુ અને વલ્લભભાઈને આઠ મહિના જેલમા પૂરા થયા બાપુ કહે મહાદેવના સાત પૂરા થયા'

એટલે વલ્લભભાઈ કહે હા પણ पर्याप्तमिदं एतेषाम्।' આપણી તો अपर्याप्त' મુદત છે ને?

* * *

એક ભાઈ રજૂનથી કાગળો લખતા હતા તે બધા એણે બીજા પાસે લખાવેલા હતા એવી ફરિયાદ આવ્યા કરતી હતી કાગળો એવા સ્વાભાવિક લાગતા કે બાપુ એ ફરિયાદમા માનતા નહોતા આખરે પેલા લખનારે જ તારથી જણાવ્યુ કે કાગળોના મુસદ્દા બધા એના હતા બાપુએ તારની નકલ પેલા ભાઈને મોકલી અને જણાવ્યુ હવે તારા જે કાગળોની અમારા ઉપર બહુ અસર પડી એ કાગળો તો નકલી હતા અસલ તારા નહોતા એટલે એની કિંમત પણ એટલી જ આકુ ના? અને વળી એ વાત તે મારાથી છુપાવી હવે તો એ કાગળમા કરેલી પ્રતિજ્ઞાઓ શુ સાચી મા

વલ્લભભાઈ કહે એ તારની નકલ એને શા સારુ મોકલો છો? એને પૂછો કે મારી પાસે આ આવી ફરિયાદ છે એ સાચી છે? એ બાબતમા તારે શું કહેવાનુ છે? એટલામા એ બરાબર પકડાઈ જશે

બાપુને એ સૂચના પસંદ ન આવી. એ સ્વીકારવામાં હિંસા રહેલી હતી. "માણસને જૂઠું બોલવાની તક આપવી અને જૂઠું બોલાવવું એ હિંસા છે. આ તો જે હકીકત આપણી પાસે છે તે એની પાસે મૂકી દઈને એને જૂઠું બોલવાની તક ન આપવી એમાં પરિપૂર્ણ દયા છે. અને એના હૃદય ઉપર પણ એની અસર થયા વિના ન રહે." આટલો નાનકડો કિસ્સો બાપુ અને વલ્લભભાઈની મનોવૃત્તિનો ભેદ બતાવવાને પૂરતો છે.

તા. ૬-૯-'૩૨: આજે સાંજે પ્રાર્થના સમયે ઠીક ઠીક વાતો થઈ. બાપુએ વલ્લભભાઈને કહ્યું: "સવારે તો તમે મશ્કરી કરતા હતા પણ હું સાચે જ કહું છું કે તમારે કાંઈ પૂછવું હોય તે પૂછી લો."

વલ્લભભાઈ: "તમે શું ધારો છો? આ લોકો શું કરશે?"

બાપુ: "મને હજી એમ જ ભાસે છે કે મને ઓગણીસમીએ અથવા એ પહેલાં છોડી દેશે. એ લોકો મને ઉપવાસ કરવા દે અને કશી ખબર ન આપે અને કહે કે કેદી તરીકે એણે ન કરવું જોઈતું હતું તેવું કર્યું. અમે શું કરીએ? એ તો અધમતાની પરાકાષ્ઠા કહેવાય. એ લોકો એટલે સુધી ન જઈ શકે એમ હું નથી કહેતો. પણ એ લોકો એટલે સુધી જવાની જરૂર ન ધારે. અને જરૂર કરતાં આગળ જનારા એ લોકો નથી."

વલ્લભભાઈ: "પછી તમે શું કરશો?"

બાપુ: "વીસમીએ તો ઉપવાસ શરૂ ન જ કરાય. વીસમી તારીખને ન વળગી શકાય."

વલ્લભભાઈ: "એ તો નવું બંધારણ થાય ત્યાં સુધી સમય મળી ગયો કહેવાય ના? અથવા તો લોકોને અને સરકારને તમે લાંબી નોટિસ આપી શકો ને?"

બાપુ: "હા, પણ એ તો બહાર ગયા પછી મને એ લોકો કેટલું કરવા દે એના ઉપર આધાર છે. શી સ્થિતિ હશે એ તો મારી કલ્પનામાં નથી આવી શકતું. હું કેવો કાગળ ઘડીશ એ મને સૂઝતું નથી. પણ મારે તો હિંદુ સમાજ, અંત્યજો, સરકાર, મુસલમાનો સૌને ઉદ્દેશીને કહેવાનું રહેશે. હિંદુ સમાજે તો અંત્યજોની સાથે ભળીને ઠેર ઠેર સભાઓ કરીને આ વસ્તુનો ઇન્કાર કરવો રહેશે. સરકારે તો ખ્રિસ્તી સરકાર તરીકે આ કર્યું છે. એટલે સરકાર અને ખ્રિસ્તીઓ બંનેને એક જ વસ્તુ કહેવાની રહેશે કે તમે ખ્રિસ્તી તરીકે આ નથી કરી શકતા. અમારું સ્વરાજ થવા દો. પછી અંત્યજો ઉપર જે અસર પાડવા માગો તે પાડજો. પણ આજે અમારા કટકા ન કરો. મુસલમાનોને તો ત્યાં વિલાયતમાં પણ કહ્યું હતું અહીં પણ એ જ કહું. હિંદુ સમાજને સમજાવું કે હવે તો અંત્યજોને કાં મુસલમાન, કાં ખ્રિસ્તી થયે જ છૂટકો છે."

વલ્લભભાઈ: "પણ અહીં તો સાંભળે એવા મુસલમાનો રહ્યા છે કોણ?"

બાપુ: "ભલે ને કોઈ જ ન હોય. પણ આપણે આશા રાખીએ કે એ લોકો પણ જાગ્રત થાય. સત્યાગ્રહની જડ મનુષ્યસ્વભાવ વિષે વિશ્વાસમાં રહેલી છે, દુષ્ટમાં દુષ્ટ માણસને પિગળાવી શકાશે એ શ્રદ્ધામાં રહેલી છે. એટલે કોઈક મુસલમાન તો જરૂર નીકળે જે કહે કે અમે આટલું બધું થાય એ તો સહન ન કરી શકીએ."

તા ૭–૯–૩૨ બાપુ નવા બંધારણમાંથી આપણે દૂર જ રહેવાનું છે એમ નથી જો એમાં ભાગ લઈને કાંઈ થઈ શકે એમ લાગે એટલે કે આપણા ધ્યેય તરફ આગળ વધી શકાય એમ છે એવું લાગે તો જરૂર અંદર દાખલ થવું એ બંધારણ કેવી જાતનું હશે તેની ઉપર આધાર છે પણ કોંગ્રેસ જો સાવ એક નાનકડી લઘુમતી થઈ જાય તો તો લોકોને ગમે કે ન ગમે અસહકારના માર્ગ સિવાય બીજો રસ્તો નથી

વલ્લભભાઈ મારો પણ એ જ અભિપ્રાય છે સરકારી નોકરો ગામડિયાઓને જે ત્રાસ આપી રહ્યા છે એ અંદર પેઠા વિના ઓછો ન થઈ શકે પણ એ તો અંદર જઈને કાંઈ અસરકારક થઈ શકે એમ હોય તો જ સરકારી નોકરીઓ બધી ગેરટીવાળી હોય પગારો ઓછા થઈ શકે એમ હોય જ નહીં નવા કર ન નાખી શકાય એમ હોય તો એ દેવાળિયો વહીવટ હાથમાં લઈને શું કરીએ ?

તા ૨–૧૦ ૩૨ બાપુના ઉપવાસ દરમિયાન વલ્લભભાઈનો નિત્ય દ સુકાઈ ગયેલો હતો તે પાછો હવે પૂર બહારમાં ખીલ્યો છે એમના કબાટમાંથી અનેક ફળો ખાવાને માટે મોસંબી જેમ ભાગ પાડી દે છે તેની વાત નીકળતાં બાપુ કહે ક્યાંથી લાવ્યાનો હિસાબ માગીશ

વલ્લભભાઈ એ હિસાબ કોનો આપવો ? અમે તો તમને ખોઈને બેઠેલા હતા અમને થોડી જ ખબર હતી કે હિસાબ માગવાને માટે પાછા આવવાના છો ? બાને કહે જુઓ ને બા આમનો જુલમ માલવીજીની પાસે ખાદી પહેરાવી અસ્પૃશ્યને અડકતા જેમાં લાગ્યા વિનાયત લઈ ગયા અને હવે અસ્પૃશ્યાની સાથે રોટીબેટી વ્યવહાર પણ કરાવશે !

જેલના ઘડિયાળના ટકોરા ઘણી વાર સંભળાતા તે તરફ મેં બાપુનું ધ્યાન ખેંચ્યું વલ્લભભાઈ કહે ઉપવાસનો પ્રકાર એ ન સંભળાય તો કેવું સારું !

તા ૧૪–૧૦ ૩૨ વાઈસરોયનું વિમાન અમારા માથા પરથી ઊડતું અમારી પડોશમાં ઊતર્યું બાપુ કહે કેટલા મદ છે ? એક રેસમાં આવવા માટે હજારો રૂપિયાનું પાણી

વલ્લભભાઈ અહીં આવીને એને બતાવવું છે કે અહીં મારું રાજ છે અને ગાંધી અહીં કેદી છે

* * *

આજે સવારે વલ્લભભાઈ કહેતા હતા કે એક જવાબદાર અંગ્રેજ અમલદારે આવું કહ્યું તે બહુ વિચિત્ર લાગે છે

વાત એમ બની હતી કે એક દિવસ અમે જમવા બેઠા હતા ત્યાં પેલા સાહેબ આવીને વાતવાતમાં કહે ગાંધી આ જગતનો બીજો મોટો પાખંડી છે અમે પૂછ્યું પહેલો કોણ ? પેલા કહે પહેલો જિસસ હતો આ કહીને તેણે ઉમેર્યું આ લોકો નૈતિક જગતની જે વાતો કરે છે તેમાં હું માનતો નથી હું તો મદ્ય અને માનિનીના આધુનિક જગતમાં માનું છું

વલ્લભભાઈ કહે એ જ જાતનો આપણો ધણી* છે

---

*લૉર્ડ વિલિંગ્ડન

તા ૨૧-૧૦-૩૨ ઉપવાસ દરમ્યાન આપેલા બધા સાધન ઉપવાસ પૂરો થતા ઉઠાવી જવામા આવ્યા છેવટે એક મોટુ ટેબલ અમને આપેલુ હતુ તે કાલે આ નવા યાર્ડમા આવતા લઈ ગયા ટેબલને વિષે વલ્લભભાઈએ માગણી કરી એટલે જેલરે કહ્યુ "અમારે ઑફિસમા જોઈએ છે ખુરશી લઈ ગયા તે વલ્લભભાઈને અને મને ન ગમ્યુ

બાપુ કહે 'એ ખુરશી એ લોકોને વેચવાની હશે એટલે મગાવી લીધી હશે

મે કહ્યુ 'પણ એનામા એટલી સભ્યતા નહી કે તમને પૂછે કે હવે આની જરૂર ન હોય તો લઈ જઈએ?

બાપુ ના એ ખુરશી અત્યાર અગાઉ પાછી મોકલી આપવાની સભ્યતા આપણામા હોવી જોઈતી હતી અને એણે હુ તે પહેલા આપણે રજા આપી એ શોભ્યુ અહી આ યાર્ડમા પાછા આવવાની એણે કહ્યુ તે પહેલા આપણે માગણી કરી, એ પણ શોભી એણે કહ્યુ હોત તો દુખ લાગત '

વલ્લભભાઈ 'તમને તો બધાના ગુણ જ દેખાય છે જ્યા ગુણ ન હોય ત્યાય ગુણ જ દેખાય એ લોકો તન જડા જેવા છે ઘણી બધી વસ્તુઓ એકાઉન્ટમા ચડાવી તેમ આ પણ ચડાવે તો કોણ પૂછવાનુ હતુ? અને વેચવાની ઉતાવળ હોત તો તમારા ખાતામા નાખીને વેચેલી બતાવત પણ આ તો અસભ્યતા બતાવવી એટલે શુ?

બાપુ ના અસભ્યતા બતાવવાનો હેતુ તો નહી જ સુપરિન્ટેન્ડેન્ટને ખબર પણ ન હોય કે એ લઈ ગયા

વલ્લભભાઈ 'એને બધીયે ખબર હશે એને પૂછ્યા વિના કોણ લઈ જાય?

બાપુ ના વલ્લભભાઈ એમા દુખ માનવાનુ કારણ નથી તમે છઠ્ઠો અધ્યાય શીખ્યા કે નહી मन एव मनुष्याणां कारण बंधमोक्षयो અને આત્મા આત્માનો બધુ છે?

વલ્લભભાઈ છે જ તો પણ આત્મા એ આત્માનો શત્રુ પણ છે ને?'

બાપુ (ખડખડાટ હસીને) અરે તમને તો ખબર લાગે છે ભને એટલુ કબૂલ કરો છો એટલે બસ છે પણ આ શ્લોક ક્યાથી જાણ્યો? છઠ્ઠો અધ્યાય તો હજુ શીખ્યા નથી

હુ કાલે જ શરૂ કરેલો અને આ શ્લોક છેલ્લો જ શીખ્યા

તા ૨૨ ૧૦-૩૨ આજે સવારે બાપુ કહે તમે ફળ સાફ કરવામા એટલા પિસ્તાળીસ મિનિટ આપો તે નહી ચાલે અહી લાવો અને આપણે ત્રણે સાફ કરીએ એટલે પદર મિનિટમા થશે

મે કહ્યુ મારી ઓછી મિનિટ જાય પણ તમે એટલો વખત કામ કરી શકશો.

બાપુ ના કામનુ એવુ ભૂત કેમ બનાવાય? તો ખાવાનુ બધ કરુ પાયખાને જવાનુ બધ કરુ ચાલવાનુ બધ કરુ તો ઘણા કલાક કામ કરવાના મળી રહે ને હુ ઠપકો આપુ પણ હુ એના કરતા શું સારો?"

હું: "ત્યારે મારો વખત બગડે એમ શા સારુ કહો છો? હુંયે આખો દિવસ વાચવા લખવામા આપુ એના કરતા આટલુ કામ કરું તો સારું ના?"

વલ્લભભાઈ વચ્ચે પડીને: "તમે એમને જવાબ આપતા ન પહોંચી શકો હોઠ સાન તો ઉત્તર ક્યાંથી. કોઈ વાતમા તેઓ આપણું માને છે?"

બાપુ: "વલ્લભભાઈ, હોઠ તો મારા કરતા તમારા મોટા છ એવો અનુભવ છે."

વલ્લભભાઈ. "ત્યારે શું? પણ અહી જ્યા બેસવાનું ત્યા જ ખાવાનું, ત્યાં જ ફળ તૈયાર કરવાનાં અહી પાણી ઢોળાશે, અહી માખી થશે."

બાપુ: "મીરાબહેનની એક જ ઓરડીમા રસોડુ, સૂવાનું, વાચવાનું, લખવા બેસવાનુ બધુ જ છે ના?"

વલ્લભભાઈ: "એ તો એક જ ઓરડીમા આખુ ઘર હોય તેમનું પણ એમ જ હોય છે ના? અહી જ્યારે જગ્યા છે ત્યારે શા માટે એનો ઉપયોગ ન કરીએ?"

બાપુ "ગરીબ માણસોની થોડી નકલ તો કરીએ આફ્રિકામા સાદુ જીવન ગાળવાના અખતરા પછી રસોડુ, બેસવાનુ, મો ધોવાની કૂડી, વાસણ માજવાનુ, સૂવાનું બધુ એક જ ઓરડીમા હતુ છતા એની સ્વચ્છતા વિષે કોઈ કહી જ ન શકે."

તા ૩૦–૧૦–'૩૨: સાંજે ખાતા ખાતા મહાવીર વિષે પુસ્તક વાંચતા હતા તેમાથી એક વાક્ય પોતે જે કર્યું છે અને કરવા ધારે છે એના અણધાર્યા ટેકા તરીકે મળ્યુ તે મને ઇશારો કરીને બતાવ્યુ. મે કહ્યુ: "ખરે ટાકણે જ આવ્યુ છે ના?" બાપુએ સાનંદાશ્ચર્યથી ડોકુ હલાવ્યુ.

વલ્લભભાઈ: "પોતાને માટે ટેકો શોધ્યા જ કરવાના."

અમારા બને તરફ આગળી બતાવીને સૂચવ્યુ, તમારે માટે પણ એ છે. એટલે વલ્લભભાઈ કહે· "જૈનોને તો એમ હેઠ ઉતરવામાં કયા વાંધો છે? સનાતનીઓને સમજાવો ત્યારે ખરા."

તા ૧–૧૧–'૩૨: રાત્રે વલ્લભભાઈ ખૂબ ઊકળ્યા. બાપુને કહે: "તમારે ઉપવાસની* નોટિસ આપવી જોઈએ ચાર દિવસની નોટિસ નહી ચાલે તમે લોકોને અને સરકારને બનેને અન્યાય કરશો. બીજાની આગળ પણ અમે તમારો કઈ બચાવ ન કરી શકીએ. લોક કહેશે કે આ એક ઉપવાસ પૂરા કરીને બીજા શરૂ કર્યા. કાગળ લખ્યો તે પણ પોતે જ લખે અને પોતે જ સમજે. તમારી અસહકારની ફિલસૂફી સરકાર શેની સમજે? ન સમજે તો, એનો તમને પૂછવાનો કાંઈ ધર્મ નથી. તમે તો એ લોકો તમારા તાબેદાર હોય એવી રીતે વર્તો છો." ઇત્યાદિ. દસ દિવસની નોટિસ આપવી જ જોઈએ એ આખા સપાટાનો સાર હતો

* અસ્પૃશ્યતાના કામ માટે બાપુ ઇચ્છે તેને મળવા દેવાની અને લખેલા કાગળ ઇચ્છે તે છાપવા દેવાની છૂટ માટે બાપુએ તા. ૨૫મી ઑક્ટોબરે નોટિસ આપેલી કે શરી રચાશે ત્યાં લગી પહેલી નવેમ્બરથી સી ક્લાસનો ખોરાક લેવા માંડશે. તે જ દિવસે સમાધાન થઈ ગયેલુ જુઓ 'મહાદેવભાઈની ડાયરી પુસ્તક ૧' પાનું ૧૯૧.

બાપુ શાંત ચિત્તે જવાબ આપતા જતા હતા, અને હસતા જતા હતા. છેવટે તેમણે કહ્યુ: "મેં જ્યારે પહેલો કાગળ લખ્યો ત્યારે તમે આ બધા વાધા કેમ નહીં કાઢયા? તે વેળા તમે જે કહેત તે હું કરત. કાગળને વધારત, લંબાવત, બધુ કરત. પણ હવે શું? હું માનુ છું કે એ લોકોને સાત દિવસ તો મળી ચૂકયા. અને હવે ચાર દિવસ આપવા એ બસ છે. દસ દિવસ આપવા એ તો આપણી નબળાઈ સૂચવે. એમાં એ લોકો પણ પડે. કાંઈ કરના હોય તે પણ મુલતવી રાખીને બેસે."

તા. ૪–૧૧–'૩૨: બાપુએ વળી એક બીજા ઉપવાસની વાત કાઢી અને પોતે ને પોતે કહ્યુ: "પણ આની સામે એક વાંધો છે. સરકાર એમ ધારે છે કે આને કોઈ પણ રસ્તે બહાર નીકળવું જ છે."

હું: "એ વાંધો ઘાતક છે ખરો."

બાપુ: "કેમ વલ્લભભાઈ, તમે શુ કહો છો?"

વલ્લભભાઈ: (ચિડાઈને) "હવે તમે જરા જંપીને બેસવા દો લોકોને. બિચારા ત્યાં ભેગા થયા છે એમને સૂઝે એમ કરશે. ત્યાં વળી તમે આ પિસ્તોલ બતાવી શા સારુ લોકોને અકળાવો છો? બીજા માણસોને પણ લાગશે કે આ માણસ નવરો છે, ટાણે કટાણે એ તો ઉપવાસ જ કર્યા કરે છે. છૂટવાને માટે આ બહાનું છે એમ માને એ તો વળી જુદી જ વાત."

બાપુ: (હસીને) "પણ મહાદેવ કહે છે તે પ્રકારનો ઉપવાસ?"

વલ્લભભાઈ: "કોઈ પણ રીતનો નહી!"

બાપુ: "ત્યારે પ્રમુખ સાહેબની સાવ નામંજૂરી જ છે ના?"

વલ્લભભાઈ: "હા."

બાપુ. "વારુ, ત્યારે એ વાત ગઈ. તમે ના કહો તે થાય?"

વલ્લભભાઈ "એ તો અમારી પરીક્ષા કરવા તમે પૂછેલું. અમે ના કહીએ તો તમે હા કહો અને અમે હા કહીએ તો તમે ના કહો એવા છો."

બાપુ· "વાહ, તો તો મારે ઉપવાસ કરવા જ જોઈએ ખરુ ના?"

વલ્લભભાઈ. (હસીને) "ઉપવાસ કરવા હોય તો કરોને આ બધા ગોળમેજીઆ ગાલ્યા તેમની સામે?"

બાપુ· "એ તમારે કરવા જોઈએ. જાઓ, તમને રજા આપુ છું"

વલ્લભભાઈ· "હાસ્તો, હુ શા સારુ કરું? હુ કરુ તો એ લોકો મને મરવા દે. તમારા તો એ બધા મિત્રો છે એટલે કદાચ માને! પણ ગયેલા કાંઈ પાછા આવવાના છે? જવા દો એ વાત. પણ એક વાત છે. આ દેશમા બધા ઠ઼ડાગાર થઈને હારીને બેસી ગયા લાગે છે. તેની સામે ચાલોને ત્રણે જણા ઉપવાસ કરીએ."

બાપુ: "એ તમારી વાત સો ટકા સાચી. પણ એનો અવસર આજે નથી આવ્યો. એ અવસર આવે ખરો. પણ આજે નથી એમ મને સ્પષ્ટ લાગે છે."

વલ્લભભાઈ: "જો તમારી રજા હોય તો એને માટે તો હુ એકલો ઉપવાસ કરું."

તા ૨૩-૧૧-'૩૨ સેક્રેટરીએ બાપુને અર્પણ કરેલી તેનો ઘઘ લીને જવાબ લખ્યો વલ્લભભાઈ કહે 'આ મને ગમ્યુ

બાપુ કહે મસાલેદાર હોય ત્યારે તમને ગમે કેમ?'

તા ૨૪-૧૧-'૩૨ આજે રાત્રે મોડે સુધી બેસીને કાગળો લખાવ્યા વલ્લભભાઈ પણ હવે મંત્રીની પદવીએ ચડ્યા અને ઢગનો કાગળ ઉકેલવામા મદદ કરવા લાગ્યા એમને તો પાછું મનગમતુ કામ એમના વિનોદનો ફુવારો તો ચાલતો જ હોય

એક જણે કાગળમા લખેલુ કે સ્ત્રી કુરૂપ છે એટલે ગમતી નથી એટલે તરત બાપુને કહે લખોની કે આખ ફોડી નાખીને એની સાથે રહે એટલે કુરૂપ જોવાનુ નહી રહે!

એક જણે પોતાને ફરી પરણવાનો આગ્રહ કરનારની દલીલ આપી હતી કે એણે મારા ઉપર ઉપકાર કર્યો છે અને એને ત્રણ છોકરી કુવારી છે ન્યાતમા વરની અછત એટલે મને આગ્રહ કરે છે

વલ્લભભાઈ કહે ત્યારે ત્રણે છોકરીઓને જ પરણી લે તો શું ખોટ?

* * *

આજે એક જણનો ખુલ્લો પત્ર આવ્યો તેમા એણે બિચારાએ છેવટે લખ્યુ છે કે તમારા જમાનામા જીવવાનુ દુર્ભાગ્ય મેળવનાર.

બાપુ કહે " કહો એને શો જવાબ આપીએ?

વલ્લભભાઈ કહો કે ઝેર ખા

બાપુ નહી એમ નહી મને ઝેર આપ એમ ન લખાય?

વલ્લભભાઈ પણ એમા એનો દહાડો ન વળે તમને ઝેર આપે એટલે તમે જાઓ અને એને ફાસીની સજા મળે એટલે અનય જવાનુ એટલે પાછુ તમારી સાથે જ જન્મ લેવાનુ રમમા ઊભુ ને ઊભુ રહે એના કરતા એ પોતે જ ઝેર ફાકે એ સરસ

તા ૧૪ ૧૨-૩૨ મ બાપુને એક ગમ્મત કહી દેવદાસે એક વાર પૂછ્યુ હતુ કે મતગણતરીમા બાપુ વલ્લભભાઈ તમે હુ અને બા હોઈએ તો આપણે મંદિરપ્રવેશ માટે મત આપી શકીએ કે?

બાપુ કહે વલ્લભભાઈ સિવાય આપણે બધા મતદાર થઈ શકીએ છીએ

વલ્લભભાઈ તમે કોઈ નહી પણ હુ તો થઈ શકુ કારણ હુ તો મંદિરોમા બહુ ગયો છુ તમે તો મંદિરોમા જવાનો દાવો એ ઉપરથી કરતા હશો કે ચરખા જેવા મંદિરમા હમેશા આવવાનો ધર્મ કરી, મૂક્યો છે અને બીજાને મોકલો છો

તા ૧૮-૧૨-૩૨ દેવધર ન રાજન અને બાપુના સવાદનો સાર સાભળીને વલ્લભભાઈ કહે બદાગ જવાનો નુસખો કેમ નથી સમજાવતો? હુ હોત તો સમજાવી દેત

મે કહ્યુ શુ?

વલ્લભભાઈ શાસ્ત્રીને કહેવુ કે તમે બાપુની જગ્યા લો દેવધરને કહેવુ કે તમે મારી જગ્યાએ આવી જાઓ અને નટરાજન જમનાલાલજીની જગ્યા

લઈ લે. પછી અમે ત્રણે અસ્પૃશ્યતાનિવારણનું કામ કરીશું. એ લોકોને કેમ કંઈ વિચાર ન થતો હોય? તમારે જેલમાંથી બહાર આવવું જોઈએ એમ કહેતા આવે છે. પણ કોઈ સરકાર પાસે જાય છે? અને તેને સમજાવે છે? મિસિસ કઝિન્સનો આખો કેસ 'સોશિયલ રિફોર્મર'માં છાપ્યો છે. પણ એ કેસથી પણ કાંઈ બોધ લેવાય છે? એ બાઈને કૃતવારાજ્ય અસહ્ય થઈ પડ્યું. પણ આપણને અસહ્ય થઈ પડે છે?"

તા. ૨૫–૧૨–'૩૨: બારડોલી આશ્રમનાં મકાનો વેચવા કાઢ્યાં છે એવી ખબર આજે આવી. વલ્લભભાઈ કહે: "સારું છે વેચાઈ જાય તો. આપણા હાથમાં સત્તા આવશે ત્યારે એ બધાં પાછાં આપ્યે જ છૂટકો છે. સત્તા ન આવે ત્યાં સુધી આ બધાં એમનાં મકાનો (જેલો)નો કબજો આપણી પાસે પડેલો જ છે ને?"

તા. ૩૦–૧૨–'૩૨: મદ્રાસમાં ખ્રિસ્તી થયેલા અસ્પૃશ્યોની સાથે ખ્રિસ્તીઓ પોતાના દેવળમાં પણ અસ્પૃશ્યતા રાખે છે. તેમને દૂર રાખવા કઠેરા નાખી દીધા છે. તેની સામે કેટલાક ખ્રિસ્તીઓએ અનશન કરવાની નોટિસ મદ્રાસના બિશપને આપી છે, એવું આજે વાંચવામાં આવ્યું. બાપુને રમૂજ પડી.

વલ્લભભાઈ: "એ કઠેરા શા સારુ ઉખેડી નાખતા નથી?"

બાપુ: "તમારા મનમાં તો જાણે એ અહિંસામાં જ ખપે કેમ?"

વલ્લભભાઈ: "એ કઠેરા ક્યાં કોઈને ઉખેડીને મારવાના છે? ઉખેડીને ફેંકી દેવાની વાત છે."

* * *

બે શાસ્ત્રીઓ પૂનામાં વેદસંહિતાનું પારાયણ કરતા કરતા અગિયાર દિવસનું અનુષ્ઠાન કરે છે એમ 'જ્ઞાનપ્રકાશ'માં વાંચીને બાપુએ એ લોકોને લખ્યું કે: "મારી સામે તમે એ કરતા હો તો તમે મને તો એ વિષે લખ્યું નથી? પણ મારી સામે ન હોય અને કેવળ ભૂતમાત્ર પ્રત્યેની કરુણાથી પ્રેરાઈને હિંદુ ધર્મની રક્ષા કરવા ખાતર એ કર્યું હોય તો તમારી તપશ્ચર્યાથી હિંદુ ધર્મનું શ્રેય થાઓ."

વલ્લભભાઈ આ ઉપર કહે: "પેલા બધા સેંકડો ખ્રિસ્તી અને મુસલમાન થયા ત્યારે આ અનુષ્ઠાન કરનારા ક્યાં ગયા હતા?"

તા. ૩–૧–'૩૩: વલ્લભભાઈ પોતાની રીત પ્રમાણે એક વાતને વળગે પછી છોડે નહીં. આજ સાંજે વાતોમાં એમણે એવું વિધાન કર્યું કે, "નિવૃત્ત જજ (Ex-Judge) હોય એ રાજપ્રકરણમાં ભાગ ન લે."

બાપુએ કહ્યું: "લે, સરકારી નોકરની સ્થિતિ જુદી છે."

વલ્લભભાઈ: "અગાઉ કોઈ નિવૃત્ત જજે રાજપ્રકરણમાં ભાગ લીધો હોય એવો દાખલો આપો."

નિવૃત્ત જજ એટલે રિટાયર્ડ પેન્શનર એ અર્થમાં એ શબ્દ વપરાતો હતો. મેં કહ્યું: "નિવૃત્ત જજના કરતાં વધારે સારો દાખલો દત્તનો છે."

વલ્લભભાઈ: "દત્તનું હું જાણતો નથી." અમે સહુ ખડખડાટ હસ્યા ત્યારે કહે: "એ તે દિવસે હશે. આજે કોઈ જજ પેન્શનર થાય ને પછી કોંગ્રેસનો પ્રમુખ થાય ખરો?"

પ્રસિદ્ધ કરી. એમાંથી અનેક ફણગા ફૂટયા છે. હરિજનો એની વિરુદ્ધ થયા, જસ્ટિસ પાર્ટીવાળા પણ વિરુદ્ધ થયા, અને સનાતનીઓને તો એને વિષે કશી પડી જ નથી. તમે આમ કામ શા સારુ બગાડો છો? અને કામ કરનારની સ્થિતિ શા સારુ મુશ્કેલ કરો છો? એ ટેવ તમારે સુધારવી જોઈએ."

બાપુ: "હું જાણી જોઈને આમ કરુ છુ? રાજાજીને આ વાત પૂછવી જોઈએ એમ મને ન લાગે તો મારે શું કરવું? તમે મને પૂછશો કે પણ તમને એમ લાગતુ કેમ નથી? તો એનો હુ શો જવાબ આપુ? મારો જે સ્વભાવ પડી ગયો છે તેનો ઉપાય શો? મારા સાથી મારી સાથે ન રહી શકે તો શું? મને છોડી જશે? બીજાઓનો સહકાર આમા ન મળે તો કાંઈ નહી, પણ જે વસ્તુ જાહેર કરવી જોઈએ એ હુ કેમ રોકી શકુ?"

મે કહ્યુ: "મને લાગે છે કે એ વસ્તુ તમારા સ્વભાવ માટે અશક્ય છે. જ્યારે કોઈની સાથે વાત કરતા હો અને તેની સાથે અનેક વસ્તુ ચર્ચાતી હોય ત્યારે આપને સૂઝે એ સમાધાન તરીકે સૂચવો. તે વેળા વલ્લભભાઈને કે રાજાજીને પૂછવું એ પણ અશક્ય હોય."

બાપુ: "બરોબર છે. એ મારા સ્વભાવમાં જ નથી. એ દોષ હશે. પણ એ દોષ આજે શી રીતે સુધરી શકે?"

મેં કહ્યુ: "અર્વિન સાથેની વાતચીતો વખતે બે વાર વલ્લભભાઈ અને જવાહરલાલને ન ગમે એવી સમજૂતી આપ કરી આવેલા. પણ તેનો કશો ઉપાય છે?"

બાપુ કહે: "બરોબર. હુ તો લોકોનો માણસ (ડેમોક્રેટ) રહ્યો. લોકોની આગળ અનેક વસ્તુઓ જુદી જુદી રીતે મૂકવે જ જવી રહી અને સાથે સાથે લોકમતને વશ કરવાનો રહ્યો. એટલે બીજુ કશું કરી ન શકું."

આ તો જરાક જેટલો સાર થયો પણ ચર્ચા તો લગભગ દોઢ કલાક ચાલેલી.

તા ૧૯-૧-'૩૩: વલ્લભભાઈનો એક વિનોદ છે. "થોડા દિવસ થયા કે બાપુને સરકારની ઉપર કાંઈક ફરિયાદ મોકલવાની હોય જ. રખેને એ લોકોને લાગે કે આ માણસ હવે ચૂપ થઈ ગયો છે."

તા ૨૩-૧-'૩૩: સાજે બાપુએ વલ્લભભાઈની સાથે ચર્ચા કરતા કરતા પોતાના મનની સાથે વાઈસરોયના ઠરાવની ચોખવટ કરી લીધી. આ બિલ (મદિર પ્રવેશ બિલ) પસાર થાય તો બધુ મળી ગયુ એમ કહ્યુ આ બિલ નિષેધાત્મક છે એટલે એ બિલને પરિણામે મદિર નહી ઉઘાડે એમ મે કહ્યુ. બાપુ કહે: "તો ભલે તે બધ રાખે. એમ બધાં જ મદિરો બધ થઈ જતા હોય તો હુ રાજી થાઉ."

મે કહ્યુ: "ત્યારે દરવાજા ઉપર મારામારી થશે."

બાપુ: "થાય, આબેડકરના માણસો હોય તો. પણ આપણુ બળ હશે ત્યાં સનાતનીઓ સમજી જશે. નહી તો આપણે સમજી જઈશું" આને સમયે પણ મારાથી કોઈને દા ત રાજાજીને પૂછયા વિના નિર્ણય ન અપાય કે? એમ વલ્લભભાઈને પૂછયુ.

વલ્લભભાઈ ‘ ના એ તો આપ્યા વિના ચાલે? આપણે ચર્ચા કરી લીધી એટલે બસ

બાપુ નહીં આ તો હું તાત્ત્વિક સવાલ પૂછું છું કે આવે સમયે શું કરવું?

વલ્લભભાઈ અભિપ્રાય આપવો જોઈએ રાજાજી અહીં હોય તો જરૂર પુછાય પણ રાજાજી નથી એટલે આપી દેવો જોઈએ

તા ૩૧-૧-૩૩ રાત્રે અને સવારે મતગણતરી વિષે અને એને માટે રાજાજીનો ઉત્તર હિંદુસ્તાનમાં ઉપયોગ કરવા વિષે વલ્લભભાઈએ ગરમાગરમ ચર્ચા કરી રાજાજીએ આ કામમાં ન પડવું જોઈએ ઉત્તર હિંદમાં એનું કોઈ ન સાંભળે લોકો એના કાર્યનો અનર્થ કરશે એની ફજેતી થશે વગેરે એ ભલે મદ્રાસમાં રહે અને આ જ કામ કરે મંદિર ખોલાવે અથવા મંદિરના સત્યાગ્રહો કરાવે મતગણતરી બંધ થાય પણ તેની આગળનું ધ્યેય પણ સ્પષ્ટ હોવું જોઈએ નહીં તો મતગણતરીથી પણ શું ન વળે. ’

બાપુએ કહ્યું લોકો આપણી સાથે મશ્કરી કરે છે એ વિષે મારી શંકા વધતી જાય છે ’

વલ્લભભાઈ આપણને એ બતાવવાની તક જ નથી મળી જ્યાં સુધી મતગણતરીથી અમુક પરિણામ આણવું છે એમ લોકોને કહેવામાં ન આવે ત્યાં સુધી એ મતગણતરીનો અર્થ નથી સનાતનીઓ પણ ગમે તેટલી સહી મેળવીને કહેશે કે અમારી બહુમતી છે

તા ૧૦-૨-૩૩ આપાસાહેબ પટવર્ધનની બાબતમાં બાપુ કહે મારે તો કદાચ ઉપવાસની ચોવીસ કલાકની નોટિસ આપવી પડશે

વલ્લભભાઈ ખૂબ ચિડાયા તમે આમ ટાણે કટાણે ઉપવાસની નોટિસ આપો એનો કશો અર્થ નથી હજારો માણસો જેલમાં પડેલા છે અને તમે એક અપ્પાનું પ્રકરણ જાગ્યું એટલે ઉપવાસ કરીને ઉપવાસને સસ્તો કરી મૂકો તો લોકો ઉપર કે સરકાર ઉપર કશી જ અસર નથી થવાની જોઈએ તો સરકારને તમે કાગળ લખો ખબર મોકલો અને પછી જવાબ ન આવે તો નોટિસ આપો પણ આમ ચોવીસ કલાકની નોટિસ આપો એ બરોબર નથી. ”

બાપુએ એ સાંભળી લીધું બાપુ કહે લોકો શું મારે એનો વિચાર કરવાનો ન હોય પણ જોઈશું હવે સવાર સુધીમાં મને સૂઝી રહેશે

તા ૧૨-૨-૩૩ આજે સવારે નીચેના વિષે બાપુ વધારે પૂછપરછ કરવા લાગ્યા. કેદ રાવ પાસેથી બધું સાંભળીને કહે શું હિંદુ ધર્મ છે! એક તરફથી આ બાઈ હિંદુ થઈ છે બધી વાત સાચી હોય તો એ પાખંડનું પૂતળું છે અને એની પૂજા હિંદુ જનતાનો ભમ છે બીજી તરફથી હિંદુ ધર્મને શિખરે બિરાજતા માલવીજી ત્રીજી તરફથી આંબેડકર અને ચોથી તરફ મારા ઉપવાસનું નગારું વગાડી રહેલા રાજાજી

પછી બાપુજી ઉપવાસની વાત કરતા હતા એટલામાં વલ્લભભાઈ આવ્યા તેમને હિંદુ ધર્મના ઉપર કહેલા ચાર પાયા જણાવ્યા એટલે ગંભીરતા ટાળવાને માટે વલ્લભભાઈ કહે હિંદુ ધર્મ તો મહાસાગર છે અને ચાર કેમ? બીજા

પણ છે. મહેરબાબા પણ હિંદુ જ કહેવાય ને ? અને ઉપાસની મહારાજ ! અને ભાદરણના પુરુષોત્તમ ભગવાન !"

*       *       *

બાપુજી સનાતનીઓ અને આંબેડકરવાદીઓ એકેને સંતોષી શકતા નહોતા, તે ઉપરથી મેં કહ્યું : "બાપુ, આ તો સનાતનીઓના અને આંબેડકરવાદીઓના બે ઘંટીનાં પડિયાં વચ્ચે આપણે પિસાઈ જવાનું રહ્યું."

વલ્લભભાઈ : "પણ પડની વચ્ચે પડીએ તો ના ? હું તો કહું છું કે પડમાં પડો જ મા. ખીલે બેસી રહીએ અને બંને પડને એકબીજા સાથે ઘસાવા દઈએ. તેમ કરવાને બદલે તમે તો સનાતનીઓને કહો છો કે હું સનાતની છું અને આ લોકોને કહો છો કે હું સ્વેચ્છાથી અસ્પૃશ્ય છું. એટલે પછી બંને પડમાં પિસાવાનું જ રહ્યું ના ?"

તા. ૧૬-૨-'૩૩ માલવીજીનો લાંબો તાર આવ્યો. એમનો અગાઉ કાગળ તો આવેલો હતો જ. વાઈસરૉયનો પણ જવાબ આવ્યો કે બિલોને જાહેરમાં ફેરવ્યા વિના નહી જ ચાલે. બાપુએ તુરત જ 'Agreeing to Differ' ('અમારો મતભેદ') નામનો લેખ 'હરિજન' માટે લખાવ્યો અને આખો પત્રવ્યવહાર બહાર પાડચો. સાંજે આ વિષે ચર્ચા ચાલી. વલ્લભભાઈ ખૂબ ઊકળતા હતા.

બાપુ કહે : "આપણે લડતા નથી છતાં તમે ઘાંટો પાડીને બોલો એટલે કોકને લાગે કે આપણે લડીએ છીએ. તો ધીમે અવાજે કાં ન બોલો ? આના કરતાં વીસમા ભાગને અવાજે બોલો તોયે હું તમને સાંભળી શકું અને આપણે ચર્ચા કરી શકીએ. માલવીજીએ તારમાં કહેલું કે મંદિરો માટે કાયદો કરવાની વાત નથી પણ કૂવા વગેરે માટે જ છે એમ ઠરાવ ઉપરથી ખબર પડે છે."

વલ્લભભાઈ "એ બરોબર છે."

બાપુ કહે: "એ બરોબર નથી. ૨૯મીના ઠરાવમાં કાયદાથી હકોની માન્યતાની વાત છે, જ્યારે આપણે કાયદાથી અસ્પૃશ્યતાનો નાશ નથી કરવા માગતા. વળી ત્રીસમીના ઠરાવમાં તો તત્કાળ ખોલવાની વાત છે અને તે સમજાવટથી કરવાનું છે. હવે કાયદો એ સમજાવટ નહી ? અને સમજાવટ પણ નિષ્ફળ થાય તો ?"

પણ વલ્લભભાઈએ ચલાવ્યે રાખ્યું : "જ્યારે આ બધા વિરુદ્ધ છે ત્યારે હવે આ વસ્તુને ક્યાં સુધી ચલાવ્યે રાખશો ? હવે તો બિલ બે વર્ષ સુધી ધક્કે ચડયું સ્વરાજ પાર્લમેન્ટ વિના એ પસાર જ થવાનું નથી. અને તે વખતે બે મિનિટમાં થશે. તેને માટે આટલી મહેનત શા સારુ ? જો સ્વરાજ આવે તે પહેલાં આ થવાનું હોય તો હું વિરોધ ન કરું, પણ મને ખાતરી છે કે હવે કશી જ આશા નથી."

બાપુ "પણ સ્વરાજની ધારાસભા એવી આવશે એવી તમને ખાતરી છે ? મને તો નથી. મને તો ખાતરી છે કે હજી હાજી હા ભણનારી ધારાસભાઓ આવવાની ! એટલે આપણે તો જે પ્રયત્ન થાય તે કર્યા કરવાનો રહ્યો."

વલ્લભભાઈ : "પણ હવે સકર્યુલેશનમાં ગયા પછી પ્રયત્ન શો કરવાનો ? અને પછી તમે શું કરશો ?"

બાપુ : "એ આજથી શું કહેવાય ? વિચારશું અને જે કરવા યોગ્ય લાગે તે કરશું. રાંઝી રહેશે. આપણે આટલે સુધી કર્યું અને મંદિરો નથી ખૂલ્યાં તેમાં શું ? એક પગલું વ્યર્થ નથી ગયું કશી હાર નથી ખાધી. જ્યાં સુધી આપણું મન હાર્યું નથી ત્યાં સુધી હાર ક્યાં છે ?

"અને તમે એ જુઓ છો ખરા કે હું હરિજનનું કામ મૂકી દઉં તો આંબેડકર જ મારા ઉપર તૂટી પડે ? બીજા જે કરોડો મૂંગા હરિજન છે તેનું શું થાય ?"

વલ્લભભાઈ : "એનો પ્રતિનિધિ કહે છે કે મંદિર નથી જોઈતાં એને પ્રતિનિધિ તરીકે તમે સ્થાપ્યો. અને હવે એમ ન કહી શકો કે એ પ્રતિનિધિ નથી."

બાપુ : "હું પ્રતિનિધિ છું ના ? અને એ લોકોની ગરજ હું જાણું છું ના ?"

તા. ૧૭–૨–'૩૩ : આજે સવારે વલ્લભભાઈ પૂછે : "તમારા વર્ણાશ્રમ ધર્મમાં આ ક્ષત્રિયોનું શું થાય ? હથિયાર કોઈ ઝાલશે જ નહીં."

બાપુ : "હા, નહીં ઝાલે. હથિયાર ઝાલે એ જ ક્ષત્રિય છે એવી ક્યાં વ્યાખ્યા છે ? બીજાનું રક્ષણ કરે અને એ કરતાં પ્રાણ આપવા તૈયાર થાય એ ક્ષત્રિયની વ્યાખ્યા છે. બાકી જગત અહિંસાથી ચાલશે એવી કલ્પના નથી. આ શરીર જ હિંસાની મૂર્તિ છે, એટલે તેને ટકાવવા માટે પણ ઘણી હિંસાની જરૂર રહેશે. પણ એ ક્ષત્રિયો પણ ઓછામાં ઓછી હિંસા કરશે."

તા. ૨૨–૨–'૩૩ : આજે સવારે આંબા નીચે બેઠા હતા ત્યાં જમનાલાલજીનો સંદેશો આવ્યો કે મારે મળવું છે, અને જલદી મળાય તો સારું ઘડીક પછી ચિઠ્ઠી આવી તેમાં લખેલું : "રાત્રે ઊંઘ ન આવી. ચિઠ્ઠીઓ નાખી હવે તૈયારી કરીને આપના આશીર્વાદ લેવાનું રહ્યું છે. મને જલદી બોલાવો. . . ."

બાપુએ બાર વાગ્યાનો સમય આપ્યો. સવા કલાક મળીને આંબા નીચે આવ્યા.

શી વાત થઈ એમ પૂછ્યું. તેના જવાબમાં બાપુ કહે : "આખું હસાવે એવું પ્રકરણ છે. સાંજ ઉપર રાખીએ. વલ્લભભાઈને તો સંભળાવવું જ પડશે."

સાંજે વાતો કરી. જમનાલાલજીને રાત્રે વિચાર થયો કે દંડ ભરીને વહેલા છૂટી જવું અને છૂટીને હરિજનનું કામ કરવું અને સવિનયભંગની લડતને પણ જાગ્રત કરવી જાનકીબહેન વગેરેને મોકલવા પછી એ ઉપર ચિઠ્ઠી નાખી. ચિઠ્ઠી નીકળી કે દંડ ભરીને જવું. એટલે પછી બાપુના આશીર્વાદ લેવાનું બાકી રહ્યું ! બાપુની આગળ જેલરના દેખતાં બધી વાતો સંભળાવી

બાપુ કહે : "તમે ચિઠ્ઠી નાખી શકો છો, પણ એમાં બે દોષ છે. જો તમે ઈશ્વરને હાજર રાખીને ચિઠ્ઠી નાખો તો મને પૂછવાપણું ન હોય. એના ઉપર હું અભિપ્રાય આપું તો ઈશ્વર કરતાં મોટો થઈ ગયો. ચિઠ્ઠી મારી પાસે એમ ને એમ અભિપ્રાય માગો તો હું અભિપ્રાય આપી ન શકું. મારે વલ્લભભાઈને પણ પૂછવું જોઈએ. વળી તમારી ચિઠ્ઠીમાં બીજો દોષ એ હતો કે તમે તો બહાર જઈને સવિનયભંગ ચલાવવાનો ઇરાદો રાખ્યો. સવિનયભંગ તો તમે અહીં રહીને ચલાવી રહ્યા છો. બહાર તો અસ્પૃશ્યતાનું કામ કરવાને નીકળવાનો નિશ્ચય કરો

છો તમને લાગે છે કે માલવિયાજીને સમજાવી શકીશ, અસ્પૃશ્યતાનું બીજું ખૂબ કામ કરી શકીશ બિલો પાસ કરાવવામા મદદ કરીશ, તો તમારાથી એ જ કામ થાય, બીજુ થાય જ નહી હા, તમારા દડની મુદત પૂરી થાય પછી તમે ગમે તે કામ કરી શકો પણ જો તમે દડ ભરીને બાકીની મુદત બહાર પૂરી કરવા માગો તો એટલો સમય તો અસ્પૃશ્યતાનુ જ કામ કરવાનો તમારો ધર્મ છે આ સમજ્યા પછી તમારે જો ચિઠ્ઠી નાખવી હોય તો નાખો ”

એક કોરી ચિઠ્ઠી તો હતી જ ગીજી કેવળ બહાર જવાની બનાવી કટેલી સાહેબ પાસે બેમાથી એક ઉઠાવરાવી કટેલીએ કોરી ચિઠ્ઠી ઉઠાવી એટલે બધુ મનમા પરણ્યા અને મનમા રાડ્યા જેવુ થયુ

આના ઉપર રાતે વાતો ચાલી વલ્લભભાઈ અને મને આવા વિષયમા ચિઠ્ઠી નખાય કે કેમ એ શકા હતી મે કહ્યુ "જ્યા સિદ્ધાતની વાત ન હોય ત્યા ચિઠ્ઠી નખાય બે માર્ગના પક્ષમા સબળી દલીલો હોય તો તેનો નિર્ણય કરવા ચિઠ્ઠી નખાય પણ કર્મ અને અકર્મ વચ્ચે ચિઠ્ઠી ન ખાતી હશે? કોઈ માણસ માફી માગવા અને જેલમા રહેવા વચ્ચે ચિઠ્ઠી નાખતો હશે?’

* * *

વલ્લભભાઈ ઠીક ઉદ્વિગ્ન રહ્યા "જમનાલાલજી જેવાને આવો વિચાર જ કેમ આવે?" એમ વારવાર ઘોળાતો સવાલ પ્રગટ રીતે અમને સભળાવ્યા કરતા

તા ૨૪-૨-’૩૩ નરગીસબહેન, પેરીનબહેન, કમળાબહેન, અને મથુરાદાસ આવી ગયા ક્યાકથી ગપ લાવ્યા હતા કે બાપુને વાઈસરૉયનો અગત મત્રી મળવા આવી ગયો

વલ્લભભાઈ કહે "તમે એમને એમ ન કહ્યુ, તમારા મો તો એવા નથી લાગતા કે વાઈસરૉયના અગત મત્રીને અહી આવવાની ફરજ પડે?’

તા ૨૫-૨-૩૩ ‘સુધર્મ’ છાપુ કહે છે કે ૧૯૩૪મા હિદુસ્તાનના જન્માક્ષર એવા છે કે અસ્પૃશ્યોને મદિરમા દાખલ કરવાને અગે ખુનામરકી થશે" અને સાત કરોડ માણસ માર્યા જશે, પોલીસો દારૂગોળો છોડશે

બાપુ કહે ‘બ્રાહ્મણો ન માને તો મારામારી તો ખૂબ થવાની જ આંબેડકર બ્રાહ્મણેતર પરિષદનો પ્રમુખ બન્યો છે ”

વલ્લભભાઈ કહે બ્રાહ્મણેતરો પણ માની જતા હોય તો બ્રાહ્મણો કશુ ન કરી શકે પણ બ્રાહ્મણેતરોનેય અસ્પૃશ્યતા કાઢવી વસમી લાગે છે ’

તા ૨૭-૨-’૩૩ આજે ‘ક્રૉનિકલ મા આવ્યુ છે કે સરકારે કેદીઓને ૧૯૩૫ સુધી ન છોડવાનો નિશ્ચય કર્યો છે અને ગાધીજીને ઓછામા ઓછા ત્રણ વર્ષ રાખવાના છે

બાપુ ‘જુઓ, હુ તો પાચ વર્ષ કહેતો હતો ના? આ તો બે ઓછા થયા ’

વલ્લભભાઈ કહે "તમે તો પેલા નાગાના જેવુ કરો છો એને કોકે કહ્યુ ‘અલ્યા તારી પૂઠે બાવળિયો છે ’ તો એ કહે ‘ભલે મારે છાયડો થયો!’’

તા ૩-૩-’૩૩ આજે નીલાની વાત સાભળીને બાપુ સ્તબ્ધ થઈ ગયા એ બાઈની કેટલી વાત માનવી અને કેટલી ન માનવી એ સવાલ થઈ પડ્યો

હજી કાલે કેટલાય ઝેરના કટોરા પીવા બાકી હશે કોણ જાણે છે?

વલ્લભભાઈએ ઠીક કહ્યુ 'બાપુ આશા રાખે એવી કાયાપલટ તો અસાધારણ માણસની થાય અને માટે સરકાર જોઈએ શલ્યાની અહલ્યા થઈ એ વાત સાચી પણ એને માટે પ્રથમ અહલ્યાની શલ્યા થવાની જરૂર હતી ના? માણસ પોતાના પાપે પ્રજળીને પથરો અથવા કોયલો થઈ જાય તો પછી તેને કોઈ સાધુના ચરણસ્પર્શે હીરો બનવાની આશા રહે નહી તો કોઈનો પણ સ્પર્શ એને કશું ન કરી શકે '

* * *

જમનાદાસની માફી પછી આજે સેતલવાડને શૂર ચડ્યુ છે અને એ બાપુને ઉપદેશ સભળાવે છે કે રાજ્યપ્રકરણમા તમને ગમ ન પડે તમે તો આ ભગી ઉદ્ધારનુ કામ બેઠા બેઠા કર્યા કરો.

વલ્લભભાઈ કહે ' આજે રાજાજી અને દેવદાસ આવે છે તેને કહેજો કે તમે દિ હી ગયા તેનુ પરિણામ એટલુ અવશ્ય આવ્યું છે કે જમનાદાસે માફી માગી, સેતલવાડે આ ઉપદેશવચનો બહાર પાડયા, અને બીજા નિવેદનો હજી નીકળશે '

તા ૫-૩-'૩૩ જમનાદાસના નિવેદનમા અને તેણે આપેલી બાયધરીમા રહેલી 'બહાદુરી'ના "સોશિયલ રિફોર્મર" અને 'ક્રોનિકલ' વખાણ કરે છે

વલ્લભભાઈ કહે "હવે તો બહાદુર ગણાવુ હોય તો માફી માગીને બહાર નીકળો અહી અદર પડ્યા રહેશો તો બાયલા ગણાઈ જશો."

તા ૧૩-૩-'૩૩ સાજે વાતો કરતા હતા ત્યારે અદ્ભુત સૂર્યાસ્ત થઈ રહ્યો હતો બાપુ કહે-"જુઓ તો ખરા!"

વલ્લભભાઈ કહે અરે! એમ આથમતા સૂરજને શું જુઓ છો? ઊગતાને ભજવો જોઈએ

બાપુ હા હા એનો એ જ નાહીધોઈને કાલે સવારે પાછો આવીને દીગરો એટલે પાછા એને જ પૂજશું '

તા ૧૭-૩-૩૩ દૂરબીન બતાવવાને માટે આકાશશાસ્ત્રીઓને સધ્યા પછી આવવાની વિનતી કરી હતી તે ન સ્વીકારાઈ એ લોકોએ ઑફિસના વખત દરમ્યાન આવવુ જોઈએ એ ભાવ હતો એમ માનીને બાપુએ બીજો કાગળ લખ્યો છે

વલ્લભભાઈનો એના ઉપર વિનોદ દિવસ છતા આવવાનુ એટલુ જ છે ના? તો પછી ભલે એ લોકોને દિવસ છતા દાખલ કરે બહાર ક્યારે કાઢવા એ વિષે તો કાઈ નિયમ નથી ના? અને રાતે બહાર ન કાઢી શકતા હોય તો સવાર સુધી ભલે રાખતા'

તા ૨૦-૩-'૩૩ સાજે શ્વેતપત્રની તોફાન કરવાની શક્તિની વાત કરતા બાપુ કહે ' છતા મને લાગે છે કે એમા જવુ પડશે જુઓ આપણે બધા પક્ષને એક કરી શકીએ તો દેશી રાજ્યો કશું જ ન કરી શકે બધા પક્ષો મુસલમાન અત્યાજ વગેરે અને બીજા હિંદુ એક થાય તો તો આપણે એ લોકોને હરાવી શકીએ જોકે તોપણ સવિનયભગ કરનાર એક પક્ષને રાખવો જોઈએ એક પક્ષ સવિનયભગ કરે અને એક પક્ષ ધારાસભામા જાય એમ દક્ષિણ

આફ્રિકામાં એક સત્યાગ્રહ સભા (પૅસિવ રિઝિસ્ટન્સ ઍસોસિયેશન) હતી અને એક ટ્રાન્સવાલ ઇન્ડિયન ઍસોસિયેશન હતી એમ."

વલ્લભભાઈ કહે: "આજે હરિજનોનું કામ કરનારા અને જેલમાં જનારા એવા બે ભાગ પાડ્યા છે ને એમ."

તા. ૨૮-૩-'૩૩: લેડી ઠાકરસીનું ત્રણ ચાર હજારનું ટેલિસ્કોપ આવ્યું. એના સ્ટૅન્ડને ઉપાડવાને આઠ માણસની જરૂર પડી.

બાપુ કહે: "હવે એ રાખી લેવાની દાનત થાય છે. આશ્રમમાં ઑબ્ઝર્વેટરી કરી શકાય. છૂટ્યા પછી પાંચેક વર્ષ જીવીએ તો બધુ થાય."

એટલે હજી દશ વર્ષ જીવવાની વાતો છે. વલ્લભભાઈ: "અરે ભાઈ, ઑબ્ઝર્વેટરી માટે તો આજે પણ છોડે. સાથે હરિજનનું ભેળવજો. અને બીજું કશું ન કરતા હો તો જાઓને આજે જ જાઓ, એમ કહે છે છતાં તમે ક્યાં માનો છો?"

તા. ૮-૪-'૩૩: "મુસલમાનો શાંત બેઠા છે અને કશું બોલતા નથી. સરકારને બરોબર સહકાર આપી રહ્યા છે અને આપવાના," એમ વલ્લભભાઈએ કહ્યું.

એટલે બાપુ કહે: "જ્યાં સુધી મુસલમાનો દેશના હિતમાં પોતાનું હિત ન જુએ ત્યાં સુધી હિંદુમુસલમાન ઐક્ય થવાનું નથી અને માલવીજીના બધા પ્રયત્ન ફોગટ જવાના છે. આજે મુસલમાનમાં એ લાગણી નથી. આજે તેઓને સ્વાર્થ સાધવો છે.

તા. ૨૧-૪-'૩૩: સાંજે સરદારને સિવિલ સર્જન જોઈ ગયો. ખૂબ તપાસ્યા. અભિપ્રાય એ થયો કે 'કોટેરાઈઝ' કરવામાં લાભ નથી. ઑપરેશનથી કદાચ ફાયદો થાય. જોકે ચોક્કસ ન કહેવાય. પણ અહીં હવે લાંબી વેકેશન જેવું છે તો ઑપરેશન કરાવવું એ ઠીક હોય.

બાપુ કહે: "ઠંડક જોઈએ અને ધૂળ ન જોઈએ. એને માટે દરિયાની સફરના જેવો બીજો એકે ઉપાય નથી."

એટલે વલ્લભભાઈ કહે: "એના કરતાં તો હું અહીં સુખશાંતિથી મરું નહીં?"

દાક્તર: "આટલા નિરાશ થવાની કશી જરૂર નથી."

બાપુ: "લો ત્યારે અમે ઠરાવ કરીએ કે તમારે દરિયાની સફરે જવું."

વલ્લભભાઈ: "મેં પેલાને જે જવાબ આપ્યો તે જાણો છો?" એમ કહીને જવાબ સંભળાવ્યો.

બાપુ: "પણ વહાણ ઉપર પણ ધૂળ તો ખૂબ જ હોય. કોલસાની રજ તો પાર વગરની હોય છે. અમે રંગૂન ગયા ત્યારે અમારાં કપડાં અને સરસામાન કાળાં કાળાં થઈ ગયેલાં."

સરદાર: "એ તમારા જેવા ડેક ઉપર મુસાફરી કરનારને એમ થાય. અમે તમારા જેવા ડેક ઉપર મુસાફરી કરનારા નહીં. અમે તો હંમેશાં સલૂનમાં જ જનારા. અમને કદી ધૂળ નથી લાગી."

બાપુ: "ભાઈ, સલૂનમાં પણ લાગે છે. આખો દિવસ માણસ સાફ કર્યા જ કરતો હોય છે."

તા ૨૪-૪-'૩૩ આંબેડકરની સૂચના* વિષે બરાબર સવાલ જવાબ સાથે તૈયાર થઈ રહેવાનું બાપુએ વલ્લભભાઈને કહ્યું હતું સાંજે વલ્લભભાઈની સાથે સવાલ જવાબ ચાલ્યા

બાપુ 'એનો તમે શું ધારો છો?"

વલ્લભભાઈ "આ તો હિંદુઓના મત સિવાય ચલાવી લેવાની પેરવી છે ૪૦ ટકા મત ઓછામાં ઓછા ઠરાવવામાં આવે તોપણ એ માણસો દલિત વર્ગના બધા જ મત ખેંચી જવાનો પ્રયત્ન કરે અને બીજાને ભાગે મત રહે જ નહીં '

બાપુ 'પણ પેલો ચાળીસને બદલે પચાસ મેળવે, સાઠ મેળવે, બીજાને બાકીના તો મળી જ રહે ના?'

વલ્લભભાઈ "પણ એ તો એ જ મેળવવાના '

બાપુ આંબેડકરને દૂર રાખો તમારી પાસે કોઈ વકીલ તરીકે સલાહ લેવા આવે અને એમ કહે કે હિંદુઓના મત અમારે જોઈતા જ નથી અથવા એના મત લીધા વિના અમારે જવું છે, તે માટે તમે કોઈ તરકીબ બતાવો. તો તમે આંબેડકરે કહેલી તરકીબ બતાવોને?

વલ્લભભાઈ "હા "

બાપુ "વારુ, પછી એ પૂછે કે કેટલા ટકા ઓછામાં ઓછા રાખવા? તો તમે શું કહો?'

વલ્લભભાઈ 'એ તો વધારેમાં વધારે માગું "

બાપુ "પણ કેટલા?'

વલ્લભભાઈ ' તો જેટલું તણાય તેટલું તાણું.'

બાપુ "તમારા મત પ્રમાણે ૧૦ ટકા હોય તો ચાલે'

વલ્લભભાઈ "એને રાજી કરવા ૧૦ ટકા આપું એથી આગળ ન જાઉં '

મેં કહ્યું "ચોક્કસ દલીલ તો તમે આંબેડકર આગળ કરી ચૂક્યા છો કે ૨૪ ટકા અસ્પૃશ્યોના મત મળે અને હિંદુઓના વધારેમાં વધારે મળે એ માણસ ઊડી જાય, અને ૨૫ ટકા અસ્પૃશ્યોના મળે પણ હિંદુઓના ઓછામાં ઓછા મળે તોપણ એ માણસ ચૂંટાય આ દલીલ સંપૂર્ણ છે એને હું આખા યરવડા કરારના મૂળને છેદનારી વસ્તુ માનું છું '

બાપુ 'હું એટલે બધે દરજ્જે એમાંથી અનુમાન નથી કાઢતો મને તો માત્ર એ વાત બેહૂદી લાગી છે પણ હવે હું વિચારી જોઈશ '

તા ૨૬-૪-૩૩ નીના નાગિની અને એના દીકરાની ખાવાની બાપુ કાળજી રાખે કપડાની કાળજી રાખે છોકરાની ધોતી પોતાની ધોતીમાંથી કાપીને

*યરવડા કરાર પ્રમાણે હરિજન ઉમેદવાર માટે જે એક બેઠક હોય તો પ્રથમ ચાર ઉમેદવારોને હરિજન મતદારો પ્રાથમિક ચૂંટણીથી ચૂંટે અને પછી સામાન્ય મતદાર મંડળ એ ચારમાંથી એકને ચૂંટે એવું ઠરાવવામાં આવ્યું હતું એ આંબેડકરે એવી સૂચના કરી હતી કે હરિજનોને એવડી ચૂંટણીનું ખર્ચ વેઠવું પડે છે તેને બદલે સામાન્ય ચૂંટણીમાં જ હરિજન ઉમેદવારને હરિજન મતદારોના અમુક ટકા મત મળવા જ જોઈએ, એવું ઠરાવીએ તો કેમ?

કરી આપી, અને જોડા સંધાવવાના તે પણ જેલરની રજા લઈને જેલના મોચીખાતામા સધાવવાને માટે રાખી લીધા

વલ્લભભાઈ સાજે કહે "ભાઈ બધુ કરશે ઘરડે ઘડપણ દીકરો આવ્યો છે એટલે ગમે તેટલા લાડ લડાવે આપણાથી ન બોલાય"

તા ૨-૫-'૩૩ બાપુ ૨૧ દિવસના ઉપવાસ કરવાના હતા એ બાબતમા વલ્લભભાઈ ખૂબ ઉદ્વિગ્ન રહેતા

બાપુ મને પૂછે "વલ્લભભાઈ હજુ મારી સાથે ચિડાયલા છે?"

મે કહ્યુ "ચીડ શાની હોય? દુખ છે"

બાપુ: "પણ તમે તો કાલે એવો ભાસ આપ્યો હતો કે એમને ક્રોધ છે"

મે કહ્યુ "તો મારી ભાષા ખોટી ક્રોધ હોય જ નહી. એમની સમતિ છે એમ ન માનો એમના દિલમા તીવ્ર વેદના વ્યાપેલી છે પણ આપ જીવો કે જાઓ, ગમે તેમ થાઓ, આપની આસપાસ અસતોષ કલહ, અપ્રસન્નતાનુ વાતાવરણ ન હોય એમ તેઓ ઇચ્છે છે"

બાપુ "એ હુ સમજુ છુ એ તો વલ્લભભાઈ જેવી ભડ વ્યક્તિ પાસે છે એ કાઈ ઈશ્વરની ઓછી દયા છે? એમનામા ભારે ઈશ્વરશ્રદ્ધા તો પડેલી જ છે"

મે કહ્યુ "મે તો એમને કાલે કહ્યુ કે ઉપવાસ ચાલુ રાખવાને અમે અભાગિયા લાયક નહી હોઈએ પણ તમે તો છો જ. અને તમે ચાલુ રાખો તો મને આશ્ચર્ય ન થાય"

* * *

વલ્લભભાઈ આ ઉપવાસને કેવી દૃષ્ટિથી જુએ છે એની ઉપર તેમણે સર પુરુષોત્તમદાસને લખેલો નીચેનો કાગળ બહુ પ્રકાશ પાડે છે

"બાપુએ આ વખતે લીધેલી પ્રતિજ્ઞામા કોઈની સલાહ કે સમતિ લીધી જ નથી ગઈ વખતની પ્રતિજ્ઞા ધાર્મિક હોવા છતા એમા રાજકીય તત્ત્વ સમાયેલુ હતુ અને તેટલા પૂરતી મારી સાથે મસલત કરવાની આવશ્યકતા સ્વીકારેલી ખરી આ વખતે લીધેલી પ્રતિજ્ઞા કેવળ ધાર્મિક હોવાથી એમા મારી સમતિનો સવાલ હતો જ નહી રાત્રે એક વાગ્યે અમે બધા ઊઘમા પડેલા હતા ત્યારે તેમણે પોતાનો નિર્ણય કર્યો અને દોઢ વાગ્યે ઊઠી જે સ્ટેટમેન્ટ પ્રસિદ્ધ થયુ છે તે ઘડી કાઢ્યુ સવારના ચાર વાગ્યે અમે ઊઠયા પછી મારા હાથમા મૂકયુ મે જોયુ કે એમા ફેરફાર કરવાની જરાય જગ્યા રાખેલી ન હતી છતા એ વિષે પૂછીને ખાતરી કરી લીધી અને જ્યારે જાણી લીધુ કે નિર્ણય થઈ ગયેલો છે ત્યારે તો પછી મને ખાતરી થઈ કે મારે માટે ઈશ્વર-ઇચ્છાને આધીન થયા સિવાય બીજો માર્ગ નથી

"વળી મારી સાથે પ્રથમ મસલત કરી હોત તોપણ એમણે કરવા ધારેલા નિર્ણયમા હુ ફેરફાર કરાવી શકત એમ માનવાને કશું જ કારણ નથી હા, મારા મનમાના રોષ ઊભરા જરૂર કાઢી શકત બાકી આવા કેવળ ધાર્મિક નિર્ણયમા ફેરફાર કરાવી શકવા જેટલી યોગ્યતા મારામા નથી

"આપ આવીને શું કરો? આપ કે હુ કોઈ શું કરી શકવાના હતા? ધાર્યું ધણીનુ થાય છે અને થશે કોઈની ધાર્મિક પ્રતિજ્ઞા તોડાવવાનો

નિષ્ફળ પણ પ્રયત્ન કરવાના પાપમા શા માટે આપણે પડવુ જોઈએ? હિંદુ ધર્મનું પ્રામાણિક અને સતત પાલન કરનાર આજે કોણ છે? જો હોય તો આજે આપણી આ દશા ન હોત ત્યારે એવુ ધાર્મિક પાલન કરનાર એક વ્યક્તિ આપણા જાણવામા છે તે એકની પણ એણે લીધેલી પ્રતિજ્ઞા સગાસબંધીઓ કે સ્નેહીઓ આગ્રહથી છોડાવી શકે એમ માનીએ તોપણ એથી હિંદુ ધર્મને કે દેશને શો લાભ થાય? મારી અલ્પ મતિ પ્રમાણે તો એથી ઊલટું જ પરિણામ આવે એટલે એમને રોકવાના પ્રયાસને હું અયોગ્ય અને નિષ્ફળ સમજુ છું પ્રતિજ્ઞાના ગુણદોષ વિચારતા પણ યરોડા કરાર પછીનુ હિંદુ સમાજના કેટલાક ભાગનું વર્તન જોતા અને ખાસ કરીને સનાતનીઓ અને કેટલાક કેળવાયેલા હિંદીઓ જે પ્રકારે પ્રચાર કરી રહ્યા છે તે જોતા વહેમ કે મોટો ઉપવાસ આવી જ પડવાનો હતો તો પછી થોડા દિવસ ઠેલી શકાત તે ન થયું, એટલા ખાતર શોક શું કામ કરવો? ગુરુવાયુરની ચળવળ શરૂ થઈ ત્યારથી આજ સુધી સનાતનીઓ જે પત્રવ્યવહાર ચલાવી રહ્યા છે તે બધો મારા જોવામા આવ્યો છે હિંદુ ધર્મની રક્ષાને નામે જે હળાહળ જૂઠ,અને પ્રપચનો ભારે પ્રયોગ થઈ રહ્યો છે, તે પણ હું જોઈ રહ્યો છુ મોટામા મોટી પદવીએ પહોચેલા કેટલાક આપણા જ ભાઈઓ આ ચળવળને રાજદ્વારી ચાલબાજી લેખે છે, અને બાપુના ઉપર ઢોંગનુ આરોપણ કરે છે આવા સજોગોમા કરોડો ગરીબ અને અજ્ઞાન અત્યજોને આપેલા વચન માટે એ કયા સુધી મૂગે મોઢે જોયા કરે? હિંદુ ધર્મની રક્ષાનો બીજો કોઈ માર્ગ આપને સૂઝે છે ખરો? જો બીજો કોઈ માર્ગ ન હોય તો જેને ધર્મ જીવનથી વધારે વહાલો હોય તે બીજુ શું કરે?

"બાપુની ઉમર અને શારીરિક સપત્તિ જોતા એકવીસ દિવસના ઉપવાસની વાતથી મને ધ્રૂજારી છૂટે છે ખરી એમને પોતાને તો શ્રદ્ધા છે કે ઈશ્વર ઉપવાસ નિર્વિઘ્ને પૂરા કરાવશે પણ મને ભય છે કે એ આશા વધારેપડતી છે પણ જે અનિવાર્ય છે તેનો શોક કર્યે શું થાય? પ્રભુ જે કરશે તે સારુ જ કરશે "

તા ૩જી મેએ રાજાજીએ સરદારને નીચે પ્રમાણે તાર કરેલો

"આ અગ્નિપરીક્ષામાથી બાપુ પસાર થઈ શકશે એવી આશા રાખવી એ મૂર્ખાઈ છે તમે જ એકલા એમને રોકી શકો એમ છો આ એક ભૂલ થાય છે અને તેમાથી કશુ સારુ પરિણામ નીપજવાનુ નથી આ કરુણ ઘાના હરિજનો માટે તેમ જ દેશને માટે પ્રગતિનો કાંટો પાછો ઠેલશે '

સરદારે આનો જવાબ પોતાની વિલક્ષણ ઢબે આપ્યો

"હમણા જ તાર મળ્યો અગ્નિપરીક્ષામાથી બાપુ પસાર થઈ જઈ શકશે એવી આશા રાખવી એ મૂર્ખાઈ ગણાય એ વાત સાચી છે પણ હુ એ મૂર્ખાઓના ટોળામાંનો નથી વળી સફળતાની જરાયે આશા રાખીને તેમનો નિશ્ચય છોડાવવા અથવા ફેરવવાનુ સમજાવવા પ્રયત્ન કરવો એ એથીયે વધારે મૂર્ખાઈ છે એટલે મે તો એ યોગ્ય ધાર્યું છે કે તેમને નકામી તકલીફ કે ત્રાસ ન આપવો અને

તેમની શક્તિનો તેમને સંગ્રહ કરવા દેવો. પરંતુ એમના અંતરાત્માના રક્ષક તરીકે સફળ થવાની તમને શક્યતા લાગતી હોય તો તમને કશી સલાહ આપવી એ મારે માટે ધૃષ્ટતા ગણાય; જોકે મને તો નિ:શંક લાગે છે કે મારી માન્યતા જ સાચી છે."

તા. ૭–૫–'૩૩: સવારે બાપુ કહે: "વારુ, હવે તો ભગવાન રાખશે તો ૩૦મીએ ગીતા બોલશું. અને બધા સાથે તો કોણ જાણે ક્યારે?"

વલ્લભભાઈ: "હું તો ૨૯મીએ સાથે શી રીતે હોવાનો?"

બાપુ: "ઈશ્વરની શક્તિ અપાર છે. એ ન ધારેલી વસ્તુ કરાવે છે. ૨૮મીએ જ ભેગા થઈ જઈએ તો?"

[ઉપવાસ શરૂ થયા તે જ દિવસે એટલે તા. ૮–૫–'૩૩ના રોજ સાંજે ૭ વાગ્યે બાપુને છોડી મૂક્યા. ઉપવાસ પૂરા થયા પછી તેમણે લડતને સામુદાયિકને બદલે વ્યક્તિગતનું રૂપ આપ્યું.

તા. ૧–૮–'૩૩ ના રોજ સાબરમતી આશ્રમ વિખેરી નાખી રાસ ગામે પગપાળા કૂચ કરવાની હતી. આગલી રાતે જ બાપુને અને કૂચ કરનારાં આશ્રમવાસીઓને પકડી લીધાં. બાપુને તા. ૨ જીએ યરોડા જેલમાં લાવવામાં આવ્યા. યાર્ડમાં પેસતાં વલ્લભભાઈને જોવા ઝંખતા હતા. ત્યાં ન મળે વલ્લભભાઈ કે ન મળે છગનલાલ જોષી. તા. ૧લીએ જ સરદારને નાશિક લઈ જવામાં આવ્યા હતા. બારણાં ઉપર સીલ મારેલા હતા.]

બાપુ કહે: "માળો જેમનો તેમ છે, પણ પંખી ઊડી ગયાં છે."

પછી એમને કહેવામાં આવ્યું કે સરદારને ઑપરેશન માટે મુંબઈ લઈ ગયા છે અને છગનલાલ જોષીને સેપરેટમાં મૂકવામાં આવ્યા છે. થોડા દિવસ પછી ખબર પડી કે વલ્લભભાઈનું ઑપરેશન થયું જ નથી. પણ અહીંથી સીધા નાશિક લઈ ગયા છે. બાપુ કહે "એટલે વલ્લભભાઈને પણ એ લોકોએ છેતર્યા જ ને? એમને બિચારાને એવી છાપ હતી કે ઑપરેશનને માટે લઈ જાય છે. કેવી નીચતા? આ ઘા ઝટ રુઝાય એવો નથી તા. ૧૨–૮–'૩૩ના રોજ રાત્રે સૂતા સૂતા ભર્તૃહરિ નાટકમાંથી એક લીટી યાદ કરીને બાપુ કહે: "એ રે જખમ જોગે નહીં મટે રે." એ લીટી વલ્લભભાઈને વિખૂટા પાડ્યા એ વિચારીને હર વખતે યાદ આવે છે. એમને કાગળ લખવાનું મન થતું હશે પણ એમનો કાગળ કોણ આવવા દે?"

તા ૮મી મેએ ગાંધીજીને જ્યારે છોડી મૂકવામાં આવ્યા ત્યારે એમણે જે નિવેદન કરેલું તેમાં સરદાર વિષે નીચે પ્રમાણે લખેલું.

"જેલમાં સરદાર વલ્લભભાઈ સાથે રહેવાનું મળ્યું એ એક મોટો લહાવો હતો. તેમની અદ્વિતીય શૂરવીરતા અને જ્વલંત દેશપ્રીતિની તો મને ખબર હતી, પણ આ સોળ મહિના તેમની સાથે જે રીતે રહેવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું તેવી રીતે કદી હું તેમની સાથે રહ્યો નથી. તેમણે પ્રેમથી મને જે તરબોળ કર્યો છે તેથી તો મારી વહાલી માતાનું સ્મરણ થઈ આવતું તેમનામાં આવા માતાના ગુણો હશે તે તો હું જાણતો જ નહોતો. મને જરાક કંઈક થાય તો એ પથારી માંથી ઊઠ્યા જ છે. મારી સગવડની નાનામાં નાની વસ્તુ માટે પણ તેઓ જાતે

કાળજી રાખતા તેમણે અને મારા બીજા સાથીઓએ સતત્સ કરી મૂકી હતી કે મને કશું કામ કરવા ન દેવુ હુ આશા રાખુ છુ કે સરકાર મારી વાત માનશે કે જ્યારે જ્યારે અમે રાજદ્વારી પ્રશ્નની ચર્ચા કરતા ત્યારે ત્યારે સરકારી મુશ્કેલીઓનો બરાબર ખ્યાલ તેમને રહેતો બારડોલી અને ખેડાના ખેડૂતોની તેઓ જે ચિન્તા કરતા તે હું કદી ભૂલી શકીશ નહીં

## ૧૦

# ગાધીજીથી છૂટા પડયા પછી યરવડા તથા નાશિક જેલમા

સરદાર યરવડા જેલમા નાકની પીડાથી બહુ હેરાન થતા હતા સળેખમની ફરિયાદ તો એમની જૂની હતી '૩૨ના જાન્યુઆરીમા તેઓ પકડાયા તેને આગલે જ દિવસે તેમણે નાકમા કોગ્યુલેશન (વીજળીથી વધારાના ભાગને બાળી નાખવાની ક્રિયા) કરાવ્યુ હતુ એવી સ્થિતિમા મુબઈથી પૂના જાન્યુઆરીની ટાઢમાં કાચની બારીઓ વિનાની મોટરમા મુસાફરી કરવી પડી તેની પણ અસર થઈ હશે એટલે જેલમા તેમને વારવાર નાકમાથી પાણી ગળ્યા જ કરતુ કેટલીક વાર નસકોરા બધ પણ થઈ જતા ત્યારે તો ગાગે જાગતા બેસી રહેવુ પડતુ જેલના ડૉક્ટરો જે સારવાર આપે અને સાવચેતી માટે પોતે જે પગલા લે તેથી બાપુજી હતા ત્યા સુધી ચલાવ્યુ ગાધીજીએ એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા તે જ દિવસે તા ૮-૫-'૩૩ના રોજ સાજે તેમને છોડી મૂકવામા આવ્યા મહાદેવભાઈ પણ તેમની સજાની મુદત પૂરી થતા તા ૧૯-૫ '૩૩ના રોજ છૂટી ગયા એટલે સરદાર અને છગનલાલ જોષી યરવડા જેલમા એકલા રહ્યા

બાપુજીના ઉપવાસ તા ૨૮-૫ '૩૩ના રોજ પૂરા થયા તે દિવસે સરદારે યરવડામાથી બાપુજીને, મહાદેવભાઈને તથા દેવદાસભાઈને નીચે પ્રમાણે કાગળો લખ્યા

પૂજ્ય બાપુ,

આખરે ઈશ્વરે આપની ટેક રાખી આ પુણ્ય પ્રસગે અમે બેઉ* આપના આશીર્વાદ માગીએ છીએ

પ્રભુની આપના ઉપર અપાર દયા થઈ છે પણ હવે અમારા ઉપર પણ આપ થોડી દયા રાખજો બીજુ હવે પછી વખત આવ્યે

લિ સેવક

વલ્લભભાઈના દડવત્ પ્રણામ'

---

* સરદાર તથા શ્રી છગનલાલ જોષી

"પ્રિય ભાઈ મહાદેવ,

"આખરે પ્રભુએ લાજ રાખી. આ દેશનાં પાપ ઘણાં છે, છતાં કંઈક પાપ કરતાં પાછું જોયું હશે એટલે સૌનાં મોં ઊજળાં રહ્યાં. પ્રેમલીલાબહેનની અપાર સેવાનો બદલો ઈશ્વરે આપ્યો. એમને તો યશ મળ્યો. ખરેખર ઈશ્વરની અપાર દયા છે. બાકી આપણે લાયક તો નથી જ. આજે સૌને હર્ષનાં આંસુ આવે છે. પ્રભુનો પાડ માનીએ છીએ. સાંજના કાગળની રાહ જોશું.

લિ.
વલ્લભભાઈના વંદેમાતરમ્"

"ચિ. દેવદાસ,

"ભગવાને આખરે લાજ રાખી. અમારે અહીં બેઠાં પ્રભુની અપાર દયાને માટે પાડ માનવો જ રહ્યો બીજું શું કરીએ? તમે બધાએ ખૂબ કરી. ઘણાને ભય હતો કે જેલમાં જે સંભાળ રાખી શકાશે તે બહાર નહીં રાખી શકાય. અને બાપુની માવજત બરાબર નહીં થઈ શકે. લોકોના ટોળાં આવશે તેને રોકી નહીં શકાય અને કશી વ્યવસ્થા નહીં રાખી શકાય. આ બધું તમે બધાએ ખોટું પાડી દીધું અને જે સુંદર વ્યવસ્થા કરી તેને માટે તમને સૌને મુબારકબાદી જ આપવી રહી. એ કામ બહુ ભારે થયું છે અને એ માટે તમારે બધાએ મગરૂબ થવા જેવું છે. શ્રી પ્રેમલીલાબહેનને યશ મળ્યો એ કેટલું બધું સુંદર! એમની સેવા અમૂલ્ય ગણાય. બાને અમારા પ્રણામ કહેજે અને અમને આશીર્વાદ આપવા કહેજે. અમે તો અહીં બેઠા કશા કામમાં આવી શક્યા નથી. અને હજી પણ કંઈ કરી શકતા નથી.

"તારી તબિયત સારી થઈ ગઈ હશે.

"બાપુને પારણાં વખતે મારી બે લીટીની ચિઠ્ઠી વાંચી બતાવવી યોગ્ય લાગે તો જોજે.

"રાજાજીને હવે જીવમાં જીવ આવ્યો હશે. બિચારા બહુ જ દુ:ખી થયા છે.

"રામદાસ હમણાં તો અહીં રહેશે જ ને? એની તબિયત સંભાળવા જેવી છે.

લિ. શુભેચ્છક
વલ્લભભાઈના આશીર્વાદ"

ત્યાર પછી બાપુજીને તથા મહાદેવભાઈને લખેલા પત્રો નીચે આપ્યા છે

"યરવડા મંદિર,
તા. ૩૦–૫–'૩૩

"પ્રિય ભાઈ મહાદેવ,

"તારો કાગળ મળ્યો. જવાહરલાલની પેલી ચોપડીનું શું કરવું છે? એને પાછી જ મોકલવી હોય તો અહીંથી જ મોકલી દઉં. નહીં તો તને મોકલી આપું.

"જમનાલાલજી એકલા આવ્યા છે કે જાનકીબહેનને સાથે લઈને આવ્યા છે? એમની તબિયત હવે કેમ છે?

"પેલા પરચૂરે શાસ્ત્રીનું શું છે? કેમ આશ્રમ છોડવા માગે છે? શો વાંધો પડ્યો છે?

"બાપુ જરા બોલતા બેસતા થાય કે તરત જ આશ્રમના કોયડાઓ અને કજિયાઓનો મારો ચલાવવો છે કે શું?

"મને લાગે છે કે આશ્રમમા શુ કરવુ ઘટે છે એ જમનાલાલજીએ બાપુ પાસેથી સમજી લઈને ત્યા જઈ આશ્રમને હળવુ કરી નાખવુ જોઈએ નહિ તો પાછા દરેક નાના મોટા કજિયા બાપુ પાસે આવશે તો આખરે આપણે ભારે મુશ્કેલીમા આવી પડશું હું તો શુ કરુ? અહી લાચાર થઈ પડેલો છુ એટલે શું થાય?

"હમણા એક અઠવાડિયુ તો કશી વાત એમની પાસે ન થાય તો સારું દાળ છે એ પ્રકારનુ આશ્રમ તો કોણ ચલાવી શકે? મને નથી લાગતુ કે કોઈ ચલાવી શકે અને બાપુને એ ભારે લાગી ગયુ છે એનો રસ્તો આપણે કરવો જ જોઈએ અને તે પણ બાપુને આઘાત ન પહોંચે એ રીતે કરવો જોઈએ પેલી નીવા ને      નો બોજો બહુ ભારે પડવાનો છે એ સાપના ભારાઓને કોણ સંભાળશે? એમ છતા એ બોજો ઉપાડ્યે જ છૂટકો છે એમ તો મને ભાસે જ છે પણ એ નારણદાસની શક્તિ બહારનુ કાર્ય છે એમ મારુ માનવુ છે કોઈક વધારે શક્તિશાળી માણસે આશ્રમમા રહેવુ જોઈશે વિનોબા ત્યા જાય તો સારું પણ એ તો જશે જ નહી એટલે બીજુ શું થાય? પણ આ બધા વિચારો આપણે બાપુને અળગા રાખી કરી લેવા જોઈએ

"સાફજ (ઉપવાસની)ની બાબતમા એમના વિચારો હજી જાણવાના રહ્યા. એ તો જરા બોલવાની શક્તિ આવશે એટલે તમને વાત કર્યા વિના નહી રહે પણ એ વિષે પણ એમને ઓછામા ઓછો શ્રમ પડે એવી રીતે કામ લેવુ જોઈશે બાપુના ઉપવાસની અસર મુલક ઉપર શી થઈ છે તે તો હવે પછી જણાશે સનાતનીઓ મૂગા રહ્યા છે એનો અર્થ એ નથી કે એ લોકોને આ ગમ્યુ છે કે એની બરદાસ કરવા તૈયાર છે હવે દેશમા પાછુ પેલા ઉપવાસ પછી જે રીએકશન થયેલુ તેવુ થાય છે કે શું થાય છે તે જોવાનુ રહ્યુ અને એને રોકવાનુ રહ્યુ બાપુના મન ઉપર એની બહુ જ અસર થશે માલવીજી આવવાના છે? એમને પણ બધી વસ્તુ (આશ્રમ સિવાયની) સમજાવવી જોઈએ એમનો વિરોધ હવે ટાળવો જોઈએ બાપુને એમણે પૂરો સહકાર આપવો જોઈએ જો હવે ચૂકશે તો બાપુને ખોઈ બેસીશુ તમે બધા વિચારતા તો હશો જ

લિ

વલ્લભભાઈના વંદેમાતરમ્'

'યરવડા મંદિર,

૫–૬–૩૩

"પૂજ્ય બાપુ

'લગભગ એક મહિના પછી પાછા આપના હસ્તાક્ષરના દર્શન થયા અમને ખૂબ આનંદ થયો અમે બેઉ મજામા છીએ ચિંતા તો હુ શું કરવાનો હતો? અને મારી ચિંતા કરેની શા કામની? ઈશ્વર આપની ચિંતા કરનારો છે ને?

"હાથે કાગળો લખવાની બહુ ઉતાવળ ન કરશો પૂરી શક્તિ આવવા દો. ત્યા સુધી મહાદેવ પાસે લખાવો અને આપ સહી કરવાનુ રાખો એટલે બસ છે

આશ્રમ સબંધી જે કંઈ જાણવુ હોય તે જાણવા ખાતર નારણદાસને બોલાવજો પણ આપ ત્યા જવાનો વિચાર ન કરશો નારણદાસની સાથે જેને લાવવા ઇચ્છા હોય તેને લાવે પણ આપને ત્યા બોલાવવાનો આગ્રહ ન રાખે

એ મારો ચોક્કસ અભિપ્રાય છે. આશ્રમમાં જે કંઈ ફેરફાર કરાવવા જરૂરના લાગે તે જમનાલાલજીને મોકલી કરાવી શકાય. પણ એ ખાતર અત્યારે આપ ત્યાં જાઓ એ બિલકુલ ઇચ્છવાયોગ્ય નથી. ત્યાં લોકોનાં ટોળેટોળાં આવશે. અનેક વાતો આપની પાસે લાવશે અને આપને જરાય ચેન પડવા નહીં દે. વળી બીજાં પણ અનેક કારણો છે. એટલે આપ ત્યાં જવાનો વિચાર ન કરશો. નારણદાસ આ બધી વસ્તુઓનો વિચાર ન કરી શકે કારણ કે એમની પાસે એ ચિતાર ખડો ન થાય તેથી આપને બોલાવવા ઇચ્છે. પણ જો ખરી વસ્તુસ્થિતિ સમજે તો ન જ બોલાવે. મને ફરી શું કામ મોકલી? તમે આજે લાડ લડાવો અને કાલે શું કરો તે કોણ જાણે! તમારી દયામાં અને અહિંસામાં જે નિર્દયતા અને હિંસા ભરેલાં છે તે તો 'જેને રામબાણ વાગ્યાં હોય તે જાણે'! મારું ના માનો તો બાને પૂછજો. એ મારી વાતમાં સંમત થશે જ. પાછા જલદી સારા થઈ જજો. રામદાસની સંભાળ લેજો. એનું શરીર હજી વળ્યુ નથી.

"છગનલાલ પ્રણામ લખાવે છે.   લિ. સેવક

વલ્લભભાઈના સા. દ. પ્રણામ"

"યરવડા મંદિર,
૫-૬-'૩૩

"પ્રિય ભાઈ મહાદેવ,

"તમારો સવારનો કાગળ મળ્યો. મે તો સવારમા સાત વાગ્યે લખીને કાગળ ઑફિસમાં મોકલેલો હતો, એટલે આપણા કાગળો ભટકાયા ખરા. તમારો બીજો સાંજે મળ્યો. સાથે બાપુનો પણ મળ્યો. તેનો જવાબ સાથે છે.

"મણિબહેનનુ શું થાય? મે તો તા. ૧-૬-'૩૩ના રોજ એને કાગળ લખ્યો છે. તેમા તમે લખો છો તે બધું લખ્યુ છે. પણ એ તો એને જ્યારે મળે ત્યારે ખરો. મારો કાગળ એને જ્યારે હક્ક થાય ત્યારે આપે અને તે તો મને થોડી ખબર પડે છે. મૃદુલા ગયા પછી આ વખતે આ ઉપવાસથી એ વધારે મૂઝાઈ લાગે છે. મારો કાગળ મળશે તો તો કઈક શાત પડશે.

"બાપુએ પાછા હાથે કાગળો લખવા શરૂ કરી દીધા. એ તો ઠીક પણ ગજા ઉપરાંત હાથ પાસે કામ ન લે એ સભાળજો. છગનભાઈએ તો ઘણી વાતોની નોધ કરી રાખી છે. પાચ વાગ્યે સવારે વહેલા ફરતી વખતે એ બધી વાતો છેડવાની છે. તે તો વખત આવશે ત્યારે કઈ ચૂકવાના થોડા છે?

"ડૉ. પટેલના સવાલનો જવાબ શુ આપી શકુ? સરકારમાંથી કંઈ નિકાલ ન થાય ત્યા સુધી શુ થાય? એ કહે છે એ પ્રમાણે મને સગવડ મળે તો હું તો (ઑપરેશન કરાવવા) રાજી છુ. પણ એ કઈ થોડુ મારા હાથમા છે? વળી એ બાબતમા ડૉ. દેશમુખને પણ ખોટું ન લાગે એ જોવું જોઈએ ને?

"મારા જ હાથમા હોય તો ડૉ. પટેલની સલાહ છે એ માન્ય રાખુ એમ મને લાગે ખરું. પણ અત્યારે તો મારા હાથમા કશુ જ નથી એમ કહી શકાય. સરકારનો નિર્ણય થશે ત્યાર પછી શું કરવું એ સૂઝ પડશે. અમને ઘડિયાળની કશી જ જરૂર નથી. આ સાથે ઘડિયાળ મોકલી આપું છુ. તેલની શીશી પણ મોકલી છે. બેઉ ચીજો મળ્યાની પહોચ લખજો.

"પેના હૉર્નિમૅન સાથે બહુ ચર્ચામાં ન ઊતરશો. મડી ધોઈને કાદવ કાઢવા જેવું થશે. સરોજિનીદેવીને નાકના ઑપરેશન માટે જતાં જવાનું બાપુએ કહ્યું નથી? એ વિષે ફરી એને સૂચના કરજો. એ બિચારી ઉપવાસનું સાંભળીને ઑપરેશન બંધ રાખી દોડી આવી છે. હવે એને જલદી છૂટી કરવી જ જોઈએ ને?

"તમારે ત્યાં 'મૉડર્ન રિવ્યૂ' આવ્યું હોય તો મોકલજો.

લિ.

વલ્લભભાઈના વંદેમાતરમ્'

"યરવડા મંદિર,

૫-૬-'૩૩

'પ્રિય ભાઈ જમનાલાલજી,

મુંબઈ જઈને તબિયત બગાડી આવ્યા એ શું? મુંબઈમાં શું કરી આવ્યા? પ્રભુદાસનું શું કર્યું?

'જાનકીદેવી ક્યાં છે? કેમ છે? બાળકો બધાં કેમ છે?

'તમારી તબિયત પહેલાં હતી તેવી ઝટ થવી જોઈએ.

"મુંબઈ ક્યાં ઉતારો રાખ્યો હતો? રામેશ્વરદાસજી અને એમનું કુટુંબ કેમ છે?

"વિનોદ કૅાલમમાં કંઈ હોય તો મોકલજો.

લિ.

વલ્લભભાઈના વંદેમાતરમ્'

'યરવડા મંદિર,

૮-૬-'૩૩

"પ્રિય ભાઈ મહાદેવ,

ત્રણ દિવસે તમારો કાગળ મળ્યો એટલે જરા મૂંઝવણમાં પડ્યા હતા તેમાંથી મુક્ત થયા.

'ડૉ. મહેતાની સૂચના તો સાચી જ છે. ફળમાં કે શાકમાં શક્તિ ન જ હોય. પ્રોટીન વિના સ્નાયુ ન બંધાય. પણ બાપુને દૂધ એકદમથી કબજિયાત થાય છે એવો વહેમ હમેશાં રહેલો છે. પેટ સાફ આવતું હોય અને દૂધ પચી જતું હોય તો દરરોજનું છ શેર દૂધ થતાં વજન વધવું જોઈએ અને શક્તિ આવવી જ જોઈએ. દૂધની સાથે દરેક વખતે અડધો ઔંસ કે એક ઔંસ ગ્લુકોઝ લેવાય તો શી હરકત છે? સહેજે પચી જશે અને ઠીક પડશે. મધ રોજ કેટલું લે છે? દૂધનું દહીં કરી તે અને માવો બનાવી પેંડા કરી ગઈ વખતની પેઠે માવો ખાવાનું કરવાનું ડૉ. મહેતાને પૂછો અને હા પાડે તો એનાથી શક્તિ જલદી આવે. દહીં એ ફેરફાર તરીકે સારું છે. સવારમાં દૂધની સાથે ગરમાગરમ પૉરીજ લેવાય તો બહુ જ સારું.' 'अन्नाद् भवन्ति भूतानि' અન્ન સમાન પ્રાણ નહીં. અને કોઈ પણ એક અનાજ લેવાય તો ઝટ શક્તિ આવે.

ડૉ. દેશમુખની આંખની સૂચના સાચી છે. નહું બહેને એમ જ આંખ ખોઈ નાખી.

રાજાજીની સલાહ સાચી છે. લગ્ન (દેવદાસભાઈના) સિવિલ મૅરેજ ઍક્ટ પ્રમાણે રજિસ્ટર કરાવવું જ જોઈએ એ વિષે શક નથી. પણ બાપુની

હાજરીમાં લગ્નવિધિ થઈ જાય એટલે મોટામાં મોટું 'કામ ઊકલ્યુ ગણાય.' પણ તો એ બે જણ પોતે જઈને દસ્કત કરી આવે તોયે ચાલે. માત્ર એકાદ સાક્ષી જોઈએ. તે તો ગમે તે હોય.

"રમા[1]ને ઓપરેશન કરાવવા લખી દીધું છે.

"નારણદાસને અહીંથી મોકલેલા ચોપડીઓનાં પાચે પારસલ સહીસલામત મળ્યાં કે કેમ તેને વિષે કાગળ લખ્યો છે. આજે જવાબ આવવો જોઈએ.

"ચાલી'[2] વગેરેના કાગળોનું જાણી આશ્ચર્ય થાય છે. આટલાં વર્ષ સાથે કાઢ્યાં છતા ઓળખતા નથી એ શુ? એવી રીતે બહાર રાખીને પછી શુ દર્શન અર્થે કબાટમા પૂરી રાખવા ઇચ્છે છે? ને એમા એમની સલાહ કે દબાણનું કામ (ન) હતું એ તો કબીજીએ કહી ગયા છે ને?

"તમારે પોતાને માટે (જેલમાં જવાનો) નિર્ણય કરવામાં હવે કશી ઉતાવળ કરવાની જરૂર નથી. બાપુ પોતે જ આશ્રમને વિષે શાંત થયા હોય તો તમારે પણ હમણાં શાંત અને સ્વસ્થ રહેવું સારુ છે. પછી સમય આવ્યે વિચારી યોગ્ય કરીશું.

"ભૂલાભાઈને ખૂબ વીત્યુ લાગે છે. મે ધીરુને ગયા મહિનામાં છેલ્લા અઠવાડિયામા કાગળ લખેલો તેનો જવાબ આજ સુધી ન આવ્યો. પાછા ચાર પાચ દિવસ ઉપર ભૂલાભાઈને સીધો કાગળ લખ્યો, ત્યારે એ કાગળ પહોંચ્યાનું (ધીરુ) લખતો નથી. અને આ કાગળ ત્રીજી તારીખ નાખીને લખે છે. બાકી તો કવર ઉપર પણ નાશિકની ટપાલની અને અહીંની ટપાલની છાપ છે. બાપુને શક્તિ નથી એટલે એ (ભૂલાભાઈને) ન લખે પણ તમે બાપુની વતી લખો અને બાપુની સહી કરાવીને મોકલો તો સારુ. નાશિક સિવિલ હૉસ્પિટલમા જ લખજો.

"બધુ ચાલી રહ્યુ છે તે જોતા બગાલ પૂરતો પૂના પૅક્ટ અને આખો એવૉર્ડ રીવાઇઝ કરાવવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. સખત પ્રયત્ન થશે. પરિણામ શું આવે તે તો રામ જાણે પણ ત્યાની ગધ એવી આવે છે કે ફજેતા કરીને ગધેડે ચડી ગામ પાર ઊતરીને બધા પાછા આવશે અને છેવટે વાક તો બીજાનો જ કાઢવાના.

"ગઈ કાલનો 'ટાઇમ્સ'નો લીડરેટ ઉપવાસ ઉપર જોયો? એ જોજો અને સાથે પેલા મદ્રાસવાળા સનાતનીઓ વિષે જે મદ્રાસનો રિપોર્ટ છે તે જોજો. થોડું થોડુ જોતા રહેજો. વખત ન મળે તો શાસ્ત્રીને કહેજો કે તમારું ધ્યાન ખેંચતા રહે.

"મુંજે સેતલવાડનુ યુદ્ધ ચાલી રહ્યુ છે તે પણ જોતા હશો. પેલો કાલિદાસ જીનીવા જઈ આવ્યો તે જોયુ હશે. આજે 'હિંદુ'મા India and the world મા ગુરુદેવે લખેલો લેખ છે. તેનુ કટિંગ પણ જોજો ભારે લેખ લખ્યો છે.

"મે તમને ના લખ્યુ હતુ તોયે તમે પેલા હૉર્નિમૅન સાથે ચર્ચામા પડયા ને? તમને ઘડિયાળ અને તેલની બાટલી મોકલેલી તે તો મળી ગઈ જ હશે. આજે મણિબહેનનો કાગળ છે સ્વસ્થ થતી જણાય છે. એ તો થઈ જશે.

લિ.

વલ્લભભાઈના વંદેમાતરમ્"

---

૧. શ્રી છગનલાલ જોષીના પત્ની.

૨. સિ. સી. એફ્ ઍન્ડ્રૂઝ.

"યરવડા મંદિર,
૧૪-૬-'૩૩

"પ્રિય ભાઈ મહાદેવ,

"તમારો કાગળ મળ્યો.

"મેં તો કોઈ વખત કોઈને મળવાની રજા માગી જ નથી. સરકાર પાસેથી રજા મેળવીને મળવામાં હું માનતો નથી. એવી મહેરબાની શું કામ માગવી? એવી મુલાકાતમાં મને રસ નથી. એટલે લક્ષ્મી એવી રીતે રજા મેળવીને આવે એમાં શો લાભ? ડાહ્યાભાઈ તો ગયે અઠવાડિયે આવ્યો હતો, એટલે ક્યારે આવશે એ ન કહી શકું. દર અઠવાડિયે આવે એવું બનતું નથી. ગયે વખતે ચાર અઠવાડિયાં પછી આવ્યો હતો. . . .

"'મૉડર્ન રિવ્યૂ' મળ્યુ છે. હિંદી પુસ્તક મળ્યુ છે. પેલાં 'હરિજન' અને 'હરિજનબંધુ' હવે ન મોકલશો. ટપાલમાં આવે છે.

"બાપુને દૂધના અખતરામાં લાભ ન થયો એ નક્કી છે. દૂધથી ઝાડા થાય તો હમણાં એ અખતરા છોડવા જોઈએ. શાકના સૂપ ચાલુ કરવાં જોઈએ અને દૂધ કમી કરવું જોઈએ. પણ આજે ડૉક્ટરો શું કરી જાય છે તે મને જણાવજો. થોડું વજન વધે અને શક્તિ આવે પછી ખોરાકના અખતરા થઈ શકે. હમણાં તો ન જ થાય. આવી નબળાઈ બહુ વખત રહે એમાં જોખમ છે.

"આ કટિંગ ઉપરથી જણાય છે કે દુર્ગા પણ આવી છે. એ તો તમે અમને કહ્યું પણ નહીં.

લિ.
વલ્લભભાઈના વંદેમાતરમ્"

"યરવડા મંદિર,
૨૦-૬-'૩૩

"પ્રિય ભાઈ મહાદેવ,

"તમારો કાર્ડ મળ્યો. બાપુનો પણ મળ્યો.

"આ સાથે બે કટિંગ મોકલ્યાં છે તે જોજો. એકમાં દેવદાસ અને રાજાજીના યુનિટી કૉન્ફરન્સવાળા મુસલમાન મિત્ર ઇચ્છે છે કે બાપુએ હરિજનનું કામ છોડી દેવું જોઈએ, અને બીજું છે તેમાં એમના એસેમ્બ્લીવાળા હરિજન મિત્ર કહે છે કે બાપુએ તો હવે એકલું હરિજનનું જ કામ કરવું જોઈએ.

"બાપુની તબિયત હવે સુધરવી જોઈએ. અખતરા કરવાનું હવે બિલકુલ છોડવું જોઈએ.

"કાકાની તબિયત બહુ સારી ગણાય. પણ હવે બહુ થયું ગણાય. બાર રતલ દૂધ ઓછું નથી. એથી વધારે ઉપર જશે તો પછી જ્યાં જશે ત્યાં ત્રણ ચાર ગાયો રાખવી જોઈશે.

"બ્રિજકૃષ્ણને હવે કેમ છે?

"પ્રભાવતી કેવી રીતે આવી? એની સજા તો હજી બાકી હતી. નાશિક જયપ્રકાશને મળવા જવાની છે કે નહીં?

"મિસિસ નાયડુને આજે લખ્યું છે. અબ્બાસભાઈ પરિવાર સાથે આવી ગયા હશે. કેમ છે? મૃદુલાનું કેમ છે?

લિ.
વલ્લભભાઈના વંદેમાતરમ્"

ગાંધીજી સરદારના ઑપરેશન વિષે બહુ ચિંતા કર્યા કરતા હતા એટલે એમના ઉપવાસ પૂરા થયા અને તબિયત કંઈ ઠેકાણે આવી ત્યાર પછી સરદારે તા ૨૩-૬-'૩૩ના રોજ ગાંધીજીને નીચે પ્રમાણે કાગળ લખીને હકીકત જણાવી

પૂ બાપુ

ગયે રવિવારે લખેલો આપનો પત્ર મળ્યો હતો આપની તબિયત હવે કંઈ હરવાફરવા જેવી થઈ હશે આપે મારા નાકના ઑપરેશન વિષે પૂછ્યુ હતુ તે સબધમા સરકારનો કશો નિર્ણય થયો ન હતો એટલે લખી શક્યો ન હતો હવે એ સબધમા જે પત્રવ્યવહાર થયો છે તે બધો આ સાથે મોકલ્યો છે ડૉ દેશમુખે તા ૬-૫-૩૩ના રોજ સુપરિન્ટેન્ડેન્ટને કરેલો રિપોર્ટ ત્યાર પછી તે જ મહિનાની તારીખ ૯૦મીનો સુપરિન્ટેન્ડેન્ટનો કાગળ અને તેનો તે જ દિવસે આપેલા મારો જવાબ તે પછી સુપરિન્ટેન્ડેન્ટ ઉપર તા ૨૦મીનો ઇન્ડિયા સરકારનો હુકમ આવેલો તેનો જે ભાગ મને આપવામા આવ્યો તે અને તેનો મે ગઈ કાલે આપેલો જવાબ એ બધુ આ સાથે સામેલ કરેલ છે એ ઉપરથી શુ થયુ છે તે આપ જોઈ શકશો મને નથી લાગતુ કે મારુ એ વિષે ઠેકાણુ પડે ગમે તેવી સ્થિતિમા મારે ઑપરેશન કરાવવુ નથી એથી નુકસાન થવાનો ભય છે હવે એવા ખાડામા મારે ઊતરવુ નથી મને ઘણા એવી સલાહ આપે છે અને એ હુ માનુ છુ કે મારે મુબઈમા સારા નિષ્ણાત પાસે જ આપરેશન કરાવવુ જોઈએ ડૉ અનસારીએ ડૉ ટી એ શાહ પાસે જ કરાવવાની ભલામણ કરી હતી તેથી આપ વિલાયત ગયા ત્યારે આપ ડૉ દેશમુખની સાથે મને એની પાસે મોકલ્યો હતો એણે તપાસીને આપરેશન કરવા સલાહ આપી હતી પણ તે વખતે મારાથી પદર દિવસ એને માટે કાઢી શકાય તેમ ન હતુ પછી ગયા જાન્યુઆરી મહિનામા મે કોટેરાઈઝ કરાવ્યુ હતુ પણ બીજે જ દિવસે અહી આવવાનુ થયુ અને તેથી કઈ નુકસાન થયુ હોય એવો સભવ છે કારણ આખી વાટ મોટરમા આવવાથી પવન લાગ્યો હોય ગમે તેમ હોય પણ હવે જે શરતો સરકારે નાખી છે એ શરતોથી જોખમમા ઊતરવાનો મારો વિચાર થતો નથી કારણ ડૉક્ટર મુબઈના અને રહેવાનુ સાસૂન હૉસ્પિટલ પૂનામા એ બરોબર નથી વળી મુબઈના ડૉક્ટરને જે સગવડ જોઈતી હોય તે અહી ન મેળવી શકે એટલે જોખમ કોને માથે રહે ? સરકાર તો પોતે હાથ ધોઈ ઊભી રહેવા માગે છે આપ સમજી શકશો કે આઈ જી પી ની ઇચ્છા પ્રમાણે જ આમ થયેલુ હશે ભલે જ્યારે સરકારને સલાહ મળે કે આપરેશન કર્યે જ છૂટકો છે ત્યારે એ કરાવશે કે જોઈએ તે સગવડ આપશે ત્યા સુધી પીડા ભોગવવી એ સારુ છે દો૰ વર્ષ ભોગવી તો વળી વધારે પણ આવી રીતે સુશ્કેલીમા એ કામ ન થાય જિંદગીને જોખમ લાગે એવુ કઈ થશે તો તો સરકાર પોતે જ જે કરવુ હશે તે કરાવશે અને જોખમ નહી હોય તો પીડા વેઠવી એ તો આપણુ કર્તવ્ય જ છે ને ? વેઠવા આવ્યા છીએ અને વેઠશુ એમા શું ? આપ આ સબધમા નિશ્ચિત રહો એમ ઇચ્છુ છુ મને કશુ થવાનુ નથી બધી જોઈતી અનુકૂળતા મળ્યા સિવાય

આ કામ કરાવવાનો આપ આગ્રહ ન કરશો. આ સંબંધમાં સરકારમાં આપ કશું જ ન લખો. અગર બહાર કશું જ આંદોલન ન થાય એવી મારી ખાસ વિનંતી છે. હું જેલમાં માંદો રહું છું એવું બહાર આવે એથી મને ભારે શરમ લાગે અને મારી એવી નામોશી તો આપ નહીં જ થવા દો. સરકારને જ્યાં સુધી એના ડૉક્ટરો એવી સલાહ નહીં આપે કે ઑપરેશન કર્યા સિવાય છૂટકો નથી ત્યાં સુધી એ મંજૂરી નહીં માને અને જિંદગીને જ્યારે જોખમ જેવું લાગશે ત્યારે તો એના જ ડૉક્ટરો અને આઈ. જી. પી. પણ જરૂર એવી સલાહ આપશે. પણ એવો વખત આવવાનો જ નથી. એટલે માત્ર પીડા વેઠવાથી જ કંટાળીને ધમપછાડા શા માટે કરવા જોઈએ? મે ડૉક્ટરને બોલાવવાની માગણી કરી છે તે સ્વીકારાશે તો તેમને મળી બધી હકીકતની તેની સાથે ચર્ચા કરી કયા ડૉક્ટર પાસે ઑપરેશન કરાવવું અને તે માટે શી સગવડ જોઈએ એ બધું જાણી લઈ, સરકારને છેવટનો જવાબ હું આપીશ અને તેની આપને ખબર આપીશ. આપ જરાય ચિંતા ન કરશો.

લિ.

વલ્લભભાઈના પ્રણામ

સરદારના નાકના ઑપરેશનની કહાણી એવી છે કે એમને યરવડામાં નાકની બહુ હેરાનગતિ થતી હતી. એટલે સરકાર તરફથી પૂનાની સાસૂન હૉસ્પિટલના નાકના ખાસ ડૉક્ટર પાસે એમને તપાસરાવ્યા. એણે અને સિવિલ સર્જને એવો અભિપ્રાય આપ્યો કે ઑપરેશન કરાવવામાં આવે તો ફાયદો થવા સંભવ છે. એટલે સરદારે પોતાના ડૉક્ટર દેશમુખને બોલાવરાવી તેમની પાસે પોતાની તબિયત તપાસરાવી. 'ડીફ્લેક્ટેડ નેઝલ સેપ્ટમ' માટે ઑપરેશન કરાવવાની તેમણે પણ સલાહ આપી. સાથે એવો અભિપ્રાય આપ્યો કે ઑપરેશન મુંબઈમાં કરાવવામાં આવે તો સારું. તે ઉપરથી આઈ. જી. પી. એ સરદારને પુછાવ્યું કે તમે ઑપરેશન જલદી કરાવવા ઇચ્છો છો કે કેમ? સરદારે હા પાડી. પણ તેઓ તો હિંદી સરકારના કેદી હતા એટલે હિંદી સરકારનો હુકમ મેળવવો જોઈએ. હિંદી સરકારે તા. ૨૦–૬–'૩૩ના રોજ જણાવ્યું કે પૂનાની સાસૂન હૉસ્પિટલમાં ઑપરેશન કરાવવાની સરદારની ઇચ્છા હોય તો ત્યાં ઑપરેશનની સગવડ કરી આપવામાં આવશે. પણ બીજી કોઈ ઇસ્પિતાલમાં અથવા પૂનાની બહાર ઑપરેશન માટે તેમને લઈ જવામાં આવશે નહીં. વળી તા. ૨૧મી એપ્રિલે સાસૂન હૉસ્પિટલના સિવિલસર્જન તથા નાકના દરદના ખાસ ડૉક્ટર મૅકેન્ઝીએ તેમને તપાસીને એવો અભિપ્રાય આપેલો છે કે ઑપરેશન એકદમ કરવું જ જોઈએ એ જરૂરનું નથી. એટલે જો મિ. પટેલને પોતાના ડૉક્ટરો પાસે ઑપરેશન કરાવવું હશે તો તેને અંગે જે ખર્ચ થશે તે તેમને જે ભથ્થાની રકમ

આપવામાં આવે છે તેમાંથી કંઈ વધેલી રકમ હશે તો તેમાંથી, નહીં તો બીજી રીતે મિ. પટેલે પોતે આપવું પડશે. મિ. પટેલને એ પણ જણાવવું કે ઑપરેશન સફળ થાય કે નહીં તેની તમામ જવાબદારી ઑપરેશન કરનાર મિ. પટેલના ડૉક્ટર ઉપર રહેશે, સરકાર ઉપર કશી નહીં રહે. આના જવાબમાં સરદારે સરકારને જણાવ્યું કે, 'ઑપરેશન કરાવવું એ સલાહ ભરેલું છે કે કેમ એ બાબતમાં કંઈ ગેરસમજ થયેલી લાગે છે. જેલના ડૉક્ટરોએ ગયા એક વર્ષ કરતાં વધુ વખત સુધી જે ઉપાયો સૂચવ્યા તે મેં કર્યા છે. અને તેની કશી અસર ના થઈ ત્યારે તેમણે જ ડૉક્ટર મંડલિકની સલાહ લીધી હતી. સિવિલ સર્જન તથા ડૉ. મંડલિકે મને એવી સલાહ આપી ન હોત કે ઉત્તમ ઉપાય ઑપરેશન કરાવી નાખવું એ જ છે, તો મેં મારા ખાનગી ડૉક્ટર, ડૉ. દેશમુખ પાસે તપાસાવવાની માગણી પણ ન કરી હોત. હવે સરકારની પરવાનગીથી મારા દાક્તરે મને તપાસીને એવી સલાહ આપી છે કે ઑપરેશન જરૂરી છે. પણ નાકનું ઑપરેશન બહુ નાજુક હોય છે. પહેલાં એક વખત મેં ઑપરેશન તથા કૉટેરીઝેશન કરાવેલું છે. એટલે ફરી મારે ઑપરેશન કરાવવું હોય તો ઉત્તમ સગવડ મળે, જેથી નિષ્ફળતાનો ભય ન રહે, એવી સ્થિતિમાં જ મારે ઑપરેશન કરાવવું છે. પરંતુ સરકારના હુકમ ઉપરથી એમ જણાય છે કે ઑપરેશન કરનાર સર્જન મારો રાખવામાં આવે તોપણ તેને તેઓ ખૂબ મર્યાદિત સગવડ આપવા ઇચ્છે છે અને ઑપરેશનની જવાબદારીનો ભાર તેના ઉપર નાખવા ઇચ્છે છે. આ સ્થિતિમાં મારા ડૉક્ટરોની સલાહ લીધા વિના હું કાંઈ નિર્ણય કરી શકતો નથી.'

આ ઉપરથી ડૉ. દેશમુખ અને ડૉ. દામાણી સરદારને સરકારની પરવાનગીથી અગિયારમી જુલાઈએ ફરી તપાસી ગયા. તેમણે અભિપ્રાય આપ્યો કે, "ઑપરેશન બે કે ત્રણ હપ્તે કરવું પડશે અને કર્યા પછી પણ બહુ કાળજીપૂર્વક સંભાળ રાખવી પડશે એટલે અમે મુંબઈમાં જ ઑપરેશન કરાવવાની સલાહ આપીએ છીએ." આ સલાહ સરકારે સ્વીકારી નહીં. પણ પૂનામાં સાસૂન હૉસ્પિટલમાં જે સગવડ જોઈએ તે આપવા કહ્યું. સરદારે ૨૯મી જુલાઈએ છેવટનો જવાબ લખી નાખ્યો કે, 'મારા ડૉક્ટરો ૭ અઠવાડિયાં પૂના આવીને રોકાઈ શકે એમ નથી. જોકે મારી પીડા વધતી જાય છે, અને દરદ અસહ્ય થતું જાય છે પણ સરકારને એના પોતાના ડૉક્ટરો જ્યાં સુધી મારા ઑપરેશન વિષે સલાહ ન આપે ત્યાં સુધી એ પીડા મારે વેઠવે જ છૂટકો છે.' આમ નાકના ઑપરેશનનું આ પ્રકરણ પતી ગયું. બહાર આવ્યા પછી છેક ૧૯૩૫માં સરદાર ઑપરેશન કરાવી શકેલા.

આ કામ કરાવવાનો આપ આગ્રહ ન કરશો આ સબંધમા સરકારમા આપ કશુ જ ન લખો અગર બહાર કશુ જ આંદોલન ન થાય એવી મારી ખાસ વિનતી છે હુ જેમા માદો રહુ છુ એવુ બહાર આવે એથી મને ભારે શરમ લાગે અને મારી એવી નામોશી તો આપ નહી જ થવા દો સરકારને જ્યા સુધી એના ડૉક્ટરો એવી સલાહ નહી આપે કે ઑપરેશન કર્યા સિવાય છૂટકો નથી, ત્યા સુધી એ કોઈનુ નહી માને અને જિંદગીને જ્યારે જોખમ જેવુ લાગશે ત્યારે તો એના જ ડૉક્ટરો અને આઈ જી પી પણ જરૂર એવી સલાહ આપશે પણ એવો વખત આવવાનો જ નથી એટલે માત્ર પીડા વેઠવાથી જ કંટાળીને ધમપછાડા શા માટે કરવા જોઈએ? મે ડૉક્ટરને બોલાવવાની માગણી કરી છે તે સ્વીકારાશે તો તેમને મળી, બધી હકીકતની તેની સાથે ચર્ચા કરી કયા ડૉક્ટર પાસે ઑપરેશન કરાવવુ અને તે માટે શી સવગડ જોઈએ એ બધુ જાણી લઈ, સરકારને છેવટનો જવાબ હુ આપીશ અને તેની આપને ખબર આપીશ આપ જરાય ચિંતા ન કરશો

નિ

વલ્લભભાઈના પ્રણામ '

સરદારના નાકના ઑપરેશનની કહાણી એવી છે કે એમને યરવડામા નાકની બહુ હેરાનગતિ થતી હતી, એટલે સરકાર તરફથી પૂનાની સાસૂન હૉસ્પિટલના નાકના ખાસ ડૉક્ટર પાસે એમને તપાસરાવ્યા એણે અને સિવિલ સર્જને એવો અભિપ્રાય આપ્યો કે ઑપરેશન કરાવવામા આવે તો ફાયદો થવા સભવ છે એટલે સરદારે પોતાના ડૉક્ટર દેશમુખને બોલાવરાવી તેમની પાસે પોતાની તબિયત તપાસડાવી 'ડીફ્લેક્ટેડ નેઝલ સેપ્ટમ' માટે ઑપરેશન કરાવવાની તેમણે પણ સલાહ આપી સાથે એવો અભિપ્રાય આપ્યો કે ઑપરેશન મુબઈમા કરાવવામા આવે તો સારું તે ઉપરથી આઈ જી પી એ સરદારને પુછાવ્યુ કે તમે ઑપરેશન જલદી કરાવવા ઇચ્છો છો કે કેમ? સરદારે હા પાડી પણ તેઓ તો હિંદી સરકારના કેદી હતા એટલે હિંદી સરકારનો હુકમ મેળવવો જોઈએ હિંદી સરકારે તા ૨૦-૬-'૩૩ના રોજ જણાવ્યુ કે પૂનાની સાસૂન હૉસ્પિટલમા ઑપરેશન કરાવવાની સરદારની ઇચ્છા હોય તો ત્યા ઑપરેશનની સગવડ કરી આપવામા આવશે પણ બીજી કોઈ ઇસ્પિતાલમા અથવા પૂનાની બહાર ઑપરેશન માટે તેમને લઈ જવામા આવશે નહી વળી તા ૨૧મી એપ્રિલે સાસૂન હૉસ્પિટલના સિવિલસર્જન તથા નાકના દરદના ખાસ ડૉક્ટર મનિકે તેમને તપાસીને એવો અભિપ્રાય આપેલો છે કે ઑપરેશન એકદમ કરવુ જ જોઈએ એ જરૂરનુ નથી એટલે જો મિ પટેલને પોતાના ડૉક્ટરો પાસે ઑપરેશન કરાવવુ હશે તો તેને અગે જે ખર્ચ થશે તે તેમને જ ભરવાની રકમ

આપવામાં આવે છે તેમાંથી કંઈ વધેલી રકમ હશે તો તેમાંથી, નહીં તો બીજી રીતે મિ. પટેલે પોતે આપવુ પડશે. મિ. પટેલને એ પણ જણાવવું કે ઑપરેશન સફળ થાય કે નહીં તેની તમામ જવાબદારી ઑપરેશન કરનાર મિ. પટેલના ડૉક્ટર ઉપર રહેશે, સરકાર ઉપર કશી નહીં રહે. આના જવાબમાં સરદારે સરકારને જણાવ્યું કે, 'ઑપરેશન કરાવવું એ સલાહ ભરેલું છે કે કેમ એ બાબતમાં કંઈ ગેરસમજ થયેલી લાગે છે. જેલના ડૉક્ટરોએ ગયા એક વર્ષ કરતાં વધુ વખત સુધી જે ઉપાયો સૂચવ્યા તે મેં કર્યા છે. અને તેની કશી અસર ના થઈ ત્યારે તેમણે જ ડૉક્ટર મંડલિકની સલાહ લીધી હતી. સિવિલ સર્જન તથા ડૉ. મંડલિકે મને એવી સલાહ આપી ન હોત કે ઉત્તમ ઉપાય ઑપરેશન કરાવી નાખવું એ જ છે, તો મેં મારા ખાનગી ડૉક્ટર, ડૉ. દેશમુખ પાસે તપાસાવવાની માગણી પણ ન કરી હોત. હવે સરકારની પરવાનગીથી મારા દાક્તરે મને તપાસીને એવી સલાહ આપી છે કે ઑપરેશન જરૂરી છે. પણ નાકનું ઑપરેશન બહુ નાજુક હોય છે. પહેલાં એક વખત મેં ઑપરેશન તથા કૉટેરિઝેશન કરાવેલું છે. એટલે ફરી મારે ઑપરેશન કરાવવુ હોય તો ઉત્તમ સગવડ મળે, જેથી નિષ્ફળતાનો ભય ન રહે, એવી સ્થિતિમાં જ મારે ઑપરેશન કરાવવું છે. પરંતુ સરકારના હુકમ ઉપરથી એમ જણાય છે કે ઑપરેશન કરનાર સર્જન મારો રાખવામાં આવે તોપણ તેને તેઓ ખૂબ મર્યાદિત સગવડ આપવા ઇચ્છે છે અને ઑપરેશનની જવાબદારીનો ભાર તેના ઉપર નાખવા ઇચ્છે છે. આ સ્થિતિમાં મારા ડૉક્ટરોની સલાહ લીધા વિના હું કાંઈ નિર્ણય કરી શકતો નથી.'

આ ઉપરથી ડૉ દેશમુખ અને ડૉ. દામાણી સરદારને સરકારની પરવાનગીથી અગિયારમી જુલાઈએ ફરી તપાસી ગયા. તેમણે અભિપ્રાય આપ્યો કે, "ઑપરેશન બે કે ત્રણ હપ્તે કરવુ પડશે. અને કર્યા પછી પણ બહુ કાળજીપૂર્વક સંભાળ રાખવી પડશે એટલે અમે મુબઈમાં જ ઑપરેશન કરાવવાની સલાહ આપીએ છીએ" આ સલાહ સરકારે સ્વીકારી નહીં. પણ પૂનામાં સાસૂન હૉસ્પિટલમા જે સગવડ જોઈએ તે આપવા કહ્યું સરદારે ૨૯મી જુલાઈએ છેવટનો જવાબ લખી નાખ્યો કે, 'મારા ડૉક્ટરો ૭ અઠવાડિયાં પૂના આવીને રોકાઈ શકે એમ નથી. જોકે મારી પીડા વધતી જાય છે, અને દરદ અસહ્ય થતુ જાય છે. પણ સરકારને એના પોતાના ડૉક્ટરો જ્યા સુધી મારા ઑપરેશન વિષે સલાહ ન આપે ત્યાં સુધી એ પીડા મારે વેઠવે જ છૂટકો છે.' આમ નાકના ઑપરેશનનુ આ પ્રકરણ પતી ગયુ. બહાર આવ્યા પછી છેક ૧૯૩૫માં સરદાર ઑપરેશન કરાવી શકેલા.

તા. ૧–૮–૩૩'ના રોજ જ્યારે ગાંધીજીને અમદાવાદમાં પકડવામાં આવ્યા તે જ દિવસે સરદારને યરવડાથી ખસેડી નાશિક જેલમાં લઈ જવામાં આવ્યા. નાશિક જેલમાં પોતાને અંગ્રેજી ઘણાં છાપાં મળતાં પણ ગુજરાતી એકે નહીં મળતું તે માટે 'મુંબઈ સમાચાર'ની સરદારે માગણી કરી ત્યારે સરકારે એમને 'જામેજમશેદ' આપવા માંડ્યું. એ સંબંધી તથા બીજા નાના નાના ઝઘડા સરકાર સાથે ચાલ્યાં જ કર્યા. ખૂબ પત્રવ્યવહાર ચાલ્યો: સરકારની પરવાનગીથી જ પોતાના ડૉક્ટરને મુંબઈથી બોલાવી તેમણે દાંતની ટ્રીટમેન્ટ કરાવી હતી. અને તેનું બિલ પોતાની માસિક ભથ્થાની રકમમાંથી જ આપવાનું હતું. છતાં બિલ ઘણું ભારે છે એવો સરકારે વાંધો ઉઠાવ્યો. તે સંબંધી પણ ઘણી લખાપટ્ટી થઈ. અને સરકારે પોતે મંજૂર રાખ્યા પ્રમાણે જ બિલની રકમ આપવાનો આગ્રહ કર્યો. ત્યારે સરદારે તે સંબંધમાં પોતાના વકીલની સલાહ લેવાની માગણી કરી, તે સરકારે મંજૂર ન રાખી.

નાશિક જેલમાં એમને લઈ ગયા પછી એક નાનો પણ સરકારનું અઘટિત વર્તન બતાવનારો બનાવ બની ગયો તેની અહીં નોંધ લેવી જોઈએ. નાશિક જેલમાં શરૂઆતમાં તો સરદારને ત્યાંની હૉસ્પિટલની એક બૅરેકમાં રાખ્યા, અને સોબતી તરીકે શ્રી મંગળદાસ પકવાસાને તેમની સાથે રાખવામાં આવ્યા. પણ થોડા જ દિવસ પછી બનાવટી સહીઓ કરવા માટે જેને પાંચ વર્ષની જેલની સજા થયેલી એવા એક કેદીને એમની બરાકમાં રાખવામાં આવ્યો. ખરી રીતે તો સરદારને અલગ કોટડી આપવી જોઈએ. પણ શ્રી મંગળદાસ તો પોતાના અંગત માણસ અને બરાક જરા મોટી અને સગવડવાળી હતી એટલે સરદારે વાંધો ઉઠાવેલો નહીં. પણ ચોવીસે કલાક ગુનેગાર કેદીને આવી રીતે પોતાની સાથે રાખવામાં આવે એ સ્વાભાવિક રીતે ત્રાસરૂપ લાગે એટલે સરદારે સુપરિન્ટેન્ડેન્ટને એની સામે પોતાનો વાંધો જણાવ્યો. સુપરિન્ટેન્ડેન્ટની દાનત તો કદાચ એવી હશે કે મંગળદાસ પકવાસાને બદલે પેલા ગુનેગાર કેદીને સરદારની સાથે રાખી તેમને સોબતી આપ્યો છે એમ કહેવડાવવું. પણ સરદારે વાંધો ઉઠાવ્યો એટલે હૉસ્પિટલ વિભાગમાંથી ખસેડી તેમને બીજા વિભાગમાં અલગ કોટડીમાં લઈ ગયા. ત્યાં હૉસ્પિટલ જેવી સગવડ ન હતી છતાં મંગળદાસ પકવાસાને સોબતી તરીકે એ વિભાગમાં રાખ્યા હતા એટલે સરદારને કશો વાંધો ઉઠાવવા જેવું હતું નહીં. પણ શ્રી મંગળદાસ તેમની સજા પૂરી થતાં તા. ૮મી સપ્ટેમ્બરે છૂટી ગયા. એટલે એ આખા વિભાગમાં સરદાર એકલા પડ્યા. સોબતી આપવા માટે તેમણે સુપરિન્ટેન્ડેન્ટને વાત કરી પણ એ રાજદ્વારી

કેદીઓમાંથી કોઈને આપવા રાજી ન હતો. એટલે સરદારને મુંબઈ સરકારના હોમ મેમ્બરને લખવું પડ્યું. તેને જણાવ્યું કે,

"તમે સજા તરીકે મને એકાંતમાં રાખવા ઇચ્છતા હો તો હું વાંધો ન ઉઠાવી શકું, પણ એકાંત સજાને પાત્ર થવા જેવું મેં કશું કર્યું નથી. વળી મારી તબિયત સારી હોય તો હું એકાંતની તકલીફને ગણકારું એવો નથી, પણ નાકની તકલીફને લીધે મારે કેટલીય રાત આખી જાગતા અને બેઠા રહીને ગાળવી પડે છે. વળી મારી પાસે કોઈ સોબતી હોય તો મારી બીમારીમાં હું તેની પાસે કંઈ લખાવું અથવા વંચાવુંયે ખરો. મારી આવી નાદુરસ્ત તબિયતમાં બિલકુલ એકાંતમાં રહેવાનો બોજો મારી ઉપર નાખવો એ યોગ્ય નથી. આ જેલમાં રાજદ્વારી કેદીઓ ઘણા છે. તેમાંથી એક અથવા બેની સોબત મને આપવામાં આવે તો મને ઘણી આસાએશ મળે એમ છે."

આ કાગળ ગયા પછી થોડા દિવસે ડૉ. ચંદુલાલ દેસાઈને રોગતી તરીકે એમની સાથે રાખવામાં આવ્યા.

સરદાર યરવડામાં હતા ત્યારે જ '૩૨ ના નવેમ્બરમાં એમનાં માતુશ્રીનું અવસાન થયેલું. તે વખતે તો ગાંધીજી અને મહાદેવભાઈ એમની સાથે હતા. નાસિક જેલમાં ગયા પછી બેએક મહિનામાં એટલે તા. ૨૨–૧૦–'૩૩ ના રોજ પોતાના મોટાભાઈ નામદાર શ્રી વિઠ્ઠલભાઈનું પરદેશમાં સગાં-સંબંધીઓથી દૂર એવી વિષમ હાલતમાં અવસાન થયું. નામદાર વિઠ્ઠલભાઈને ૧૯૩૧ના જાન્યુઆરીમાં એમની તબિયતને કારણે એમની સજા પૂરી થતાં પહેલાં છોડી મૂકવામાં આવ્યા હતા. એમને પેટનું ઑપરેશન કરાવવાની બહુ જરૂર હતી. તે ઑપરેશન બહુ ગંભીર હતું એટલે તે માટે તેઓ તરત જ વિયેના ગયા. ત્યાં એમની તબિયત પૂરી સુધરી ન સુધરી એવી હાલતમાં તેઓ અમેરિકા જઈ આવ્યા. ત્યાં હિંદુસ્તાનની હાલત વિષે તેમણે અનેક ભાષણો આપ્યાં. એ બોજો તેમની તબિયત સહન કરી શકી નહીં. પાછા વિયેના આવી ત્યાંની હૉસ્પિટલમાં દાખલ થયા. પણ દીવામાં તેલ ખૂટી ગયું હતું એટલે થોડા જ વખતમાં એમનો જીવનદીપ હોલવાઈ ગયો. તેમના અવસાન માટે દિલાસોજી બતાવનારા પુષ્કળ તારો અને કાગળો સરદાર ઉપર આવ્યા. જેલમાંથી એ બધાને જવાબ આપી શકાય નહીં, એટલે તેમણે નીચેનો સંદેશો વર્તમાનપત્રોમાં છાપવા માટે સરકાર ઉપર મોકલી આપ્યો:

"મારી ઉપર વિઠ્ઠલભાઈના અવસાન બદલ દિલસોજી અને લાગણી બતાવનારા પુષ્કળ કાગળો (દેશના જુદા જુદા ભાગોમાંથી, બહારદેશ અને ઠ કાથી પણ,) આવ્યા છે તે બધાને (અહીંથી) વ્યક્તિગત જવાબ આપવાનું મારે માટે શકય નથી. તેથી મારા પ્રત્યે જેઓએ દિલાસોજી બતાવી છે તેમનો (જાહેર રીતે) આભાર માનવાની આ તક હું લઉં છું. (મારા દુઃખમાં લાખો માણસો ભાગ લેનારા છે એના કરતાં વધારે મોટું આશ્વાસન મને બીજું શું હોઈ શકે?)"

તા. ૧-૮-૩૩'ના રોજ જ્યારે ગાંધીજીને અમદાવાદમાં પકડવામાં આવ્યા તે જ દિવસે સરદારને યરવડાથી ખસેડી નાશિક જેલમાં લઈ જવામાં આવ્યા. નાશિક જેલમાં પોતાને અંગ્રેજી ઘણાં છાપાં મળતાં પણ ગુજરાતી એકે નહીં મળતું તે માટે 'મુબઈ સમાચાર'ની સરદારે માગણી કરી ત્યારે સરકારે એમને 'જામેજમશેદ' આપવા માંડ્યું. એ સંબંધી તથા બીજા નાના નાના ઝઘડા સરકાર સાથે ચાલ્યાં જ કર્યા. ખૂબ પત્રવ્યવહાર ચાલ્યો: સરકારની પરવાનગીથી જ પોતાના ડૉક્ટરને મુબઈથી બોલાવી તેમણે દાંતની ટ્રીટમેન્ટ કરાવી હતી. અને તેનુ બિલ પોતાની માસિક ભથ્થાની રકમમાથી જ આપવાનુ હતુ. છતાં બિલ ઘણુ ભારે છે એવો સરકારે વાંધો ઉઠાવ્યો. તે સંબંધી પણ ઘણી લખાપટી થઈ. અને સરકારે પોતે મંજૂર રાખ્યા પ્રમાણે જ બિલની રકમ આપવાનો આગ્રહ કર્યો. ત્યારે સરદારે તે સંબંધમાં પોતાના વકીલની સલાહ લેવાની માગણી કરી, તે સરકારે મંજૂર ન રાખી.

નાશિક જેલમાં એમને લઈ ગયા પછી એક નાનો પણ સરકારનું અઘટિત વર્તન બતાવનારો બનાવ બની ગયો તેની અહીં નોંધ લેવી જોઈએ. નાશિક જેલમાં શરૂઆતમાં તો સરદારને ત્યાંની હૉસ્પિટલની એક બૅરેકમાં રાખ્યા, અને સોબતી તરીકે શ્રી મંગળદાસ પકવાસાને તેમની સાથે રાખવામાં આવ્યા. પણ થોડા જ દિવસ પછી બનાવટી સહીઓ કરવા માટે જેને પાંચ વર્ષની જેલની સજા થયેલી એવા એક કેદીને એમની બરાકમાં રાખવામાં આવ્યો. ખરી રીતે તો સરદારને અલગ કોટડી આપવી જોઈએ. પણ શ્રી મંગળદાસ તો પોતાના અંગત માણસ અને બરાક જરા મોટી અને સગવડવાળી હતી એટલે સરદારે વાંધો ઉઠાવેલો નહીં. પણ ચોવીસે કલાક ગુનેગાર કેદીને આવી રીતે પોતાની સાથે રાખવામાં આવે એ સ્વાભાવિક રીતે ત્રાસરૂપ લાગે એટલે સરદારે સુપરિન્ટેન્ડેન્ટને એની સામે પોતાનો વાંધો જણાવ્યો. સુપરિન્ટેન્ડેન્ટની દાનત તો કદાચ એવી હશે કે મંગળદાસ પકવાસાને બદલે પેલા ગુનેગાર કેદીને સરદારની સાથે રાખી તેમને સોબતી આપ્યો છે એમ કહેવડાવવું. પણ સરદારે વાંધો ઉઠાવ્યો એટલે હૉસ્પિટલ વિભાગમાથી ખસેડી તેમને બીજા વિભાગમાં અલગ કોટડીમાં લઈ ગયા ત્યાં હૉસ્પિટલ જેવી સગવડ ન હતી છતાં મંગળદાસ પકવાસાને સોબતી તરીકે એ વિભાગમાં રાખ્યા હતા એટલે સરદારને કશો વાંધો ઉઠાવવા જેવું હતુ નહીં. પણ શ્રી મંગળદાસ તેમની સજા પૂરી થતા તા. ૯મી સપ્ટેમ્બરે છૂટી ગયા. એટલે એ આખા વિભાગમાં સરદાર એકલા પડ્યા. સોબતી આપવા માટે તેમણે સુપરિન્ટેન્ડેન્ટને વાત કરી પણ એ રાજદ્વારી

કેદીઓમાંથી કોઈને આપવા રાજી ન હતો. એટલે સરદારને મુંબઈ સરકારના હોમ મેમ્બરને લખવું પડયું. તેને જણાવ્યું કે,

"તમે સજા તરીકે મને એકાંતમાં રાખવા ઇચ્છતા હો તો હું વાંધો ન ઉઠાવી શકું, પણ એકાંત સજાને પાત્ર થવા જેવું મેં કશું કર્યું નથી. વળી મારી તબિયત સારી હોય તો હું એકાંતની તકલીફને ગણકારું એવો નથી, પણ નાકની તકલીફને લીધે મારે કેટલીય રાત આખી જાગતા અને બેઠા રહીને ગાળવી પડે છે. વળી મારી પાસે કોઈ સોબતી હોય તો મારી બીમારીમાં હું તેની પાસે કંઈ લખાવું અથવા વંચાવુંયે ખરો. મારી આવી નાદુરસ્ત તબિયતમાં બિલકુલ એકાંતમાં રહેવાનો બોજો મારી ઉપર નાખવો એ યોગ્ય નથી. આ જેલમાં રાજદ્વારી કેદીઓ ઘણા છે. તેમાંથી એક અથવા બેની સોબત મને આપવામાં આવે તો મને ઘણી આસાએશ મળે એમ છે."

આ કાગળ ગયા પછી થોડા દિવસે ડૉ. ચંદુલાલ દેસાઈને સોબતી તરીકે એમની સાથે રાખવામાં આવ્યા.

સરદાર યરવડામાં હતા ત્યારે જ '૩૨ ના નવેમ્બરમાં એમનાં માતુશ્રીનું અવસાન થયેલું. તે વખતે તો ગાંધીજી અને મહાદેવભાઈ એમની સાથે હતા. નાશિક જેલમાં ગયા પછી બેએક મહિનામાં એટલે તા. ૨૨-૧૦-'૩૩ ના રોજ પોતાના મોટાભાઈ નામદાર શ્રી વિઠ્ઠલભાઈનું પરદેશમાં સગાં-સંબંધીઓથી દૂર એવી વિષમ હાલતમાં અવસાન થયુ. નામદાર વિઠ્ઠલભાઈને ૧૯૩૧ના જાન્યુઆરીમાં એમની તબિયતને કારણે એમની સજા પૂરી થતાં પહેલાં છોડી મૂકવામાં આવ્યા હતા. એમને પેટનું ઑપરેશન કરાવવાની બહુ જરૂર હતી. તે ઑપરેશન બહુ ગંભીર હતુ એટલે તે માટે તેઓ તરત જ વિયેના ગયા. ત્યાં એમની તબિયત પૂરી સુધરી ન સુધરી એવી હાલતમાં તેઓ અમેરિકા જઈ આવ્યા. ત્યાં હિંદુસ્તાનની હાલત વિષે તેમણે અનેક ભાષણો આપ્યાં. એ બોજો તેમની તબિયત સહન કરી શકી નહીં. પાછા વિયેના આવી ત્યાંની હૉસ્પિટલમાં દાખલ થયા. પણ દીવામાં તેલ ખૂટી ગયું હતુ એટલે થોડા જ વખતમાં એમનો જીવનદીપ હોલવાઈ ગયો. તેમના અવસાન માટે દિલાસોજી બતાવનારા પુષ્કળ તારો અને કાગળો સરદાર ઉપર આવ્યા. જેલમાંથી એ બધાને જવાબ આપી શકાય નહીં, એટલે તેમણે નીચેનો સંદેશો વર્તમાનપત્રોમાં છાપવા માટે સરકાર ઉપર મોકલી આપ્યો :

"મારી ઉપર વિઠ્ઠલભાઈના અવસાન બદલ દિલસોજી અને લાગણી બતાવનારા પુષ્કળ કાગળો (દેશના જુદા જુદા ભાગોમાંથી, બ્રહ્મદેશ અને લંકાથી પણ,) આવ્યા છે તે બધાને (અહીંથી) વ્યક્તિગત જવાબ આપવાનું મારે માટે શક્ય નથી. તેથી મારા પ્રત્યે જેઓએ દિલાસોજી બતાવી છે તેમનો (જાહેર રીતે) આભાર માનવાની આ તક હું લઉં છું. (મારા દુઃખમાં લાખો માણસો ભાગ લેનારા છે એના કરતાં વધારે મોટું આશ્વાસન મને બીજું શું હોઈ શકે?)"

ઉપરના સંદેશામાંથી કૌંસમા મૂકેલા શબ્દો કાઢી નાખીને સંદેશો છાપવો હોય તો છપાની શકાશે એમ સરકાર તરફથી રાજદ્વારી કેદી શ્રી વલ્લભભાઈ પટેલને જણાવવામા આવ્યુ. સરદારે એના જવાબમાં જણાવ્યુ કે મારા આવા નિર્દોષ સંદેશામા પણ કાપકૂપ કરવાથી તે અચોક્કસ, બુઠ્ઠો અને અર્થહીન થઈ જાય છે. એટલે એ ન છપાવવાનો હુ નિર્ણય કરુ છુ

પછી તા ૯–૧૧'–૩૩ ના રોજ નામદાર વિઠ્ઠલભાઈનુ શબ વિયેનાથી મુબઈ લાવવામાં આવ્યુ. માર્સેલથી શબને લઈ જતી સ્ટીમર ઊપડે તે પહેલાં શ્રી સુભાષ બોઝે ગાંધીજી, જેઓ હરિજનયાત્રામા હતા તેમને તાર કર્યો કે વિઠ્ઠલભાઈની અતિમ ક્રિયા વલ્લભભાઈને હાથે થાય એ ઇષ્ટ છે, માટે તમે એની વ્યવસ્થા કરો ગાંધીજીએ તા. ૨૮–૧૦–'૩૩ ના રોજ છાપા જોગું નિવેદન બહાર પાડીને પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, 'સરદાર પેરલ ઉપર છૂટા થવાની અરજી નહી કરે એમ હુ માનુ છુ અને તેથી તેમને હાથે અતિમ ક્રિયા થાય એ શક્ય લાગતુ નથી.'-છતા બહારના કેટલાક મિત્રોએ સરકારમા લખાણ કર્યું તે ઉપરથી ૭મી નવેમ્બરની રાત્રે સરદારને જણાવવામાં આવ્યુ કે વિઠ્ઠલભાઈની અતિમ ક્રિયા કરવા માટે તમને નીચેની શરતે છોડવામાં આવશે·

> ૧. તમે શ્રી વિઠ્ઠલભાઈની અતિમ ક્રિયા કરી શકો તે માટે જેટલો વખત આવશ્યક હોય તેટલા વખતને માટે તમને છોડવામા આવશે પણ તમારે એવી બાયધરી આપવી પડશે કે તમે બહાર હો તે દરમ્યાન તમે કોઈ રાજદ્વારી ભાષણ કરશો નહી તેમ જ કોઈ રાજદ્વારી પ્રવૃત્તિમા ભાગ લેશો નહી. ક્રિયા થઈ ગયા પછી નક્કી કરેલે સ્થળે અને સમયે તમે હાજર થઈ જશો જેથી તમને ફરી પકડવામા આવે.
>
> ૨. તમને તા ૯મી ને ગુરુવારે સવારે નાશિક જેલમાથી છોડવામા આવશે.
>
> ૩. તા. ૧૧મી ને શનિવારે મુબઈથી નાશિક માટે સવારે ૭–૧૫ વાગ્યે ઊપડતી ટ્રેનમા બેસીને તમારે નાશિક આવવું જોઈશે એ ટ્રેન ૧૦–૫૭ વાગ્યે નાશિક પહોચે છે તે વખતે સ્ટેશન ઉપર એક પોલીસ અમલદાર હાજર હશે. ટ્રેનમાથી ઊતરીને તમારે એને હવાલે થઈ જવુ જોઈશે.

સરદારે જવાબ આપ્યો કે, 'આવી કોઈ શરતે હું બહાર જવા ઇચ્છતો નથી તમારે મને છોડવો હોય તો બિનશરતે છોડો અને જ્યારે ફરી પકડવો હોય ત્યારે હું જ્યાં હોઉં ત્યાંથી તમે મને પકડી શકો છો. પણ હું મારી મેળે પોલીસને હવાલે થવા જવાનો નથી આ પ્રસંગે બહાર મારી ઘણી જરૂર છે એ હું જાણુ છુ, પણ આબરૂ અથવા સ્વમાનને ભોગે મારે બહાર જવુ નથી.' તા ૧૦મીએ નામદાર વિઠ્ઠલભાઈની ભવ્ય મોટી સ્મશાનયાત્રા મુબઈમાં નીકળી તે વખતે મણિબહેન બહાર હતાં એટલે તેઓ તેમાં ભાગ

લઈ શકચાં. ડાહ્યાભાઈને હાથે શબને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તે વખતે શ્રીમતી સરોજિનીદેવીએ બહુ હૃદયદ્રાવક ભાષણ કર્યું. વિઠ્ઠલભાઈના અવસાનથી સરદારને થયેલી લાગણીનો અને પોતાની મનઃસ્થિતિનો કંઈક ખ્યાલ તેમણે તા. ૨૧-૧૧-'૩૪ના રોજ શ્રી મથુરાદાસ ત્રિકમજીને લખેલા નીચેના કાગળ ઉપરથી આવે છે:

"તમારો કાગળ મળ્યો હતો. પછી તો ચારે તરફથી આવતા તારો અને કાગળોના જવાબો આપવામાં પડી ગયો. ચિત્ત પણ કંઈક અસ્વસ્થ થયું. હવે કંઈ નથી. થવાનું હતું તે થઈ ગયું. કોઈ કોઈ વાર સ્મરણ થઈ આવે છે. પણ એ બધું હવે વેદનાકર્તા નથી. આ કઠણ કાળમાં ઊભી આબરૂએ આ ફાની દુનિયા છોડી જવાનું ભાગ્ય પ્રાપ્ત થાય તો એમાં શોક કરવા જેવું કશું નથી, એમ ઊંડે વિચાર કરતાં લાગ્યાં કરે છે. ઈશ્વરને ગમ્યું તે ખરું. જતા જતાં કુટુંબની, કોમની અને મુલકની આબરૂ વધારી ગયા છે એટલે હું હવે જરાયે ચિંતા કરતો નથી. પ્રથમ તો ખૂબ આઘાત થયો. એમના જવા કરતાં પરદેશમાં જ્યાં કોઈ પાસે નહીં કે જેની પાસે પોતાનું દિલ ખોલી શકાય એવે સ્થળે ગયા તેનો ખટકો મારા મનમાં ખૂબ થયો. પણ હવે એ વસ્તુનો શોક મિથ્યા છે. એમાંથી એક જ શીખવાનું છે કે છેલ્લી ઘડી ક્યારે આવશે તે કોઈ કળી શકતું નથી. તેથી મનમાં જે કંઈ કહેવા જેવું હોય તે અગાઉથી જ કહી રાખવું અને મન હળવું કરીને મોજથી ફર્યા કરવું. હું અત્યારે એ દશા ભોગવું છું. તેથી અતિશય આનંદ રહે છે. આજે મારે જવાનું થાય તો કોઈને કંઈ કહેવાનું રહી ગયું હોય એવું નથી. આ સ્થિતિ અતિશય સુખકર છે એ હું અનુભવી રહ્યો છું. મારો સાથી (ડૉ. ચંદુલાલ દેસાઈ) પણ ઈશ્વરે એવો જ આપ્યો છે. તેથી 'આવ ભાઈ હરખા, આપણે બેઉ સરખા' એવી અમારી સ્થિતિ છે. . . ."

નામદાર વિઠ્ઠલભાઈએ મરતાં અગાઉ જ વિયેનામાં પોતાનું વસિયતનામું કરેલું, એમ પાછળથી ખબર પડી. આગળ ઉપર તે મોટી ચર્ચાનો અને હાઈકોર્ટના મુકદ્દમાનો વિષય થઈ પડ્યો. સરદારે તેમાં મહત્ત્વનો અને ઉદાર ભાગ ભજવ્યો. સમયના ક્રમ પ્રમાણે તેની વિગતો આપવાનું પછી આવે પણ માનસના ક્રમને અનુસરીને તે અહીં જ આપી દેવી ઠીક છે.

એ વસિયતનામામાં પોતાનાં સગાંસંબંધીઓમાંથી પોતાની સેવાશુશ્રૂષા કરનારને બક્ષિસ તરીકે કેટલીક રકમો આપી દીધા બાદ બાકીની રકમ દેશની રાષ્ટ્રીય ઉન્નતિ માટે, ખાસ કરીને પરદેશમાં પ્રચારકાર્ય કરવા માટે શ્રી સુભાષચંદ્ર બોઝને સોંપી હતી. વસિયતનામાની એ કલમના શબ્દો નીચે પ્રમાણે હતા.

"ઉપર જણાવેલી ચાર બક્ષિસો આપી દીધા પછી મારી મિલકતમાંથી જે કાંઈ બાકી રહે તે શ્રી સુભાષચંદ્ર બોઝ (જાનકીનાથ બોઝના દીકરા) ઠેકાણું ૧, વુડબર્ન પાર્ક, કલકત્તા, તેમને સોંપી દેવી. મજકૂર શ્રી સુભાષચંદ્ર બોઝે એ રકમ જાતે, અથવા તો પોતે એક અથવા વધારે માણસોને નીમે તેમણે,

એમની સૂચના મુજબ હિંદુસ્તાનની રાજકીય ઉન્નતિ અર્થે અને વધારે સારું તો બીજા દેશોમાં હિંદુસ્તાનનાં કામનો પ્રચાર કરવા માટે ખર્ચવાની છે."

આ વસિયતનામાનો અમલ કરવા માટે ડોક્ટર પી. ટી. પટેલ તથા શ્રી ગોરધનભાઈ ઈ. પટેલને વહીવટકર્તા નીમ્યા હતા. થોડા વખતમાં ડોક્ટર પી. ટી. પટેલ ગુજરી ગયા એટલે તેના એકમાત્ર વહીવટકર્તા શ્રી ગોરધનભાઈ પટેલ રહ્યા. શ્રી સુભાષબાબુએ આ વસિયતનામાનો યોગ્ય અમલ કરવામાં ઘણી અડચણો નાખી. ઘણા વખત સુધી તો અસલ વસિયતનામુ જ શ્રી ગોરધનભાઈને સોંપ્યું નહીં. બહુ વખતે જ્યારે સોંપ્યું ત્યારે તેમણે એવો દાવો કર્યો કે આ વસિયતનામા પ્રમાણે મને જણાવેલી રકમ કુલમુખત્યારીથી સોંપી દીધેલી છે. મારે તે અમુક રીતે જ વાપરવી એવી જે શરત તેમાં લખેલી છે તે કાયદા પ્રમાણે મને બંધનકર્તા થતી નથી.

શરૂઆતમાં તો આ બાબતમાં સરદારે બહુ નિઃસ્પૃહ અને તટસ્થવૃત્તિ રાખી હતી. પણ નાણાંનો ઉપયોગ કઈ રીતે કરવો એ બાબતમાં સુભાષબાબુએ ગાળા ચાવવા માંડ્યા એટલે સરદારને એ ઠીક ન લાગ્યું. જે રીતે આ વસિયતનામા ઉપર વિઠ્ઠલભાઈની સહી લેવામાં આવી હતી તેથી પણ સરદારને એ વિષે શંકાઓ ઊભી થવા માંડી હતી. વિઠ્ઠલભાઈ જે દિવસે ગુજરી ગયા તે જ દિવસે વસિયતનામુ થયેલું હતુ. તેમની એટલી ગંભીર બીમારી છતાં વસિયતનામા ઉપર તેમની સારવાર કરનારા દાક્તરની સાક્ષી ન હતી. ત્રણે સાક્ષીઓ બંગાળીઓ હતા. અને એમાં બે તો કેવળ વિદ્યાર્થીઓ હતા. તે વખતે શ્રી ભૂલાભાઈ દેસાઈ, શ્રી વાલચંદ હીરાચંદ, શ્રી અંબાલાલ સારાભાઈ એ બધા સ્વિટ્ઝર્લૅન્ડમાં જ હતા. એટલે પ્રયત્ન કરવામાં આવ્યો હોત તો તેમને અંત સમયે હાજર રાખી શકાયા હોત અને વસિયતનામા ઉપર તેમની સાક્ષી લઈ શકાઈ હોત. પણ વીલના ખરાપણા વિષે તકરાર ઉઠાવીને સરદારને એ પૈસા વિઠ્ઠલભાઈના કાયદેસર વારસો માટે એટલે કે પોતાના કુટુંબીઓ માટે જોઈતા ન હતા. એટલે એમણે તો પોતાનાં કુટુંબીઓમાંથી જેમનો જેમનો વારસાહક્ક પહોંચતો હતો તે બધાની સહીઓ મેળવી લીધી કે વિઠ્ઠલભાઈના વસિયતનામામાં જે રકમ દેશકાર્ય માટે વાપરવાની કહી છે તેમાંથી અમારે એક પાઈ પણ જોઈતી નથી. આ પ્રકારની ચોકસાઈ કરીને તેમણે ગાંધીજીને કહ્યું કે તમે વચ્ચે પડો અને સુભાષબાબુને સમજાવો કે આ નાણાં કોંગ્રેસની કારોબારી સમિતિને અથવા તો કોંગ્રેસના નેતાઓ જેમની સમિતિ નીમે તેમને દેશકાર્યમાં વાપરવા માટે સોંપી દેવામાં આવે. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં હરિપુરા (ગુજરાત)ની કોંગ્રેસના સુભાષબાબુ પ્રમુખ હતા તે વખતે ગાંધીજીએ તથા મૌલાના અબુલકલામ આઝાદે સુભાષબાબુને

સમજાવવાનો બહુ પ્રયત્ન કર્યો.પણ સુભાષબાબુએ માન્યું નહીં. એટલે વસિયત-નામાના એક્ઝીક્યુટર શ્રી ગોરધનભાઈ પટેલને સરદારે સલાહ આપી કે તમારે હવે વસિયતનામાની કલમના અર્થ વિષે કોર્ટનો ફેંસલો મેળવ્યા સિવાય છૂટકો નથી. મુંબઈ હાઈકોર્ટમાં શ્રી ગોરધનભાઈની અરજીની સુનાવણી થઈ. તેમના તરફથી તથા વિઠ્ઠલભાઈના કાયદેસર વારસો તરફથી શ્રી ભૂલાભાઈ દેસાઈ, સર ચિમનલાલ સેતલવાડ વગેરે બૅરિસ્ટરો ઊભા રહ્યા. સુભાષબાબુ તરફથી દેશબંધુ દાસના ભાઈ બૅરિસ્ટર શ્રી પી. આર. દાસ ઊભા રહ્યા. લોકોમાં આ વિષે એટલો રસ ઉત્પન્ન થયો હતો કે કોર્ટનો ઓરડો ઠાંસ ભરાઈ ગયો. બને તરફના ધારાશાસ્ત્રીઓની દલીલો સાંભળીને કોર્ટે ઠરાવ્યું કે વસિયતનામાના શબ્દો જોતાં સુભાષબાબુને નાણાં ઉપર કુલ અખત્યાર મળતો નથી. તેઓ પોતાની મરજીમાં આવે તેમ એનો ઉપયોગ કરી શકે નહીં. પણ તેમાં જે કામ જણાવ્યું છે તે માટે જ તેનો ઉપયોગ કરી શકે પરંતુ નાણાના ઉપયોગનો મુદ્દો અહીં ઊભો થતો જ નથી. કારણ કે વસિયતનામામાં નાણાનો ઉપયોગ એવા અચોક્કસ કામ માટે કરવાનું લખેલું છે કે એ શરત કોર્ટ માન્ય રાખી શકતી નથી. એટલે વસિયતનામાનો આ ભાગ કોર્ટ રદબાતલ ગણે છે અને વિઠ્ઠલભાઈના વારસોને આ નાણાંના હકદાર ઠરાવે છે.

મુંબઈની હાઈકોર્ટે ઉપર પ્રમાણેનો ફેંસલો તા ૧૪–૩–'૩૯ના રોજ બહાર પાડ્યો કે તરત એટલે તા. ૧૬–૩–'૩૯ના રોજ છાપાજોગું નિવેદન બહાર પાડીને સરદારે જાહેર કર્યું કે વિઠ્ઠલભાઈના અમે બધા વારસોએ નક્કી કર્યું છે કે એ રકમમાથી એક પાઈ પણ અમારે ન લેવી પણ હિંદુસ્તાનની રાજકીય ઉન્નતિ અર્થે એ રકમ વાપરવા માટે એ રકમનું વિઠ્ઠલભાઈ પટેલ સ્મારક ટ્રસ્ટ નામનું એક જાહેર ટ્રસ્ટ કરવું વસિયતનામામાં જે બક્ષિસો આપવાનું જણાવ્યુ હતુ તે આપી દીધા પછી લગભગ એક લાખ વીસ હજાર જેટલી રકમ બાકી રહેતી હતી તા. ૧૧–૧૦–'૪૦ના રોજ તે વખતના કૉંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદને કાગળ લખીને કૉંગ્રેસની કારોબારી વર્ધા મુકામે મળી હતી ત્યાં એ આખી રકમ સરદારે મરનારની ઇચ્છા મુજબ ખર્ચવા માટે કૉંગ્રેસ કારોબારીને સોંપી દીધી.

## ૧૧

## વત્સલ હૃદય

સામાન્ય રીતે સરદારને લાંબા કાગળો લખવાની ટેવ ન હતી. જાહેર કામકાજને અંગે કાગળો લખવા પડે તે જુદી વાત ગણાય. પરંતુ ૧૯૩૨થી ૧૯૩૪ સુધી યરવડા અને નાશિક જેલમાં રહ્યા ત્યારે તેમ જ ૧૯૪૦–૪૧માં વ્યક્તિગત સવિનય ભંગ વખતે તથા ૧૯૪૨થી ૧૯૪૫માં અહમદનગર કિલ્લામાં નજરકેદ રહેલા તે વખતે તેમણે સગાસંબંધીઓને તથા મિત્રોને બહુ સુંદર અને લાંબા કાગળો લખેલા છે. ગાંધીજી સાથે યરવડામાં સોળ મહિના રહ્યા તે દરમ્યાન ગાંધીજીનું જોઈ આ ટેવ તેમણે પાડી હોય એ સંભવે છે.

માણસનો પરિચય જેવો અંગત પત્ર વ્યવહારમાં તથા અંગત વાતચીતમાં થાય છે તેવો તેના લેખો અથવા ભાષણોમાં અથવા જાહેર કામકાજમાં થતો નથી. એ પ્રસંગોએ જાણે તૈયારી કરીને લોકો લખતા બોલતા કે કામ કરતા હોય છે. પણ અંગત પત્રવ્યવહાર અને વાતચીતમાં માણસ સહજ રીતે લખતો અથવા બોલતો હોય છે. તેથી તેમાં માણસના વ્યક્તિત્વનું એક જુદું જ અને વધારે સાચું દર્શન આપણને થાય છે. આ પ્રકરણમાં યરવડા તથા નાશિક જેલમાંથી સરદારે મણિબહેન તથા ડાહ્યાભાઈને લખેલા કાગળોમાંથી થોડા ઉતારા આપવા ધારું છું. બીજા મિત્રોને પણ એમણે ઘણા કાગળો લખેલા હશે પણ તે મને અત્યારે મળી શક્યા નથી. વળી ગાંધીજી પાસેથી છૂટા પડ્યા પછી બે વચ્ચે બહુ નિયમિત અને લાંબો પત્ર વ્યવહાર ચાલતો. ગાંધીજીએ સરદાર ઉપર લખેલા કાગળો તો મણિબહેને છપાવ્યા છે.* સરદારે ગાંધીજી ઉપર લખેલા થોડાક કાગળો ગયા પ્રકરણમાં આપ્યા છે. બીજા મળી શક્યા નથી. એ કાગળો મળી આવે તો પત્રસાહિત્યમાં બહુ કીમતી ઉમેરો થાય એવો સંભવ છે. મણિબહેન તથા ડાહ્યાભાઈ ઉપરના કાગળોમાં તથા રમણીકલાલ સુખડિયા નામના સ્વયંસેવકે મને મોકલી આપેલો એક કાગળ અહીં આપ્યો છે તેમાં સરદારનું વત્સલ હૃદય જોવા મળે છે. તે ઉપરાંત દુનિયાના વ્યવહારનું ઊંડું જ્ઞાન અને તેની સાથે દિલની ઉદારતા તથા વ્યવહારના લેપોથી અળગાપણું અને અપાર ઈશ્વરશ્રદ્ધા એની પણ આપણને ઝાંખી થાય છે.

---

* એ પત્રો 'બાપુના પત્રો — ૨ સરદાર વલ્લભભાઈને' એ નામે નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડ્યા છે. કિ. રૂ. ૩–૦–૦ ટપાલખર્ચ ૦–૧૨–૦

તા. ૧૭–૭–'૩૨ના રોજ યરવડા મંદિરમાંથી શ્રી મણિબહેનને પોતાના એક ભત્રીજા વિષે લખે છે :

"...હવે એ મોટો થયો એટલે કોઈના કહેવાથી સુધરે નહીં. એને જેમ ફાવે તેમ કરવા દેવામાં જ ડહાપણ છે. દબાણ કરવાથી છાનાછૂપાં કામ કરે, તે કરતાં ખુલ્લાં કરશે એ જ સારું છે. પૈસા હશે એટલા ખોશે એટલે ઠેકાણે આવશે. ખોટે માર્ગે ન જાય ત્યાં સુધી આપણે વચ્ચે ન પડી શકીએ. ખરાબ રસ્તે જતો હોય તો કહીએ. પણ કહેવાનીયે હદ છે. એટલી મોટી ઉંમરનાને શું કહેવું?"

ડાહ્યાભાઈ તાજેતરમાં જ વિધુર થયા હતા. તેમનાં લગ્ન વિષે લોકો મણિબહેનને પૂછ્યાં કરતા હતા તે વિષે મણિબહેનને એ જ કાગળમાં સલાહ આપે છે :

"ચિ. ડાહ્યાભાઈના વિવાહ સંબંધમાં લોકો જે પૂછે તેને આપણે સભ્યતાથી માત્ર એટલો જ જવાબ આપવો કે ડાહ્યાભાઈ પોતાની ઇચ્છામાં આવે તેમ કરશે. એ સમજુ છે અને પુખ્ત ઉંમરના છે. એમને એ વિષયમાં કોઈની સલાહની જરૂર નથી, અને બીજાની સલાહ એમાં કામમાં પણ ન આવે. કોઈને આપણે દુઃખ લાગે તેવું કહેવાની શી જરૂર? લોકો તો સમાજના રિવાજ પ્રમાણે પૂછે, તેમાં આપણે શું? ડાહ્યાભાઈ શું કરશે એ કહેવું પણ મુશ્કેલ છે. અત્યારથી આખી ઉંમર એકલા કાઢવી એ કઠણ છે. તેમ બીજી ઉપાધિમાં પડવું એ પણ કઠણ છે. બેમાંથી કયો માર્ગ લેવો એનો નિર્ણય એ પોતે જ્યારે વખત આવશે ત્યારે કરી લેશે. અત્યારે તો એને કંઈ પુછાય જ નહીં. એને તાજો ઘા લાગ્યો છે તે રુઝાતાં વખત લાગશે. બેએક વર્ષ પછી એની ઇચ્છા ફરી લગ્ન કરવાની થશે તો ભલે કરતો. અને ન કરવું હોય તોપણ સારું છે. આ કામમાં કોઈની સલાહ કામમાં ન આવે અને કોઈએ સલાહ આપવી પણ ન જોઈએ."

શ્રી ડાહ્યાભાઈને તા. ૬–૧૨–'૩૨ના રોજ એના કામકાજ અંગે સ્વભાવ સુધારવાની શિખામણ આપે છે, તે હરકોઈ યુવાને હૃદયમાં કોતરી રાખવા જેવી છે. ડાહ્યાભાઈ તે વખતે ટાઇફૉઇડની બીમારીમાંથી તાજા જ ઊઠેલા હતા.

"એક બે વાતો ઉપર લખવાનો વિચાર હતો પણ તમે પથારીવશ હતા એટલે લખતો નહોતો. હવે કંઈ ઠીક થયું છે એમ લખું છું. એથી તમારે દુઃખ ન લગાડવું જોઈએ. પણ હું લખું છું એ વાત ઉપર બરોબર વિચાર કરી ભૂલ થતી હોય તો સુધારવા પ્રયત્ન કરવો જોઈએ. તમે ઑફિસમાં કાગળો લખો છો તેમાં ભાષા ઉગ્ર અને સામાને માઠું લાગે તેવી હોય છે. ઑફિસમાં કોઈની સાથે આપણી જબાનથી કે કલમથી વિરોધ થાય અગર કોઈને દુઃખ લાગે એ સારું ન જ ગણાય. એથી ભવિષ્યની ઉન્નતિમાં વાંધો આવે, એટલું જ નહીં પણ એથી તો આપણી આબરૂ બગડે. વખતે આપણા મોઢે કોઈ ન કહે પણ તેથી શું? ખરું જોતાં આપણાથી નાના માણસો હોય તેની સાથે મીઠાશથી કામ લેવું જોઈએ. આપણા સાથીઓ અને ઉપરીઓની સાથે પણ યોગ્ય મર્યાદામાં રહી

યોગ્ય વર્તન રાખવું જોઈએ. તમારા ઘરમાલિકે ઘર ખાલી કરાવવા તમારી ઉપર દાવો કર્યો એ આપણને ન શોભે. તમારો સ્વભાવ એવો નથી, છતાં આમ કેમ થવા પામે છે, એ મારી સમજમાં નથી આવતું. મે તો કોઈ વખત તમને કહ્યું નથી. હું તો માનતો જ હતો કે તમે સૌનો પ્રેમ સંપાદન કર્યો છે. તેથી હું બહુ રાજી થતો હતો. આ વાતો સાંભળી મને જરા નવાઈ લાગી. એટલે તમે મંદવાડમાંથી હજી ઊઠ્યા નથી છતાં લખું છું કારણ કે તમારી સાખ આવી પડી જાય તો આપણી આબરૂને નુકસાન લાગે અને પસ્તાવું પડે. કોઈની સાથે ઓલી બગાડવામાં ફાયદો ન જ હોય. આપણે કરવું હોય તે કરીએ. પણ આપણી સ્વતંત્રતાનો અર્થ એ નથી કે આપણે બીજાનો તિરસ્કાર કરીએ. ગૃહસ્થનું એ ભૂષણ ન ગણાય તેથી આપણા સ્નેહીઓને પણ મૂંઝવણ થાય. આ વિષે વિચાર કરી જ્યાં જ્યાં ભૂલ થતી હોય ત્યાં ત્યાં સુધારજો. કોઈને માઠું લાગવા જેવું લખ્યું હોય તો તેની માફી માગી તેની સાથે ભળી જજો અને તેનો પ્રેમ સંપાદન કરજો. કોઈની સાથે દુશ્મનાવટ ન કરજો. મને ખુલ્લા દિલથી લખજો. કશું દુઃખ ન લગાડશો. મારો સ્વભાવ પણ એક વખત કડક હતો પણ મને એ વિષે ખૂબ પસ્તાવો થયેલો છે. અનુભવથી તમને લખું છું."

ડાહ્યાભાઈએ આના બધા ખુલાસા આપ્યા, તેના જવાબમાં તા. ૯–૧૨–'૩૨ના કાગળમાં લખ્યું:

"મને તો ખબર મળી એ તમને લખેલી હતી. આપણા સ્નેહીઓ આપણો કાંઈ દોષ બતાવે તો તેનું દુ:ખ ન લગાડવું જોઈએ. તેનું દૃષ્ટિબિંદુ સમજવા પ્રયત્ન કરીએ તેથી આપણને હંમેશાં લાભ થાય છે. કોઈ આપણા ઉપર ઈર્ષાથી આરોપ મૂકતો હોય તો આપણને દુઃખ લાગે એમ બને. પણ તમારા સ્નેહીઓને જે લાગે તે મને જણાવે તેમાં તો ઈર્ષા ન હોય. તેમના વિચારમાં દોષ ન હોય તો તેમને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ."

ગાંધીજીના એકવીસ દિવસના ઉપવાસ ચાલતા હતા ત્યારે બેલગામ જેલમાં શ્રી મણિબહેનને બાપુજીનાં કાર્યો કેવાં અકળ હોય છે એ વિષે ૧૯–૫–'૩૩ના રોજ લખે છે. મૃદુલાબહેન પણ તે વખતે બેલગામ જેલમાં જ હતાં.

"બાપુના ઉપવાસથી મૃદુલાને ખૂબ લાગી આવે એ હું સમજું છું. પણ એમને અનુસરવામાં એટલું તો સમજી જ લેવું જોઈએ કે કોઈ કોઈ વખત એમનાં કામ એવાં હોય છે જ, કે સામાન્ય રીતે જોતાં આપણાથી એ ન સમજી શકાય. જગત અને એમની વચ્ચેનું અંતર એટલું બધું છે કે આપણે એમના બધાં કામ ન સમજી શકીએ. એટલે ઈશ્વર જે કરે છે તે સારું જ કરતો હશે એમ માનવું રહ્યું. વળી બાપુ જે કરશે તે કેવળ શુદ્ધ હેતુથી અને દેશના હિતને ખાતર જ કરતા હશે એ વિષે જરાયે શંકા ન લાગી શકાય એવું એમનું આખું જીવન છે. આ પ્રસંગ તો ઈશ્વરકૃપાથી સહીસલામત પાર ઊતરી જશે. હવે થોડા ઉપવાસ બાકી રહ્યા છે. તે સારી રીતે બાપુ કરી શકશે એવા દાક્તરોના આજે તો અભિપ્રાય છે. એટલે હવે બહુ ચિંતા કરવાનું કારણ નથી. પણ ભવિષ્યમાં

કોઈ વખત ગમે તેનો બનાવ બને તોપણ જરાયે મૂઝાવું ન જોઈએ બાપુ જે કરે તે બધી જ સ્થિતિનો વિચાર કરીને જ કરતા હશે એમ માનવુ જોઈએ. પરિણામ હમેશા ઈશ્વરના હાથમા છે કોઈનુ ધાર્યું થતુ નથી સારુ કાર્ય કરતા સારુ પરિણામ ન આવે તોયે શુ? આ વાત લક્ષમા રાખી જેલમા પડેના એ બહારની કશી જ ચિતા ન કરવી જોઈએ આ બધુ તમારે બેઉએ સમજવાનુ છે. ભવિષ્યમા શુ શુ કરવુ પડશે અગર વેઠવુ પડશે એ કોને ખબર છે? એટલે દુખમા સુખ માનનાર માટે કારાવાસ છે એ સમજી લેવુ

"બાપુના સમાચાર તો તમને રોજ ને રોજ મળે છે અને તમને સામા કાગળ લખવાની પણ છૂટ મળી છે એટલે તમને કશી ચિતા ન થવી જોઈએ

'મૃદુના બહાદુર છે એને રોવાનુ કે ગભરાવાનુ હોય જ નહી. આ કાગળ મળશે ત્યારે બાપુના ઉપવાસ પૂરા થઈ જવા આવ્યા હશે કે પૂરા થઈ ગયા હશે પણ ભવિષ્યમા તમારે બેઉએ યાદ રાખવા માટે જ લખુ છુ બહાર બનતા કોઈ પણ બનાવથી જરાયે અસ્વસ્થ ન થઈએ એટલી શક્તિ મેળવી હોય તે જ જેલ જવાને લાયક ગણાય આપણે આપણો ધર્મ બજાવવો એથી વિશેષ આપણી ફરજ નથી

"બાપુના તપમાથી માત્ર એક જ વાત આપણે વિચારવાની અને કરવાની રહે છે તે તો આપણી પોતાની વિશેષ શુદ્ધિ એ રૂલે અરશે આપણે કરી શકીએ છીએ તેનો વિચાર કરવો કે જેથી દેશસેવાને માટે આપણે વિશેષ યોગ્યતા મેળવી શકીએ એથી વિશેષ કરવાપણુ કે વિચારવાપણુ ન જ હોય આ વખતે તે હિમત સારી રાખી છે તે માટે તને મુબારકબાદી આપુ છુ મૃદુલાનો પ્રેમ સપાદન કર્યો છે તે માટે પણ તને મુબારકબાદી આપુ છુ તારી હૂફથી એને વિષે અબાલાલભાઈ અને સરલાદેવી ભારે નિશ્ચિત થઈ ગયા હોય એમ એમના કાગળો ઉપરથી જોઈ શકાય છે

"બાપુ ઉપરના તમારા કાગળો કોણ વાચે છે એની ચિતા કરવી જ નહી એમની પાસે કશું છાનુ હોતુ નથી એ તો તને ખબર હોવી જ જોઈએ અને આપણે પણ શેનુ જ કોઈનાથી કઈ છાનુ રાખવાનુ છે?'

પોતાના ઉપવાસ પોતાની અને સમાજની શુદ્ધિને માટે છે, એમ ગાધીજીએ કહેલુ તે ઉપરથી મણિબહેનને થયા કરતુ કે આપણા દોષ માટે તો બાપુજી ઉપવાસ નહી કરતા હોય? તે ઉપરથી તા ૧૬–૬–૩૩ના રોજ તેમને લખ્યુ

"ઉપવાસ દરમિયાન બાપુ ઉપર આવેલા તમારા કાગળોમાથી તમારી અસ્વસ્થતા ખૂબ લાગતી હતી એમ મહાદેવ લખતા હતા એ વિષે મે ગયા કાગળમા લખ્યુ તો હતુ જ હવે સ્વસ્થતા આવી હશે એમ માનુ છુ આપણાથી કાઈ દોષ થઈ ગયો હોય તે વારવાર યાદ કરી દુખી થવામા કશો સાર નથી ભવિષ્યનુ જીવન સુધારી લેવામા જેટલો પ્રયત્ન થાય તેટલો કરવો એ જ ખરો ઉપાય છે, એ જ ખરુ કર્તવ્ય છે એને જાગ્યા ત્યાથી સવાર ગણી ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી, ભવિષ્યનુ સુધારી લેવાનો વિચાર કરવો કશી મૂઝવણ ન કરતા

ઈશ્વરને શરણ થઈ નિષ્કામ ભાવથી થાય એવી સેવા કરવી અને મન, વચન અને કર્મથી જીવન જેવું સ્વચ્છ અને નિર્મળ થાય એવું કરવાનો પ્રયત્ન કરવો. એટલું કરશો તો નિરાશાને રજ પણ સ્થાન નથી

"એકાંતમાં તર્કવિતર્ક થાય એ સ્વાભાવિક છે પણ કામમાં રોકાયલા રહેવાથી મન શાંત રહે છે એટલે જેમ બને તેમ ઓછા વિચાર કરવાનો પ્રયત્ન કરવો કામ તો તમારે ઠીક ઠીક પહોંચે છે એ સારું છે શરીર સંભાળીને જેટલું કામ થાય તેટલું કરવું ખોરાક સારો નથી મળતો, પણ કાચો ન હોય અને પચે એવો હોય તો ખાઈ લેવો અને તેવો ન હોય તો થોડી ભૂખ વેઠી લેવી પેટની સંભાળ રાખીને દવા વગેરે જોઈએ તે મેળવીને શરીર સાચવવું'

આ જ મુદ્દા વિષે વળી તા ૩૦-૬-'૩૩ના રોજ મણિબહેનને ફરી લખે છે.

'તમારી તબિયત સંભાળજો ચોમાસું આવ્યું એટલે હરવાફરવાનું ઓછું થઈ ગયું હશે વરંડા ઉપર ફરવા જેવું હોય તો ત્યાં, નહી તો કોટડીમાં પણ બે-એક કલાક ફરવું તો જોઈએ જ બેઠા બેઠા ખોરાક પચે નહી પગે હવે આરામ થઈ ગયો હશે મનની શાંતિ મેળવવાનું તો તમારા પોતાના હાથમાં રહ્યું એમાં બીજાની મદદ બહુ થોડી મળી શકે ચિંતા ઈશ્વરને સોંપી દેવી ભૂતકાળને ભૂલી જઈ ભવિષ્યને સુધારી લેવું એ જ ડહાપણ ગણાય આ જગતમાં અનેક માણસો ભૂલા પડે છે એમાંથી ઘણા ભૂલા પડેલે માર્ગેથી પાછા ફરી શકતા નથી ઘણા તો ભૂલા પડ્યા છે એમ સમજતા જ નથી જેના કંઈક પૂર્વજન્મના પુણ્ય હોય તે જ સમજી શકે છે તેઓ પાછા ફરી જાય છે એટલે તરી જાય છે તમે તો હજી નાના છો એટલે જીવનને સુધારી લેવાનો અને સફળ બનાવવાનો ભારે અવકાશ તમારી સામે છે તેથી જરાયે ચિંતા કરવી નહી.

"બાપુના ઉપવાસને આપણા જેવા સાથે કશો જ સંબંધ ન હોય એના કારણો અહી (જેલમાં) આવ્યા બાદ બહાર ઉત્પન્ન થયા અને એ તો અનેક હોય તેમાં તમને ત્યાં બેઠા ખબર ન પડે કલ્પના પણ ન આવી શકે એટલે નકામી ચિંતા ન કરવી જોઈએ અહીંથી તમને બધી વસ્તુઓનો ખ્યાલ પણ ન આપી શકાય એટલે નકામા વિચારો કરીને દુઃખી ન થવું બાપુના સમાચાર તો રોજ એક પત્તાથી મળે છે, એટલો ઈશ્વરનો આભાર. બાકી તો છાપામાંથી મળે એ જાણીને સંતોષ માનવો જ રહે બીજા હજારોએ તો એ જ રીતે સંતોષ મેળવેલો હશે ને?"

o

તા ૨-૮-'૩૩ના રોજ નાશિક જેલમાંથી મણિબહેનને લખે છે

"મારું ઉપર લખેલું સરનામું જોઈને તમને જરા નવાઈ લાગશે ગઈ કાલે સવારમાં એકદમ યરવડાથી ખસેડી સાંજના ચાર વાગે અહીં લાવ્યા કેમ ખસેડ્યો એ તો ભગવાન જાણે! પણ મારું અનુમાન એમ થાય છે કે બાપુથી છૂટા પાડવાનો ઇરાદો હોવો જોઈએ બીજું કશું જ કારણ કલ્પી શકાતું નથી મને તો જ્યાં લઈ જાય ત્યાં સરખું જ છે પણ બાપુની સંભાળ રાખવાનો અને એમની સોબતનો લાભ ગયો'

ડાહ્યાભાઈનાં પત્ની ગુર્જરી ગયે લગભગ દોઢ વર્ષ થયું હતું. સગાંસંબંધીઓ એમનાં ફરી લગ્ન કરવા વિષે સરદારને લખ્યાં કરતાં હતાં. તે વખતે મણિબહેન પણ જેલમાંથી છૂટીને બહાર આવ્યાં હતાં. તે ઉપરથી તા. ૧૦–૧૦–'૩૩ના રોજ મણિબહેનને લખે છે:

"ડાહ્યાભાઈનાં લગ્નના સંબંધમાં તો એમનો જે વિચાર થાય તે જ ખરો. એકલા રહી શકાય તો ઉત્તમ ગણાય. જેમ એકલા રહેવામાં દુઃખ છે. તેમ ઘરમાં ઓરમાયાં થાય તેમાં પણ દુઃખ છે. એ બેમાંથી પોતાની મરજીમાં આવે તેમ તેમણે કરવું.

"હવે તમે થોડો વખત ડાહ્યાભાઈ સાથે રહી શકશો. બેઉ ભાઈબહેન ક્યાંક વખત અને એકાંત કાઢીને પેટ ભરીને વાતો કરી લેજો. વારંવાર વખત મળનો નથી. દિલના ખુલાસા કરવાના હોય તે કરી લેજો. પણ કશી ચિંતા ન કરશો. બહુ મોટો કુટુંબકબીલો હોય તેમાં કાંઈ સુખ હોય છે એમ નથી. થોડાં હોઈએ તો સુખેથી રહી શકીએ અને થોડું દુઃખ ભોગવવું પડે એમ બને. બાકી સંસારમાં સુખદુઃખ એ તો તડકો-છાંયડો હોય એમ ચાલ્યાં જ કરે છે. વળી સુખદુઃખ એ તો મનનું કારણ છે. સંસાર માયાથી ભરેલો છે. થોડી માયાવાળાને થોડું દુઃખ. એટલે માયા અને જંજાળ વધારવામાં કશો લાભ નથી."

ડાહ્યાભાઈને પોતાના કાકાના દીકરા ભાઈ સાથે કાંઈ ક્લેશ થયાં કરતો હતો. તે વિષે તા. ૧૧–૧૦–'૩૩ના રોજ કાગળ લખીને એમને સલાહ આપે છે:

"હું જોઉં છું કે . . .નો અને તમારો પાટો ચડતો નથી. એનો અર્થ એ છે કે તમારે બે જણે છૂટા પડવું જોઈએ. ભેગા રહેવાથી એકબીજાનાં મન ઊંચાં થતાં હોય તો ભેગા રહેવા કરતાં જુદા રહેવું સારું. સંભવ છે કે સગાંઓ કરતાં સ્નેહીઓ જોડે અથવા પોતાનાં કરતાં પારકા સાથે વધારે મેળ આવે. . . . એ તમારું ન માને એ હું સમજી શકું છું પણ તમારું ન માને અને ઊંધાં કામ કરે તો એનાથી જુદા થવું એ જ સારું ગણાય. એમાં તમારે મૂંઝાવાનું કે દુઃખી થવાનું કશું કારણ નથી. અલગ થવામાં બંને સુખી થશો માટે બધી વાતનો મણિબહેન સાથે વિચાર કરજો. હમણાં તમે બેઉ ભાઈબહેન સુખદુઃખનો થોડો વિચાર કરી લેજો. ફરી ક્યારે ભેળા થવાય, એ કોને ખબર છે? માટે વખત અને એકાંત કાઢીને પેટ ભરીને વાતો કરી લેજો. તમારે ભવિષ્યની જિંદગી એકલા ગાળવા વિષે પણ તમે બેઉ વિચાર કરી લેજો. એકલા રહી શકાય તો ઉત્તમ તો છે જ, પણ ન રહેવાય તો લગ્ન કરવામાં સંકોચ કરવાની જરૂર નથી. માત્ર અનુકૂળ સ્થાન મળશે કે કેમ એ વિચારવાનું રહે. પણ એ તો ગૌણ સવાલ છે. મુખ્ય સવાલ તો તમારી ઇચ્છા શી છે એ નક્કી કરવાનો છે.

"આ બધું તમને લખું છું છતાં એક વસ્તુ તમારે હવે સમજી લેવી જરૂરની છે. તે એ કે આપણે કોઈ પણ વાતની ચિંતા ન કરવી. આપણું ધાર્યું કશું થતું નથી. ધાર્યું ઈશ્વરનું થાય છે. માત્ર આપણે ખોટું કરતાં કે પાપ કરતાં

ઈશ્વરને શરણ થઈ નિષ્કામ ભાવથી થાય એવી સેવા કરવી અને મન, વચન અને કર્મથી જીવન જેટલું સ્વચ્છ અને નિર્મળ થાય એટલું કરવાનો પ્રયત્ન કરવો એટલું કરશો તો નિરાશાને રજ પણ સ્થાન નથી

"એકાંતમાં તર્કવિતર્ક થાય એ સ્વાભાવિક છે પણ કામમાં રોકાયેલા રહેવાથી મન શાંત રહે છે એટલે જેમ બને તેમ ઓછા વિચાર કરવાનો પ્રયત્ન કરવો કામ તો તમારે ઠીક ઠીક પહોંચે છે એ સારું છે શરીર સંભાળીને જેટલું કામ થાય તેટલું કરવું ખોરાક સારો નથી મળતો, પણ કાચો ન હોય અને પચે એવો હોય તો ખાઈ લેવો અને તેવો ન હોય તો થોડી ભૂખ વેઠી લેવી પેટની સંભાળ રાખીને દવા વગેરે જોઈએ તે મગાવીને શરીર સાચવવું"

આ જ મુદ્દા વિષે વળી તા ૩૦-૬-'૩૩ના રોજ મણિબહેનને ફરી લખે છે

'તમારી તબિયત સંભાળજો ચોમાસું આવ્યું એટલે હરવાફરવાનું ઓછું થઈ ગયું હશે વરંડા ઉપર ફરવા જેવું હોય તો ત્યાં, નહીં તો કોટડીમાં પણ બે-એક કલાક ફરવું તો જોઈએ જ બેઠા બેઠા ખોરાક પચે નહીં પગે હવે આરામ થઈ ગયો હશે મનની શાંતિ મેળવવાનું તો તમારા પોતાના હાથમાં રહ્યું એમાં બીજાની મદદ બહુ થોડી મળી શકે ચિંતા ઈશ્વરને સોંપી દેવી ભૂતકાળને ભૂલી જઈ ભવિષ્યને સુધારી લેવું એ જ ડહાપણ ગણાય આ જગતમાં અનેક માણસો ભૂલા પડે છે. એમાંથી ઘણા ભૂલા પડેલે માર્ગેથી પાછા ફરી શકતા નથી ઘણા તો ભૂલા પડ્યા છે એમ સમજતા જ નથી જેના કંઈક પૂર્વજન્મના પુણ્ય હોય તે જ સમજી શકે છે તેઓ પાછા ફરી જાય છે એટલે તરી જાય છે તમે તો હજી નાના છો એટલે જીવનને સુધારી લેવાનો અને સફળ બનાવવાનો બારે અવકાશ તમારી સામે છે તેથી જરાયે ચિંતા કરવી નહીં

"બાપુના ઉપવાસને આપણા જેવા સાથે કશો જ સંબંધ ન હોય એના કારણો અહીં (જેલમાં) આવ્યા બાદ બહાર ઉત્પન્ન થયા અને એ તો અનેક હોય તેમાં તમને ત્યાં બેઠા ખબર ન પડે કલ્પના પણ ન આવી શકે એટલે નકામી ચિંતા ન કરવી જોઈએ અહીંથી તમને બધી વસ્તુઓનો ખ્યાલ પણ ન આપી શકાય એટલે નકામા વિચારો કરીને દુખી ન થવું બાપુના સમાચાર તો રોજ એક પત્રથી મળે છે, એટલો ઈશ્વરનો આભાર. બાકી તો છાપામાંથી મળે એ જાણીને સંતોષ માનવો જ રહે બીજા હજારોએ તો એ જ રીતે સંતોષ મેળવેલો હશે ને?"

તા ૭-૮-'૩૩ના રોજ નાસિક જેલમાંથી મણિબહેનને લખે છે

'મારું ઉપર લખેલું સરનામું જોઈને તમને જરા નવાઈ લાગશે ગઈ કાલે સવારમાં એકદમ યરવડાથી ખસેડી સાંજના ચાર વાગે અહીં લાવ્યા કેમ ખસેડ્યો એ તો ભગવાન જાણે! પણ મારું અનુમાન એમ થાય છે કે બાપુથી છૂટા પાડવાનો ઇરાદો હોવો જોઈએ બીજું કશું જ કારણ કલ્પી શકાતું નથી. મને તો જ્યાં લઈ જાય ત્યાં સરખું જ છે પણ બાપુની સબત ગુમાવવાનો અને એમની સોબતનો લાભ ગયો

ડાહ્યાભાઈનાં પત્ની ગુર્જરી ગયે લગભગ દોઢ વર્ષ થયું હતું. સગાંસંબંધીઓ એમનાં ફરી લગ્ન કરવા વિષે સરદારને લખ્યાં કરતાં હતાં. તે વખતે મણિબહેન પણ જેલમાંથી છૂટીને બહાર આવ્યાં હતાં. તે ઉપરથી તા. ૧૦–૧૦–'૩૩ના રોજ મણિબહેનને લખે છે:

"ડાહ્યાભાઈનાં લગ્નના સંબંધમાં તો એમનો જે વિચાર થાય તે જ ખરો. એકલા રહી શકાય તો ઉત્તમ ગણાય. જેમ એકલા રહેવામા દુઃખ છે, તેમ ઘરમાં ઓરમાયાં થાય તેમા પણ દુઃખ છે. એ બેમાથી પોતાની મરજીમાં આવે તેમ તેમણે કરવું.

"હવે તમે થોડો વખત ડાહ્યાભાઈ સાથે રહી શકશો. બેઉ ભાઈબહેન ક્યાંક વખત અને એકાંત કાઢીને પેટ ભરીને વાતો કરી લેજો. વારવાર વખત મળનો નથી. દિલના ખુલાસા કરવાના હોય તે કરી લેજો. પણ કશી ચિંતા ન કરશો. બહુ મોટો કુટુંબકબીલો હોય તેમાં કાંઈ સુખ હોય છે એમ નથી. થોડા હોઈએ તો સુખેથી રહી શકીએ અને થોડું દુઃખ ભોગવવું પડે એમ બને. બાકી સંસારમાં સુખદુઃખ એ તો તડકાછાંયડો હોય એમ ચાલ્યાં જ કરે છે. વળી સુખદુઃખ એ તો મનનું કારણ છે. સંસાર માયાથી ભરેલો છે. થોડી માયાવાળાને થોડું દુઃખ. એટલે માયા અને જંજાળ વધારવામાં કશો લાભ નથી."

ડાહ્યાભાઈને પોતાના કાકાના દીકરા ભાઈ સાથે કાંઈ કલેશ થયાં કરતો હતો. તે વિષે તા ૧૧–૧૦–'૩૩ના રોજ કાગળ લખીને એમને સલાહ આપે છે:

"હું જોઉં છું કે . . .નો અને તમારો પાટો ચડતો નથી. એનો અર્થ એ છે કે તમારે બે જણે છૂટા પડવું જોઈએ ભેગા રહેવાથી એકબીજાના મન ઊંચા થતાં હોય તો ભેગા રહેવા કરતા જુદા રહેવું સારું. સંભવ છે કે સગાઓ કરતાં સ્નેહીઓ જોડે અથવા પોતાના કરતા પારકાં સાથે વધારે મેળ આવે. . . . એ તમારું ન માને એ હું સમજી શકું છું પણ તમારું ન માને અને ઊંધા કામ કરે તો એનાથી જુદા થવું એ જ સારું ગણાય. એમા તમારે મૂઝાવાનું કે દુ:ખી થવાનું કશું કારણ નથી અલગ થવામા બને સુખી થશો મારે બધી વાતનો મણિબહેન સાથે વિચાર કરજો. હમણા તમે બેઉ ભાઈબહેન સુખદુઃખનો થોડો વિચાર કરી લેજો. ફરી ક્યારે ભેળા થવાય, એ કોને ખબર છે? મારે વખત અને એકાંત કાઢીને પેટ ભરીને વાતો કરી લેજો તમારે ભવિષ્યની જિંદગી એકલા ગાળવા વિષે પણ તમે બેઉ વિચાર કરી લેજો. એકલા રહી શકાય તો ઉત્તમ તો છે જ, પણ ન રહેવાય તો લગ્ન કરવામા સંકોચ કરવાની જરૂર નથી. માત્ર અનુકૂળ સ્થાન મળશે કે કેમ એ વિચારવાનું રહે. પણ એ તો ગૌણ સવાલ છે મુખ્ય સવાલ તો તમારી ઇચ્છા શી છે એ નક્કી કરવાનો છે.

"આ બધું તમને લખું છું છતા એક વસ્તુ તમારે હવે સમજી લેવી જરૂરની છે. તે એ કે આપણે કોઈ પણ વાતની ચિંતા ન કરવી. આપણું ધાર્યું કશું થતું નથી. ધાર્યું ઈશ્વરનું થાય છે. માત્ર આપણે ખોટું કરતાં કે પાપ કરતા

અચકાવું કે ડરવું બાકી કશાથી ડરવાની જરૂર નથી ઈશ્વર ઉપર ભરોસો રાખી આનંદમાં દિવસ ગાળવા સૌ સૌનું નસીબ સૌની પાસે છે '

ભરૂચ સેવાશ્રમના એક સ્વયંસેવક જે તે વખતે ચોકોમાં અને કેટલાક કાર્યકર્તાઓમાં આવી ગયેલી શિથિલતાથી બહુ દુખી થતા હતા, તેને તા ૨૯–૧૨–'૩૩ના રોજ નીચેનો કાગળ લખે છે

ચિ રમણિક,

"તારો તા ૨૬–૧૨–'૩૩નો કાગળ મળ્યો તને કે વૈકુંઠને અમે (શ્રી ચંદુભાઈ તથા સરદાર) કેવી રીતે ભૂલીએ? એમ જો નાના નાના સાથીઓને ભૂલી જઈએ તો અમે દેશસેવાના સ્વપ્ના સેવી શકીએ નહી ચંદુભાઈ તો તમારી સેવા ભૂલી જ ન શકે

"બહારના દેખાતા અંધકારમાં તમને નિરાશા લાગે છે એ અમે સમજી શકીએ છીએ પણ સૂર્યાસ્ત પછી સૂર્યોદય અને કાળી રાત્રિ પછી ઉજ્જવળ પ્રાતઃકાળ થાય છે એ નિયમ જગતની ઉત્પત્તિથી ચાલતો આવ્યો છે અને એમાં ફેરફાર થવાનો નથી એટલે નિરાશ થવાનું કશું કારણ નથી

"માણસમાત્ર નબળાઈથી ભરેલા છે જેને નબળાઈનું ભાન છે તેને કોઈ વખતે ઈશ્વર બળ આપશે જે પોતાની નબળાઈ નથી સમજતો અથવા પોતાના બળમાં મસ્તાન રહી ગુમાન રાખે છે તે ઠોકર ખાઈ પડે છે સમર્થ એક ઈશ્વર જ છે એટલે કોઈની અથવા ઘણાની નબળાઈ જોઈ આપણે ગભરાવાનું કશું કારણ નથી. ઈશ્વર ઇચ્છા એવી જ હશે કે સૌનું ગુમાન ઉતારવું અને દરેકને પોતપોતાનું માપ કેવડું છે તે બતાવી આપવું એમ ગણીએ તો એ બહુ સારું થયું છે એમ કહીએ તો ખોટું નથી અંધારામાં કુદાત તો આગળ વધતું પડત એટલે તમે ગભરાશો નહી તમે પોતે પ્રભુ પાસે બળ માગજો તો કોઈ વખત આપી રહેશે એવો એ દયાળુ છે

"તમે જે ઉત્તમ વાતાવરણમાં સેવા કરવાની મોજ માણેલી છે તેના મીઠા સ્મરણ ન ભૂલાય એ હું સમજું છું પણ હતાશ થવાનું કશું કારણ નથી વળી પાછો કોઈ દિવસ એવો અથવા એથી ઉત્તમ પ્રાપ્ત થશે ભવિષ્યના ગર્ભમાં શું ભરેલું છે એ કોઈને ખબર પડતી નથી પણ એટલી વાત નક્કી છે કે આખરે સત્યનો જય થાય છે અને પ્રભુ ગરીબનો બેલી છે અંતે આપણે એના ઉપર વિશ્વાસ રાખજો ચંદુભાઈના તમારા ઉપર પ્રેમ અને આશીર્વાદ છે જ એમ માનજો. અવારનવાર તમારા ખબર લખજે

અચકાતુ કે ડરતુ બાજી કશાથી ડરવાની જરૂર નથી ઈશ્વર ઉપર ભરોસો રાખી આનંદમા દિવસ ગાળવા સૌ સૌનુ નસીબ સૌની પાસે છે

ભરૂચ સેવાશ્રમના એક સ્વયંસેવક જે તે વખતે લોકોમા અને કેટલાક કાર્યકર્તાઓમા આવી ગયેલી શિથિલતાથી બહુ દુખી થતા હતા, તેને તા ૨૮–૧૨–'૩૩ના રોજ નીચેનો કાગળ લખે છે

ચિ રમણિક,

'તારો તા ૨૬–૧૨–'૩૩નો કાગળ મળ્યો તને કે વૈકુંઠને અમે (શ્રી ચંદુભાઈ તથા સરદાર) કેવી રીતે ભૂલીએ? એમ જો નાના નાના સાથીઓને ભૂલી જઈએ તો અમે દેશસેવાના સ્વપ્ના સેવી શકીએ નહી ચંદુભાઈ તો તમારી સેવા ભૂલી જ ન શકે

'બહારના દેખાતા અંધકારમા તમને નિરાશા લાગે છે એ અમે સમજી શકીએ છીએ પણ સૂર્યાસ્ત પછી સૂર્યોદય અને કાળી રાત્રિ પછી ઉજ્જ્વળ પ્રાતઃકાળ થાય છે, એ નિયમ જગતની ઉત્પત્તિથી ચાલતો આવ્યો છે અને એમા ફેરફાર થવાનો નથી એટલે નિરાશ થવાનુ કશુ કારણ નથી

"માણસમાત્ર નબળાઈથી ભરેલા છે જેને નબળાઈનુ ભાન છે તેને કોઈ વખતે ઈશ્વર બળ આપશે જે પોતાની નબળાઈ નથી સમજતો અથવા પોતાના બળમા મસ્તાન રહી ગુમાન રાખે છે તે ઠોકર ખાઈ પડે છે સમર્થ એક ઈશ્વર જ છે એટલે કોઈની અથવા ઘણાની નબળાઈ જોઈ આપણે ગભરાવાનુ કશુ કારણ નથી ઈશ્વર ઇચ્છા એવી જ હશે કે સૌનુ ગુમાન ઉતારવુ અને દરેકને પોતપોતાનુ માપ કેવડુ છે તે બતાવી આપવુ એ રીતે જોતા એ બહુ સારુ થયુ છે એમ કહીએ તો ખોટુ નથી અંધારામા કુદાત તો આગળ વસમુ પડત એટલે તમે ગભરાશો નહી તમે પોતે પ્રભુ પાસે બળ માગજો તો કોઈ વખત ખાલી રહેશો એવો એ દયાળુ છે

'તમે જે ઉત્તમ વાતાવરણમા સેવા કરવાની મોજ માણેલી છે તેના મીઠા સ્મરણ ન ભુલાય એ હુ સમજુ છુ પણ ઉદાસ થવાનુ કશુ કારણ નથી વળી પાછો કોઈ દિવસ એવો અથવા એથી ઉત્તમ પ્રાપ્ત થશે ભવિષ્યના ગર્ભમા શુ ભરેલુ છે એ કોઈને ખબર પડતી નથી પણ એટલી વાત નક્કી છે કે આખરે સત્યનો જય થાય છે અને પ્રભુ ગરીબનો બેલી છે એટલે આપણે એના ઉપર વિશ્વાસ રાખવો ચંદુભાઈના તમારા ઉપર હમેશા આશીર્વાદ છે જ એમ માનજો અવારનવાર તમારા ખબર લખજે

લિ

વલ્લભભાઈના આશીર્વાદ'

ડાહ્યાભાઈને તા ૩૧–૧–'૩૪ના રોજ ફરી પાછુ કુટુંબ વિષે લખે છે

ની સાથે તમારે દુખી થવાની કશી આવશ્યકતા નથી એવા રહેવામા કડવાશ થાય અથવા વધે એના કરતા એને ચોખ્ખુ કહી દેવુ તે જ સારુ એમા કઈ ખોટુ દેખાય છે એમ માનવુ જ નહી એના ભાઈ આપણી સાથે પાછા ઉપરાત ખેચાઈ જવાય એવુ કરવાનુ કઈ કારણ નથી આપણાથી સીધી

છૂટશે. એટલે હવે બધાં પાછાં ઘર ભેગાં થશે. હવે પાછા જવાપણું તો રહેતું નથી, એટલે શું કરવું તેનો વિચાર કરી રહ્યા છે. ચંદુભાઈ જરૂર છે. જયરામદાસ મજામાં છે. પણ એમને હરસ થયા છે. બહારથી ફળ મંગાવીને ખૂબ ખાવાં જોઈએ. તો સારું થાય. મેં પ્રેમી (જયરામદાસની દીકરી)ને લખ્યું છે. મને પણ અહીં આવ્યા પછી બે ત્રણ દિવસ ખૂબ લોહી પડયું હતું. પછી ખૂબ ફળ ખાવા માંડયાં એટલે બંધ થઈ ગયું. હજી પણ પુષ્કળ ફળ અને શાકનો ઉપયોગ કરું છું. એથી મુશ્કેલી પડતી નથી."

મણિબહેનને તબિયત સાચવવા અને મનને પ્રફુલ્લિત રાખવા એ જ કાગળમાં સલાહ આપે છે:

"મન પ્રફુલ્લિત રાખતાં આવડે તો શરીર સામાન્ય રીતે સારું રહે છે. પણ મનમાં ઉદાસ બનાવનાર તર્કવિતર્ક આવ્યાં કરે તો એની માઠી અસર શરીર ઉપર થયા વિના રહેતી નથી. જો ભજનમાં મન પરોવી શકાય અને એમાં આનંદ આવે અને બહારની દુનિયામાં શું થાય છે કે થશે તેની જરાયે પરવા ન કરીએ તો દિવસો ખૂબ આનંદમાં જાય. કેટલાંક મનગમતાં ભજનો કંઠે કરી લીધાં હોય તો પછી મોજથી ગમે ત્યારે એનું રટણ કરી શકાય. રાત્રે ઊંઘ બરોબર આવવી જોઈએ. જો ઊંઘ સારી આવે તો કશી મુશ્કેલી ન આવે. અંદરના કરતાં હમણાં તો બહારની મુશ્કેલીઓનો પાર નથી. બાપુના છેલ્લા ફતવાથી શી પરિસ્થિતિ થઈ છે તે હજી ચોક્કસ ખબર પડી નથી. થોડા વખતમાં પડશે. એ કંઈ ઢાંકયું ચોડું રહેવાનું છે? જે થાય તે આપણને તો સરખું જ છે."

તા. ૩૦-૪-'૩૪ના કાગળમાં પણ કાર્યકર્તાઓના ખબરઅંતર લખે છે:

"ઉત્તમચંદ અને સંતોક અમદાવાદ ગયાં છે. સંતોકના ગળાના કાકડા કાલે વાડીલાલ સારાભાઈ હોસ્પિટલમાં ડૉ. પટેલ પાસે કપાવ્યા છે. સારાભાઈને ત્યાં ઊતર્યા છે. સાથે ઉત્તમચંદના ભાઈની ચૌદ વર્ષની છોકરી કેસર છે. ભાઈ ક્યાંક બીજવર સાથે પરણાવી દેવાનું કરતા હતા. ઉત્તમચંદ વખતસર જઈ પહોંચ્યા એટલે અટક્યું છે. છોટુભાઈ મોઢરવાળા, એની વહુ અને છોકરો બધાં ઉમરાટ ગયાં છે. એકાદ મહિનો રહેશે. ઉમરાટ મરોલીથી વીસ માઈલ દૂર દરિયાકાંઠે છે. ગાયકવાડી ગામ છે. ત્યાં ગાયકવાડે કંઈક મકાનો બંધાવ્યાં છે એમાં રહેવાનું છે. વેડછીવાળા ચૂનીભાઈ, સૂરજબહેન તથા ગોરધનબાબા અને કેશવભાઈ પણ ત્યાં ગયા છે. ઉત્તમચંદ અને સંતોક આવતે અઠવાડિયે ત્યાં જશે. હમણા બધાં માંદા અને ભાંગલાં થયાં છે તે ત્યાં આરામ લઈ રહ્યા છે. મહિના પછી છોટુભાઈ મોટર લઈને બારડોલીમા મંજુબહેન પાસે પહોંચી જવ નો છે. મંજુબહેન કરોડમાં શાખા કાઢવાનાં છે. અઠવાડિયામાં બે દિવસ ત્યાં જવાનું રાખશે. મંજુ અત્યારે આખા દિવસમાં છ કેળા અને એક રતલ દૂધ એટલું જ લે છે. મેં એને દૂધ ખૂબ વધારવા લખ્યું છે. રસોઈ તૈયાર મળે તો ખાય ખરી. પણ હમણા સગવડ નથી. પાછું બધું રાગે પડી જાય ત્યારે થઈ શકે. થોડા દિવસ પછી શું થાય છે તે જોઈશું. કિશોરલાલ હજી દેવલાલીમાં જ છે. કોઈ દાક્તરનાં ઇન્જેક્શન લેવાં શરૂ કર્યાં છે. ફાયદો થશે તો ચોમાસું ત્યાં જ કાઢશે એમ કહે છે. વિદ્યાપીઠવાળા નગીનદાસ પણ ત્યાં આવ્યા છે. વિસાપુરથી ખોખરા થઈને

પણ એટલું સમજાય છે કે હવે આજ સુધી ચાલ્યું તેમ નહીં ચાલે. શું થશે તેની અટકળ કરવી મુશ્કેલ છે. પ્રભુ કરે એ ખરું. આવતી તા. ૧લીએ બધા રાંચીમાં મળવાના છે. . . .

"નારણદાસને બાપુએ બોલાવ્યા છે. હવે આશ્રમવાસીઓએ શું કરવું એનો નિર્ણય કરવાનો છે. બાપુની પહેલી ઑગસ્ટ* પાસે આવતી જાય છે. હવે એમને એકલાને અંદર જવાનું અને ત્યાંથી હરિજનનું કામ કરવાની છૂટ નહીં મળે તો પાછું અનશન તો ઊભું જ છે. આ વખતે તો છેવટનું જ કરવાનું. એટલે બધાં ભારે મૂંઝવણમાં પડયાં છે. બાપુ કહે છે કે એવે ટાણે બધા બહાર રહે એ જ સારું. એટલે એમણે જે નિર્ણય કર્યો છે એ જ બરાબર છે એમ કહે છે."

પછી બધા કાર્યકર્તાઓના ખબરઅંતર લખે છે:

"મીઠુબહેન હમણાં મરોલી અને રાજપીપળા, વાંસદા વગેરે દેશી રાજ્યની વચ્ચે ખૂબ ફરે છે. ઈશ્વરની રજાઓમાં પાછાં મંગળદાસ પકવાસાને ત્યાં લઈ ગયાં હતાં. ખૂબ ગામડાંમાં ફેરવ્યા. પછી મરોલી આવીને પોતે માંદાં પડી ગયાં છે અને મંગળદાસ મુંબઈ આવીને માંદા પડી ગયા લાગે છે. કલ્યાણજી સાથે ફેરવનાર હતા એટલે શું પૂછવું? હમણાં તો બધા આશ્રમો બંધ પડયા છે એટલે મરોલી બધાને રહેવાનું સ્થળ થઈ પડયું છે. કુંવરજી ત્યાં જ છે. વેડછીવાળા ચૂનીભાઈ ત્યાં છે. કેશુભાઈ પણ ત્યાં જ છે. ચૂનીભાઈનાં વહુ અમદાવાદ એની મોટી છોકરી કપિલાને ત્યાં ગયાં હતાં, ત્યાં માળ પરથી પડી ગયાં અને પગની પાનીનું હાડકું ભાંગ્યું. એક મહિનો ખાટલે રહ્યાં. એ પણ હવે મરોલીમાં છે. પેલો ગોરધનબાબા હવે સાજો થઈ ગયો છે. પંડયાજીની તબિયત સારી છે. એક શેર દૂધ રોજ મળે છે, પણ હવે બિચારા ઘરડા થયા. દાંત તો બધા જ કઢાવ્યા છે. એટલે શું થાય? સહન કરવાની શક્તિ ઓછી થઈ ગઈ છે. રવિશંકર છૂટીને રાસ ગયા છે. એની તબિયત સરસ છે એમ લખે છે. જેલની કશી જ અસર દાખવી નથી એમ જણાવે છે. અબ્બાસ ઉાસા આ વર્ષે પ્રજામંડળના પ્રમુખ થયા છે. ગામડાંમાં ખૂબ ફરે છે. ગયા મહિનામાં ૧૫૧ ગામ ફર્યા એવો રિપોર્ટ આવ્યો છે. સાત હજાર રૂપિયા ઉઘરાવ્યા. પચીસ હજાર કરવાના છે. આ મહિનામાં નવસારીમાં મુકામ રાખી આજુબાજુના ગાયકવાડી વિભાગમાં ફરવાના છે. ઉાસા આ ઉંમરે ભારે જોર બતાવી રહ્યા છે. સુરતથી કાનજીભાઈનો કાગળ હતો. એમનો ભત્રીજો રણધીર થાણામાં બે વર્ષને માટે હતો તે હમણાં છૂટયો. મોટો છોકરો અહીં છે. તે આવતા માસમાં

---

* '૩૩ની પહેલી ઑગસ્ટે ગાંધીજીને પકડયા અને એમને એક વર્ષની સજા કરવામાં આવી. તે વખતે જેલમાં હરિજનકામ કરવાની પૂરતી છૂટ ન મળવાથી તેમણે ઉપવાસ કર્યા. એ ઉપવાસમાં તેમને છોડી મૂકયા. પોતાની સજાનું વર્ષ હરિજન કામમાં જ ગાળવા માટે તેમણે આખા દેશમાં હરિજનયાત્રા કરવાનું નક્કી કર્યું. ૧૯૩૪ પહેલી ઑગસ્ટે એક વર્ષ પૂરું થતું હોવાથી તેઓ શું કરશે એની સરદાર ચિંતા કરતા હતા.

છૂટશે. એટલે હવે બધાં પાછા ઘર ભેગા થશે. હવે પાછા જવાપણું તો રહેતું નથી, એટલે શું કરવું તેનો વિચાર કરી રહ્યા છે. ચંદુભાઈ ભરૂચ છે. જયરામદાસ મજામાં છે. પણ એમને હરસ થયા છે બહારથી ફળ મંગાવીને ખૂબ ખાવા જોઈએ. તો સારું થાય. મેં પ્રેમી (જયરામદાસની દીકરી)ને લખ્યું છે. મને પણ અહીં આવ્યા પછી બે ત્રણ દિવસ ખૂબ લોહી પડયું હતું પછી ખૂબ ફળ ખાવા માંડયા એટલે બંધ થઈ ગયું હજી પણ પુષ્કળ ફળ અને શાકનો ઉપયોગ કરું છું. એથી મુશ્કેલી પડતી નથી.”

મણિબહેનને તબિયત સાચવવા અને મનને પ્રફુલ્લિત રાખવા એ જ કાગળમાં સલાહ આપે છે:

“મન પ્રફુલ્લિત રાખતા આવડે તો શરીર સામાન્ય રીતે સારું રહે છે. પણ મનમાં ઉદાસ બનાવનાર તર્કવિતર્ક આવ્યાં કરે તો એની માઠી અસર શરીર ઉપર થયા વના રહેતી નથી. જો ભજનમાં મન પરોવી શકાય અને એમાં આનંદ આવે અને બહારની દુનિયામાં શું થાય છે કે થશે તેની જરાયે પરવા ન કરીએ તો દિવસો ખૂબ આનંદમાં જાય. કેટલાક મનગમતાં ભજનો કંઠે કરી લીધાં હોય તો પછી મોજથી ગમે ત્યારે એનું રટણ કરી શકાય. રાત્રે ઊંઘ બરોબર આવવી જોઈએ. જો ઊંઘ સારી આવે તો કશી મુશ્કેલી ન આવે. અંદરના કરતાં હમણાં તો બહારની મુશ્કેલીઓનો પાર નથી. બાપુના છેલ્લા ફતવાથી શી પરિસ્થિતિ થઈ છે તે હજી ચોક્કસ ખબર પડી નથી. થોડા વખતમાં પડશે. એ કંઈ ઢાંકયું થોડું રહેવાનું છે? જે થાય તે આપણને તો સરખું જ છે.”

તા. ૩૦–૪–'૩૪ના કાગળમાં પણ કાર્યકર્તાઓના ખબરઅંતર લખે છે.

“ઉત્તમચંદ અને સંતોક અમદાવાદ ગયા છે. સંતોકના ગળાના કાકડા કાલે વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં ડૉ. પટેલ પાસે કપાવ્યા છે. સારાભાઈને ત્યાં ઊતર્યા છે સાથે ઉત્તમચંદના ભાઈની ચૌદ વર્ષની છોકરી કેસર છે. ભાઈ કયાંક બીજવર સાથે પરણાવી દેવાનું કરતા હતા. ઉત્તમચંદ વખતસર જઈ પહોંચ્યા એટલે અટકયું છે. છોટુભાઈ મોટરવાળા, એની વહુ અને છોકરો બધા ઉભરાટ ગયા છે. એકાદ મહિનો રહેશે ઉભરાટ મરોલીથી વીસ માઈલ દૂર દરિયાકાંઠે છે ગાયકવાડી ગામ છે. ત્યાં ગાયકવાડે કંઈક મકાનો બંધાવ્યા છે એમાં રહેવાનું છે વેડછીવાળા ચૂનીભાઈ, સુરજબહેન તથા ગોરધનબાબા અને કેશવભાઈ પણ ત્યાં ગયા છે ઉત્તમચંદ અને સંતોક આવતે અઠવાડિયે ત્યાં જશે હમણાં બધાં માંદા અને ભાગ્યા થયા છે તે ત્યાં આરામ લઈ રહ્યા છે. મહિના પછી છોટુભાઈ મોટર લઈને બારડોલીમાં મંજુબહેન પાસે પહોંચી જવ નો છે. મંજુબહેન ક્હોદમાં શાખા કાઢવાના છે અઠવાડિયામાં બે દિવસ ત્યાં જવાનું રાખશે મંજુ અત્યારે આખા દિવસમાં છ કેળાં અને એક રતલ દૂધ એટલું જ લે છે. મેં એને દૂધ ખૂબ વધારવા લખ્યું છે રસોઈ તૈયાર મળે તો ખાય ખરી. પણ હમણાં સગવડ નથી. પાછું બધું રાગે પડી જાય ત્યારે થઈ શકે થોડા દિવસ પછી શું થાય છે તે જોઈશું કિશોરલાલ હજી દેવલાલીમાં જ છે કોઈ ડાક્ટરનાં ઇન્જેક્શન લેવા શરૂ કર્યા છે ફાયદો થશે તો ચોમાસું ત્યાં જ કાઢશે એમ કહે છે વિદ્યાપીઠવાળા નગીનદાસ પણ ત્યાં આવ્યા છે વિસાપુરથી ખોખરા થઈને

આવ્યા છે તબિયત સુધારવા એક મહિનો રહેવાના છે વિસાપુરમાં બધા સારા છે માત્ર જુગતરામ બહુ સુકાઈ ગયા છે એમ ઉત્તમચંદ લખતો હતો ભાસ્કર હજુ તો અમદાવાદમાં જ છે દાદા પણ ત્યાં જ છે મંગળા મેટ્રિકની પરીક્ષામાં ગઈ છે રવિશંકર છૂટીને રાસ જઈ આવ્યા લોકો ખૂબ દુખી થઈ ગયા છે કેટલાક થાક્યા છે હેરાનગતિ પાર વિનાની છે પણ આશાભાઈ બહુ બહાદુરી બતાવી રહ્યો છે બાપુને મળવા જવાનો છે તે પછી શું કરવું એનો નિર્ણય કરીને મને લખશે

બલ્લુભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં પ્રમુખ તરીકે સારી ખ્યાતિ મેળવી લાગે છે દાદા તો હજી રત્નાગિરિ જ પડ્યા છે એમનું તો હવે બધાની સાથે જ નક્કી થઈ જવાનું એમને તો ત્યાં વેગભાત્રે ભગવાન મળ્યા જેવું થયું છે ત્યાં રહેવાથી તબિયતમાં સારો સુધારો થયો હોય એમ જણાય છે અમદાવાદ શરીર બહુ બગડી ગયું હતું અને વધારે બગડે એવો સંભવ હતો એટલામાં જવાનું થયું એટલે એક રીતે તો સુખી થયા ગણાય

ગુજરાતના એક બહુ જૂના કાર્યકર્તા ફૂલચંદ બાપુજી શાહ વિસાપુર જેલમાંથી છૂટ્યા પછી થોડા વખતમાં ગુજરી ગયા તેમને વિષે એ જ કાગળમાં લખે છે

ગયે અઠવાડિયે બિચારા ફૂલચંદ બાપુજી ગુજરી ગયા બહુ ભલા માણસ હતા જૂનામાં જૂના કામ કરનારા હતા. સાધારણ સ્થિતિમાં અથવા ગરીબ સ્થિતિમાં હોવા છતાં આખી ઉંમર દેશસેવામાં જ ગાળી ખેડા જિલ્લામાં એની જગ્યા લેનાર કોઈ નથી. એનું મરણ પણ બહુ ભારે થયું ગણાય આગલે દિવસે નરસિંહભાઈ પટેલ પાસે આણંદ ગયા હતા વિઠ્ઠલ સ્મારક સમિતિના એક મંત્રી છે સાંજ સુધી આણંદ રહ્યા બીજે દિવસે સમિતિની મીટિંગ નડિયાદમાં કરવાનું ઠરાવીને પાછા નડિયાદ ગયા. સાંજે ઘેર જઈને રાત્રે બાર વાગ્યા સુધી પગેરી સાથે ખૂબ વાતો કરી પછી ઘરમાં જઈ અગાસીમાં સૂઈ ગયા ઘરમાં કોઈ જ ન મળે સાવ એકલા છોકરો અમદાવાદ માંદો હતો તેથી એમના વહુ છોકરાની સારવાર માટે અમદાવાદ ગયા હતા. ગોકળદાસ તલાટી એમના ઉંમરભરના સાથી તે પણ તે જ દિવસે મુંબઈ ગયેલા. દાદુભાઈ સમિતિના પ્રમુખ છે તે પણ મુંબઈમાં ફૂલચંદભાઈ રાત્રે બાર વાગ્યે પથારીમાં સૂતા એ સૂતા પછી ઊઠ્યા જ નહીં સવારે સમિતિનો પટાવાળો આઠ વાગ્યે ઘેર આવ્યો તોય ઊઠેલા નહીં એ જે પડોશીને પૂછ્યું પછી બધા ઘરમાં દાખલ થયા. અગાસીમાં સૂતેલા જોયા ડૉક્ટરને બોલાવ્યો ડૉક્ટરે કહ્યું કે હૃદય બંધ પડવાથી ગુજરી ગયેલા છે રાત્રે પ્રાણ ચાલી ગયો. કોઈ પાસે ન મળે કોઈને ખબર પણ ન પડી નરસિંહભાઈ સવારે આણંદથી નીકળી નવ વાગ્યે નડિયાદ આવ્યા ત્યારે સ્ટેશન પર જ સમાચાર મળ્યા કે ફૂલચંદભાઈ તો ચાલી ગયા બિચારા એ તો ઉ૦ જ દેનઈ ગયા પણ શું કરે? એમના આમ એકાએક ચાલી ગયાના સમાચાર જાણ્યા ત્યારે મને પેલું ભજન યાદ આવ્યું

કોના છોરું કોના વાછરું કોના મા ને બાપજી
અંતે જવું એકલા સાથ પુણ્ય ને પાપજી

"નડિયાદે ઠીક માન આપ્યું. હડતાલ પડી. સરઘસ નીકળ્યું. બહુ માણસો સ્મશાનમાં ગયા હતા. મુંબઈમાં કાલે એમના સ્નેહીઓએ મીટિંગ કરી હતી. ભૂલાભાઈ પ્રમુખ થયા હતા. મુનશી, જમનાદાસ મહેતા વગેરે બહુ સારું બોલ્યા. ફૂલચંદભાઈને હૃદયનો રોગ તો હતો જ. વિસાપુરમાં પણ કોઈ કોઈ વાર દરદ થઈ આવતું. ત્યારે સૂમ થઈને પડી રહેતા."

પછી વિઠ્ઠલભાઈના વીલ વિષે લખે છે :

"ગયે અઠવાડિયે ગફરભાઈ અમીન (સોલિસિટર) મને મળવા આવ્યા હતા. તેમની રજા તો બહુ વખતથી મેળવેલી હતી, પણ એમને નવરાશ નહોતી મળતી. કોર્ટ બંધ થઈ અને ફુરસદ મળી એટલે આવ્યા. વીલ સંબંધમાં કોર્ટમાં જે જે પગલાં ભરવાનાં છે તેની વાત કરવા આવ્યા હતા. મને બધી વાત કરી. મેં તો કહ્યું કે તમને સૂઝે એમ કરો, એમાં મને કશો રસ નથી."

પછી આમતેમના સમાચાર આપે છે :

"ભક્તિલક્ષ્મી ચોરવાડ છે. દરબારના ભાઈની દીકરી માંદી છે તેને ત્યાં રાખેલી છે, તેની માવજત કરવા રહ્યાં લાગે છે. સૂર્યકાંત અને શાંતા પણ ત્યાં જ છે. મહેન્દ્ર ભાદરણમાં લલ્લુભાઈને ત્યાં રહે છે. એને ભણવાનો ખૂબ રસ લાગ્યો છે. ભાદરણ હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં દાખલ કરાવ્યો છે. બે વર્ષમાં મૅટ્રિક થવાનો ઇરાદો રાખે છે. એટલે હમણાં તો ખૂબ મહેનત કરી રહ્યો છે. બીજા બે (દરબારસાહેબના દીકરાઓ) ભાવનગર દક્ષિણામૂર્તિમાં છે. ત્યાં બેઉ ઠીક છે. છગનલાલ જોષી પણ હમણાં તો ભાવનગરમાં જ છે. પરદેશી ઠરાવીને બહાર કાઢેલા છે એટલે બીજે જઈ શકતા નથી. એવું જ મણિલાલ કોઠારીનું થઈ પડ્યું છે. એ પણ જોરાવરનગરમાં ભરાઈ પડ્યા છે. હમણાં બૂચ (વેણીલાલ) છૂટ્યો. એના ઉપર પણ એવો જ હુકમ કાઢ્યો છે. અબ્બાસ ડોસા ભરૂચની સભામાં* ગયા હતા અને પ્રમુખ થયા હતા. ડોસા ખૂબ કામ કરી રહ્યા છે. ગામડે ગામડે રખડે છે અને રૂપિયા ભેગા કરે છે. ગામડે ફરે છે એમ તબિયત સારી થતી જાય છે, એમ લખે છે. અજબ ડોસો છે. મીઠુબહેનનો કાગળ હતો. વચ્ચે માંદા પડી ગયા હતા હવે પાછા સારા થઈ ગયા છે. હમણાં તો ખૂબ રખડે છે. પૈસા ઉઘરાવી લાવે છે, લાકડાં માગી લાવે છે, ને મકાનો બંધાવે છે. સુરત જિલ્લાના આપણા બધા કાર્યકર્તાઓને હમણાં તો મરોલી એક ઉતારાનું સ્થાન થઈ પડ્યું છે રહેવાનું ત્યાં રાખીને આજુબાજુ રાનીપરજમાં કેશુભાઈ, ચુનીભાઈ વગેરે બધા રખડે છે. લોકો ખૂબ જ ડરી ગયેલા હતા, પણ ધીમે ધીમે ભડક ઓછી થાય છે."

તા. ૧૪-૫-'૩૪ના કાગળમાં મણિબહેનને આવા જ બધા સમાચાર આપે છે

"ચંદુભાઈ, કાનજીભાઈ, રવિશંકર અને છોટુભાઈ પુરાણી એટલા રાંચી જઈ આવ્યા. હવે બેહનોને માટે કંઈક રકમ ભેગી કરવા પ્રયત્ન કરે છે. હમણાં તેઓ

* નાકરની લડતમાં પડેલા અને ખુવાર થયેલા ખેડૂતોને બનતી તેટલી રાહત આપવા માટે ફંડ એકઠું કરવાની સભા.

આવ્યા છે તબિયત સુધારવા એક મહિનો રહેવાના છે વિસાપુરમા બધા સારા છે માત્ર જુગતરામ બહુ સુકાઈ ગયા છે, એમ ઉત્તમચંદ લખતો હતો ભાસ્કર હજુ તો અમદાવાદમા જ છે ગાના પણ ત્યા જ છે મગળા મૅટ્રિકની પરીક્ષામા બેઠી છે રવિશંકર છૂટીને રાસ જઈ આવ્યા લોકો ખૂબ દુખી થઈ ગયા છે કેટલાક થાક્યા છે હેરાનગતિ પાર વિનાની છે પણ આશાભાઈ બહુ બહાદુરી બતાવી રહ્યો છે બાપુને મળવા જવાનો છે તે પછી શુ કરવુ એનો નિર્ણય કરીને મને લખશે.

"બલુભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટીમા પ્રમુખ તરીકે સારી ખ્યાતિ મેળવી લાગે છે દાદા તો હજી રત્નાગિરિ જ પડ્યા છે એમનુ તો ઠેઠ બધાની સાથે જ નક્કી થઈ જવાનુ એમને તો ત્યા વૈરભાવે ભગવાન મળ્યા જેવુ થયુ છે ત્યા રહેવાથી તબિયતમા સારો સુધારો થયો હોય એમ જણાય છે અમદાવાદ શરીર બહુ બગડી ગયુ હતુ અને વધારે બગડે એવો સભવ હતો એટલામા જવાનુ થયુ એટલે એક રીતે તો સુખી થયા ગણાય

ગુજરાતના એક બહુ જૂના કાર્યકર્તા ફૂલચંદ બાપુજી શાહ વિસાપુર જેલમાથી છૂટ્યા પછી થોડા વખતમા ગુજરી ગયા, તેમને વિષે એ જ કાગળમા લખે છે

ગયે અઠવાડિયે બિચારા ફૂલચંદ બાપુજી ગુજરી ગયા બહુ ભલા માણસ હતા જૂનામા જૂના કામ કરનારા હતા સાધારણ સ્થિતિમા અથવા ગરીબ સ્થિતિમા હોવા છતા આખી ઉમર દેશસેવામા જ ગાળી ખેડા જિલ્લામા એની જગ્યા લેનાર કોઈ નથી. એનુ મરણ પણ બહુ ભારે થયુ ગણાય આગલે દિવસે નરસિંહભાઈ પટેલ પાસે આણંદ ગયા હતા વિઠ્ઠલ સ્મારક સમિતિના એક મંત્રી છે સાજ સુધી આણંદ રહ્યા બીજે દિવસે સમિતિની મીટિંગ નડિયાદમા કરવાનુ ઠરાવીને પાછા નડિયાદ ગયા સાજે ઘેર જઈને રાત્રે બાર વાગ્યા સુધી પડોશી સાથે ખૂબ વાતો કરી પછી ઘરમા જઈ અગાસીમા સૂઈ ગયા ઘરમા કોઈ જ ન મળે સાવ એકલા છોકરો અમદાવાદ ભણે હતો તેથી એમના વહુ છોકરાની સારવાર માટે અમદાવાદ ગયા હતા. ગોકળદાસ તલાટી એમના ઉમર ભરના સાથી તે પણ તે જ દિવસે મુંબઈ ગયેલા. દાદુભાઈ સમિતિના પ્રમુખ છે તે પણ મુંબઈમા ફૂલચંદભાઈ રાત્રે બાર વાગે પથારીમા સૂતા એ સૂતા પણ ઊઠ્યા જ નહી સવારે સમિતિનો પટાવાળો આઠ વાગે ઘેર આવ્યો તોયે ઊઠ્યા નહીં એટલે પડોશીને પૂછ્યુ પછી બધા ઘરમા દાખલ થયા અગાસીમા સૂતેલા જોયા ડૉક્ટરને બોલાવ્યો ડૉક્ટરે કહ્યુ કે હૃદય બંધ પડવાથી ગુજરી ગયેલા છે રાત્રે પ્રાણ ચાલી ગયો કોઈ પાસે ન મળે કોઈને ખબર પણ ન પડી નરસિંહભાઈ સવારે આણંદથી નીકળી નવ વાગે નડિયાદ આવ્યા ત્યારે સ્ટેશન પર જ સમાચાર મળ્યા કે ફૂલચંદભાઈ તો ચાલી ગયા બિચારા એ તો છેક જ દિગમૂઢ થઈ ગયા પણ શુ કરે? એમના આમ એકાએક ચાલી ગયાના સમાચાર વાચ્યા ત્યારે મને પેલુ ભજન યાદ આવ્યુ

કેના છોરુ કેના વાછરુ કેના મા ને બાપ
અતકાળે જવુ એકલા સાથ પુણ્ય ને પાપ

એટલે પાછા આવ્યા. છોકરો બહુ સારો હતો. ડૉક્ટરને લાગી આવ્યું તો છે જ. પણ એ હિંમતવાળા છે.

"હરિવદન હજી અમદાવાદમાં જ છે. હવે થોડા દિવસમાં નવસારી આશ્રમમાં પાછો જશે. બધું બંધ રહ્યું એટલે એને ગમ્યું નથી પણ શું કરે?

"કાનજીભાઈનો દીકરો પ્રમોદ અહીં એની સાથે હતો. એ પણ છૂટીને સુરત ગયો છે. પ્રમોદ સરસ છોકરો છે. જિંદગી દેશસેવામાં જ આપવાનો નિર્ણય કર્યો છે. કાનજીભાઈએ પણ એને રજા આપી છે. એનો નાનો ભાઈ પ્રિવિયસમાં ફર્સ્ટ ક્લાસમાં પાસ થયો. આખું કુટુંબ ઠીક રંગાયેલું છે. બધાએ સહન પણ ખૂબ કર્યું. નુકસાન પણ સારી પેઠે વેઠ્યું છે. બલ્લુભાઈએ કોઠામાં (મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે) ઠીક આબરૂ મેળવી છે. એમના કામથી સૌ ખૂબ રાજી છે. બૂરુજી મજામાં છે. એ છાપામાં દટાઈ ગયો છે. જરાયે નવરો થતો નથી. ભાસ્કર મુંબઈ આવી ગયો છે. કોંગ્રેસ હૉસ્પિટલનો ચાર્જ પાછો સંભાળી લીધો છે. હજી મુંબઈમાં ઘર વસાવ્યું નથી. શાંતા વગેરે સોજિત્રામાં જ છે. ઘર રાખ્યા પછી બોલાવવાનો ઇરાદો રાખે છે.

"વેલાંબહેન વડોદરે ગયાં છે. આનંદી, મણિ અને વનમાળા એની સાથે છે. દુર્ગા, મણિ અને અમીના હમણાં તો અંદર-છે, પણ બહાર આવશે એટલે તેમને ક્યાં રાખવાં એનો વિચાર કરવાનો છે. કિશોરલાલ બાપુ સાથે મસલત કરવાના છે. આશ્રમ નીકળી ગયો એટલે આ બધાને તો પગ નીચેની ધરતી ચાલી ગયા જેવું થયું છે. કોઈ સ્થાન રહ્યું નહીં. અને પાછાં આટલે વર્ષે સંસારમાં જવું એ પણ ન ગમે. એટલે શું કરે? લડાઈ બંધ થઈ એટલે બાળ, કાંતિ વગેરે કંઈક અભ્યાસ કરવાની સગવડો શોધતા થઈ ગયા છે. પણ શું કરવું અને ક્યાં રહેવું એ નિર્ણય કરી શક્યા નથી."

તા. ૧૭-૬-'૩૪ના કાગળમાં આશ્રમનાં બધાંની થયેલી વ્યવસ્થા વિષે લખે છે.

"અત્યારે તો બાપુએ એવી ગોઠવણ રાખી છે કે નારણદાસ રાજકોટમાં જ રહે અને ત્યાંની જમનાદાસવાળી નિશાળમાં આશ્રમના બધાં છોકરાંને ભણાવવાની ગોઠવણ કરે. આશ્રમના મોટેરા બધા ગામડામાં જુદે જુદે સ્થળે ગોઠવાઈ જઈને ગરીબાઈથી રહે એવી ગોઠવણ બાપુ કરવા ધારે છે. નારણદાસ રાજકોટમાં રહે, તે એઓ ગુમડે પડ્યા હોય તેમની સાથે સંબંધ અને સાંકળ ગોઠવે પણ બધાંને રાજકોટમાં છોકરાંને મૂકવાનું ગમશે કે કેમ એ સવાલ છે. સૌથી મોટો સવાલ તો અમીના અને એનાં છોકરાંનો થઈ પડશે એમ હું માનું છું. કુરેશીનો પણ વિચાર કરવાનો રહેશે. આ બધી વાતોનો આધાર તો બાપુ ઑગસ્ટની પહેલીએ શું કરશે એના ઉપર રહેશે. આપણા બારડોલીના આશ્રમો તો હજી પાછા મળ્યા નથી. અને ક્યારે મળશે તેનું કશું જ નક્કી નથી."

ડાહ્યાભાઈને તા. ૪-૭-'૩૪ના રોજ કુટુંબ વિષે લખે છે.

"તમે લખો છો એ બધું જ સાચું હોય તોપણ તમારા વિચારમાં દોષ હોય એમ મને લાગે છે. આપણે એમના જેવા થઈએ તો પછી આપણામાં અને એમનામાં ફેર શો રહ્યો? અપકારનો બદલો ઉપકારથી વાળવો એ ડાહ્યા

મુંબઈમાં પડયા છે. મૃદુલા પણ રાંચી ગઈ હતી. ત્યાંથી માથેરાન ગયેલી. તે પાછી અમદાવાદ પહોંચી ગઈ છે. અમદાવાદમાં સ્ત્રીઓની કાંઈક સંસ્થા તેણે કાઢી છે. બાપુનો નિર્ણય તેને પસંદ ન પડયો હોય એમ બને. પણ હવે તો શાંત થઈ ગઈ લાગે છે. રાંચી જઈ આવ્યા પછી એના મનનું સમાધાન થઈ ગયું હશે.

"રાસવાળાને પાકું દુઃખ છે. પેલો નડિયાદવાળો ઇસ્માઈલ ગાંધી મુસલમાનોની ટોળી કરી જમીનો રાખી લઈને પડયો છે ખેતરોમાં તબુ નાખ્યા છે અને હથિયારના પરવાના લીધા છે. તોફાની ટોળું રહ્યું એટલે ખેડૂતોને ખૂબ ડરીને રહેવાનું રહ્યું. રાસવાળો આશાભાઈ બહુ ભારે હિંમત બતાવી રહ્યો છે. રવિશંકર આવી ગયાથી એને ખૂબ હૂંફ મળી છે. ચંદુભાઈ પણ ઠીક મદદ કરી રહ્યા છે. પણ કામ બહુ ભારે છે. કેમ પહોંચી વળવું એ સવાલ છે. ગામ છોડીને જવાનું રહ્યું. હવે ગામમાં રહે પોસાય તેમ નથી. બધી જમીન ગઈ છે અને ખેડવા તો જોઈએ. નહીં તો પૂરું શી રીતે થાય?

"મુંબઈમાં મિલમજૂરો હડતાળ પાડી બેઠા છે. અમદાવાદમાં પણ એક વખત તો બીક જેવું લાગતું હતું. પણ હમણાં ત્યાં કંઈ થાય એમ લાગતું નથી. મૃદુલાનો કાગળ હતો કે મજૂરોના નેતાઓ (શંકરલાલ બેંકર અને અનસૂયાબહેન) માથેરાન છે, એટલે તમારે હડતાળ પડે એની કશી ચિંતા ન રાખવી. મુંબઈના કેટલાક અમદાવાદ પહોંચી ગયા છે, અને મજૂરોમાં પ્રચાર કરે છે પણ ત્યાં મજૂર મહાજન સિવાય બીજા કોઈનો પગપેસારો થાય એવું લાગતું નથી.

"દાદા (માવલંકર) હજુ રત્નાગિરિમાં જ છે. એમનાં બા અને કમુ ત્યાં ગયાં છે. દાદાને મેં કમુ વિષે સૂચનાઓ મોકલી હતી. હવે રોજ સાથે ફરવા લઈ જાય છે. ખોરાક બહુ થોડો લેતી હતી. શરીર નાજુક બનાવવું હોય તો થોડું ખાવું જોઈએ એવું એને અમદાવાદમાં કોઈ છોકરીએ શીખવ્યું હતું તેથી અડધી ભૂખે મરતી હતી. હવે ઠીક ખોરાક લે છે એટલે શરીર સારું થયું છે. દાદાને રત્નાગિરિથી ખૂબ ફાયદો થયો

"આપણા ઑફિસવાળા કૃષ્ણલાલનો છોકરો નરેન્દ્ર બી.એસસી.ની પરીક્ષામાં સેકન્ડ ક્લાસમાં પાસ થયો. સારું થયું. ગરીબ માણસ છે. છોકરો કમાતો થાય તો ઘરનું ઠીક ચાલે. છોકરો બહુ સારો છે. અભ્યાસ ઠીક કર્યો કહેવાય."

તા. ૩૦-૫-'૩૪ના કાગળમાં કાર્યકર્તાઓની આવી જ ચિંતા કરતા જણાય છે:

"ડૉક્ટર હરિપ્રસાદનો છોકરો વિષ્ણુ ગયે અઠવાડિયે હૃદય બંધ પડવાથી ગુજરી ગયો. ૨૮ વર્ષની ઉંમર હતી. બે મહિનાથી મુંબઈ રહેતો હતો. એલ.સી.પી.એસ.ની પરીક્ષા માટે વાંચતો હતો. ખૂબ મહેનત કરી એથી શરીર નબળું પડી ગયું. પરીક્ષા આપીને ઘેર આવ્યો અને બીજે જ દિવસે ગુજરી ગયો. સારું થયું કે પરણેલો નહોતો. ઘણાં વર્ષથી ડૉક્ટર પરણાવવા મહેનત કરતા હતા. એ ના પાડતો હતો. પરીક્ષા થઈ ગયા પછી પરણવાનો વિચાર હતો. ડૉક્ટર તો ચિનુભાઈ (સર ચીનુભાઈ) સાથે ઊટી ગયા હતા. ખબર મળ્યા

એટલે પાછા આવ્યા છોકરો બહુ સારો હતો ડૉક્ટરને લાગી આવ્યુ તો છે જ પણ એ હિંમતવાળા છે

'હરિવદન હજી અમદાવાદમા જ છે હવે થોડા દિવસમા નવસારી આશ્રમમા પાછો જશે બધુ બંધ રહ્યુ એટલે એને ગમ્યુ નથી પણ શુ કરે ?

કાનજીભાઈનો દીકરો પ્રમોદ અહી એની સાથે હતો એ પણ છૂટીને સુરત ગયો છે પ્રમોદ સરસ છોકરો છે જિંદગી દેશસેવામા જ આપવાનો નિર્ણય કર્યો છે કાનજીભાઈએ પણ એને રજા આપી છે એનો નાનો ભાઈ પ્રિવિયસમા ફર્સ્ટ ક્લાસમા પાસ થયો આખુ કુટુંબ ઠીક રંગાયેલુ છે બધાએ સહન પણ ખૂબ કર્યું નુકસાન પણ સારી પેઠે વેઠ્યુ છે બન્નુભાઈએ કોર્પોમા (મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે) ઠીક આબરૂ મેળવી છે એમના કામથી સૌ ખૂબ રાજી છે ભૂરુજી મજામા છે એ છાપામા દટાઈ ગયો છે જરાયે નવરો થતો નથી ભાસ્કર મુંબઈ આવી ગયો છે કોંગ્રેસ હૉસ્પિટલનો ચાર્જ પાછો સંભાળી લીધો છે હજી મુંબઈમા ઘર વસાવ્યુ નથી શાંતા વગેરે સોજિત્રામા જ છે ઘર રાખ્યા પછી બોલાવવાનો ઇરાદો રાખે છે

વેનામહેન વડોદરે ગયા છે આનંદી મણિ અને વનમાળા એની સાથે છે દુર્ગા મણિ અને અમીના હમણા તો અંદર છે પણ બહાર આવશે એટલે તેમને ક્યા રાખવા એનો વિચાર કરવાનો છે કિશોરલાલ બાપુ સાથે મસલત કરવાના છે આશ્રમ નીકળી ગયો એટલે આ બધાને તો પગ નીચેની ધરતી ચાલી ગયા જેવુ થયુ છે કોઈ સ્થાન રહ્યુ નહી અને પાછા આટલે વર્ષે સંસારમા જવુ એ પણ ન ગમે એટલે શું કરે ? લડાઈ બંધ થઈ એટલે બાળ કાંતિ વગેરે ઈક અભ્યાસ કરવાની સગવડો શોધતા થઈ ગયા છે પણ શુ કરવુ અને ક્યા રહેવુ એ નિર્ણય કરી શક્યા નથી

તા ૧૭-૬-૩૪ના કાગળમા આશ્રમના બધાની થયેલી વ્યવસ્થા વિષે લખે છે

અત્યારે તો બાપુએ એવી ગોઠવણ રાખી છે કે નારણદાસ રાજકોટમા જ રહે અને ત્યાની જમનાદાસવાળી નિશાળમા આશ્રમના બધા છોકરાને ભણાવવાની ગોઠવણ કરે આશ્રમના મોટેરા બધા ગામડામા જુદે જુદે સ્થળે ગોઠવાઈ જઈને ગરીબાઈથી રહે એવી ગોઠવણ બાપુ કરવા ધારે છે નારણદાસ રાજકોટમા રહે તે જેઓ ગામડે પડ્યા હોય તેમની સાથે સંબંધ અને સાંકળ જોડે પણ બધાને રાજકોટમા છોકરાને મૂકવાનુ ગમશે કે કેમ એ સવાલ છે સૌથી મોટો સવાલ તો અમીના અને એના છોકરાનો થઈ પડશે એમ હુ માનુ છુ કુરેશીનો પણ વિચાર કરવાનો રહેશે આ બધી વાતોનો આધાર તો બાપુ આગસ્ટની પહેલીએ શું કરશે એના ઉપર રહેશે આપણા બારડોલીના આશ્રમો તો હજી પાછા મળ્યા નથી અને ક્યારે મળશે તેનુ કશુ જ નક્કી નથી

ડાહ્યાભાઈને તા ૪-૭ ૪ના રોજ કટુમ નિરે લખે છે

તમે લખો છો એ બધુ જ સાચુ હોય તોપણ તમારા વિચારમા દોષ હોય એમ મને લાગે છે આપણે એમના જેવા થઈએ તો પછી આપણામા અને એમનામા ફેર શો રહ્યો ? અપકારનો બદલો ઉપકારથી વાળવો એ ડાહ્યા

માણસનુ કામ છે. બૂરાની સાથે બૂરાઈ કરનારાં તો જગતમાં ઘણાંયે છે. એની મા ગમે તેવી હોય તેમાં એ છોકરાનો શો દોષ? . . . (ફલાણા) એને કેમ નોકરી અપાવતા નથી, એવો વિચાર આપણે ન કરીએ. એ આપણો છે અને આપણે અપાવી શકીએ તો અપાવવી જોઈએ તમે એનો કાગળ જોઈ ક્રોધે ભરાયા લાગો છો. એના ઉપર ક્રોધ ન શોભે. એની માનો કે બીજાનો દોષ હોય એનો ક્રોધ એ નિર્દોષ બાળક ઉપર ન હોય. . . . મને લાગે છે કે આપણે કુટુંબથી અલગ રહ્યા છીએ તેથી મહા ખટપટમાંથી છૂટી ગયા છીએ. કોઈને દોષિત ઠરાવવા માટે આપણે કશું પૂરું જાણતા નથી. આપણને જાણવાનો અવકાશ નથી. ઇચ્છા પણ નથી. સદ્દુનો ઓછાવત્તો દોષ હશે. . . ને એમના છોકરામાંથી કોઈ રાખી શકતા નથી. અને એ ભાઈઓને પણ એકબીજા સાથે બનતુ નથી આમ કમનસીબે કુટુંબકલેશ જેવુ ચાલ્યા જ કરે છે. આપણો ધર્મ સૌને જેટલી મદદ થાય તેટલી મદદ કરવાનો તો છે જ. એ ન કરીએ તો આપણે આપણો ધર્મ ચૂકીએ. કુટુંબમાંથી કોઈ આપણી મદદ માગતો આવે ત્યારે તેને આપણે કેમ તરછોડી શકીએ? આ બધી વાત તો તમે ક્રોધ છોડીને વિચારો તો સમજ પડે. અકળાવાથી ન બને. કોઈના બોલવા અગર લખવા ઉપર ગુસ્સો કરવો એ આપણને શોભે નહીં. સામાના ક્રોધની સામે પ્રેમથી જ કામ લઈ શકાય. આપણે તો ઉદારતાથી વિચાર કરવો જોઈએ. પણ આ બધું તમને ન સમજાય એ હુ સમજી શકું છુ. સામાન્ય વિચારસરણી તમારા જેવી જ હોય છે એમાંથી બહાર નીકળવું કઠણ છે. પણ એ જ ઉત્તમ છે."

સરદાર જેલમાં પડ્યા પડ્યા કેટલા કેટલા માણસોનો વિચાર કર્યા કરતા હતા તે એમણે લખેલા કાગળોમાંથી ઉપર જે થોડા ઉતારા આપ્યા છે તે ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. આ કાગળોમાં જે અનેક નામો આવે છે તેમને તો ખબરે નહીં હોય કે સરદાર આપણો વિચાર રાખતા હશે. એક ભાઈની તો મને પ્રત્યક્ષ માહિતી છે. તેમણે કહેલું કે હું તો સરદાર સાથે કોઈ દિવસ બોલ્યો પણ નથી અને સરદાર મને ઓળખતા હશે કે કેમ તે પણ મને ખાતરી ન હતી. જ્યાં સરદારે મારી પણ કાળજી રાખી છે, તેની મને નવાઈ લાગે છે. પણ પોતાના તમામ સાથીઓ અને કાર્યકર્તાઓની કાળજી ન રાખે તો પછી સરદાર શેના કહેવાય? સેવકો પ્રત્યે સરદારના દિલમાં ઊંડો વાત્સલ્યભાવ હતો તેથી જ તેઓ સરદારપદને સહજ રીતે શોભાવી શક્યા

# વિદ્યાપીઠ પુસ્તકાલય પ્રકરણ

ગાંધીજીએ સને ૧૯૩૩ના જુલાઈની ૩૧મીએ સાબરમતી આશ્રમ વિખેરી નાખ્યો એ કહેવાઈ ગયું છે. તે વખતે આશ્રમનું પુસ્તકાલય રખડી ન જાય અને તેનો સદુપયોગ થાય તે માટે એ તેમણે અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપી દીધું. પુસ્તકાલય સોંપી દેવાનો વિચાર ચાલતો હતો તે વખતે શ્રી કાકાસાહેબ કાલેલકર પૂનામાં હતા. ગાંધીજીએ પહેલાં આશ્રમનું પુસ્તકાલય વિદ્યાપીઠના પુસ્તકાલય સાથે જોડી દેવાની વાત કાકાસાહેબને કરેલી. પણ એનો અમલ લગત આવી તેને લીધે થઈ શકેલો નહીં. એટલે આ વાત સાંભળી પેલા સંકલ્પનું સ્મરણ કરાવવાના ઉદ્દેશથી ગાંધીજીને કાગળ લખી તેઓ અમદાવાદ આવવા પૂનાથી નીકળ્યા. કેવાં સંજોગોમાં વિદ્યાપીઠનું પુસ્તકાલય તેમણે મ્યુનિસિપાલિટીને સોંપ્યું એની વિગતોનું વર્ણન કરતો એક કાગળ શ્રી કાકાસાહેબે ગાંધીજીને તા. ૩૦–૭–'૩૪ના રોજ લખેલો. તેમાં ગાંધીજી સાથે તેમને તે વખતે થયેલી વાતોનો અહેવાલ તેમણે આપ્યો છે તેમાંથી મુદ્દાનો ભાગ નીચે આપ્યો છે :

"આપે જ શરૂઆત કરી કે વિદ્યાપીઠનું પુસ્તકાલય પણ આપણે મ્યુનિસિપાલિટીને સોંપી દઈએ તો કેવું? મે કહ્યું અહીં આવતાં રસ્તામાં મે પણ એ જ વિચાર કર્યો હતો. આપે આશ્રમની લાઇબ્રેરી વિદ્યાપીઠને આપી હોવા છતાં મ્યુનિસિપાલિટીને સોંપી એટલે બન્ને લાઇબ્રેરીઓ મ્યુનિસિપાલિટીને અપાય એમ જ આપ ઇચ્છતા હશો, નહીં તો આપને હાથે આવું પગલું ન જ ભરાત. એ વિચારશ્રેણીએ મે પણ નક્કી કર્યું કે વિદ્યાપીઠની લાઇબ્રેરી કાઢી નાખીએ એમાં જ શ્રેય છે. દસ વરસ સુધી અથવા એથીયે વધારે વખત બધાએ જેલમાં રહેવાનું છે. તો ચોપડીઓ સરકારના તાબામાં સડતી શા માટે રાખીએ? દસ વરસને અંતે પરિસ્થિતિ બદલાઈ હશે તે વખતે બધો જ વિચાર જુદી રીતે કરવાનો હશે. વિદ્યાપીઠની પ્રવૃત્તિનો ક્રમશઃ જ એક સ્વાભાવિક અંત આવે છે તો એ લાઇબ્રેરીનો ઉપયોગ લોકો કરતા થાય એ જ સારું છે.

"પણ મે ઉમેર્યું કે એ પુસ્તકાલય અને આશ્રમનું પુસ્તકાલય પણ મ્યુનિસિપાલિટીને આપવા વિષે મારો મતભેદ છે. . . સરકાર ગમે ત્યારે મ્યુનિ૦ને સસ્પેન્ડ કરી પુસ્તકાલય પોતાના તાબામાં લઈ શકે છે. એટલે એ સરકારને આપ્યા બરાબર છે. આપે કહ્યું એટલો દોષ એમાં રહે છે એ સાચી વાત છે. પણ મ્યુનિસિપાલિટી વલ્લભભાઈની છે. આપણે પ્રજાની સેવા કરતા હોઈશું તો મ્યુનિસિપાલિટીનો કબજો આપણો જ રહેવાનો છે. વલ્લભભાઈનો સ્વભાવ હું જાણું છું. વલ્લભભાઈને આ વસ્તુ ગમશે. . . ."

અમદાવાદ આવીને તા ૩૧મી જુલાઈએ કાકાસાહેબે કલેક્ટરને કાગળ લખીને પુછાવ્યુ કે,

"તમે મને મારે જોઈએ તે પુસ્તકો લઈ જવાની પરવાનગી તો આપેલી જ છે હુ એમ માની શકુ ખરો કે વિદ્યાપીઠના મકાનમાથી તમામ પુસ્તકો અને જે ઉપર તે રાખવામા આવ્યા છે તે ઘોડા વગેરે ખસેડી લઈ જવાની મને છૂટ છે? આ પ્રશ્ન એટલા માટે ઉપસ્થિત થયો છે કે સાબરમતી આશ્રમના પુસ્તકો જે રીતે લોકોપયોગ માટે આપી દેવામા આવ્યા છે, તે જ રીતે વિદ્યાપીઠનો પુસ્તકસગ્રહ પણ આપી દેવાનો ઇરાદો વિદ્યાપીઠના ટ્રસ્ટીઓનો છે"

આ કાગળનો મુસદ્દો ગાધીજીએ કરી આપ્યો હતો

આના જવાબમા કલેક્ટરે જણાવ્યુ

"વિદ્યાપીઠના પુસ્તકો તથા મકાન સાથે જડી દેવામા ન આવ્યા હોય એવા ઘોડા તમે પહોચ આપીને લઈ જાઓ એમા કશો વાધો નથી"

તે જ દિવસે કાકાસાહેબ પૂના જવા નીકળવાના હતા એટલે ગાધીજીને કહેતા ગયા કે વિદ્યાપીઠનુ પુસ્તકાલય મ્યુનિસિપાલિટીને સોપી દેવાનો કાગળ આપ જ મ્યુનિસિપાલિટીના પ્રમુખને લખશો એ પ્રમાણે ગાધીજીએ મ્યુનિસિપાલિટીના પ્રમુખને વિદ્યાપીઠના પુસ્તકસગ્રહની ભેટ સ્વીકારવાનુ લખ્યુ પછી વિદ્યાપીઠનો પુસ્તકસગ્રહ વિદ્યાપીઠના મકાનમાથી ખસેડી મ્યુનિસિપાલિટીને સોપવામા આવ્યો

સરદાર અને બીજા કેટલાક જેઓ વિદ્યાપીઠમડળના સભ્યો હતા અને એ રીતે વિદ્યાપીઠની મિલકતના ટ્રસ્ટીઓ હતા, તેઓમાના ઘણાખરા તે વખતે જેલમા હતા એટલે તેમને પૂછી શકાય એમ નહોતુ પણ ગાધીજીની સમતિ મળેલી હોઈ, જેઓ બહાર હતા તેમાથી કેટલાકને પુસ્તકાલયનું દાન આપી દેવાની બાબતમા કાને વાત નાખી દેવા ઉપરાત તેમની વિધિસર સમતિ લેવાની કાકાસાહેબે જરૂર માની નહી સરદારને જેલમા વિદ્યાપીઠના પુસ્તકાલયના દાનની ખબર પડી ત્યારે તેમને આ વાત ગમેલી નહી પુસ્તકાલય એ વિદ્યાપીઠનુ મહત્ત્વનુ અગ ગણાય, અને તેના વિના ભવિષ્યમા વિદ્યાપીઠની પ્રવૃત્તિઓ ચલાવવાનુ અશક્ય જેવુ થઈ જાય એમ તેમને લાગતુ હતુ પણ જેલમાથી તો તેઓ કાઈ કરી શકે એમ નહોતુ ૧૯૩૪ના જુલાઈમા બહાર આવ્યા પછી બધી વિગતોની તેમણે તપાસ કરી પુસ્તકાલયનુ દાન અપાયુ છે એ ઠીક થયુ કે અઠીક થયુ એ બાજુએ રાખતા તેમને લાગ્યુ કે 'આવી રીતે ટ્રસ્ટની મિલકત બીજી સસ્થાને આપી દેવાનો શ્રી કાકાસાહેબને અધિકાર ન હતો એટલુ જ નહી પણ આખા વિદ્યાપીઠમડળને પણ પુસ્તકાલય અમદાવાદ મ્યુનિસિપાલિટી જેવી, સરકારના અકુશવાળી સંસ્થાને આપી દેવાનો અધિકાર નથી કારણ વિદ્યાપીઠની સ્થાપના અસહકારની ચળવળમાથી

થયેલી હોઈ તેના હેતુઓ અને ઉદ્દેશોમાં સ્પષ્ટ જણાવેલું છે કે, સરકારથી સર્વ પ્રકારે સ્વતંત્ર રહીને વિદ્યાપીઠે કેળવણીનું કામ કરવું તથા પોતાની સંસ્થાઓ ચલાવવી. વિદ્યાપીઠના બંધારણની પુરવણીમાં વિદ્યાપીઠના સિદ્ધાંતો આપવામાં આવ્યા છે, તેમાં પણ 'રાજ્યસત્તાના અંકુશ'એ મથાળા નીચે સ્પષ્ટ લખવામાં આવ્યું છે કે પોતાનાં ધોરણો ઠરાવવામાં તથા પોતાની સંસ્થાઓની વ્યવસ્થા કરવામાં વિદ્યાપીઠ સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહેશે. હવે મ્યુનિસિપાલિટી તો કાયદાથી સ્થપાયેલી સંસ્થા હોઈ તેના ઉપર કલેક્ટર, કમિશનર તથા સરકારના બીજા અમલદારોના અમુક અંકુશો રહેલા હોય છે. વળી તેને સોંપેલી ફરજો બજાવવામાં તે કસૂર કરતી માલૂમ પડે તો સરકાર તેનો કબજો પણ લઈ શકે છે. એટલે વિદ્યાપીઠ જેવી અસહકારી અને સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહેવાના સિદ્ધાંતવાળી સંસ્થા પોતાની મિલકત આવી સરકારના અંકુશોવાળી સંસ્થાને સોંપે એમાં સિદ્ધાંતનો અને ટ્રસ્ટના કાયદા પ્રમાણેની ફરજોનો પણ ભંગ થતો હતો. વળી વિદ્યાપીઠના દાતાઓએ વિદ્યાપીઠના ઉપરના સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને વિદ્યાપીઠને દાન આપેલાં હોઈ, મ્યુનિસિપાલિટી જેવી સરકારના અંકુશવાળી સત્તાને વિદ્યાપીઠની મિલકત સોંપી દેવામાં દાતાઓનો પણ વિશ્વાસભંગ થતો હતો.'

સરદારે પોતાના આ વિચાર ગાંધીજીને જણાવી તેમની સલાહ લીધી. ગાંધીજીને તે દિવસે મૌન હોઈ તેમણે સરદાર સાથે લખીને વાતચાત કરી.

ગાધીજી. "મારો અભિપ્રાય એવો થાય છે કે મ્યુનિસિપાલિટી પાસે રહેવા દઈ એનુ ટ્રસ્ટ બનતુ હોય તો કરાવવું ત્યા તેનો સારામા સારો ઉપયોગ છે એમ મને ભાસે છે. પણ બીજાઓને એ ગળે ન ઊતરે તો એ પાછા લેતા મુદ્દલ સકોચ ન ખાવો. આમા કોઈની પ્રતિષ્ઠાનો કે કાકાની લાગણીનો સવાલ નથી. કાકા સહન કરી લેશે

"વિચાર કરવા બેસીએ તો એમ પણ કહેવુ જોઈએ ના કે કાકા ભૂલ્યા તોપણ મારે તેનો અધિકાર તપાસવો જોઈતો હતો ના? એટલી ધમાલમા અનેક કામો એક પછી એક કરી નાખ્યા, તેમા આ પણ વગર તપાસ્યે કરી નાખ્યુ."

સરદારે કહ્યુ કાકા તો કહે છે કે વિદ્યાપીઠનુ પુસ્તકાલય મ્યુનિસિપાલિટીને સોંપવાની સૂચના પ્રથમ આપે કરેલી. તેના જવાબમાં ગાધીજીએ લખ્યુ:

"કાકા મારી સૂચના વિશે વાત કરે છે તેનુ મને સ્મરણ નથી. પણ તેને છે તે આપણે માનવું જોઈએ."

સરદારે ટ્રસ્ટીઓના અધિકાર વિષે વાત કરી હશે એટલે તે વિષે ગાંધીજીએ લખ્યું.

"અધિકાર ન હતો એ તો બરોબર છે હુ તો એટલું જ કહુ છુ, અધિકાર વિના અપાયેલુ દાન અધિકારીઓ હમેશા પાછુ લઈ શકે છે. વસ્તુતાએ જો એ પુસ્તકો પાછા લેવાનો ધર્મ હોય તો એ પાછા લઈ લેવા એ મારો અભિપ્રાય છે.

એ વેળાએ કાકાએ બધાને પૂછ્યુ હોત તો કદાચ તેઓ પણ આપવામા સમત થાત એ અપાયા પછી તો તુરત બધાને જેલમા જ જવાનુ હતુ ના?'

એટલે સરદારે એમ કહ્યુ હશે કે સરકારના અમલવાળી સસ્થાને દાન આપવાનો આખા ટ્રસ્ટીમડળને અધિકાર નથી એના જવાબમા ગાધીજીએ લખ્યુ

"ટ્રસ્ટીઓને અધિકાર નથી એમ કહો છો? જો એમ જ હોય તો તો પુસ્તકો પાછા લેવા જ જોઈએ

પછી વધુ ખાતરી કરવા માટે સરદારે શ્રી ભૂલાભાઈ દેસાઈ તથા શ્રી કનૈયાલાલ મુનશીના અભિપ્રાય લીધા તેમને સરદારે સ્પષ્ટ જણાવ્યુ કે જો આખા વિદ્યાપીઠમડળને પુસ્તકાલય આપી દેવાનો કાયદેસર અધિકાર હોય તો કાકાસાહેબના કૃત્યને અમે મજૂર રાખવા તૈયાર છીએ એટલે કાકાસાહેબને અધિકાર હતો કે નહી એ તમે ન જોશો, પણ આખા વિદ્યાપીઠમડળને અધિકાર છે કે નહી એના ઉપર તમારો અભિપ્રાય આપશો બને ધારાશાસ્ત્રીઓના અભિપ્રાય એવા મળ્યા કે વિદ્યાપીઠના સિદ્ધાતો જોતા આખા વિદ્યાપીઠમડળને મ્યુનિસિપાલિટી જેવી સરકારના અકુશવાળી સસ્થાને વિદ્યાપીઠની મિલકત સોપી દેવાનો અધિકાર નથી તે ઉપરથી સરદારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખને કાગળ લખીને જણાવ્યુ કે,

"આચાર્ય કાકાસાહેબ કાલેલકરે પોતાના કેટલાક સાથીઓની સમતિથી ગુજરાત વિદ્યાપીઠનુ પુસ્તકાલય મ્યુનિસિપાલિટીને સોપી દીધુ છે મહાત્મા ગાધીએ આપેલા સત્યાગ્રહાશ્રમના પુસ્તકાલયનુ દાન જેમ તમે સ્વીકાર્યુ તેમ આ પુસ્તકાલય પણ સ્વીકાર્યુ છે આ બાબતમા ટ્રસ્ટીઓના અધિકાર વિશે બહુ નાજુક પ્રશ્ન ઉપસ્થિત થયો છે મને એવી સલાહ મળી છે કે અમદાવાદ મ્યુનિસિપાલિટી જેવી સસ્થાને વિદ્યાપીઠની ટ્રસ્ટ મિલકત સોપવાનુ આખા વિદ્યાપીઠમડળના અધિકાર બહારનુ છે હુ વિદ્યાપીઠનો એક ટ્રસ્ટી છુ અને તેની મિલકત સાચવવા માટે કાયદેસર જવાબદાર છુ એટલે તમને ખબર આપવાની મારી ફરજ થાય છે કે વિદ્યાપીઠનુ પુસ્તકાલય મ્યુનિસિપાલિટીને સોપવા બાબત જેમણે તમારી સાથે પત્રવ્યવહાર કર્યો અને જેમણે પુસ્તકાલયનો કબજો તમને સોપ્યો તેઓએ, જોકે આ કૃત્ય સપૂર્ણ શુદ્ધ બુદ્ધિથી કર્યુ છે છતા એ કેવળ તેમના જ અધિકાર બહારનુ નહી, પણ વિદ્યાપીઠના આખા ટ્રસ્ટીમડળના અધિકાર બહારનુ છે તમે એટલુ તો સ્વીકારશો કે આવી બાબતમા ટ્રસ્ટીઓએ સસ્થાના અસલ હેતુઓ તથા મૂળભૂત સિદ્ધાતો સાચવવાની બહુ ઝીણવટભરી કાળજી રાખીને વર્તવુ જોઈએ વળી મૂળ દાતાઓમાથી અથવા તો જાહેર જનસમાજમાથી કોઈને આ કૃત્ય અધિકાર બહારનુ લાગે અને તે અમારી સામે કાયદેસર પગલા ભરે તો એવી જોખમદારીમા પડવાની પણ ટ્રસ્ટીમડળની ઇચ્છા ન હોય

વિશેષમા હુ એ વસ્તુ તરફ આપનુ ધ્યાન ખેચુ છુ કે આ પુસ્તકાલય મ્યુનિસિપાલિટીના કબજામાથી અસલ ટ્રસ્ટીઓના કબજામા આવશે તેથી જાહેર

જનતાને તેનો લાભ મળવાની બાબતમાં કશો ફરક પડવાનો નથી. કારણ આશ્રમનું પુસ્તકાલય રાખવા માટે મ્યુનિસિપાલિટી જે મકાન બંધાવવા ધારે છે તે મકાનની જગ્યાથી વિદ્યાપીઠનું પુસ્તકાલય લગભગ એક જ માઈલ દૂર છે. મને એવી સલાહ મળી છે કે પુસ્તકાલય મ્યુનિસિપાલિટીને સોંપવાનું કૃત્ય આખા ટ્રસ્ટીમંડળના અધિકાર બહારનું છે અને તેનો કબજો વધુ વખત મ્યુનિસિપાલિટી પાસે રહે તેમાં ટ્રસ્ટનો ભંગ થયાં કરે છે. મારો હેતુ મ્યુનિસિપાલિટીને આ પુસ્તકાલય સોંપનારની અથવા તો મ્યુનિસિપાલિટીએ તેનો સ્વીકાર કર્યો તે બદલ તેની શુદ્ધ બુદ્ધિ વિશે રજ પણ શંકા ઉઠાવવાનો નથી. હું આશા રાખું છું કે મ્યુનિસિપાલિટી પાસે આવશ્યક ઠરાવ કરાવીને વિદ્યાપીઠમંડળને વહેલી તકે પુસ્તકાલય પાછુ સોંપી દેવાની આપ વ્યવસ્થા કરશો."

આ ઉપરથી મ્યુનિસિપાલિટીએ પોતાની 'લીગલ કમિટી' મારફત મુબઈના પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી શ્રી બહાદુરજીનો અભિપ્રાય પુછાવ્યો. વિદ્યાપીઠની સ્થાપનાનો હેતુ, તેનું બંધારણ તથા તેના મૂળભૂત સિદ્ધાંતો વગેરેનો અભ્યાસ કરી તેમણે પણ શ્રી ભૂલાભાઈ તથા શ્રી મુનશીને મળતો જ અભિપ્રાય આપ્યો. એટલે મ્યુનિસિપાલિટીના જનરલ બોર્ડની મીટિંગમાં શ્રી દાદાસાહેબ માવળંકર, જેઓ તે વખતે મ્યુનિસિપાલિટીના ઉપ-પ્રમુખ હતા તેઓ ઠરાવ લાવ્યા કે આપણને બૅરિસ્ટર બહાદુરજીનો અભિપ્રાય મળ્યો છે તે જોતાં ગુજરાત વિદ્યાપીઠમંડળી વતી સરદાર વલ્લભભાઈને પુસ્તકાલય પાછું સોંપી દેવું. આની ઉપર સુધારો મૂકવામાં આવ્યો કે વિદ્યાપીઠમંડળના જે સભ્ય કે સભ્યો યોગ્ય અધિકારવાળી અદાલતનો હુકમ મેળવે તેમને પુસ્તકાલય સોંપવું. શ્રી દાદાસાહેબે પોતાના ઠરાવના સમર્થનમાં જણાવ્યુ કે,

> "બૅરિસ્ટરના અભિપ્રાય માટે કેસની હકીકતની નોંધ મ્યુનિસિપાલિટી તરફથી મે જ તૈયાર કરી હતી. તેમા પુસ્તકાલય મ્યુનિસિપાલિટી પાસે રહે તેની તરફેણમા જેટલી હકીકતો અને દલીલો રજૂ કરી શકાય તેટલી મે કરી હતી. છતા બૅરિસ્ટરનો આવો સ્પષ્ટ અભિપ્રાય મળ્યો છે એટલે કોરટબાજીના ઝઘડામા ઊતરી પ્રજાના પૈસાનું પાણી કરવું એ મ્યુનિસિપાલિટી જેવી લોકહિતકારી સંસ્થાને શોભતુ નથી. આપણે તો લોકો આગળ ન્યાયપરાયણતાનો દાખલો બેસાડવો જોઈએ. પુસ્તકાલય આપણે કબજે છે માટે 'હાથમા તેની બાથમા' કરીને બીજા પક્ષને કોર્ટમા જવાની ફરજ પાડવી જોઈએ નહી."

મત લેવાતા ૨૪ વિ૦ ૫ મતે ઠરાવ પસાર થયો અને પુસ્તકાલય વિદ્યાપીઠને પાછુ સોંપી દેવામા આવ્યુ

અધિકાર બહાર થયેલા કૃત્યને સરખું કરવાનુ કામ આમ તો સરળતાથી પાર ઊતરી ગયુ પણ તેની સાથે કેટલીક આનુષંગિક ઘટનાઓ બની તે અમારા મંડળમાં કેટલાક સમય સુધી દુઃખ અને કલેશનું કારણ થઈ પડી ઉપર કહ્યુ તેમ સરદારે તો આ બાબતમાં પોતાની ભૂમિકા સ્પષ્ટ કરી હતી કે જો સમગ્ર

ટ્રસ્ટીમંડળને આ દાન કરવાનો અધિકાર હોય તો ભલે આ કાકાસાહેબે એકલાએ કર્યું હોય તોયે અમે તેને બહાલી આપીશું. હું તથા બીજા કેટલાક સાથીઓ આ વાતથી પૂરા વાકેફ નહોતા. મને તો એમ પણ લાગ્યું કે સરદારને કાકાસાહેબ પ્રત્યે અણગમો હોવાથી તેમણે આ પગલું લીધું છે. એટલે મારા મનમાં સરદારનો દોષ વસ્યો તેમાં કાકાસાહેબના બીજા એક નિશ્ચયથી વધારો થયો. કાકાસાહેબ ઘણા વખતથી વિચાર કરતા હતા કે મારું ગુજરાતનું કામ લગભગ પૂરું થયું છે અને હવે હું ફેરફાર માટે ઝંખું છું. આ જ પ્રસંગે તેમણે આ વાત કાઢી એટલે મેં માની લીધું કે તેમની બહાર જવાની વાતની પાછળ વિદ્યાપીઠ પુસ્તકાલય પ્રકરણ અને સરદારનો તેમના પ્રત્યેનો અણગમો કારણરૂપ છે. એ મતલબનો કાગળ મેં સરદારને લખ્યો. સરદારના મનમાં આવું કશું હતું નહીં. તેમણે પોતાની સ્થિતિ ગાંધીજી આગળ સ્પષ્ટ કરી હતી છતાં મેં તે ન માની એનું સરદારને ખૂબ દુ:ખ લાગ્યું, મારા પ્રત્યે તેમને ભારે અસંતોષ પણ થયો. મારા વિચારમાં રહેલો દોષ ગાંધીજીએ મને સમજાવીને દૂર કરવા પ્રયત્ન કર્યો. વખત જતાં મારી ભૂલની મને પ્રતીતિ થઈ. સરદારે તો મારી ભૂલ દરગુજર કરી જ હતી. આમ અમારો ઘરનો ક્લેશ થોડા વખતમાં શમી ગયો. પણ આ પ્રકરણમાંથી સરદારની કેટલીક ખાસિયતો તરી આવે છે. સાધારણ રીતે સરદાર વિષે એમ મનાતું કે વિદ્યા અને સંસ્કારના વિષયો સાથે એમને કશી નિસ્બત નહોતી. પણ વિદ્યાપીઠ જેવી કેળવણીની સંસ્થાનું પુસ્તકાલય એ ઘણું મહત્ત્વનું અંગ છે અને તેના વિના વિદ્યાપીઠ તદ્દન ખંડિત થઈ જશે એ તેમણે સહજવૃત્તિથી જોઈ લીધું. એથીયે વિશેષ, જાહેર કામકાજ અને જાહેર વ્યવહારના કડક ચોકીદાર તરીકેનો તેમનો પરિચય આ પ્રકરણમાં આપણને થાય છે. કોઈનો પણ દોષ હોય તો અડગ બહાદુરીથી તેની સામે લાલ બત્તી ધરતાં તેઓ ખચકાતા નહોતા. તેમના આ ગુણોએ ગુજરાતને અને હિંદુસ્તાનને ઘણા વિષમ પ્રસંગોએ મુશ્કેલીમાંથી ઉગારી લીધા છે.

## ૧૩

# બોરસદ તાલુકામાં પ્લેગનિવારણ

બોરસદ તાલુકામાં ૧૯૩૨ની સાલથી દર વરસે પ્લેગ ફાટી નીકળતો હતો. પણ તેના નિવારણ માટે કશા વ્યવસ્થિત પ્રયત્નો થતા ન હતા. મુખ્ય કારણ તો એ હતું કે સઘળા મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ, ખાસ કરીને સરદાર, ૧૯૩૨થી ૧૯૩૪ સુધી જેલમાં હતા. સવિનય ભંગની લડત મુલતવી રાખવામાં આવી એટલે સરદાર, દરબાર ગોપાલદાસ અને બીજા કાર્યકર્તાઓને આ કામ ઉપાડવાનો વખત મળ્યો. બોરસદમાં પ્લેગ ચાલતો હોવાની ખબર સરદારને દિલ્હીમાં પડી. તેઓ તા. ૯–૩–'૩૫ના રોજ મુંબઈ આવ્યા, અને ડૉ. ભાસ્કર પટેલને બોરસદ તાલુકામાં જઈ ત્યાંની સ્થિતિનો રિપોર્ટ લઈ આવવા કહ્યું. તેઓ બોરસદ તાલુકામાં જઈ દરબારસાહેબની સાથે બે દિવસમાં બારેક ગામ ફર્યા અને તા. ૧૫મી માર્ચે ભય ઉપજાવે એવો રિપોર્ટ લઈને પાછા આવ્યા. લોકોમાં ગભરાટ ફેલાયો હતો. કશી દાક્તરી મદદ મળી શકતી નહોતી. રોગને ફેલાતો અટકાવવા શું કરવું તે સૂઝતું ન હતું. સ્થાનિક સંસ્થાઓ (લોકલ બોર્ડ તથા બોરસદ મ્યુનિસિપાલિટી) ભાંગ્યાતૂટ્યા અને દમ વિનાના પ્રયત્નો કરતી હતી. તેમાંથી કશું નીપજે એવું ન હતું. કેટલાંયે ગામોમાં કેસો થયા પછી દિવસો સુધી સત્તાવાળાઓને તેના રિપોર્ટ પહોંચ્યા ન હતા. આવું બધું સાંભળીને સરદારે નક્કી કર્યું કે બોરસદમાં તુરતાતુરત પ્લેગનિવારણની છાવણી નાખવી. નિવારણ માટે શા શા ઉપાયો લેવા તેની ચર્ચા કરવા ડૉ. ભાસ્કર પટેલને મુંબઈના હાફકીન ઇન્સ્ટિટ્યૂટના કર્નલ સોકી પાસે મોકલ્યા. પ્લેગવાળા વિસ્તારમાંથી ઉંદર અને ચાંચડનો સદંતર નાશ કરવા માટે કેટલાક સખત ઉપાયો લેવાનું તેમણે સૂચવ્યું. તેમાં જંતુઓનો નાશ કરી નાખનારા વાયુઓનો પણ ઉપયોગ કરવાનો હતો. પરંતુ આ ઉપાયોમાં બહુ સખત ઝેરી પદાર્થો વાપરવાના આવતા હતા. એ માટે ઉચિત તાલીમ લીધેલા કુશળ માણસોની મદદ વિના તેનો ઉપયોગ કરવો એ જોખમકારક હતું છતાં આ ચર્ચામાંથી કેટલાંક સૂચનો અવશ્ય મળ્યાં તે લઈને ડૉ ભાસ્કર પટેલની સાથે તા ૨૩–૩–'૩૫ના રોજ સરદાર બોરસદ આવ્યા બોરસદની સત્યાગ્રહ છાવણીનાં મકાનો તાજેતરમાં જ જપ્તીમાંથી પાછાં મળ્યાં હતાં. ત્યાં જરૂરી સાધનો વસાવીને કામચલાઉ ઇસ્પિતાલ ઊભી કરી બહારથી કેવળ દવા લેવા આવનારા

દર્દીઓ માટે દવાખાનું પણ ગોઠવ્યું. બોરસદના ડૉ. છગનજી દેસાઈએ હૉસ્પિટલને પોતાની સેવા અર્પણ કરી. આ કામ માટે સ્વયંસેવકોની પણ માગણી કરવામાં આવી. થોડા જ વખતમાં ૬૫ સ્વયંસેવકો હાજર થઈ ગયા. તેમાં ૫૭ પુરુષો અને ૮ બહેનો હતાં. દરબારસાહેબનાં પત્ની શ્રી ભક્તિલક્ષ્મી બહેન, સરદારનાં પુત્રી કુ. મણિબહેન, દરબારસાહેબના ચાર દીકરા અને મોટી પુત્રવધૂ, જિલ્લાના આગેવાન કાર્યકર્તા શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ વગેરે એમાં મુખ્ય હતા. સ્વયંસેવકોમાં કેટલાક ગ્રેજ્યુએટો અને કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પણ હતા. તમામ સ્વયંસેવકોને પ્લેગની રસીનાં ઇંજેક્શનો આપવામાં આવ્યાં. માત્ર સરદારે અને કુ મણિબહેન પટેલે ઇંજેક્શન લીધાં ન હતાં. એ પ્રદેશનાં કુલ ૨૭ ગામો પ્લેગની અસર નીચે આવ્યાં હતાં, તેમાં સ્વયંસેવકોને ગોઠવી દેવામાં આવ્યા. સ્વયંસેવકોએ ગામમાં ઉંદર પડે, પ્લેગના કેસ થાય અથવા મરણ થાય તેના રોજના રિપોર્ટ મુખ્ય મથકે મોકલી આપવાના હતા. તેમણે ઘરેઘર ફરીને તેના ખૂણાખાંચરા તપાસી જ્યાં ઉંદર અને ચાંચડ રહી શકે એવી જગ્યાઓ હોય તે સાફ કરવાની હતી અને સાફ કર્યા પછી ત્યાં જંતુનાશક દવા છાંટવી તથા ધૂપ કરવો એ તેમનું મુખ્ય કામ હતું. ગામનાં ફળિયાં સાફ કરી તેઓ ગંદકી કાઢતા અને ઉંદરોને પકડવા માટે ઉંદરિયાં પણ મૂકતા. તેમને ખાસ સૂચના આપવામાં આવી હતી કે લોકોની સાથે બહુ સભ્યતાથી વર્તવું. ઘરનો સામાન તડકે નાખવા માટે બહાર કાઢવામાં આવે તથા ઘરને તેમ જ સામાનને જંતુનાશક દવાઓ છાંટી સાફ કરવામાં આવે ત્યારે સામાનને ખસેડવા વગેરેનું કામ બહુ સંભાળીને કરવું. ઘરો ખાલી કરવામાં પણ જાતે જ બધી મહેનત કરવી. ભાડૂતી મજૂરો અથવા પગારદાર નોકરો જેવાં કામ કરવા તૈયાર ન થાય, તેવાં બધાં કામ તેમણે જાતે કરી લેવાં. પોતાની રસોઈ પણ જાતે જ પકાવી લેવાની હતી

પેટલાદની રંગની મિલમાં એક પ્રયોગશાળા શ્રી પુરુષોત્તમ પટેલ નામના અનુભવી રસાયણશાસ્ત્રીની દેખરેખ નીચે ચાલતી. તેની મદદથી ડૉ. ભાસ્કર પટેલે ક્યાસતેલ અને ડામર (નેફ્થેલીન)ની ગોળીઓ મેળવીને એક સાદું પણ ખૂબ જ અસરકારક જંતુનાશક મિશ્રણ બનાવ્યું. ડૉ ભાસ્કરની આ નવી જ શોધ હતી એમ કહીએ તો ચાલે. આ મિશ્રણ બહુ જ સહેલાઈથી અને ઝપાટાબંધ બની શકતું પ્લેગમાં સપડાયેલાં સત્તાવીસે ગામ કુલ દોઢ મહિનામાં સાફ કરવામાં આવ્યાં. તેમાં આ મિશ્રણના ચાર ચાર ગૅલનનાં એવાં ૩૦૫ ટિન વપરાયાં વચમાં તંદુરસ્તી ખાતાના સરકારના અમલદારોએ જંતુનાશક મિશ્રણ બનાવવાનો પ્રયત્ન કરેલો. તેમાં સાબુના

ઊકળતા પાણી ઉપર ગ્યાસતેલ રેડવાનું અને એવી કંઈ ક્રિયા કરવાની હતી. ખાતાના માણસો એવી કઢંગી રીતે એ બનાવવા ગયા કે પાસે ઊભેલી એક તેર વરસની છોકરી આખી દાઝી ગઈ અને ઇસ્પિતાલમાં લઈ જતાં જ મરણ પામી. એક બીજું બાળક તથા બે ઇન્સ્પેક્ટરોમાંનો એક ખૂબ દાઝી ગયાં. ગરમ થયેલા કેરોસીનમાંથી નીકળતો વાયુ એક ઇન્સ્પેક્ટરના શ્વાસમાં ગયો, જેને પરિણામે તેને બેભાન હાલતમાં ઇસ્પિતાલમાં લઈ જવો પડ્યો. આવા અકસ્માતો થયા પછી મ્યુનિસિપાલિટીએ એ મિશ્રણ બનાવવાનુ છોડી દીધું થોડા દિવસ પછી વળી પાછી મિશ્રણ બનાવવાની ઉપરથી સૂચના આવી એટલે પેલા ઇન્સ્પેક્ટરને એ બનાવવું પડ્યું. પણ પહેલો જ પ્રયત્ન કરતાં મોટા ભડાકામાંથી એ માંડ માંડ બચી ગયો. આ એટલા માટે જ લખ્યું છે કે ડૉ. ભાસ્કર પટેલની પદ્ધતિ બહુ સાદી હતી અને અણઘડ માણસ પણ તેનો અમલ કરી શકે એવી હતી, એનો વાચકને ખ્યાલ આવે. ઢોરની કોઢો તથા ફળિયાંની સફાઈ માટે બ્લિચિંગ પાઉડર વાપરવામાં આવતો. ધૂપને માટે ગંધકનો ઉપયોગ થતો. વળી ચાંચડનો નાશ કરવા માટે છાણની સાથે ગંધક મેળવીને ઘરો લીંપાવવામાં આવતાં. ઉંદરોનો નાશ કરવા માટે બેરિયમ કાર્બોનેટનો ઉપયોગ કરવામાં આવતો. આ બધા વિષે ડૉ. ભાસ્કર પટેલે લોકો સમજી શકે એવી બહુ સાદી ભાષામાં એક પત્રિકા તૈયાર કરી હતી.

આ સફાઈના કામમા લોકોનો સહકાર મેળવતાં શરૂઆતમાં થોડી મુશ્કેલીઓ નડી. લોકોનુ અજ્ઞાન એવુ હતુ કે તદ્દન સાદા ઉપાયોનો અમલ કરવા પણ તેઓ તૈયાર થતા નહીં. વળી તેમનામાં જાતજાતના વહેમો પણ ઊંડા ઘર કરી બેઠેલા હતા. મરકીનો રોગ ફાટી નીકળે તેનું કારણ તો દેવીનો કોપ હોય, આવા જંતુનાશક ઉપાયો અથવા દવાઓ એ એનો ઉપાય નથી, પણ દેવીને બકરા કે પાડા વધેરીને ધરાવવામાં આવે તો જ તે રીઝે. વળી માણસને દેવીના કોપથી જ પ્લેગની ગાંઠ નીકળે અને દેવી એનો ભોગ લીધા વિના રહે જ નહીં આવા વહેમો ઉપરાંત ગામડાંના મુખી અને નાના અમલદારો, ઉપરી અધિકારીઓથી ડરીને કોંગ્રેસના સ્વયંસેવકોને મદદ કરતા નહીં અથવા કામમા અડચણ નાખતા એ પણ મુશ્કેલી હતી. તેઓની વૃત્તિ પ્લેગની બીનાને દાબી દેવાની હતી. બોચાસણ ગામમાં પ્લેગના કેટલાયે કેસ થયેલા. સ્વયંસેવકો ત્યાં સફાઈ કરવા પણ ગયેલા અને લોકોને ગામ ખાલી કરી જવાનુ સમજાવવામાં સરદારની સાથે એ ગામનો પટેલ પણ સામેલ હતો છતાં મામલતદારને તેણે એવો જવાબ આપ્યો કે ગામમાં પ્લેગનો કેસ થયો જ નથી. એ રિપોર્ટ ઉપર ગયો. પછી જ્યારે કલેક્ટરે મામલતદારને

ધમકા યે ત્યારે તેણે ફરી તપાસ કરીને પ્લેગના કેસો થયાની વાત કબૂલ કરી લોકોના અજ્ઞાન તથા વહેમ અને સરકારી અમલદારોની આડાઈ તથા ભીરુતાની સામે સરદારને લડવાનુ હતુ તેઓ લગભગ દરરોજ પ્લેગવાળા ગામડામા ફરી વળતા લોકોની સાથે વાતો કરતા સભાઓ ભરી ભાષણો આપતા અને લોકોને પોતાનું કર્તવ્ય સમજાવતા આ ઉપરાત તેઓ દરરોજ પત્રિકા કાઢતાં પોતાની તળપદી ભાષામા લોકોના અજ્ઞાન અને વહેમ ઉપર ટોક પાડતા કેટલીક વાર વિનોદ કરી લોકોને રીઝવતા ત્યારે કેટલીક વાર તેમની આડાઈ અને મૂર્ખાઈ માટે તેમને ઊધડા લેતા આમ આ પત્રિકાઓ સફાઈ, સ્વાવલબન અને આરોગ્ય સરક્ષણની બાબતમા લોકકેળવણીનું એક મહા સમર્થ વાહન થઈ પડતી ડૉ ભાસ્કર પણ સ્વયસેવકોને સાથે લઈ ગામેગામ અને ઘેરેઘેર ફરતા આ બધાનુ પરિણામ એ આવ્યુ કે ૫ દર દિવસમા તો લોકો બધુ સમજતા થઈ ગયા સ્વયસેવકો પોતાને ગામ આવીને રહે એની તથા જતુનાશક મિશ્રણની અને ચેપરહિત કરનારી બીજી દવાઓની માગણી તેઓ કરવા લાગ્યા એટલુ જ નહી પણ ગામના જુવાનિયાઓ સ્વયસેવકોની સાથે સફાઈના કામમા જોડાવા લાગ્યા ગામની બહેનો તથા બાળકો પણ ઘરે અને ફળિયાની સફાઈમા ભાગ લેવા લાગ્યા બારૈયાઓ અને મુસલમાનોનો વિરોધ પણ ટળી ગયો કુલ ૫૩ દિવસમા સત્તાવીસે ગામ પૂરેપૂરા સાફ થઈ ગયા સ્થાનિક સસ્થાઓ તથા સ્થાનિક અમલદારોનો સહકાર જ્યા મળી શકતો ત્યા લેવામા આવતો, પણ એમનો સહકાર બહુ થોડો મળતો

છાવણીની કામચલાઉ હૉસ્પિટલમા પ્લેગના કુલ ૧૬ દરદીઓને દાખલ કરવામા આવ્યા હતા તેમાના બે ગુજરી ગયા બાર સાજા થઈને ગયા અને બે હૉસ્પિટલના દાક્તરોની રજા લીધા વિના જતા રહ્યા કેવળ દવા લેવા આવનાર દરદીઓની સખ્યા એપ્રિલ મહિનામા ૨,૩૪૫ની હતી અને મે મહિનામા ૩,૮૧૩ હતી દાક્તરોએ કશા વેતન લીધા વિના પોતાની સેવા આપેલી હતી હૉસ્પિટલનુ બીજુ ખર્ચ બધુ થઈને લગભગ રૂપિયા આઠ હજાર થયુ હતુ આ ઉપરાત કુલ બાર ગામના થઈને ૪૪ પ્લેગના દરદીઓએ પોતાને ઘેર રહીને જ ડૉ ભાસ્કર પટેલની સારવાર લીધી હતી તેમાથી ૩૧ સાજા થયા હતા કામચલાઉ હૉસ્પિટલમા સ્ત્રી દરદીઓની સારવાર કરવામા સ્વયસેવક બહેનોએ બહુ જ સારો ભાગ લીધો હતો

મે માસના આખર ભાગમા ગાધીજીને બોરસદ તાલુકાની મુલાકાત લેવા એક અઠવાડિયા માટે સરદારે બોલાવ્યા ગાધીજી આવ્યા તે પહેલા પ્લેગમા સપડાયેલા બધા ગામોની સફાઈનુ કામ પૂરુ થઈ ગયુ હતુ અને પ્લેગનુ જોર પણ નરમ પડી ગયુ હતુ પોતાની મુલાકાત દરમ્યાન તેમાના ઘણા ગામોની

ગાંધીજીએ મુલાકાત લીધી. પોતાનાં ભાષણોમાં તેઓ એ વસ્તુ પર ભાર મૂકતા કે સરદારે, દરબારસાહેબે અને તેમના બહાદુર સ્વયંસેવકોએ આટલું સુંદર કામ કર્યું છે છતાં તમે તમારી જૂની ટેવો સુધારશો નહીં, તમારાં ઘરબાર સાફ રાખશો નહીં અને ઘરમાં ઉંદર અને ચાંચડને ભરાવાનું સ્થાન જ ન મળે એવી વ્યવસ્થા કરશો નહીં તો પ્લેગ ફરી આવવાનો. ગાંધીજીની સૂચનાથી ડૉ. ભાસ્કર પટેલે ઉંદર અને ચાંચડના ઉપદ્રવથી બચવાના ઉપાયો બતાવતી થોડી પત્રિકાઓ લોકોને માટે સાદી ભાષામાં લખી. ગાંધીજી પોતાનાં ભાષણોમાં એ પણ જણાવતા કે,

"આ રોગનો ચેપ ઉંદર અને ચાંચડથી જ ફેલાય છે. નિષ્ણાતો કહે છે કે તેમનો નાશ કરવો જોઈએ. પણ ઉંદરો અને ચાંચડો તો ઈશ્વરના મોકલેલા દૂતો હોય છે. તેમની મારફત ઈશ્વર આપણને ચેતવણી આપે છે. આ જિલ્લામાં કુદરતની મહેરથી હવાપાણી અને જમીન બહુ સારાં છે. પણ હું મારી આંખે જોઉં છું કે તમે કુદરતના નિયમોનો એવો ભંગ કરી રહ્યા છો કે પ્લેગનો ઉપદ્રવ જાણે કાયમનો થઈ પડ્યો છે. તમે ઉંદર અને ચાંચડનો નાશ કરશો પણ અત્યારે જેવી ગંદી હાલતમાં રહો છો તેવી જ હાલતમાં રહેશો તો ઉંદર અને ચાંચડ તો ફરી પાછા થશે. એટલે હું તો તમને એ સલાહ આપું છું કે ઉંદર અને ચાંચડ પેદા જ ન થાય એવી સ્વચ્છતા રાખો. સ્વયંસેવકોએ અત્યારે જે સફાઈનું કામ કર્યું છે તે કામ કાયમનું કરવાનું રાખો. ઘરને બરાબર લીંપોગૂંપો અને ઘરમાં જે કંઈ કાણાંબાકોરાં હોય તે પૂરી નાખો કે જેથી ઉંદર રહી જ ન શકે. અનાજ સંઘરી દળાવીને, ડાંગર સંઘરી ખાંડાવી તથા ખોરાક તથા શાકભાજી વધારાપડતાં રાંધી નાખીને તેમ જ તેમાં વધારેપડતા મસાલા નાખીને ખોરાકને આપણે નિ:સત્ત્વ તથા બરાબર ન પચે એવો બનાવી દઈએ છીએ. તે ટેવ પણ આપણે સુધારવી જોઈએ. આપણે શરીરને યોગ્ય પોષણ આપે તેવો ખોરાક લઈએ અને આપણી ટેવો સ્વચ્છ અને તંદુરસ્ત રાખીએ તો રોગનાં જંતુઓ પણ ઝટ ઝટ આપણા શરીર ઉપર આક્રમણ કરી શકે નહીં."

આમ લગભગ બે મહિનામાં પ્લેગનિવારણનું કામ પૂરું થયું. લગભગ ચાર વરસ થયાં બોરસદ તાલુકામાં દર વરસે પ્લેગનો ઉપદ્રવ થતો હતો. પણ સરદારની યશરેખા બળવાન અને લોકો સદ્ભાગી કે ત્યાર પછી આજ સુધી પ્લેગે તાલુકામાં દેખા દીધી નથી.

અહીં આ પ્રકરણ પૂરું થાત પણ કૉંગ્રેસવાળાઓને આવું સારું કામ કર્યાનો જશ મળે એ સરકારી અધિકારીઓથી સાંખી શકાયું નહીં. આ બાબતમાં સરકારે તથા સ્થાનિક સંસ્થાઓએ લીધેલા ભાગ બાબત કેટલીક ગેરસમજૂતો થવા પામી છે, એમ કહી તે દૂર કરવા તા. ૨૭–૪–'૩૫ના રોજ મુંબઈ સરકારે એક યાદી બહાર પાડી. તેમાં આ ચાર વરસમાં પોતે બહુ જ ઓછું કર્યું હતું છતાં જાણે પોતાના જ પ્રયત્નથી પ્લેગ બંધ થયો

એવી પોતાની ભાટાઈ કરી એટલેથી પણ સંતોષ ન માનતાં કોંગ્રેસે આ વરસે કરેલા કામને ઉતારી પાડવા માટે એ યાદીમાં લખ્યું કે,

"પ્લેગ નાબૂદ કરવા માટે ખાનગી વ્યક્તિઓના પ્રયત્નો કારગત થવાનો સંભવ નથી. આવા પ્રયત્નો શાસ્ત્રીય ઢબના હોવા જોઈએ અને તેને લાંબા અનુભવોનો આધાર હોવો જોઈએ. એ અનુભવ કેવળ સરકારના આરોગ્યખાતા પાસે જ છે. એટલે પ્લેગ જેવા ગંભીર અને ભારે નુકસાન કરનારા ઉપદ્રવની સામે લડવા માટે સરકાર લોક સૌનો સહકાર ઇચ્છે છે. તોપણ આ ક્ષેત્રમાં કામ કરવા ઇચ્છનારને સલાહ આપે છે કે તેમણે સરકારના આરોગ્યખાતા સાથે સહકાર કરીને કામ કરવું જોઈએ, જેથી સારાં પરિણામ આવી શકે."

સરદારની રાહબરી નીચે કોંગ્રેસના સ્વયંસેવકોએ પોતાના જાનના જોખમે જે સુંદર કામ કર્યું હતું તેની કદરનો એક શબ્દ પણ ઉચ્ચારવાને બદલે તેમના કામને ઉતારી પાડવાનો આ બેહૂદો પ્રયત્ન હતો. એટલે, આ ચાર વરસમાં સરકારે કેટલી બેદરકારી બતાવી હતી અને આ વરસે પણ કોંગ્રેસે કામ શરૂ કર્યા પછી સરકારે જે અમલદારોને તાલુકામાં મૂક્યા હતા તેઓએ બરાબર કામ નહોતું કર્યું તથા કોંગ્રેસ કાર્યકર્તાઓનો સહકાર મેળવવાને બદલે તેમનાથી દૂર ને દૂર રહ્યા હતા, એ બધું દાખલા સાથે બતાવીને સરદારે આ યાદીનો લાંબો જવાબ આપ્યો. એટલે વળી સરકારે બીજી યાદી બહાર પાડી. તેનો પણ સરદારે બરાબર જવાબ આપ્યો. એટલે સરકારે ત્રીજી યાદી બહાર પાડી. તેમાં તો કોંગ્રેસના કામ ઉપર સીધા આક્ષેપો કર્યા. એટલે તા. ૩–૭–'૩૫ના રોજ સરદારે મુંબઈ સરકારને કાગળ લખીને જણાવ્યું કે સરકારે કુલ ત્રણ યાદીઓ બહાર પાડી છે તેમાં અમારા કામ ઉપર જે ગંભીર આક્ષેપો કરવામાં આવ્યા છે એ વિશે મને ધારાશાસ્ત્રીઓ એવી સલાહ આપે છે કે તેમાંના કેટલાક આક્ષેપો કાયદાની નજરે બદનક્ષી કરનારા છે. વળી ડૉ. ભાસ્કર પટેલ જેણે વિના વેતને અમને રાતદિવસ સેવા આપી છે તેની કુશળતા અને આબરૂનો સવાલ પણ આમાં ઊભો થાય છે. અમે કદી સરકારનો આ બાબતમાં સહકાર લેવાની ના પાડી જ નથી, છતાં આવા બિનપાયાદાર આક્ષેપો અમારા કામ ઉપર કર્યા છે, તેથી સરકારે કાં તો એ આક્ષેપો પાછા ખેંચી લેવા જોઈએ અથવા તો કુશળ દાક્તરો અને પુરાવાની ચકાસણી કરી શકે એવા માણસોની એક સ્વતંત્ર કમિટી નીમવી જોઈએ. સરકારે જવાબ આપ્યો કે આવું કશું કરવાની અમને જરૂર જણાતી નથી. તે ઉપરથી સરદારે મુંબઈના ઍડવોકેટ બહાદુરજી, બે પ્રખ્યાત ડૉક્ટરો, ડૉ. ગિલ્ડર તથા ડૉ. ભરૂચા અને કમિટીના સેક્રેટરી તરીકે શ્રી વૈકુંઠભાઈ મહેતા એમ ચાર સજ્જનોની કમિટી નીમીને તેમને બધી તપાસ કરવા વિનંતી કરી. કમિટીના બે દાક્તર સભ્યોને એવી પણ વિનતી

કરી કે ભવિષ્યમાં આ રોગ સામે સાવચેતી તરીકે લેવાના ઉપાયોની બાબતમાં તેઓ સૂચનાઓ આપે. આ કમિટીએ પોતાને મળેલો બધો દસ્તાવેજી પુરાવો તપાસીને તથા લોકલ બોર્ડના અધિકારીઓની તેમ જ કાર્યકર્તાઓની જુબાનીઓ લઈને ૧૯૩૫ના ઑક્ટોબરમાં પોતાનો રિપોર્ટ રજૂ કર્યો. તેમાં જણાવ્યું કે 'પ્લેગનિવારણની બાબતમાં આરોગ્યખાતાના અધિકારીઓની વર્તણૂક બેદરકારીભરેલી હતી. તેઓ જેને પોતાની શાસ્ત્રીય પદ્ધતિ કહે છે તેનો કશો અમલ તેઓ કરી શક્યા નહોતા. અને કોંગ્રેસ તરફથી જે ઉપાયો લેવામાં આવ્યા તે સાદા અને લોકો અમલમાં મૂકી શકે એવા હોવા ઉપરાંત શાસ્ત્રીય દૃષ્ટિએ પણ તદ્દન બરોબર હતા. ચાર વર્ષથી જામી પડેલા રોગનું આટલા થોડા વખતમાં નિવારણ કરવાનું કામ આટલી સુંદર રીતે થયું તે સરદાર વલ્લભભાઈ, ડૉ. ભાસ્કર પટેલ અને તેમની બહાદુર સ્વયંસેવકોની ટુકડીની લોકપ્રિયતા અને બાહોશીને આભારી છે.'

## ૧૪

## '૩૪ની મુંબઈની કોંગ્રેસ અને ત્યાર પછી

અગાઉના પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે નાશિક જેલમાં હતા ત્યારે સરદારને નાકની બીમારીને માટે ઑપરેશન કરાવવાની જરૂર હતી. પણ ઑપરેશન માટે સરકારે જે સગવડો આપવા માંડી તે પૂરતી ન હોવાથી સરદારે ઑપરેશન કરાવવાનું માંડી વાળ્યું હતું. એમની બીમારી ઘણી વધી ગઈ, અને જેલના સત્તાવાળાઓને પણ તેની ગંભીરતાનો સ્વીકાર કરવો પડ્યો. એટલે ૧૯૩૪ના જુલાઈની શરૂઆતમાં દાક્તરોની એક કમિટી નીમીને સરકારે સરદારની બરાબર તપાસ કરાવી. તેમણે અભિપ્રાય આપ્યો કે નાકમાં ઑપરેશન કરાવવાની તાત્કાલિક જરૂરિયાત છે, અને તેઓ જો મુક્ત હોય તો ઑપરેશનની સગવડ સારી થઈ શકે એમ છે. તે ઉપરથી સરકારે તા. ૧૪–૭–'૩૪ના રોજ તેમને છોડી દીધા. છૂટ્યા પછીનાં તેમનાં બે કામો વિશે કહેવાઈ ગયું છે તે વખતે દેશની રાજકીય પરિસ્થિતિ કેવી હતી તેનો થોડો ખ્યાલ આ પ્રકરણમાં આપીશું.

૧૯૩૩ના મે માસમાં ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ આદર્યા ત્યારે સરકારે તેમને બિનશરતે છોડી દીધા હતા ઉપવાસ પૂરા થયા અને સહેજસાજ તાકાત આવી ત્યાર પછી જે રાજદ્વારી કાર્યકર્તાઓ બહાર હતા તેમાંના મુખ્ય મુખ્યની તેમણે પૂનામાં અવૈધ પરિષદ બોલાવી. એ પરિષદમાં ચર્ચાને અંતે સામુદાયિક સવિનય ભંગની લડતને વ્યક્તિગત સવિનય ભંગની

લડતનું સ્વરૂપ આપવાનું નક્કી થયું. તે જ વખતે કેટલાક કાર્યકર્તાઓને એવો વિચાર સૂઝેલો અને તે તેમણે વ્યક્ત પણ કરેલો કે જેઓ વ્યક્તિગત સવિનય ભંગ ન કરી શકે એમ હોય તેઓ, ૧૯૨૪માં જેમ સ્વરાજ પક્ષ રચ્યો હતો તેમ સ્વરાજ પક્ષ રચી ધારાસભાઓમાં જાય અને અંદરથી સ્વરાજની લડત ચલાવે. પણ એ વિચારને પરિષદમાં બહુ ટેકો ન મળ્યો. ૧૯૩૩ના ઑગસ્ટની પહેલી તારીખથી વ્યક્તિગત સવિનય ભંગ શરૂ થયો અને ગાંધીજીને એક વરસની સજા થઈ. આ પહેલાં તેઓ અટકાયતી કેદી હતા અટકાયતી કેદી તરીકે હરિજનકામ કરવાનું તથા 'હરિજન'પત્રો ચલાવવાની જેટલી છૂટ તેમને મળી હતી તેટલી છૂટ સજા પામેલા કેદી તરીકે સરકારે તેમને આપવાની ના પાડી એટલે તે માટે તેમણે ઉપવાસ કર્યા. આઠેક ઉપવાસ થયા પછી સરકારે તેમને છોડી મૂક્યા. છૂટ્યા છતાં સજાનું બાકીનું વરસ કશું રાજદ્વારી કામ ન કરતા તેમણે હરિજન પ્રવૃત્તિમાં જ ગાળવાનું નક્કી કર્યું અને તે અંગે આખા દેશમાં ભ્રમણ કરવા માડ્યું.

તા ૧૫-૧-'૩૪ના રોજ બિહારમા ભયંકર ભૂકંપ થયો. ત્યાં રાહતનું કામ કોંગ્રેસ તરફથી સારી રીતે ઉપાડવામાં આવ્યુ. ઓરિસા યાત્રામાથી થોડો વખત કાઢી ગાંધીજી એપ્રિલ માસની શરૂઆતમાં એ કામ જોવા બિહારના ભૂકંપ વિસ્તારમાં ફરવા ગયા. જે કોંગ્રેસ નેતાઓ ધારાસભામાં જવાના મતના હતા તેમણે તા. ૩૧-૩-'૩૪ના રોજ ડૉ. અનસારીના પ્રમુખપણા નીચે દિલ્હીમાં એક પરિષદ બોલાવી તેમણે જે કામચલાઉ ઠરાવો પસાર કર્યા તે અમલમાં મૂકતાં પહેલા એવું નક્કી કર્યું કે ડૉ અનસારી, શ્રી ભૂલાભાઈ દેસાઈ તથા ડૉ. બિધાન રોયે, ગાંધીજીને મળી તેમનો અભિપ્રાય જાણી લેવો. તે જ વખતે દેશની પરિસ્થિતિ જોઈને ગાંધીજીને એવો વિચાર આવેલો કે વ્યક્તિગત સવિનય ભંગની લડત પણ માત્ર એકલા પોતા પૂરતી જ મર્યાદિત કરી નાખવી એ વિશેનું એક નિવેદન પણ તેઓ બહાર પાડવાના હતા પણ ડૉ અનસારીનો કાગળ આવ્યો એટલે તેમની સાથે રૂબરૂ ચર્ચા કરી લેવાય ત્યાં સુધી નિવેદન બહાર પાડવાનું તેઓએ મુલતવી રાખ્યુ. ડૉ. અનસારી વગેરે સાથે ચર્ચા થયા પછી ધારાસભાપ્રવેશ વિશે તેમણે પોતાનો અભિપ્રાય આપ્યો કે,

> "ધારાસભા વિષે મારા વિચારો જાણીતા છે ૧૯૨૦મા હું જે વિચારો ધરાવતો હતો તેમા અને આજના વિચારોમાં કશો ફરક પડ્યો નથી. પણ મને એમ લાગે છે કે જે કોંગ્રેસીઓની એક યા બીજા કારણે સવિનય ભંગમા ભાગ લેવાની ઇચ્છા ન હોય અથવા તો જેઓ તેમાં ભાગ લઈ શકે એમ ન હોય અને ધારાસભાપ્રવેશમા જેમની શ્રદ્ધા હોય તેમણે તેમા દાખલ થવા પ્રયત્ન કરવો, એ તેમનું કર્તવ્ય છે"

ત્યાર પછી તા. ૭મી એપ્રિલે સવિનય ભંગ મોકૂફ રાખવાનું નિવેદન પણ તેમણે બહાર પાડ્યું. જે મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ બહાર હતા તેમને આ બધુ સમજાવવા તા. ૩જીએ રાંચીમાં એક નાની પરિષદ ભરવામાં આવી. તેમાં દિલ્હી પરિષદના ઠરાવોને બહાલ રાખી જેમને ધારાસભામાં જવું હોય તેમને જવાની રજા આપવામાં આવી. ધારાસભા માટે મુખ્ય કાર્યક્રમ એ રાખવામાં આવ્યો કે બ્રિટિશ પાર્લમેન્ટે હિંદુસ્તાન માટે રાજકીય સુધારાની જે યોજના તૈયાર કરી હતી તેનો અસ્વીકાર કરવો, રાષ્ટ્રીય માગણીઓ મુજબની સુધારાની યોજના તૈયાર કરવા માટે એક સભા બોલાવવી તથા બધા જુલમી કાયદાઓ રદ કરાવવા ધારાસભામાં લડત ચલાવવી. તા. ૧૮, ૧૯ તથા ૨૦મી મેએ પટનામાં કૉંગ્રેસની કારોબારી સમિતિની તથા મહાસભાસમિતિની બેઠકો થઈ. તેમાં ધારાસભામાં જવાની રજા આપવાની તેમ જ સવિનય ભંગની મોકૂફીની દરખાસ્તો મંજૂર કરવામાં આવી. આના જવાબમાં સરકારે જૂન મહિનામાં સરહદ પ્રાંત અને બંગાળ સિવાયની કૉંગ્રેસ સસ્થાઓ ઉપરથી પ્રતિબંધ ઉઠાવી લીધો અને સવિનય ભંગની લડતવાળા રાજદ્વારી કેદીઓને ધીમે ધીમે છોડી મૂકવાની નીતિ શરૂ કરી. એમાં ગુજરાતના કેદીઓ ઘણા મોડા છૂટેલા. વળી ખાન અબ્દુલ ગફારખાન, પંડિત જવાહરલાલ નેહરુ તથા સરદાર વલ્લભભાઈને છોડવા સરકાર ઇચ્છતી ન હતી. તોપણ સરદારને તબિયતને કારણે જુલાઈમાં છોડી મૂકવા પડ્યા. ઑગસ્ટ આખરમાં ખાન અબ્દુલ ગફારખાન તથા તેમના ભાઈ ડૉ. ખાનસાહેબને પણ છોડ્યા, જોકે તેની સાથે જ તેમને હુકમ આપ્યો કે તમારે સરહદ પ્રાંતની હદમા પ્રવેશ કરવો નહીં. જવાહરલાલજીને તો સરકારે જેલમાં પૂરી જ રાખ્યા.

કૉંગ્રેસની રીતસરની અને ખુલ્લી બેઠક ભર્યે ત્રણ વરસ ઉપર થઈ ગયાં હતાં અને લગભગ બધા જ કૉંગ્રેસ કાર્યકર્તાઓ તથા નેતાઓ જેલ બહાર આવી ગયા હતા એટલે બધાને વિચાર આવ્યો કે જેમ બને તેમ વહેલુ કૉંગ્રેસનુ અધિવેશન ભરવુ જોઈએ '૩૪ના નવેમ્બરમા વડી ધારાસભાની ચૂંટણી થવાની હતી કૉંગ્રેસીઓને ધારાસભામાં જવાની રજા આપવામાં આવી હતી એટલે ચૂંટણીઓ માટેની તૈયારી પણ કરવાની હતી. તેથી ઑક્ટોબરની આખરમાં મુંબઈમાં કૉંગ્રેસનુ અધિવેશન ભરવાનું નક્કી કરવામાં આવ્યું. આમ તો આ અધિવેશનમાં ધારાસભાપ્રવેશ સિવાય બીજા કોઈ મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા કરવાની ન હતી એટલે અધિવેશન સામાન્ય સ્વરૂપનુ થાત. પણ ગાંધીજીએ એક નવી જ વાત કાઢી તેને લીધે કૉંગ્રેસનુ આ અધિવેશન બહુ મહત્ત્વપૂર્ણ બની ગયુ ગાંધીજીએ કહ્યું કે,

હું જોઈ રહ્યો છું કે કોંગ્રેસનો જે ભણેલો અને બુદ્ધિપ્રધાન વર્ગ ગણાય છે તેમને મારા કાર્યક્રમ ઉપર શ્રદ્ધા રહી નથી ખાસ કરીને રેંટિયા અને ખાદી ઉપર તેમને શ્રદ્ધા નથી છતાં મારી શરમે અથવા તો મારી સામેનો પોતાનો વિરોધ સફળ થવાની શક્યતા નથી એ બીકે તેઓ મારો વિરોધ કરતા નથી અને મારા કાર્યક્રમને દિલ વિનાનો ટેકો આપે છે પરિણામે કોંગ્રેસ ઉપર હું એક બોગ બોજા સમાન થઈ પડ્યો છું મારે લીધે મોટા ભાગના કોંગ્રેસીઓ સ્વતંત્ર વિચાર કરતા નથી અને સ્વતંત્ર વર્તન પણ રાખી શકતા નથી એટલે કોંગ્રેસના હિતની ખાતર મારે કોંગ્રેસમાંથી નીકળી જવું જોઈએ

બધા મુખ્ય મુખ્ય નેતાઓને કાગળ લખીને પોતાનો આ વિચાર તેમણે જણાવ્યો રાજાજી, અબ્દુલ ગફાર આઝાદ વગેરેએ ગાંધીજીના આ વિચારનો સખત વિરોધ કર્યો તેમણે એ પણ દલીલ કરી કે તમે આ ટાણે કોંગ્રેસમાંથી નીકળી જશો તો તેની જનસમાજ ઉપર વિપરીત અસર થશે અને ચૂંટણીઓમાં કોંગ્રેસને સફળતા મળશે નહીં એકના સરદાર ગાંધીજીની વાત બરાબર સમજી ગયા તેમણે ગાંધીજીના કોંગ્રેસમાંથી નીકળી જવાના વિચારને ટેકો આપ્યો ઘણા વરસોથી સરદાર ગાંધીજીના અંધ અનુયાયી ગણાતા હતા એટલે લોકો કહેવા લાગ્યા કે એ તો અંધભક્ત છે એથી ગાંધીજી જે વાત કહે એને ટેકો આપે છે આ પ્રસંગે રાજાજી એમ બહુ સૂચક વાક્ય બોલેલા કે 'ગાંધીજીના અંધ અનુયાયીઓ બીજા પણ છે તેઓ પોતાની આંખે જોઈ શકતા જ નથી પણ સરદાર બીજા અંધ અનુયાયીઓ જેવા નથી તેમની આંખો ચોક્કસ છે તેઓ બધું સ્પષ્ટ જોઈ શકે છે પણ જાણીજોઈને પોતાની આંખે પાટા બાંધે છે અને ગાંધીજીની આંખે જ જોવાનો પ્રયત્ન કરે છે

નેતાઓ સાથે ચર્ચા કરી લીધા પછી ગાંધીજીએ તા ૧૭-૮-'૩૪ના રોજ પોતાનું નિવેદન બહાર પાડ્યું કોંગ્રેસનો બુદ્ધિપ્રધાન વર્ગ ક્યા ક્યા મુદ્દા ઉપર પોતાનાથી જુદો પડે છે તે એ નિવેદનમાં તેમણે બહુ સ્પષ્ટ રીતે રજૂ કર્યું તે આખું નિવેદન ગાંધીજીની કાર્યપદ્ધતિ અને વિચારસરણીનો બહુ ભવ્ય નમૂનો છે અહીં તો તેનો સાર જ આપી શકીશું

> વિરુદ્ધના અને તરફેણના બધા મુદ્દાઓનો બરાબર વિચાર કરીને સદ્ભાવી તથા ડહાપણભરેલા માણસ તરીકે ઓક્ટોબરમાં કોંગ્રેસનું અધિવેશન પૂરું થાય ત્યાં સુધી ઉતાવળું પગલું લેવાનું મેં મુલતવી રાખ્યું છે એમ કહેવાને હું એટલા માટે આકર્ષાયો છું કે મારા ઉપર જે છાપ પડેલી છે તે ખરી છે કે કેમ તેની હું કસોટી કરી શકું મને એમ લાગે છે કે કોંગ્રેસના બુદ્ધિપ્રધાન વર્ગનો બહુ મોટો ભાગ મારી પદ્ધતિ અને વિચારો તથા તે અનુસાર પગલાં મારા કાર્યક્રમથી કંટાળી ગયો છે કોંગ્રેસના સ્વાભાવિક વિકાસમાં મદદરૂપ થવાને બદલે હું એક અંતરાયરૂપ થઈ પડ્યો છું કોંગ્રેસ એક પ્રજાકીય અને લોકપ્રતિનિધિત્વવાળી સંસ્થા રહેવાને બદલે તેના ઉપર મારા વ્યક્તિત્વનું આધિપત્ય જામી ગયું છે

કે, તેમા સ્વતંત્ર વિચારને અવકાશ રહ્યો નથી ઘણા કોંગ્રેસીઓના અને મારા દષ્ટિબિંદુમા મહત્ત્વના સિદ્ધાંતની બાબતમા ભેદ વધતો જાય છે તેમની મારા પ્રત્યેની વફાદારી અને ભક્તિ ઉપર મારે હવે વધારેપડતો બોજ મૂકવો જોઈએ નહી

"દિવસે દિવસે મારી પ્રતીતિ વધતી જાય છે કે આપણા દેશે જો કરોડો ગરીબ લોકોના ભલા માટેની પૂર્ણ સ્વતંત્રતા નિર્મળ અહિંસાથી મેળવવી હોય તો રેંટિયો અને ખાદી એ અધંબેકાર અને ભૂખે મરતા કરોડો લોકોને માટે જેટલા સ્વાભાવિક છે તેટલા જ સ્વાભાવિક અલ્પ સંખ્યાવાળા સુશિક્ષિત લોકો માટે પણ હોવા જોઈએ રેંટિયો એ માનવગૌરવ અને સમાનતાનું એ શબ્દોના સાચામા સાચા અર્થમા, પ્રતીક છે ખેડૂતોનો એ મદદગાર ધંધો છે અને રાષ્ટ્રનું બીજું ફેફસું છે આમ છતા રેંટિયાની એ વ્યાપક શક્તિ વિષે બહુ જૂજ કોંગ્રેસીઓને જીવંત શ્રદ્ધા છે

"ધારાસભાપ્રવેશની બાબતમા, અસહકારનો પ્રણેતા હોવા છતા મારી ખાતરી થઈ છે કે દેશની અત્યારની પરિસ્થિતિમા અને સવિનય ભંગની કોઈ યોજનાને અભાવે કોંગ્રેસ કોઈ પણ કાર્યક્રમ ઘડે તેમા ધારાસભાનો કાર્યક્રમ એક આવશ્યક ભાગ હોવો જોઈએ પણ એ બાબતમા મારા ઘણા ઉત્તમ સાથીઓનો મારી સાથે વિરોધ છે જોકે તેઓ બોલતા નથી કારણ મારો વિરોધ કરવામા કશો સાર નથી એમ તેમને લાગે છે મારા જેવા આજન્મ લોકશાસનવાદીને માટે આ બહુ શરમભરેલુ છે

"કોંગ્રેસમા સમાજવાદી પક્ષ રચાય તેને મે આવકાર આપ્યો છે તેમના માના ઘણા માનવંતા અને ત્યાગી સાથીઓ છે તેમ છતા તેમના સત્તાવાર પ્રકાશનોમા તેમનો જે કાર્યક્રમ છપાયેલો છે તેની સાથે મારા મૂળગત મતભેદો છે તેમનુ જોર જો કોંગ્રેસમા વધે જે બનવાનો સંભવ છે તો હુ કોંગ્રેસમા રહી શકુ નહી તેમના સક્રિય વિરોધમા રહેવુ એ મારે માટે અવિચારણીય છે તે જ પ્રમાણે દેશી રાજ્યો વિષે મે જે નીતિ સૂચવી છે તેના કરતા ઘણા કોંગ્રેસીઓની નીતિ તદ્દન જુદી જ છે એવુ જ અસ્પૃશ્યતાનિવારણનુ છે મારે માટે તે મહા ધાર્મિક અને નૈતિક પ્રશ્ન છે પરંતુ જે વખતે સવિનય ભંગની લડત ચાલતી હતી તે વખતે મે ઉપવાસ કર્યા તેથી લડતમા વિક્ષેપ પડ્યો અને મે મોટી ભૂલ કરી એવુ ઘણાને લાગે છે જ્યારે મને લાગે છે કે એ માર્ગ મે ન લીધો હોત તો મારી જાત પ્રત્યે હુ બેવફા ઠર્યો હોત

હવે અહિંસાનો પ્રશ્ન લઈએ ચૌદ વરસ સુધી તેનો પ્રયોગ કર્યા પછી કોંગ્રેસીઓની બહુમતી માટે તે હજી એક નીતિ જ રહે છે જ્યારે મારે માટે એ એક મહા ધર્મ છે સવિનય ભંગની લડત મોકૂફ રાખવાની ભલામણ કરતુ જે નિવેદન મે બહાર પાડ્યુ તેમા આપણી લડત એ દેખીતા પરિણામ લાવવામા નિષ્ફળ ગઈ છે તે પ્રત્યે મે ધ્યાન ખેચ્યુ હતુ આપણી લડત પૂરેપૂરી અહિંસક વૃત્તિથી ચલાવી હોત તો સરકારને એને સત્કાર્યા વિના ચાલત જ નહી સરકારના ઑર્ડિનન્સોનો હેતુ કોઈ પણ રીતે આપણો જુસ્સો તોડી પાડવાનો હતો જોકે અહિંસક માણસ ઉપર આ ઑર્ડિનન્સો કશી જ અસર કરી શકે

નહીં. પણ બધા જેલ જનારાઓ દોષથી પર હતા એમ આપણાથી કહી શકાય એવું નથી. આપણે સાચા અહિંસક હોઈએ તો તેની અસર સામા પક્ષ ઉપર થયા વિના રહે જ નહીં. પણ જેમ આપણે સરકાર ઉપર કશી અસર પાડી શક્યા નથી, તેમ ત્રાસવાદીઓને પણ આપણે એમ બતાવી શક્યા નથી કે તમારી હિંસા ઉપર જેટલી શ્રદ્ધા છે તેના કરતાં અહિંસા ઉપર અમારી વધારે શ્રદ્ધા છે. એટલે અત્યારે મારી મુખ્ય ફરજ એ થઈ પડી છે કે મારે એવા ઉપાયો શોધી કાઢવા જેથી સરકારને તેમ જ ત્રાસવાદીઓને હું બતાવી શકું કે સ્વતંત્રતા તેના પૂરા અર્થમાં હાસલ કરવા માટે અહિંસામાં પૂરેપૂરી શક્તિ છે. આ કામને મેં મારું જીવન સમર્પણ કર્યું છે. તે બરાબર કરવા માટે મારામાં પૂરેપૂરું તાટસ્થ્ય હોવું જોઈએ અને મને પૂરેપૂરું કાર્યસ્વાતંત્ર્ય મળવું જોઈએ. કાયદાનો સવિનય ભંગ એ તો સત્યાગ્રહનો માત્ર એક ભાગ છે. સત્યાગ્રહને હું જીવનનો સાર્વત્રિક અને સર્વોપરી કાયદો માનું છું. સત્ય એ મારો ઈશ્વર છે. તેની શોધ અને પ્રાપ્તિ હું અહિંસા મારફત જ કરી શકું એમ છું, બીજી કોઈ રીતે નહીં. સત્યની મારી આ ખોજમાં આપણા દેશનું અને દુનિયાનું પણ સ્વાતંત્ર્ય સમાયેલું છે. આ ખોજને અર્થે જ હું રાજદ્વારી પ્રવૃત્તિમાં પડયો છું. આ ખોજમા પૂર્ણ-સ્વાતંત્ર્ય અને બીજી ઘણી વસ્તુઓ અનિવાર્યપણે સમાયેલી છે, એવું હું આપણા સુશિક્ષિત કોંગ્રેસીઓ પાસે બુદ્ધિથી અને હૃદયથી ન સ્વીકારાવી શકુ તો એ સ્પષ્ટ છે કે મારે એકલા કામ કરવું જોઈએ, એવી અચલ શ્રદ્ધાથી કે આજે નહીં તો કાલે હું તેમને આ વાત સમજાવી શકીશ. આ ભગીરથ કાર્ય માટે ઈશ્વર મને શક્તિ આપશે, તે માટે જે ભાષા જોઈએ તે મારા મોઢામાં મૂકશે અને તે માટે જે જરૂરી કાર્યો હશે તે પણ મારી પાસે કરાવશે. પણ તમે મને ગાડરિયા રીતે મત આપો અથવા કચવાતે મને સંમતિ આપો તે મને પોસાય એમ નથી. આપણા કામને તેથી નુકસાન થવાનો સંભવ છે.

"પૂર્ણ સ્વાતંત્ર્ય — કમ્પ્લીટ ઇન્ડીપેન્ડન્સ — એ અંગ્રેજી શબ્દપ્રયોગનો અંગ્રેજી ભાષામાં જે અર્થ થાય છે તે પૂરા અર્થમા મારે હિંદુસ્તાન માટે એ જોઈએ છે. પણ પૂર્ણ સ્વાતંત્ર્ય કરતાં પૂર્ણ સ્વરાજ્યમાં મારે મન અનંતગણો વધારે અર્થ સમાયેલો છે. છતા મારે જે જોઈએ છે તેની વ્યાખ્યા તો પૂર્ણ સ્વરાજ્યમાં પણ પૂરેપૂરી આવતી નથી. પૂરી વ્યાખ્યા આપવાનું અશક્ય નહીં તોપણ બહુ મુશ્કેલ છે. એમાથી જ ઘણા કોંગ્રેસીઓને મારી સાથે ગંભીર મતભેદો ઊભા થાય છે. છેક ૧૯૦૯થી હું કહેતો આવ્યો છું કે સાધન અને સાધ્ય મારે મન એક જ વસ્તુ છે. જ્યાં સાધન જુદાં જુદાં અને એકબીજાથી અસંગત હોય ત્યાં સાધ્ય પણ જુદાં જુદાં અને અસંગત આવે. આપણો કાબૂ હમેશાં સાધન ઉપર હોય છે, સાધ્ય ઉપર કદી હોતો નથી. આ ઉઘાડું સત્ય ઘણા કોંગ્રેસીઓ સ્વીકારતા નથી. તેઓ માને છે કે સાધ્ય સારું હોય તો ગમે તેવાં સાધન ઉપયોગમાં લઈ શકાય.

"આ મતભેદોનું એકંદર પરિણામ એ આવે છે કે કોંગ્રેસનો અત્યારનો કાર્યક્રમ નિષ્ફળ નીવડે છે કારણ એ કાર્યક્રમમા શ્રદ્ધા હોયા વિના ઘણા તેને મોઢાની સંમતિ આપે છે. પછી સ્વાભાવિક રીતે જ તેને અમલમાં મૂકવામાં

તેઓ નિષ્ફળ નીવડે છે. આ સિવાય બીજો કોઈ કાર્યક્રમ મારી પાસે છે નહી. અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસલમાન એકતા, સંપૂર્ણ દારૂનિષેધ, રેંટિયો અને ખાદી, સો ટકા સ્વદેશી, ગ્રામઉદ્યોગોનો પુનરુદ્ધાર અને સાત લાખ ગામડાંનું સંગઠન, એટલી વસ્તુઓમાંથી જેમને દેશ પ્રત્યે પ્રેમ છે તેમને પૂરો સંતોષ મળી રહેવો જોઈએ. હું તો દેશના કોઈ ગામડામાં, મારુ ચાલે તો સરહદના કોઈ ગામડામાં, દટાઈ જવાનું પસંદ કરુ.

"છેવટમાં, આપણામાં વધતા જતા સડાનો હું ઉલ્લેખ કરીશ. તે વિશે મેં ઘણું કહ્યુ છે એટલે અહી મારે વિશેષ કહેવાનું નથી. આટલું કહું છું છતાં મારી નજરમાં કૉંગ્રેસ દેશમાં વધારેમાં વધારે શક્તિશાળી અને વધારેમાં વધારે પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા છે. તેની પાછળ ઊંચા પ્રકારની અવિરત સેવા અને આપભોગનો ઇતિહાસ રહેલો છે. શરૂ થઈ ત્યારથી તે આજ સુધીમાં બીજી કોઈ પણ સંસ્થા કરતાં વધારે તડકીછાંયડી તેણે જોયેલી છે. તેણે જે બલિદાનની પ્રેરણા આપી છે તેને માટે કોઈ પણ દેશ ગર્વ લઈ શકે. આજે પણ એ સંસ્થામાં બીજી કોઈ પણ સંસ્થા કરતાં નિષ્કલંક ચારિત્ર્ય અને અડગ નિષ્ઠાવાળાં વધારેમાં વધારે સ્ત્રીપુરુષો છે. એટલે આ સંસ્થા મારે છોડવી પડે જ તો તીવ્ર વેદના વિના હું તે છોડી શકીશ નહી. હું ત્યારે જ છોડીશ કે જ્યારે મને ખાતરી થશે કે સંસ્થાની એટલે કે દેશની સેવા અંદર રહેવા કરતાં બહાર રહેવાથી હું વધારે કરી શકીશ.

"ઉપર મેં જે મુદ્દા જણાવ્યા તે વિશે કૉંગ્રેસીઓની લાગણી કેવી છે તે ચકાસી જોવા કૉંગ્રેસના બંધારણમાં હું કેટલાક સુધારા સૂચવવા ઇચ્છું છું. એક તો 'લેજીટીમેટ ઍન્ડ પીસફુલ' (વાજબી અને શાંતિમય) એ શબ્દોને બદલે હું 'ટ્રુથફુલ ઍન્ડ નૉન-વાયોલેન્ટ' (સત્યમય અને અહિંસક) એ શબ્દો મૂકવા ઇચ્છું છુ. જો કૉંગ્રેસીઓ આપણા ધ્યેયની પ્રાપ્તિને માટે સત્ય અને અહિંસા આવશ્યક માનતા હોય તો પેલાં ગોળગોળ અર્થવાળાં વિશેષણો કરતાં આ વિશેષણો સ્વીકારવામાં તેમને બિલકુલ અડચણ ન હોવી જોઈએ. બીજો સુધારો હું એ સૂચવવા ઇચ્છુ છુ કે સભ્ય થવાની ફી ચાર આના રાખવાને બદલે કૉંગ્રેસનો દરેક સભ્ય દર મહિને પોતાને હાથે કાતેલુ ઓછામા ઓછું પંદર આંકનું, વળદાર અને સમાન એવું બે હજાર તાર (ચાર ફૂટનો) સૂતર આપે. આમા મારો ઉદ્દેશ મતાધિકાર માટે દ્રવ્યને બદલે શ્રમને દાખલ કરી, શ્રમનું ગૌરવ વધારવાનો છે. ત્રીજો સુધારો હુ એ સૂચવું છુ કે કોઈ પણ કૉંગ્રેસની ચૂંટણીમા તે જ સભ્યને મત આપવાનો અધિકાર રહે જેનું નામ કૉંગ્રેસ પત્રક ઉપર ચૂંટણીના છ મહિના પહેલાં ચડી ચૂક્યું હોય, અને જે ત્યારથી જ સતત ખાદી પહેરતો થઈ ગયો હોય. અનુભવે મને જણાયુ છે કે પ્રતિનિધિઓની છ હજારની સંખ્યા કાબૂમા ન રાખી શકાય એટલી મોટી થઈ પડે છે. તેથી ચોથો સુધારો હુ એ સૂચવું છુ કે કૉંગ્રેસના પ્રતિનિધિઓની સંખ્યા એક હજાર કરતા વધારે હોવી જોઈએ નહી. તેની સાથે એ પણ શરત હોવી જોઈએ કે દર એક હજાર મતદારે એક પ્રતિનિધિ ચૂંટવામાં આવે. કૉંગ્રેસનું પ્રજાકીયપણું તેના વાર્ષિક અધિવેશનમાં કેટલા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો એકઠા થાય છે તે ઉપરથી

નહી પણ બધા જેલ જનારાઓ દોષથી પર હતા એમ આપણાથી કહી શકાય એવુ નથી આપણે સાચા અહિંસક હોઈએ તો તેની અસર સામા પક્ષ ઉપર થયા વિના રહે જ નહી પણ જેમ આપણે સરકાર ઉપર કશી અસર પાડી શક્યા નથી, તેમ ત્રાસવાદીઓને પણ આપણે એમ બતાવી શક્યા નથી કે તમારી હિંસા ઉપર જેટલી શ્રદ્ધા છે તેના કરતા અહિંસા ઉપર અમારી વધારે શ્રદ્ધા છે એટલે અત્યારે મારી મુખ્ય ફરજ એ થઈ પડી છે કે મારે એવા ઉપાયો શોધી કાઢવા જેથી સરકારને તેમ જ ત્રાસવાદીઓને હુ બતાવી શકુ કે સ્વતત્રતા તેના પૂરા અર્થમા હાસલ કરવા માટે અહિંસામા પૂરેપૂરી શક્તિ છે આ કામને મે મારુ જીવન સમર્પણ કર્યું છે તે બરાબર કરવા માટે મારામા પૂરેપૂરુ તાટસ્થ્ય હોવુ જોઈએ અને મને પૂરેપૂરુ કાર્યસ્વાતત્ર્ય મળવુ જોઈએ કાયદાનો સવિનય ભગ એ તો સત્યાગ્રહનો માત્ર એક ભાગ છે સત્યાગ્રહને હુ જીવનનો સાર્વત્રિક અને સર્વોપરી કાયદો માનુ છુ સત્ય એ મારો ઈશ્વર છે તેની શોધ અને પ્રાપ્તિ હુ અહિંસા મારફત જ કરી શકુ એમ છુ, બીજી કોઈ રીતે નહી સત્યની મારી આ ખોજમા આપણા દેશનુ અને દુનિયાનુ પણ સ્વાતત્ર્ય સમાએલુ છે આ ખોજને અર્થે જ હુ રાજદ્વારી પ્રવૃત્તિમા પડ્યો છુ આ ખોજમા પૂર્ણ સ્વાતત્ર્ય અને બીજી ઘણી વસ્તુઓ અનિવાર્યપણે સમાયેલી છે એવુ હુ આપણા સુશિક્ષિત કોગ્રેસીઓ પાસે બુદ્ધિથી અને હૃદયથી ન સ્વીકારાવી શકુ તો એ સ્પષ્ટ છે કે મારે એકલા કામ કરવુ જોઈએ, એવી અચલ શ્રદ્ધાથી કે આજે નહી તો કાલે હુ તેમને આ વાત સમજાવી શકીશ આ ભગીરથ કાર્ય માટે ઈશ્વર મને શક્તિ આપશે તે માટે જે ભાષા જોઈએ તે મારા મોઢામા મૂકશે અને તે માટે જે જરૂરી કાર્યો હશે તે પણ મારી પાસે કરાવશે પણ તમે મને ગાધિયા રીતે મત આપો અથવા કચવાતે મને સમતિ આપો તે મને પોસાય એમ નથી આપણા કામને તેથી નુકસાન થવાનો સભવ છે

"પૂર્ણ સ્વાતત્ર્ય — કપ્લીટ ઇન્ડિપેન્ડન્સ — એ અગ્રેજી શબ્દપ્રયોગનો અગ્રેજી ભાષામા જે અર્થ થાય છે તે પૂરા અર્થમા મારે હિંદુસ્તાન માટે એ જોઈએ છે પણ પૂર્ણ સ્વાતત્ર્ય કરતા પૂર્ણ સ્વરાજ્યમા મારે મન અનતગણો વધારે અર્થ સમાએલો છે છતા મારે જે જોઈએ છે તેની વ્યાખ્યા તો પૂર્ણ સ્વરાજ્યમા પણ પૂરેપૂરી આવતી નથી પૂરી વ્યાખ્યા આપવાનુ અશક્ય નહી તોપણ બહુ મુશ્કેલ છે એમાથી જ ઘણા કોગ્રેસીઓને મારી સાથે ગભીર મતભેદો ઊભા થાય છે છેક ૧૯૦૯થી હુ કહેતો આવ્યો છુ કે સાધન અને સાધ્ય મારે મન એક જ વસ્તુ છે જ્યા સાધન જુદા જુદા અને એકબીજાથી અસગત હોય ત્યા સાધ્ય પણ જુદા જુદા અને અસગત આવે આપણો કાબૂ હમેશા સાધન ઉપર હોય છે, સાધ્ય ઉપર કદી હોતો નથી આ ઉઘાડુ સત્ય ઘણા કોગ્રેસીઓ સ્વીકારતા નથી તેઓ માને છે કે સાધ્ય સારુ હોય તો ગમે તેવા સાધન ઉપયોગમા લઈ શકાય

"આ મતભેદોનુ એકદર પરિણામ એ આવે છે કે કોંગ્રેસનો અત્યારનો કાર્યક્રમ નિષ્પ્રાણ નીવડે છે કારણ એ કાર્યક્રમમા શ્રદ્ધા હોયા વિના સભ્યો તેને મોઘાની સમતિ આપે છે પછી સ્વાભાવિક રીતે જ તેને અમલમા મૂકવામા

અથવા તો બહુમતીથી ઠરાવો પસાર કરાવી દેવાનો બિલકુલ પ્રયત્ન કરવાના નથી. મારી માફક જે થોડી વ્યક્તિઓને તેમના કાર્યક્રમમાં પૂર્ણ શ્રદ્ધા હોય તેમને હું તો એવી સલાહ આપીશ કે ગાંધીજીના નિવેદનમાં સૂચવેલા મહત્ત્વના સુધારામાંના કોઈની પણ ઉપર મત આપવાથી તેઓ પરહેજ રહે. ગાંધીજીને જરાયે શંકા નથી કે મોટા ભાગના બુદ્ધિપ્રધાન લોકોને સૂતર મતાધિકાર ઉપર શ્રદ્ધા નથી અને તેઓ એવા નિર્ણય ઉપર આવે કે આ સુધારો વિષયવિચારિણી સમિતિમાં લાવવો જ નથી તો મને કશી નવાઈ થશે નહીં.

"પરંતુ ગાંધીજી છેવટના ગમે તે નિર્ણય પર આવે, એક વસ્તુ વિશે જરાયે શંકા નથી કે પોતે જે નિર્ણય કરશે તે પૂરેપૂરો કૉંગ્રેસના અને દેશના હિતને માટે જ હશે. તેમને એમ લાગશે કે કોંગ્રેસમાંથી નીકળી જવાથી દેશનું અને કોંગ્રેસનું હિત બગડશે તો કોઈ પણ સંજોગોમાં તેઓ કૉંગ્રેસમાંથી નીકળી જશે નહીં. પણ એમને ખાતરીપૂર્વક એમ લાગશે, જેમ અત્યારે એમને લાગે છે તેમ, કે કોંગ્રેસને અને પરિસ્થિતિને શુદ્ધ કરવાનો અને મજબૂત બનાવવાનો એકમાત્ર ઉપાય કોંગ્રેસમાંથી નીકળી જવું એ જ છે તો વિના અડચણે એમને કૉંગ્રેસમાંથી નીકળી જવા દેવા જોઈએ."

કૉંગ્રેસનું અધિવેશન ૧૯૩૪ના ઑક્ટોબરની આખરે મુંબઈમાં ભરાયું. કરાંચી કૉંગ્રેસ પછી સાડા ત્રણ વરસના ગાળા બાદ અને લડતની આકરી તાવણીમાંથી પસાર થયા બાદ આ અધિવેશન ભરાતુ હતું, એટલે લોકોમાં સારો ઉત્સાહ હતો. કૉંગ્રેસના બંધારણમાં ફેરફારો કરવાની ગાંધીજીની દરખાસ્તો અને કૉંગ્રેસમાંથી તેમનું નીકળી જવુ એ બે પ્રસંગોને લીધે જ આ કૉંગ્રેસ વિશેષ મહત્ત્વની થઈ પડી. ઘણા પ્રતિનિધિઓ એમ પણ કહેતા હતા કે ગાંધીજી જો કૉંગ્રેસમાંથી નીકળી જ જવાના છે તો બંધારણમાં ફેરફારો કરવાની દરખાસ્તો એમણે શા માટે લાવવી જોઈએ? પણ સરદારે પોતાના ઉપરના નિવેદનમાં જણાવ્યુ છે કે કૉંગ્રેસના અને દેશના વધારે હિતની ખાતર જ તેઓ કૉંગ્રેસમાંથી નીકળી જતા હતા. એટલે નીકળી જતી વખતે તેમને પોતાનું કર્તવ્ય લાગ્યું કે કૉંગ્રેસમાં જે ત્રુટીઓ હોય તે કૉંગ્રેસને બતાવવી અને દૂર કરવા પ્રયત્ન કરવો. ગાંધીજીને લાગવા માંડ્યું હતુ કે પોતાનુ વજન કૉંગ્રેસ ઉપર એટલું બધું પડે છે કે તેથી કૉંગ્રેસ દબાઈ જાય છે. તે માટે તેઓ પોતાની જાત ઉપર ઘણુ દબાણ મૂકતા. પણ જેમ જેમ પોતાની જાતને તેઓ વધારે દબાવતા તેમ તેમ કૉંગ્રેસ ઉપર તેમનુ વજન વધતું. કારણ કૉંગ્રેસના બધા કાર્યકર્તાઓ સ્વતંત્રપણે નિર્ણયો લેવાને બદલે તેમના હુકમની રાહ જોઈને બેસતા. આ વસ્તુ ગાંધીજીને બહુ ખૂંચતી. કુટુંબમાંથી પિતા પોતાના શુભાશીર્વાદ સાથે નિવૃત્ત થાય છે અને પુત્રોને માથે કામની જવાબદારી આવી પડે છે ત્યારે તેઓ તેને પહોંચી વળવા પ્રયત્ન કરે છે, તેમાં પરિણામે પુત્રોનું જ હિત થાય છે; તેવું જ ગાંધીજીના કૉંગ્રેસમાંથી નીકળી

ન અંકાવુ જોઈએ પણ તે કેટલી સેવા કરે છે તે ઉપરથી અંકાવુ જોઈએ પશ્ચિમની પ્રજાશાસન પદ્ધતિની આજે કસોટી થઈ રહી છે લાંચરુશવત અને દભ એ પ્રજાશાસનની અનિવાર્ય પેદાશ ન જ હોઈ શકે પરતુ આજે જ્યા ત્યા એ જ વસ્તુ જોવામા આવે છે વળી મોટી સખ્યા એ પ્રજાશાસનની સાચી કસોટી નથી થોડા માણસો પોતે જેમના પ્રતિનિધિ હોવાનો દાવો કરતા હોય તેમના જુસ્સાનો તેમની આશાઓનો અને આકાક્ષાઓનો સાચો પડઘો પાડે તો હુ તેને સાચુ પ્રજાશાસન કહુ બીજુ હુ એ માનુ છુ કે બળજબરીની પદ્ધતિથી સાચા પ્રજાશાસનનો વિકાસ ન જ થઈ શકે પ્રજાશાસનનો જુસ્સો બહારથી લાદી શકાતો નથી એ અદરથી ઊગવો જોઈએ

"મને ભય છે કે ઉપર જે સુધારા મે સૂચવ્યા છે તે કોંગ્રેસમા આવનારા ઘણા પ્રતિનિધિઓને ભાગ્યે જ ગળે ઊતરે છતા મારે જો કોંગ્રેસની નીતિને દોરવી હોય તો એ સુધારા અને આ નિવેદનના ભાવને અનુકૂળ આવે એવા બીજા ઠરાવો આપણા ધ્યેયની શીઘ્ર પ્રાપ્તિ માટે આવશ્યક છે મે ઉપર જે કાર્યક્રમ દોરવાનો પ્રયત્ન કર્યો છે તેના મૂળ તત્ત્વો સાથે કશી માડવાળ કરવાનો અવકાશ નથી કોંગ્રેસીઓ શાત ચિત્તે મારી દરખાસ્તોનો એના ગુણ ઉપર વિચાર કરે મારો વિચાર ન કરે પણ પોતાની બુદ્ધિના આદેશને જ અનુસરે

આ નિવેદન બહાર પાડતા પહેલા ગાધીજીએ પોતાના મુખ્ય મુખ્ય સાથીઓને તે જોવા મોકલ્યુ હતુ ગાધીજી કોંગ્રેસ છોડી જાય તેની ઘણા સખત વિરુદ્ધ હતા એ અગાઉ કહેવાઈ ગયુ છે ગાધીજીની વાત એકલા સરદારને જ પૂરેપૂરી માન્ય હતી પોતાની એ શ્રદ્ધા જાહેરમા પ્રગટ કરવા તા ૨૮-૯-'૩૪ના રોજ તેમણે નીચેનુ નિવેદન બહાર પાડ્યુ

> ગાધીજીના નિવેદન ઉપર મિત્રોએ તેમ જ ટીકાકારોએ જે વિચારો દર્શાવ્યા છે તે ઉપરથી મારા એ અભિપ્રાયને પુષ્ટિ મળે છે કે તાજેતરમા વર્ધામા કારોબારી સમિતિની બેઠક થઈ તે પહેલા કોંગ્રેસમાથી નિવૃત્ત થવાના નિર્ણય ઉપર તેઓ આવ્યા હતા તે તદ્દન બરાબર હતુ જેઓ એમ કહે છે કે આ નિવેદન ધમકીના સ્વરૂપનુ છે તેઓ તેમને ઓળખતા નથી મહામુશ્કેલીએ પોતાનો નિર્ણય આટલા વખત સુધી તેમની પાસે મોકૂફ રખાવ્યો પણ હવે તેમણે નિવેદન બહાર પાડ્યુ છે એટલે હુ ધારુ છુ કે કોંગ્રેસની વિષયવિચારિણી સમિતિ આગળ પોતાની સ્થિતિ સમજાવવાની વેદના આનદપૂર્વક તેઓ વેઠી લેશે આ નિવેદન આપણી આગળ હોવા છતા હજી આપણે કોંગ્રેસમા તેમની જીત થશે કે હાર થશે એ રૂપેહોમા વિચાર કરીએ છીએ તેનુ મને આશ્ચર્ય થાય છે હજી આપણે આવી સકુચિત રીતે વિચાર કરીએ છીએ એટલી એક બીના ઉપરથી જ મને લાગે છે કે કોંગ્રેસમાથી તેમણે નિવૃત્ત થઈ જવુ જોઈએ પોતાની આખી જિંદગીમા કદી પણ અગત વિજયની દૃષ્ટિએ તેમણે વિચાર કર્યો નથી નીતિ (પૉલિસી) અને વ્યક્તિ કરતા તેમણે હમેશા સિદ્ધાતને વધારે ઊચુ સ્થાન આપ્યુ છે અને તેમના અનુયાયીઓ પણ એમ જ કરે એવો આગ્રહ રાખ્યો છે તેમના ટીકાકારો સમજે છે કે તેઓ પોતે અને તેમના સાથીઓ હુમલા કરીને કોંગ્રેસ કબજે કરવાનો

અથવા તો બહુમતીથી ઠરાવો પસાર કરાવી દેવાનો બિલકુલ પ્રયત્ન કરવાના નથી. મારી માફક જે થોડી વ્યક્તિઓને તેમના કાર્યક્રમમાં પૂર્ણ શ્રદ્ધા હોય તેમને હું તો એવી સલાહ આપીશ કે ગાંધીજીના નિવેદનમાં સૂચવેલા મહત્ત્વના સુધારામાંના કોઈની પણ ઉપર મત આપવાથી તેઓ પરહેજ રહે. ગાંધીજીને જરાયે શંકા નથી કે મોટા ભાગના બુદ્ધિપ્રધાન લોકોને સૂતર મતાધિકાર ઉપર શ્રદ્ધા નથી અને તેઓ એવા નિર્ણય ઉપર આવે કે આ સુધારો વિષયવિચારિણી સમિતિમાં લાવવો જ નથી તો મને કશી નવાઈ થશે નહીં.

"પરંતુ ગાંધીજી છેવટના ગમે તે નિર્ણય પર આવે, એક વસ્તુ વિશે જરાયે શંકા નથી કે પોતે જે નિર્ણય કરશે તે પૂરેપૂરો કૉંગ્રેસના અને દેશના હિતને માટે જ હશે. તેમને એમ લાગશે કે કૉંગ્રેસમાંથી નીકળી જવાથી દેશનું અને કૉંગ્રેસનું હિત બગડશે તો કોઈ પણ સંજોગોમાં તેઓ કૉંગ્રેસમાંથી નીકળી જશે નહીં. પણ એમને ખાતરીપૂર્વક એમ લાગશે, જેમ અત્યારે એમને લાગે છે તેમ, કે કૉંગ્રેસને અને પરિસ્થિતિને શુદ્ધ કરવાનો અને મજબૂત બનાવવાનો એકમાત્ર ઉપાય કૉંગ્રેસમાંથી નીકળી જવું એ જ છે તો વિના અડચણે એમને કૉંગ્રેસમાથી નીકળી જવા દેવા જોઈએ."

કૉંગ્રેસનું અધિવેશન ૧૯૩૪ના ઑક્ટોબરની આખરે મુંબઈમાં ભરાયું. કરાંચી કૉંગ્રેસ પછી સાડા ત્રણ વરસના ગાળા બાદ અને લડતની આકરી તાવણીમાંથી પસાર થયા બાદ આ અધિવેશન ભરાતુ હતું, એટલે લોકોમાં સારો ઉત્સાહ હતો. કૉંગ્રેસના બંધારણમાં ફેરફારો કરવાની ગાંધીજીની દરખાસ્તો અને કૉંગ્રેસમાંથી તેમનું નીકળી જવુ એ બે પ્રસંગોને લીધે જ આ કૉંગ્રેસ વિશેષ મહત્ત્વની થઈ પડી ઘણા પ્રતિનિધિઓ એમ પણ કહેતા હતા કે ગાંધીજી જો કૉંગ્રેસમાંથી નીકળી જ જવાના છે તો બંધારણમાં ફેરફારો કરવાની દરખાસ્તો એમણે શા માટે લાવવી જોઈએ? પણ સરદારે પોતાના ઉપરના નિવેદનમાં જણાવ્યુ છે કે કૉંગ્રેસના અને દેશના વધારે હિતની ખાતર જ તેઓ કૉંગ્રેસમાંથી નીકળી જતા હતા. એટલે નીકળી જતી વખતે તેમને પોતાનું કર્તવ્ય લાગ્યું કે કૉંગ્રેસમાં જે ત્રુટીઓ હોય તે કૉંગ્રેસને બતાવવી અને દૂર કરવા પ્રયત્ન કરવો. ગાંધીજીને લાગવા માડયું હતુ કે પોતાનું વજન કૉંગ્રેસ ઉપર એટલું બધું પડે છે કે તેથી કૉંગ્રેસ દબાઈ જાય છે. તે માટે તેઓ પોતાની જાત ઉપર ઘણુ દબાણુ મૂકતા. પણ જેમ જેમ પોતાની જાતને તેઓ વધારે દબાવતા તેમ તેમ કૉંગ્રેસ ઉપર તેમનુ વજન વધતુ કારણ કૉંગ્રેસના બધા કાર્યકર્તાઓ સ્વતંત્રપણે નિર્ણયો લેવાને બદલે તેમના હુકમની રાહ જોઈને બેસતા. આ વસ્તુ ગાંધીજીને બહુ ખૂંચતી. કુટુંબમાંથી પિતા પોતાના શુભાશીર્વાદ સાથે નિવૃત્ત થાય છે અને પુત્રોને માથે કામની જવાબદારી આવી પડે છે ત્યારે તેઓ તેને પહોંચી વળવા પ્રયત્ન કરે છે, તેમાં પરિણામે પુત્રોનું જ હિત થાય છે; તેવું જ ગાંધીજીના કૉંગ્રેસમાંથી નીકળી

જવાથી કૉંગ્રેસનું થયું એમ કહી શકાય. અને ગાંધીજી કૉંગ્રેસનો ત્યાગ ક્યાં કરતા હતા? જ્યારે જ્યારે પોતાની સલાહની અને સહકારની જરૂર પડે ત્યારે તે આપવા તેઓ તૈયાર જ હતા. કૉંગ્રેસમાંથી ગાંધીજીનું નીકળી જવું કેટલું વખતસરનું હતું તે તો એ ઉપરથી સાબિત થયું કે ગાંધીજીની દરખાસ્તોને બહુ મોળી કરી નાખીને જ કૉંગ્રેસ સ્વીકારી શકી.

મુંબઈનું અધિવેશન પૂરું થતાં જ દેશની આગળ વડી ધારાસભાની ચૂંટણી આવી. કૉંગ્રેસ તેમાં પૂરા ઉત્સાહથી ઊતરી. સરકારને લાગતું હતું કે આ ત્રણ વરસના સખત દમનથી લોકોને આપણે દબાવી અને ડરાવી દીધા છે. તેઓને એટલું બધું સહન કરવું પડ્યું છે અને નુકસાન વેઠવું પડ્યું છે કે હવે તેઓ કૉંગ્રેસનું નામ લેવાની હિંમત નહીં કરે. ત્રાસવાદી પ્રવૃત્તિને અંગે દમન ચાલે ત્યારે લોકોની એવી સ્થિતિ થાય છે ખરી. પણ અહિંસક લડતની ખૂબી એ છે કે લોકો થાકી જાય ત્યારે ભલે લડતમાં ભાગ લેવાનું છોડી દે, પણ લડત ખોટી છે અથવા જેઓ લડત ચાલુ રાખે છે તેઓ ખોટું કરે છે, એવા વિચાર લોકોને આવતા નથી. પોતે ભલે થાક્યા હોય પણ જેઓ લડત ચાલુ રાખે છે અને કષ્ટો સહન કરે છે તેમની બહાદુરી અને આપભોગ પ્રત્યે તેમના દિલમાં આદર જ રહે છે. આ વખતે લોકો જેલ, દંડ, લાઠીમાર વગેરેથી થાકી ગયા હતા પણ તેથી કૉંગ્રેસ પ્રત્યે તથા કૉંગ્રેસી આગેવાનો પ્રત્યે તેમના દિલનો ભાવ ઓછો થયો નહોતો. તેમના હૃદયમાં તો સરકાર પ્રત્યે બેદિલી અને કૉંગ્રેસ પ્રત્યે આદરભાવ જ હતાં. આ ચૂંટણીમાં કૉંગ્રેસને ટેકો આપી લોકોએ એ વસ્તુ સાબિત કરી આપી. વળી છેલ્લાં ત્રણ વરસથી પોતાની પ્રવૃત્તિઓ ગેરકાયદે ગણાતી હોઈ રાષ્ટ્રીય કાર્યકર્તાઓ છૂટથી હરીફરી કે બોલી શકતા નહીં. આ ચૂંટણીને લીધે તેઓને જિલ્લે જિલ્લે અને તાલુકાના ગામડે ગામડે ફરવાની અને ભાષણો કરવાની તક મળી. લોકોએ તેમને સત્કાર્યા. છતાં ચૂંટણીમાં વિજય મેળવવા મહેનત તો કરવી જ પડી. બ્રિટિશ વડા પ્રધાને જે કોમી ચુકાદો આપ્યો હતો તે કૉંગ્રેસને માન્ય તો નહોતો જ. છતાં હરિજનોને અલગ મતદારમંડળો આપનારી કલમની સામે ઉપવાસ કરી ગાંધીજીએ એટલો જ ભાગ ફેરવાવ્યો હતો. નવા થનારા આખા સુધારા ને તે અનુસાર થનારું આખું બંધારણ (જેની રૂપરેખા બ્રિટિશ સરકાર તરફથી બહાર પડી હતી અને જે શ્વેતપત્રને નામે ઓળખાતી હતી), જેમાં કોમી ચુકાદો પણ આવી જાય છે, એ આપણને માન્ય નથી. એટલે એકલા કોમી ચુકાદાનો વિરોધ કરીએ તો બાકીનું બંધારણ આપણને માન્ય હોવાનો ભાસ થાય એમ ગાંધીજીનું કહેવું હતું. છતાં લોકોની જાણ માટે કૉંગ્રેસે જાહેર કર્યું કે અમે કોમી ચુકાદાનો વિરોધ નથી કરતા તેનો અર્થ એ નથી કે અમે તેનો

સ્વીકાર કરીએ છીએ. પં. માલવીજી અને શ્રી અણે કોમી ચુકાદાના વિરોધનો અલગ ઠરાવ કૉંગ્રેસે કરવો જોઈએ એ મતના હતા. પોતાનો ઠરાવ કૉંગ્રેસમાં પસાર ન થયો એટલે તેમણે નવો પક્ષ રચ્યો અને ચૂંટણીમાં પોતાના ઉમેદવારો ઊભા કર્યા. માત્ર કોમી ચુકાદા સિવાય બીજી બધી બાબતમાં તેઓ કૉંગ્રેસ સાથે સંમત હતા. બીજી એક ગરબડ રૂઢિચુસ્ત હિંદુઓએ ઉપાડી હતી. કૉંગ્રેસવાળા તો હરિજનોને મંદિરોમાં દાખલ કરી આપણાં મંદિરો અભડાવવા માગે છે માટે એમને મત ન આપવા એવો પ્રચાર તેમણે ચલાવવા માંડ્યો હતો. જોકે હિંદુ મતદારો ઉપર તેની ઝાઝી અસર થઈ નહીં. પણ આ બધુ મતદારોને સ્પષ્ટ સમજાવવાની જરૂર તો હતી જ. અને નવેમ્બરની ૧૫મીથી જુદા જુદા પ્રાંતમાં ચૂંટણીઓ થવાની હોઈ વખત બહુ ટૂંકો હતો. સરદારને ગુજરાતની તો ચિંતા જ નહોતી એટલે તેઓ પંજાબ, દિલ્હી, યુ પી, બિહાર, મદ્રાસ વગેરે પ્રાંતોમાં ફરી વળ્યા ચૂંટણીઓના ખર્ચ માટે પૈસાની વ્યવસ્થા કરવાનો પણ મુખ્ય બોજો તેમને માથે પડ્યો. એકલા પંજાબ સિવાય બીજા બધા પ્રાંતોમાં કૉંગ્રેસના ઉમેદવારો ભારે બહુમતીમાં આવ્યા. બંગાળમાં પં. માલવીજીના પક્ષના ઉમેદવારો ચૂંટાઈ આવ્યા. પણ મુબઈ શહેર જેણે ગઈ લડતમાં સારો ફાળો આપ્યો હતો અને જે રાષ્ટ્રીય જુસ્સામાં આખા દેશમાં આગળ ગણાતુ હતુ ત્યાં ચૂંટણીમાં કૉંગ્રેસની હાર થઈ તેથી સૌને ભારે નવાઈ લાગી કૉંગ્રેસ પક્ષના ઉમેદવાર શ્રી કનૈયાલાલ મુનશી હતા ને સામે શ્રી કાવસજી જહાંગીર હતા. મુબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી નરીમાને કૉંગ્રેસને છેહ દઈ સર કાવસજીને આડકતરી રીતે મદદ થાય એવુ વલણ અખત્યાર કર્યું તેથી આ બનવા પામ્યુ હતુ. આમાથી આગળ ઉપર મોટુ પ્રકરણ ઊભું થયુ અને કેટલોક વખત તો સરદાર નકામા વગોવાયા. તે બધી હકીકતને એક અલગ પ્રકરણ જ આપીશું. વડી ધારાસભામાં જે અનેક પક્ષો હતા તેમાં સૌથી મોટો પક્ષ કૉંગ્રેસનો થયો. આ ચૂંટણીઓ મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ યોજના મુજબના બધારણ અનુસાર થઈ હતી. એ બંધારણ પ્રમાણે ધારાસભાની રચના જ એવી હતી કે અમુક સભ્યો સરકારને હાજી હા કરનારા હોય અને તેમની મદદથી સરકાર હંમેશાં પોતાની બહુમતી રાખી શકે પણ હવે વાતાવરણ બદલાઈ ગયું હતુ. હાજી હા કરનારો વર્ગ પણ સ્વતંત્ર વિચાર કરતો થયો હતો, એટલે જે મુદ્દા પર કૉંગ્રેસ બીજા પક્ષોને પોતાની તરફેણમાં લઈ શકે ત્યાં એ સરકારને હરાવી શકે એવી સ્થિતિ હતી. ૧૯૩૪ના નવેમ્બરમાં ચૂંટણીઓ થઈ અને તા. ૨૧-૧-'૩૫ના રોજ વડી ધારાસભાની બેઠક શરૂ થઈ. શ્રી ભૂલાભાઈ દેસાઈ કૉંગ્રેસ પક્ષના આગેવાન ચૂંટાયા. સ્વરાજ પક્ષના આગેવાન

તર્રીકે વડી ધારાસભામાં પંડિત મોતીલાલ નેહરુએ જે રુઆબ અને છાપ પાડી હતી તેવી જ શ્રી ભૂલાભાઈએ પણ પાડી. બીજા પક્ષોનો સહકાર મેળવીને ઘણા મુદ્દા જેવા કે શરદચંદ્ર બોઝની અટકાયત, ખુદાઈ ખિદમતગારો ઉપરનો પ્રતિબંધ, હિંદુસ્તાન અને બ્રિટન વચ્ચેના વેપારી કરારો, વગેરે ઉપર કોંગ્રેસે સરકારને હાર ખવડાવી. જોકે ગવર્નર જનરલે પ્રમાણપત્ર આપીને ધારાસભાના બહુમતી ઠરાવોના અમલ ન થવા દીધા. જે વખતે હિંદુસ્તાનને રાજ્યબંધારણમાં સુધારા કરી લોકોને જવાબદાર રાજ્યતંત્ર આપવાની વાતો થતી હતી તે વખતે જ લોકમતને આમ ઠોકરે મારવામાં આવ્યો, તેથી આવનારા સુધારાના પોકળપણાનો લોકોને ખ્યાલ આવ્યો અને આપણું સ્વરાજ્ય આપણા જ પુરુષાર્થથી સ્થાપી શકાશે એની લોકોને પ્રતીતિ થઈ

સરકારની બદદાનતનો એક બીજો પુરાવો પણ સરદારે આ વખતે મેળવ્યો. મુંબઈની કોંગ્રેસ પૂરી થયા પછી અને વડી ધારાસભાની ચૂંટણીઓનુ કામ ચાલતુ હતુ તે વખતે હિંદી સરકારના ગૃહખાતા તરફથી તેના સેક્રેટરી મિ. હેલેટે બધી પ્રાંતિક સરકારોને એક છૂપો સરક્યુલર મોકલ્યો હતો. તે સરદારે પોતાની ખાનગી વ્યવસ્થાથી મેળવ્યો. એક તરફથી હિંદુસ્તાનના રાજ્યબંધારણમા કરવા ધારેલા સુધારાની વિગતો આપતો જોઈન્ટ પાર્લમેન્ટરી કમિટીનો રિપોર્ટ બહાર પડ્યો હતો અથવા બહાર પડવાની તૈયારીમાં હતો તે જ વખતે ગાંધીજી અને બીજા કોંગ્રેસ નેતાઓ તરફ ભારે વહેમની નજરે જોતો અને લોકોમાં તેમની લાગવગ ભુસાઈ જાય એવી સૂચના કરતો આ સરક્યુલર જોઈને આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. બ્રિટનના તમામ મુત્સદ્દીઓ, પછી તે કન્ઝર્વેટિવ પક્ષના હોય, લિબરલ પક્ષના હોય કે મજૂર પક્ષના હોય, તેમને હિંદુસ્તાનને જવાબદાર રાજ્યતંત્ર આપવાનો માત્ર દેખાવ કરવો હતો. હિંદુસ્તાનની ધારાસભાઓ ઉપર જવાબદારી નાખવી હતી પણ તમામ સત્તા પોતાના હાથમા રાખવી હતી હિંદુસ્તાન સાથેનો પોતાનો વેપાર સુરક્ષિત રહે અને દેશ ઉપર પોતાની પકડ મજબૂત રહે એવુ સત્રળા બ્રિટિશ મુત્સદ્દીઓ ઇચ્છતા હતા. અને તેમાં હિંદુસ્તાનના બ્રિટિશ સનંદી અમલદારોનો પૂરો સાથ હતો. ગમે તેટલા રાજકીય સુધારા કરવામા આવે પણ સનંદી અમલદારોના લોખંડી ચોકઠામાં કોઈ પણ જગ્યાએ જરા સરખી પણ તડ પડે એ તેઓ ઇચ્છતા ન હતા. મુંબઈની કોંગ્રેસમાં ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના કરવામા આવી, કોંગ્રેસના બંધારણમાં સુધારા કરવામાં આવ્યા અને ગાંધીજી કોંગ્રેસમાંથી નીકળી ગયા, તેમાં પેલા મિ. હેલેટે ગાંધીજીની ઊંડી ચાલબાજી જોઈ. આ બધું તેઓએ મોટા અમલદારો પ્રત્યેના પોતાના તદ્દન ખાનગી પરિપત્રમાં બહુ વિકૃત રૂપમાં રજૂ

કર્યું. એ પરિપત્ર વાંચતાં બહુ રમૂજ ઊપજે છે. અહીં તેના થોડા મુદ્દા આપીશું:

"કૉંગ્રેસના તંત્રમાં આ બધા ફેરફારોનો સાચો હેતુ હિંદી સરકારને એ જણાય છે કે કૉંગ્રેસને રાજદ્વારી અથવા પાર્લમેન્ટરી કામ કરવા માટે વધારે સંગઠિત કરવી. મિ. ગાંધી હવે એમ માને છે કે કૉંગ્રેસના સભ્યોને પાર્લમેન્ટરી કામમાં વધારે રસ છે. અત્યાર સુધી એક રાજદ્વારી પક્ષ તરીકે કૉંગ્રેસ ઉપર એવી ટીકા થતી હતી કે તે સમાજના એક જ વર્ગનું એટલે કે શહેરોના અને તેમાંયે મુખ્યત્વે કરીને હિંદુ લોકોના બુદ્ધિપ્રધાન વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આ કૉંગ્રેસમાં કરવામા આવેલા ફેરફારોથી ભવિષ્યમાં કૉંગ્રેસ એવો દાવો કરવાની સ્થિતિમાં આવશે કે શહેરોની સાથે ગામડાંના હિતોનું પણ તે પ્રતિનિધિત્વ ધરાવે છે. એ પણ શકય છે કે કૉંગ્રેસના બંધારણમાં જે ફેરફારો થયેલા છે તેને લીધે કૉંગ્રેસ મિ. ગાંધીના લોકપ્રતિનિધિસભા (કૉન્સ્ટિટ્યુઅન્ટ ઍસેમ્બલી)ના વિચારોનું પ્રતિનિધિત્વ કરશે અને જો એ પ્રયોગ સફળ થાય તો મિ. ગાંધી કૉંગ્રેસને દેશનું બંધારણ ઘડવાને માટે અને દેશનું ભવિષ્યનું રાજ્યતંત્ર ઉપાડી લેવાને માટે એક સમર્થ સંસ્થા બનાવશે."

ગ્રામ–ઉદ્યોગ સંઘની સ્થાપનાની બાબતમાં તેઓ સાહેબ જણાવે છે કે:

"મિ. ગાંધીએ પોતે જણાવ્યું છે કે આ પ્રવૃત્તિ બિલકુલ બિન-રાજદ્વારી છે. આ પ્રવૃત્તિનો આરંભ અને મિ. ગાંધીનું કૉંગ્રેસમાંથી નીકળી જવું એ બેનો યોગ જોતાં, ઉપર ઉપરથી એમ દેખાય છે કે આ પ્રવૃત્તિ શુદ્ધ રીતે ગામડાંના પુનરુદ્ધાર માટે છે અને તેની પાછળ કોઈ જાતનો રાજદ્વારી હેતુ નથી. પણ આવો ખ્યાલ રાખવામાં કેટલીક મહત્ત્વની બાબતોની ઉપેક્ષા થાય છે. કૉંગ્રેસને તો આમજનતા ઉપર પોતાનો કાબૂ જમાવવો છે. છલ્લા વરસમાં ઉપાડેલી સવિનય ભંગની લડતને લીધે આ ઉદ્દેશ સાધવામાં તે નિષ્ફળ ગઈ છે. સરકારને જમીનમહેસૂલ નહીં ભરવાની અને જમીનદારોને ગણોત નહીં ભરવાની લડતમાં કૉંગ્રેસને નિષ્ફળતા મળી છે અને સરકાર પ્રત્યે અપ્રીતિ ફેલાવી શકવાને બદલે જમીનદાર વર્ગમાં, ખેડુત વર્ગમા અને કિસાન વર્ગમા એ અપ્રિય થઈ પડી છે. પરદેશી કાપડ તથા મિલના કાપડનો બહિષ્કાર ખેડૂત વર્ગની કલ્પનાને આકર્ષી શક્યો નથી. એટલે આમ વર્ગ સાથે એકતા સાધવા માટે તેમની આર્થિક સ્થિતિ સુધારવાનો કાર્યક્રમ ઉપાડવાનો આ પેતરો મિ. ગાંધીએ રચ્યો છે. તેમાં તેમને એક બીજો પણ લાભ છે. જે કૉંગ્રેસ કાર્યકર્તાઓને પાર્લમેન્ટરી કામ પસંદ ન હોય તેમને આ કામ આપી શકાશે. એ નિમિત્તે તેઓ ગામડાંમાં પોતાની લાગવગ વધારી શકશે અને પોતાના રાજદ્વારી વિચારોનો ફેલાવો પણ કરી શકશે. તેઓ ગ્રામઉદ્યોગનું કામ કરવાનો દાવો કરતા હોઈ સરકાર પણ તેમના ગામડાના વસવાટ સામે વાંધો ઉઠાવી શકે નહીં. ગઈ લડત વખતે ચરખા સંઘના કાર્યકર્તાઓ એ જ રીતે વર્તતા હતા. ખાદીના કામને બહાને તેઓ લડતનું જ કામ કરતા હતા. પણ પૂરતો પુરાવો ન મળવાથી સરકાર ચરખા સંઘ સામે કંઈ પગલા ભરી શકેલી નહીં. મિ. ગાંધીના અસ્પૃશ્યતાનિવારણના કામની સામે લોકોમા બહુ વિરોધ જાગ્યો છે. એ પ્રવૃત્તિ હરિજનોમાં પણ પ્રિય

થઈ પડી નથી. એટલે અત્યાર સુધી જેઓ કાયદા ભંગ કરનારા હતા તેમને અસ્પૃશ્યતાનિવારણના કામની સાથે સાથે ગ્રામઉદ્યોગની કહેવાતી રચનાત્મક પ્રવૃત્તિમાં ગાંધી જોડવા ઇચ્છે છે. કાલે ઊઠીને એક મદ્યનિષેધક સંઘ કાઢીને મદ્યપાન વિરુદ્ધ અખિલ ભારતીય પ્રવૃત્તિ મિ. ગાંધી ઉપાડે તો નવાઈ નહીં.

"આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મિ. ગાંધી ભારે ચાલાક અને વિચક્ષણ રાજદ્વારી નેતા છે. તેમનો માનસિક તેમ જ શારીરિક ઉત્સાહ જરાયે નરમ પડ્યો નથી. તેઓ જોકે કૉંગ્રેસમાંથી નીકળી ગયા છે છતાં કૉંગ્રેસના આ અધિવેશનમાં તેમની જ અંગત ફતેહ થઈ છે. કૉંગ્રેસમાં કામ કરતાં વિવિધ બળોને તેમણે પોતાના જ નેતૃત્વ નીચે રાખ્યાં છે. કૉંગ્રેસ સંસ્થામાંથી પોતે નીકળી ગયા છે છતાં એની તમામ પ્રવૃત્તિઓમાં સલાહસૂચના આપવાની સત્તા તો એમણે પોતાની પાસે રાખી જ છે.

"મિ. ગાંધીના મનમાં ખરેખર કઈ કઈ યોજનાઓ છે તે તો એમના રચનાત્મક કામની બીજી યોજનાઓ તેઓ બહાર પાડશે ત્યારે આપણને ખબર પડશે. પણ આપણે જો એમ ધારીએ કે મિ. ગાંધીની બધી યોજનાઓની પાછળનો મુખ્ય હેતુ તો રાજદ્વારી જ છે તો તેમની આ નવી ચાલમાં જોકે એ દેખીતી રીતે ગામડાંના પુનરુદ્ધારની કહેવાય છે, છતાં સંભવ છે કે પહેલાં કરતાં ઘણા વિશાળ પાયા ઉપર સવિનય ભંગની લડત માટે વાતાવરણ તૈયાર કરવાનો અને તેમાં ગામડાંની પ્રજાને વધારે મોટા પ્રમાણમાં ભેળવવાનો એક આબાદ અને ઊંડો પ્રયત્ન હોય. મારી ધારણા જો સાચી હોય તો મિ. ગાંધીની આ યોજનાઓ કેવી ભયંકર શક્યતાઓથી ભરેલી છે એ તમને સમજાશે. મિ. ગાંધી ભવિષ્યમાં ત્રણ બાજુએથી હુમલો કરવાનું વિચારી રહ્યા જણાય છે. ધારાસભાના કૉંગ્રેસ સભ્યો સરકારનાં 'દમનકારી' પગલાંઓને રોકવાનો શક્ય તેટલો પ્રયત્ન કરશે, ગ્રામઉદ્યોગની સંસ્થાઓ મારફત વિશાળ પાયા ઉપર સવિનય ભંગની તૈયારી કરવામા આવશે અને સમાજવાદીઓનો ઉદ્દામ પક્ષ જે ધીમે ધીમે સામ્યવાદી પક્ષના વધુ ને વધુ સંપર્કમાં આવતો જાય છે તે ભવિષ્યની લડતમાં કૉંગ્રેસનો મળતિયો બની રહેશે.

"વર્તમાન પરિસ્થિતિ વિશેનો મારો આ ખ્યાલ જો સાચો હોય તો સરકારે બહુ જાગ્રત રહેવાની જરૂર છે. મિ. ગાંધી કહે છે કે આવતાં ઘણાં વર્ષો સુધી સવિનય ભંગની લડત ઉપાડી શકાય એમ નથી. પણ એ વાત માનીને આપણે ગાફેલ રહેવું ન જોઈએ. એવા સંજોગો જલદી ઉપસ્થિત થવા પામે અને મિ. ગાંધીની અંગત લાગવગથી એવી પરિસ્થિતિ ઊભી થાય તો નવાઈ નથી કે થોડા જ વખતમાં તેઓ પાછા લડત ઉપાડી શકે. ભૂતકાળના અનુભવો ઉપરથી આપણે માનવું જોઈએ કે મિ. ગાંધી ગમે તેવી સૂચનાઓ આપે તોપણ મદ્યનિષેધનું કામ કરનારા સ્વયંસેવકો ફોજદારી અને આબકારી કાયદાઓનો ભંગ કરવાના ગુનાઓ કરવાના જ. લોકો દારૂની લત છોડે એના કરતાં સરકારને આવક ઓછી થાય અને સરકારની વધારે પજવણી થાય એવી સ્વયંસેવકોની પ્રબળ વૃત્તિ હોય છે. કેટલાક કાર્યકર્તાઓ પોતાના ભાષણોમાં અને પોતાની પત્રિકાઓમાં રાજદ્રોહના કાયદાનો પણ ભંગ કરવાના. પ્રાંતિક સરકારોએ આ

બાબતોમાં ખબરદાર રહેવું અને યોગ્ય ઉપાયો લેવા ચૂકવું નહીં હિંદી સરકાર તેમાં એમને સંપૂર્ણ ટેકો આપશે

બીજું કામ એ કરવાનું છે કે પ્રાંતિક સરકારોએ ગ્રામજનતાની આર્થિક સ્થિતિ સુધરે એવી યોજનાઓ કાઢવી આપણી પાસે જોકે નાણાંની તંગી છે તોપણ ગમે તેમ કરી આવી યોજનાઓ માટે નાણાં ફાજલ પાડી શકાશે સંભવ છે કે મિ ગાંધી જે ગ્રામઉદ્યોગની યોજના કાઢે તે સરકારે અજમાવી જોયેલી હોય અને સરકારને તે નિષ્ફળ માલૂમ પડી હોય પ્રાંતિક સરકારોએ પત્રિકાઓ દ્વારા અને રૂબરૂ સમજૂતી દ્વારા મિ ગાંધીની યોજનાઓની ટીકા કરવી અને તે અવ્યવહારુ છે એમ બતાવી આપવું તેની સાથે સરકારે ગ્રામજનતા માટે કેટલું કેટલું કર્યું છે તે પણ લોકોને સમજાવવું સરકારે ગ્રામઉદ્યોગની બાબતમાં જે જે કર્યું છે તે કહેવા ઉપરાંત ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે કરેલાં બીજાં કાર્યોની પણ સમજૂતી આપવી અને પ્રચાર કરવો સરકારે ઇસ્પિતાલો બંધાવી છે શાળાઓ ખોલી છે રસ્તાઓ બનાવ્યા છે નહેરો ખોદી છે બજારોની વ્યવસ્થા કરી છે એ બધાં સરકારનાં રચનાત્મક કામો સાથે કૉંગ્રેસનાં ખંડનાત્મક કામો લોકો આગળ રજૂ કરવાં જિલ્લા અધિકારીઓ આજ સુધી પોતાના જિલ્લામાં વાહનવ્યવહારની તથા બીજી સગવડોવાળાં અમુક અમુક મથકોએ જ ફરે છે તેને બદલે તેમણે અગાઉ જે સ્થળોએ નહોતા જતા ત્યાં પણ જવાનું રાખવું તે માટે વિશેષ ભાડાભથ્થાની જોગવાઈ કરવી પડે તો તે પ્રાંતિક સરકારોએ કરવી

સંભવ છે કે મિ ગાંધી તથા ગ્રામઉદ્યોગ સંઘના બીજા કાર્યકર્તાઓ તેમના ગ્રામઉદ્યોગના કામમાં જિલ્લા અધિકારીઓની મદદ માગે આ બાબતમાં સરકારની નીતિ સ્પષ્ટ છે તેમને મળવાની અથવા કાંઈ હકીકત પૂછે તો તે આપવાની ના પાડવી નહીં પણ એથી આગળ જઈને કશી મદદ કરવી નહીં તેમનાં પ્રદર્શન કે મેળામાં ભાગ ન લેવો સરકારી મકાન તેમને ઉપયોગ માટે ન આપવાં ફંડ ઉઘરાવવામાં મદદ ન કરવી નીચલા અધિકારીઓ અને નોકરોને તો કશી જ મદદ કરવાની રજા ન આપવી

આવી પત્રિકા ઉપર ટીકા ટિપ્પણીની જરૂર છે ખરી ?

## ૧૫

# જેલમાંથી છૂટ્યા પછીનું દોઢ વર્ષ

સરદાર ૧૯૩૪ના જુલાઈની ૧૪મી તારીખે નાશિક જેલમાંથી છૂટ્યા. જેલમાં તેઓ લડતમાં પડેલા ખેડૂતોની અહર્નિશ ચિંતા કરતા હતા તે આપણે જોઈ ગયા છીએ. છૂટીને થોડા દિવસ મુંબઈમાં આરામ લઈ ગાંધીજી તે વખતે કાશીમાં હતા ત્યાં તેમને મળવા જવું હતું. કાશી જવા ઊપડતા પહેલાં ગુજરાતના પોતાના સાથીઓ જોગ નીચેનો સંદેશો તા. ૨૫–૭–૩૪ના રોજ તેમણે છાપાં મારફત મોકલ્યો :

વહાલા સાથીઓ,

હું જાણું છું કે તમે સૌ મારી રાહ જોઈ રહ્યા છો. હું પણ તમને મળવાને એટલો જ અધીરો થઈ રહ્યો છું. પણ સંજોગોને વશ થઈ હજુ થોડા દિવસ સુધી ગુજરાતમાં પ્રવેશ નહીં કરી શકું એમ લાગે છે. તેટલો સમય મને જેલમાં રહેલો સમજી નભાવી લેજો.

આપણા સવાસો જેટલા સાથીઓ હજી જેલોમાં પડી રહેલા છે. કેટલીયે સંસ્થાઓ ઉપરથી પ્રતિબંધ ઉઠાવવામાં આવ્યા નથી. ગૂજરાત વિદ્યાપીઠ, પાટીદાર વિદ્યાર્થી ગૃહ, અનાવિલ વિદ્યાર્થીગૃહ, સુણાવ રાષ્ટ્રીય શાળા, બોચાસણ વિદ્યાલય વગેરે કેળવણીની સંસ્થાઓનાં મકાનો હજુ સરકારના કબજામાં જ પડેલાં છે. બારડોલી, મઢી, સરભોણ, વેડછી, સુરત વગેરે આશ્રમોનાં મકાનો હજુ આપણને પાછાં મળ્યાં નથી. કેટલાક ખેડૂતોના દંડ વસૂલ કરવા બદલ હજુ તેમનાં ઘરબાર હરાજ થઈ રહ્યાં છે. કેટલાંની ખાલસા થયેલી જમીનો હજુ હરાજ થઈ રહી છે. સમિતિઓ સજીવન કરવાનું નિર્દોષ કાર્ય પણ હજી ગુનાની નજરે જોવાય છે. કૉંગ્રેસના સભાસદ થનારના નામઠામની તપાસ કરવામાં આવે છે.

"આમ ગુજરાતમાં હજીયે જાણે એકતરફી લડાઈ ચાલી રહી હોય એવો ભાસ થાય છે. એ જોતાં તમારે મહા મુશ્કેલીઓ વચ્ચે કામ કરવાનું છે. છતાં એ બધી મુશ્કેલીઓને પહોંચી વળવામાં જ આપણી ખરી કસોટી થવાની છે. ઉતાવળા કે અધીરા ન થશો. અકળાયા કે મૂંઝાયા વિના, પાટીદારની સાથે અથડામણમાં આવ્યા સિવાય જેટલું થઈ શકે તેટલું ધીરજથી કરજો. આપણે કશું છૂપું કામ તો કરવાનું જ નથી. જાહેર રીતે કેવળ રચનાત્મક કાર્ય કરતાં પણ જ્યાં અંતરાય આવે ત્યાં દોડી જઈ ખરી વસ્તુસ્થિતિની ખબર જિલ્લાના કે પ્રાંતના કાર્યકર્તાને આપજો અને એની સલાહ મુજબ વર્તજો. વશમાં સંજોગોમાં પણ પ્રતિકાર કરવાની લાલચમાં ન પડશો. એમ કરતાં સામેનાનો ડંખ નીકળી જશે.

એવી આશા રાખુ છુ સવિનય ભગ ...નાર સૈનિકમા અણગમતા અકુશો સહન કરવાની શક્તિ પણ ભરેલી હોવી જોઈએ

"તમારી પાસે હાલ બે મુખ્ય કામ પડેલા છે એક તો સકટમા આવી પડેલા ખેડૂતોને સહાય કરવાનુ અને બીજુ સમિતિઓને સજીવન કરવાનુ આ બે કામને પહોચી વળતા હમણા તમારી પાસે બીજા કામને માટે અવકાશ જ નહી રહે ખેડૂતોની રાહતનુ કામ જ તમારી બધી શક્તિ અને વખત માગશે હુ પણ મુબઈમા પડ્યો પડ્યો તમને એ કામમા જેટલી સહાય આપી શકાય તેટલી આપવાનો પ્રયત્ન કરી રહ્યો છુ

જેલમા સમાજવાદને લગતા પુસ્તકો વાચવાથી તથા જુદા જુદા પ્રાતના સમાજવાદીઓના સહવાસમા આવવાથી ગુજરાતના કેટલાક કાર્યકર્તાઓ ઉપર સમાજવાદની અસર ઠીક ઠીક પડી હતી સરદારને સમાજવાદીઓનુ આ પુસ્તક પાડિત્ય મિથ્યા લાગતુ હતુ એટલે આ સદેશામા સાથીઓને એ સબધમા પણ ચેતવણી આપી

"મારી ઉમેદ છે કે ગુજરાતના કસાયેલા સૈનિકો હવામા કિલ્લા રચવાના કે દૂરના ભવિષ્યની મોટી મોટી યોજનાઓની મિથ્યા ચર્ચામા કદી નહી સપડાય એકનિષ્ઠાથી આજનુ કર્તવ્ય કર્યે જતા કાલે શુ કરવાનુ છે તે સહેજે સૂઝી આવશે અને ભવિષ્યની ગૂચો આપોઆપ ઉકલી જશે છેલ્લા પદર વરસથી મૂગી સેવાના જે મીઠા અનુભવો તમે મેળવ્યા છે તે જોતા તમને નવી નવી યોજનાઓ અને નવા નવા કાર્યક્રમના નર્યા પાડિત્યમા કશો રસ નહી પડે એવી મારી ખાતરી છે વાતો કરનારાઓને વાતો કરવા દેજો એમની સાથે ચર્ચામા ઊતરવાને આપણને સમય નથી એમા કશો લાભ પણ નથી આપણે મૂગા મૂગા કામ કરીશું તો એવા કામનો અવાજ વાતોના રસિયાઓના મો બધ કરશે

પછી તેમણે મુબઈના ગુજરાતી વેપારીઓને અપીલ કરી

'મને જેલમા માત્ર ખેડૂતોનુ જ દુ ખ હતુ જેઓ ખેડૂતોના હાથ ઝાલવા જતા તેમને પણ પકડી લેતા એ લે ખેડૂતોને સહાય કરનાર બહાર કોઈ નહોતુ હુ બહાર આવ્યો છુ એટલે ખેડૂતોને એમ લાગવા માડ્યુ છે કે હવે અમારુ જોનાર આવ્યો છે

જેના ઘરબાર ઢોરઢાખર જમીનખેતરો જતા રહ્યા છે અને જેઓ રસ્તા ઉપર આવી ઊભા છે તેમને આપણે સાથ ન આપીએ અને મદદ ન કરીએ તો આપણે ધર્મભ્રષ્ટ થઈએ

અત્યારે એને લેવુ પડે છે એ બહુ વસમુ લાગે છે સાત પેઢીમા એણે હાથ લબાવ્યો નથી એટલે એ તો નહી બોલે પણ આપણી ફરજ એને મદદ કરવાની છે સર્વસ્વ ગુમાવી બેઠેલા ખેડૂતોને ફક્ત ઢોરઢાખર અને ઘરવખરીની જ મદદ કરવા માટેનુ બજેટ મારી પાસે આવ્યુ છે તે દસ લાખનુ છે તે રકમની રહેણ પ્રથમ તમારી પાસે જ મૂકી છે ગુજરાતીઓ મને પાછા નહી ઠેલે એવી મારી શ્રદ્ધા છે

ખેડૂતોને રાહત આપવાનું કામ તો વહેલા બહાર આવેલા કાર્યકર્તાઓએ શરૂ કરી જ દીધું હતુ '૩૪ના મેમાં ગુજરાતના આગેવાન કાર્યકર્તાઓની એક સભા ભરૂચ સેવાશ્રમમાં થઈ હતી, તેમાં ખેડૂતોને રાહત આપવા માટે ફંડ એકઠું કરવાનુ નક્કી થયુ હતુ. શ્રી અબ્બાસસાહેબ, ડૉ ચંદુલાલ દેસાઈ, શ્રી દિનકરરાય દેસાઈ વગેરેએ મહેનત કરીને લગભગ દોઢ લાખ રૂપિયા એકઠા કર્યાં હતા. તેમાંથી વિવિધ પ્રકારની રાહતો આપવા ઉપરાંત લડતમાં ખુવાર થયેલા સત્યાગ્રહી ખેડૂતોનાં બાળકોની કેળવણીની વ્યવસ્થા કરવાનું નક્કી થયું હતુ. અમદાવાદનુ શારદામંદિર, ભાવનગરનુ દક્ષિણામૂર્તિ તથા આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીની શાળાએ પોતપોતાની સંસ્થામાં વગર ફીએ તથા ભોજનખર્ચ લીધા વિના કેટલાંક બાળકોને દાખલ કર્યાં હતાં. એકલા રાસ ગામનાં જ લગભગ પાંત્રીસ બાળકો હતાં આ ફંડ થયા પછી આ સંસ્થાઓને ખેડૂતોનાં આવાં બાળકોનું ખર્ચ તેમાંથી આપવાનુ નક્કી થયુ. સને ૧૯૩૪ના ઓક્ટોબર મહિનામાં ગુજરાત વિદ્યાપીઠ ઉપરથી સરકારે પ્રતિબંધ ઉઠાવી લીધો. ત્યાર પછી ૧૯૩૫ના જૂન માસમાં વિનયમંદિર શરૂ કરી જુદી જુદી સંસ્થાઓમાં ભણતાં તમામ બાળકોને વિદ્યાપીઠમાં રાખવામાં આવ્યા.

બીજું મોટું કામ સમિતિઓને સજીવન કરવાનું હતુ. ગુજરાત પ્રાંતિક સમિતિની સ્થાપના થઈ ત્યારથી જ સરદાર તેના પ્રમુખ હતા. પણ ૧૯૩૧માં તેઓ કોંગ્રેસના પ્રમુખ થયા, અને '૩૪માં કોંગ્રેસે ધારાસભાનો કાર્યક્રમ અપનાવ્યો ત્યાર પછી પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ થયા, ત્યારથી ગુજરાત બહારનું તેમનુ કામ ઘણુ વધી ગયુ હતું. એટલે ઇચ્છા હોવા છતાં ગુજરાત પ્રાંતિક સમિતિને તેઓ પૂરો વખત આપી શકે એમ નહોતુ નાશિક જેલમાં ડૉ. ચંદુલાલ દેસાઈ તેમની સાથે હતા. ત્યાં પોતે હવે પ્રમુખ ન રહેવું અને ડૉ. ચંદુલાલ દેસાઈએ પ્રાંતિક સમિતિના પ્રમુખ થવું એવી વાત થયેલી. બહાર આવ્યા પછી આ વાત પ્રાંતિક મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ આગળ મૂકી પણ બધાએ એવો આગ્રહ કર્યો કે સરદારે જ પ્રમુખ તરીકે ચાલુ રહેવું. એટલે તા. ૨૪–૮–'૩૪ના રોજ ડૉ ચંદુભાઈને તેમણે નીચેનો કાગળ લખ્યો :

"તમને (પ્રમુખ થવાનો) મોહ નથી એ હું જાણુ છું. હુ ઇચ્છતો હતો કે બધા એકમતે તમારે માથે જવાબદારી નાખે. પણ હુ જોઉ છું કે બધાને ગળે ઉતારી શકાતુ નથી. એકમત ન થાય તો આપણુ ન શોભે. હુ અને તમે એક છીએ એક સિપાઈ છીએ. હું તમારો સિપાઈ થઈને મગરૂરીથી કામ કરી શકુ છું તમે પણ તેમ જ કરી શકો છો. છતાં આપણે આપણુ તંત્ર ચલાવવુ છે તેમા આપણા સાથીઓના દિલ જીતવા રહ્યા. સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ એ બધાને ગળે ઉતારી શક્યો નથી. પ્રામાણિક માન્યતા હોય ત્યાં આપણે વધારે પ્રયત્ન

કરી તેમનાં દિલ ફેરવવાં રહ્યાં. આપણે આપણી એકતાનો પુરાવો આપણા કામથી આપવો રહ્યો.

"જે કરો તે પ્રેમથી અને સૌનાં દિલ જીતીને કરજો. એકમતે થાય તે જ કરજો, નહીં તો શરૂઆતથી જ ખરાબ દેખાવ થશે.

"આપણે કઠણ વખતમાંથી પસાર થઈએ છીએ. હજી વધારે કઠણ વખત આવવાનો છે. જેટલા રહ્યા તેટલાએ એકબીજાનાં દિલની સફાઈ કરી વધારે નજીક આવવાનો પ્રયત્ન કરવો. સુરતવાળા બધા ઇચ્છે છે કે મારું જ નામ આગળ રાખવું અને તમે ઉપપ્રમુખ રહો. મોરારજીને ભય છે કે ઉપપ્રમુખ થવા તમે કબૂલ નહીં થાઓ. મે બબુભાઈને વાત કરી છે. એમને મળજો. એમની પાસેથી બધું સમજી લેજો અને એ પ્રમાણે હમણાં ચાલવા દેજો. હકીકતમાં તો તમે જ પ્રમુખ છો એમ બનવાનું છે. આપણે નામનું કામ નથી, કામનું કામ છે. નામનું પાછળથી જોઈ લેવાશે. સૌની જોડે મીઠાશથી કામ લેજો. મેં જોયું છે કે સૌનાં દિલ સાફ છે સૌને આપણા જેક પ્રત્યે ભાવ છે. આપણામાં ત્રુટીઓ છે. મારામાં ઊણપ હોય તે તમારામાં ન હોય, તમારામાં હોય તે મારામાં ન હોય. એ બધું છતા આપણે એકબીજાને અને બધાને ઓળખતા થઈ ગયા છીએ, એટલે આપણું કામ સહેલું થઈ જશે. મેં જોયુ છે કે સૌનાં દિલ સાફ છે, કોઈને અંગત સ્વાર્થ કે દ્વેષ જેવું કશું નથી. એટલે આપણું ભાવી ઉજ્જ્વળ છે. અન્ય પ્રાંતો જેવા કજિયાકલેશ આપણે ત્યા નથી. પ્રભુ ન થવા દે. મને ત્યાં (ગુજરાતમા) આવતાં વખત લાગશે. સાંધા બધા દુખે છે. નબળાઈ ખૂબ છે. અને હમણાં તો ઑલ ઇન્ડિયાનું કામ ખૂબ વધી પડયું છે.

"ખેડૂતોનું તો ઈશ્વર કરશે તો સૌ ઠીક થઈ રહેશે. મારુ અને તમારૂં કામ અત્યારે ખેડૂતોની રાહતમાં અને તેમના દુખમાં ભાગ લેવાનું છે."

ઉપરના કાગળમાં સરદારે જે આશાઓ સેવેલી દેખાય છે તેમાં '૩૫નું આખું વરસ કંઈક ને કંઈક અંતરાય પડતા રહ્યા. ડૉ. ચંદુભાઈ, દરબારસાહેબ તથા શ્રી મોરારજીભાઈને ઓછાવત્તા પ્રમાણમાં જુદાં જુદાં કારણોસર અસંતોષ રહ્યો. તે દૂર કરવા સરદારે ખૂબ પ્રયત્નો કર્યા. છેવટે તેમને એમ લાગ્યું કે પોતે સમિતિના પ્રમુખપદેથી નીકળી જવુ એ જ કદાચ ગુજરાતને માટે શ્રેયસ્કર હોય. તા. ૯–૧–'૩૫ના રોજ દરબારસાહેબને લખે છે:

"તમને દુઃખ થાય છે તેથી તમારા કરતાં મને વિશેષ દરદ થાય છે તમારા કામમાં મદદગાર થવાને બદલે હુ વિઘ્નરૂપ થઈ પડ્યો તેનું મને બહુ દુઃખ છે. આ વખતે ત્યાં મારું આવવું તમને સુખરૂપ થવાને બદલે દુઃખરૂપ થયુ એનું મને બહુ જ દુઃખ છે. તમારી મૂઝવણમા હુ ઉમેરો કરી ગયો તેથી મને દિલગીરી થાય છે. . . . તમારો રોષ મારી સામે છે અથવા તો તમને એમ લાગે છે કે હું તમને અન્યાય કરી રહ્યો છુ. ઇરાદાપૂર્વક અન્યાય કરુ છુ એમ તો નહીં જ માનો. મારામાં એટલી ખામી હોવી જ જોઈએ કે હુ તમારા મનનું સમાધાન ન કરી શકયો. દુઃખ ન માનશો. શુદ્ધ દાનત વહેમ કે અવિશ્વાસને ભુલાવશે."

તા ૧૧-૧-૩૫ના રોજ ફરી લખે છે

"સમિતિમા હુ આ વખતે ન રહ્યો હોત તો સભવ છે કે આ વખત ન આવત પણ હુ એમાથી છૂટી શકયો નહી, એનુ મને દુખ છે પહેલી તકે જાહેર ચર્ચા ન થાય અને સમિતિને નુકસાન ન થાય તેવી રીતે હુ માગ શોધી લઈશ '

શ્રી મોરારજીભાઈને તા ૭-૧૧-'૩૫ના રોજ મુબઈથી લખે છે

તમે મને ઓળખી શકયા નથી એનુ મને દુ:ખ થયુ છે હુ જોઉ છુ કે હુ મારા સાથીઓનો વિશ્વાસ સપાદન કરવામા નિષ્ફળ નીવડયો છુ એમા તમારો વાક શો કહુ ? મારો નિશ્ચય તો મે તમને જણાવ્યો જ છે ગુજરાતના કામને નુકસાન ન થાય એ રીતે હુ હઠી જવાનો છુ તેની તમારે જે તૈયારી કરવી હોય તે કરજો મારા જવાથી કશી ખોટ પડવાની નથી મારુ કોઈ જાતનુ મહત્ત્વ હોય એમ હુ સમજતો જ નથી છતા જે કાઈ હશે તેનો ઉપયોગ ગુજરાતના કામને નુકસાન થાય એવી રીતે થશે નહી મને લાગે છે કે મારા અળગા થયા સિવાય મારુ ખરુ ઓળખાણ પરતુ અસભવિત છે આજના તમારા કઈ વહેમ હશે અથવા અવિશ્વાસ હશે તે ત્યારે જ દૂર થશે, તે સિવાય નહી થાય

તા ૧૭-૧૨-'૩૫ના રોજ ડૉ ચદુલાલને લખે છે

ગુજરાતના જાહેર જીવનમા વિષ પેદા થયુ તેથી મારુ મન ખિન્ન થઈ ગયુ છે એમા જે રસ હતો તે હવે રહ્યે એમ લાગતુ નથી કુટુબની ભાવના અને પરસ્પર વિશ્વાસ ન હોય તો જૂથમા કામ કરવાની મજા ન આવે કેવળ સેવાભાવ હોય અને કોઈ પણ પ્રકારનો સ્વાર્થ કે મોહ ન હોય ત્યા આટલુ બધુ ઝેર થવાનો સભવ નથી મારી આખ આગળથી પડદો ખૂલી ગયો છે હુ જોઈ શકયો છુ કે મારે ગુજરાતમાથી હઠી જવુ જોઈએ સૌ પોતપોતાનો માર્ગ શોધતા થઈ જશે એટલે સૌને ખબર પડી રહેશે અને મારા પરનો મિથ્યા વહેમ અને અવિશ્વાસ દૂર થશે એ સિવાય મને બીજો માર્ગ સૂઝતો નથી માત્ર દિલગીરી એ છે કે આપણુ આખુ વાતાવરણ ખૂબ કલુષિત થઈ જશે અને સૌ એક બીજાને અવિશ્વાસથી જોવા માડશે સૌને એકત્ર કરવાનો મારો પ્રયત્ન નિષ્ફળ ગયો છે તેથી દિલગીર છુ મારા રહેવાથી ગુજરાતનુ વાતાવરણ રૂંધાતુ હોય તો મારો ધર્મ છે કે મારે માર્ગ ખુલ્લો કરી આપવો જોઈએ

તા ૩૧-૧૨-'૩૫ના રોજ શ્રી દિનકરરાય દેસાઈને લખ્યુ

મે ઘણા વરસ સુધી થઈ શકે એટલી ગુજરાતની સેવા કરી સમિતિમા હોદ્દા ઉપર રહેવાથી અજાણ્યે પણ દ્વેષ અને ગેરસમજ થવાનો સભવ છે દરેક જગ્યાએ એમ બનતુ આવે છે એથી હુ છૂટો થાઉ તો જ સરળતા થાય એમ મને લાગે છે બીજી રીતે મારે વિશેની ગેરસમજ દૂર નહી થાય એ જ રીતે હુ (અમદાવાદ) મ્યુનિસિપાલિટીમાથી છોડીને ચાલી ગયો હતો તો આજે હુ એની વધારે સેવા કરી શકુ છુ હુ છોડવાનો તો હતો જ માત્ર ચદુભાઈનો માર્ગ સરળ કરી એમને વધારેમા વધારે સહકાર મળે એ જ હેતુથી કામ કરી રહ્યો હતો પણ ગમે તે કારણથી એ અવળુ સમજી બેઠા એનુ પરિણામ આપણે જોયુ છે એ પરિસ્થિતિમાથી માર્ગ કાઢતો રહ્યો જાય છે અને રસ્તો નીકળે

તેમ કરવું રહ્યું. એમાં મારી ભૂલ થતી હોય તો મને સાફ સાફ વાત કરતાં મુદ્દલ સંકોચ ન કરશો."

પણ આ બધો વહેમ અને અવિશ્વાસ ઉપર ઉપરનો હતો. એમાં ઊંડે કશું નહોતું. સૌનાં દિલ સાફ હતાં. અંગ્રેજીમાં એક કહેવત છે તેમ 'ચાના પ્યાલામાં તોફાન' જેવું હતું. '૩૫નું આખું વરસ તથા '૩૬ના વરસનો મોટો ભાગ આપણા રાજદ્વારી જીવનની દૃષ્ટિએ મંદીનો વખત હતો. તેમાં તેજી આવતાં અને સૌને પૂરતું કામ મળી રહેતાં બધા નાના નાના કજિયા શમી ગયા. પ્રાંતિક સમિતિનું પ્રમુખપદ સરદાર છોડી દે તો ગાડું ન ચાલે એમ તો એકેએક પહેલેથી માનતા હતા. છતાં નાની નાની વાતોમાં સરદારને કોચવાવાનું કારણ ઉપસ્થિત થઈ જતું. વળી બહારના કામોનો બોજો પણ એમના ઉપર બહુ વધારે રહેતો. ગુજરાતમાં એમનું રહેવાનું ઓછું બનતું. આવાં આવાં કારણોથી ગુજરાત પ્રાંતિક સમિતિનું પ્રમુખપદ છોડી દેવાનું એમને મન થઈ આવેલું. પણ થોડી જ વારમાં બધું રાગે પડી ગયું અને તેઓએ પ્રમુખપદ ચાલુ રાખ્યું.

૧૯૩૪માં આપણા દેશમાં સમાજવાદી પક્ષની સ્થાપના થઈ. સ્વાભાવિક રીતે જ ગુજરાતમાં પણ જુવાન વર્ગ એ તરફ આકર્ષાયો. એ પક્ષની વિચારસરણી અને કાર્યપદ્ધતિ સાથે સરદાર કદી સંમત થઈ શક્યા નથી. ગુજરાતમાં એ પક્ષમાં જોડાનારામાં પોતાના જ કેટલાક જૂના સાથીઓ અને વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓ હતા. એમને યોગ્ય ચેતવણી આપવી જોઈએ એમ એમને લાગ્યું. એટલે તા. ૨૫-૮-'૩૪ના રોજ એ પક્ષના તે વખતના ગુજરાતના આગેવાન ભાઈ રોહિત મહેતાને લાંબો કાગળ લખી પોતાનું વલણ બરાબર સમજાવ્યું:

> ". . તમે પંડિત જવાહરલાલની સલાહ કે સંમતિ વિશે જે લખો છો એ બાબતમાં હું કશું જાણતો નથી. જે રીતે સમાજવાદી પક્ષ કામ કરી રહેલ છે એ રીત જવાહરલાલ પસંદ કરે એ હું બિલકુલ માનતો નથી. મારું માનવું એવું છે કે એ પક્ષ જવાહરલાલના નામનો દુરુપયોગ કરે છે એ વાત મેં છુપાવી નથી. જાહેર રીતે સંભળાવેલી છે. શ્રી જયપ્રકાશ અને શ્રી મસાણીને પણ આ વાત જણાવેલી છે.
>
> * * *
>
> "હું માનું છું કે જવાહરલાલને જો આવો પક્ષ રચવો હોત તો એ કોંગ્રેસના મંત્રીપદનું રાજીનામું આપત અને વર્કિંગ કમિટીમાંથી નીકળી જાત. જ્યાં સુધી એ હોદ્દો છોડે નહીં ત્યાં સુધી કોંગ્રેસની ઑફિશિયલ પૉલિસીને જ ટેકો આપે એમ હું માનું છું.
>
> "અમદાવાદ સિટી કોંગ્રેસ કમિટીનો કબજો સોશિયાલિસ્ટો લેવા ઇરાદો રાખે છે એવું મને કહેવામાં આવ્યું ત્યારે હું ચમક્યો ખરો. કારણ એનો અર્થ

એ જ થાય કે અમદાવાદ શહેર સમાજવાદી વિચારનું થયેલું હોવું જોઈએ. આવો મોટો ફેરફાર મારી અઢી વરસની ગેરહાજરીમાં થાય એ મને એક ચમત્કાર જેવું કે સ્વપ્ના જેવું લાગેલું. લોકો સમાજવાદી થઈ ગયા હોય તો મારે એ પ્રવાદમાં ગડમથલ કરવી જ નથી. પ્રામાણિક મતભેદ ન હોય એમ ન કહેવાય. પ્રામાણિક મતભેદને હું પસંદ કરું છું. પણ પાખંડનો હું કટ્ટર શત્રુ છું. એનો અર્થ એ નથી કે સમાજવાદી પક્ષમાં પાખંડ વધારે છે. દરેક પક્ષમાં પાખંડી માણસો હોય છે. તેમાં પક્ષનો દોષ નથી હોતો. પણ પક્ષ બાંધનારા ખરાબ લોકોનો વિચાર ભૂલી જઈ પક્ષનું જ સમર્થન કરે છે એ અનુભવસિદ્ધ વાત છે.

"સમાજવાદીઓ સમાજવાદની વ્યાખ્યા વિષે એકમત નથી. જુદા જુદા માણસો જુદા જુદા અર્થ કરે છે. બાવામાં ચોર્યાશી ન્યાતો છે, જ્યારે સમાજવાદી પંચાશી જાતના જણાય છે. એટલે એવા સમાજવાદ વિષે અભિપ્રાય આપવો કઠણ છે. મારે સમાજવાદીઓ સાથે કજિયામાં ઊતરવું નથી. ભવિષ્યમાં હિંદુસ્તાનનું રાજતંત્ર અને સમાજવ્યવસ્થા કેવી થવી જોઈએ એના કજિયામાં પડી આજના કામનો ધર્મ હું છોડવા ઇચ્છતો નથી. જો આજનો ધર્મ પાળીશું તો કાલનું કોકડું આપોઆપ ઊકલી જશે. પરંતુ આવતી કાલે જે કરવાનું છે તેનો નિર્ણય કરવામાં કજિયો કરી આજનો ધર્મ છોડી દઈશું તો કોઈ પક્ષનું કલ્યાણ થવાનું નથી.

"હું સમાજવાદી કે મૂડીવાદી કે કોઈ પણ વાદી સાથે કામ કરી શકું છું, માત્ર એક જ શરતે કે મને કોઈ વગાવી ન ખાય. મને કોઈ વટાવી ખાવા આવે અથવા મને એવો ભય લાગે તો હું ત્યાંથી દૂર ભાગી જાઉં. ગુજરાતમાં સમાજવાદી પક્ષમાં કોણ કોણ છે તે હું જાણતો નથી. કેટલાક માત્ર વાતોડિયાઓ છે, જેમને ચર્ચાઓ કરવાનો ખૂબ શોખ છે. તેમની સાથે મારો મેળ કોઈ દિવસ ખાય તેમ નથી. ગુજરાત બહારના સમાજવાદીઓમાં કેટલાક તો ભારે ત્યાગી અને સેવાભાવી મિત્રો છે. એમને વિષે મને ઘણું માન છે એટલે તમે સમજી શકશો કે મને સમાજવાદીઓની સૂગ નથી. પણ સમાજવાદીઓ કોંગ્રેસમાં જે પ્રકારે કામ લઈ રહેલા છે તેની સામે મારો કડક વિરોધ છે. એ વાત મેં તેમનાથી છુપાવી નથી. ગુજરાતના સમાજવાદીઓ વિષે મેં કશો મત બાંધ્યો નથી, કારણ હજી હું એમને મળ્યો નથી, તેમ એમનું કામ મેં જોયું નથી. એટલે તમારે એ વિષે નિર્ણય રહેવાનું છે. ત્યાં આવીશ ત્યારે મને જે લાગશે તે કહેતાં કાંઈ સંકોચ નહીં રાખું."

ઉપરના બધા કાગળમાં સમાજવાદીઓ વિષે સરદારે જે વલણ બતાવ્યું છે, લગભગ તેવું જ વલણ તેમનું આખર સુધી હતું.

ગુજરાતમાં બધે ફરીને ખેડૂતોને મળવા સરદાર ખૂબ જ ઇન્તેજાર હતા. પણ ગુજરાતનો પ્રવાસ તેઓ છેક ૧૯૪૬ના જાન્યુઆરીમાં કરી શક્યા. વલસાડથી શરૂ કરી લગભગ દસેક દિવસમાં ઉત્તર ગુજરાત સુધી બધે ફરી વળ્યા. વલસાડના ખેડૂતોની સભામાં તેમણે કહ્યું કે તમારાં વીતકો અને યાતનાઓની વાત રૂબરૂ સાંભળવાને, તમારાં દુઃખોમાં મારી સહાનુભૂતિ

દર્શાવવા, તેમ જ દિલાસો આપવા અને એ દૂર કરવા માટે મારાથી શું થઈ શકે એમ છે એ જોવાને હું આવ્યો છું. ત્રણ વરસ ઉપર એ જ જગ્યાએ તેમની સાથે થયેલી મુલાકાતનો લાગણીભર્યા શબ્દોમાં ઉલ્લેખ કરીને તેઓ બોલ્યા :

"હુ તમને હંમેશાં કહેતો હતો કે મારી સાથે પાનાં પાડવાં એ કંઈ ખાવાના ખેલ નથી. તમે જો મારી આગેવાની સ્વીકારો તો તમારે મહા કપરે રસ્તે ચાલવું પડશે. એ રસ્તે તમને મોકલતા હુ અચકાયો નથી. કેમ કે કષ્ટ સહન કરીને જ આપણે કાયમી શાંતિ અને આનંદ મેળવી શકીશું. બલિદાન અને આત્મશુદ્ધિ દ્વારા જ આપણામાં તાકાત આવે એવી મારી શ્રદ્ધા છે. પણ બહાદુર માણસોનું સ્વેચ્છાપૂર્વક વેઠેલુ કષ્ટ ફળ આપે છે, કાયર માણસનુ પરાણે વેઠેલુ કષ્ટ નહી. એમ તો હિંદમાં કરોડો લોકો કષ્ટ સહન કરે છે, અને અજ્ઞાનમાં મરણ પામે છે. પણ તેમના એ કષ્ટસહનથી નથી તેમનો એ બોજો હળવો થતો, કે નથી કોઈ બીજાનો. સાચું બલિદાન સ્વાર્થ માટે નહીં, પણ પરમાર્થ માટે હોય છે. એમાં કશો નફાતોટાનો હિસાબ નથી હોતો, તેમ કશા બદલાની આશા નથી હોતી. તેમા કશી નાસીપાસી કે પસ્તાવાને સ્થાન નથી હોતું. હવે તમારી જમીન તથા ઘરબારનો ભોગ આપ્યા પછી અંતરમાં તમે એની ઝંખના કર્યા કરશો તો તમારો આત્મભોગ નકામો બની જશે અને એની બધી શક્તિ નાશ પામશે. દુનિયા તમારી દયા ખાશે. પણ તમારા અંતરમાં ત્યાગની ભાવના પેદા થઈ હશે તો તમને થયેલુ નુકસાન તમને નિરુત્સાહી કરવાને બદલે ઊંચા ચડાવશે."

વલસાડથી બારડોલી ગયા. ત્યાં સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં એમનુ સ્વાગત કરવાને ઊમટ્યાં અને પહેલાં જેવી મોટી સભાઓ થતી એવી જ મોટી સભા થઈ. લોકોને ઉદ્દેશીને તેમણે કહ્યું :

"જરાયે અતિશયોક્તિ વિના હુ કહી શકુ છુ કે મારા કારાવાસ દરમ્યાન એવો એક પણ દિવસ નથી ગયો જ્યારે મે તમને ન સંભાર્યા હોય અને તમારી યાતનાઓ અને હાડમારીઓનો વિચાર ન કર્યો હોય. મને કહેવામા આવ્યુ હતું કે તમને પડેલા દુખોને લીધે મારા ઉપર તમારી ઇતરાજી થઈ છે, અને મારું કહ્યુ માનવા માટે તમને પસ્તાવો થાય છે. આ વાતો મે કદી ખરી માની નથી. કોઈએ તમારી નાલેશી કરવા આવા ગપગોળા ચંલાવ્યા હશે. હજારોની સખ્યામા તમને અહીં એકઠા મળેલા જોઈને, મારી એ શ્રદ્ધા વધુ દૃઢ થઈ છે કે, આપણને શરીરથી, એકબીજાથી ભલે અળગા પાડવામા આવે પણ જગતની કોઈ પણ સત્તા આપણા હૃદયોને અળગા કરી શકનાર નથી. આપણી વચ્ચે બધાયેલી સ્નેહની ગાંઠ તોડવાની કોઈ સત્તામા તાકાત નથી."

બારડોલી તાલુકાના તથા ખેડા જિલ્લાના જે ગામના લોકોએ ઘરબાર અને જમીનો ગુમાવી હતી, તેમને સરદારે એ પાછી લાવી આપવાનાં વચન આ સભાઓમાં ન આપ્યાં. ઊલટું તેમણે તો જણાવ્યુ કે,

"એ બધું ભૂલી જાઓ અને આપણે એક દિવસ સ્વતંત્ર થવાના જ છીએ એવી શ્રદ્ધા રાખો એ વખતે તમે જે કંઈ ગુમાવ્યુ હશે તે બારણાં ઠોકતુ પાછુ આવશે આપભોગનો બદલો આપભોગ જ છે બદલો અને વળતરની ગણતરીથી કરવામા આવેલો આપભોગ એ આપભોગ નથી, પણ હલકા પ્રકારનો વેપારી સોદો છે"

લોકોને તેમણે ઉદ્યોગ અને સ્વાશ્રયની વાત કરી અને કોઈની પણ આગળ યાચક બનીને હાથ લબાવવાનુ ખેડૂત ધિક્કારે એમ કહી તેમના સ્વમાનને અપીલ કરી

આ બધા ભાષણોમા મૂળ વસ્તુની મજબૂત પકડ, ઈશ્વરની દયા ઉપર અડગ શ્રદ્ધા અને દુશ્મન પ્રત્યે પણ ક્ષમાવૃત્તિ નીતરતા હતા જેલમા ગાધીજીના લાબા સહવાસમા રહેવાથી તેમનામા થયેલા ફેરફારની છાપ તેમના ભાષણોમા ચોખ્ખી જણાઈ આવતી હતી બધા ભાષણોમા તેઓ કહેતા કે

"ભલે આ લડતમા આપણને કશું ન મળ્યુ હોય પણ આપણને આત્માની શક્તિનુ ભાન થયુ છે, એ કાંઈ ઓછુ મળ્યુ નથી

'હુ પોતે નાસીપાસી કે નિરાશા માટે કશુ જ કારણ જોતો નથી હિંસાની લડાઈઓમા પણ સિપાઈઓને થાક તો લાગે છે તેમ આપણે થાક્યા હોઈએ તોપણ હાર્યા નથી હા, આપણને એટલી ખબર પડી ખરી કે આપણે જે મહાન ધ્યેય આપણી સામે રાખ્યુ હતુ તે સિદ્ધ કરવા માટે આપણી પાસે પૂરતી તાકાત નહોતી પણ જ્યા સુધી આપણા આદર્શોમા આપણે શ્રદ્ધા ખોઈ બેઠા નથી, આપણા ધ્યેયને માટે આપણો આગ્રહ મોળો પડ્યો નથી ત્યા સુધી આપણે હાર્યા નથી સત્તાવાળાઓને પણ એટલી તો ખબર પડી છે કે હિંદુસ્તાનમા હજારો માણસો એવા પડેલા છે કે જેમણે સર્વસ્વનો ત્યાગ કરી સ્વરાજ પ્રાપ્તિને પોતાના જીવનનુ ધ્યેય બનાવ્યુ છે"

થોડા જ વખત પહેલા રાજકીય સુધારાને લગતો જોઈન્ટ પાર્લમેન્ટરી કમિટીનો હેવાલ બહાર પડ્યો હતો તે વિશે તેમણે કહ્યુ

"એ ખોટા રૂપિયાને સરકાર બની શકે તો ધોકાબાજીથી અને જરૂર પડે તો બળજબરીથી દેશ ઉપર ઠોકી બેસાડવાને મથી રહી છે કોંગ્રેસે એની સાથે કશી નિસ્બત ન રાખવાનુ નક્કી કર્યું છે કારણ કે સત્તા છોડવાનો દેખાવ કરીને રૂપિયામાથી પદર આના જેટલી સત્તા સરકાર વિદેશીઓના હાથમા રાખે છે અને બાકી રહેલા એક આના માટે જુદી જુદી કોમોને માહોમાહે લડાવી મારે છે કોંગ્રેસે કોમી પ્રતિનિધિત્વના સવાલને બાજુએ રાખીને એ ખોટા રૂપિયાને સડાવવાનો દૃઢતાપૂર્વક ઇન્કાર કર્યો છે દેશમા સરક્ષણ અને નાણા વ્યવહાર ઉપર કાબૂ ન મળતો હોય આપણા વેપાર રોજગાર અને ઉદ્યોગો વિકસાવવાની સ્વતંત્રતા ન મળતી હોય સરકારી નોકરો ઉપર આપણે કશો કાબૂ ન રાખી શકતા હોઈએ તો એવા સ્વરાજનો કશો અર્થ નથી. જે સુધારા આપવાનુ કહેવામા આવે છે તેમા આ બધી વસ્તુઓ બાદ રાખવાનો હેતુ દેખીતો છે

વ્યારા તાલુકામા એક શાનીપરજ પરિષદ તે અરસામા જ ભરાઈ હતી વડોદરા રાજ્યમા તે વખતે ગણોતનો કાયદો થયો હતો, તેમા કેટલીક ત્રુટીઓ હતી એ ત્રુટીઓ બતાવીને શાહુકારો અને ખેડૂતોનો પરસ્પર સબધ કેવો હોવો જોઈએ એ વિષે તેમણે જે કહ્યુ તે આજે પણ ધ્યાનમા રાખવા જેવુ છે

'શાહુકારોને કે મોગ ખેડૂતોને અન્યાય થાય નહી અને સાથે સાથે આપણા પોતાના હક જાય નહી એ રીતે આપણે પ્રયત્ન કરીશું આટલો વિશ્વાસ આપણે સૌને આપીએ છીએ કે ભલે ગમે તેવી દુર્દશામા આવી પડેલા હોઈએ, ભલે અમારા ઉપર ગમે તેટલા જુલમો ગુજર્યા હોય છતા અમે કોઈને અન્યાય કરવા ઇચ્છતા નથી, અને વેરવૃત્તિથી કામ લેવા માગતા નથી પણ તેની સાથે એ પણ જાહેર કરીએ છીએ કે અમે અમારા હક્ક ગુમાવવા ઇચ્છતા નથી જો કોઈનો ઇરાદો અમારા ઉપર જ કાયમ માટે જીવવાનો હોય તો અમે કહીએ છીએ કે અમે એ સ્થિતિમાથી નીકળી જવા માગીએ છીએ જે માણસ બીજાને પોતા પર જીવવા દે છે તે માણસ નથી પણ જાનવર છે તેવી સ્થિતિમાથી આપણે મુક્ત થવુ છે આપણુ પોતાનુ કલ્યાણ નથી રાજાના હાથમા કે નથી શાહુકારના હાથમા આપણુ કલ્યાણ આપણા પોતાના જ હાથમા છે તમે જો તમારી જમીનમાથી જ તમારો ખોરાક પેદા કરી લો અને જિદગીની બીજી જરૂરિયાતો પણ તમે જ ઉત્પન્ન કરી લો તો જગતમા તમે સૌથી સુખી થઈ શકો છો ગાધીજીએ તમને સદેશો મોકલ્યો છે તેમા તેઓ કહે છે કે શહેરો ઉપર ગામડાનો આધાર નથી પણ ગામડા ઉપર જ શહેરોનો આધાર છે તે જ પ્રમાણે શાહુકારો ઉપર તમારો આધાર નથી પણ તમારા ઉપર શાહુકારોનો આધાર છે ”

હવે તે વખતની રાજકીય પરિસ્થિતિનુ આપણે જરા સિહાવલોકન કરી લઈએ કૉંગ્રેસે સવિનય ભગની લડત પાછી ખેચી લીધી પણ તેથી તો સરકારને પોતાનુ દમન ચાલુ રાખવામા ઉત્તેજન મળ્યુ લડતની મોકૂફીને સરકાર શકાની જ નજરે જોતી હતી અને કૉંગ્રેસને તે પોતાની દુશ્મન ગણતી હતી જૉઈન્ટ પાર્લમેન્ટરી કમિટીના રિપોર્ટને માત્ર કૉંગ્રેસે જ નહી પણ આખા દેશે વખોડી કાઢ્યો તેથી સરકાર વધારે ચિડાઈ શાતિપૂર્વક કાયદા મુજબ કામ કરતા કૉંગ્રેસીઓને પોલીસની પજવણી ચાલુ રહી પર-દેશીઓના કાયદા નીચે ગુજરાતમા વરસોથી કામ કરી રહેલા કેટલાયે કાર્યકર્તાઓને કાઠિયાવાડમા મૂકી દઈ બ્રિટિશ હદમા આવવાની મનાઈ કરવામાં આવી આમા ગુજરાત પ્રાતિક સમિતિના મત્રી શ્રી મણિલાલ કોઠારી મુખ્ય હતા તેમને પોતાની તબિયત બતાવવા અમદાવાદ આવવુ હતુ તે આવવાની પરવાનગી પણ ન મળી ઇન્ડિયન કન્સિલિયેશન ગ્રૂપના એક મિ કાર્લ હીથે ગાધીજી ઉપર કાગળ લખેલો કે હવે હિદુસ્તાનમા દમન બિલકુલ રહ્યુ નથી, તેના જવાબમા '૩૪ના ડિસેમ્બરમાં ગાધીજીએ લખેલુ, તે ધ્યાન ખેચે એવુ છે.

“ તમને એટલું જ કહીશ કે કોઈ પણ માણસ ખુલ્લી આંખે જોઈ શકે એવું દમન અત્યારે ચાલી રહ્યું છે ખાસ પસાર કરવામાં આવેલા જુલમી કાયદાઓમાંથી એક પણ પાછો ખેંચી લેવામાં આવ્યો નથી છાપાઓને મોઢે જબરદસ્ત ડૂચો મરાયેલો છે છાપાઓને લગતા કાયદાઓનો અમલ કેવી રીતે કરવામાં આવ્યો છે તેનું એક નિવેદન તા ૪થી સપ્ટેમ્બર ૧૯૩૪ના રોજ વડી ધારાસભામાં સરકાર તરફથી રજૂ કરવામાં આવ્યું હતું તેમાં જણાવ્યું હતું કે ૧૯૩૦થી માંડીને અત્યાર સુધીમાં ૫૦૪ છાપા પાસે જામીનગીરીઓ માગવામાં આવેલી તેમાંથી જામીનગીરીઓ ન ભરી શકવાને કારણે ૩૫૦ છાપાઓને બંધ થવાની ફરજ પડી અને ૧૬૦ છાપાઓએ કુલ અઢી લાખ રૂપિયા જેટલી જામીનગીરી આપી ‘ બંગાળમાં તેમ જ સરહદ પ્રાંતમાં કોઈ છૂટથી હરીફરી શકતું નથી ’

તમે લાઠીના હુમલાનું અને જેલની ગિરફતારીઓનું ન સાંભળતા હો તો એનું કારણ એટલું જ છે કે સવિનય ભંગની લડત મોકૂફ રાખવામાં આવી છે અને કોંગ્રેસ પોતાથી થઈ શકે તેટલા પ્રમાણમાં દમનકારી કાયદાઓની બરદાસ્ત કરી રહી છે આ બધાને માથે પાર્લમેન્ટરી કમિટીની નવા બંધારણની દરખાસ્તો આવી છે એ વાંચીને મને એમ થયું છે કે તેમાં સ્વતંત્રતાનો છડેચોક ઇનકાર છે અમારા વિકાસ માટે તેમાં કશો અવકાશ જ નથી એ બંધારણથી અમારા ઉપર જે કચડી નાખનારો બોજો પડે છે અને બ્રિટિશ સત્તાની પકડ મજબૂત થાય છે તે કરતાં તો હું અત્યારની છે તેવી બંધારણીય સ્થિતિ પસંદ કરું ”

આ વરસમાં જ્યૉર્જ બાદશાહના રાજ્યનો રજત મહોત્સવ આવતો હતો અને તે બહુ ઠાઠથી ઊજવવાનું સરકારે નક્કી કર્યું હતું કોંગ્રેસને જ્યૉર્જ બાદશાહનો કશો અંગત વિરોધ ન હતો પણ તેના રાજ્યમાં જે વખતે હિંદી પ્રજા ઉપર આટલો જુલમ ચાલી રહ્યો હતો તે વખતે કોંગ્રેસીઓ અથવા તો બીજા પ્રજાજનો આ ઉત્સવમાં ભાગ લે એ કોંગ્રેસને અનુચિત લાગતું હતું એટલે કોંગ્રેસની કારોબારીએ દેશને સલાહ આપી કે અત્યારની પરિસ્થિતિ જોતાં કોઈએ ઉત્સવમાં ભાગ લેવો નહીં, તેમ જ તેને અંગે થનારા સમારંભોમાં હાજરી આપવી નહીં તેની સાથે એ પણ સૂચના આપી કે આપણે બાદશાહનું અપમાન કરવું નથી માટે લોકોએ સમારંભોમાં ગેરહાજર રહેવા ઉપરાંત બીજી કશી વિરોધી ચળવળ કે વિરોધી દેખાવો કરવા નહીં

* તા ૨૩મી જુલાઈ ૧૯૩૪ને દિવસે હિંદુસ્તાન સરકારના ગૃહસચિવ સર હેરી હેગે વડી ધારાસભામાં જણાવ્યું હતું કે જેલી અને અટકાયતી છાવણીઓ (ડિટેન્યુ કૅમ્પ)માં મળીને બિનસજાવાળા અટકાયતી કેદીઓની સંખ્યા કુલ ૨૧૦૦ હતી તા ૧૭ ૧૨-૩૪ના રોજ કલકત્તાની હાઈકોર્ટે પરવાના વિના શસ્ત્રો રાખવાના ગુના માટે એક જણને નવ વરસની સખત કેદની સજા કરી હતી આરોપીની પાસેથી એક રિવોલ્વર અને છ કારતૂસો મળી આવ્યા હતા

આ વરસનું એક બીજું મહત્ત્વનું કાર્ય એ ગણાય કે બ્રિટિશ પ્રધાનના કોમી ચુકાદાએ જુદી જુદી કોમો વચ્ચે ઝેરવેરનાં બીજ રોપ્યાં હતાં તે નાબૂદ કરી કોમી એખલાસ સ્થાપવા માટે જનાબ ઝીણા સાથે રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુએ લાંબી વાટાઘાટો કરી. તા. ૨૩–૧–'૩૫ થી તા. ૧–૩–'૩૫ સુધી લગભગ સવા મહિનો આ વાટાઘાટો ચાલી પણ તેમાથી કશું ફળ આવ્યું નહીં. એટલે દેશમાં નિરાશાની લાગણી વ્યાપી.

૧૯૩૪ના જાન્યુઆરીમાં બિહારમાં ધરતીકંપ થયો હતો ત્યાર પછી લગભગ સોળ મહિને એટલે ૧૯૩૫ના મેની ૩૧મી તારીખે ક્વેટામાં ભયંકર ધરતીકંપ થયો. બિહારમાં પીડિત લોકોને રાહત આપવા માટે કોંગ્રેસે જે કામ કર્યું હતુ તેની લોકો ઉપર સારી અસર પડી હતી. પણ સરકારને તો લોકો આગળ કોંગ્રેસનુ નામ આવવા દેવું નહોતું એટલે ક્વેટા એ લશ્કરી મથક છે અને સોલ્જરોની મદદથી રાહતનું કામ થઈ રહ્યું છે એવું બહાનું બતાવી કોઈ પણ કોંગ્રેસીને ત્યાં રાહત માટે જવા દેવામાં આવ્યા નહીં. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ જેમને બિહાર ધરતીકંપના રાહતકામનો તાજો જ અનુભવ હતો તેમણે તથા ગાંધીજીએ ત્યાં જવાની માગણી કરી, તેમને પણ જવાની પરવાનગી આપવામાં આવી નહીં. કોંગ્રેસ તરફથી ક્વેટાની રાહત માટે બહુ મોટું ફંડ કરવામાં આવ્યુ હતુ, પણ ત્યાંથી જે કુટુંબો પાયમાલ થવાથી સિંધ, સરહદ પ્રાંત અથવા તો પંજાબમાં આવ્યાં હતાં તેમને રાહત આપવાના કામમાં જ એ ફંડનો ઉપયોગ કરી શકાયો. ધરતીકંપમાં જે લોકો મરી ગયા હતા અને જે લોકોને ખુવાર થવાથી અહીં આવવા રહેવું પડયું હતું તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા અને ઈશ્વરને પ્રાર્થના કરવા તા. ૩૦મી જૂનનો દિવસ આખા હિંદુસ્તાનમાં 'ક્વેટાદિન' તરીકે ઊજવાયો.

આવી પરિસ્થિતિમાં હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં સુધારો કરતો કાયદો બ્રિટિશ પાર્લમેન્ટમાં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ તરીકે પસાર થયો. અને ૧૯૩૫ના જુલાઈની ૨જી તારીખે તેના ઉપર બાદશાહની મહોર લાગી. આ કાયદો પસાર કરાવવામા સર સેમ્યુઅલ હોરે બહુ આગળપડતો ભાગ લીધો હતો. ચર્ચિલે તેનો એ રીતે વિરોધ કર્યો હતો કે આ કાયદો પસાર કરીને તો બ્રિટિશ પ્રજા શરણાગતિ સ્વીકારે છે. આમ બ્રિટિશ પાર્લમેન્ટમાં આ કાયદા ઉપર સામસામે ભારે તકરારો ચાલેલી. એક પક્ષને લાગતુ હતુ કે આપણે આપવું જોઈએ તે કરતાં બહુ વધારે આપીએ છીએ, ત્યારે બીજા પક્ષને લાગતુ હતુ કે હિંદુસ્તાનની પ્રજાને રીઝવવા ખાતર, આપીએ છીએ તે કરતાં વધુ આપવાની જરૂર છે. આ બીજો પક્ષ હિંદુસ્તાનના નેતાઓને કહેતો હતો કે અમે અમારા જ પક્ષના માણસો સાથે આટલું આટલું લડીને હિંદુસ્તાનના

રાજ્યબંધારણમાં અને તેથુ વધારે આપવા માટે લોહીનું પાણી કરીએ છીએ પણ કોંગ્રેસ જ્યારે આ સુધારાને ફેંકી દેવાની વાત કરે છે ત્યારે અમારી શી સ્થિતિ? કોંગ્રેસનું એમ કહેવુ હતુ કે આ બંધારણમાં જે સ્વનામતીઓ રાખવામા આવી છે અને ગવર્નર જનરલને તથા પ્રાન્તના ગવર્નરોને જે સત્તાઓ આપવામા આવી છે તેથી તો આ સુધારા એક મોગ ફારસ જેવા બની જાય છે સર સેમ્યુઅલ હોરનું કહેવુ એમ હતું કે અમારે ત્યાં રાજા પાસે આવી ખાસ સત્તાઓ બંધારણની રૂએ હોય છે પણ તે તેનો ઉપયોગ નથી કરતો, તેમ તમે પણ સુધારાનો અમલ સીધી રીતે અને વિવેકપૂર્વક કરશો અને સ્વરાજ્ય ચલાવવાની લાયકાત સિદ્ધ કરી બતાવશો તો ખાસ સત્તાઓ અને સ્વનામતીની શરતોનો ઉપયોગ કરવામા નહી આવે પણ હિંદી રાજદ્વારી પુરુષોનો અનુભવ જુદો જ હતો ઇગ્લંડમા તો પોતાના લોકોનું રાજ્ય હતુ જ્યારે અહીં પરદેશી રાજ્ય હતુ મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારામા જે ખાસ સત્તાઓ સરકાર પાસે હતી તેનો ઉપયોગ નાની નાની બાબતોમા પણ સરકારે સારી પેઠે કર્યો હતો* એટલે આ ખાસ સત્તાઓ બ્રિટિશ રાજાની ખાસ સત્તાઓ જેવી છે એમ કોઈ પણ રીતે માની શકાય એમ નહોતુ અત્યાર સુધી બનતુ આવ્યુ હતુ કે એક તરફથી દમન અને બીજી તરફથી રાજકીય સુધારા તેના જેવુ જ આ વખતે પણ હતુ, એટલે આ સુધારાથી દેશમા જરાયે ઉત્સાહ પ્રગટ્યો નહી

આ વરસમા કોંગ્રેસને પચાસ વરસ પૂરા થતા હતા એટલે કોંગ્રેસની કારોબારી સમિતિએ નક્કી કર્યું કે કોંગ્રેસની સુવર્ણજયતી મુબઈમા જ્યાં કોંગ્રેસનું પહેલુ અધિવેશન થયુ હતું ત્યાં બહુ શાનદાર રીતે ઊજવવી કોંગ્રેસના ઇતિહાસનુ એક મોટુ પુસ્તક તૈયાર કરાવવુ તથા રાષ્ટ્રીય પ્રશ્નો ઉપર નાની નાની પુસ્તિકાઓ તૈયાર કરાવી બહાર પાડીને લોકોને કોંગ્રેસના કામ વિષે કેળવણી આપવી એમ પણ નક્કી કરવામા આવ્યુ એ કામો બહુ સફળ રીતે પાર પાડવામા આવ્યા

આ વરસના બીજા કેટલાક પ્રસગોની નોંધ કરી આ પ્રકરણ પૂરુ કરીશું મે મહિનામા ગુજરાતના એક બહુ જૂના કાર્યકર્તા શ્રી મોહનલાલ પંડ્યા ગુજરી ગયા સરદારે પોતાનુ રાજકીય જીવન શરૂ કર્યું તેની પહેલા તેઓ

---

* ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર થયા પછી પણ પ્રજાની સ્વતંત્રતાનુ દમન કરનાર અનેક કાયદાની મુદત ફરી લબાવવામા આવી હતી એમનો મુખ્ય 'ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ' જે આખા હિંદુસ્તાનને લાગુ પાડવામા આવ્યો હતો તે વડી ધારાસભાએ ૧૯૩૫મા નામંજૂર કર્યો, પણ ગવર્નર જનરલે પ્રમાણપત્ર આપીને તે ચાલુ રાખ્યો ઘણા પ્રાંતોએ પણ આવા કાયદાઓ ઘડ્યા હતા

રાજદ્વારી કામમાં પડેલા હતા, અને ગાંધીજી ગુજરાતમાં આવીને વસ્યા ત્યારથી તેમની દોરવણી નીચે કામ કરતા હતા. સરદાર સાથે તેમનો જૂનો પરિચય હતો, એટલે તેમના જવાથી સરદારને ભારે આઘાત લાગ્યો. તેમના અવસાન વિષે ગાંધીજીને કાગળ લખતાં તેમણે લખેલું કે, પંડ્યાજીના જવાથી મારી તો પાંખ કપાઈ ગઈ છે.

'૩૫નું આખું વરસ સરદાર બહુ બીમાર રહ્યા. તેમને નાકની બીમારીને કારણે અને તેનું ઑપરેશન કરવાની જરૂર હોવાથી છોડી મૂકવામાં આવ્યા હતા. બહાર આવ્યા પછી કામની ભીંસને લીધે ઑપરેશન કરાવવાનું બની શક્યું નહીં. સાધારણ ઉપચારોથી એમણે ચલાવ્યે રાખ્યું. '૩૫ના જૂનમાં તેમને બહુ સખત કમળો થયો અને તેને લીધે ઘણી અશક્તિ આવી ગઈ. આ કમળાની બીમારી લગભગ એક મહિનો ચાલી, પણ ભાગ્યે જ ચાર પાંચ દિવસ કામ વિનાના કે મુસાફરી વિનાના ગયા હશે. વળી નવેમ્બરમાં તેમને હરસની પીડા થઈ આવી અને તેનું ઑપરેશન કરાવવું પડ્યું. તેમાં લગભગ પંદર દિવસ ઇસ્પિતાલમાં રહ્યા.

એક વખત વડી સરકારના ગૃહમંત્રી સર હેન્રી ક્રેકે શ્રી ઘનશ્યામદાસ બિરલા સાથે વાત કરતાં સરદાર વિષે વાત કાઢી. તે ઉપરથી શ્રી બિરલાએ ગૃહમંત્રીની અને સરદારની મુલાકાત કરાવવા બંનેને તા. ૬-૨-'૩૫ના રોજ પોતાને ત્યાં આ માટે બોલાવ્યા. હોમ મેમ્બરે અંગ્રેજ લોકોની સાચી દાનત વિશે અને નવા સુધારામાં તેઓ હિંદુસ્તાનને ખરેખર જવાબદાર તંત્ર આપવા માગે છે એ વિષે વાત કરી. સરદારે જણાવ્યું કે, અંગ્રેજોની એવી શુભ દાનતનાં અમને તો કશાં ચિહ્ન જણાતાં નથી. હજી તો અમારા બધા આશ્રમો અને વિદ્યાલયો સરકારને કબજે પડ્યાં છે. તેનાં મકાનોની કશી સંભાળ લેવાતી નથી, એટલું જ નહીં પણ તે બગાડવામાં આવે છે. કેટલાયે માણસો જેમની બ્રિટિશ હિંદમાં મિલકત હોવા છતાં જો તેઓ દેશી રાજ્યોમાં મિલકત ધરાવતા હોય તો તેમને દેશી રાજ્યોમાં હદપાર કરવામાં આવે છે અને બ્રિટિશ હદમાં આવવા દેવામાં આવતા નથી એમની પોતાની પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી મણિલાલ કોઠારી અને ગાંધીજીના સાબરમતી આશ્રમના મંત્રી શ્રી છગનલાલ જોષીના દાખલા તેમણે આપ્યા. અબ્દુલ ગફારખાનને તાજેતરમાં જ બહુ બેહૂદી રીતે સજા કરવામાં આવી હતી તેનું પણ વર્ણન કર્યું. આ નવા સુધારા કરતાં તો ભલે જૂનું બંધારણ ચાલુ રહે એમ પણ જણાવ્યું. હોમ મેમ્બરે કહ્યું કે આ બધું તમે લખીને આપો. તે ઉપરથી તેને બીજે દિવસે સરદારે ટૂંકી નોંધ લખીને મોકલી.

વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડન તો ગાંધીજીને કે બીજા કોઈ કૉંગ્રેસી આગેવાનને મળવા ઇચ્છતા જ ન હતા તેમ છતાં મુંબઈના ગવર્નર સર રૉજર લમ્લીએ બહાર કોઈ જ ન જાણે એમ તદ્દન ખાનગી રીતે સરદારની મુલાકાત તા ૨૦–૮–'૩૫ના રોજ લીધી એ એક મહત્ત્વની બીના ગણાય એ મુલાકાતમા બીજી તો ઘણી વાતો થઈ હશે પણ બે વાતો ખાસ તરી આવે છે સર રૉજરે કહ્યુ કે નવા સુધારાના અમલમાં આ પ્રાંતના મુખ્ય પ્રધાન તમે થવાના છો એ વિશે મને શક નથી તેના જવાબમા સરદારે કહેલુ કે હું તમને લખી આપુ છુ કે હુ મુખ્ય પ્રધાન થવાનો નથી ખેડૂતોની જપ્ત કરીને વેચી દીધેલી જમીન વિષે સરદાર મુલાકાતમા વાત ન કરે એમ તો બને જ નહી ગવર્નરે બહુ જ ભારપૂર્વક કહેલુ કે એ જમીન પાછી મેળવવાની આશા તમારે હવે રાખવી જ નહી તેના જવાબમા સરદારે કહેલુ કે હું તમને લખી આપુ છુ કે અમારા ખેડૂતોની જમીન એમના બારણા ઠોકતી પાછી આવ્યા વિના રહેવાની નથી

'૩૫ના નવેમ્બરમા ભરૂચ મુકામે ત્રીજી સ્થાનિક સ્વરાજ પરિષદ ભરાઈ સરદાર તેના પ્રમુખ હતા ૧૯૨૭મા સુરતમા પહેલી સ્થાનિક સ્વરાજ પરિષદ ભરાઈ ત્યારે આવી પરિષદોની ઉપયોગિતા વિષે તેમણે અશ્રદ્ધા પ્રદર્શિત કરી હતી આ પરિષદમા પણ તેમણે જણાવ્યુ કે

> 'સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન ઇલાકાની પરિષદના કાયમના પ્રમુખ હોવા છતા તેમને જ આધીન વિષયોને લગતા એક પણ ઠરાવનો અમલ કરાવવા જેટલી અસર સરકાર ઉપર ન પાડી શકાય તો આવી પરિષદો ભરવાથી શો લાભ થાય એ આપણે વિચારવા જેવુ છે

* * *

> મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાના અમલ પછી આપણા ઇલાકામા સ્થાનિક સ્વરાજની સસ્થાઓની પ્રગતિ અટકી પડી છે અને એ સસ્થાઓનો વિકાસ થવાને બદલે દિવસે દિવસે એનો શ્વાસ રૂંધાતો જાય છે આ ખાતુ લોકનિયુક્ત પ્રધાનને સુપરત કરવામા આવ્યુ ત્યારથી જ એને ગ્રહણ લાગુ પડ્યુ છે અને ત્યારથી જ એનુ તેજ દિવસે દિવસે ક્ષીણ થતુ ચાલ્યુ છે એ સસ્થાઓની જવાબદારીમાથી સરકાર મુક્ત થયેલી હોવાથી સ્થાનિક અમલદારો એના કામમા સહાયભૂત થવાનુ છોડી દઈ અનેક સ્થળે વિઘ્નરૂપ થતા માલૂમ પડ્યા છે અનેક વરસોથી આ સસ્થાઓને મળતી આર્થિક મદદ બધ કરવામા આવી છે તેની ઊપજના વાજબી સાધનો ઉપર આક્રમણ કરવામા આવ્યુ છે અને જે કર નાખવાની રજા એને મળવી જોઈએ તે રજા આપવાની સરકારે ના પાડ્યા પછી તેવા કર પોતે જ નાખી પોતાની ઊપજમા વધારો કર્યો છે

ત્યાર પછી અનેક દાખલાદલીલો આપી સરકારની નીતિ કેટલી અન્યાયી હતી અને સરકારે લાજમર્યાદા છોડીને સ્થાનિક સ્વરાજ સંસ્થાઓને પજવવા માડી હતી એ સચોટ રીતે પુરવાર કરી કહ્યુ·

"સરકારની નીતિનુ આ પ્રમાણે પૃથક્કરણ કરવામા મને આનદ નથી થતો હુ અત્યારે અતર્દૃષ્ટિ કરવામા અને આપણો પોતાનો જ ધર્મ વિચારવામા માનુ છુ પરતુ તમે મને આ પરિષદનુ પ્રમુખસ્થાન આપ્યુ અને તે હુ આ બધા વિષયો ઉપર મૌન સેવુ તો એ સસ્થાઓને અને તેમા નિસ્વાર્થ સેવા કરનાર અનેક લોકસેવકોને અન્યાય કર્યો ગણાય તેથી આ બધી વસ્તુઓનો ઉલ્લેખ નાછૂટકે મારે કરવો પડયો છે"

ઉપસહાર કરતા કહ્યું

"અનેક મુશ્કેલીઓ વચ્ચે કામ કરવાનુ હોવાથી નાસીપાસ થવાને બદલે આપણી પોતાની નબળાઈઓ દૂર કરી, આત્મવિશ્વાસ કેળવી, સ્વાશ્રયી થવાના મજબૂત પ્રયત્નો કરવા એ જ આપણે માટે ઉત્તમ માર્ગ છે સરકારની સહાયની આશા રાખવી ફોગટ છે. તેનુ પોતાનુ તત્ર ચલાવવા તેની પાસે નાણા નથી, હવે વળી નવા સુધારાના નામે એ તત્ર વધુ મોઘુ થવાનુ છે તેને અગે થતુ વધારાનુ ભારે ખર્ચ પ્રજાને જ ઉપાડવાનુ છે સરકારના ઉડાઉ કારભાર ઉપર અકુશ મૂકવાની આપણી પાસે સત્તા નથી એટલે જે નબળા પાતળા સાધનો આપણી પાસે હોય તેનો બને તેટલો સદુપયોગ કરી પ્રજાને વધારેમા વધારે ફાયદો આપવાનો પ્રયત્ન કરવો જોઈએ

"આપણો માર્ગ કઠણ છે એક બાજુ સરકારની સહાનુભૂતિ નથી નિર્બળ પ્રધાનોના રાજ્યમા આ સસ્થાઓનો કોઈ ધણીધોરી નથી નાનામોટા અમલદારો એના તત્રમા આડખીલીરૂપ થઈ પડે છે જ્યારે બીજી બાજુ પ્રજા સદીઓથી અજ્ઞાન અને આળસમા પડેલી છે ગામડાની પ્રજા શૌચાદિ ક્રિયામા પણ લગભગ પશુદશા ભોગવે છે, ત્યા આરોગ્યના નિયમોનુ પાલન કરાવવુ કેટલુ બધુ કઠણ છે? આપણી આ પરિસ્થિતિમા ગાધીજી અને તેમના સાથીઓ બીજુ કામ છોડી વર્ધાની પાસે આવેલા એક ગામમા આજે કેટલાયે મહિનાથી ત્યાના અજ્ઞાન અને જડ જેવા વતનીઓને તેમના મળમૂત્ર ઉઠાવી શૌચાદિ નિયમોનુ પાલન અને આ મળમૂત્રનો સદુપયોગ કરવાનુ કઠણ કામ શીખવી રહ્યા છે નાનીમોટી ગામડાની સાધનહીન સસ્થાઓ માટે આ એક અમૂલ્ય દૃષ્ટાત છે મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના સભાસદોની જગ્યાએ માનમરતબાની કે સ્વાર્થ સાધવાની ઉમેદથી જવુ એ પાપ છે સેવાધર્મનુ એ સ્થાન છે ગરીબ અને અજ્ઞાન કર ભરનારાઓના નાણાના વહીવટના ટ્રસ્ટી બની બેસવુ એ ભારે જવાબદારીભર્યું કામ છે. એ જવાબદારી અદા કરવાની બુદ્ધિ અને શક્તિ પ્રભુ તમને આપો."

## ૧૬

# ગુજરાતનો હરિજનફાળો, લખનૌ કોંગ્રેસ અને પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીની તૈયારીઓ

સને ૧૯૩૩-૩૪ની ગાંધીજીની હરિજનયાત્રા દરમ્યાન ગુજરાતમાં જે હરિજનફાળો થયો હતો તે ખર્ચાઈ ગયો હતો અને કામ તો સુંદર ચાલતું હતું તેને માટે શ્રી પરીક્ષિતલાલ ગાંધીજીને લખ્યા કરતા હતા. તે ઉપરથી '૩૬ના જાન્યુઆરીની શરૂઆતમાં હરિજનફાળો કરવા માટે ગાંધીજીએ ગુજરાતમાં આવવાનું નક્કી કર્યું. સરદાર મુંબઈથી અમદાવાદ આવી પહોંચ્યા. ગાંધીજી વર્ધાથી સીધા અમદાવાદ આવવાના હતા. પણ આગલે દિવસે મહાદેવભાઈનો સરદાર ઉપર તાર આવ્યો કે બાપુનું બ્લડપ્રેશર (લોહીનું દબાણ) બહુ વધી ગયું છે એટલે ડૉક્ટર તેમને પ્રવાસ કરવાની મના કરે છે. સરદારે તરત જ ગાંધીજીને જવાબ આપ્યો કે તમે હરિજનફાળાની ચિંતા કરશો નહીં. હવે તે માટે તમારે ગુજરાતમાં આવવાની જરૂર નથી અને પરીક્ષિતલાલને જેટલા રૂપિયા જોઈતા હશે તેટલા કરી આપીશ. બેત્રણ દિવસમાં જ વર્ધા આવું છું. પરીક્ષિતલાલનો એક વરસના ખર્ચનો અંદાજ ત્રીસેક હજાર રૂપિયાનો હતો. સરદારે એટલી રકમ અમદાવાદમાંથી બે દિવસમાં કરવા ધારી હતી. મુંબઈના કેટલાક મિત્રોએ પણ મદદ કરી અને બે દિવસમાં ઓગણપચાસ હજાર રૂપિયા ભરાઈ ગયા. તેમાંથી થોડા રહ્યા વસૂલ કરવાના બાકી રહ્યા હશે તેની યાદી ભાઈ પરીક્ષિતલાલને સોંપી સરદાર વર્ધા જવા ઊપડી ગયા. ગાંધીજીનું બ્લડપ્રેશર સહેજ ઓછું થયું એટલે તેમને મુંબઈ લઈ આવ્યા. ત્યાં ડૉક્ટરો પાસે ગાંધીજીની પૂરેપૂરી તપાસ કરાવી અને આરામ માટે તેમને તા. ૨૨મી જાન્યુઆરીએ અમદાવાદ ગૂજરાત વિદ્યાપીઠમાં લાવ્યા. સરદાર પણ તેમની સાથે જ વિદ્યાપીઠમાં રહ્યા અને તેમને પૂરેપૂરો આરામ મળે તે માટે તેમના ચોકીદાર બન્યા. બરાબર એક મહિનો વિદ્યાપીઠમાં રહી ગાંધીજીનું બ્લડપ્રેશર ૧૫૦/૯૦ થયું અને તેમનું વજન સાધારણ રહે છે તેટલું એટલે કે ૧૧૨ થયું એટલે તા. ૧૯મી ફેબ્રુઆરીએ ગાંધીજીને વર્ધા જવા દીધા. પણ વર્ધાની લાંબી મુસાફરી સામટી ન કરાવવાના હેતુથી ગાંધીજીને ત્રણ દિવસ બારડોલીમાં રોક્યા. પહેલાં એવી યોજના હતી કે ગાંધીજી ગુજરાતમાં આવે ત્યારે તેઓ ગુજરાતના તમામ કાર્યકર્તાઓને મળી શકે

માટે તેમનું એક સંમેલન રાખવું. પણ આ વખતે તો ગાંધીજીને એક મહિનો પૂરો આરામ જ આપવો હતો એટલે સંમેલન તા. ૨૦–૨–'૩૬ના રોજ બારડોલીમાં રાખ્યું. પણ બારડોલી આશ્રમ હજી જપ્તીમાંથી પાછો મળ્યો ન હતો, એટલે સંમેલન બારડોલીના એક જિનમાં ભરવામાં આવ્યું. ગાંધીજીનો મુકામ પણ જિનમાં જ રાખ્યો. સંમેલનનો કશો બોજો ગાંધીજી ઉપર ન પડે એટલા માટે સંમેલનનું બધું કામકાજ સરદારે જ ચલાવ્યું. ગ્રામસેવાનું મહત્ત્વ સમજાવતાં તેમણે કાર્યકર્તાઓને કહ્યું :

"લડાઈ જેવા ઉત્તેજનાના સમયમાં ઘણા સિપાઈઓ મળે, ચોમાસામાં સંખ્યાબંધ અળસિયાં નીકળે, કાતરા પડે, તેમ લડાઈ વખતે બધા ખેંચાઈ આવે છે. એ મહાસાગરના મંથનમાં સારા અને ખોટા બધા હોય છે. પણ ઊભરો શમી જતાં પેલા ખેંચાઈ આવેલાઓ શોધ્યા જડતા નથી. તે વખતે પણ સાચો ગ્રામસેવક મૂગું કામ કરતો જ રહે છે. લડાઈ અનિવાર્ય થાય ત્યારે લડતમાં પડે છે અને તેનો બોજો ઉપાડી લે છે. પણ ત્યાં સુધી શ્રદ્ધાપૂર્વક મૂગી સેવા કરતો પોતાના ક્ષેત્રને વળગી રહે છે. એની સેવાના બદલામાં એને કોઈ હાર પહેરાવનાર, સરઘસ કાઢનાર, તાળી પાડનાર કે માંચડે બેસાડનાર નહીં મળે. ઊલટું એને તો રોટલા કાઢવા પણ મુશ્કેલ પડે અને હરિજનની સેવા કરે તો વળી પાણીનાયે વાખા પડે. આવી બધી અગવડોમાં જે માણસ અડગ રહે એ જ ગ્રામસેવક બની શકે છે, એ જ સાચો સિપાઈ છે. પણ ઘણા એ વસ્તુ સમજતા નથી અને લડાઈ શાંત હોય ત્યારે અધીરા થઈ જાય છે. બાબરા ભૂતની જેમ તેમને ગમે તેની સાથે લડવાનું જોઈએ છે. સરકાર સાથે લડવાનું બંધ થયું એટલે તેઓ આપસઆપસમાં લડવા લાગે છે. એવા માણસ સેવક નહીં થઈ શકે."

પછી ગ્રામઉદ્યોગની અને ગ્રામસફાઈની વાત કરીને અંતે કહ્યું :

"આખરે લોકો ઉપર છાપ તો આપણા ચારિત્ર્યની જ પડવાની છે. સેવક કેટલો ત્યાગી, સંયમી, સેવાપરાયણ અને ધીરજવાળો છે એની છાપ ગ્રામલોકો ઉપર પડે છે. અનેક તડકીછાંયડી આવી જાય છતાં ગ્રામસેવક આ ગુણો વડે લોકોના હૃદયમાં સ્થાન મેળવી શકશે."

પણ બારડોલી આવેલા કાર્યકર્તાઓ ગાંધીજીને મળવા અને સાંભળવા ઇચ્છતા જ હતા. ગાંધીજીને પણ તેમને મળવાની ઇચ્છા હતી એટલે છેવટે સરદારે જાપ્તો જરા હળવો કર્યો અને કહ્યું કે, તમે પ્રશ્નો લખી આપો અને ગાંધીજી મહત્ત્વના પ્રશ્નોના જવાબ અડધા કલાકમાં આપશે. તે પ્રમાણે અડધા કલાકમાં બહુ મહત્ત્વની પ્રશ્નોત્તરી થઈ.

સરદાર બારડોલીથી ગાંધીજીની સાથે જ વર્ધા ગયા. કારણ વર્ધાની પાસે સાવલી ગામમાં માર્ચના પહેલા અઠવાડિયામાં ગાંધી સેવા સંઘનું સંમેલન રાખવામાં આવ્યું હતું.

ત્યાંથી યુક્ત પ્રાંત (અત્યારના ઉત્તર પ્રદેશ)ના પ્રાંતીય કિસાન સંમેલનનું પ્રમુખસ્થાન લેવા જવાનુ તેમને થયુ. એ પ્રમુખસ્થાન તેમણે બહુ સંકોચપૂર્વક સ્વીકાર્યું હતુ. એ વસ્તુ જણાવતાં તેમણે સંમેલનમાં કહ્યું :

"આ પ્રાંતના કિસાનોની મેં કોઈ એવી સેવા નથી કરી કે જેથી આવું જવાબદારીભર્યું પદ સ્વીકારવાનો અધિકાર મને પ્રાપ્ત થાય. વળી મારા મનમાં ઊંડે ઊંડે એવો પણ ભય હતો કે જે સ્થાનિક કાર્યકર્તાઓ પોતાની પૂરી શક્તિથી, તનમનધનથી રાતદિવસ તમારી સેવા કરી રહ્યા છે તેમની સાથે મારે કાર્યપદ્ધતિમાં મતભેદ પડે તો ઊલટો હુ તમને મદદરૂપ થવાને બદલે 'વિઘ્નકર્તા થઈ પડું'. પણ તમારા આગેવાનોના પ્રેમભર્યા આગ્રહથી આ મારે જવાબદારીનો બોજો ઉઠાવવા હુ તૈયાર થયો છું."

તે વખતે પંડિત જવાહરલાલજી એમનાં પત્નીની બીમારીને કારણે યુરોપમાં હતા. તેનો ઉલ્લેખ કરતાં સરદાર બોલ્યા :

"પંડિત જવાહરલાલજીની ગેરહાજરીમા જો હુ તમારી જરાસરખી પણ સેવા કરી શકું તો મારી જાતને મહા ભાગ્યશાળી માનીશ. તેમની ગેરહાજરીથી આ પરિષદ સુકાની વિનાના વહાણ જેવી લાગે છે. કિસાનોનાં દુ ખ, તેમની હાલત અને મુસીબતોનો તેમને પૂરો ખ્યાલ છે. એમણે અને એમનાં બીમાર પત્નીએ આપણા કિસાનોની જેટલી સેવા કરી છે એટલી આજ સુધી કોઈએ કરી નથી. આપણા કલ્યાણને ખાતર એમણે પોતાના બાદશાહી વૈભવોનો ત્યાગ કર્યો અને બંનેએ બાગબગીચા, ઘરબાર, કુટુબ કબીલો તથા પોતાની જાતને પણ બરબાદ કરી નાખી છે. રાતદિવસ જે આપણા દુ ખે દુ ખી થઈ રહ્યા છે, આપણી ગરીબાઈ જોઈ જેનું હૃદય સળગી રહ્યુ છે અને જેણે આપણે ખાતર અમીરી છોડી ફકીરી સ્વીકારી છે એવા સહાયક વિના આપણે એક ડગલુ પણ આગળ કેમ ભરી શકીએ ? ગેરહાજર હોવા છતાં પણ એમની આશિષ આપણા ઉપર વરસી રહી છે તેમણે શિખવાડેલી વાતો આપણે ન ભૂલીએ એટલી શક્તિ પ્રભુ પાસે યાચીએ."

જમીનદારો અને કિસાનો વચ્ચે કાયમ વર્ગવિગ્રહ હોવાની જરૂર નથી એ વિશેના પોતાના વિચારો સમજાવતાં તેમણે કહ્યુ :

"આજના જમીનદારો ને તાલુકદારો આપણા દેશની સસ્કૃતિની વિરિ ષ્ટતારૂપ નથી. આ પુણ્યભૂમિમાં ધનવાનો, જમીનદારો કે સત્તાધીશોની પૂજા કોઈ દિવસ નથી થઈ. ત્યાગી અને તપસ્વીઓના ચરણોમાં, ધનવાનો, જાગીરદારો અને સત્તાધીશો શિર ઝુકાવતા આવ્યા છે. ત્યાગી અને તપસ્વીઓના નામ અમર થઈ ગયાં છે અને ગામેગામ, ઘેરઘેર એમના ગુણગાન થઈ રહ્યા છે આજ આ કળિકાળમાં પણ પાશ્ચાત્ય સસ્કૃતિની અંજાઈ જનારા તેજમાં તણાયા વિના અથવા એના ભપકાથી અંજાયા વિના હિંમત અને દઢતાથી પોતાની જાગીર અને વતનને જોખમમાં નાખીને, સરકારની ઇતરાજી વહોરી લઈને અને અનેક જાતનાં સંકટોનો સામનો કરીને કોઈ કોઈ તાલુકદારે કે જમીનદારે આપણી સેવા કરી આપણી સસ્કૃતિનો આદર્શ ખડો કર્યો છે રાજસત્તા બદલાતા જ આ

જમીનદારો પોતાના જીવન બદલીને કરોડો ભૂખે મરતા ઝૂપડાવાસીઓની વચ્ચે રહીને ભોગવૈભવને પાપ સમજશે અને આપણી સેવા કરવા તત્પર થશે એ સભવિત છે આજે પણ જમીનદારોને કિસાનોના સ્વાભાવિક પ્રતિનિધિ થવાની સલાહ આપનારી સરકાર (યુક્ત પ્રાતના તે વખતના લેફ્ટનન્ટ ગવર્નર સર હેરી હેગે જમીનદારોને સલાહ આપી હતી કે જમીનદાર કિસાનોનો સ્વાભાવિક પ્રતિનિધિ છે અને તેણે પોતાનુ એ ગમાવેલુ સ્થાન ફરીથી મેળવી લેવુ જોઈએ) પોતાની ચાલ બદલી નાખે અને કરોડોના અદાજપત્રમા કિસાનોનો ભૂખમરો ટાળવાના તેમની કેળવણીના તથા આરોગ્ય માટેના જરૂરી સાધનોનો સમાવેશ કરવા લાગી જાય અને પ્રજામતને માન આપવાની નીતિ સમજતી થઈ જાય તો એ જ જમીનદાર સમજી જશે કે કિસાનોના સુખદુખનો ખ્યાલ રાખવો તથા તેમની સેવા કરવી એ પોતાની પ્રથમ ફરજ છે પણ આ બાબતમા મારો મત સાબિત કરવા હુ અહી નથી આવ્યો આ અગત્યના સવાલ અગે આ પ્રાતના સાચા આગેવાન પડિત જવાહરલાલજીની સલાહ જ સાચી માર્ગદર્શક નીવડશે હુ તો તેમની ગેરહાજરીમા તેમનો પ્રતિનિધિ બની તેમના પાછા આવતા સુધી મારી અલ્પ શક્તિ પ્રમાણે તમને તમારુ કર્તવ્ય સમજાવી શકુ તો મારી ફરજ પૂરી થઈ સમજીશ છેવટે તો પડિતજીના અનુભવોનો નિચોડ જ તમારે માટે શિરોધાર્ય હોવો જોઈએ એમણે તમારે માટે જે સ્વાર્થત્યાગ કર્યો છે જે દુખ વેઠ્યા છે અને જે જહેમત ઉઠાવી છે એટલુ કોઈએ નથી કર્યું એમની સત્યનિષ્ઠા અને ગરીબો માટે એમના દિલમા જલતી આગ વિષે દુશ્મનને પણ શક નથી

પછી ગઈ લડત વખતે આ કિસાનોએ કેટલી બહાદુરી બતાવી હતી, કેટલો ભોગ આપ્યો હતો અને કેટલી ખુવારી વેઠી હતી તેનુ વર્ણન કર્યું

ગાધી-અર્વિન કરારના અરસામા અને તે પછીના એકબે વરસોમા આપણા પર જે આફતો ઊતરી તેનુ વિસ્તારથી વર્ણન કરવાની અહી કશી જરૂર નથી પણ બીજા પ્રાન્તોની માફક આ પ્રાન્તમા પણ એ કરારનો અમલદારોએ ચોખ્ખો ભગ કર્યો હોવા છતા પડિત જવાહરલાલજી તથા આ પ્રાન્તના મુખ્ય કાર્યકર્તાઓને માથે દોષ ઓઢાડવામા આવ્યા હતો આ પ્રસગે એ પગલાનો જાહેર બચાવ કરવાનો હુ મારો ધર્મ સમજુ છુ મારો દૃઢ અભિપ્રાય છે કે એ વખતે પડિત જવાહરલાલજી પડિત ટડનજી તથા આ પ્રાન્તના બીજા કોગ્રેસ કાર્યકર્તાઓએ તમને ગણોત ન ભરવાની સલાહ આપી ન હોત તો તેઓ પોતાની ફરજ ચૂકયા ગણાત તે વખતે હુ કોંગ્રેસનો પ્રમુખ હતો મને જરા પણ શકા હોત તો હુ આ પગલાને કદી મજૂરી ન આપત એ પ્રસગે અહીની કોગ્રેસ કમિટી તમારે પડખે ઊભી તમારા દુખોમા ભાગીદાર બની અને પૂરી તાકાતથી તમારી તથા પ્રાતની અમૂલ્ય સેવા બજાવી આ પછી તમારી અને કોંગ્રેસની બરબાદી કરવા સરકારે જે કઈ કર્યુ તેની વિગતમા ઉતરવાની જરૂર જોતો નથી તેમાથી સરકારને અને આપણને સારો અનુભવ મળ્યો આ પછી ગણોતમા જે કઈ છૂટછાટ મળી તેનો જશ જે લોકોએ પોતાની માલમિલકત ગુમાવીને અનેક મુસીબતો સહન કરી છે તેમને જ આપવો જોઈએ તેમનો

ઉપકાર આપણે કદીયે ન ભૂલવો જોઈએ આ ટાણે એ સૌને આપણે મુબારકબાદી આપીએ

કિસાનોનું બળ તેમના સંગઠનમાં રહેલું છે તેઓમાં ધર્મને નામે અનેક વહેમ અને પાખંડ ઘૂસી ગયા છે તે કાઢવાના છે, પોતાના સાંસારિક રીતરિવાજો સુધારવાના છે, સ્વચ્છતાના પાઠ શીખવવાના છે, વગેરે સલાહ આપી અંતે કહ્યું

> 'તમે તમારું સાચું અને મજબૂત સંગઠન ખડું કરો ઉપરાંત મે જે નબળાઈઓ ચીંધી છે તે દૂર કરો આળસ છોડી દો વહેમો ફગાવી દો કોઈનો ડર ન રાખો, કુસંપનો ત્યાગ કરો કાયરતા ખંખેરી નાખો હિંમત રાખો, બહાદુર બનો અને આત્મવિશ્વાસ રાખતા શીખો આટલું કરશો તો તમે જે ઇચ્છો છો તે એની મેળે આવી મળશે જગતમાં જેને માટે જે લાયક હોય છે તે તેને મળે જ છે આપણી ઉમેદ મોટી છે આપણે ગુલામીની બેડીઓ તોડી સ્વતંત્રતા મેળવી રાજસત્તાની લગામ આપણા હાથમાં લેવા માગીએ છીએ આવી મોટી ઉમેદ રાખવાનો આપણો અધિકાર છે આવો મોટો અધિકાર પ્રાપ્ત કરવા માટે આપણે ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે પ્રભુ તમારું ભલું કરો '

એ નામાં કોંગ્રેસના અધિવેશનનો વખત આવી ગયો અધિવેશન લખનૌમાં ભરાવાનું હતું ૧૯૦૧ની કરાચી કોંગ્રેસ વખતથી જ નક્કી કરવામાં આવ્યું હતું કે કોંગ્રેસનું અધિવેશન ડિસેમ્બરમાં ભરવાને બદલે માર્ચ અથવા એપ્રિલમાં ભરવું મુંબઈમાં '૩૪ના ઑક્ટોબરમાં જ કોંગ્રેસનું અધિવેશન ભરાયું હતું એટલે પછીનું અધિવેશન '૩૬ના માર્ચમાં ભરવાનું રાખ્યું મુંબઈની કોંગ્રેસ વખતે જવાહરલાલજી જેલમાં હતા તેમના પત્ની શ્રીમતી કમળાદેવીની માંદગીને લીધે તેમને સજા પૂરી થયા પહેલાં '૩૫ના સપ્ટેમ્બરમાં છોડી દેવામાં આવ્યા હતા કમળાદેવી યુરોપમાં હોવાથી, જવાહરલાલજી છૂટીને તરત જ યુરોપ ગયા પણ '૩૬ના ફેબ્રુઆરીમાં કમળાદેવીનું અવસાન થયું એટલે તેઓ માર્ચમાં ઇંગ્લંડથી પાછા આવ્યા જવાહરલાલજીના આ દુઃખમાં આખા દેશની સહાનુભૂતિ તેમના પ્રત્યે ઊભરાતી હતી કમળાદેવીએ સ્વતંત્રતાની લડતમાં ભારે હિસ્સો લીધો હતો એ બધાની કદર કરવા માટે લખનૌ કોંગ્રેસના પ્રમુખ જવાહરલાલજીને નીમવામાં આવ્યા જવાહરલાલજીનું વલણ પહેલેથી સમાજવાદ તરફ હતું એ જાણીતું હતું પણ સમાજવાદી કાર્યક્રમને અમલમાં મૂકવા કરતાં બ્રિટિશ સામ્રાજ્યવાદનો નાશ કરી હિંદને પ્રથમ મુક્ત કરવું જોઈએ એ વસ્તુને તેઓ વધારે મહત્ત્વ આપતા હતા જોકે સાથે સાથે એમ પણ માનતા કે આમજનતાની સામાજિક અને આર્થિક મુક્તિ ન થાય ત્યાં સુધી કેવળ રાજકીય મુક્તિથી દેશ સુખી ન થઈ શકે તેઓ

યુરોપથી સમાજવાદી વિચારોને તાજા મગજમાં ભરીને પાછા આવ્યા હતા. લખનૌમાં પ્રમુખ તરીકે તેમણે જે ભાષણ આપ્યું એમાં પણ પોતાને સમાજવાદી વિચારના પ્રજાસત્તાકવાદી તરીકે વર્ણવ્યા. અને સમાજવાદી વિચારસરણીનો ઘણો પુરસ્કાર કર્યો. જોકે ગાંધીજી કોંગ્રેસમાંથી નીકળી ગયા હતા તોપણ કોંગ્રેસ ઉપર તેમનો પ્રભાવ જરા પણ ઓછો થયો ન હતો અને સરદાર, રાજાજી, રાજેન્દ્રબાબુ વગેરે નેતાઓ ગાંધીજીના જ કાર્યક્રમને વરેલા હતા. એટલે લખનૌની કોંગ્રેસમાં સમાજવાદી વિચારસરણીનો એકે ઠરાવ પસાર ન થયો કોંગ્રેસના પ્રમુખ કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્યોની નિમણૂક કરે એવી પરિપાટી ચાલતી આવેલી છે, તે રીતે જવાહરલાલે ત્રણ સમાજવાદીઓને કારોબારી સમિતિમા લીધા. તે ઉપરાંત સુભાષબાબુને પણ લીધા. પણ બાકીના દશ ગાંધીજીના વિચારવાળા હતા. એટલે કારોબારીમાં તેમની જ બહુમતી હતી. કોંગ્રેસના પ્રમુખ તરીકે પોતાની સ્થિતિ કેવી હતી તે જવાહરલાલજીના પોતાના જ શબ્દોમાં આપી છે:

> "પ્રમુખ તરીકે હુ કોંગ્રેસનો મુખ્ય કારોબારી અમલદાર હતો. સસ્થાનું પ્રતિનિધિત્વ હું જ કરુ એમ મનાય, પરતુ કોંગ્રેસની નીતિની કેટલીક મહત્ત્વની બાબતોમા હુ બહુમતીના દૃષ્ટિબિંદુનું પ્રતિનિધિત્વ કરતો ન હતો, એટલે કોંગ્રેસના ઠરાવોમાં બહુમતીના વિચારોનો જ પડઘો પડયો. કોંગ્રેસની કારોબારી સમિતિ પણ એક તરફથી મારા વિચારોનું પ્રતિનિધિત્વ કરે અને બીજી તરફથી બહુમતીના વિચારોનું પણ પ્રતિનિધિત્વ કરે એ બેઉ વસ્તુ એકી સાથે બનવી શકય ન હતી."

લખનૌમા પોતાને કેવી મુશ્કેલીઓ પડી તેનું વર્ણન મિત્રો ઉપરના એક પરિપત્રમાં તેમણે નીચે પ્રમાણે કર્યું છે :

> "હુ માનુ છુ કે લખનૌમા મે સાફ સાફ વાતો કરી હતી અને પાછળથી કોંગ્રેસ કારોબારી સમિતિમા હુ જે વિસગત સ્થાન ભોગવુ છુ તે વિષે પણ મે સાફ સાફ વાત કરી છે આ કઈક મૂઝવનારી એવી વિચિત્ર સ્થિતિને સમાજવાદ ઉપરની મારી શ્રદ્ધા સાથે-કઈ લેવાદેવા નથી. લખનૌમા અમારી વચ્ચેનો રાજકીય મતભેદ જાહેર થયો અમારામાના કોઈએ એ વસ્તુ છાની રાખી ન હતી. કારણ અમને લાગતુ હતુ કે આવી સિદ્ધાંતોની બાબતમા અમારે પૂરેપૂરા ખુલ્લા દિલથી કોઈ પણ વાત છુપાવ્યા વિના એકબીજા સાથે વાત કરી લેવી જોઈએ. વળી લોકો, જેમના મત ઉપર અમે ત્યા જઈએ છીએ, અને દેશના ભાવિનો નિર્ણય છેવટે તો લોકોએ જ કરવાનો છે, તેમની સાથે પણ પૂરા નિખાલસ થવુ જોઈએ. એટલે એકબીજાથી ભિન્ન મત ધરાવવામા અમે સમત થયા અને અમારા ભિન્ન મતો ખુલ્લી રીતે પ્રદર્શિત કર્યા પણ આટલુ કર્યા પછી અમે એકબીજા સાથે સહકાર કરવાને અને હળીમળીને કામ કરવાને પણ સમત થયા. એટલા જ માટે કે અમારી વચ્ચેના મતભેદોના મુદ્દા કરતા સમતિના મુદ્દા ઘણા વધારે હતા. ઘણી બાબતોમા અમારા દૃષ્ટિકોણમાં તફાવત હતો કેટલીક બાબતોમાં

ભલે અમારા વિચારો જુદા પડતા હોય પણ દેશનુ સ્વાતંત્ર્ય હાસલ કરવાની બાબતમા અમે એક હતા ”

બીજા સમાજવાદી કાર્યકર્તાઓ કરતા ગાધી વિચારના નેતાઓનુ જવાહરલાલજી,સાથે વધારે બનતુ હતું તેનુ કારણ તો જવાહરલાલજીએ નીચે પ્રગટ કરેલા વિચારોમા રહેલુ છે

> "મારે જે જોઈએ છે તે એ છે કે આપણા અર્થકારણમાથી નફાનુ તત્ત્વ નાબૂદ થાય અને તેને સ્થાને સમાજની સેવા કરવાની વૃત્તિની સ્થાપના થાય હરીફાઈનુ સ્થાન સહકાર લે ઉત્પાદન નફાની દૃષ્ટિએ ન કરવામા આવે પણ સમાજને ઉપયોગની ચીજો પેદા કરવા માટે કરવામા આવે આ હુ એટલા માટે ઇચ્છુ છું કે હિંસા અથવા ખુનામરકીનો મને તિરસ્કાર છે હુ એને ધિક્કારવા જોગ વસ્તુ ગણુ છુ અત્યારની આપણી તમામ વ્યવસ્થાના પાયામા હિંસા રહેલી છે તેને હુ રાજીખુશીથી સહન કરુ એમ નથી મારે એવી વ્યવસ્થા જોઈએ છે જે સ્થાયી સ્વરૂપની હોય, જેમા કોઈના ઉપર દબાણ ન હોય જેના મૂળમાથી હિંસા નાબૂદ થયેલી હોય, જેમાથી તિરસ્કારને કાઢી નાખી ભ્રાતૃભાવની લાગણી એની સ્થાપના થયેલી હોય આ બધાને હું સમાજવાદ કહુ છુ ”

જવાહરલાલજીની વિચારસરણી સમાજવાદી હોવા છતા તેમના આવા વિચારોને કારણે જ તેઓ સમાજવાદી પક્ષમા ભળી શકતા નહી સમાજ વાદી પક્ષની પ્રચાર કરવાની રીત ઉપરથી ઘણી વાર એમ દેખાતુ કે તેમનુ સાધ્ય ભલે શુદ્ધ હોય પણ તેને માટે શુદ્ધ સાધનોનો આગ્રહ રાખવા તેઓ તૈયાર ન હતા જ્યારે જવાહરલાલજીની સત્યપરાયણતા અને અહિંસાપ્રેમ એવા હતા કે તેઓ અશુદ્ધ સાધનોની બરદાશ કરી શકતા નહી વળી ગાધીજીની બધી વાતો તેમને માન્ય નહોતી, છતા ગાધીજીના નેતૃત્વમા તેમને એટલી શ્રદ્ધા હતી કે પહેલા પહેલા ગાધીજીની વાતનો તેઓ વિરોધ કરતા પણ છેવટે તો તેઓ ગાધીજીના કાર્યક્રમને અનુસરતા એટલે એકદરે સમાજ વાદી મિત્રો કરતા સરદાર, રાજેન્દ્રબાબુ વગેરે જૂના કોગ્રેસી આગેવાનો સાથે તેમનુ વધારે મળતુ આવતુ આ આગેવાનોને પણ જવાહરલાલજીની કાર્યદક્ષતા, ત્યાગ, વીરતા વગેરે પ્રત્યે ઘણો આદર હતો, એટલે એમનાથી છૂટા પડવુ એમને કોઈ રીતે ગમતુ ન હતુ જવાહરલાલજી પણ જાણતા હતા કે ઑતિક કાર્ય-કર્તાઓમા અને આમજનતામા આ આગેવાનોનો પ્રભાવ વધારેપડતો હતો,' એટલે તેઓ પણ આ આગેવાનોથી છૂટા થવા ઇચ્છતા નહોતા આમ બનેને એકબીજા પ્રત્યે પૂરો આદરભાવ હતો આપણે આગળ જોઈશુ કે ફૈઝપુર કૉગ્રેસના પ્રમુખની ચૂટણી વખતે આ વસ્તુ બને પક્ષે જાહેર રીતે સ્પષ્ટ કરી

લખનૌ કૉગ્રેસ આગળ મુખ્ય બે પ્રશ્ન હતા એક તો રાજકીય સુધારા વિષે એટલે કે નવા ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ વિષે પોતાની નીતિ જાહેર

કરવાનો હતો. એ કાયદાને કૉંગ્રેસે અનેક કારણોસર વખોડી કાઢ્યો હતો, છતાં એ કાયદા મુજબ થનારી ચૂંટણીઓમાં દરેક પ્રાંતે ભાગ લેવો એવું ઠરાવ્યું હતું. હોદ્દા સ્વીકારવા કે નહીં' તે બાબતમાં જ્યાં સુધી ચૂંટણીઓનું પરિણામ જણાય નહીં ત્યાં સુધી કશો નિર્ણય ન કરવાનું કૉંગ્રેસે યોગ્ય ધાર્યું. બીજો મોટો પ્રશ્ન આપણા ખેડૂતો અને કિસાનો માટે નીતિ નક્કી કરવાનો અને કાર્યક્રમ ઘડવાનો હતો. ચૂંટણીઓમાં ભાગ લેવો હોય તો કૉંગ્રેસે એ બાબતમાં પોતાની નીતિનું જાહેરનામું બહાર પાડવું જોઈએ. એ જાહેરનામું તૈયાર કરવાનું તથા ખેડૂતો માટેનો કાર્યક્રમ ઘડવાનું કામ લખનૌ કૉંગ્રેસે મહાસમિતિને સોંપ્યું.

આ બધો વખત સરદારની તબિયત સારી રહેતી ન હતી. માર્ચના બીજા અઠવાડિયામાં તેઓ કાંગડી ગુરુકુલ (હરદ્વાર)ના પદવીદાન સમારંભમાં ગયા. ત્યાંથી મોટરમાં દેહરાદૂન કન્યા ગુરુકુલમાં ગયા. ત્યાંથી દિલ્હી આવ્યા. પદવીદાન સમારંભમાં જ વરસાદ પડ્યો અને ઠંડો પવન લાગ્યો એટલે તેમને સખત શરદી અને ખાંસી થઈ. તા. ૨૨મી માર્ચે સખત તાવ આવ્યો અને ન્યૂમોનિયાથી બે ફેફસાં ઝલાઈ ગયાં એટલે ડૉ. અનસારીની સલાહથી હરિજન કૉલોનીમાંથી તેમને બિરલા હાઉસમાં ખસેડવામાં આવ્યા. લગભગ એક પખવાડિયું પથારીવશ રહ્યા. પૂરી શક્તિ પણ આવી નહોતી એવી સ્થિતિમાં ત્યાંથી જ એમને લખનૌની કૉંગ્રેસમાં જવાનું થયું અને ત્યાં તેમની તબિયત વિશેષ લથડી એટલે એમને લાંબો વખત આરામ લેવાની જરૂર ઊભી થઈ હતી. છતાં કામનો બોજો એવો હતો કે તેઓ એકદમ તો આરામ લેવા જઈ શક્યા નહીં. છેવટે ગાંધીજીએ બહુ આગ્રહ કર્યો અને પોતે પણ સાથે આવવા તૈયાર થયા એટલે મે મહિનામાં તેમની સાથે બૅંગલોરની પાસે નંદીદુર્ગ ઉપર આરામ લેવા ગયા અને ત્યાં પૂરો એક મહિનો રહ્યા

'૩૭ માં ધારાસભાઓની ચૂંટણી થવાની હતી તેની તૈયારી માટે ચૂંટણીનું જાહેરનામું તૈયાર કરવાનું હતું. પંડિત જવાહરલાલજીએ બહુ સુંદર જાહેરનામું ઘડી આપ્યું અને મહાસમિતિએ તેને મંજૂરી આપી. હોદ્દાસ્વીકાર વિષે જ્યાં સુધી નિર્ણય થયો ન હતો ત્યાં સુધી પ્રધાનમંડળ રચીને અમે અમુક અમુક કામો કરીશું એમ તો કૉંગ્રેસથી કહી શકાય એમ ન હતું છતાં અમુક નિશ્ચિત કાર્યક્રમ તો આપવો જ જોઈએ, એટલે કરાંચી કૉંગ્રેસમાં પસાર થયેલા મૂળભૂત હક્કોના ઠરાવને અનુસરીને જાહેરનામું ઘડવામાં આવ્યું હતું. ખેડૂતોની દશા સુધારવા માટે મહેસૂલ તથા ગણોતના કાયદાઓમાં સુધારા કરાવીને જે જમીન ખેડૂતો જાતે ખેડતા હોય તે જમીન ઉપર તેમને

કાયમનો પટ્ટો મળે એમ જાહેરનામામાં કહેવામાં આવ્યું. મહેસૂલ ઘટાડવા ઉપરાંત ખેતમજૂરોની રોજના દર સુધારવા ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો. કારખાનાના મજૂરોની દશા સુધારવા માટે એમના સંઘો સ્થાપવાનું તથા એમનું સંગઠન કરવાનું પણ જાહેર કરવામાં આવ્યું. આ ઉપરાંત દેશમાં દારૂબંધી કરવાનું પણ વચન આપવામાં આવ્યું. જાહેરનામામાં બીજી પણ ઘણી બાબતો હતી પણ ઉપર જણાવી તે મુખ્ય કહી શકાય.

કૉંગ્રેસની ટિકિટ ઉપર ઊભા રહેનાર ઉમેદવારો પસંદ કરવાનું કામ ભારે કઠણ હતું. દરેક પ્રાંતમાં ઉમેદવારોની પસંદગી તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિ જ યોગ્ય રીતે કરી શકે પરંતુ છેવટનો નિર્ણય તેમના ઉપર રાખી શકાય એમ ન હતું. કારણ કેટલીક પ્રાંતિક સમિતિઓમાં પક્ષાપક્ષી હતી. વળી બધી જ પ્રાંતિક સમિતિઓ છેવટના નિર્ણયની જવાબદારી લેવા તૈયાર ન હતી અને ઇચ્છતી હતી કે આ કામ કૉંગ્રેસની કારોબારી સમિતિએ પોતાના હાથમાં રાખવું જોઈએ. એટલે કારોબારી સમિતિએ એક પાર્લમેન્ટરી બોર્ડ નીમ્યું. સરદારને એના પ્રમુખ બનાવ્યા અને પં. ગોવિંદ વલ્લભ પંત એના મંત્રી થયા. ઉમેદવારોની પસંદગી પ્રથમ તો પ્રાંતિક સમિતિની કાર્યવાહક સમિતિ જ કરતી, પણ કોઈ માણસ પ્રાંતના નિર્ણયથી નારાજ હોય તો પાર્લમેન્ટરી બોર્ડ પાસે તેની અપીલ આવતી. ચૂંટણી પ્રચારને અંગે સરદારને આખા હિંદુસ્તાનમાં ખૂબ ફરવું પડ્યું. સરહદ પ્રાંતમાં બહારના કોઈને સરકાર જવા દેતી નહોતી. તે માટે શું કરવું તેનો સરદાર વિચાર કરી રહ્યા હતા. તેવામાં છાપામાં તેમણે વાંચ્યું કે, મિ. ઝીણા ચૂંટણીના પ્રચાર અર્થે ત્યાં પહોંચ્યા છે એટલે પોતાને અને શ્રી ભૂલાભાઈને ત્યાં જવા દેવા માટે તેમણે સરકારને લખ્યું. હવે સરકારથી ના પડાઈ નહીં. રજા મળતાં તેઓ પેશાવર ગયા પણ બન્નુ, કોહાટ અને ડેરાઇસ્માઈલખાન એ ત્રણ શહેરોમાં જવાની પ્રાંતિક સરકારે મના કરી. ચાર દિવસ ત્યાંની કડકડતી ઠંડીમાં તેઓ પ્રાંતના બીજા ભાગમાં ફર્યા.

ઉમેદવારની પસંદગીમાં બે મુદ્દા ઉપર ધ્યાન આપવામાં આવતું. કૉંગ્રેસના સિદ્ધાંત અને કાર્યક્રમ મુજબ પ્રામાણિકપણે અને બાહોશીથી એ ઉમેદવારની કામ કરવાની લાયકાત કેટલી છે એ પ્રથમ જોવાનું હતું. બીજું એ પણ જોવું પડતું કે પસંદ કરેલા ઉમેદવારની ચૂંટાવાની શક્યતા કેટલી છે. સરદારની દોરવણી હેઠળ આ પસંદગીને અંગે ઊભા થતા કોયડાઓનો ઉકેલ પાર્લમેન્ટરી બોર્ડ સંતોષપૂર્વક આણી શક્યું. પણ ઉમેદવારની ચૂંટાવાની શક્યતા કેટલી છે એ જોવા જતાં કેટલાક પ્રાંતોમાં કૉંગ્રેસની રાષ્ટ્રીય નીતિ સાથે અસંગત વસ્તુઓ પણ ધ્યાનમાં લેવી પડી. રાજેન્દ્રબાબુ

જે પાર્લમેન્ટરી બોર્ડમાં એક કર્તાકારવતા સભ્ય હતા તેઓ આ વિશે લખે છે:

"ઉમેદવારો પસંદ કરતી વખતે અમારે એ ખ્યાલ રાખવો પડયો કે કયો ઉમેદવાર કઈ ન્યાતનો અથવા જાતનો છે. કૉંગ્રેસને માટે એ સારું ન ગણાય. પણ પરિસ્થિતિને કારણે અમને એમ કર્યા વગર ચાલે એમ ન હતું અમારા પ્રાંતને (બિહારને) માટે એ શરમ અને દુઃખની વાત છે કે ઉમેદવારોની પસંદગી કરતી વખતે અમે ન્યાતજાતને ભૂલી ન શકયા અમારે એ વિચારવું પડયું કે અમુક ન્યાતના ઉમેદવારનો ચૂંટાવાનો વધુ સંભવ છે. અમારે એ પણ જોવું પડયું કે અમુક ન્યાતના ઉમેદવારને અમે નહીં લઈએ તો આખી ન્યાત ઉપર એની ખોટી અસર થશે એટલું જ નહીં, ચૂંટણીઓ ઉપર પણ તેની ખરાબ અસર થશે. અમારે એ પણ ધ્યાન રાખવું પડયું કે જેટલા ઉમેદવારો લેવામાં આવ્યા તેમાં બધી ન્યાતોના ઉમેદવારો આવી ગયા કે નહીં, અને તે તે ન્યાતના લોકોને સંતોષ આપી શકીએ એટલા પ્રમાણમાં આવ્યા કે નહીં. એક રાષ્ટ્રીય સંસ્થાને સારુ આ બધી વાતો ગૌરવભરી ન ગણાય પણ અમારે ચૂંટણીઓ જીતવાની હતી. સમાધાન એટલું જ હતું કે બધી ન્યાતોમાં કૉંગ્રેસના એવા કાર્યકરો મોજૂદ હતા જેમને કૉંગ્રેસની નીતિને અનુસરીને પસંદ કરી શકાય એમ હતું એટલે કોઈને પસંદ કરતાં અમને આઘાત ન લાગ્યો. કારણ તેઓ ઘણે ભાગે બીજી બધી દૃષ્ટિએ પણ યોગ્ય હતા. પરંતુ ન્યાતજાતનો વિચાર આવવા દેવો એ સિદ્ધાંતની દૃષ્ટિએ બરાબર તો નહોતું જ"

રાજેન્દ્રબાબુએ મુખ્યત્વે કરીને બિહાર વિશે લખ્યું છે, પણ ઓછાવત્તા પ્રમાણમાં એ સ્થિતિ બધા પ્રાંતોમાં હતી એમ લાગે છે રાજેન્દ્રબાબુનો બીજો એક અનુભવ અહીં નોંધવા જેવો છે

"મારે ખેદપૂર્વક લખવું પડે છે કે ચૂંટણીઓના અનુભવે મને એમ માનવાની ફરજ પડી છે કે, ઘણા કૉંગ્રેસીઓ પોતાની સેવાઓની કિંમત આંકવા લાગ્યા છે અને તેના બદલામાં કંઈક ને કંઈક લાભ શોધવા મંડયા છે, પછી ભલે એ પ્રાંતિક ધારાસભાનું કે વડી ધારાસભાનું સભ્યપદ હોય, લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીનું સભ્યપદ હોય, અથવા તેમાં કંઈ હોદ્દો લેવાનું હોય અથવા કંઈ નહીં તો છેવટે કૉંગ્રેસની સમિતિઓમાં જ કંઈક પ્રતિષ્ઠાવાળું અને અધિકારવાળું સ્થાન હોય આ બધી જગ્યાએ જઈને માણસ સેવા કરી શકે એમાં શંકા નથી. કેટલીક જગ્યાએ કામ કરવાથી સેવાની શક્તિ વધે પણ છે. જો એ જ ભાવનાથી એ પદો કે હોદ્દા લેવાની ઇચ્છા રાખવામાં આવતી હોય તો ઠીક. પણ એ ઇચ્છાની પાછળ સેવાભાવનું બળ રહેલું છે, કે પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાનું, તે કોણ કહી શકે? એ તો કદાચ માણસ પોતે પણ બરાબર ન કહી શકે. કારણ કે આવી બાબતોમાં ઘણી વાર માણસ પોતાને છેતરે છે અને પોતાના મનને મનાવી લે છે કે પોતે મહત્ત્વાકાંક્ષાથી નથી ખેંચાતો, પણ સેવા કરવા જ જાય છે."

પણ આવી બાબતોમાં સરદાર બહુ ચોક્કસ રીતે તટસ્થ રહ્યા અને તેથી તેમને ઘણા માણસોની સારી પેઠે નારાજી વહોરવી પડી એ એક બાબતોમાં તેમના ઉપર અંગત આક્ષેપો પણ થયા એ આપણે આગળ જોઈશું પણ એકંદરે તેમના ન્યાયીપણાની અને તટસ્થતાની એવી ધાક બેસી ગઈ કે ચૂંટણીઓનું આખું કામ કોંગ્રેસના ઉચ્ચ સિદ્ધાંતોને શોભે એવી રીતે પાર ઊતર્યું ચૂંટણીઓની આ તૈયારીઓ ચાલતી હતી તેવામાં જ ફૈઝપુર કોંગ્રેસનું અધિવેશન આવી રહ્યું

## ૧૭

## ફૈઝપુર કોંગ્રેસ

ફૈઝપુરની કોંગ્રેસના પ્રમુખ કોને ચૂંટવા એ તે વખતે મોટો પ્રશ્ન થઈ પડ્યો હતો લખનૌ કોંગ્રેસના પ્રમુખ થયા પછી જવાહરલાલે આખા દેશમાં ભ્રમણ કરી બહુ સુંદર કામ કર્યું હતું અને ફૈઝપુરની કોંગ્રેસ આઠ જ મહિના પછી ભરાતી હોઈ જવાહરલાલજીને ફરી પ્રમુખ નીમવા એવો ઘણાનો વિચાર હતો એમનું નામ બોલાવા માંડ્યું કે તરત જ એમણે નિવેદન બહાર પાડીને જણાવ્યું કે હું સમાજવાદી સિદ્ધાંતો અને કાર્યક્રમમાં માનતો હોઈ પ્રજાએ મને પ્રમુખ નીમતાં પહેલાં એ વાત બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ કેટલેક સ્થળેથી પ્રમુખ તરીકે સરદારના નામની સૂચના પણ આવી હતી પ્રમુખપદ માટે હરીફાઈ થાય અને સામસામે મત લેવાય અને તેમાં વળી પોતે નિમિત્ત બને એ સરદારને કદી પસંદ જ ન હતું એટલે પ્રમુખપદ માટેનું પોતાનું નામ તેમણે તરત જ ખેંચી લીધું અને જવાહરલાલજીને જ પ્રમુખ ચૂંટવાની પ્રતિનિધિઓને સલાહ આપી છતાં જવાહરલાલજી સાથે પોતાનો વિચારભેદ હતો એ વસ્તુનો તેમણે જરા પણ ઢાંકપિછોડો કર્યો નહીં પોતાનું નામ ખેંચી લેતું જે નિવેદન તેમણે બહાર પાડ્યું તે બહુ વખતસરનું અને એટલું જ નિખાલસ છે

> દર વર્ષે જે માનવતું પદ અપાવાનું કોંગ્રેસના પ્રતિનિધિઓના હાથમાં છે તેમાં હું જોઉં છું કે મારું નામ પણ છે પણ જવાહરલાલજીએ તો પોતાના વિચારો જાહેર કરતું એક નિવેદન પણ બહાર પાડ્યું છે એ હું ખૂબ કાળજીપૂર્વક વાંચી ગયો છું મિત્રો સાથે સલાહમસલત કરીને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મારે મારું નામ ખેંચી લેવું જોઈએ
>
> અમારામાંના ઘણાને એમ લાગે છે કે કોંગ્રેસના અથવા તો રાષ્ટ્રના ઇતિહાસમાં આજનો પ્રસંગ બહુ બારીક છે તે વખતે કોંગ્રેસના પ્રમુખની ચૂંટણી

સ્વીકાર કરવો એ ઇચ્છવા જોગ થઈ પડે. તે વખતે જવાહરલાલજી અને મારી વચ્ચે અથવા તો કોંગ્રેસીઓમાં સખત મતભેદો ઊભા થાય ખરા. ધારો કે બહુમતીના નિર્ણયથી કોંગ્રેસની નીતિ એવી નક્કી થાય જે જવાહરલાલજીને પસંદ ન હોય, તોપણ આપણે સૌ જાણીએ છીએ કે જવાહરલાલજી કોંગ્રેસને એટલા બધા વફાદાર છે કે તેઓ બહુમતીના નિર્ણયની અવજ્ઞા નહીં કરે.

"હોદ્દાસ્વીકારને અને ધારાસભાપ્રવેશને હુ વરેલો છુ, એવું કંઈ નથી.' હું તો એટલું જ કહેવા માગુ છું કે એવો સમય પણ આવે જ્યારે આપણે હોદ્દા સ્વીકારવા પડે, પણ સ્વમાનના ભોગે અથવા આપણા ધ્યેયની સાથે બાંધછોડ કરીને એવુ કશુ કરવાનું હુ કબૂલ કરુ એમ નથી. ખરેખર હુ તો ધારાસભાના કાર્યક્રમને ગૌણ સ્થાન આપુ છુ. આપણુ ખરુ કામ તો ધારાસભાઓની બહાર પડેલુ છે.

"એટલા માટે રચનાત્મક કામ કરવા સારુ અને આપણા બળો સંગઠિત કરવા સારુ આપણી સઘળી શક્તિ અને સાધનો આપણે સંઘરી રાખવાની જરૂર છે. કોંગ્રેસના પ્રમુખ પાસે કાંઈ સરમુખત્યારની સત્તાઓ નથી હોતી. એ તો એક સુવ્યવસ્થિત તંત્રના સભાપતિ છે. તેમણે આપણી સભાઓના કામકાજનું નિયમન કરવાનું હોય છે અને કોંગ્રેસ વખતોવખત જે નિર્ણયો કરે તેનો અમલ કરવાનો હોય છે. એક વ્યક્તિને — ભલે તે વ્યક્તિ ગમે તેવી હોય — પોતાનો પ્રમુખ ચૂંટીને કોંગ્રેસ પોતાની વિશાળ સત્તાઓનો ત્યાગ કરતી નથી.

"એટલે હું સઘળા પ્રતિનિધિઓને વિનંતી કરું છુ કે તેઓ સર્વાનુમતે જવાહરલાલજીને પ્રમુખ ચૂંટી કાઢે આપણા રાષ્ટ્રનુ પ્રતિનિધિત્વ કરવાને અને જે વખતે દેશમાં વિવિધ બળો કામ કરી રહ્યા છે તે વખતે એ બળોનું નિયમન કરવાને માટે અને દેશનું નાવ સાચે માર્ગે હંકારવાને માટે એ જ ઉત્તમ પુરુષ છે."

જવાહરલાલજીએ પોતાના સમાજવાદી વિચારો વિષે પહેલુ નિવેદન કર્યું તે ઉપરથી છાપાઓ એવી ચર્ચા ચલાવી રહ્યાં હતાં કે, કોંગ્રેસ જવાહરલાલજીને પ્રમુખ નીમે એનો અર્થ એ થાય કે એ સમાજવાદનો સ્વીકાર કરે છે અને હોદ્દાસ્વીકારની વિરુદ્ધ છે. જવાહરલાલજીના એ મિત્રોએ એમને તાર કરીને જણાવ્યુ કે તમારા નિવેદનનો અર્થ અમે તો એટલો જ સમજીએ છીએ કે, સમાજવાદ વિષેના તમારા અભિપ્રાયો તમે ફરી જાહેર કર્યા છે પણ તેની સાથે તમે એ પણ જાહેર કર્યું છે કે, રાજકીય સ્વાતંત્ર્ય એ સૌથી વિશેષ મહત્ત્વનો મુદ્દો છે અને તે માટે સૌએ સંયુક્ત પ્રયાસો કરવા જોઈએ. એટલે તમારી ચૂંટણીથી કોંગ્રેસ સમાજવાદનો સ્વીકાર કરે છે અથવા તો હોદ્દાસ્વીકારની વિરુદ્ધ મત આપે છે એવો અર્થ થતો નથી. આ વિષે કંઈ ગેરસમજ થતી હોય તો તે તમારે દૂર કરવી જોઈએ. જવાહરલાલજીએ પણ દેશમાં ફરીને આઠ મહિના જે અનુભવ મેળવ્યો હતો

તેથી તેમના વિચારો કંઈ સૌમ્ય થયા હતા એટલે તેમણે નીચેનું નિવેદન બહાર પાડીને પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી

> મારા સાથીઓએ મને ફરમાશ કરી છે એટલે હું મૌન રાખી શકતો નથી હમણા જ મે સાભળ્યુ કે આ વિષય ઉપર સરદાર વલ્લભભાઈ પટેલે એક નિવેદન બહાર પાડ્યુ છે હજી સુધી મે તે જોયુ નથી તેમ જ તેમા ચોક્કસ શુ કહ્યુ છે તે બાબત મારા જાણવામા આવી નથી મારા સાથીઓએ કરેલા તારોમા મારા પહેલા નિવેદન વિષે જે વિચારો દર્શાવ્યા છે તે સપૂર્ણ સાચા છે પ્રમુખ તરીકે મારી ચૂટણી કરવામા આવે તેથી કોંગ્રેસે સમાજવાદનો સ્વીકાર કર્યો છે, અથવા તો સ્વીકારની વિરુદ્ધ મત આપ્યો છે એમ માની લેવુ બેહૂદુ છે મારા નિવેદનમા તો સમાજવાદ વિષેના મે મારા વિચારો દર્શાવ્યા હતા અને મારુ દૃષ્ટિબિદુ તથા મારી પ્રવૃત્તિઓ એનાથી કેવી રીતે રગાઈ છે એ બતાવ્યુ હતુ હુ તો સ્વીકારની વિરુદ્ધ છુ એ પણ તેમા મે કહ્યુ હતુ અને જ્યારે મને તક મળશે ત્યારે કોંગ્રેસ આગળ મારુ આ દૃષ્ટિબિદુ રજૂ કરવાનો છુ પણ એ વિષે છેવટનો નિર્ણય તો કોંગ્રેસે પૂરેપૂરો વિચાર કરીને તથા બધા પ્રતિનિધિઓના મત લઈને જ કરવાનો હોય છે એવો નિર્ણય એમ ગમે એમ થઈ શકે નહી હુ ચોક્કસ માનુ છુ કે દેશ આગળ સર્વોપરી મહત્ત્વનો પ્રશ્ન એ રાજદ્વારી સ્વાતત્ર્ય પ્રાપ્ત કરવાનો છે અને તે માટે આપણે બધાએ એકત્ર થઈને સયુક્ત પ્રયત્નો કરવા એ આવશ્યક છે આ વસ્તુ ગેરસમજ દૂર કરવાની ખાતર જ હુ કહુ છુ આડકતરી રીતે પણ હુ એમ સૂચવવા ઇચ્છતો નથી કે મારી ચૂટણી થવી જોઈએ તેમ છતા મને ચૂટવામા આવશે જ તો એનો અર્થ તો એ થયો કે છેલ્લા આઠ મહિનાની મારી પ્રવૃત્તિની સામાન્ય દિશા કોંગ્રેસીઓની બહુમતીને પસદ આવે છે તેનો અર્થ એમ બિલકુલ નથી કે મારા અમુક ખાસ વિચારો પ્રત્યે કોંગ્રેસ પસદગી બતાવે છે જે વિચારો હું ધરાવુ છું તેમા કશો ફરક પડ્યો નથી અને હુ પ્રમુખ ચૂટાઉ કે ના ચૂટાઉ પણ મારી પ્રવૃત્તિ એ વિચારોને અનુસરીને જ થવાની છે

છેવટે પડિત જવાહરલાલજી ફૈઝપુર કોંગ્રેસના પ્રમુખ સર્વાનુમતે ચૂટાયા બીજી ઘણી બાબતોની સાથે પોતાના ભાષણમા તેમણે સ્પષ્ટ કહ્યુ કે

> કોંગ્રેસ આજે સપૂર્ણ પ્રજાતત્ર ઇચ્છે છે અને એવુ પ્રજાતત્ર સ્થાપવાને માટે નહી કે સમાજવાદને માટે એ લડત ચલાવી રહી છે કોંગ્રેસ સામ્રાજ્યવાદની કટ્ટર વિરોધી છે અને આપણા રાજ્યતત્ર તથા અર્થતત્રમા મહાન ફેરફારો લાવવા મથી રહી છે મારી આશા એવી છે ખરી કે પરિસ્થિતિ જ આપણને સમાજવાદ તરફ લઈ જશે હિદુસ્તાનના આર્થિક દુખોનો મને તો એ જ માત્ર એક ઉપાય જણાય છે પણ આજે તો આપણા દેશની વધારેમા વધારે મોટી જરૂરિયાત એ છે કે શાહીવાદની સામે જેનો મોરચો છે એવા બધા તત્ત્વો અને બળોને સગઠિત કરી તેની સામે સયુક્ત રાષ્ટ્રીય મોરચો ખડો કરવો.

કોંગ્રેસની અંદર આ બધા બળોનું પ્રતિનિધિત્વ છે અને દૃષ્ટિબિંદુમાં સહેજસાજ ફરક હોય તથા વિચારોમાં વિવિધતા હોય છતાં સામાન્ય ધ્યેયને માટે એ બધા સાથે મળીને કામ કરી રહ્યા છે ”

ફૈઝપુર કોંગ્રેસની ખાસ વિશેષતા તો એ હતી કે, કોંગ્રેસના ઇતિહાસમાં પહેલી જ વાર કોંગ્રેસ ગામડામાં ભરાઈ કોંગ્રેસના અધિવેશનમાં એટલા બધા લોકો હાજરી આપે છે કે અધિવેશન માટે બહુ ભારે વ્યવસ્થા કરવી પડે છે શહેરમાં પણ એ વ્યવસ્થા કરવી ઠેઠ સહેલી હોતી નથી તો ગામડામાં તો વધુ મુશ્કેલી પડે પણ ગાંધીજીનો આગ્રહ હતો કે ગામડામાં ગામડાની ઢબે આવી ગોઠવણ કરતા આપણે શીખીશું તેમાં જ ગામડાના લોકોને ઉત્તમ તાલીમ આપી શકીશું રહેવાની, જમવાની, સફાઈકામની એ બધી વ્યવસ્થા તો ગામડાની ઢબે થઈ શકી પણ પાણી અને દીવાબત્તી માટે મોટા મોટા યંત્રોનો ઉપયોગ કરવો પડ્યો

શાન્તિનિકેતનના પ્રખ્યાત કલાકાર શ્રી નંદલાલ બસુએ કોંગ્રેસનગર, મંડપ પ્રદર્શન વગેરેને બહુ સુંદર શણગાર્યાં ગામડામાં કોંગ્રેસનું અધિવેશન ભરવાની સૂચના ગાંધીજીની હતી એટલે અધિવેશન માટેની ઝીણામાં ઝીણી વિગત વિષે તેઓ કાળજી રાખતા તેમનો આગ્રહ હતો કે શણગાર સજાવટ એ બધું ગામડામાં સહેજે મળી આવતી વસ્તુઓથી જ થવું જોઈએ આ આગ્રહ શ્રી નંદલાલબાબુએ બહુ સુંદર રીતે ઝીલી લીધો અને તમામ સજાવટમાં સાદાઈની સાથે સૌંદર્ય ને કળા પૂર્યાં

લખનૌનું અધિવેશન એપ્રિલ માસમાં થયું હતું તે વખતે એવો ઠરાવ થયો હતો કે કોંગ્રેસના અધિવેશન પહેલાં ડિસેમ્બરમાં થતાં હતાં તે જ પ્રમાણે ભવિષ્યમાં કરવાનું રાખવું કદાચ એપ્રિલ માસના લખનૌના તાપ ઉપરથી આવો નિર્ણય કરવાનું સૂઝ્યું હશે પણ ફૈઝપુરમાં ડિસેમ્બર માસની કડકડતી ટાઢમાં જે ગામડાના લોકો આવ્યા તેમને વાંસના પાલાના ઝૂંપડાનો આશ્રય પણ આપી શકાયો નહીં અને હજારોની સંખ્યામાં લોકોને આખી રાત જોય ઉપર ઉઘાડામાં પડ્યા રહેવું પડ્યું એટલે મહાસમિતિએ વળી પાછો ઠરાવ કર્યો કે કોંગ્રેસનું અધિવેશન વસંત ઋતુમાં એટલે કે માર્ચ મહિનામાં કરવું

૧૮

# પ્રધાનપદોનો સ્વીકાર

નવા બંધારણ પ્રમાણે પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીઓ ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં થવાની હતી. એટલે ફૈઝપુર કૉંગ્રેસના અધિવેશન વખતે પણ ચૂંટણીની ધમાલ તો ચાલુ જ હતી અને એ કારણે કેટલાક કાર્યકર્તાઓ તો ફૈઝપુર જઈ શક્યા પણ નહોતા. અધિવેશન પૂરું થયા પછી કૉંગ્રેસના બધા જ કાર્યકર્તાઓ ચૂંટણીઓના કામમાં ગૂંથાઈ ગયા. સરદાર ફૈઝપુર કૉંગ્રેસ પહેલાં પણ આખા હિંદુસ્તાનમાં ફરી વળ્યા હતા અને કૉંગ્રેસ પછી પાછા તરત ફરવા નીકળી પડ્યા. બધા મળીને સાડા ત્રણ કરોડ સ્ત્રીપુરુષોને મતાધિકાર મળ્યો હતો. આપણા દેશની વસતીનો જોકે આ દશમો ભાગ જ ગણાય. છતાં સાડા ત્રણ કરોડ મતદારોને કૉંગ્રેસનો સંદેશો પહોંચાડવો અને તેમને મતાધિકાર વિષે સમજાવવા એ નાનુસૂનું લોકકેળવણીનું કામ ન ગણાય. લોકો કૉંગ્રેસને પડખે છે કે સરકારને પડખે એ પણ દુનિયા આગળ બતાવી આપવાનું હતું. તે માટે કૉંગ્રેસી કાર્યકર્તાઓમાં કડક શિસ્ત, એકધારો અંકુશ તથા ઉપરથી કાઢવામાં આવતી સૂચનાઓનું આનંદ અને વફાદારીપૂર્વક પાલન જરૂરનાં હતાં. પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકે સરદારે આ બાબતમાં અદ્ભુત કૌશલ્ય બતાવ્યું અને દરેક પ્રાંતમાં લોકોનો પ્રેમ અને સાથ મેળવ્યા.

કુલ અગિયાર પ્રાંતોમાંથી મુંબઈ, મદ્રાસ, બિહાર, મધ્ય પ્રાંતો (મધ્ય પ્રદેશ), સંયુક્ત પ્રાંતો (ઉત્તર પ્રદેશ) તથા ઓરિસા એ ૭ પ્રાંતોમાં કૉંગ્રેસ ચોખ્ખી બહુમતીમાં આવી. સરહદ પ્રાંત અને આસામમાં કૉંગ્રેસની બહુમતી ન હતી, જોકે સૌથી મોટો પક્ષ કૉંગ્રેસનો હતો. બંગાળ, પંજાબ અને સિંધમાં કૉંગ્રેસ લઘુમતીમાં આવી. આમ ૭ પ્રાંતોમાં કૉંગ્રેસનો ચોખ્ખો વિજય થયો એટલે કૉંગ્રેસીઓએ પ્રધાનપદો લેવાં કે નહીં એ સવાલ તેની આગળ આવીને ઊભો રહ્યો. એ માટે તા. ૧૭મી માર્ચે દિલ્હીમાં મહાસમિતિની બેઠક બોલાવવામાં આવી અને તા. ૧૯ અને ૨૦ના રોજ મહાસમિતિના સભ્યો ઉપરાંત કૉંગ્રેસના ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોનું એક સંમેલન રાખવામાં આવ્યું. મહાસમિતિની બેઠક ભરાય તે અગાઉ સરદારે રાષ્ટ્રજોગો નીચેનો સંદેશો બહાર પાડ્યો:

"આપણી કૉંગ્રેસ તરફથી ચૂંટણીઓની વ્યવસ્થા કરવાનું અને ચૂંટણીઓમાં આપણને વિજય મળે તે જોવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. પંડિત

જવાહરલાલ નેહરુની પ્રેરક નેતાગીરી તથા અદ્ભુત સહકારથી તેમ જ મારા સાથીઓ—બાબુ રાજેન્દ્રપ્રસાદ, પંડિત ગોવિંદ વલ્લભ પંત, શ્રી ભૂલાભાઈ દેસાઈ વગેરેના અથાગ પરિશ્રમથી તથા આખા દેશે બતાવેલા ભારે ઉત્સાહથી આપણી ધારણા બહુ સારી રીતે સફળ થઈ છે દક્ષિણમાં તો આપણને નમૂનેદાર વિજય મળ્યો છે. ત્યાં ખ્રિસ્તીઓ પણ કૉંગ્રેસ ટિકિટ ઉપર ચૂંટાયા છે. તેનો જશ આપણા મહાન અને વિચક્ષણ નેતા શ્રી રાજગોપાલાચારીને ફાળે જાય છે.

"આપણા કામનો પહેલો તબક્કો પૂરો થયો છે. હવે બીજા તબક્કામાં આપણે પ્રવેશ કરવાનો છે. તેમાં આપણે સઘળો સમય અને શક્તિ ખર્ચવા પડશે. ચૂંટણીઓ જીતવામાં જે નિશ્ચય, બળ અને એકતા આપણે બતાવી આપ્યાં છે, તેવા જ ધારાસભાનો કાર્યક્રમ, ભલે ગમે તે નક્કી થાય, તે અમલમાં મૂકવામાં આપણે બતાવીશું તો, મને શક નથી કે આપણે વિરોધીઓને માત કરી શકીશું અને સ્વરાજનો દિવસ જલદી આણીશું દિલ્હીમાં જે કૉંગ્રેસીઓ ભેગા થવાના છે તેઓ, મારી ખાતરી છે કે, નક્કર અને સંયુક્ત મોરચો કાયમ રહે તેમ કરવામાં કશી કચાશ રાખશે નહીં. આપણા ધ્યેયે શી રીતે પહોંચવું તેની વિગતોની બાબતમાં આપણી વચ્ચે કદાચ મતભેદ હોય, પણ કૉંગ્રેસ કારોબારી જે કંઈ ઠરાવ કરશે તે ઠરાવને આપણે વફાદારીપૂર્વક વળગી રહીશું.

"બંધારણીય સુધારાના નવા કાયદાને નિષ્ફળ કરી નાખવાની કૉંગ્રેસની મુરાદ છે. તે મુરાદ ત્યારે જ બર આવે જ્યારે કૉંગ્રેસી ધારાસભ્યોના હાથ આપણી ધારાસભાની બહારની પ્રવૃત્તિઓથી આપણે મજબૂત કરીએ. દેશે તો કૉંગ્રેસ પ્રત્યેનો પોતાનો વિશ્વાસ અચૂક રીતે બતાવી આપ્યો છે. ચૂંટણીઓમાં વિજય મેળવીને કૉંગ્રેસે પોતાની નવી લડત શરૂ કરી છે. ચૂંટણીઓમાં કૉંગ્રેસ વિજયી થઈ એટલે લંડનનું 'ટાઇમ્સ' પત્ર, ઇંગ્લંડના બીજા પત્રો અને રાજદ્વારી પુરુષો કૉંગ્રેસને વણમાગી સલાહ આપવા બહાર પડ્યાં છે કે મતદારોનો વિશ્વાસ જાળવી રાખવો હોય તો તેણે કેવી રીતે વર્તવું જોઈએ

"કૉંગ્રેસે પોતાના ચૂંટણીના જાહેરનામામાં જે કાર્યક્રમ રજૂ કર્યો છે તેનો હિંદુસ્તાનના આ મિત્રો જુદો જ અર્થ કરવા લાગ્યા છે. પણ હિંદુસ્તાન તો જાણે છે કે કૉંગ્રેસને શું જોઈએ છે અને તેનો કાર્યક્રમ શો છે. લોકોને આપણે કશી ખોટી આશા આપી નથી. ચૂંટણીના જાહેરનામામાં દર્શાવેલા કાર્યક્રમમાં હિંદવાસીઓને શું જોઈએ છે અને સ્વરાજ સરકારમાં શું મળશે એ સ્પષ્ટ કહેલું છે."

હોદ્દાસ્વીકારની સામે મોટામાં મોટો વાંધો એ હતો કે નવા બંધારણમાં ગવર્નરો પાસે પાર વિનાના ખાસ અધિકારો અનામત રાખવામાં આવેલા હતા, એટલે જો ગવર્નરો ધારે તો, ભલે ધારાસભામાં બહુમતી હોય છતાં, પ્રધાનો કશું મહત્ત્વનું કામ કરી શકે નહીં. આ વસ્તુને પહોંચી વળવા માટે ગાંધીજીએ એક નવો જ નુસખો કાઢ્યો. તેમણે કહ્યું કે ગવર્નરો બંધારણ મારફતે પોતાને મળેલા ખાસ હક્કો ગમે તેમ વાપરે નહીં, એટલું જ

નહીં પણ બધી વાતમાં પ્રધાનમંડળની સલાહ મુજબ જ કામ કરે એવી ખાતરી આપે તો જ કોંગ્રેસે પ્રધાનમંડળો રચવાં. મહાસમિતિએ ગાંધીજીની આ સલાહ માન્ય રાખી અને એ પ્રમાણે ઠરાવ કર્યો. જેઓ પ્રધાનપદાં લેવા બહુ ઉત્સુક હતા તેઓ આ ઠરાવથી નિરાશ થયા. કારણ આ શરત સ્વીકારવી એનો અર્થ તો બંધારણની એટલી કલમો રદ કરવા જેવું હતું, અને બ્રિટિશ સરકાર એમાં સંમત થાય નહીં. જેઓ પ્રધાનમંડળ રચવાની વિરુદ્ધ હતા તેઓ ખુશ થયા. કારણ તેમણે માન્યું કે બ્રિટિશ સરકાર આવી શરત કદી સ્વીકારવાની નથી અને પ્રધાનમંડળ રચી શકાવાનાં નથી. મહાસમિતિએ તો કોંગ્રેસી ધારાસભ્યોને આદેશ આપ્યો કે તેઓએ પોતાના પક્ષના નેતાની ચૂંટણી કરવી અને જ્યારે ગવર્નર પ્રધાનમંડળ રચવાને સારુ નેતાને બોલાવે ત્યારે એણે મહાસમિતિના ઠરાવની શરત રજૂ કરવી અને સ્પષ્ટ કહેવું કે જો તમે ગવર્નર તરીકેના ખાસ અધિકારો ન વાપરવાની જાહેર ખાતરી આપો તો જ અમે પ્રધાનમંડળ રચવા તૈયાર છીએ. મહાસમિતિનો આ ઠરાવ જાહેર થતાંની સાથે દેશમાં ભારે ઊહાપોહ જાગ્યો. હિંદુસ્તાનમાં તેમ જ ઈંગ્લંડમાં કેટલાક મોટા મોટા બંધારણશાસ્ત્રીઓને તથા કાયદાશાસ્ત્રીઓને લાગ્યું કે આવી માગણી તદ્દન ગેરકાયદે અને બંધારણની વિરુદ્ધ છે. આપણે ત્યાં સર તેજબહાદુર સપ્રુએ જાહેર રીતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે કોંગ્રેસની આ માગણી તદ્દન બેહૂદી છે. તેની સામે મુંબઈના પ્રખ્યાત કાયદાશાસ્ત્રીઓ શ્રી બહાદુરજી તથા શ્રી તારાપુરવાળા જેઓ બંને એક વખત મુંબઈના ઍડ્વોકેટ જનરલ થઈ ગયા હતા તેમણે પોતાનો ચોક્કસ અભિપ્રાય આપ્યો કે કોંગ્રેસની આ માગણીમાં બંધારણ વિરુદ્ધ કશું જ નથી. કીથ નામના ઈંગ્લંડના મોટા બંધારણશાસ્ત્રીએ પણ જણાવ્યું કે કોંગ્રેસની માગણી પૂરેપૂરી કાયદેસર છે. બ્રિટિશ પ્રધાનોએ સ્પષ્ટ જણાવ્યુ કે જ્યાં સુધી હિંદના બંધારણીય સુધારાના કાયદામાં ફેરફાર કરવામાં આવે નહીં ત્યાં સુધી ગવર્નરોથી કોંગ્રેસની માગણી સ્વીકારી શકાય નહીં. ગવર્નરોને જે ખાસ અનામત સત્તાઓ આપવામાં આવી છે તે પ્રજાના અમુક વર્ગનાં હિતો જાળવવાને માટે છે. લઘુમતી કોમો, બ્રિટિશ લોકોનાં હિંદુસ્તાનમાંનાં સ્થાપિત હિતો, પછાત વર્ગો અને પછાત વસ્તીવાળા પ્રદેશો તેમ જ દેશી રાજ્યો, એ બધાંનાં હિતો જાળવવા માટે ગવર્નરોને કાયદાથી ખાસ અનામત સત્તાઓ આપવામાં આવેલી છે. જરૂર પડ્યે એ વર્ગનાં હિતોના રક્ષણ અર્થે પોતાને મળેલી સત્તાઓ વાપરવાની તેમની ફરજ છે. તેમના ઉપર કાયદાએ નાખેલી આ ફરજો પોતે નહીં બજાવશે એવી ખાતરી ગવર્નરોથી કેમ આપી શકાય?

પણ ગાંધીજી પોતાની સનાદમાં મક્કમ રહ્યા તેમણે કહ્યું કે, આ શરત સિવાય આપણે પ્રધાનમંડળો રચના કરીશું તો આપણી મોટી ભૂલ થશે. બંધારણનો જે કાયદો બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કર્યો છે તેની કલમે કલમમાં, તો આપણી પ્રજાની સ્વરાજ ચલાવવાની લાયકાત વિષે શંકા ભરેલી જોઈ રહ્યો છું. નવી સુધારા આપ્યા છતાં બ્રિટિશ પ્રજાને હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા કાયમ રાખવી છે. કોંગ્રેસ ધારાસભામાં જાય છે તે બ્રિટિશ સત્તાને કાયમ કરવા નહીં, પણ સ્વરાજ સિદ્ધ કરવા માટે જાય છે. એટલે પ્રધાનોના રોજરોજના કામમાં ગવર્નર દખલ કરે એ આપણને પોસાય નહીં. આપણે તો બ્રિટિશ પાર્લમેન્ટે પાસ કરેલા બંધારણના કાયદાને વ્યર્થ કરી નાખવો છે. છતાં આપણે ખાતરીની માગણી કરીએ છીએ એનો અર્થ એવો તો નથી જ કે ગવર્નર અને પ્રધાનો વચ્ચે ગંભીર મતભેદ ઊભો થાય તો પ્રધાનોને કાઢી મૂકવાની અથવા ધારાસભાઓને પણ બરખાસ્ત કરવાની ગવર્નરની સત્તા આપણે છીનવી લેવા માગીએ છીએ. આપણો વાંધો તો પ્રધાનોને ગવર્નરની દખલગીરીને વશ થવું પડે અને વશ ન થવું હોય તો તેમણે રાજીનામું આપવું પડે તેની સામે છે. આવે પ્રસંગે પ્રધાનોને કાઢી મૂકવાની જવાબદારી આપણે ગવર્નર ઉપર નાખવા માગીએ છીએ. એ રીતે આપણી માગણીમાં બંધારણ વિરુદ્ધ અથવા કાયદા વિરુદ્ધ એવું કશું નથી. આ મતલબનો ઠરાવ કોંગ્રેસની કારોબારીએ પસાર કર્યો.

એપ્રિલની પહેલી તારીખે આ નવું બંધારણ અમલમાં આવતું હતું. એટલે શિરસ્તા મુજબ ગવર્નરોએ ધારાસભામાંના બહુમતી પક્ષના નેતાઓને બોલાવીને પ્રધાનમંડળ રચવાનું કહેવું જોઈએ. જુદા જુદા પ્રાંતના કોંગ્રેસ પક્ષના નેતાઓએ તેમને બોલાવવામાં આવ્યા ત્યારે ગવર્નરને કોંગ્રેસની શરત જણાવી દીધી અને ગવર્નરે તે સ્વીકારવાની અશક્તિ જણાવી. એટલે પ્રધાનમંડળ રચવાની ના પાડી. સરકારે હવે બીજી યુક્તિ અજમાવી. છ મહિના સુધી ધારાસભાને બોલાવ્યા વિના પ્રાંતનું તંત્ર ચલાવવાની ગવર્નરને કાયદામાં સત્તા હતી. એટલે લઘુમતી પક્ષમાંથી તેમણે પ્રધાનમંડળ ઊભાં કર્યાં — એવી આશાથી કે હોદ્દાની લાલચને લીધે ધીમે ધીમે કોંગ્રેસ પક્ષના ધારાસભ્યોમાં ફૂટ પડશે. પણ આવી કશી ફૂટ પડી નહીં. એટલે ત્રણેક મહિના રાહ જોયા પછી બ્રિટિશ પ્રધાનોએ અને વાઈસરૉયે ફરીથી તોડ્યું. વાઈસરૉયે તા. ૨૧મી જૂને સીમલાથી રેડિયો ઉપર ભાષણ કર્યું તેમાં જણાવ્યું કે

> કોંગ્રેસ જે જાતના ભય સેવી રહી છે તે સાચા દિલથી સેવે છે એ હું કબૂલ કરું છું. પણ હું જોઉં છું કે હકીકતમાં એ ભય પાયા વિનાનો છે. ગવર્નરો કાંઈ પ્રધાનોની નીતિમાં અને કામકાજમાં દખલ કરવાના પ્રસંગો શોધવાના

નથી. તેમના ઉપર જે ખાસ જવાબદારીઓ નાખવામાં આવી છે તેનો ઉપયોગ પણ વિના કારણ પ્રધાનોનાં રોજબરોજનાં કામોમાં અંતરાય નાખીને અથવા તો તેમનો વિરોધ કરીને તેઓ કરવાના નથી. બંધારણીય સુધારાના કાયદાનો હેતુ તો એ છે કે પ્રધાનોને એવો વિશ્વાસ બેસે કે ગવર્નરો તથા સનંદી નોકરોના સહકારથી પોતાના પ્રાંતના હિતને માટે જે કાયદા તેમને ઘડવા હોય તે તેઓ ઘડી શકે. પ્રાંતિક સ્વરાજનો એ જ અર્થ થાય છે કે પ્રધાનોના ક્ષેત્રમાં આવતી તમામ બાબતો લઘુમતી કોમોને લગતી, સનંદી નોકરોને લગતી, વગેરે બાબતોમાં પણ ગવર્નરો પોતાની સત્તાનો ઉપયોગ પ્રધાનો જેઓ બ્રિટિશ પાર્લમેન્ટને નહીં પણ પ્રાંતીય ધારાસભાને જવાબદાર છે તેમની સલાહ લઈને જ કરશે. ગવર્નરોને જે ખાસ સત્તાઓ આપવામાં આવી છે તેનું ક્ષેત્ર બહુ મર્યાદિત છે, છતાં તેમાં પણ તેઓ હમેશાં પોતાના પ્રધાનોનો સાથ મેળવવાની કાળજી રાખશે."

વાઈસરૉયે ગાંધીજીની સૂચનાને બહુ મદદરૂપ અને આવકાર લાયક ગણી. તેમણે કહ્યું કે,

"ગવર્નર અને તેના પ્રધાનો વચ્ચે ગંભીર મતભેદ પડે ત્યારે કાં તો પ્રધાનો રાજીનામું આપે અથવા તો ગવર્નર પ્રધાનોને બરતરફ કરે એવું કાયદામાં છે ખરુ, પણ ગવર્નરો પોતાના પ્રધાનો સાથે આવા ઝઘડા ઊભા કરવા જરા પણ ઇચ્છતા નથી. મતભેદને પ્રસંગે બન્ને પક્ષ વચ્ચે સદ્ભાવપૂર્વક સમાધાન થાય તેમ કરવાને તેઓ પોતાથી બનતું બધું કરવા ચૂકશે નહીં. ખાસ જવાબદારીઓની બાબતમાં પ્રધાનોની સલાહથી વિરુદ્ધ વર્તવાની ગવર્નરોને સત્તા છે ખરી, પણ તેનો અર્થ એ નથી કે પોતાની ખાસ જવાબદારીઓના સંકુચિત ક્ષેત્રની બહારની બાબતોમા પ્રાતના રોજબરોજના વહીવટમાં તેને દખલ કરવાની કશી સત્તા છે."

ભારતમંત્રીએ પણ થોડા દિવસ પછી વિલાયતમાં આ જ જાતનું ભાષણ કર્યું. તેમા કૉંગ્રેસની માગણીઓ પૂરેપૂરી અને સ્પષ્ટ રીતે સ્વીકારવામા આવી ન હતી, છતા એ ભાષણોનો ધ્વનિ સ્પષ્ટ હતો કે ગોળ ગોળ રીતે કૉંગ્રેસની માગણીઓ સ્વીકારીને સરકાર તેની સાથે સમાધાન કરવા તૈયાર હતી એટલે જુલાઈના પહેલા અઠવાડિયામા કૉંગ્રેસ કારોબારી વર્ધામાં મળી ત્યાં તેણે નીચે પ્રમાણે ઠરાવ કર્યો

"કારોબારી એ નિર્ણય ઉપર આવી છે અને એવો ઠરાવ કરે છે કે જે જે પ્રાતમા કૉંગ્રેસીઓને આમંત્રણ આપવામા આવે ત્યા તેમને હોદ્દા સ્વીકારવાની પરવાનગી આપવી. પણ તેની સાથે કારોબારી એટલું સ્પષ્ટ કરવા માગે છે કે હોદ્દાનો સ્વીકાર અને તેનો ઉપયોગ કૉંગ્રેસના ચૂંટણીના જાહેરનામામાં જે દિશા બતાવી છે તે દિશાને અનુસરીને કરવાનો છે. કૉંગ્રેસની નીતિ શકય તેટલી દરેક રીતે એક તરફથી નવા બંધારણીય સુધારાના કાયદાની સામે લડત ચલાવવાની અને બીજી તરફથી રચનાત્મક કાર્યક્રમનો અમલ કરવાની છે."

જુનાઈની ૧૩મી તારીખે બંગાળના ગવર્નર સર જોન ઍન્ડરસને એક પોલીસ પરેડ આગળ ભાષણ કરતા સરકારી નોકરોની સ્થિતિ વિષે જે ખુલાસો કર્યો તેથી પણ વાતાવરણ ઘણું સાફ થઈ ગયુ કારણ અમુક દરજ્જાના સરકારી નોકરોને બરતરફ કરવાની પ્રધાનોને સત્તા નહોતી એટલે તેઓ બેજવાબદાર રીતે વર્તી શકે એવી શકા રહેતી હતી બંગાળના ગવર્નરે તેમની જવાબદારી વિષે નીચેના શબ્દોમા ચોખવટ કરી

> હુ તમારા મન ઉપર એ વસ્તુ ઠસાવવા માગુ છુ કે નવા બધારણમા સરકારી નોકરોની વફાદારીમા સઘર્ષ ઊભો થાય એ અભિપ્રેત નથી કારણ, ભલે તમારી નિમણૂકો તાજ તરફથી કરવામા આવતી હોય અને તમે તાજને સીધા જવાબદાર ગણાતા હો પણ તાજની તમામ સત્તાઓ કાયદાને આધીન રહીને વર્તનારા તેના બધારણીય સલાહકારો (એટલે કે પ્રધાનો)ના હાથમા રહેલી છે તમે જાણો છો કે સરકારી નોકરોની બાબતમા ગવર્નરને ખાસ જવાબદારી સોંપવામા આવેલી છે પણ તેની આ જવાબદારીથી કાયદો અને વ્યવસ્થા સભાળનારા પ્રધાનની જવાબદારીનો નિષેધ થતો નથી એટલે તાજના નોકરો જે જે પ્રધાનના ખાતામા હોય તેમણે પોતાના હિત તથા રક્ષણ માટે એ પ્રધાનની દોરવણી ઉપર જ આધાર રાખવાનો છે તમારી વાત ગવર્નરના અગત ધ્યાન ઉપર લાવવી હોય ત્યારે પણ પ્રધાનની મારફત જ તેમ કરી શકાય તાજ, તાજના સલાહકારો (પ્રધાનો) અને તાજના નોકરો વચ્ચે પરસ્પર વિશ્વાસ આ જાતના પાયા ઉપર જ રહી શકે કોઈ પણ વ્યવસ્થિત અને પ્રાગતિક રાજ્યતંત્ર માટે આ શરત અનિવાર્ય જરૂરી છે

કારોબારીનો ઠરાવ થઈ ગયા પછી ૧૯૩૭ના જુલાઈમા ૭ પ્રાંતોમા કોંગ્રેસના પ્રધાનમંડળો રચવામા આવ્યા સરહદ પ્રાંતમા અને આસામમા થોડા વખત પછી કોંગ્રેસના પ્રધાનમંડળો રચાયા એટલે બ્રિટિશ હિંદના અગિયાર પ્રાંતોમાથી કુલ આઠ પ્રાંતોમા કોંગ્રેસની સત્તા ચાલુ થઈ

આને અગે બે તાત્ત્વિક મુદ્દા ઊભા થયા બંધારણના કાયદા પ્રમાણે તમામ ધારાસભ્યોએ તથા પ્રધાનોએ બ્રિટિશ શહેનશાહ પ્રત્યે વફાદારીના સોગદ લેવા જોઈએ કોંગ્રેસનુ ધ્યેય પૂર્ણ સ્વરાજનુ હોઈ કોંગ્રેસીઓ આવા સોગદ લઈ શકે કે કેમ એ એક પ્રશ્ન ઊભો થયો બીજો પ્રશ્ન એ ઊભો થયો કે કોંગ્રેસીઓએ તો બધારણને તોડવાનો નિશ્ચય કરેલો છે જ્યારે પ્રધાનપદનો સ્વીકાર કરવાથી કોંગ્રેસીઓ બધારણનો અમલ કરવામા ભાગ લે છે, એ કોંગ્રેસના ઠરાવ સાથે સુસગત છે કે કેમ?

પ્રથમ આપણે સોગદનો પ્રશ્ન લઈએ એ વિષે ગાધીજીના 'હરિજન' પત્રમા ઠીક ઠીક ચર્ચા તે વખતે ચાલી હતી વફાદારીના સોગદ વિષે ગાધી સેવા સઘના સમેલનમાં ગાધીજીએ કહ્યુ કે આવા સોગદ લેવાની બાબતમા જેને અતઃકરણનો બાધ હોય તેઓ ધારાસભામા જાય જ નહી

પણ આ કઈ ધાર્મિક સોગંદ નથી. જે પ્રમાણે બંધારણ સમજુ છું તે પ્રમાણે તત્કાળ અને પૂર્ણ એવા સ્વરાજની માગણી સાથે આ સોગંદ અસંગત નથી. ધાર્મિક સોગંદ અને બિનધાર્મિક સોગંદ વચ્ચેનો ભેદ દર્શાવતા તેમણે બીજે પ્રસંગે જણાવ્યું કે બંધારણની રૂએ લેવામા આવતા સોગંદનો અર્થ બંધારણ નક્કી કરે છે અથવા તો પ્રણાલિકા પ્રમાણે નક્કી થાય છે. હું બ્રિટિશ બંધારણ સમજુ છું તે પ્રમાણે વફાદારીના સોગંદનો એટલો જ અર્થ થાય છે કે ધારાસભ્ય પોતાની નીતિ અથવા તો પોતાના મુદ્દાની હિમાયત બંધારણને અનુસરીને કરે. શ્રી કિશોરલાલભાઈએ આના સોગંદનું સ્પષ્ટીકરણ ત્યારે વિસ્તારથી કર્યું, અને ગાંધીજીએ તેમની દલીલને પુષ્ટિ આપી. બંધારણની રૂએ લેવામા આવેના સોગંદનો અર્થ સમજાવતા શ્રી કિશોરલાલભાઈએ લખ્યું કે,

'વફાદારીના સોગંદના અર્થની બાબતમા ઘણો ગૂંચવાડો ઊભો થવા પામ્યો છે. તેનું કારણ એ છે કે બંધારણ ઘડનારા અથવા તો સોગંદનો અર્થ કરવાના અધિકારવાળા સોગંદનો જે અર્થ કરે તેને સામાન્ય માણસ સોગંદનો જે અર્થ કરે છે તેની સાથે આપણે ભેળવી દઈએ છીએ. સામાન્ય માણસ તો તાજ પ્રત્યે વફાદારીના સોગંદનો એટલે સુધી અર્થ કરે કે રાજા પ્રત્યે એવા ભક્તિભાવનું વલણ રાખવું કે તેને માટે સોગંદ લેનારે મરવા પણ તૈયાર થવું જોઈએ. વળી તે એવો પણ અર્થ કરે કે એક વાર આપેલ સોગંદ લીધા એટલે તે જીવનપર્યંત બંધનકારક થઈ ગયા. પણ બંધારણની રૂએ લેવામા આવતા સોગંદનો આવો અર્થ વાજબી ન ગણાય. નામાંકિત બંધારણશાસ્ત્રીઓના અભિપ્રાય પ્રમાણે હું એમ સમજ્યો છું કે આવા સોગંદ તે લેનારને ત્યા સુધી જ બંધનકર્તા હોય છે જ્યા સુધી તે તેવી સંસ્થાનો સભ્ય હોય. જ્યા સુધી તે સભ્ય હોય ત્યા સુધી રાજાની સામે હથિયાર ઉપાડી તે બળવો નહીં કરે અથવા તો તેનો જાન લેવામા ભાગ નહીં લે. જોકે બંધારણપૂર્વકની કારવાઈ કરીને તેને આવા કૃત્યો કરવાની પણ છૂટ છે ખરી. બંધારણપૂર્વકના ઉપાયો લઈને ધારાસભ્ય સોગંદના શબ્દોમા ફેરફાર કરાવી શકે છે અથવા તો સોગંદ બિલકુલ રદ પણ કરાવી શકે છે. રાજાને પદભ્રષ્ટ પણ કરી શકે છે. અથવા રાજાને ફાંસીની સજા પણ કરી શકે છે. પણ ધારાસભા જ્યા સુધી ઠરાવ ન કરે ત્યા સુધી સોગંદ લેનાર કોઈ પણ ધારાસભ્ય જ્યા સુધી ધારાસભાનો ત્યાગ ન કરે ત્યા સુધી રાજાની સામે હિંસક બળવો કરી શકતો નથી.'

ગાંધીજીએ એક દલીલ એ પણ કરી કે પૂર્ણ સ્વરાજ લેવાની આપણી ચળવળ આ સોગંદની સાથે જો અસંગત હોત તો કોંગ્રેસીઓએ ધારાસભ્ય થવાની ઉમેદવારી કરી તે વખતે જ સરકારે વાંધા લીધો હોત.

આપણે ધારાસભાઓમા બંધારણને નિષ્ફળ કરવા જઈએ છીએ એનો અર્થ ઘણા કોંગ્રેસીઓએ એવો કરેલો કે ધારાસભાઓમા જઈને દરેકે દરેક બાબતમા આપણે વાંધા ઉઠાવીશું, ઝઘડા કરીશું અને એ રીતે ધારાસભાઓને

સરકાર સાથે મલ્લકુસ્તીનો અખાડો કરી મૂકીશું. પણ એ બાબતમાં ગાંધીજીએ સ્પષ્ટ કર્યું કે,

"આપણે હોદ્દા સ્વીકારીએ છીએ તે એટલા માટે નથી કે આપણે બંધારણનો સાંગોપાંગ અમલ કરવો છે; છતાં એનો અર્થ એ પણ નથી કે આપણે વારે વારે મડાગાંઠ ઊભી કરવી છે. જ્યાં સુધી આપણે ધારાસભાઓમાં બેઠા હોઈશું ત્યાં સુધી તો આપણે તેના કાયદાની મર્યાદામાં રહીને જ વર્તીશું. પરંતુ વિનીત વિચારના નેતાઓ જે રીતે બંધારણનો અમલ કરવાનું સમજે છે અથવા તો વચગાળામાં જે પ્રધાનો થઈ ગયા, તેમણે જે રીતે બંધારણનો અમલ કર્યો તે રીતે આપણે અમલ કરવાના નથી. બંધારણપૂર્વક જે સત્તાઓ આપણને મળી છે તે સત્તાનો ઉપયોગ બંધારણનો કાયદો ઘડનારાના હેતુઓ નિષ્ફળ થઈ જાય એ રીતે આપણે કરવાના છીએ. આપણે બંધારણનો અમલ તો કાયદાપૂર્વક જ કરીશું, પણ સરકારે અપેક્ષા રાખી છે એ રીતે નહીં કરીએ."

મુંબઈ પ્રાંતમાં કૉંગ્રેસનું પ્રધાનમંડળ રચાયા પછી સરદારે પ્રધાનો પાસે પહેલું કામ એ કરાવ્યું કે '૩૦થી '૩૪ની ગઈ લડતમાં ગુજરાત તથા કર્ણાટકમાં જે ખેડૂતોની જમીન સરકારે ખાલસા કરી હતી અને વેચી નાખી હતી તે તેમને પાછી મળી. આ એક કામ માટે પણ પ્રધાનપદાં લેવા સરદાર ઈન્તેજાર હતા. તમારી જમીનો તમારાં બારણાં ઠોકતી પાછી આવશે એમ સરદારે ખેડૂતોને સધિયારો આપ્યો હતો. એમ કહેવું જોઈએ કે મુંબઈના ગવર્નરે આ બાબતમાં બહુ સહાનુભૂતિ ભરેલું વલણ રાખ્યું અને સારી મદદ કરી. જોકે ઉત્તર વિભાગના કમિશનર મિ. ગૅરેટે આ કામમાં ગચ્ચાં નાખવાનો એનાથી શક્ય એટલો પ્રયત્ન કર્યો. પણ એનું કંઈ વળ્યું નહીં.

લગભગ સવા બે વરસ સુધી કૉંગ્રેસે આઠ પ્રાંતોમાં સત્તા ભોગવી. તે દરમ્યાન ઉપર જણાવેલી નીતિ અમલમાં મૂકતાં કેટલાક પ્રાંતોમાં ગવર્નરો સાથે મુશ્કેલીઓ અને ઘર્ષણો પણ ઊભાં થયાં. પણ તેની વિગતોમાં ઊતરતા પહેલાં મુંબઈ પ્રાંતમાં ધારાસભાના નેતાની ચૂંટણી બાબતમાં એક મોટો વિવાદ ઊભો થયો તેનું વર્ણન કરીશું.

શ્રી નરીમાન જેઓ મુંબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ હતા અને નેતા થવાની ઉમેદવારી રાખતા હતા એટલું જ નહીં પણ પોતાને જ નેતા ચૂંટવા જોઈએ એમ માનતા હતા તેમને નેતા ચૂંટવાને બદલે ધારાસભ્યોએ શ્રી બાળાસાહેબ ખેરને નેતા ચૂંટ્યા. સરદારે પોતાની લાગવગનો ગેરવાજબી ઉપયોગ કરીને તથા દ્વેષભાવ રાખીને પોતાને મુંબઈ ધારાસભાના નેતા ન ચૂંટાવા દીધા એવું આળ શ્રી નરીમાને સરદાર ઉપર મૂક્યું. મુંબઈમાં તેને લીધે હવા કાંઈક બગડી પણ ખરી. છેવટે એ વસ્તુ લવાદોને સોંપાઈ. લવાદોએ બધો પુરાવો તપાસીને સરદારનો કશો દોષ નહોતો એવું જાહેર કર્યું. એની વિગતો આગળના પ્રકરણમાં આપીશું.

# નરીમાન પ્રકરણ—૧

## નરીમાનના આક્ષેપો

ચૂંટણીઓનું પરિણામ બહાર આવ્યા પછી કૉંગ્રેસે હોદ્દા સ્વીકારવા કે કેમ તે બાબતનો વિચાર કરવા મહાસમિતિની મીટિંગ દિલ્હીમાં ૧૯૩૭ના માર્ચના ત્રીજા અઠવાડિયામાં મળવાની હતી. તેની સાથે જ તા. ૧૯ તથા ૨૦મી માર્ચે કૉંગ્રેસના ચૂંટાયેલા ધારાસભ્યોનું એક સંમેલન રાખ્યુ હતું. એ સંમેલન મળે તે પહેલાં જુદા જુદા પ્રાંતના ધારાસભ્યોએ પોતપોતાના નેતાની ચૂંટણી કરી લેવાની હતી, જેથી તે તે નેતાની મારફત વિચાર કરવાનુ સંમેલનમાં સુગમ પડે. આ યોજના અનુસાર તા. ૧૨મી માર્ચે મુંબઈ પ્રાંતના બધા ધારાસભ્યોની એક મીટિંગ મુંબઈના કૉંગ્રેસ હાઉસમાં થઈ, અને તેમાં શ્રી બાળાસાહેબ ખેરને સર્વાનુમતે મુંબઈ પ્રાંતના ધારાસભા પક્ષના નેતા ચૂંટવામાં આવ્યા. શ્રી નરીમાન સ્વરાજપક્ષ વખતે મુંબઈની ધારાસભામાં સ્વરાજપક્ષના નેતા હતા. ઉપરાંત તેઓ મુબઈ પ્રાંતની પાર્લમેન્ટરી બોર્ડના પણ ચૅરમૅન હતા. વળી લાંબા વખતના પોતાના કૉંગ્રેસના કાર્યને લીધે તથા પોતાની બાહોશીને લીધે ધારાસભ્યો પોતાને જ નેતા ચૂંટશે એમ શ્રી નરીમાન આશા રાખતા હતા અને ખાતરીપૂર્વક માનતા પણ હતા. પણ તા. ૧૨મીએ સવારમાં તેમને ખબર પડી ગઈ કે ધારાસભ્યો તેમને નેતા ચૂંટવાના નથી. એટલે તેમણે મીટિંગમાં હાજરી આપી નહીં. બીજા જ દિવસથી મુબઈનાં ગુજરાતી, પારસી છાપાંઓએ તથા અંગ્રેજી પત્ર 'બૉમ્બે સેન્ટીનલે' જબરજસ્ત ઝુંબેશ ચલાવી કે નરીમાનને મોટો અન્યાય થયો છે, અને જોકે ધારાસભ્યો શ્રી નરીમાનને ચૂંટવા ઇચ્છતા હતા છતાં પણ સરદારે પોતાની લાગવગ વાપરી તથા ધારાસભ્યો ઉપર ગેરવાજબી દબાણ આણી નરીમાનને ચૂંટાવા દીધા નથી

તા. ૧૫મી માર્ચે છાપાજોગું એક નિવેદન બહાર પાડીને શ્રી નરીમાને જણાવ્યું કે,

> "ગમે તેમ બન્યુ હોય — એક વ્યક્તિના હકો ગમે તેટલા હોય પણ એક કડક શિસ્તપાલક વફાદાર કૉંગ્રેસી તરીકે બહુમતીનો ચુકાદો આનંદપૂર્વક અને કશા કચવાટ વિના મારે સ્વીકારી લેવો જોઈએ. આ ચૂંટણીથી મારી લાગણી દુભાઈ નથી એમ હુ કહુ તો એ અપ્રામાણિકતા ગણાય પણ મારામાં શિસ્તની એટલી ભાવના છે અને જાહેર કર્તવ્યનું મને એટલું ભાન છે કે રાષ્ટ્રીય કાર્યમા

મારી લાગણીને હુ આડે આવવા દઈશ નહી. એટલે જ્યા સુધી શ્રી બ્રેર આપણા પક્ષના ચૂટાયેલા નેતા છે ત્યા સુધી પૂરા હૃદયથી અને સાચી નિષ્ઠાથી તેમને સહકાર આપવાની આપણે પ્રતિજ્ઞા લેવી જોઈએ "

આમા પોતાને અન્યાય થયાની પોતાની માન્યતાનો ધ્વનિ સ્પષ્ટ દેખાઈ આવે છે

દિલ્હીમા કારોબારીની મીટિંગો અને મહાસમિતિની બેઠક તા ૧૫મી માર્ચથી શરૂ થઈ હતી એટલે ઘણા ધારાસભ્યો દિલ્હીમા ત્યારથી જ પહોચી ગયેલા હતા મુબઈના છાપાઓનો અનિષ્ટ પ્રચાર જોઈને તા ૧૬મી માર્ચે મુબઈ પ્રાતના તે વખતે ત્યા હાજર એવા ૪૭ ધારાસભ્યોની સહીથી એક નિવેદન બહાર પાડવામા આવ્યુ તેમા જણાવવામા આવ્યુ કે,

"અમારા પક્ષના નેતા તરીકે શ્રી બ્રેરની ચૂટણી થઈ તે બાબતમા મુબઈના કેટલાક વતમાનપત્રોમા સરદાર વલ્લભભાઈની સામે જે બદનક્ષીભરેલો પ્રચાર થઈ રહ્યો છે તથા તેમના ઉપર બિનજવાબદાર અને દ્વેષયુક્ત આક્ષેપો મૂકવામા આવે છે, તેથી અમને બહુ દુખ થાય છે તા ૧૨મી માર્ચની ધારાસભાના કોંગ્રેસ પક્ષની મુબઈની સભામા અમે સઘળા હાજર હતા તેમા શ્રી બ્રેરને સર્વાનુમતે નેતા ચૂટવામા આવ્યા હતા તથા બીજા હોદ્દેદારો નીમવાની સત્તા તેમને આપવામા આવી હતી સરદાર તરફથી કોઈ પણ સભ્ય ઉપર કશું ગેર વાજબી દબાણ કરવામા આવ્યાની વાત તદ્દન બિનપાયાદાર અને બેવકૂફ છે એટલે અમે કોંગ્રેસના પ્રમુખને વિનતી કરીએ છીએ કે એક નિવેદન બહાર પાડીને દેશના રાષ્ટ્રીય જીવનમા ઝેર ફેલાવતા આ પ્રચારને વખોડી કાઢી બધ કરાવવા કોશિશ કરે"

દરમ્યાન શ્રી નરીમાનને અન્યાય થયો છે એવી ફરિયાદોના કેટલાક કાગળો કોંગ્રેસના પ્રમુખ તથા કારોબારી સમિતિ ઉપર આવ્યા હતા તે ઉપરથી કારોબારી સમિતિએ આ બાબતની પૂરી તપાસ કરી નીચે પ્રમાણે ઠરાવ કર્યો

'મુબઈના વર્તમાનપત્રોમા જે પ્રચાર ચાલી રહ્યો છે તે જોઈને કારોબારી સમિતિને ઘણુ આશ્ચર્ય અને દુખ થાય છે આ બાબતમા કારોબારી સમિતિએ વિગતોમા ઊતરીને તપાસ કરી છે તથા શ્રી નરીમાનની, તેમના તરફથી બહુ લબાણથી રજૂ કરવામા આવેલી બધી હકીકત સાભળી છે તે ઉપરથી સમિતિની ખાતરી થઈ છે કે મુબઈની ધારાસભાના કોંગ્રેસ પક્ષે સ્વતત્ર રીતે વિચારપૂર્વ અને સર્વાનુમતે જે ચૂટણી કરી છે તેમા વચ્ચે પડવાનુ કશુ જ કારણ તેને દેખાતુ નથી સમિતિને એ પણ ખાતરી થઈ છે કે પક્ષના નિર્ણય સામે જે પ્રચાર ઉપાડવામા આવ્યો છે તે તદ્દન બિનપાયાદાર તથા પ્રાતના જાહેર જીવનને તેમ જ કોંગ્રેસના કાર્યને નુકસાન પહોચાડનારો છે આ સમિતિ તેને વખોડી કાઢે છે જો સમિતિને એમ માનવાને કારણ જણાયુ હોત કે કોઈ પણ માણસના અયોગ્ય વર્તનથી ચૂટણી ઉપર અસર પડી છે અથવા તો આક્ષેપ મૂકવામા

આવે છે તેમ સરદાર વલ્લભભાઈ પટેલના ગેરવાજબી દબાણથી નેતાની પસંદગી કરવામાં આવી છે તો જરૂર સમિતિ ફરીથી ચૂંટણી કરવાનો હુકમ કરત. પણ એમ કરવાનું સમિતિને જરા પણ કારણ જણાયું નથી. ધારાસભ્યોના સંમેલન માટે દિલ્હીમાં હાજર એવા ૪૭ સભ્યોએ લેખિત જાહેરાત કરેલી છે કે શ્રી ખેરની પસંદગી સ્વતંત્ર રીતે અને સર્વાનુમતે થયેલી છે. એટલે આ સમિતિ એ ચૂંટણીને બહાલી આપે છે અને વર્તમાનપત્રોને તથા લાગતીવળગતી બીજી વ્યક્તિઓને અપીલ કરે છે કે પોતાનો નેતા ચૂંટવાની બાબતમાં સઘળાં દૃષ્ટિબિંદુનો વિચાર કરીને પક્ષે કરેલા છેવટના નિર્ણયની સામેનો પ્રચાર બંધ કરે. અમે એમ માનીએ છીએ કે હજી વધુ પ્રચાર ચાલુ રાખવામાં આવશે તો એનો અર્થ એ થશે કે પક્ષને ધાકધમકીથી બિવડાવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. એટલે કોંગ્રેસના ઉદ્દેશો અને હેતુઓ સાથે જેમની સહાનુભૂતિ છે એવા તમામને અમે વિનંતી કરીએ છીએ કે આ જાતની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું નહીં."

મુંબઈ પાછા આવ્યા પછી તા. ૨૩મી માર્ચે શ્રી નરીમાને છાપાં-જોગું નિવેદન બહાર પાડીને જણાવ્યું કે,

> "રાષ્ટ્રની ઊંચામાં ઊંચી સત્તાએ જે ચુકાદો આપ્યો છે તે મારે છેવટનો ગણવો જોઈએ. જેઓ સાચા અને વફાદાર કોંગ્રેસીઓ છે તેમણે આ ખેદજનક પ્રકરણને પૂરું થયેલું ગણવું જોઈએ."

પરંતુ એની સાથે તેઓ એવું કહેતાં પણ ચૂક્યા નહીં કે,

> "એક નાની કોમના અદના સેવકને ન્યાય આપવા સારુ તેના આટલા બધા હિંદુ મિત્રો અને પ્રશંસકોએ વિરોધ ઉઠાવ્યો તે મારે માટે બહુ સંતોષ લેવા જેવું છે."

વર્તમાનપત્રોનો પ્રચાર તો ચાલુ જ રહ્યો. તેમાં શ્રી ગંગાધરરાવ દેશપાંડે, શ્રી શંકરરાવ દેવ તથા શ્રી અચ્યુત પટવર્ધનનાં નામ સરદારના સાગરીતો તરીકે બહુ ગવાતાં હતાં એટલે તેમણે તા. ૨૬મી માર્ચે છાપાં-જોગું નિવેદન બહાર પાડીને જણાવ્યું કે,

> "અમે સ્પષ્ટ કહેવા માગીએ છીએ કે સરદાર વલ્લભભાઈ પટેલે પોતાની મેળે થઈને આ બાબતમાં કશો ભાગ લીધો નથી અને એક પણ મતદાર ઉપર પોતાની લાગવગ વાપરી નથી. કેટલાક સભ્યો તથા મંડળો સાથે ચર્ચા કરતાં અમને પોતાને જ એમ લાગ્યું કે કોંગ્રેસ જે નવા પ્રયોગનો આરંભ કરે છે તેને સારી રીતે ફતેહમંદ કરવા માટે ધારાસભા પક્ષનો નેતા એવો હોવો જોઈએ કે જે સભ્યોના બહુ મોટા ભાગનો વિશ્વાસ ધરાવતો હોય. આવી રીતે બધાને માન્ય થઈ પડે એવા અમને શ્રી ખેર લાગ્યા. તા. ૧૨મીએ સાંજે કોંગ્રેસ પક્ષના ધારાસભ્યો પોતાના નેતાને પસંદ કરવા માટે ભેગા થયા હતા ત્યારે લગભગ પંદર સભ્યો સિવાય બીજા તમામ શ્રી ખેરને ચૂંટવાના મતના હતા એટલે એમનું નામ નેતા તરીકે રજૂ કરવામાં આવ્યું અને સૌએ તે સર્વાનુમતે સ્વીકારી લીધું."

એ જ કાગળમાં ફરી પાછું લખ્યું કે,

"જોકે આ પ્રકરણ હું ફરી પાછું ઉખેળવા માગતો નથી, પણ મને જે વધુ પુરાવો મળી આવ્યો છે તેનાથી સંસ્થાના વડા તરીકે તમને વાકેફ કરવા એ મારી ફરજ સમજીને મેં આ તમને લખ્યું છે જેથી આખા પ્રસંગનો સાચો અને ન્યાયી ખ્યાલ તમને આવી શકે."

તે વખતે પંડિત જવાહરલાલજી બર્મા અને મલાયાની સફરે ગયા હતા એટલે આ કાગળ તેમને ત્યાં મોકલવામાં આવ્યો. દરમ્યાન પેલા બે તારોની ફોટો પ્રિન્ટ મુંબઈના 'કૈસરે હિંદ' તથા બીજાં પેપરોમાં એવી ટીકા સાથે પ્રસિદ્ધ થઈ કે સરદારે કર્ણાટક તથા મહારાષ્ટ્રના ધારાસભ્યો ઉપર દબાણ વાપર્યું હતું તેનો નિર્ણાયક પુરાવો આ તારો પૂરો પાડે છે. તા. ૯મી જૂને શ્રી શંકરરાવ દેવ તથા શ્રી અચ્યુત પટવર્ધને છાપાંજોગું નિવેદન બહાર પાડીને તારોનો ખુલાસો કર્યો. તેમણે જણાવ્યું કે,

"મહારાષ્ટ્રની પ્રાંતિક સમિતિ તા. ૭મી માર્ચે મળી હતી અને તેણે બહુમતીથી ઠરાવ્યું હતું કે કોંગ્રેસે હોદ્દા સ્વીકારવા નહીં. પરંતુ મહારાષ્ટ્રના નવા ચૂંટાયેલા ધારાસભ્યો હોદ્દા સ્વીકારવાના મતના હતા. એટલે બીજે જ દિવસે તા. ૮મી માર્ચે ચાપાણીના મેળાવડામાં ભેગા થઈ અરેધ રીતે તેમણે હોદ્દા સ્વીકારવાનું ઠરાવ્યું. એટલું જ નહીં પણ વીર નરીમાન મુખ્ય પ્રધાન થાય અને દરેક પ્રાંતના ધારાસભાના સભ્યોની સંખ્યાના પ્રમાણમાં તે તે પ્રાંતના પ્રધાનો રાખવામાં આવે એવું પણ ઠરાવ્યું. પ્રધાનોનાં નામ પણ સૂચવ્યાં. આ વસ્તુ ૯મી માર્ચનાં છાપાઓમાં સરદારના વાંચવામાં આવી એટલે તેમને લાગ્યું કે હજી તો કોંગ્રેસની મહાસમિતિએ હોદ્દા સ્વીકારવા કે નહીં એ પણ નક્કી કર્યું નથી તે પહેલાં અમુક ધારાસભ્યો હોદ્દા સ્વીકારવાનું ઠરાવે અને તેની વહેંચણી કરવા પણ બેસી જાય તેની વાતાવરણ ઉપર બહુ માઠી અસર થાય. કોંગ્રેસ પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકે સરદારને લાગ્યું કે આ જાતની બિનજવાબદારીભરી અને હોદ્દાની લાલચભરી ચર્ચાઓ બંધ કરવી જોઈએ. તેથી તેમણે અમને તાર કરીને બોલાવેલા. શ્રી ગંગાધરરાવને પણ એટલા માટે બોલાવેલા કે, જોકે તેઓ કર્ણાટકમાં કામ કરે છે પણ તિલક મહારાજના જૂના સાથી તરીકે અને વયોવૃદ્ધ આગેવાન તરીકે મહારાષ્ટ્રના કાર્યકર્તાઓમાં તેમનું બહુ વજન છે. એટલે અમે ત્રણે થઈને મહારાષ્ટ્રના ધારાસભ્યોને આવી નુકસાન પહોંચાડે એવી ચર્ચાઓ ન કરવાનું સમજાવીએ. તાર કરીને અમને બોલાવવામાં શ્રી નરીમાન વિરુદ્ધ પ્રચાર કરવાનો સરદારનો હેતુ જરા પણ નહોતો."

તા. ૧૧મી જૂને શ્રી ગંગાધરરાવ દેશપાંડેએ પણ આવી જ મતલબનું નિવેદન બહાર પાડ્યું. પરંતુ મુંબઈનાં વર્તમાનપત્રોએ તો આ તારોનો કાગમાંથી વાઘ કર્યો હતો અને સરદાર ઉપર ચિત્રવિચિત્ર આક્ષેપો કરવા માંડ્યા હતા. જૂનની અધવચમાં જવાહરલાલજી બર્મા–મલાયાના પ્રવાસમાંથી પાછા આવ્યા ત્યારે આ બધા આક્ષેપો અને બિનજવાબદાર પ્રચાર જોઈને

તેઓને ભારે આશ્ચર્ય થયું. આ વસ્તુને દાબી દેવા માટે તા. ૧૬મી જૂને અમદાવાદથી છાપાજોગું નિવેદન બહાર પાડીને તેમણે તારોનો ખુલાસો કર્યો. તેમણે જણાવ્યું કે,

"આ જાતની વાતો બીજા પ્રાંતના ધારાસભ્યોમાં પણ ચાલતી અમારા જાણવામાં આવેલી અને વર્કિંગ કમિટીમાં અમે નક્કી પણ કરેલું કે કોંગ્રેસી ધારાસભ્યો હોદ્દા લેવા આતુર છે એ જાતની છાપ લોકોમાં અને સરકારમાં પડે એવી તમામ પ્રવૃત્તિને વખોડી કાઢવી. મેં એ વિષે તે વખતે છાપાજોગું નિવેદન પણ બહાર પાડેલું. સરદાર વલ્લભભાઈએ મહારાષ્ટ્રના નેતાઓને તાર કરીને બોલાવેલા તે અમારા આ જાતના નિર્ણયને પરિણામે જ હતું. જે દિવસે તેમણે તારો કરેલા તે જ દિવસે તેમણે મને કાગળ પણ લખેલો કે મહારાષ્ટ્રમાં આવી વાતો ચાલે છે અને તે રોકવા માટે મેં શ્રી ગંગાધરરાવ દેશપાંડે વગેરેને મુંબઈ બોલાવ્યા છે."

તા. ૧૭મી જૂને શ્રી નરીમાનને તેમણે કાગળ લખ્યો તેમાં આ વસ્તુ સમજાવી તા. ૧૨મી મેના શ્રી નરીમાનના કાગળમાં ઉઠાવેલા બીજા મુદ્દાઓનો જવાબ આપતાં તેમણે જણાવ્યું કે,

"તમે છૂપી મીટિંગો અને છૂપા પ્રચારનું લખો છો એમાં તો તમારી કલ્પનાને બેફામ દોડવા દીધા સિવાય બીજું કશું મને જણાતું નથી. તમે લખ્યું છે તેમાં વસ્તુસ્થિતિને તેના ખરા રૂપમાં જોવાની તમારી વૃત્તિનો અભાવ જણાય છે. તમે લખો છો કે પ્રાંતિક સમિતિના પ્રમુખો ધારાસભા પક્ષના નેતાની ચૂંટણીમાં શું કામ ભાગ લે? આ વસ્તુ બિલકુલ બરાબર નથી. આખી કોંગ્રેસ કારોબારીએ અને તેના સભ્યોએ વ્યક્તિગત રીતે આવી ચૂંટણીઓમાં રસ લેવો જ જોઈએ. કારણ આપણી ભવિષ્યની લડતમાં એ વસ્તુ મહત્ત્વનો ભાગ ભજવવાની છે. એક અંગત બાબતને તમે વધારે પડતી ખેંચી પકડો છો અને કશા સંગીન આધાર વગર જવાબદાર માણસો ઉપર ગંભીર આક્ષેપો મૂકો છો. તમારી ઇચ્છા હોય તો તમારો કાગળ હું કારોબારી સમિતિ આગળ રજૂ કરું. પણ તેમ કરવું તમને કોઈ પણ રીતે મદદરૂપ થાય એમ મને લાગતું નથી."

ત્યાર પછી લગભગ એક મહિના સુધી શ્રી નરીમાને જવાહરલાલજી સાથે પત્રવ્યવહાર ચલાવીને તેમને બહુ લાંબા લાંબા કાગળો લખ્યા. તા. ૫મી તથા ૮મી જુલાઈના દિવસોમાં વર્ધામાં કારોબારી સમિતિની બેઠક મળી. મુંબઈના છાપાઓમાં ઝેરી અને ઝનૂની પ્રચાર ચાલુ જ હતો. એટલે પછી જવાહરલાલે શ્રી નરીમાનની વાત સમજવા માટે તેમને રૂબરૂ બોલાવ્યા. તેમની ફરિયાદો વિષે પૂછતાં શ્રી નરીમાને જણાવ્યું કે દિલ્હીનો નિર્ણય ફરી વિચારાય એવું હું ઇચ્છતો નથી. ત્યારે પંડિત જવાહરલાલજીએ કહ્યું કે ચાર મહિનાથી વર્તમાનપત્રોમાં આ પ્રચાર ચાલી રહ્યો છે માટે તમારા જે કંઈ આક્ષેપો હોય તે મને ચોક્કસ રૂપમાં કહો. શ્રી નરીમાને જવાબ આપ્યો કે હું તુરતાતુરત કહી શકતો નથી, પણ મુંબઈ જઈને મને

જરૂર લાગશે તો તમને લખી જણાવીશ. આ વસ્તુ લેખી રૂપમાં રહે એટલા માટે તા. ૮મી જુલાઈએ શ્રી જવાહરલાલે શ્રી નરીમાનને લખી જણાવ્યું કે,

"જોકે તમારા કાગળો બહુ લાંબા હોય છે છતાં તેમાં જરાય સ્પષ્ટતા હોતી નથી. એટલે તમે શું કહેવા માગો છો, તમારે શું જોઈએ છે અને તમારા ચોક્કસ આક્ષેપો શા છે એ સમજવું મને મુશ્કેલ પડે છે. એક તરફથી તમે કહો છો કે તમારી સતામણી થઈ રહી છે અને એ સતામણી સામે તમારે રક્ષણ જોઈએ છે. બીજી તરફથી તમે કહો છો કે આ વસ્તુ ફરી ઉખેળવા હુ ઇચ્છતો નથી. વળી પાછા કહો છો કે જો એ ઉખેળવામાં આવે તો મને પૂરી તપાસ મળવી જોઈએ. આ બધુ ગોટાળાભરેલું છે. એટલે મારી તમને વિનંતી છે કે આ બાબતમાં તમારી સ્થિતિ શી છે તે તમે મને સ્પષ્ટ જણાવો. બીજું સરદાર વલ્લભભાઈ પટેલ અને બીજાઓ સામે તમે જે જાતજાતના આક્ષેપો મૂકો છો અને ફરિયાદો કરો છો તેની યાદી તમે મને સ્પષ્ટ અને ચોક્કસ ભાષામાં આપો. આવી યાદી મારી સામે હોય તો જ તમારે શું જોઈએ છે અને અમે શું કરીએ એમ તમે ઇચ્છો છો એ અમને સમજ પડે. આ મારા સવાલોના જવાબો તમે મને આપો તો કારોબારી સમિતિમા તેના ઉપર વિચાર થઈ શકે."

કારોબારી સમિતિની બેઠક પૂરી થયા પછી તા. ૯મી જુલાઈએ સરદારે ગાંધીજીની સલાહ અને આગ્રહથી વર્ધાથી નીચેનું નિવેદન બહાર પાડ્યું :

"મુંબઈ ધારાસભાના કૉંગ્રેસ પક્ષના નેતાની ચૂટણી બાબતમાં વર્તમાનપત્રોમાં દુ:ખદ ચર્ચા ચાલી રહી છે. અત્યાર સુધી ઇરાદાપૂર્વક અને પ્રયત્નપૂર્વક આ બાબતમા મે મૌન સેવ્યુ છે. પણ મને લાગે છે કે જનતાની જાણ માટે એક ટૂકુ નિવેદન કરવાનો સમય મારે માટે આવી લાગ્યો છે.

"શ્રી નરીમાનનુ સૂચન એવુ છે કે નેતાની ચૂંટણીની બાબતમા મે ગેરવાજબી લાગવગ વાપરી છે. શ્રી ગગાધરરાવ દેશપાંડે, શ્રી શકરરાવ દેવ તથા શ્રી અચ્યુત પટવર્ધન જેમની મારફત મે દબાણ વાપર્યાનુ કહેવાય છે. તેમણે આ સૂચનાનો ભારપૂર્વક ઇન્કાર કર્યા છતા આક્ષેપ ચાલુ જ રાખવામા આવ્યો છે. જનતા એ પણ જાણે છે કે ધારાસભાનાં બહુ મોટા ભાગના સભ્યોએ લેખી નિવેદન દ્વારા આ આક્ષેપનો ઇન્કાર કર્યો છે. હવે મારી જવાબદારીના પૂરા ભાન સાથે હુ કહુ છુ કે મે પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે ચૂટણીને અસર પહોચાડી નથી. હકીકત આ પ્રમાણે બનેલી ૪થી માર્ચની સવારે શ્રી નરીમાન મારે ત્યાં આવ્યા અને ખાનગી મુલાકાતની માગણી કરી. હુ તો તે જ વખતે તેમની સાથે વાત કરવા તૈયાર હતો. પણ એમની સૂચનાથી એવુ ગોઠવવામા આવ્યુ કે અમારે સાંજે વરલી ઉપર ફરવા જવુ. તે મુજબ પોતાની ગાડીમા તેઓ મને વરલી લઈ ગયા. ત્યાં પોતાને નેતા ચૂટવામા મદદ કરવાની તેમણે મારી પાસે માગણી કરી. મે કારણો આપી તેમને જણાવ્યુ કે હુ તેમને મદદ કરી શકું એમ નથી. સાથે સાથે એ પણ જણાવ્યુ કે તેમની વિરુદ્ધ હુ કોઈના ઉપર પણ અસર પહોચાડીશ નહી.

‘શ્રી નરીમાનની વિરુદ્ધ ધારાસભ્યો ઉપર અસર પહોંચાડવાની મે ચળવળ કરી એમ બતાવવા માટે શ્રી શંકરરાવ દેવ તથા શ્રી ગંગાધરરાવ દેશપાંડે ઉપર મે કરેલા તારોનો ઉપયોગ થઈ રહ્યો છે એટલુ સારુ છે કે એ બને ગૃહસ્થોએ એ તારોનો સબધ શ્રી નરીમાન સાથે હોવાનો ઇન્કાર બહાર પાડયો છે શ્રી નરીમાન તેમ જ લોકો જાણે છે કે જ્યારે જ્યારે મને લાગ્યુ હોય કે અમુક કામ માટે શ્રી નરીમાન યોગ્ય છે ત્યારે તેવા જવાબદારીના કામ મે શ્રી નરીમાનને સોપ્યા છે તેમની સામે અથવા તો બીજા કોઈની સામે મારે અંગત દ્વેષભાવ હોઈ શકે નહી શ્રી નરીમાન નેતા ન ચૂટાયા એની પાછળ કોમી ધ્યાન હતો એવુ જે સૂચન કરવામા આવ્યુ છે તે તો તદ્દન જૂઠું અને ઝેરી ભાવવાળુ છે મને આનદ થાય છે કે શ્રી નરીમાન પોતે કબૂલ કરે છે કે આ બાબતમા કોઈ પણ જાતનો કોમી ભાવ નહોતો

ગાધીજીએ મારી વતી શ્રી નરીમાનને કહ્યુ છે કે મારી સામેની ફરિયાદોની તપાસ નિષ્પક્ષ પચ સમક્ષ કરવામા આવે ગાધીજીની એ સૂચનાને હુ વધાવી લઉ છુ

સરદારે આ નિવેદન બહાર પાડયુ એટલે શ્રી નરીમાને વળી પાછા છાપામા નિવેદનો વરસાવવા માડ્યા એટલે તા ૧૪મી જુલાઈએ ગાધીજીએ શ્રી નરીમાનને નીચે પ્રમાણે કાગળ લખ્યો

તમારુ છેલ્લુ નિવેદન મે હમણા જ જોયુ તેથી મને આશ્ચર્ય થાય છે અને દુ ખ પણ થાય છે તપાસ પડતી મૂકવાની સલાહ કોણે તમને આપી તે હુ જાણતો નથી કારોબારી સમિતિ તપાસ કરે એ તમારે જ જોઈતુ નહોતુ કારણ તમારા પોતાના જ શબ્દોમા કહીએ તો તમને લાગતુ હતુ કે તેના પોતાના જ સભ્યો તેમા સડોવાયેલા હોઈ તેની તપાસ તે નિષ્પક્ષપાતપણે કરી શકે નહી એટલે મે તમને કહ્યુ કે મને સરદાર તરફથી ખાતરી મળી છે કે કારોબારી સમિતિને વચમા આવ્યા સિવાય તમને નિષ્પક્ષ તપાસ મળી શકશે કારણ તમારી ફરિયાદ કારોબારી સમિતિ સામે નથી પણ તેના અમુક સભ્યો સામે છે જો એ સભ્યો તપાસની હા પાડતા હોય તો કારોબારીને કશો વાંધો હોઈ શકે નહી હવે તમે તો તમારા નિવેદનોમા બે જુદી જ વાતો લાવ્યા છો એમા રહેલી અસગતતા તમે જોઈ શકતા નથી?

વળી સરદારના નિવેદનથી તમે ગુસ્સે થયા હો એમ લાગે છે હકીકત તો એ છે કે મારા ખૂબ આગ્રહને લીધે તેમણે એ નિવેદન બહાર પાડ્યુ છે મને જ લાગ્યુ કે લોકો પ્રત્યે તેમ જ તમારા પ્રત્યે તેમની ફરજ હતી કે તેમણે નિવેદન બહાર પાડવુ એ નિવેદનને લીધે ‘આક્રમણ’ કહેલી અમુક વસ્તુઓથી તેઓ બધાઈ જાય છે તેની સામે તમારો વાધો હોય અને તમારી પાસે પુરાવો હોય તો તમારુ કામ બહુ સરળ થઈ જાય છે સરદારને તમે ફરવા લઈ ગયા એ બાબતમા મારા ઉપર તો તમે એવી છાપ પાડી છે કે તમે એમની મદદની માગણી કરેલી મને મળેલી માહિતી ખરી હોય તો તમે બીજાઓ પાસે પણ મદદની માગણી કરેલી અને એમ કરો તેમા શુ ખોટું છે? સરદારના નિવેદનના જવાબમા તમે જે પહેલુ નિવેદન બહાર પાડ્યુ છે તેમા આ વસ્તુ તમે લગભગ

સ્વીકારી લીધી છે. તેમ છતાં તમારો આક્ષેપ જો એવો હોય કે સરદાર જૂઠું બોલે છે તો તમારી વાત સાબિત કરવાની જવાબદારી તમારા ઉપર આવી પડે છે. યાદ રાખો કે આ બાબતમાં તમે ફરિયાદી અથવા તો વાદી છો. એટલે તમારી ફરિયાદ અથવા તો દાવા અરજી તમે કાળજીપૂર્વક ઘડી કાઢો અને એક અથવા વધારે પંચ જે રાખવાં હોય તેનાં નામ મને આપો.

"દરમ્યાન છાપાંઓમાં નહીં દોડી જવાની મારી તમને આગ્રહપૂર્વક સલાહ છે બન્ને પક્ષને માન્ય એવા મુદ્દાઓ ઉપર, બન્ને પક્ષને માન્ય એવા પંચને ચુકાદો આપવા દો. ત્યાર પછી છાપાંઓમાં એક ટૂંકું નિવેદન આપી શકાશે."

શ્રી નરીમાનને તપાસ જોઈતી હતી ખરી પણ કારોબારી સમિતિની ઉપરવટ થઈને પોતે તપાસ માગે છે એવો દેખાવ થાય એ તેઓ ઇચ્છતા ન હતા. એટલે તેમણે મહાસમિતિના મંત્રી આચાર્ય કૃપાલાનીજીને તા. ૧૬મી જુલાઈએ કાગળ લખીને પુછાવ્યું કે મારા વર્ધા છોડ્યા પછી સ્વતંત્ર તપાસની જે સૂચના કરવામાં આવી છે તેને કારોબારી સમિતિની મંજૂરી અથવા પસંદગી છે કે કેમ તે મને જણાવો. તા. ૧૯મી જુલાઈએ આચાર્ય કૃપાલાનીજીએ શ્રી નરીમાનને જે જવાબ આપ્યો તેમાં કૉંગ્રેસના પ્રમુખ પંડિત જવાહરલાલજી સાથે શ્રી નરીમાને ચલાવેલા લાંબા પત્રવ્યવહારનો બધો સાર આવી જાય છે. તેમણે જણાવ્યું કે,

"કારોબારી સમિતિએ તમને કશી સૂચના કરી નથી. પણ સરદાર વલ્લભભાઈએ કારોબારી સમિતિ પૂરી થયા પછી જે નિવેદન બહાર પાડયું છે તેની જો તમે વાત કરતા હો તો એની સાથે કારોબારી સમિતિને કાંઈ નિસબત નથી. એટલે એ વિષે હું તમને કાંઈ કહી શકું નહીં. કારોબારીની સ્થિતિ મારી સમજ પ્રમાણે આ છે: તમે પ્રમુખને ઘણા કાગળો લખીને સરદાર વલ્લભભાઈ અને બીજાઓ ઉપર અનેક જાતના આક્ષેપો કર્યા છે. સાથે સાથે એમ પણ કહેતા રહ્યા છો કે આ બાબત ફરી ખોલવા તમે ઇચ્છતા નથી. તેની સાથે ઉમેરો છો કે જો ખોલવામાં આવે તો તમારી માગણી સ્વતંત્ર પંચ મારફત તપાસ કરાવવાની છે. તમારા કાગળોમાંથી તમારે શું જોઈએ છે અથવા તમારી ચોક્કસ ફરિયાદો શી છે તે સ્પષ્ટ થતું નથી એટલે વર્ધામાં પ્રમુખે તમને વિનંતી કરી કે ચોક્કસ અને સ્પષ્ટ ભાષામાં તમારા આક્ષેપો તમે ઘડી કાઢો, જેથી કારોબારી સમિતિ એના ઉપર વિચાર કરી શકે જરૂર લાગશે તો મુંબઈ ગયા પછી આક્ષેપો ઘડી મોકલવાનું તમે કહ્યું. એટલે કારોબારી સમિતિ પાસે અત્યારે વિચાર કરવા જેવી કાંઈ પણ બાબત નથી. જ્યાં સુધી તકરારનો મુદ્દો શો છે તે નક્કી ન થાય ત્યાં સુધી પંચની નિમણૂક શી રીતે થઈ શકે? વળી તમે એટલું તો જાણતા જ હોવા જોઈએ કે કૉંગ્રેસની કારોબારી સમિતિના ઠરાવ ઉપર ફરી તપાસ કરવા સ્વતંત્ર પંચની માગણી કરવી એ કૉંગ્રેસની તવારીખમાં એક તદ્દન નવી જ વસ્તુ છે. આવી જાતનો એક પણ દાખલો બન્યાનું મારી જાણમાં નથી. કૉંગ્રેસીઓ માટે તો કારોબારી સમિતિ એ છેવટની સત્તા છે પોતાની અંગત તકરારો હોય તો તે વિષે ન્યાય મેળવવા લોકો અદાલત પાસે અથવા લવાદી પંચ પાસે જાય છે."

સરદારના નિવેદન પછી શ્રી નરીમાને ઉપરાઉપરી જે નિવેદનો કાઢ્યા તથા વર્તમાનપત્રોમા બીજો પ્રચાર ચાલ્યો તે જોઈને સ્વતંત્ર રીતે જ તા ૧૬મી જુલાઈએ પંડિત જવાહરલાલજીએ શ્રી નરીમાનને લખ્યુ કે,

'હુ જોઉ છુ કે તમે ફરી પાછી જૂની ચર્ચા ઉપાડી છે તમારા પક્ષના વર્તમાનપત્રો તો જાણે બધાનુ લોહી પીવા તૈયાર થયા છે મને તો આવી નકામી બાબતમા જરાયે રસ નથી પરંતુ વર્ધામા જે બન્યુ તે બાબત તમારા નિવેદનમા જે મજકૂર તમોએ જણાવ્યો છે તે હકીકતથી વેગળો છે તમે લખો છો કે તપાસની માગણી તમે બિલકુલ છોડી દીધી છે મારા ઉપર આવી છાપ પડી નથી વળી મારી સાથે ચાલેલો પત્રવ્યવહાર મારા હેવાથી બહાર ન પાડવાનો તમે વિચાર રાખ્યો છે એવુ તમે કહો છો મે તો તમને ત્યારથી જણાવ્યુ હતુ કે તમે બધો પત્રવ્યવહાર છપાવી શકો છો ફરીથી પાછો કહુ છુ કે તમે પત્રવ્યવહાર છપાવો એમા મને લવલેશ વાંધો નથી

કારોબારી સમિતિ સિવાયના બીજા નિષ્પક્ષ તટસ્થ પંચની માગણી તમે કરો છો એ વિષે મારા વિચારો તમે જાણો છો હુ માનુ છું કે કોઈ પણ કોંગ્રેસીને માટે આવી માગણી કરવી એ ખોટ અને ગેરવાજબી છે આવી નજીવી અંગત બાબત વિષે મુંબઈના છાપામા પાના ને પાના ભરીને લખાણ આવ્યા કરે એ જ મારી સમજમા તો ઊતરતુ નથી દેશ આગળ અતિશય મહત્ત્વના પ્રશ્નો જે વખતે પડેલા છે તે વખતે છાપાઓ આવા વિષય પાછળ મંડે તેથી મારી વિવેકબુદ્ધિ અને તારતમ્યબુદ્ધિને આઘાત પહોંચે છે શું કામ તમે આ બાબતની પાછળ પડ્યા છો તે હુ તો હજી સમજી શકતો નથી પણ તેની સાથે મારે કશી લેવાદેવા નથી મને એમ લાગે છે ખરુ કે મુંબઈના છાપાઓમા ફરી ફરીને આ નજીવી બાબતની ચોળાચોળ થાય છે અને તમે પણ એક તરફથી વારવાર આક્ષેપો મૂકો છો અને બીજી તરફથી પાછા કહો છો કે મારી કશી માગણી નથી આ બધુ જોતા એક વાર આ બાબતની તપાસ થઈ જાય અને વસ્તુનો છેવટનો નિકાલ આવે એ ઠીક થશે એ વસ્તુ હુ પૂરેપૂરી સ્પષ્ટ કરવા ઇચ્છુ છુ કે તપાસની વાત તમે છોડી દો એવી હુ તમને જરાય વિનતી કરતો નથી કમનસીબે કારોબારી સમિતિ ઉપર તમારો વિશ્વાસ રહ્યો નથી તો પછી હું તો તમને કહુ કે પ્રિવિ કાઉન્સિલમા જાઓ અથવા લીગ ઑફ નેશન્સ પાસે જાઓ અથવા તો જેના ઉપર તમારો વિશ્વાસ હોય એવા કોઈ પણ લવાદી પંચ પાસે જાઓ

પંડિત જવાહરલાલજીના આવા કડક જવાબ પછી શ્રી નરીમાને તેમને તો છોડ્યા પણ ગાંધીજીને લાંબા લાંબા કાગળો તેઓ લખતા જ રહ્યા એટલે તા ૨૭મી જુલાઈએ ગાંધીજીએ શ્રી નરીમાનને સાફ સાફ લખ્યુ કે,

' તમારા જે આક્ષેપો હોય તે તમે ચોક્કસ ઘડી કાઢો છાપાઓમા ચાલતા પ્રચાર બાબત મને લાગે છે કે તમે એ વસ્તુને નાપસંદ કરતા નથી મારા અભિપ્રાય પ્રમાણે તો એ એક પ્રકારની બળજબરી જ છે કોઈ પણ નેતા પોતાનુ પ્રધાનમંડળ રચે એમા પોતાના સાથી તરીકે અમુકને લેવા માટે શું તે બંધાયેલા જ છે? લોકો ગમે તે કહે પણ હુ તમને કહુ છુ કે જે રીતે પ્રચાર ચાલી રહ્યો

છે તે રીતે ચાનવા દઈને તમે તમારા સાચા મિત્રોને તમારાથી વિમુખ કરો છો મે જો કારોબારીનો નિર્ણય સ્વીકારી લીધો હોય તો તમારે સાફ સાફ એમ કહી દેવુ જોઈએ અને સરદારને તમારી સામે ગેરવાજબી રીતે પોતાની લાગવગ વાપર્યાના આક્ષેપમાથી મુક્ત કરવા જોઈએ પણ એ વસ્તુ તમે કરતા નથી તો સરદારની સામેનો તમારો આક્ષેપ તમારે સાબિત કરવો જોઈએ બનેની પસદગીના પચ આગળ હાજર થવાની તેઓ જ્યારે સૂચના કરે છે ત્યારે આ ચળવળ જે તમને અને તમને એકલાને જ નુ માન પહોચાડી રહી છે તે બધ કરવાને તમે ન્યાયથી બધાયેલા છો હુ તમને આટલુ નિખાલસપણે લખુ છુ તેનો અર્થ એવો ન કરશો કે હુ તમારી સામે ભરમાયેલો છુ મારુ નિખાલસપણુ એ તો મારી શુભેચ્છાનો પુરાવો છે મારા ઉપર દરરોજ લોકોના કાગળ આવે છે કે તમે આમા વચ્ચે પડો અને જાહેરમા તમારો અભિપ્રાય આપો હુ એ બધાને કહુ છુ કે હુ તમારી સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યો છુ મારા કાગળો તમે કોઈને પણ બતાવો તેમા મારા તરફથી કશો વાંધો નથી

આમ છતા તા ૨૮મી જુલાઈએ શ્રી નરીમાને વળી એ નિવેદન બહાર પાડ્યુ એટલે તા ૨૯મીએ ગાધીજીએ તેમને લખ્યુ કે,

તમે તો ભારે વિચિત્ર જણાઓ છો મારી સાથે પત્રવ્યવહાર ચલાવો છો ત્યા સુધી પણ તમારાથી રાહ જોવાતી નથી તમારા આ દાપાલેગા કાગળથી મને જાહેર નિવેદન કરવાની ફરજ પડશે અને ત્યા સુધી એ હુ ટાળવા ઇચ્છુ છુ કારોબારી સમિતિએ પચ નીમવાની ના કહી જ નથી તેમણે તો તમને એમ કહ્યુ છે કે પચ નીમવુ કે નહી એનો તેઓ વિચાર કરી શકે એટલા માટે તમારે તહોમતનામુ ઘડીને તેમને આપવુ જોઈએ

આના જવાબમા શ્રી નરીમાને ૩૦મી જુલાઈએ જણાવ્યુ કે,

હુ બહુ કફોડી પરિસ્થિતિમા મુકાયેલો છુ એક તરફથી મારા ઉપર પાર વગરનુ દબાણ લાવવામા આવે છે કે તમારે આ વસ્તુને છોડી દેવી જોઈએ બીજી તરફથી જે જે ગૃહસ્થોને હુ પચ થવા કહેવા જાઉ છુ તેઓ પણ મને સલાહ આપે છે કે આ વસ્તુ તમારે પકડી રાખવા જેવી નથી

ગાધીજીએ તેમને સલાહ આપી કે

તમારે તપાસ ન જોઈતી હોય તો મનમા કાઈ પણ જાતની ગાઠ રાખ્યા વિના તમારે સાફ સાફ એમ કહેવુ જોઈએ બીજાઓ તમને તપાસ છોડી દેવાનુ કહે છે એમ કહેવાનો કશો અર્થ નથી મને તમારુ નિવેદન જરાય ગમ્યુ નથી અને અજાણતા હોય પણ દેશના કામને તમે કેટલુ નુકસાન કરી રહ્યા છો એનો તમને ખ્યાલ નથી તમે કહો છો કે સરદાર તો મારા લેફ્ટનન્ટ છે ત્યારે તમે શુ ઓછા લેફ્ટેનન્ટ છો? એમા ફેર એટલો છે કે જ્યારે હુ તેમનાથી જુદો મત ધરાવુ છું અથવા તેમની ભૂલો બતાવુ છુ ત્યારે તેઓ મારી વિરુદ્ધ ભરમાઈ જતા નથી તમને તો તમારી ભૂલો બતાવુ ત્યારે જરાય ધીરજ રહેતી નથી કારોબારી સમિતિના બધા સભ્યો કાઈ તમારા દુશ્મન નથી છતા બધાની સામે તમે મનમા કચવાટ સેવ્યા કરો છો મારી સામે પણ તમે ભરમાયેલા હોવા છતા

હુ તમને એટલુ માનવાનો આગ્રહ કરુ છુ કે આ બાબતમા તમારા હિતચિંતક મિત્ર તરીકે હું વર્તવા ઇચ્છુ છુ ”

ગાંધીજીની આવી સલાહ હોવા છતા તા ૩૧મી જુલાઈએ તિલક મહારાજની પુણ્યતિથિને દિવસે એક લાબુ નિવેદન બહાર પાડીને શ્રી નરીમાને જણાવ્યુ કે,

“ તિલક મહારાજનો હુ શિષ્ય છુ અને એ રીતે કોંગ્રેસના વફાદાર સેવક તરીકે હુ જાહેર કરુ છુ કે મુબઈ ધારાસભાના નેતાની ચૂંટણી બાબતમા ગયા માર્ચ માસમા દિલ્હીમા મળેલી કારોબારી સમિતિએ જે ચુકાદો આપ્યો છે તેને હુ છેવટનો ગણુ છું અને એ ચુકાદાને તાબે થાઉ છુ હુ કોઈ પણ તપાસ કે પંચની માગણી કરતો નથી ’

એક તરફથી આ પ્રમાણે કહી એ જ નિવેદનમા આગળ જણાવ્યુ કે,

“ પણ એક વસ્તુ હુ સાફ સાફ કહેવા માગુ છુ મારા અંગત ચારિત્ર્યનો અને મારી આબરૂનો કોઈ પણ ભોગે બચાવ કરવાનો મારો હક હુ અનામત રાખુ છું મારી આબરૂને મારા જીવનનુ કીમતીમા કીમતી ધન હું ગણુ છુ તેના ઉપર પાયા વિનાનો અને નામર્દાઈ ભરેલો હુમલો થાય તે હું સહન કરી શકુ તેમ નથી મારી લાંબી લાગી કોંગ્રેસની કારકિર્દી સાફ અને સ્વચ્છ છે બારીકમા બારીક તપાસમા તે ટકી શકે તેમ છે મારા કટ્ટરમા કટ્ટર દુશ્મનને હુ પડકાર આપુ છુ કે મારી પીઠ પાછળ છૂપો પ્રચાર ચલાવવાને બદલે પોતાની પાસે જે કંઈ સાબિતી હોય તે લઈને મારી સામે ખુલ્લા મેદાનમા હાજર થાય જાહેર તપાસ અથવા તો પચ સમક્ષ ખડો થવાને હું તૈયાર છુ ”

ગાંધીજીએ આ નિવેદન જોઈને તા ૧લી ઓગસ્ટે શ્રી નરીમાનને લખ્યુ કે,

“ તમારા નિવેદનને લીધે આ પ્રકરણની મારા ઉપર પડેલી છાપ બહાર પાડવાની મને ફરજ પડે છે, હુ આશા રાખુ છું કે, તમને કશો વાંધો નહી હોય વાંધો હોય તો મને તારથી જણાવો ”

વિશેષમા ઉમેર્યુ કે,

‘ તમારું વર્તન બારે મૂઝવણ ઊભી કરે એવુ છે એટલે હુ નિવેદન બહાર પાડુ તે પહેલા તમને એક સૂચના કરુ છું તમારા તમામ આક્ષેપો હુ તપાસી જવા તૈયાર છું જો મારી ખાતરી થાય કે સરદાર તરફથી તમને અન્યાય કરવામા આવ્યો છે તો હું સાફ સાફ એ પ્રમાણે કહીશ અને અન્યાયને લીધે તમને થયેલુ નુકસાન દુરસ્ત કરવાને એક મનુષ્યથી થઈ શકે તે બધો પ્રયત્ન કરીશ પણ જો મારો નિર્ણય તમારી વિરુદ્ધ થાય અને એ નિર્ણયથી તમને સતોષ ન થાય તો હુ સર ગોવિદરાવ મડગાવકર અથવા શ્રી બહાદુરજી આગળ મે નોંધેલો બધો પુરાવો રજૂ કરી દઈશ અને મારા નિર્ણયની ફરી તપાસ કરવા તેમને વિનતી કરીશ જો એમનો ચુકાદો પણ તમારી વિરુદ્ધ આવે તો સરદારને બીજા સાથીઓને તથા જનસમાજને તમે જે અન્યાય કર્યો છે તે બદલ માફી માગવાની અને તમારી નમાલાઈનો સ્વીકાર અને નિખાલસ એકરાર

કરવાની તમને તક આપવામાં આવશે. તપાસની કારવાઈ મારા પૂરતી તો જાહેર નહી થાય પણ તમારે જાહેર કરવી હોય તો મારા તરફથી કશો વાંધો નહીં હોય. કારોબારી સમિતિ અને તમારા મિત્રો શું ધારશે એની ચિંતા ન કરો. તેમને આ વિષે ખબર પડવા દેવાની પણ કશી જરૂર નથી. પણ મારી સૂચનાઓમાંથી કશું જ તમને માન્ય ન હોય તો હું તમને એટલું તો જણાવું કે અત્યાર સુધીમાં જે માહિતી મને મળી છે તે તમારી વિરુદ્ધ જાય છે. આ પ્રકરણમા પડવાની મારી જરાયે ઇચ્છા નહોતી, પણ તમે મને તેમાં નાખ્યો છે. એટલે તમારે તપાસ જોઈતી જ હોય તો તમારુ તહોમતનામું ઘડીને મોકલો અને તમે જે પુરાવો રજૂ કરવા માગતા હો તેની તપસીલ પણ આપો.”

આ કાગળ શ્રી નરીમાનને મળતાં જ તેમણે ગાંધીજીને તાર કર્યો કે,

“તમારા મન ઉપર પડેલી એકતરફી છાપ તમે બહાર પાડો તેની સામે મારો સખત વાંધો છે. બીજા પક્ષને પોતાનો ખુલાસો આપવાની તક તમારે આપવી જોઈએ. કાગળ લખુ છુ ”

કાગળમાં તો શ્રી નરીમાને ગાંધીજીને પણ છોડયા નહીં. તેમણે લખ્યુ :

“તમારા છેલ્લા કેટલાક કાગળોમા તમારા મન ઉપર પડેલી છાપ બહાર પાડવાની તમે ધમકી આપી રહ્યા છો. મારા વર્તન વિષે જે છાપ તમને પડી હોય તે તમે લોકો સમક્ષ મૂકો એ પહેલા એ છાપ શી છે તે જાણવાનો મને અધિકાર નથી? મહાત્મા જેવી મહાન વ્યક્તિ, જે સત્ય અને અહિંસાના પીર ગણાય છે, તે એક માણસને ગુનેગાર ઠરાવે તે પહેલા એ માણસના ખુલાસો આપવાના અને બચાવ કરવાના પ્રાથમિક હક્કનો પણ ઇન્કાર કરે એ વસ્તુ મારા સમજવામા પણ આવતી નથી. તમારે મને જાહેર જીવનમાથી હડસેલી મૂકવો હોય તો મને સાફ સાફ એમ જણાવી દો, જેથી કરીને હુ ઉપેક્ષાના ગર્તમા નિવૃત્ત થઈ જાઉ અને તમે જે માણસને મારા કરતા સારો ગણતા હો તેને માટે જગ્યા કરી આપુ. પણ આ ત્રાસ હુ સહન કરી શકતો નથી. હુ તમને છેવટની અપીલ કરુ છુ કે મારી સામે તમારા દિલમા એવુ તે શુ ઝેર રેડવામાં આવ્યુ છે જેથી મારી સામે તમે આવા પથ્થર જેવા કઠણ બન્યા છો, તે તો મને જણાવો? મારી પૂરેપૂરી ખાતરી છે કે દરેક મુદ્દા ઉપર હુ તમને સંતોષ આપી શકીશ અને મને તક આપવામા આવશે તો એ ઝેરને તમારા દિલમાથી હુ કાઢી શકીશ. મારી આટલી આજીજીભરી વિનતી છતા મારે વિષેની તમારી છાપ તમે બહાર પાડશો જ તો તે વિષેનો મારો ખુલાસો જાહેરમા આપવાને માટે હું મને મુક્ત ગણીશ. એનું અનિવાર્ય પરિણામ એ આવશે કે આ ચર્ચા વધારે મોટા ભડકા સાથે, ફરી ભભૂકી ઊઠશે.”

આ કાગળ મળ્યા પહેલાં ગાંધીજીએ તા ૨૭મીએ શ્રી નરીમાનને કાગળ લખીને સૂચવેલું કે,

“ ’૩૪ની ચૂંટણી અને ’૩૭મા નેતાની ચૂંટણી એ બે મુદ્દા ઉપર હુ અને શ્રી બહાદુરજી લવાદી કરવા તૈયાર છીએ. તે તમને માન્ય છે કે નહી તે તારથી જણાવો.”

શ્રી નરીમાને એનો તા. ૪થીએ તારથી જવાબ આપ્યો કે,

"બને મુદ્દાઓ ઉપર તમારો અને બહાદુરજીનો નિર્ણય હું સ્વીકારી લેવા તૈયાર છું."

પછી તા. ૬ઠ્ઠી ઑગસ્ટે શ્રી નરીમાને ગાંધીજીને કાગળ લખીને કેટલીક વધુ સ્પષ્ટતા માગી. એક વસ્તુ તેમણે એ કહી કે,

"કારોબારી સમિતિના નિર્ણય ઉપર આવી રીતે હું પંચ સ્વીકારું તેનો અર્થ એ થાય કે કારોબારીના ઠરાવની હું અવજ્ઞા કરું છું. માટે ભવિષ્યમાં આવી કોઈ જાતની ગેરસમજ ન થવા પામે તે માટે તમે જે કાર્યપદ્ધતિ સૂચવી છે તે માટે કૉંગ્રેસના પ્રમુખની મંજૂરી અથવા પસંદગી મેળવી આપો. બીજી વાત એ છે કે આ તકરારમાં બહુ ઊંચું અને સત્તાવાળું સ્થાન ભોગવનારા માણસો સંડોવાયેલા હોઈ સાક્ષીઓને ખાતરી મળવી જોઈએ કે તેમને કોઈ પણ જાતની પજવણી કરવામાં આવશે નહીં. આવી ખાતરી ન મળે તો તપાસને ગૂંગળાવી નાખવામાં આવે અને પૂરું સત્ય શોધી કાઢવું મુશ્કેલ પડે."

તા. ૮મી ઑગસ્ટે કાગળ લખીને ગાંધીજીએ શ્રી નરીમાને કરેલી બંને માગણીઓની નરીમાનને ખાતરી આપી. પરિણામે તા. ૧૦મી ઑગસ્ટે પંડિત જવાહરલાલજીએ કાગળ લખીને શ્રી નરીમાનને જણાવ્યું કે કારોબારી સમિતિને તટસ્થ તપાસ બાબત કશો વાંધો નથી. શ્રી નરીમાને તા. ૧૨મી તારીખે ગાંધીજીને તાર કરીને જણાવ્યું કે,

"મારો પુરાવો રજૂ કરતાં મને થોડો વખત લાગશે."

એટલે ગાંધીજીએ શ્રી નરીમાનને તારથી જવાબ આપ્યો કે,

"તમારે કેટલો વખત જોઈશે તે મને જણાવો. કારણ 'બૉમ્બે સેન્ટીનલ' અને 'મુંબઈ સમાચાર'માં લખાણો આવ્યાં કરે છે અને તેઓ મને આગ્રહ કરે છે કે આ વસ્તુ ખરી છે કે ખોટી તેનો તમે જવાબ આપો. એટલે મારે નિવેદન કાઢવું એ અત્યંત આવશ્યક થઈ પડયું છે. હું તો સૂચવું છું કે આપણી વચ્ચે ચાલેલો બધો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવામાં આવે. તમારી શી ઇચ્છા છે?"

તા. ૧૩મી ઑગસ્ટે ગાંધીજીએ પોતાનું નિવેદન બહાર પાડયું તેમાં જણાવ્યું કે,

"નરીમાન પ્રકરણ બાબતમાં મેં જે ભાગ લીધો છે તે વિષે છાપાંઓમાં બહુ વિકૃત અહેવાલો પ્રસિદ્ધ થયા છે. આ પ્રકરણની આસપાસ ઝેરી પ્રચાર ચાલી રહ્યો છે. મેં લીધેલા ભાગ વિષે તો મેં શ્રી નરીમાનને ૧લી ઑગસ્ટે જે કાગળ લખ્યો છે તે જ અહીં આપીશ. તેથી બધો ખુલાસો થઈ જશે" (એ કાગળનો સાર આગળ અપાઈ ગયો છે).

ગાંધીજીએ પોતાના નિવેદનમાં ઉમેર્યું કે,

"આ કાગળ લખાયા પછી મારી અને શ્રી નરીમાન વચ્ચે વિશેષ પત્રવ્યવહાર થયો છે. આજે મને તેમનો તાર મળ્યો છે કે તપાસના બંને મુદ્દા ઉપર પોતાનો પુરાવો તેઓ પાંચ દિવસમાં રજૂ કરશે. હું પાંચ દિવસ રાહ જોઈશ. ત્યાર પછી

મેં માથે લીધેલા કામે વળગી જવામાં જરાય વિલંબ કરીશ નહીં. આ બાબતમાં હજી સુધી બહાદુરજીને મેં કશી તકલીફ આપી નથી. પણ જો મારો નિર્ણય શ્રી નરીમાનની વિરુદ્ધ આવશે અને નરીમાનને તેથી સંતોષ નહીં થાય તો તરત જ હું બહાદુરજીને વિનંતી કરીશ કે મારી સમક્ષ રજૂ થયેલા પુરાવો અને મારો ચુકાદો તેઓ ફરી તપાસી જાય.

"એવું સૂચવવામાં આવે છે કે અત્યારે મેં જે કર્યું તે આ કમનસીબ ચર્ચા પહેલી ઊપડી ત્યારે જ મારે કરવું જોઈતું હતું. મારી અને શ્રી નરીમાન વચ્ચે થયેલો બધો પત્રવ્યવહાર આ તબક્કે પ્રગટ કરવાને હું સ્વતંત્ર નથી. પણ હું એટલું કહી શકું એમ છું કે તેઓ ઇચ્છે તો તેમને સ્વતંત્ર તપાસ મળવી જોઈએ એમ હું પહેલેથી માનતો હતો. એ વસ્તુ શ્રી નરીમાને પણ કબૂલ કરી છે. એટલે જે કાંઈ બન્યું તે મદદ કરવાની મારી બેદરકારી અથવા નામરજીને લીધે બન્યું નથી. અત્યાર સુધી હું મૂંગો રહ્યો છું તે કેવળ નરીમાનના હિતને અર્થે જ છે. અમારી વચ્ચે ચાલેલા જે પત્રવ્યવહારનો ઉપર ઉલ્લેખ કર્યો છે તેમાંથી એ વસ્તુ પુરવાર થઈ શકે એમ છે. અમારો ચુકાદો બહાર પડે ત્યાં સુધી મુંબઈના વર્તમાનપત્રોને આ ચળવળ બંધ રાખવાની હું અપીલ કરું છું અને જનતાને પણ વિનંતી કરું છું કે તેઓ કશો અભિપ્રાય બાંધે નહીં."

ગાંધીજીએ આ નિવેદન બહાર પાડ્યું એટલે તા. ૧૪મી ઑગસ્ટે શ્રી નરીમાને તાર કર્યો કે,

"તમારા છાપાજોગા કાગળનો જવાબ આપવાની મને રજા આપો."

ગાંધીજીએ તારથી જવાબ આપ્યો કે,

"તમારા હિતની ખાતર તમે કશું ન લખો એમ ઇચ્છું છું પણ છેવટનો નિર્ણય તમારી ઉપર છોડું છું.'

તા. ૧૫મી ઑગસ્ટે ગાંધીજીને લાંબો કાગળ લખીને નરીમાને જણાવ્યું કે,

"જો પંચનો ચુકાદો મારી વિરુદ્ધ જાય તો મારી નબળાઈનો મારે સંપૂર્ણ અને નિખાલસ એકરાર કરવો અને જનતાને, સરદારને તથા બીજા મિત્રોને મેં કરેલા નુકસાન માટે મારે તેમની માફી માગવી એવું તમે જણાવો છો તે હું સમજી શકતો નથી. આ વસ્તુ તદ્દન અપ્રસ્તુત અને બિનજરૂરી છે. તમારા તરફથી આવી માગણી કરવામાં આવે છે એ હું માની શકતો નથી. મેં માફી માગવા જેવું કશું કર્યું નથી. અને મારે કશો એકરાર કરવાપણું છે જ નહીં. એવું કંઈ કરવાનું હોય તો તે બીજા પક્ષને કરવાનું છે."

અહીં ધ્યાનમાં રાખવા જેવું તો એ છે કે ગાંધીજીએ પોતાના નિવેદનમાં પોતાનો તા. ૧લી ઑગસ્ટનો કાગળ ટાંક્યો હતો. એકરારની અને માફીની વાતો એ કાગળમાં લખેલી હતી. શ્રી નરીમાને ત્યાર પછી ગાંધીજીને ઘણા કાગળો લખેલા તેમાં એ વિષે કશો વાંધો ઉઠાવેલો નહીં પણ જ્યારે ૧૩મી ઑગસ્ટે ગાંધીજીએ એ કાગળ પ્રગટ કર્યો ત્યારે તેમને વાંધો ઉઠાવવાનું સૂઝ્યું! ગાંધીજીએ તરત જ જવાબ આપ્યો કે,

> તમારી ઇચ્છા ન હોય તો તમારે માફી માગવાની કે એકરાર કરવાની કશી જરૂર નથી તપાસ કરવાની મારી સૂચના બિનશરતી છે મે તો કેવળ સલાહરૂપે આ લખેલુ અને સરદારને વિષે તો મે કહેલુ કે તપાસ કરતા સરદાર જો જૂઠા માલૂમ પડશે તો તમને થયેલુ નુકસાન ભરપાઈ કરવા માણસને માટે જે શક્ય છે તે બધુ હુ કરીશ સરદાર જો ખોટા માલૂમ પડશે તો તેઓ વીસ વર્ષના જૂના અને અનેક તકલીફોમા સાથે ઊભેલા એક મિત્રને ખોઈ બેસશે

આમ છતા શ્રી નરીમાને ૧૭મી ઑગસ્ટે પોતાનો જવાબ છપાવ્યો અને તેમા માફી માગવાનુ અથવા એકરાર કરવાનુ પોતાને માન્ય નથી તથા સાક્ષીઓને રક્ષણ આપવાની જરૂર છે એ બધુ લખ્યુ તે જ દિવસે ગાધીજીને તેમણે કાગળ લખ્યો તેમા વળી જણાવ્યુ કે

> સરદાર પાર્લમેન્ટરી કમિટીના પ્રમુખ હોઈ બહુ વિશાળ અને આપખુદ સત્તા ધરાવે છે એટલે એ ઑન રિકૉર્ડ જેવા છે અને સાક્ષીઓ ઘણાખરા ધારાસભાના સભ્યો હોઈ આવી બધી સત્તા ધરાવનારની ખફગી વહોરતા ડરે અને તેથી સત્ય બહાર ન આવી શકે માટે સાક્ષીઓને પૂર્ણ રક્ષણ મળવુ જોઈએ

તેમણે વધારામા એ પણ લખ્યુ કે

> મારી ઉપરના તમારા કાગળો ઉપરથી મારી સામે તમારા મનમા પૂર્વગ્રહ બધાઈ ગયેલો જણાય છે એટલે મારી સ્થિતિ તો મારી વિરુદ્ધ મત બાધી ચૂકેલા ન્યાયાધીશની આગળ કેસ રજૂ કરવો પડે એવી છે તમે પોતે જ એમ કહ્યુ છે કે અત્યાર સુધીમા તમારી પાસે જે સામગ્રી આવી છે તે ઉપરથી તમારો અભિપ્રાય મારી વિરુદ્ધ જાય એમ છે મારી પૂઠ પાછળ તમારા મનમા આવી ઝેરી વાતો કોણે ભરી છે? મારી વિરુદ્ધ એકપક્ષી વાતો તમને પૂરી પાડવામા આવે તેથી તમારા વિચાર તમે બદલી નાખો અને વિરુદ્ધ નિર્ણય બાધી બેસો એ તમને શોભે છે? છતા હુ તમને અપીલ કરુ છુ કે ન્યાયાધીશ છો એ વસ્તુ ધ્યાનમા રાખીને તદ્દન ખુલ્લુ મન રાખી આ તપાસનુ કામ તમે કરશો તમારી પાસે આવેલી ઝેરી સામગ્રી તમારા મનમાથી દૂર કરશો અને પત્રકારને નિર્દોષ માની લઈ તપાસનુ કામ કરશો

પોતાની ઉપર અંગત આક્ષેપો કરતો શ્રી નરીમાનનો આવો કાગળ મળ્યા છતા ગાધીજીએ એનુ કશુ મનમા આણ્યુ નહી અને તપાસનુ કામ હાથ ધર્યું અને તા ૨૦મીએ એક નિવેદન બહાર પાડીને ધારાસભ્યોને તથા બીજાઓને આ તપાસમાં પુરાવા તરીકે કામ લાગે એ રીતનાં પોતાનાં નિવેદનો મોકલી આપવા જાહેર વિનતી કરી એ નિવેદનમા સરદારને વિષે તેમણે લખ્યુ કે

> મને એમ જણાવવામા આવે છે કે સરદારની ખફગીનો ભોગ થઈ પડવાની બીકે સત્ય બહાર નહી આવી શકે હું જોઈ શક્તો નથી કે સરદાર કઈ રીતે સાક્ષીઓને નુકસાન પહોચાડી શકે પણ મારા તરફથી હું આટલી ખાતરી આપુ છું કે આવુ કશું વર્તન કરવાના સરદાર અને ગુનેગાર માલૂમ પડશે તો તેમની

સાથે હું જે નિકટનો સંબંધ ધરાવું છું તે તોડી નાખીશ. વળી જે સાક્ષીઓ મને લખેલી હકીકત ખાનગી રાખવા માગતા હશે તે હકીકત પૂરેપૂરી ખાનગી રહેશે. પણ એ સાક્ષીઓએ એટલું જાણવું જોઈએ કે સરદાર અથવા તો બીજા કોઈ વિષે એમણે નિવેદનમાં જે કંઈ કહ્યું હશે તેના, સરદાર અથવા તો બીજા તરફથી, સમર્થન અથવા વિરોધની જરૂર લાગશે તો તે માટે તેમને નિવેદનની હકીકત જણાવ્યા વિના એ નિવેદનની મારી આગળ કશી કિંમત રહેશે નહીં. અલબત્ત, હકીકત તેમને જણાવવામાં આવે છતાં નિવેદન કરનારનું નામ તો ખાનગી જ રાખવામાં આવશે. આવો પુરાવો મને ૩૧મી તારીખ પહેલાં મળી જવો જોઈએ."

શ્રી નરીમાને પોતાના નિવેદનમાં સાક્ષીઓને રક્ષણ આપવાની માગણી કરી હતી તે ઉપરથી તા. ૨૦મી ઑગસ્ટે સરદારે નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યું :

> "મારી તથા બીજા કૉંગ્રેસીઓ સામે શ્રી નરીમાનની જે ફરિયાદ છે તે વિષે છાપાંઓમાં જે ચર્ચા ચાલે છે તે ઉપરથી હું સમજ્યો છું કે શ્રી નરીમાન એમ ઇચ્છે છે કે સાક્ષીઓને કશું નુકસાન નહીં કરવામાં આવે એવા રક્ષણની ખાતરી મળવી જોઈએ. મારે વિષે તો હું કહી દઉં કે મારી એવી ઇચ્છા હોય તોપણ કોઈને નુકસાન પહોંચાડવાની મારી પાસે સત્તા નથી.
>
> "છેલ્લા કેટલાય મહિનાથી ઘણા માણસો મારી વિરુદ્ધ છાપાઓમાં લખી રહ્યા છે. હું જાણું છું કે મારી સામે કરવામાં આવતા આક્ષેપો બિનપાયાદાર છે. છતાં આવા જૂઠા આક્ષેપો છાપાંમાં આવતા હું અટકાવી શક્યો નથી. એ આક્ષેપો મૂકનારાને પણ હું કશું કરી શક્યો નથી. તેમને જવાબ આપવાથી પણ હું પરહેજ રહ્યો છું. છતાં દલીલની ખાતર એમ માની લઈએ કે કૉંગ્રેસ જેવી પ્રજાતંત્રના બંધારણવાળી સંસ્થામાં હોવા છતાં હું કોઈને નુકસાન પહોંચાડી શકું એમ છું તો હું તેઓને મારા તરફથી હૃદયપૂર્વક ખાતરી આપું છું કે જે કોઈને મારી વિરુદ્ધ કાંઈ પણ કહેવાનું હોય તે મારા તરફથી નુકસાન થવાનો કશો ભય રાખ્યા વિના એ કહી શકે છે."

આ બધું ચાલતું હતું તે દરમ્યાન મુંબઈનાં કેટલાંક છાપાંઓ તો સરદાર તરફથી નરીમાનને થયેલા અન્યાયની ઝુંબેશ ચલાવી જ રહ્યાં હતાં. એટલે તા. ૨૧મીએ ગાંધીજીએ બહાદુરજીને કાગળ લખ્યો કે,

> "હું તમને તસ્દી આપવા ઇચ્છતો નહોતો અને આ પ્રકરણનાં બધાં કાગળિયાં એકલો જ તપાસી જવાનો મારો ઇરાદો હતો. મારો ચુકાદો શ્રી નરીમાનની વિરુદ્ધ આવે તો જ બધો પુરાવો અને મારો ચુકાદો તમે તપાસી જાઓ એવી મારી યોજના હતી. પણ મુંબઈનાં ઘણાં છાપાંઓ તો અત્યારથી જ મારા નિષ્પક્ષપણા વિષે શંકા ઉઠાવવા મંડ્યાં છે, એટલે બધો પુરાવો તમે જ તપાસી જાઓ એમ હું ઇચ્છું છું."

બહાદુરજીએ એ વસ્તુનો સ્વીકાર કર્યો અને તપાસનું કામ તેમણે જ ઉપાડી લીધું. બંને પક્ષ તરફથી રજૂ થયેલાં નિવેદનો એકબીજાને બતાવવામાં આવ્યાં. તેનો બંનેએ જવાબ આપ્યો. સાક્ષીઓનાં જે નિવેદનો આવ્યાં હતાં

તે પણ બંને પક્ષોને બતાવવામા આવ્યા અને કોઈ સાક્ષીની સરતપાસ અથવા ઊલટતપાસ કરવી હોય તો તેમ કરવાની બંને પક્ષને તક આપવામા આવી. પણ બને પક્ષે વિશેષ મૌખિક તપાસ કરવાની ના પાડી એટલે કેસના બધા કાગળિયા તપાસી જઈ તથા શ્રી નરીમાને પોતાના કેસની લબાણથી દલીલો કરી તે સાભળી (સરદારે તો કશી દલીલ કરવાની પણ ના પાડી) બહાદુરજીએ પોતાનો ફેસલો આપ્યો

## ૨૦

## નરીમાન પ્રકરણ — ૨

### તપાસ અને ફેંસલો

આ કેસમા શ્રી બહાદુરજી તથા ગાધીજીના પચને બે મુદ્દા ઉપર ફેસલો આપવાનો હતો

(૧) ૧૯૩૪ના નવેમ્બરમા દિલ્હીની વડી ધારાસભા માટેની મુબઈની ચૂટણીમા શ્રી નરીમાને પોતાના વર્તનથી કૉંગ્રેસને દગો દીધો હતો કે કેમ?

(૨) ૧૯૩૭મા મુબઈની ધારાસભાના કૉંગ્રેસ પક્ષના નેતાની ચૂટણીમા સરદારે ગેરવાજબી દબાણ વાપરી શ્રી નરીમાનને નેતા તરીકે ચૂટાવા ન દીધા એ આક્ષેપમા વજૂદ છે કે કેમ?

પહેલા મુદ્દામા ફરિયાદી સરદાર હોઈ તે સાબિત કરવાની જવાબદારી સ્વાભાવિક રીતે તેમની ઉપર આવતી હતી જ્યારે બીજામા પોતાની ફરિયાદ સાબિત કરવાની જવાબદારી શ્રી નરીમાનની રહેતી હતી

પ્રથમ ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂટણીવાળો મુદ્દો લઈશુ સરદારનો કેસ પચ સમક્ષ રજૂ કરેલી તેમની કેફિયતમા સ્પષ્ટ રીતે મુકાયેલો છે અહી એ કેફિયતનો જ સાર આપીશુ

૧૯૩૪ના જુલાઈની ૧૪મી તારીખે સરદાર નાશિક જેલમાથી છૂટ્યા કૉંગ્રેસ ઉપરથી સરકારનો પ્રતિબધ તાજેતરમા જ ઉઠાવી લેવામા આવ્યો હતો પટનામા મહાસમિતિએ ધારાસભાઓમા જવાનો કાર્યક્રમ અપનાવ્યો હતો અને નવેમ્બર મહિનામા વડી ધારાસભાની ચૂટણીઓ થવાની હતી સરકાર માનતી હતી કે કૉંગ્રેસને પોતે કચડી નાખી છે અને લોકો હવે એને ટેકો નહી આપે કૉંગ્રેસે આ ચૂટણીઓ દ્વારા પુરવાર કરવાનુ હતુ કે સરકારના સખત દમન છતા દેશ કૉંગ્રેસને જ પડખે છે જોકે લોકોમા કઈક નિરુત્સાહ વ્યાપેલો હતો, છતા દિલમાથી કૉંગ્રેસ તરફનો પ્રેમ ઓછો થયો નહોતો લોકોને ઉત્સાહિત કરવા માટે ચૂટણી થાય તે પહેલા એટલે ૧૯૩૪ના

ઑક્ટોબરમાં કોંગ્રેસનું અધિવેશન મુંબઈમાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતુ. પણ પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ ડૉ. અનસારીને તે વખતે પોતાની તબિયતના કારણે યુરોપ જવું પડ્યું. બોર્ડના ઉપપ્રમુખ પંડિત માલવિયાજીએ બ્રિટિશ વડા પ્રધાનના કોમી ચુકાદાના પ્રશ્ન અંગે કોંગ્રેસ મહાસમિતિ સાથે મતભેદ થવાથી બોર્ડમાંથી રાજીનામુ આપ્યું. બોર્ડના બીજા એક અગ્રગણ્ય સભ્ય શ્રી અણે પંડિતજીના પક્ષમાં ભળ્યા. એટલે કોંગ્રેસના પ્રમુખ તરીકે આ ચૂંટણીઓનો બધો ભાર સરદાર ઉપર આવી પડ્યો. તેમાં તેમને શ્રી ભૂલાભાઈ દેસાઈ, શ્રીમતી સરોજિની નાયડુ વગેરેની સારી મદદ હતી. પણ ચૂંટણીઓમાં જો નિષ્ફળતા મળે તો આખા દેશને માટે એ ઘટના આફતરૂપ થઈ પડે એમ હોવાથી, એ બધા ઉપર ભારે જવાબદારી હતી અને તેથી એમને ખૂબ તકેદારી રાખવાની હતી.

છૂટીને બહાર આવતાં જ શ્રી નરીમાને સરદારને કહ્યું કે મુંબઈ શહેરમાં વડી ધારાસભાની બે બેઠકો હોવા છતાં હું એકલો જ ઊભો રહેવાનો છું. આપણે બંને બેઠકો માટે હરીફાઈ કરીએ તો ફતેહ મળવાનો સંભવ નથી. બીજા પક્ષના ઉમેદવાર સર કાવસજી જહાંગીર છે. એટલે મુંબઈમાં કશી રસાકસી થશે નહીં.

સરદારે તરત મતદારોની યાદી તપાસી લીધી. તે ઉપરથી તેમને લાગ્યું કે જો બરાબર મહેનત કરવામાં આવે તો બંને બેઠકો કબજે કરવામાં કંઈ હરકત આવે એમ નહોતુ એટલે શ્રી ભૂલાભાઈ, શ્રીમતી નાયડુ વગેરે સાથે મસલત કરી તેમણે ડૉ. દેશમુખને ઊભા થવાનુ કહ્યું. તેમણે હા પાડી. મુંબઈની પાર્લમેન્ટરી બોર્ડે તા ૧૬મી જુલાઈએ શ્રી નરીમાન તથા ડૉ. દેશમુખનાં નામ કોંગ્રેસ તરફના ઉમેદવાર તરીકે સ્વીકાર્યાં અને અખિલ ભારતીય પાર્લમેન્ટરી બોર્ડે તા. ૨૯મી જુલાઈએ તેમના નામ મંજૂર રાખ્યાં. આમ શહેરની બંને બેઠકો માટે કોંગ્રેસના બે ઉમેદવારો ઊભા રાખવાનુ નક્કી થયુ કે તરત જ શ્રી નરીમાનનો આ ચૂંટણીમાંથી રસ ઊડી ગયો એમ સરદારને અને બીજાઓને લાગવા માંડ્યું પોતાનુ નામ ખેંચી લેવાના તેમણે બહાનાં શોધવા માંડ્યાં. ઑક્ટોબરની ૧૧મી તારીખે બપોરના ત્રણ વાગ્યા પહેલાં ઉમેદવારીપત્રો નોંધાવી દેવાનાં હતાં. તા. ૪થી ઑક્ટોબરે શ્રી નરીમાનને એમનુ ઉમેદવારીપત્ર નોંધાવી દેવાનુ કહેવામા આવ્યુ ત્યારે તેમણે કહ્યુ કે હુ ઊભો રહેવા માગતો નથી કારણ આ ચૂંટણીમા સખત હરીફાઈ થવાની અને તેને લીધે ભારે ખર્ચ પણ થાય તે ઉપાડવાની મારી શક્તિ નથી. સરદારના કહેવાથી ડૉ. દેશમુખે ચૂંટણીનુ આખું ખર્ચ ઉપાડી લેવાનુ માથે લીધુ એટલે શ્રી નરીમાનનું એ બહાનુ તો ચાલ્યુ નહીં. તા. ૬ઠ્ઠી ઑક્ટોબરે બંનેનાં

ઉમેદવારીપત્રો નોંધાવવા માટે ડૉ. દેશમુખે પોતાના મિત્ર શ્રી છોટાલાલ સૉલિસિટરને આપ્યાં. મતદારોની યાદીમાં ' કે. એફ. નરીમાન, ૪૫, એસ્પ્લેનેડ રોડ,' એ પ્રમાણે નોંધ હતી. જ્યારે ઉમેદવારીપત્રમાં નરીમાનનુ સરનામુ રેડીમની ટેરેસીસ, એ પ્રમાણે લખેલું હતું, એટલે કલેક્ટરે સરનામું સુધારવા માટે ઉમેદવારીપત્ર પાછુ આપ્યું. ડૉ. દેશમુખે શ્રી નરીમાનને ફોન કરીને જણાવ્યુ કે મતદારોની યાદીમાં સરનામું જુદું છે, માટે કંઈ ભૂલ થતી હોય તો તેની તમે ખાતરી કરી લો. શ્રી નરીમાને જવાબ આપ્યો કે મેં તપાસ કરી લીધી છે અને મતદારોની યાદીમાં છપાયેલું સરનામું બરાબર છે, માટે એ પ્રમાણે મારું ઉમેદવારીપત્ર નોધાવી દો. તે ઉપરથી શ્રી છોટાલાલે ઉમેદવારીપત્રમાં મતદારોની યાદી પ્રમાણેનું સરનામું લખીને તે ઉપર શ્રી નરીમાનની સહી લઈ ઉમેદવારીપત્ર તા. ૮મી કે ૯મીએ નોધાવી દીધુ પછી શ્રી નરીમાને બીજું બહાનુ કાઢવા માંડયું. તેમણે તા. ૮મીએ સરદારને કાગળ લખ્યો કે જબલપુરના શ્રી મિશ્રની ધારાસભાના સભ્ય થવા માટેની ગેરલાયકાત દૂર કરવામાં આવતી ન હોવાથી આપણો વિરોધ દર્શાવવા બધા કોંગ્રેસ ઉમેદવારોએ ઉમેદવારી પાછી ખેંચી લેવી જોઈએ એ પ્રમાણેના વિચારો એમણે 'બોમ્બે ક્રૉનિકલ'માં મુલાકાત આપીને જાહેર પણ કરી દીધા. સરદારે શ્રી નરીમાનને પોતાને ત્યાં બોલાવીને ખખડાવ્યા કે તમે આવી રીતે વાતાવરણ બગાડો નહીં. શ્રી નરીમાને કહ્યુ કે મધ્ય પ્રાતમાંથી શ્રી ગોવિંદદાસ પણ પોતાની ઉમેદવારી પાછી ખેચી લેવાના છે. સરદારે શ્રી નરીમાનને જણાવ્યુ કે પોતે શ્રી ગોવિંદદાસને ચેતવણી આપી છે કે જો તેઓ ઉમેદવારી પાછી ખેંચી લેશે તો તેમની સામે શિસ્તનાં પગલા લેવામાં આવશે જો તમે પણ આટલા મોડા ઉમેદવારી પાછી લેવાનું કરશો તો તમારી સામે પણ શિસ્તના પગલાં લેવામાં આવશે.

મુંબઈમાં ઘણા જવાબદાર માણસો તરફથી સરદારને ચેતવવામાં આવતા હતા કે તમે શ્રી નરીમાન ઉપર વિશ્વાસ રાખશો નહીં. એ સર કાવસજીની સામા કદી થવાના જ નથી એટલે છેલ્લી ઘડીએ કોઈ ને કોઈ તરકીબ કાઢીને તેઓ પોતાનુ ઉમેદવારીપત્ર પાછુ ખેંચી લીધા વિના રહેશે નહી. તા. ૧૦મીએ સાંજે વર્ધા જવા માટે સવા પાંચની ગાડી પકડવા સરદાર બોરીબંદર સ્ટેશને પહોચ્યા. ત્યાં શ્રી નરીમાન ગયા અને સરદારને જણાવ્યું કે મતદારોની યાદીમાં પોતાનુ નામ નથી એટલે તેઓ ઉમેદવારીપત્ર પાછુ ખેંચી લેવાના છે સરદારને એકદમ આઘાત લાગ્યો અને પોતાને આપવામાં આવેલી ચેતવણીઓમાં તથ્ય હતું એમ જણાયુ. તેમણે શ્રી નરીમાનને પૂછ્યું કે ત્યારે તમે ઉમેદવારીપત્ર નોધાવ્યુ શી રીતે ? તેમણે જવાબ આપ્યો કે મતદારોની યાદીમાં "કે. એફ નરીમાન" એ પ્રમાણે છે.

તેમા સરનામુ જુદુ હોવાથી હમણા જ મને ખબર પડી કે. એ તો મારા ભાઈનુ નામ છે બીજે દિવસે ત્રણ વાગે ઉમેદવારીપત્ર નોધાવી દેવાનો છેલ્લો સમય હતો એટને આટલા થોડા સમયમા બીજો ઉમેદવાર ઊભો કરવો એ પણ કઠણ કામ હતું છતા છેલ્લી ઘડીનો પ્રયત્ન કરવાની ખાતર સરદારે પોતાના દીકરા ડાહ્યાભાઈને મારતી મોટરે જઈ હાઈકોર્ટમાથી શ્રી ભૂલાભાઈને તથા શ્રી મુનશીને બોલાવી લાવવા કહ્યુ જોકે શ્રી મુનશીની ઉમેદવાર તરીકેની ગેરલાયકાત રદ કરવામા આવેલી નહોતી છતા તેમને મૅજિસ્ટ્રેટમા મોટા અમલદારો સાથે સારી ઓળખાણ હતી એ સરદાર જાણતા હતા એટલે તાબડતોબ પૂના જઈ પોતાની ગેરલાયકાત દૂર કરાવી બીજે દિવસે ત્રણ વાગ્યા પહેલાં પોતાનું ઉમેદવારીપત્ર નોધાવી દેવાનુ તેમને સરદારે કહ્યુ શ્રી મુનશી પોતાની કેટલીક અગત મુશ્કેલીઓને કારણે ઊભા થવા ઇચ્છતા ન હતા એ પણ સરદાર જાણતા હતા પણ કૉંગ્રેસની આબરૂનો સવાલ હતો એટલે સરદારના બહુ આગ્રહથી તેઓ માની ગયા સાથે સાથે જ શ્રી ભૂલાભાઈ, શ્રી મુનશી તથા શ્રી મથુરાદાસ ત્રિકમજીની હાજરીમા શ્રી નરીમાનને સરદારે સૂચના આપી કે તમારે તમારુ ઉમેદવારીપત્ર કોઈ પણ હિસાબે પાછુ ખેચી લેવાનું નથી અધિકારીઓને વાંધાભરેલુ લાગે તો ભલે તેઓ રદ કરે જો તમારુ ઉમેદવારીપત્ર રદ થાય તો જ શ્રી મુનશીએ ઉમેદવારી કરવાની છે આ પ્રમાણે સૂચના આપી સરદાર તો વર્ધા ઊપડી ગયા શ્રી ભૂલાભાઈ શ્રી મુનશી તથા શ્રી નરીમાન ભૂલાભાઈની ઑફિસે ગયા ત્યા છોટાલાલ સૉલિસિટર પણ હતા શ્રી નરીમાને વાત કરવા માડી કે મતદારોની યાદીમા મારુ નામ નથી એ વસ્તુની મને આજે જ ખબર પડી શ્રી છોટાલાલ સૉલિસિટરે તરત જ એનો વિરોધ કર્યો કે તમને તો કદીએ સરનામુ જુદુ હોવાની ફોનથી ખબર આપવામા આવી હતી તમે ડૉ દેશમુખને કહ્યુ કે મે મતદારોની યાદી જોઈ લીધી છે અને તેમા આપેલુ સરનામુ બરોબર છે તે ઉપરથી મતદારોની યાદી પ્રમાણે સરનામુ ભરી ઉમેદવારીપત્ર ઉપર મે તમારી સહી લીધી અને કલેક્ટરને ત્યા જઈ હુ તે નોધાવી આવ્યો શ્રી નરીમાને આનો કશો જવાબ આપ્યો નહી

તે જ દિવસે સાજે શ્રી મથુરાદાસ ત્રિકમજી શ્રી મુનશીની ઑફિસમા ગયા અને જણાવ્યુ કે કોઈ ઉમેદવારનુ નામ વડી ધારાસભાના મતદારોની યાદીમા ન હોય પણ પ્રાંતિક ધારાસભાના મતદારોની યાદીમા હોય તો ચૂટણીના નિયમો પ્રમાણે તે વડી ધારાસભા માટે ઉમેદવારી કરી શકે છે, માટે પોતાના ખરા સરનામા સાથે શ્રી નરીમાને બીજુ ઉમેદવારીપત્ર ભરવુ જોઈએ

શ્રી મુનશીએ તે જ રાતે પૂના જવા ઊપડી જઈ પોતાની ગેરલાયકાત દૂર કરાવી અને તેનો શ્રી ઉગાનાનને તાર કર્યો એટલે બપોરે બાર વાગ્યે તેઓ શ્રી મુનશીનું ઉમેદવારીપત્ર ભરવા કલેક્ટરની ઓફિસમા ગયા ત્યા ડૉ દેશમુખ તથા શ્રી સાઠેની સાથે શ્રી નરીમાન પણ આવ્યા હતા પોતાનુ ઉમેદવારીપત્ર પાછુ ખેચી લેવા તથા અનામત મૂકેલી રકમ ઉપાડી લેવાની વાત કરતા આ ત્રણે જણે તેમને સમજાવવા માડ્યુ કે સરદારે તમને ઉમેદવારીપત્ર પાછુ ન ખેચી લેવાની સૂચના આપી છે તે પ્રમાણે પહેલુ ઉમેદવારીપત્ર પાછુ ન ખેચી લો એટલુ જ નહી પણ બીજુ ઉમેદવારીપત્ર તમારુ ખરુ સરનામુ આપીને પ્રાતિક ધારાસભાના મતદારોની યાદીમા તમારુ નામ છે એ નિયમની રૂએ ભરો પણ શ્રી નરીમાને માન્યુ નહી તેઓ તો પોતાનુ ઉમેદવારીપત્ર અને ડિપોઝિટ રકમ પાછા લેવાનો કાગળ લખીને લેતા આવ્યા હતા તે તેમણે કલેક્ટરને આપ્યો અને બીજુ ઉમેદવારીપત્ર ભરવાની ના પાડી ત્યાથી ચાલી ગયા હવે એ કહે છે કે મે બીજુ ઉમેદવારીપત્ર આપવા માડેલુ પણ કલેક્ટરે કહ્યુ કે જે માણસ એક વાર ઉમેદવારીપત્ર પાછુ ખેચી લે તેનું બીજુ ઉમેદવારીપત્ર લઈ શકાય નહી ડૉ દેશમુખ, શ્રી સાઠે તથા શ્રી છોટાલાલ ત્રણે કહે છે કે અમે આગ્રહ કર્યો હતા શ્રી નરીમાન બીજુ ઉમેદવારીપત્ર આપ્યા વિના ચાલ્યા ગયેલા સરદાર તા ૧૪મી ઑક્ટોબરે વર્ધાથી પાછા મુબઈ આવ્યા ત્યારે શ્રી નરીમાને તેમને આ જ વાત કહી સરદારે કહ્યુ કે કલેક્ટરે તમારુ બીજુ ઉમેદવારીપત્ર લેવાની ના પાડી હોય તો તો આખી ચૂટણી રદ થાય માટે તમે સરકારમા તાર કરીને કલેક્ટરના આ કૃત્ય સામે તમારો વિરોધ નોધાવો તે વખતે શ્રી ભૂલાભાઈ સરદારને ત્યા બેઠા હતા તેમણે તારનો મુસદ્દો ઘડી આપ્યો તે લઈને શ્રી નરીમાન ગયા રાત્રે નવ વાગ્યે સરદારે એમને ફોન કરીને પૂછ્યુ ત્યારે તેમણે જવાબ આપ્યો કે નિયમોની ચોપડી મારી પાસે નહી હોવાથી હું નિયમો જોઈ શક્યો નથી અને તેથી તાર કર્યો નથી રાત્રે દસ વાગ્યે શ્રી મુનશીને ત્યાથી સરદારે નિયમોની ચોપડી મગાવી અને શ્રી મગળદાસ મહેતા સૉલિસિટર તથા ડૉ ઝીણાભાઈ દેસાઈની સાથે શ્રી નરીમાનને ઘેર ગયા તેઓ તાર કરવા રાજી ન જણાયા પણ સરદારે આગ્રહ કરીને તેમની પાસે તાર લખાવ્યો આ વખતે રાતના અગિયાર વાગ્યા હતા શ્રી નરીમાને કૈડે પેરે સરદારને કહ્યુ કે હવે તાર તમે જ મોકલી દેજો તે પ્રમાણે જનરલ ટેલિગ્રાફ ઑફિસે જઈ સરદાર વગેરેએ તાર રવાના કર્યો તા ૧૫મી ઑક્ટોબરે બપોરે બધા ઉમેદવારીપત્રોની છેવટની તપાસ થવાની હતી ત્યા શ્રી મુનશીએ શ્રી નરીમાનના ઉમેદવારીપત્રનો ઇનકાર કરવા સામે વાધો ઉઠાવ્યો ત્યારે કલેક્ટરે જવાબ

આપ્યો કે, શ્રી નરીમાનના ઉમેદવારીપત્રનો ઇનકાર કરવામા આવ્યો જ નથી તેમણે પોતે જ પોતાનુ ઉમેદવારીપત્ર પાછુ ખેચી લીધુ છે તમે કહો છો તે પ્રમાણે તેમણે બીજુ ઉમેદવારીપત્ર રજૂ કર્યું નથી રજૂ કર્યું હોત તો તે લેવાની અમે ના પાડી શકીએ નહી અને અમે ના પાડી હોત જ નહી

વર્ધાથી આવ્યા પછી શ્રી મુનશીને કલેક્ટરે આપેલા જવાબની હકીકત અને શ્રી નરીમાનના વર્તન ઉપર 'બોમ્બે ક્રૉનિકલ' વગેરે છાપાઓની ટીકા જોઈ સરદારે શ્રી નરીમાનને બોલાવીને કહ્યુ કે તમે કોંગ્રેસની બદનામી થાય એવુ અને તમારા જેવા આગેવાન કોંગ્રેસીને જૂઠા કહેવાની કલેક્ટરને તક મળે એવુ શુ કામ કર્યું ? ત્યારે શ્રી નરીમાને પોતે સાચા હોવાનુ અને કલેક્ટર ખોટો હોવાનુ સરદારને ફરી કહ્યુ સરદારે કહ્યુ કે તમે શ્રી છોટાલાલ સૉલિસિટર, ડૉ દેશમુખ તથા ડૉ સાઠે એ ત્રણ જણની ઍફિડેવિટો (પ્રતિજ્ઞા ઉપર કરેલા નિવેદનો) લાવો શ્રી નરીમાને લાવવાનુ કબૂલ કર્યું પણ લાવ્યા નહી સરદારે પોતાની ખાતરી કરવા એ ત્રણે જણને પૂછી જોયુ તેના જવાબમા તેમણે કહ્યુ કે શ્રી નરીમાનની વાત તદ્દન ખોટી છે અને કલેક્ટરની સાચી છે

ગાધીજીએ કરેલી પુરાવાની માગણીના જવાબમા શ્રી છોટાલાલ સૉલિસિટરે તા ૨૭–૮–'૩૭ના રોજ ગાધીજીને જે નિવેદન લખી મોકલ્યુ તેમા એ વિષે નીચે પ્રમાણે હકીકત છે

> ૧૯૩૪ના ઑક્ટોબરની ૧૧મી તારીખે અગાઉ કરેલી ગોઠવણ મુજબ શ્રી મુનશીનુ ઉમેદવારીપત્ર નોધાવવા હુ કલેક્ટરની ઑફિસે ગયો હુ ત્યા હતો તે વખતે શ્રી નરીમાન ડૉ દેશમુખ તથા ડૉ સાઠે ત્યા આવ્યા. શ્રી નરીમાન પોતાનુ ઉમેદવારીપત્ર તથા અનામત રકમ પાછી ખેચી લેવાની ટાઇપ કરેલી અરજી પોતાની સાથે લઈ આવ્યા હતા અમે એમને તેમ કરવાની ના કહી ડૉ સાઠેએ તો એમ પણ કહ્યુ કે વડી ધારાસભાના મતદારોની યાદીમા તમારુ નામ ન હોય પણ પ્રાતિક ધારાસભાના મતદારોની યાદીમા હોય તો તમે વડી ધારાસભાની ઉમેદવારી કરી શકો છો આવુ બન્યાનો શ્રી વિઠ્ઠલભાઈ પટેલનો કેસ જાણીતો છે અમે બધા આ નિયમની ચર્ચા કરવા કલેક્ટર પાસે ગયા કલેક્ટરે કહ્યુ કે મારી ફરજ તો ઉમેદવારીપત્રો લઈને નોધવાની છે નિયમના અર્થ વિષે હુ કશી સલાહ આપી શકુ નહી અમે શ્રી નરીમાનને ફરી આગ્રહ કર્યો કે તમારુ પહેલુ ઉમેદવારીપત્ર પાછુ ન ખેચી લો એટલુ જ નહી પણ પેલા બીજા નિયમ પ્રમાણે નવુ ઉમેદવારીપત્ર આપો શ્રી નરીમાને અમારી વાત માની નહી તેમણે કહ્યુ કે મારુ પહેલુ ઉમેદવારીપત્ર દફતરે રહે તો મે ફોજદારી ગુનો કર્યો ગણાય અમારા અતિશય આગ્રહ છતા શ્રી નરીમાને બીજુ ઉમેદવારીપત્ર રજૂ કર્યું નહી '

ડૉ. દેશમુખ ગાંધીજીને આપેલા પોતાના નિવેદનમાં આ વિષે જણાવે છે કે,

"ઉમેદવારીપત્રો નોંધવાને છેલ્લે દિવસે તા. ૧૧–૧૦–'૩૪ના રોજ શ્રી નરીમાન મારી પાસે આવીને કહેવા લાગ્યા કે મતદારોની યાદીમાં જે નામ છે તે તો મારા ભાઈનું છે. અને મારું નામ મતદારોની યાદીમાં નથી. તેઓ પોતાની સાથે ઉમેદવારીપત્ર પાછું ખેંચી લેવાની અરજી લઈને આવ્યા હતા. હું અને ડૉ. સાઠે શ્રી નરીમાનની સાથે કલેક્ટરની ઑફિસે ગયા. ત્યાં અમને શ્રી છોટાલાલ સૉલિસિટર મળ્યા."

ત્યાર પછી તેમણે અને ડૉ. સાઠેએ શ્રી છોટાલાલ સૉલિસિટરના નિવેદન મુજબ હકીકત જણાવી.

પછી તરત કૉંગ્રેસ ભરાવાની હતી એટલે તે પૂરી થાય ત્યાં સુધી આગળ કાંઈ બન્યું નહીં. કૉંગ્રેસ પૂરી થયા પછી સરદાર ઉત્તર હિંદના પ્રવાસે ગયા હતા ત્યાંથી તા. ૧૯મી નવેમ્બરે પાછા આવ્યા, ત્યારે તેમણે જોયું કે શ્રી નરીમાન અથવા તો મુંબઈની પ્રાંતિક કૉંગ્રેસ કમિટી, ડૉ. દેશમુખ અને શ્રી મુનશીને ચૂંટણીમાં મદદ કરવા માટે કશું જ કરતી ન હતી. તા. ૨૧મી નવેમ્બરના 'કેસરે હિંદ'માં શ્રી નરીમાને લખેલા કાગળ ઉપરથી તેઓનું વલણ જણાઈ આવતું હતું :

"આજના 'જામેજમશેદ'ના અગ્રલેખમાં મારી ઉપર હુમલો કરવામાં આવ્યો છે કે, હું પારસી ઉમેદવાર સર કાવસજીને હાર મળે એવા પ્રયત્ન કરી રહ્યો છું. મેં પારસી મતદારોને એવું કહ્યું જ નથી કે તેમણે સર કાવસજીને મત ન આપવા. મેં તો એમ કહ્યું છે કે તેમણે એકલા પારસી ઉમેદવારને જ બધા મત આપવાને બદલે થોડા મત બિનપારસી ઉમેદવારને પણ આપવા, જેથી લોકોમાં પારસીઓ કોમવાદી છે એવો અભિપ્રાય ન બંધાય. મારા આ કહેવાનો વિકૃત અર્થ કરીને એવું કહેવામાં આવે છે કે મેં પારસી મતદારોને એવી અપીલ કરી છે કે તેઓ સર કાવસજીને બિલકુલ મત ન આપે. આ વસ્તુ બરાબર નથી."

મુંબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ તરીકે અને મુંબઈ પ્રાંતની પાર્લમેન્ટરી બોર્ડના ચેરમૅન તરીકે શ્રી નરીમાનની તો ચોખ્ખી ફરજ હતી કે પારસી મતદારોને એવી અપીલ કરવી જોઈએ કે તેમણે કૉંગ્રેસી ઉમેદવારોને જ મત આપવા. આ જાતની અપીલ બહાર પાડવા માટે સરદારે શ્રી મથુરાદાસ ત્રિકમજી મારફત શ્રી નરીમાનને કહેવડાવ્યું પણ ખરું. પણ તેમણે એવી અપીલ બહાર પાડવાની ના પાડી.

તા. ૧૪મી નવેમ્બરે ચૂંટણીને દિવસે સરદાર આખો દિવસ ચૂંટણીના બધાં મથકો ઉપર ફરતા હતા સાંજે ચાર વાગ્યે દાદર મથક ઉપર ગયા ત્યાં તેમને કહેવામાં આવ્યું કે બે વાગ્યે શ્રી નરીમાન અહીં આવીને બધા સ્વયંસેવકોને એવી સૂચના આપી ગયા છે કે બીજા લત્તાઓમાં શ્રી મુનશીને ખૂબ મતો મળ્યા છે માટે અહીં બધા મતદારોએ પોતાના બંને મત ડૉ. દેશમુખને જ

આપવા એમ કહેવું. આ સૂચના પાછી ખેંચાવવા શ્રી મુનશી તરફથી કામ કરનાર તેમના એજંટોએ શ્રી નરીમાનને સમજાવવા બહુ પ્રયત્ન કર્યા પણ શ્રી નરીમાને માન્યું નહીં. શહેરમાં પણ સખત અફવા ચાલી કે ડૉ. દેશમુખને દાદરમાં બંને મત અપાવીને શ્રી મુનશીની સ્થિતિ નરીમાને બહુ બગાડી છે.

તા. ૨૨મી નવેમ્બરે ચૂંટણીનું પરિણામ જાહેર થયું ત્યારે શ્રી નરીમાને આપેલી આ સૂચનાથી કૉંગ્રેસને તેમણે કેટલું નુકસાન કર્યું હતું તેનો ખ્યાલ આવ્યો. પરિણામ નીચે પ્રમાણે આવ્યું :

ડૉ. દેશમુખ ૧૯,૮૭૨ મત
સર કાવસજી ૧૮,૧૪૦ મત
શ્રી મુનશી ૧૭,૦૬૫ મત

આ પરિણામ ઉપરથી ચોખ્ખું દેખાય છે કે દાદર મથકે શ્રી નરીમાને આપેલી સૂચનાથી ગરબડ ન થઈ હોત તો ડૉ. દેશમુખ અને શ્રી મુનશી, બંને કૉંગ્રેસ ઉમેદવાર ચૂંટાઈ જાત અને સર કાવસજી રહી જાત. કારણ મતદાનનું પૃથક્કરણ કરતાં એમ જણાયું હતું કે દાદરમાં ડૉ દેશમુખને ૮૦૦ થી ૧૦૦૦ બેવડા મત મળ્યા હતા. છાપાંઓમાં પણ શ્રી નરીમાન ઉપર આ વિષે બહુ સખત ટીકાઓ થઈ

ડિસેમ્બર મહિનામાં એક વાર શ્રી નરીમાન શ્રીમતી લીલાવતી મુનશીને લઈને સરદાર પાસે ગયા અને ફરિયાદ કરી કે શ્રીમતી લીલાવતી તેમના ઉપર આરોપ મૂકે છે કે ગઈ ચૂંટણીમા મેં જ શ્રી મુનશીનુ બગાડ્યું છે. આ ઉપરથી સરદારે શ્રી નરીમાનને સાફ સાફ સંભળાવ્યુ કે "શ્રીમતી લીલાવતી શું ખોટું કહે છે? ચૂંટણીઓમાં તમે જે ભાગ ભજવ્યો છે તે મારી તો સમજમાં જ આવતો નથી તમે કૉંગ્રેસને દગો દીધો છે એ નિર્ણય ઉપર આવવા સિવાય બીજો વિકલ્પ મારી પાસે નથી. તમે આવી ખરાબ રીતે ન વર્ત્યા હોત તો સર કાવસજી ફાવત નહીં માટે આ બાબતમા હવે તમારે તો કોઈની સામે ફરિયાદ કરવાપણુ છે જ નહીં " આ બધું સરદાર એમને સંભળાવતા હતા ત્યારે આ બાબતની તપાસ થવી જોઈએ એવો એક હરફ પણ તેમણે ઉચ્ચાર્યો નહીં.

પછી ૧૯૩૫ના માર્ચમા મુંબઈ કૉર્પોરેશનના મેયરની ચૂંટણી વખતે પ્રો. કે. ટી. શાહે શ્રી નરીમાનને મત આપવાની ના પાડી, એમ કહીને કે, વડી ધારાસભાની ગઈ ચૂંટણી વખતે તમે સીધી રીતે વર્ત્યા નથી. તમારા વર્તન બાબત જાહેર તપાસ ન થાય ત્યાં સુધી હુ તો તમને મત આપુ જ નહીં. શ્રી નરીમાને મેયરની ચૂંટણી પૂરી થઈ ગયા પછી આવી તપાસ

સ્વીકારવાનું કબૂલ કર્યું પણ મેયર ચૂંટાઈ ગયા પછી તેઓ એ વાત ભૂલી જ ગયા !

સરદારે પોતાની કેફિયતના અંતમાં શ્રી નરીમાન ઉપર નીચે પ્રમાણે ચોક્કસ આક્ષેપો મૂક્યા

૧ મુંબઈ શહેરની બે બેઠકોમાંથી એક બિનકોંગ્રેસી ઉમેદવાર સર કાવસજી માટે ખુલ્લી રહેતી હતી ત્યાં સુધી બીજી બેઠક માટે ઊભા રહેવા શ્રી નરીમાન તૈયાર હતા

૨ પણ બંને બેઠકો માટે કોંગ્રેસના ઉમેદવારો ઊભા કરવાનું નક્કી થયું ત્યારથી શ્રી નરીમાનનો ચૂંટણીમાંથી રસ ઊડી ગયો

૩ ૧૯૩૪ના જુલાઈમાં ઉમેદવાર તરીકે તેમનું નામ નક્કી કરવામાં આવેલું હોવા છતાં ચૂંટણી માટે કામ કરવાનો તેમને કશો પ્રયત્ન કરેલો નહીં

૪ સર કાવસજીને હરાવવાની ખાતર તેમણે ઉમેદવાર તરીકે પસંદ કરવામાં આવ્યા છે એવું તેઓ પૂરેપૂરું જાણતા હોવા છતાં તા ૧લી ઑક્ટોબર પછી પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવાના તેમણે અનેક પ્રયત્નો કર્યાં

૫ ચૂંટણી વખતે લડવાને માટે ખર્ચની તેમને ખાતરી અપાયા છતાં તેમણે પોતાની ઉમેદવારી કાયમ રહે તે માટે કશાં સક્રિય પગલાં ભર્યાં નહીં

૬ મતદારોની યાદીમાં '૪૫ એસ્પ્લેનેડ રોડ' એ સરનામું પોતાનું નથી એવું જાણતા હોવા છતાં ડૉ દેશમુખ તથા શ્રી છોટાલાલ સૉલિસિટરને એમ માનવાને કારણ આપ્યું કે એ સરનામું પોતાનું છે અને એ પ્રમાણે શ્રી છોટાલાલે ઉમેદવારીપત્ર ભર્યું તેના ઉપર પોતે સહી કરી આપી

૭ ઠેઠ છેલ્લી મિનિટે પોતાનું ઉમેદવારીપત્ર પાછું ખેંચી લઈને તેમણે ઇરાદાપૂર્વક કોંગ્રેસની પ્રતિષ્ઠાને ફટકો માર્યો

૮ તેમનું ઉમેદવારીપત્ર પાછું ખેંચી નહીં લેવાની મારી ચોક્કસ સૂચના હોવા છતાં તેનો તેમણે છડેચોક ભંગ કર્યો

૯ વળી ધારાસભાના મતદારોની યાદીમાં પોતાનું નામ ન હોય તોપણ અમુક નિયમ પ્રમાણે તેઓ ઉમેદવારી કરી શકે છે એમ વારંવાર કહેવામાં આવ્યા છતાં તેમણે પોતાનું ઉમેદવારીપત્ર પાછું ખેંચી લીધું

૧૦ બીજું ઉમેદવારીપત્ર નોંધાવવાનો પૂરતો સમય અને પૂરતી તક હોવા છતાં તેમણે બીજું ઉમેદવારીપત્ર નોંધાવ્યું નહીં

૧૧ શ્રી નરીમાનનું ઉમેદવારીપત્ર છેલ્લી તપાસણીમાં નામંજૂર થાય તો જ શ્રી મુનશીએ ઊભા રહેવાનું છે એવી સ્પષ્ટ સમજૂતી તેમની સાથે થયેલી હતી તેનો ભંગ કરીને તેમણે વિશ્વાસભંગ કર્યો છે

૧૨ અધિકારીઓએ તેમનું ઉમેદવારીપત્ર સ્વીકારવાની ના પાડેલી નહીં હોવા છતાં તેમણે બીજું ઉમેદવારીપત્ર આપેલું જ નહોતું અને મને તથા લોકોને ખોટી રીતે એવું મનાવ્યું કે તેમણે બીજું ઉમેદવારીપત્ર ભર્યું છે

૧૩ કોંગ્રેસ ઉમેદવારને ટેકો આપવાની પારસી કોમને અપીલ કરવાનું તેમને કહેવામાં આવ્યું છતાં તેમણે એમ કરવા ના પાડી

૧૪. ચૂંટણીના કામમાં કશો સક્રિય ફાળો નહીં આપેલો હોવા છતાં અને ચૂંટણીની આખી લડત બે ઉમેદવારો તથા મારા ચાર્જમાં હોવા છતાં ચૂંટણીને દિવસે મતદાનમાં તેમણે બિનજરૂરી દખલ કરી અને દાદરમાં કાર્યકર્તાઓને સૂચના આપી કે બને મત એક જ ઉમેદવારને આપવાનું મતદારોને કહેવું.

૧૫. આ સૂચના ફેરવવાને તેમને વારંવાર કહેવામાં આવ્યા છતાં તેઓ પોતાની સૂચના રદ કરવા ફરી દાદર ગયા જ નહીં.

૧૬. આને પરિણામે એક કોંગ્રેસ ઉમેદવારની હાર થઈ અને જે બિન-કોંગ્રેસી ઉમેદવારનો સામનો કરવા માટે શ્રી નરીમાનને ખાસ ઊભા કરવામાં આવ્યા હતા તે ફાવી ગયા.

આ બધાં કારણોથી મારો શ્રી નરીમાન ઉપર આરોપ છે કે એક જવાબદાર કોંગ્રેસી તરીકે, મુંબઈ પ્રાંતિક કોંગ્રેસના પ્રમુખ તરીકે, મુંબઈ પ્રાંતિક પાર્લમેન્ટરી બોર્ડના ચેરમેન તરીકે અને કોંગ્રેસે ઊભા કરેલા એક ઉમેદવાર તરીકે શ્રી નરીમાને જે ફરજ બજાવવી જોઈતી હતી તે બજાવવામાં ગંભીર ચૂક કરી છે.

આ આરોપોનો શ્રી નરીમાને જે જવાબ આપ્યો તેમાં ઘણી વસ્તુઓ અપ્રસ્તુત અને દસ્તાવેજી હકીકતથી વેગળી છે. એ બધી અહીં ન આપતાં તેમના જવાબના મુખ્ય મુદ્દા જ આપીશું. તેમણે એક વસ્તુ તો એ કહી છે કે સરદારે મને સૂચના આપ્યા છતાં મેં મારું ઉમેદવારીપત્ર એટલા માટે પાછું ખેંચી લીધું કે જો હું તેમ ન કરું તો છેતરપિંડી કર્યાના અને મારા ભાઈને બદલે ખોટી રીતે મારું નામ ચલાવવાના ફોજદારી ગુનાને પાત્ર થાઉં. મારું બીજું ઉમેદવારીપત્ર મેં આસિસ્ટંટ કલેક્ટરને આપવા માંડેલું, પણ એક ઉમેદવારીપત્ર પાછું ખેંચી લીધા પછી બીજું ઉમેદવારીપત્ર ન આપી શકાય એમ કહી તેણે લેવાની ના પાડી તેથી એ મેં પાછું લીધેલું. ઉમેદવારી-પત્રોની છેલ્લી તપાસણીને દિવસે મેં ઉમેદવારીપત્ર આપ્યું જ નથી એમ કલેક્ટરે કહેલું તે, કાં તો આસિસ્ટંટ કલેક્ટરને મેં ઉમેદવારીપત્ર આપવા માંડેલું એ વાત એ જાણતો ન હોવાથી કહ્યું હોય, અથવા તો કાયદેસર પગલાં લેવાની મેં નોટિસ આપેલી હોવાથી તેમાંથી બચવાને ખાતર કહ્યું હોય. આ ઉપરાંત પણ મારું બીજું ઉમેદવારીપત્ર કાયદેસર હોવાનું શંકાસ્પદ તો છે જ. મેં 'જામેજમશેદ'માં જે કાગળ લખેલો તે એટલા માટે કે હું જો પારસીઓને એમ કહું કે તમે સર કાવસજીને મત આપશો જ નહીં અને એકલા કોંગ્રેસી ઉમેદવારોને જ આપજો તો તેઓ કોંગ્રેસ ઉપર છેડાઈ પડે અને એકલા સર કાવસજીને જ મત આપે. હું પારસીઓનું માનસ જાણતો હોઈ મેં તેઓને બિનપારસીને પણ થોડા મત આપવાની વાત કરી જેથી કોંગ્રેસી ઉમેદવારને એમના કેટલાક મત મળે. ચૂંટણીમાં સર કાવસજી જીતી શકે તેટલા ખાતર મેં મારી ઉમેદવારી કોઈ પણ રીતે રદ થાય એવી તજવીજ કરી એવો મારા ઉપર આરોપ મૂકવામાં આવે છે, પણ હકીકત

તો એ છે કે હું જો ઉમેદવાર તરીકે ઊભો રહી શક્યો હોત તો સર કાવસજીને ચૂંટાવાનું વધારે સ્હેલું થઈ પડત તેમના કાર્યકર્તાઓ અને સર કાવસજી પોતે પણ એવું માનતા હતા પહેલાંની ચૂંટણીઓનો અનુભવ એવો છે કે જો હું ઊભો રહું તો સાથી કોંગ્રેસી ઉમેદવારને મત અપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોપણ મને જ કોંગ્રેસના એટલા બધા મત મળે કે બીજા કોંગ્રેસી ઉમેદવારની સ્થિતિ નબળી થાય છેલ્લી મુંબઈ ધારા સભાની ચૂંટણીમાં મને બીજા ઉમેદવારો કરતાં દસ હજાર મત વધારે મળ્યા હતા સર કાવસજીને બદલે પારસીઓના વોટ મને વધારે મળે એમ ધારી તેમની સામે મને ઊભો કરવાની સરદારની યોજના હતી એ વાતમાં કંઈ માલ નથી કારણ પારસી મતદારોની સંખ્યા કેટલી? પાછલો અનુભવ એવો છે કે મને તો હિંદુ મતદારોના જ ઘણા મત મળેલા છે ચૂંટણીને દિવસે દાદર મથકે જઈને મે ડૉ દેશમુખને બને મતો અપાવવાનું સ્વયંસેવકોને કહેલું એ વાત પણ તદ્દન ખોટી છે હું બે વાગ્યે દાદર મથકે ગયેલો ખરો અને ત્યાં મને એમ કહેવામાં પણ આવ્યું કે શ્રી મુનશીને બહુ મતો મળી ગયા છે એટલે ડૉ દેશમુખને મતો અપાવવાની જરૂર છે પણ મે કહેલું કે બધાં મથકોએ ચોક્કસ તપાસ કર્યા વિના આવી સૂચના મારાથી અપાય નહીં મારી સામે આ આક્ષેપ તો એટલા માટે ઊભો કર્યાનું જણાય છે કે શ્રી મુનશીના એજંટો એમના શ્રી મુનશીને જ મત મળે એવા પ્રયત્ન કરી રહ્યા હતા અને મુનશીની મોટરગાડીઓ પણ એવા પાટિયા સાથે ફરતી હતી કે "મુનશીને મત આપો" મે મુનશીની મોટરોમાંથી આવા પાટિયા ઉતરાવી નાખ્યા અને "કોંગ્રેસને મત આપો" એવા પાટિયા મુકાવ્યા તેથી શ્રી મુનશી અને તેમના એજંટો મારી ઉપર ચિડાયેલા ચૂંટણી માટે મે બરાબર કામ નથી કર્યું એવો મારા ઉપર આક્ષેપ છે તે બાબતમાં મારે કહેવું જોઈએ કે ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં મુંબઈમાં કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું સ્વાગત સમિતિનો હું પ્રમુખ હોઈ મારા ઉપર કામનો બોજો એટલો બધો રહેતો કે હું છૂટો હોઉં અને જેટલો વખત આપી શકું તેટલો વખત ચૂંટણીના કામને અને મારા પોતાના ઉમેદવારીપત્રની નોંધણીને પણ આપી શકેલો નહીં વળી કામની શિથિલતાનું કારણ પૈસાનો અભાવ એ પણ હતું સેન્ટ્રલ પાર્લમેન્ટરી બોર્ડે કંઈ પણ મદદ આપ્યા વિના આટલા ખર્ચાળ ચૂંટણીના કાર્યનો ભારે બોજો અમારી ઉપર નાખ્યો હતો અમે પૈસાની માગણી કરી તે ઉપર ધ્યાન આપવામાં આવ્યું ન હતું

આ છેલ્લી દલીલનો સરદારનો જવાબ એ હતો કે કોંગ્રેસ તો ૨૮મી ઑક્ટોબરે પૂરી થઈ હતી અને ચૂંટણી તો ૧૪મી નવેમ્બરે હતી એટલે

કામ કરવાના ચોખ્ખા પંદર દિવસ સામે હતા. બીજું, મુંબઈ જેવા શહેરે સેન્ટ્રલ પાર્લમેન્ટરી બોર્ડ પાસે ચૂંટણીના ખર્ચની આશા રાખવી એ બેહૂદી વાત છે.

સર કાવસજીની સામે ચૂંટણીમાં પોતે કામ કરેલું તેનો મોટો પુરાવો શ્રી નરીમાન એ આપે છે કે,

"સર કાવસજીના માણસો તરફથી કેટલાક મરી ગયેલા માણસોના ખોટા મતો નંખાવવાનો પ્રયત્ન થયેલો. તેનો પુરાવો મેં પકડી પાડેલો. જે પાંચ પારસી જુવાનોએ આવા ખોટા મતો નખાવેલા તેમનાં નિવેદનો લઈને હું સરદાર પાસે ગયેલો. ત્યાં શ્રી ભૂલાભાઈ તથા શ્રી રાજગોપાલાચારી પણ બેઠેલા હતા. એ ત્રણની આગળ આ નિવેદનોના જોર ઉપર ચૂંટણી રદ કરાવવાની આપણે અરજી કરીએ, એમ મે દરખાસ્ત મૂકેલી. મારી શરત એટલી જ હતી કે એ પાંચ જુવાનોનાં નામ કોઈ પણ રીતે બહાર ન આવવાં જોઈએ અને તેમના ઉપર ફોજદારી ગુનો કરવાનું કે બીજું કશું જોખમ ન આવવું જોઈએ. આવી જાતના તમામ જોખમમાંથી તેમને બચાવવાની ખાતરી આપીને જ હું તેમનાં નિવેદનો લાવ્યો હતો. પણ સરદારે અને શ્રી ભૂલાભાઈએ ચૂંટણી રદ કરાવવાની અરજી કરવાની વાત સ્વીકારી નહીં."

આ વસ્તુનો સરદારનો જવાબ એ હતો કે નરીમાનની શરત સ્વીકારીને ચૂંટણી રદ કરાવવાની અરજી કરવી એ મૂર્ખાઈભરેલું હતું. આપણે આરોપ ગમે તેવો મૂકીએ પણ પેલા જુવાનો સાક્ષી આપવા ન આવે તો કેસ પુરવાર શી રીતે થાય? અમે અક્કલ ગીરો મૂકી હતી કે કોર્ટમાં પહેલે તડાકે ઊડી જાય એવી અરજી કરવામાં હા ભણીએ?

શ્રી નરીમાનની છેલ્લી દલીલ એ હતી કે ૧૯૩૪ની ચૂંટણીમાં મેં જો કૉંગ્રેસને દગો દીધો હતો તો સરદારે તે વખતે મારા ઉપર એ આરોપ મૂકીને એની તપાસ કેમ ન કરાવી? એટલું જ નહીં પણ એવા આરોપની સરદારે મને તે વખતે જાણસરખી કેમ ન કરી? ત્યાર પછી પણ જવાબદારીનાં કામો સરદારે મને સોંપેલાં છે. આ બધા ઉપરથી જણાય છે કે ૧૯૩૭માં મને ધારાસભાના કૉંગ્રેસ પક્ષનો નેતા નહોતો ચૂંટાવા દેવો એટલે ૧૯૩૪માં મેં કૉંગ્રેસને દગો દીધો એવો આક્ષેપ તેમણે પાછળથી ઉપજાવી કાઢ્યો છે.

સરદારનો આનો જવાબ એ હતો કે,

"મે તો શ્રી લીલાવતી મુનશીને શ્રી નરીમાન મારી પાસે લઈ આવ્યા ત્યારે જ તેમની હાજરીમા આ વસ્તુ કહેલી હતી. પણ શ્રી નરીમાન ઉપર કશો કિન્નો રાખ્યો ન હતો. ૧૯૩૪ની ચૂંટણી વખતના તેમના વર્તનથી તેમનું માપ મેં કાઢી લીધુ. એટલે જે કામને માટે તેઓ યોગ્ય હતા એવાં કામ હુ તેમને સોંપતો રહ્યો. પણ તે વખતના મારા અનુભવ ઉપરથી મેં જોઈ

લીધુ કે તેમની કોંગ્રેસ પ્રત્યેની વફાદારી એટલી ચુસ્ત નહોતી કે ખરેખરી કટોકટીને વખતે તેમના હાથમા કોંગ્રેસનુ હિત સલામત ગણાય ૧૯૩૭મા ધારાસભાઓમા દાખલ થઈને અને જરૂર પડે તો સત્તા પણ હાથમા લઈને કોંગ્રેસ એક તદ્દન નવો અને ભારે જવાબદારીવાળો પ્રયોગ કરતી હતી એવા નાજુક પ્રસંગે નેતા થવાને મને શ્રી નરીમાન યોગ્ય ન લાગ્યા જેઓ મને પૂછતા અથવા મારી સાથે મસલત કરતા તેમને હુ સ્પષ્ટ કહેતો કે શ્રી નરીમાન કોંગ્રેસ પક્ષના નેતા થવાને યોગ્ય મને લાગતા નથી પણ બધા સભ્યોની એમને નેતા ચૂંટવાની ઇચ્છા હોય તો હું તેની સામે વાંધો ઉઠાવીશ નહી ’

હવે આપણે આ મુદ્દા ઉપર શ્રી બહાદુરજીએ જે ચુકાદો આપ્યો તે જોઈશુ શ્રી નરીમાને ૧૯૩૭ના ઑગસ્ટની ૧૭મીએ તપાસની માગણી કરતા કાગળમાં ગાંધીજીને લખી જણાવ્યુ હતુ કે બે તદ્દન જુદી જુદી બાબતોની તપાસ કરવાની છે

(૧) ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂંટણી વખતના મારા વર્તન તથા વલણ બાબત અને

(૨) ૧૯૩૭ના માર્ચમા મુંબઈની ધારાસભાના કોંગ્રેસ પક્ષના નેતાની ચૂંટણીમા સરદારે પોતાની લાગવગ વાપરી અયોગ્ય દબાણ કર્યું કે કેમ એ બાબત

> આ બંને મુદ્દા ઉપર પુરાવો આપતા ઘણા નિવેદનો અમારી (શ્રી બહાદુરજી અને ગાંધીજી) પાસે આવ્યા છે શ્રી નરીમાન તથા સરદાર વલ્લભભાઈને એ નિવેદનો બતાવવામા આવ્યા અને તેમને પૂછવામા આવ્યુ કે આ નિવેદનો મોકલનારની સરતપાસ કે ઊલટતપાસ તમારે કરવી છે કે કેમ? બંનેએ તેમ કરવાની ના પાડી છે એટલે શ્રી નરીમાન તથા સરદારના લેખી નિવેદનો તથા એકબીજાને આપેલા જવાબો તથા સાક્ષીઓએ આપેલા નિવેદનો એટલા પુરાવા ઉપરથી અમારે ચુકાદો આપવાનો રહે છે મોઢેથી કંઈ દલીલો કરવી હોય તો તે કરવાનુ પણ બંને પક્ષને કહેવામા આવ્યુ હતુ સરદારે કશી દલીલ કરવાની ના પાડી શ્રી નરીમાન મારી રૂબરૂ આવીને પોતાની દલીલો કરી ગયા હતા
>
> ‘પહેલા મુદ્દા વિષે આટલી વાત તો નક્કી છે કે, ૧૯૩૪ના જુલાઈની અધ વચમા મુંબઈ પ્રાંતીય પાર્લમેન્ટરી બોર્ડે મુંબઈ શહેર તરફથી ધારાસભાના ઉમેદવાર તરીકે શ્રી નરીમાનને અને ડૉ દેશમુખને પસંદ કર્યા એ પસંદગીને અખિલ ભારતીય પાર્લમેન્ટરી બોર્ડે તા ૨૮મી જુલાઈએ મંજૂરી આપી મતદારોના પત્રકો ૧૯૩૪ના જુલાઈની ૧૪મીએ પ્રગટ કરવામા આવ્યા અને તે ઉપર વાંધાઅરજીઓ માગવામા આવી સપ્ટેમ્બરની ૨૯મીએ મતદારપત્રકો છેવટના નક્કી થઈ ગયા ૧૯૩૪ના ઑક્ટોબરની ૧લી તારીખે સરકારી ગેઝેટમા પ્રસિદ્ધ થયું કે ધારાસભા માટે ઉમેદવારી કરનારે ૧૯૩૪ના ઑક્ટોબરની ૧૧મીએ બપોરે ત્રણ વાગ્યા પહેલા પોતાના ઉમેદવારીપત્રો નોંધાવી જવા
>
> ‘શ્રી નરીમાન મુંબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખ હતા મુંબઈ પ્રાંતની પાર્લમેન્ટરી બોર્ડના ચેરમેન હતા અને મુંબઈ શહેરના કોંગ્રેસના ઉમેદવાર હતા

આ ત્રણ સ્થાનો તેઓ ધરાવતા હોઈ તેમની પાસેથી સ્વાભાવિક રીતે જ એવી અપેક્ષા રખાય કે મતદારોનાં પત્રકો તેઓ કાળજીપૂર્વક તપાસી ગયા હોવા જોઈએ, ચૂંટણીને લગતા નિયમો તથા ધારાધોરણોનો તેમણે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો હોવો જોઈએ, અને કોંગ્રેસે પસંદ કરેલા ઉમેદવારો ફતેહમંદ થાય તે માટે આવશ્યક બધી તૈયારીઓ તેમણે કરી હોવી જોઈએ. આવી અપેક્ષા ન રાખવી એ પોતાની ફરજો બજાવવામાં તેમણે અક્ષમ્ય બેદરકારી રાખી એવો આરોપ તેમના ઉપર મૂકવા બરોબર થાય. આમ છતાં શ્રી નરીમાન કહે છે કે મારું નામ મતદારપત્રકમાં નહોતું એની ખબર મને ચૂંટણીને આગલે દિવસે એટલે તા. ૧૦મીએ જ પડી. હવે ડૉ. દેશમુખના નિવેદન પ્રમાણે તેમણે તા.૯મી ઑકટોબરે શ્રી નરીમાનને ફોન કરેલો કે તમારા ઉમેદવારીપત્રમાં ભરેલું સરનામું અને મતદારપત્રકમાં છપાયેલું સરનામું બરાબર નથી. ડૉ. દેશમુખે એમ પણ કહ્યું કે શ્રી છોટાલાલ સૉલિસિટર જેઓ ઉમેદવારીપત્ર આપવા કલેકટરની ઑફિસમાં ગયા હતા તેઓ એમ કહે છે કે કલેકટરની ઑફિસમાંથી તેમને એમ કહેવામાં આવ્યું છે કે મતદારની યાદીમાં જે પ્રમાણે સરનામું હોય તે પ્રમાણે ઉમેદવારીપત્રમાં સરનામું હોવું જોઈએ. એક અથવા બે દિવસ પછી શ્રી નરીમાને મને (ડૉ. દેશમુખને)ખબર આપી કે એમણે પોતાના સરનામા વિષે ચોકસાઈ કરી લીધી છે. મતદારોની યાદીમાંનું એમનું સરનામું બરાબર છે અને એ પ્રમાણે એમનું ઉમેદવારીપત્ર ભરીને મારે નોંધાવી દેવું.

"શ્રી નરીમાન મારી સમક્ષ રજૂ કરેલા પોતાના પહેલા નિવેદનમાં કહે છે કે ડૉ. દેશમુખે છેલ્લા દિવસની અગાઉ થોડા જ દિવસ પહેલાં મને કહ્યું કે તમારા સરનામા વિષે શંકા પડે છે. માટે તમે કલેકટરને ત્યાં જઈ વખતસર ખાતરી કરી લો. એટલે ૧૧મી ઑકટોબરે અથવા તે અરસામાં હું (નરીમાન) ડૉ. દેશમુખ તથા ડૉ. સાહેને સાથે લઈ કલેકટરની ઑફિસમા ગયો અને ત્યાં ઍસિસ્ટંટ કલેકટરને મળ્યો. સરદાર વલ્લભભાઈના નિવેદનનો જે જવાબ શ્રી નરીમાને આપ્યો છે તેમા તેઓ કહે છે કે ડૉ. દેશમુખે સરનામા વિષે મને ફોન કર્યો ત્યારે મે જવાબ આપ્યો કે 'બહુ સારુ. (Very well)' હુ વસ્તુ બરાબર સમજ્યો છુ કે નહી તેની ખાતરી કરી લેવા તેમણે એ વસ્તુ ફરી કહી. ત્યારે મે જવાબ આપ્યો કે 'એ બધુ બરાબર છે. (It is alright)' એટલે કે હુ તેમનો સદેશો બરાબર સમજ્યો છુ અને જે જરૂરી હશે તે કરી લઈશ. મારા આ શબ્દોનો વિકૃત અર્થ કરીને સરનામુ બરાબર છે એમ કહેવામા આવે છે.

"હવે શ્રી નરીમાન એમ નથી કહેતા કે તેમણે તપાસ કરી લીધી અથવા તો બધુ સરખુ કરવાને માટે કાંઈ પણ તજવીજ કરી. શ્રી નરીમાન એટલુ તો કબૂલ કરે છે કે ૧૯૩૪મા વડી ધારાસભાના મતદાર થવા માટે તેઓ યોગ્ય નહોતા, એ પોતે જાણતા હતા. આમ હોવાને લીધે ૯મી ઑકટોબરે જ્યારે તેમને ફોન કરવામા આવ્યો ત્યારે '૪૫, એસ્પ્લેનેડ રોડ,' એ સરનામુ પોતાના ભાઈનું છે અને પોતાનુ નથી એમ તેમણે કેમ ન કહ્યુ એ બહુ વિચિત્ર લાગે છે. એ પણ એટલુ જ વિચિત્ર લાગે છે કે તેમણે તેને તે વખતે ડૉ. દેશમુખનું ધ્યાન એ વસ્તુ ઉપર કેમ ન દોર્યુ કે પ્રાંતિક ધારાસભાના મતદારોની યાદીમા પોતાનુ નામ

અને સાચુ સરનામુ આપેતુ છે એ પણ વિચિત્ર લાગે છે કે પોતાના નિવેદનમા કહે છે તેમ છ૮ ૧૧મી તારીખે અથવા તે અરસામા પોતાના ભાઈની ઑફિસમા તેમણે તપાસ કરી ત્યારે જાણ્યુ કે '૪૫, એસ્પ્લેનેડ રોડ,' એ પોતાના ભાઈનુ સરનામું છે સરદાર વલ્લભભાઈએ તેમને સૂચના આપવી કે પોતાનુ પહેલુ ઉમેદવારીપત્ર પાછુ ન ખેંચી લેવુ અને પ્રાંતિક ધારાસભાના મતદારપત્રકમા પોતાનુ નામ છે એ આધારે બીજુ ઉમેદવારીપત્ર ભરવુ હવે તા ૧૧મી ઑક્ટોબરે શ્રી નરીમાને કલેક્ટરની ઑફિસમા બીજુ ઉમેદવારીપત્ર આપ્યુ કે નહી એ તકરારી પ્રશ્ન છે શ્રી નરીમાન બીજુ ઉમેદવારીપત્ર આપ્યાનુ કહે છે જ્યારે ડૉ દેશમુખ ડૉ સાઠે, શ્રી છગનલાલ સૉલિસિટર અને કલેક્ટર પોતે, એમ ચારે જણા કહે છે કે શ્રી નરીમાને બીજુ ઉમેદવારીપત્ર આપ્યુ નહોતુ પહેલુ ઉમેદવારીપત્ર તો શ્રી નરીમાને ઇરાદાપૂર્વક પાછુ ખેંચી લીધુ એમ તેઓ કહે છે એની સાથે તેઓ કબૂલ કરે છે કે ઉમેદવારીપત્ર ભરવાના નિયમ પ્રમાણે તેઓ એક ઉમેદવારીપત્ર રદ કરાવીને તેને બદલે બીજુ ઉમેદવારીપત્ર દાખલ કરાવી શકતા હતા શ્રી નરીમાન એટલુ તો જાણતા હોવા જોઈતા હતા કે તેમને એટલા માટે ઉમેદવાર તરીકે નહોતા પસદ કરવામા આવ્યા કે તેઓ મુબઈના બિનપારસી મતદારોમા બહુ લોકપ્રિય છે પણ ખાસ એટલા માટે પસદ કરવામા આવ્યા હતા કે કૉંગ્રેસ વિરોધી પારસી ઉમેદવારની સામે તેઓ ઘણા પારસી મતો મેળવી શકે પણ તેમણે તો પોતાની ઉમેદવારી જ પાછી ખેંચી લીધી તેમના આ વર્તનથી કૉંગ્રેસ પક્ષને તેમણે ધોખો દીધો તે સિવાય બીજુ શું કહી શકાય?

"શ્રી નરીમાન પોતાનો બચાવ એ રીતે કરે છે કે કલેક્ટરને ત્યા પોતાનુ પહેલુ ઉમેદવારીપત્ર, તેમાનુ સરનામુ ખોટુ હોવાની ખબર પડયા પછી તેણે રહેવા દીધુ હોત તો છેતરપિંડીના અને બીજા માણસને બદલે પોતે ખોટી રીતે રજૂ થયાના ફોજદારી ગુનાને તેઓ પાત્ર થાત આ બાબતમા કાયદો જોતા મને એમ લાગે છે કે એક માણસને બદલે ખોટી રીતે પોતે મત આપે તો ચૂટણીના નિયમ પ્રમાણે ગુનો થાય પણ અહી તો પોતાનુ ખરુ નામ અને ઠેકાણુ ભરીને તેણે બીજુ ઉમેદવારીપત્ર આપવાનુ હતુ એટલે ગુનાની શકાને માટે કારણ જ રહેતુ નથી વળી બીજુ ઉમેદવારીપત્ર કેને આધારે ભરી શકાય તે નિયમના અર્થ વિષે શ્રી નરીમાન શકા ઉઠાવે છે તેમને જો શકા હતી તો તેમણે બીજા કોઈની સલાહ કેમ ન લીધી? શ્રી નરીમાન બાહોશ અને અનુભવી વકીલ છે તેથી જ હુ આ ટીકા કરુ છુ આ બધી હકીકતો ચોક્કસ એમ સૂચવે છે કે ચૂટણીમા ઊભા રહેવાની શ્રી નરીમાનને બિલકુલ મરજી જ નહોતી સરદારના વર્ધાથી પાછા આવ્યા પછી તા ૧૪મી ઑક્ટોબરે સરકાર ઉપર વિરોધનો તાર મોકલવામા તેમણે જે ગલ્લાતલ્લા કર્યા અને છેવટે પરાણે તાર ઉપર સહી કરી એ હકીકત ઉપર વિશેષ ટીકાની જરૂર નથી '

હવે બીજો મુદ્દો લઈએ એ મુદ્દા ઉપર શ્રી નરીમાનની ફરિયાદની વિગતો આ પ્રકરણના પહેલા ભાગમા આવી જાય છે એટલે અહી માત્ર શ્રી બહાદુરજીના ચુકાદાનો જ સાર આપીશુ શ્રી બહાદુરજી કહે છે કે,

"શ્રી નરીમાને બહુ લાંબું નિવેદન મારી પાસે રજૂ કર્યું છે. તેમના કહેવાનો સાર એ નીકળે છે કે કૉંગ્રેસી ધારાસભ્યોએ કોને પોતાનો નેતા ચૂંટવો એ બાબત પોતાનો કંઈ પણ અભિપ્રાય વ્યક્ત કરવાનો સરદાર વલ્લભભાઈને અધિકાર ન હતો. તે ગમે તેમ હોય. મારી આગળ જે પુષ્કળ પુરાવા રજૂ થયા છે તેમાથી નેતાની ચૂંટણી બાબતની હકીકતો તારવી કાઢતાં તે બહુ સારી અને સ્પષ્ટ જણાય છે. પુરાવા ઉપરથી એમ લાગે છે કે કોને નેતા ચૂંટવો એ વિષે પહેલો વિચાર શ્રી ગંગાધરરાવ દેશપાંડે, શ્રી શંકરરાવ દેવ, તથા શ્રી અચ્યુત પટવર્ધને ૧૯૩૭ના ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં કર્યો. અને તેમનો અભિપ્રાય એવો થયો કે શ્રી નરીમાન અથવા તો શ્રી મુનશીને નેતા બનાવવા એ યોગ્ય નથી. તેમનો વિચાર સરદાર વલ્લભભાઈને જ નેતા બનાવવાનો હતો અને તેઓ જો ના પાડે તો શ્રી ખેરને તેઓ નેતા બનાવવા ઇચ્છતા હતા. તે ઉપરથી તેમણે શ્રી વલ્લભભાઈને આગ્રહ કર્યો અને પંડિત જવાહરલાલજીને તથા મહાત્મા ગાંધીને પણ તેમને કહેવા કહ્યું. પણ સરદારે માન્યું જ નહીં. એટલે તેમણે શ્રી ખેરનું નામ સૂચવ્યું અને એમને વિષે શ્રી સરદારનો અભિપ્રાય પૂછ્યો. સરદારે કહ્યું કે નેતાની ભારે જવાબદારી ઉઠાવવા શ્રી ખેર તૈયાર થતા હોય તો મારો કશો વાંધો નથી. તે ઉપરથી માર્ચની ૨જી, ૩જીના અરસામાં મુંબઈમા તેઓ શ્રી ખેરને મળ્યા. પુરાવા ઉપરથી જણાય છે કે શ્રી ખેરને નેતા થવાનું કહેવામાં આવતું હતું તે હકીકતથી શ્રી નરીમાન અજાણ નહોતા. તે જ અરસામાં શ્રી નરીમાનની સરદાર સાથેની વરલીવાળી મુલાકાત થઈ. એ મુલાકાતમાં સરદારે શ્રી નરીમાનને સાફ જણાવ્યું કે તમને નેતા બનાવવામાં આવે એ વાતને મારો ટેકો નથી. ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂંટણી પ્રસંગે શ્રી નરીમાને જે વર્તન બતાવેલું તેથી એમને વિષે પોતાને અસંતોષ છે એ પણ તેમણે કહ્યું. સાથે સાથે એ પણ જણાવ્યું કે સઘળા ધારાસભ્યો તમને નેતા બનાવવા ઇચ્છતા હશે તો હું તેનો સક્રિય વિરોધ કરીશ નહીં. પછી ૧૦મી માર્ચે મુંબઈ શહેરના ધારાસભ્યોની સભા થઈ જેના શ્રી નરીમાન પ્રમુખ હતા. એ સભામાં ઠરાવવામા આવ્યું કે પક્ષના નેતા તથા હોદ્દેદારોની ચૂંટણી સર્વાનુમતે થવી જોઈએ. વધુમાં એમ પણ ઠરાવવામા આવ્યું કે સરદાર વલ્લભભાઈએ કર્ણાટક તથા મહારાષ્ટ્રના આગેવાનોને મળીને તેમના વિચારો જાણી લેવા, જેથી નેતાની ચૂંટણીની સભામાં સર્વાનુમતે કામ થાય. મુંબઈના આ ઠરાવોની જાણ શ્રી નરીમાને જ સરદારને કરી હતી.

"મહારાષ્ટ્ર અને કર્ણાટકના સભ્યો તા. ૧૧મી માર્ચે મુંબઈમા આવ્યા અને સરદારગૃહમા ઊતર્યા. સરદારગૃહમા શું શું બન્યું એ વિષે શ્રી નરીમાને તથા શ્રી દેશપાંડે, શ્રી દેવ તથા શ્રી પટવર્ધને પોતાના નિવેદનો આપ્યા છે. પણ નરીમાન ત્યા હાજર નહોતા એટલે મારે શ્રી દેશપાંડે, શ્રી દેવ તથા શ્રી પટવર્ધનના નિવેદનો ઉપર જ આધાર રાખવાનો રહે છે. તેમના નિવેદનનો મુખ્ય મુદ્દો એ છે કે જિલ્લાના નેતાઓનો હક હતો તેમ ફરજ પણ હતી કે પોતપોતાના જિલ્લાના ધારાસભ્યોને નેતાની ચૂંટણી બાબત દોરવણી આપવી. આ હક અને ફરજની રૂએ શ્રી નરીમાન, જેમને તેઓ વર્ષોથી ઓળખતા હતા તેમની વિરુદ્ધ

તેમણે અભિપ્રાય આપ્યો અને પોતાના અભિપ્રાય માટેના કારણો પણ જણાવ્યા. તેમણે પોતાના નિવેદનમા જણાવ્યુ છે કે વર્ધામા શ્રી ખેરના નામની વાત નીકળી હતી અને પંડિત જવાહરલાલજી અથવા ગાંધીજીએ તેમને વિષે નાપસંદગી બતાવી ન હતી મહારાષ્ટ્ર તથા કર્ણાટકના મોટા ભાગના ધારાસભ્યોના નિવેદનો મારી પાસે આવ્યા છે તેઓ દેશપાંડે, દેવ અને પટવર્ધનની વાતનુ સમર્થન કરે છે

"તા ૧૨મી માર્ચે આખા પ્રાંતના ધારાસભ્યોની મુંબઈમા જે સભા થઈ તેમા છાપાવાળાઓને હાજર રહેવા દેવામા આવ્યા નહોતા શ્રી નરીમાન પણ એ સભામા ગેરહાજર હતા એટલે એ સભા વિષે છાપાઓના અથવા શ્રી નરીમાનના અહેવાલો ઉપર આધાર રાખી શકાય નહી. સભામા હાજર રહેલા માણસોનો આપેલો અહેવાલ એ જ યોગ્ય પુરાવો ગણાય. હાજર રહેલા ધારાસભ્યોના નિવેદનો કાળજીપૂર્વક વાચી જતા ચોખ્ખુ જણાય છે કે સભાનું કામ બહુ વ્યવસ્થિત રીતે અને ૧૦મી માર્ચ મુંબઈની સભાએ જે ઠરાવ કર્યો હતો તેને અનુસરીને જ ચાલ્યુ હતુ પહેલા અવૈધ રીતે જાણી લેવાનો પ્રયત્ન કરવામા આવ્યો કે મોટી બહુમતી કોની તરફેણમા છે બધા જ ધારાસભ્યો જેમણે મારી પાસે નિવેદનો રજૂ કર્યા છે તેઓ કહે છે કે બહુમતી શ્રી ખેરની તરફેણમા હતી, અને સરદાર વલ્લભભાઈએ કોઈના ઉપર અસર પાડવાનો પ્રયત્ન કર્યો ન હતો માત્ર બે કે ત્રણ ધારાસભ્યો જણાવે છે કે શ્રી નરીમાનને કેમ ન ચૂટવા જોઈએ એવું સરદાર વલ્લભભાઈને પૂછવામા આવતા તેમણે જવાબ આપેલો કે શ્રી નરીમાન નેતા થાય એ મને પસંદ નથી, પણ તમારે બધાને નરીમાનને નેતા બનાવવા હોય તો બનાવી શકો છો આને સરદારે ગેરવાજબી દબાણ વાપર્યું એમ કહી શકાય નહી. રજૂ થયેલા નિવેદનો ઉપરથી એમ પણ જણાય છે કે મોટી બહુમતી શ્રી ખેરની તરફેણમા હોઈને એમના નામની રીતસર દરખાસ્ત મૂકવામા આવી અને કોઈના પણ વિરોધ વિના તે પસાર થઈ એટલે સરદાર વલ્લભભાઈએ કે બીજા કોઈએ ગેરવાજબી દબાણ વાપર્યું એમ સાબિત થતુ નથી. તા ૮મી માર્ચે સરદાર વલ્લભભાઈએ શ્રી ગંગાધરરાવ દેશપાંડેને તથા શ્રી શંકરરાવ દેવને તાર કરીને મુંબઈ આવવા કહ્યુ એ વસ્તુ ઉપર શ્રી નરીમાન બહુ ભાર મુકે છે પણ રજૂ થયેલા પુરાવા ઉપરથી શ્રી નરીમાન તારમાથી જે અર્થ કાઢે છે તે અર્થ કાઢવાને કઈ જ કારણ મળતુ નથી એ તારનો હેતુ શો હતો તે બાબત શ્રી દેવ તથા શ્રી પટવર્ધને તા ૮મી જૂને અને શ્રી ગંગાધરરાવ દેશપાંડેએ તા ૧૧મી જૂને પોતાના નિવેદનો બહાર પાડ્યા છે, તે શ્રી નરીમાનના અનુમાનની વિરુદ્ધ જાય છે વળી તા ૧૬મી જૂને એક નિવેદન બહાર પાડીને અને તા ૧૭મી જૂને કાગળ લખીને પંડિત જવાહરલાલજીએ આ તારોનો ખુલાસો આપ્યો છે આ નિવેદનો ઉપરથી અને શ્રી જવાહરલાલજીના ખુલાસા ઉપરથી કોઈ પણ સમજદાર માણસને સંતોષ થવો જોઈતો હતો

"મારી (શ્રી બહાદુરજીની) પાસે કુલ ૮૩ નિવેદનો આવ્યા છે તે બધા મે શ્રી નરીમાનને બતાવ્યા છે તે બધા તેઓ કાળજીપૂર્વક વાચી ગયા છે અને કુલ

૫૮ નિવેદનોની તો તેમણે નકલો કરી લીધી છે અથવા તેમાથી ઉતારા લીધા છે. પોતાના કેસની દલીલો કરવાની પણ તેમને તક આપવામાં આવી છે. એ બધા ઉપરથી મારો નિર્ણય એ છે કે ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂટણી બાબતમા શ્રી નરીમાન ઉપર જે આક્ષેપો મૂકવામા આવ્યા છે તે સાબિત થાય છે અને ૧૯૩૭ની નેતાની ચૂટણી બાબતમા શ્રી નરીમાને સરદાર વલ્લભભાઈ ઉપર જે આક્ષેપ મૂક્યો છે તે પુરવાર થતો નથી."

ગાંધીજીએ આ ફેંસલાની સાથે પોતાની સંમતિ દર્શાવતી નીચે પ્રમાણેની નોંધ લખી છે:

"શ્રી નરીમાન–સરદાર કેસની બાબતમા શ્રી બહાદુરજી પોતાનો ફેંસલો લઈને મારી પાસે આવ્યા છે. આ કેસ મે સાર્વજનિક હિતની ખાતર જ હાથમા લીધો. તેમા બહુ સંકોચપૂર્વક મેં શ્રી બહાદુરજીની મદદ માગી અને તે તુરતાતુરત એમણે આપી. પોતે માથે લીધેલા કામને ન્યાય આપવાને માટે કેટલી મહેનત કરવી પડશે તેનો તેમને પ્રથમ ખ્યાલ નહી હોય. તેમની કીમતી મદદ વિના હુ શું કરી શક્યો હોત તે હુ જાણતો નથી. તેમનો ચુકાદો અમે સાથે વાચી ગયા. મે થોડા ફેરફાર સૂચવ્યા તે તેમણે તરત જ સ્વીકારી લીધા. એ બાદ કરતા આખો ચુકાદો પૂરેપૂરો એમનો પોતાનો જ છે. મારી સાથે અગાઉથી કોઈ પણ જાતની મસલત કર્યા વિના તેઓ એ નિર્ણય પર આવ્યા છે. તેમણે આપેલી દલીલો તથા નિર્ણયો સાથે હું સંમત થાઉં છુ.

"લોકો જોશે કે તેમના નિર્ણયો શુદ્ધ ન્યાયયુક્ત છે. બને પક્ષકારોને રજૂ થયેલો પુરાવો જોઈ જવાની, તેની નકલો લેવાની તથા કોઈ સાક્ષીની સરતપાસ અથવા ઊલટતપાસ કરવી હોય તો કરવાની બધી તકો આપવામા આવી હતી. પણ એવી મૌખિક તપાસ કરવાની પક્ષકારોએ ના પાડી. કેસમા કુલ ૮૦ સાક્ષીઓ છે અને તેમનો પુરાવો જથ્થાબધ છે. જોકે તેમાનો ઘણો ખરો અમારી સામેના બે મુદ્દા સાથે બિલકુલ અપ્રસ્તુત છે. શ્રી નરીમાનને પોતાની પાસે જે પુરાવો હોય તે મારી આગળ લાવવાની પૂરી છૂટ આપવામા આવી હતી. જે જે માણસોના તેમણે નામ આપ્યા, તેમને અગત કાગળો મે લખ્યા છે પુરાવા માટે મે જાહેર અપીલ કરી તેના જવાબમા મોટા ભાગના ધારાસભ્યોએ પોતાનાં નિવેદનો મોકલી આપ્યા છે.

"મારે આથી વિશેષ ફરજ બજાવવાની ન હોત તો વધુ કશું કહેવાપણુ રહેતુ નથી. પણ મને જે પુરાવો મોકલવામા આવ્યો તેમાથી કેટલીક વસ્તુઓ મને જાણવા મળી છે તેનો ઉલ્લેખ મારે કરવો જોઈએ શ્રી નરીમાને છાપાઓમાના ઉતારાની ઘણી કાપલીઓ મને મોકલી છે તે વાચતા બહુ દુખ થાય એવુ છે આ કેસમા સરદાર કોમી વલણથી પ્રેરાયા હતા એવો છાગભાર પુરાવો ન હોવા છતા વર્તમાનપત્રોએ એવા સૂચનો કર્યાં છે કે શ્રી નરીમાનને નેતા નહી ચૂટવામા કોમી વલણે ભાગ ભજવ્યો છે આવા સૂચનો કરીને વર્તમાનપત્રોએ મુબઈના સાર્વજનિક જીવનની ભારે અસેવા કરી છે મને ખુશી થાય છે કે શ્રી નરીમાને પોતે આવા સૂચનોનો ઇન્કાર કર્યો છે.

"સરદાર સામેની શ્રી નરીમાનની ફરિયાદોનો સાર કાઢીએ તો તે આટલો નીકળે છે તા ૯મી માર્ચે સરદારે નરીમાનને કહ્યું કે તેમને તેઓ મદદ કરી શકશે નહી. અને એ પ્રમાણે તેમણે મદદ કરી પણ નહી એ તો સ્પષ્ટ છે કે સરદારના જેટલી લાગવગ ધરાવનાર માણસ જ્યારે નિષ્ક્રિય રહે ત્યારે તેમનું એ વલણ જરૂર શ્રી નરીમાનની વિરુદ્ધમા જાય પણ તે માટે સરદારને દોષ દઈ શકાય નહી મને તો લાગે છે કે શ્રી નરીમાન ભૂલી જાય છે કે મુબઈ શહેર એ કંઈ આખો મુબઈ પ્રાત નથી જો ખરેખર મહારાષ્ટ્ર અને કર્ણાટકનો તેમના ઉપર વિશ્વાસ હોત તો સરદારની નિષ્ક્રિયતા તેમને જરાય બાધા કરત નહી આજે પણ ધારાસભ્યો શ્રી ખેરને રાજીનામું આપવાનું કહે અને તેમની જગ્યાએ શ્રી નરીમાનની ચૂટણી કરે તો તેમ કરતા તેમને કોઈ અટકાવી શકતું નથી સરદારની જબરદસ્ત લાગવગને કારણે આવો કશો ફેરફાર થવો અશક્ય છે એમ સૂચવવું એ વિચારહીન છે એક માણસ ગમે તેટલો શક્તિશાળી હોય પણ ૮૦ માણસોને લાબા વખત સુધી દબાવી શકે નહી

"પરિસ્થિતિનું મારું પૃથક્કરણ એ છે કે શ્રી નરીમાને ધારાસભ્યો ઉપરના પોતાના પ્રભાવની વધારેપડતી આકણી કરી અને પોતાને મળેલી હારથી તીવ્ર નિરાશા અનુભવી તેમની વિવેકશક્તિ બહેર મારી ગઈ મારી આગળ કરેલા તેમના નિવેદનોથી આ વસ્તુ સાબિત થાય છે પણ તેમના સલાહકારોએ અને વર્તમાનપત્રોના પ્રચારે તેમના આ ભ્રમને ઉત્તેજન આપ્યું આ શબ્દો લખતા મને જરાય ખુશી થતી નથી પણ જે તેમનો એક મિત્ર છે અને તેમનો હિતચિંતક છે અને કોંગ્રેસની કારોબારીમા તેમને દાખલ કરવામા જેનો કંઈક હિસ્સો છે તે પોતાનું ઉદ્વિગ્ન હૃદય ખોલે, જેથી તેમની આખો ખૂલે એ આશાએ જ મે આ શબ્દો લખ્યા છે"

તા ૧૪મીએ, ફેસલાને દિવસે શ્રી નરીમાનને વર્ધા બોલાવવામા આવ્યા હતા પણ તેઓ આવી ન શક્યા એટલે શ્રી બહાદુરજીની સાથે મહાદેવભાઈ મુબઈ ગયા તા ૧૫મીએ શ્રી નરીમાનને શ્રી બહાદુરજીની ઓફિસે પોતાના બૅરિસ્ટરને સાથે લાવવા હોય તો લઈને બોલાવ્યા એ પ્રમાણે શ્રી નરીમાન શ્રી બહાદુરજીની ઓફિસમા પોતાના બૅરિસ્ટર સાથે ગયા ગાધીજીની એવી સૂચના હતી કે શ્રી નરીમાન ફેસલો વાચીને પોતાના વર્તન બદલ જાહેરમા દિલગીરી દર્શાવવાનું કબૂલ કરે તો ફેસલો બહાર ન પાડવો, પણ ગાધીજીએ શ્રી નરીમાનની દિલગીરી સાથે પોતાનું એક નિવેદન બહાર પાડવું શ્રી નરીમાન કાળજીપૂર્વક ફેસલો વાચી ગયા અને પોતાના બૅરિસ્ટર સાથે મસલત કરી તેમણે ગાધીજીની સૂચના માન્ય રાખી એટલે તા ૧૬મીએ ગાધીજીએ વર્ધાથી નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યું

"નરીમાન-સરદાર કેસમા શ્રી બહાદુરજી તથા હું એકબીજાથી સ્વતંત્ર રીતે વિચારપૂર્વક જે નિર્ણય ઉપર આવ્યા છીએ તે બહાર પાડવાને બદલે શ્રી નરીમાને કરેલું નિવેદન પ્રજા આગળ મૂકતા મને આનંદ થાય છે મે એક દુઃખદાયક

ફરજ માથે લીધી હતી અને મારી વિનતીથી શ્રી બહાદુરજીએ તેમા મને સાથ આપવાનુ સ્વીકાર્યું હતુ તેમની કીમતી મદદ વિના અને તેમણે જે અસાધારણ શ્રમ ઉઠાવ્યો છે તે વિના, અત્યારની મારી તબિયતમા આ બોજો ઉપાડતા હુ તૂટી જાત મારી આગળ થોકબધ પુરાવો રજૂ કરવામા આવ્યો છે તેની એકેએક લીટી હુ વાચી ગયો છુ એ બધા કાગળિયા મે બહાદુરજીને મોકલી આપ્યા તેઓ તમામ પુરાવાની એકેએક લીટી વાચી ગયા એટલુ જ નહી પણ તેમાથી તેમણે લાબી નોંધ પણ કરી છે ૧૯૩૪ની ચૂટણીના અટપટા કેસને લગતો કાયદો પણ તેઓ વાચી ગયા છે અને મારાથી સ્વતન્ત્ર રીતે પોતાનો ચુકાદો તેમણે આપ્યો છે તે લઈને તેમણે સેવાગ્રામ આવવાની કૃપા કરી

"તા ૧૪મીનો આખો દિવસ એમણે લખેલો ફેસલો વાચવામા અને વિચારવામા અમે ગાળ્યો પછી મે મારી સમતિદર્શક નોધ લખી મે આશા રાખી હતી કે શ્રી નરીમાન પણ તે દિવસે અમારી સાથે હશે પણ તેઓ આવી શકયા નહી પછી મે સૂચવ્યુ કે મુબઈ જઈને શ્રી બહાદુરજી શ્રી નરીમાનને પોતાની પાસે બોલાવે ફેસલો તથા મારી નોધ વાચીને પ્રતીતિપૂર્વક તેઓ તેનો સ્વીકાર કરે અને પોતાના તરફથી જાહેર નિવેદન કાઢે, તો અમારે એ ફેસલો જાહેર ન કરવો પણ પક્ષકારોને એક એક નકલ આપીને સતોષ માનવો, એવી મે સૂચના કરી એ શ્રી બહાદુરજીને ગમી ગુરુવારે રાત્રે શ્રી મહાદેવ દેસાઈને, શ્રી નરીમાનને મળવા મે મુબઈ મોકલ્યા શ્રી નરીમાન પોતાના બૅરિસ્ટર સાથે શ્રી બહાદુરજીની ઑફિસે ગયા અને એ ફેસલો વાચ્યો હવે શ્રી નરીમાનનુ નિવેદન જાહેર આગળ મૂકતા મને ઘણો આનદ થાય છે મને પૂર્ણ આશા છે કે લોકો અને વર્તમાનપત્રો ભૂતકાળની તીખી અને અશોભતી ચર્ચા ભૂલી જશે એ ચર્ચાને લીધે મુબઈની પ્રવૃત્તિમાથી તેનો રોજનો ઉત્સાહ અને આનદ લૂટાઈ ગયો હતો

"શ્રી નરીમાને વિચારપૂર્વક અને પૂરા હૃદયપૂર્વક જે એકરાર કર્યો છે તે માટે હુ તેમને અભિનદન આપુ છુ શ્રી બહાદુરજીએ પણ ઊચી કર્તવ્યબુદ્ધિથી અને મારા પ્રત્યેના પ્રેમને લીધે મારી ઉપરના બોજામા જે ભાગ લીધો છે તે માટે હુ તેમનો અત્યત ઋણી છુ શ્રી નરીમાનનુ નિવેદન નીચે પ્રમાણે છે

> 'ગાધીજીએ મને વિશ્વાસમા લઈને તેમણે કરેલી તપાસનો ચુકાદો મને બતાવ્યો તે માટે હુ તેમનો આભારી છુ એ ચુકાદાનો મે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો છે મારી પસદગીના ન્યાયાધીશો જેમને મારા મિત્રો ગણવાનો અધિકાર હુ ભોગવુ છું તેમણે આપેલા ચુકાદાને મારે સ્વીકારી લેવો જોઈએ એ ચુકાદો બહાર પાડવાનો તેમને અધિકાર હતો પણ તેમણે મને ઉદારતાપૂર્વક કહ્યુ કે તેમના ચુકાદાથી મને સતોષ થયો છે એવુ હું જાહેર નિવેદન કરુ તો તેઓ એ બહાર નહી પાડે મે એમની સૂચના સ્વીકારી લીધી છે અને તે પ્રમાણે જાહેરમા આ નિવેદન કરુ છુ. મારી ખાતરી થઈ છે કે ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂટણીની બાબતમા કૉગ્રેસના એક જવાબદાર હોદ્દેદાર તરીકે મારી ફરજમા હુ ચૂક્યો છુ

મારા કેટલાક મિત્રોને એવુ માનવાને મે કારણ આપ્યુ છે કે મારી બેદરકારીથી મે ગભીર વિશ્વાસભગ કર્યો હતો

''૧૯૩૭મા મુબઈની ધારાસભાના કોંગ્રેસપક્ષના નેતાની ચૂટણી બાબતમા હુ દિલગીરી સાથે કબૂલ કરુ છુ કે મે સામાન્ય વસ્તુસ્થિતિનો ખોટો ખ્યાલ રાખ્યો અને કેટલાક ધારાસભ્યોએ કરેલા નિવેદનોને આધારે મે માની લીધુ કે મને અન્યાય કરવામા આવ્યો છે મારા મિત્રોને અને કેટલાક વર્તમાનપત્રોને એ માન્યતામા મે ભેળવ્યા અને પરિણામે ખૂબ કડવાશ થઈ અને કેટલાક વર્તમાનપત્રોએ સરદાર વલ્લભભાઈ ઉપર કોમી દ્વેષભાવનુ આરોપણ કર્યુ મે પહેલા જાહેરમા કહ્યુ છે અને અત્યારે ફરીથી કહુ છુ કે આ આરોપ તદ્દન પાયા વિનાનો છે સરદારે જે કઈ કર્યુ હોય અથવા ન કર્યુ હોય તે કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને જ કર્યુ હતુ હુ દિલગીર છુ કે આ ચળવળે અગત અને કોમી સ્વરૂપ પકડયુ અને જે ફરિયાદ સાચી નહી પણ કલ્પિત હોવાનુ માનવાને લોકોને હક છે તે ફરિયાદની બાબતમા મહાત્મા ગાધી અને શ્રી બહાદુરજીનો આટલો બધો વખત લેવામા હુ કારણભૂત બન્યો

''આટલુ કહ્યા પછી મને લાગે છે કે જે જનતાની આટલા વર્ષો સુધી સેવા કરવાનો મે દાવો કર્યો છે તે જનતાને મારે ઇન્સાફ આપવો જોઈએ મારી ઉપરનો તેમનો વિશ્વાસ પૂરેપૂરો સ્થાપિત થાય એટલા માટે હુ પૂરો વિચાર કરીને જાહેર કરુ છુ કે મારા હોદ્દાઓની મુદત પૂરી થયે તે તે જગ્યાઓ માટે હુ ફરી ઊભા રહેવાનો ઇરાદો રાખતો નથી એ હોદ્દાઓ ઉપર રહ્યા વિના કોંગ્રેસની અને જનતાની સેવા કરવાનો મારો નિશ્ચય છે જેથી કરીને કડવાશ અને દ્વેષ દૂર થાય અને શાતિ અને મેળ ફરીથી સ્થાપિત થાય''

આ રીતેથી આ પ્રકરણ પતી ગયુ હોત તો એનો બહુ શુભ અત આવ્યો ગણાત પણ પાછળથી શ્રી નરીમાને જે વલણ લીધુ તે જોતા લાગે છે કે તેમનો એકરાર ખરા દિલનો ન હતો એકરાર કર્યા પછી સાત જ દિવસે એટલે તા ૨૩મી ઑક્ટોબરે શ્રી નરીમાને બેગ્લોરથી એક નિવેદન બહાર પાડીને આખી વાતને ફેરવી તોળી તેઓએ કહ્યુ કે

'માણસ ક્ષણિક ગાડપણની સ્થિતિમા આપઘાત પણ કરી બેસે છે મનની નિરાશા અને અસ્થિર સ્થિતિમા જ્યારે એને દાદ મેળવવાનો કોઈ આરો રહેતો નથી ત્યારે પોતાના મનની તગ સ્થિતિ દૂર કરવા તે આવુ પગલુ લે છે મારો કેસ પણ માનસિક નિરાશાને વખતે રાજદ્વારી આપઘાત કર્યાનો છે વિવાદ ચાલુ રાખીને હુ મુબઈના જાહેર જીવનને છિન્નભિન્ન કરી નાખુ છુ કોંગ્રેસમા વિનાશકારી ફાટફૂટ ઊભી કરુ છુ અને તમામ રાષ્ટ્રીય અને દેશહિતની પ્રવૃત્તિનો ઘાત કરુ છુ એવો આરોપ મારી ઉપર મુકાયો હતો વધારામા એમ કહેવામા આવતુ હતુ કે આ તકરારનો સતોષકારક અત ન આવે ત્યા સુધી આરોપીની તહોમતનામા ઉપર તેની અસર થયા જ કરવાની અને તેઓ પૂરેપૂરા સાફ નહી થવાના

મે. નિવેદન કર્યું તે પહેલાં મને એક તાર મળેલો, તેનો ભાવાર્થ આવો હતો. એટલે મારા રાજદ્વારી મૃત્યુના હુકમ ઉપર મે સહી કરી. ૧૯૩૪ની વડી ધારાસભાની ચૂંટણીમા મારાથી ગફલત થઈ હશે, હુ બેદરકાર રહ્યો હોઈશ, અને ઉતાવળમા મેં કંઈ કરી નાખ્યુ હશે. પણ મારી દલીલ એ હતી કે તે વખતે મુંબઈમાં કોંગ્રેસ ભરાવાની હતી અને સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે તેની તમામ જવાબદારી મારે માથે હતી. એટલે મારે બીજા તમામ કામો છોડી દેવાં પડયાં હતાં. હુ ચૂટણીના કામ પાછળ પણ કશું ધ્યાન ન આપી શકયો પણ ચૂટણીના કામની જવાબદારી તો મારી ગણાય જ, એટલે એ કામ વિષે બેદરકારી રાખીને મેં વિશ્વાસભંગ કર્યો એવુ માનવામા આવ્યુ. તેને લીધે આ ચુકાદાને મારે સ્વીકારવો પડયો. મારા ભવિષ્યના કામ માટે હુ કહીશ કે, જે કોંગ્રેસની મેં આટલી નિમકહલાલીથી સેવા કરી છે, આટલા વર્ષોથી જેને હુ નિષ્ઠાપૂર્વક વળગી રહ્યો છુ અને જેને ખાતર મેં મારા સર્વસ્વનો ભોગ આપ્યો છે તેમાંથી મને કાઢી મૂકવાના વ્યવસ્થિત પ્રયત્નો થતા હોવા છતાં એ સસ્થાને હું છેવટ સુધી વળગી રહેવાનો છુ ”

આમ શ્રી નરીમાન નામક્કર ગયા એટલે પોતાનો ચુકાદો વર્કિંગ કમિટીને સોંપ્યા સિવાય ગાંધીજી પાસે બીજો માર્ગ રહ્યો નહીં. કોંગ્રેસના પ્રમુખ તરીકે પંડિત જવાહરલાલજીને તેમણે કલકત્તામાં તા. ૨૭ નવેમ્બરે નીચે પ્રમાણે કાગળ લખ્યો :

“ શ્રી નરીમાને તમારી સાથેના તથા મારી સાથેના પત્રવ્યવહારમાં જે બે મુદ્દા જણાવેલા તે ઉપર તપાસ સમિતિએ આપેલો ફેસલો આ સાથે મોકલી આપું છુ. મને લાગ્યુ હતુ કે આ ફેસલો બહાર પાડવાને બદલે પોતાનો એકરાર બહાર પાડવાની મારી સૂચના શ્રી નરીમાને સ્વીકારી લીધી એટલે જે તપાસ પાછળ મારે ઘણી જહેમત ઉઠાવવી પડી છે તે તપાસનો અત આવશે.

“પણ શ્રી નરીમાને પોતાનો એકરાર છાપા મારફત પાછો ખેંચી લીધો છે એટલે સ્થિતિ બદલાઈ જાય છે. શ્રી નરીમાનના છેલ્લા નિવેદનમાંથી એમના મનની દુ ખદ અવસ્થાનો ખ્યાલ આવે છે. શ્રી નરીમાનની કબૂલાતમાં ઉઘાડું અસત્ય રહેલુ છે તે મે શ્રી નરીમાનને લખેલા મારા કાગળમા બતાવી આપ્યું છે. હકીકત એ છે કે શ્રી નરીમાને પોતે આ તપાસ માગી લીધી છે. ૧૯૩૪ની મુંબઈની ચૂંટણીમા તેમણે ગભીર વિશ્વાસભગ કર્યો એવા સરદાર વલ્લભભાઈ પટેલના આક્ષેપની તપાસ ઇરાદાપૂર્વક તેમણે જ ઇચ્છી છે. તમારી ઉપરના શ્રી નરીમાનના કાગળમા નીચેનુ વાકય છે :

“ ‘ આવા સ્વતત્ર પંચની તપાસના ચુકાદા પ્રમાણે હુ રજ પણ ગુનેગાર ઠરુ તો તમે અથવા તો બીજા કોઈ અધિકારી જે સજા ફરમાવશો તે હુ ખુશીથી સહી લઈશ પણ તે સાથે જ જો બીજો પક્ષ ગુનેગાર ઠરે તો તેની સાથેના અગત સબધો અથવા તો તેની અગત પ્રતિષ્ઠાનો જરા પણ વિચાર કર્યા વિના તેને એવી જ સજા ફરમાવવી જોઈશે.’

“મારી ઉપરના કાગળમા (અત્યારે તેની નકલ મારી પાસે નથી) તેઓ આથી પણ આગળ ગયા છે અને તેમણે કહ્યુ છે કે સરદારના આરોપ પ્રમાણે

તેઓ જો ગુનેગાર માલૂમ પડશે તો તેઓ પોતે જ કોઈ પણ હોદ્દા અથવા જવાબદારીના સ્થાન માટે પોતાને નાલાયક ગણશે.

"મારો એવો અભિપ્રાય છે કે શ્રી નરીમાને પોતાના વર્તનથી પોતાને કોઈ પણ જવાબદારીનું સ્થાન ધરાવવાને નાલાયક સાબિત કર્યા છે. એટલા જ ખાતર નહીં કે ૧૯૩૪ની ચૂંટણીમાં ગંભીર વિશ્વાસભંગ કર્યા માટે તેઓ ગુનેગાર ઠર્યા છે અને સરદાર વલ્લભભાઈ સામે મૂકેલા આક્ષેપો તેઓ સાબિત કરી શક્યા નથી, પણ એટલા માટે કે તેમના પત્રવ્યવહારમાં દેખાઈ આવતા તેમના પાછળના વર્તનથી અને ખાસ કરીને તો પોતાના બૅરિસ્ટરની હાજરીમાં સ્વતંત્રપણે કરેલા એકરારને તેઓ આવી કમનસીબ રીતે નામક્કર જાય છે તેથી તેમની એવી નાલાયકી સાબિત થાય છે."

કલકત્તામાં મળેલી કૉંગ્રેસ કારોબારીએ તે જ દિવસે આ વિષે નીચે પ્રમાણે ઠરાવ કર્યો :

"શ્રી નરીમાને ઉઠાવેલા મુદ્દા વિષે મહાત્મા ગાંધી તથા શ્રી બહાદુરજીના રિપોર્ટ ઉપર કારોબારીએ વિચાર કર્યો. તેની સાથે લખેલો મહાત્મા ગાંધીનો કાગળ તથા તપાસ સમિતિના રિપોર્ટની બાબતમાં શ્રી નરીમાને કરેલા બે નિવેદનો પણ કારોબારીએ ધ્યાનમાં લીધાં. પંચે આપેલો ફેંસલો, શ્રી નરીમાને કરેલો તેનો સ્વીકાર તથા પાછળથી કરેલી તેની નાકબૂલાત, એ બધું જોતાં કમિટીનો એવો અભિપ્રાય થાય છે કે શ્રી નરીમાનનું વર્તન એવું છે કે કૉંગ્રેસમાં કોઈ પણ જવાબદારીનું કે વિશ્વાસનું સ્થાન ધરાવવાને તેમને કમિટી નાલાયક ઠરાવે છે."

આ ઠરાવ બહાર પડ્યો તેની સાથે જ શ્રી નરીમાન વીફર્યા. ગાંધીજી ઉપર પક્ષપાત કર્યાના તથા પોતે આપેલાં વચનો નહીં પાળ્યાના આક્ષેપો તો તેમણે કર્યા જ, પણ સાથે શ્રી બહાદુરજીને તથા પંડિત જવાહરલાલજીને પણ છોડ્યા નહીં. ઉપરાઉપરી નિવેદનો બહાર પાડીને, એની એ વાત તેમણે ફરી ફરીને લખ્યાં કરી. પછી શ્રી વેલીંકર બૅરિસ્ટર પાસે ગાંધીજી અને બહાદુરજીનો ફેંસલો ફરી તપાસાવ્યો અને તેમનો અભિપ્રાય પોતાના લાભમાં મેળવ્યો. એ વિષે મહાદેવભાઈએ તા. ૨૫-૧૧-'૩૭ના રોજ સરદાર ઉપર લખેલા કાગળમાંથી નીચેનો ઉતારો આપવા જેવો છે :

"બૅરિસ્ટર વેલીંકરે આપેલો અભિપ્રાય ટાંકીને શ્રી નરીમાને જે નિવેદન બહાર પાડ્યું છે તે છાપામાં બાપુજીએ જોયું. એમને પોતાને તો લાગે છે કે વેલીંકરનો અભિપ્રાય મચરડેલો છે. મુખ્ય મુદ્દાની વાત છોડીને જે વાતની બહુ કિંમત નથી તે વાત ઉપર જ તેણે ભાર મૂક્યો છે. બાપુ કહે છે કે તમારે આ અભિપ્રાયનો બરાબર જવાબ અપાવવો જોઈએ. શ્રી ભૂલાભાઈને અથવા શ્રી મોતીલાલ સેતલવડને લખવું જોઈએ. તેમણે આખી વસ્તુનો કાયદાની દૃષ્ટિએ અભ્યાસ કરીને પોતાનો અભિપ્રાય આપવો જોઈએ એમ બાપુ કહે છે. બીજી બે બાબતો, કે નરીમાને તપાસ માગી જ નહોતી અને જજમેન્ટ વગેરે છાપવામાં ગાંધીજીએ

વચનભંગ કર્યો છે એ વિષે એક ટૂંકો કાગળ બહાર પાડવાનું કહ્યું છે એ હું બહાર પાડીશ."

પણ સરદારે તો શ્રી ભૂલાભાઈને કે શ્રી મોતીલાલ સેતલવડને લખ્યું જ નહીં. શ્રી નરીમાન છાપાંમાં ગમેતેમ લખ્યાં કરે એની એમને પરવા નહોતી. એમને તો ગાંધીજીના અને બહાદુરજીના ફેંસલાથી પૂરેપૂરો સંતોષ હતો. શ્રી ભૂલાભાઈએ લાલા લજપતરાયની પુણ્યતિથિને દિવસે ભાષણ આપતાં આ પ્રકરણનો ઉલ્લેખ કરી કહ્યું કે પોતે 'પસંદ કરેલા પંચના ફેંસલા ઉપર વળી અપીલ તે શી હોય? એ ફેંસલાની ફરી તપાસ થવી જોઈએ એવું મેં જ્યારે છાપામાં વાંચ્યું ત્યારે આશ્ચર્ય થયું. આબરૂદાર માણસના વચન જેવી ચીજ જીવનમાં હોવી જ જોઈએ. આપણે પંચને જાતે જ પસંદ કરીએ તો પછી એ પંચ જે ચુકાદો આપે તે આપણને ગમતો હોય કે ન ગમતો હોય તોપણ સ્વીકારી લેવો જોઈએ. શ્રી નરીમાને તો શ્રી ભૂલાભાઈના આ ભાષણનો પણ તા. ૧૯મી નવેમ્બરે લાંબો જવાબ આપ્યો અને ત્યાર પછી પણ જ્યારે જ્યારે સહેજ પણ તક મળી ત્યારે ત્યારે આ ચર્ચા છાપાંઓમાં જાગતી જ રાખી હું કૉલેજમાં ભણતો ત્યારે અમારા પ્રિન્સિપાલ એક સ્કૉચ ડોશીની અમને વાત કરતા. તે કહેતી કે હું કોઈની પણ વાત માનવા તૈયાર છું પણ મને મનાવી શકે એવો માણસ હોય તો મારી પાસે લાવો. (I am prepared to be convinced, but show me the man who can convince me.) તેમ શ્રી નરીમાન પણ પંચનો ફેંસલો કબૂલ રાખવા તૈયાર હતા પણ એ ફેંસલો ન્યાયી હોય તો ને?

કૉંગ્રેસ કારોબારીનો ઠરાવ સને ૧૯૩૭ની આખરમાં થયો ત્યાર પછી બરાબર દસ વર્ષે એટલે ૧૯૪૭ની આખરમાં પોતાના વર્તન માટે સરદાર સમક્ષ શ્રી નરીમાને દિલગીરી દર્શાવી અને તેઓ ફરી કૉંગ્રેસમાં દાખલ થયા. તે વખતે મુંબઈ કૉર્પોરેશનની ચૂંટણી થવાની હતી તેમાં કૉંગ્રેસપક્ષ તરફથી તેઓ ઊભા રહ્યા, ચૂંટાયા અને પાછળથી પક્ષના નેતા પણ બન્યા. પરંતુ તેઓ ઝાઝો વખત કામ કરી શક્યા નહીં. તેઓ એક કેસને અંગે દિલ્હી ગયા હતા. એક હોટેલમાં ઊતર્યા હતા ત્યાં તા. ૪–૧૦–'૪૮ના રોજ રાતના એકાએક હૃદય બંધ પડવાથી તેમનું અવસાન થયું. હોટેલવાળાએ સરદારને ખબર આપી એટલે તેમણે એક પારસી અમલદારને હોટેલમાં મોકલ્યા અને તેમના ભાઈ તથા પત્નીને ફોનથી ખબર આપી. બીજે દિવસે સવારે તેમના ભાઈ તથા પત્નીની ઇચ્છાનુસાર તેમના મૃતદેહને ખાસ વિમાનમાં મુંબઈ મોકલી આપવાની વ્યવસ્થા સરદારે કરી.

## ૨૧

# હરિપુરા કોંગ્રેસ—૧

ફૈઝપુરની કોંગ્રેસમા જ સરદારે આવતા અધિવેશન માટે ગુજરાત તરફથી આમંત્રણ આપી આવ્યા હતા. આપણે જોઈ ગયા છીએ કે ફૈઝપુર કોંગ્રેસ પછી પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીઓ થવાની હતી. એ ચૂંટણીઓનું કામ પૂરું થતા જ ગુજરાતે કોંગ્રેસના અધિવેશનની તૈયારીઓ કરવા માંડી. ગ્રામપ્રદેશમા કોંગ્રેસ ભરવાની પાછળ મુખ્ય હેતુ એ હતો કે ગ્રામજનતાને કોંગ્રેસનો વધુ રસ લાગે અને તેમનામા જાગૃતિ આવે. કોંગ્રેસે ગ્રામઉદ્ધારની જે નવી પ્રવૃત્તિઓ ઉપાડી હતી તે પ્રવૃત્તિઓ વિષે પણ ગામડાના લોકો વધારે સમજતા થાય અને તેમા વધારે રસ લેતા થાય એ હેતુ પણ હતો. એટલે ગાંધીજીએ શરૂઆતમા જ સરદારને અને ગુજરાતના બીજા કાર્યકર્તાઓને કહી દીધુ કે આ કોંગ્રેસમા ખાદી અને ગ્રામઉદ્યોગનું વાતાવરણ પૂરેપૂરું હોવું જોઈએ. કોંગ્રેસને અંગે જે બાંધકામ થાય તેમા આસપાસના પ્રદેશમાંથી મળી આવતી ચીજો જ વપરાવી જોઈએ. ખોરાકમા હાથઘંટીએ દળેલો આટો, હાથે ખાંડેલા ચોખા તથા ઘાણીનું તેલ વપરાવું જોઈએ. એટલું જ નહીં પણ ગાયનું જ દૂધ ઘી માખણ વગેરે વપરાવું જોઈએ. પહેલા તો ગાંધીજીનો એવો આગ્રહ હતો કે ત્યા જે ખાનગી હોટેલો વીશીઓ વગેરે ખોલાય તેમા પણ આવો જ આગ્રહ રાખવામા આવે. પણ કાર્યકર્તાઓએ જ્યારે કહ્યુ કે એ બધાને પહોંચી વળવું અમારા ગજા ઉપરવટનું થઈ પડશે ત્યારે ગાંધીજીએ પોતાનો આગ્રહ છોડી દીધો અને કોંગ્રેસના રસોડા પૂરતો જ એ આગ્રહ મર્યાદિત કરવામા આવ્યો.

ફૈઝપુરના અનુભવ ઉપરથી એટલું તો જણાયું હતું કે કોંગ્રેસ માટે જે સ્થળ પસંદ કરવામા આવે ત્યા વિશાળ ખુલ્લી જગ્યા હોવી જોઈએ અને પાણીની પુષ્કળ સગવડ હોવી જોઈએ. સ્થળ પસંદ કરવા એક ખાસ કમિટી નીમવામા આવી. તેમણે ત્રણેક સ્થળોની ભલામણ કરી. સરદારે તે સ્થળો જાતે જોઈ છેવટે બારડોલી તાલુકામા હરિપુરા ગામની પાસે તાપી નદીના કિનારા ઉપરની વિશાળ જગ્યા પસંદ કરી. તેની પાસે જ માંડવીનું જંગલ આવેલું હતું એટલે ત્યાંથી વાસ વળીઓ, તથા બીજું લાકડું તાપી નદીના વહેણમા જ તરાપામાં લાવી શકાય એમ હતું. વળી વાસના પાતાં તથા તાડ તથા નાળિયેરીના છળિયાની સાદડીઓ જેટલી જોઈએ તેટલી એ જંગલમાં

રહેનારા લોકો પાસે જ બનાવડાવી શકાય તેમ હતું. છતાં સરદારને એકલી પોતાની પસંદગીથી સંતોષ ન થયો. મે મહિનામાં ગાંધીજીને આરામ માટે વલસાડ પાસે દરિયા કિનારા પરના તીથલ સ્થળે સરદાર લઈ આવ્યા. તે વખતે શાન્તિનિકેતનથી શ્રી નંદલાલ બોઝને પણ ત્યાં બોલાવવામાં આવ્યા. કારણ આખી કૉંગ્રેસને કળામય રીતે શણગારવાનું કામ નંદબાબુને સોંપવાનું હતું. સરદારે ગાંધીજી તથા નંદબાબુ પાસે જગ્યા પાસ કરાવી ત્યારે તેમને સંતોષ થયો. નંદબાબુએ કહ્યું કે આ સ્થળ એટલુ રમણીય અને કુદરતી રીતે જ કળામય છે કે મારું કામ બહુ સહેલુ થઈ જશે. ગાંધીજી પણ આ સ્થળ જોઈને બહુ ખુશ થયા. લગભગ પાંચસો એકરના વિશાળ પટમાં કૉંગ્રેસનો પડાવ નાખવાનુ નક્કી થયું. જમીનના માલિકો જેમાં લગભગ અડધા મુસલમાનો હતા તેમણે પોતાની બધી જમીન કૉંગ્રેસને મફત વાપરવા માટે આપી.

ગાંધીજીનો બીજો આગ્રહ એ હતો કે, "આપણે ગામડામાં કૉંગ્રેસ ભરીએ છીએ એટલે તેમાં બહુ ખર્ચ ન થવું જોઈએ, પાંચ હજાર રૂપિયાથી વધારે ખર્ચ થાય એ મને ગમે નહીં." સરદારને તો ગામડામાં પણ ખૂબ સાધનસગવડો ઊભી કરવી હતી. પાંચ હજાર તો શું, પાંચ લાખ રૂપિયા ખર્ચ થાય તો તે માટે પણ તેઓ તૈયાર હતા. પણ ગાંધીજીની વાતનો સીધો વિરોધ શી રીતે કરાય? એટલે એમણે કહ્યુ કે તમારા આશ્રમમાં શ્રી રામદાસ ગુલાંટી ઇજનેર છે, તેમને મને સોંપી દો. તમામ જાતનાં બાંધકામની જવાબદારી હું તેમના ઉપર નાખીશ અને તેઓ મારી પાસે જેટલા પૈસા માગશે એટલા આપીશ. એમને જેટલા રૂપિયામાં કૉંગ્રેસ કરવી હોય એટલામાં કરે!

આ સ્થળથી નજીકમાં નજીક રેલવે સ્ટેશન ૧૧ માઈલ દૂર હતુ. તે ઉપરાંત ત્રીસેક માઈલના અંતરમાં બીજાં ત્રણ રેલવે સ્ટેશન હતાં. એ બધાં સ્ટેશનોએથી કૉંગ્રેસ સુધીના રસ્તા જિલ્લા લોકલ બોર્ડને તથા સરકારને કહી સમરાવવાની વ્યવસ્થા કરવામાં આવી. મઢીથી કૉંગ્રેસનગરનો અને નગરની અંદરનો મુખ્ય રસ્તો ડામરનો કરાવ્યો. જેથી ધૂળનો ઉપદ્રવ ન થાય. તે ઉપરાંત આસપાસનાં ગામડાંઓમાંથી આવવાના ગાડારસ્તા પણ ઠીકઠાક કરાવ્યા અને ત્યાં સ્થળે સ્થળે હરિપુરા કૉંગ્રેસનો રસ્તો બતાવનારાં પાટિયાં મુકાવી દીધાં કૉંગ્રેસના સ્થળની નજીક કોઈ મોટું શહેર કે બજાર ન હતુ, એટલે જોઈતી વસ્તુઓ બહુ આગળથી એકઠી કરવા માંડી.

શ્રી રામદાસ ગુલાંટીએ લગભગ ચાર માસ પહેલાં ત્યાં આવીને મુકામ નાખ્યો. તેમણે તમામ જમીનની સરવે કરી તથા ઊંચીનીચી જગ્યાઓનું લેવલ લઈ આખા કૉંગ્રેસનગરનો નકશો તૈયાર કર્યો. સ્થાનિક કાર્યકર્તાઓ

તો, દશેરાને દિવસે કોંગ્રેસનગરનું ખાતમુહૂર્ત કરવામાં આવ્યું તે પહેલાં ત્યાં જઈને પડ્યા હતા. કોંગ્રેસનગરનું નામ વિઠ્ઠલનગર રાખવામાં આવ્યું. તાપી નદીની સામી બાજુએથી સડકથી બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેનું કીમ સ્ટેશન લાગુ પડતું હતું. એટલે એ રસ્તે આવનાર માણસો તથા વાહનોની સગવડ માટે તાપી નદી ઉપર હોડીઓ ગોઠવી એક કામચલાઉ પુલ બાંધવામાં આવ્યો. એ બાંધવામાં સુરત જિલ્લાના સમુદ્રકાંઠા પરના ખારવાઓએ બહુ સારી મદદ કરી. કોંગ્રેસ માટેની જમીન સાફ અને સરખી કરવામાં ટ્રૅક્ટરવાળા શ્રી પશાભાઈ પટેલે મદદ કરી.

કોંગ્રેસને રમોડે ગાયનું ઘી, દૂધ પૂરું પાડવાની જવાબદારી મને સોંપવામાં આવી હતી. મેં સરદારને કહેલું કે આ કામ માટે ઓછામાં ઓછી પાંચસો ગાયોની ગૌશાળા અહીં આપણે ઊભી કરવી પડશે. આપણે વીણી વીણીને પસંદ કરીને આણેલી સુંદર ગાયો, પછીથી આસપાસનાં ગામોમાં વેચી દઈશું એટલે એ ગામોમાં સારો ગોપ્રચાર થશે અને ગામલોકોને પણ કાયમી ફાયદો થશે. આપણા ગોપૂજક ગણાતા દેશમાં પાંચસો જાતવાન ગાયો એકઠી કરવી એ સહેલી વાત ન હતી. પણ એ કામમાં સાબરમતી આશ્રમ ગૌશાળાના કાર્યકર્તાઓની તથા ડેરી નિષ્ણાત શ્રી દિનકર પંડ્યા તથા શ્રી પન્નાલાલ ઝવેરીની મને સારી મદદ હતી, એટલે કોંગ્રેસના અધિવેશનના એક મહિના પહેલાં પાંચસો ગાયોની ગૌશાળા અમે વ્યવસ્થિત ચાલુ કરી શક્યા. તે માટે ગાયોની ખરીદી ચાર માસ અગાઉથી શરૂ કરી દીધી હતી, અને ત્યાં કામ કરવા એકઠા થયેલાં માણસોને જોઈએ તે કરતાં ઘણું વધારે દૂધ ત્રણ મહિના ઉપરથી ત્યાં ઉત્પન્ન થવા માંડ્યું હતું. તે માટે અમે એવી યોજના કરી હતી કે એ બધા દૂધને સેપરેટ કરી તેની મલાઈમાંથી ઘી બનાવવું અને સેપરેટ કરેલા દૂધને ઉકાળી તેમાં ખાંડ નાખી એ ઘટ્ટ કરેલા દૂધ (કન્ડેન્સ્ડ મિલ્ક)ને સીલબંધ ડબ્બામાં પૅક કરી રાખવું જેથી અધિવેશન વખતે એ ઘટ્ટ કરેલા દૂધમાં જરૂરી પાણી નાખી સામાન્ય દૂધ તરીકે વાપરવામાં આવે. હરિપુરાની ડેરીના ઘી ઉપરાંત માતર તાલુકામાં ગાયનું દૂધ ખરીદી તેનું ઘી બનાવવાનું એક મથક અમે ખોલ્યું હતું એટલે બધું મળીને સત્તાવીસ ડબ્બા (૩૬ રતલના) ઘી, અમારી દેખરેખ નીચે અમે બનાવી શક્યા હતા. ઘટ્ટ દૂધના નવસો ડબ્બા (૪૮ રતલના) તૈયાર થયા. પાંચસો ગાયોની ભરતી થઈ ગયા પછી રોજનું પાંચ હજાર રતલ ઉપર દૂધ તૈયાર થતું હતું. સરદારને સત્તાવીસ ડબ્બા ઘીથી સંતોષ ન થયો એટલે બીજા સાતસો ડબ્બા ગાયનું ઘી અમે ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ તથા રજપૂતાનામાંથી રખડી રખડીને એકઠું કર્યું.

હાથછડના ચોખા, ઘંટીનો આટો તથા બેલઘાણીનું તેલ, એ માટે પણ ઘણા મહિના અગાઉથી તૈયારી કરવી પડી. દળવા ખાંડવાની વ્યવસ્થા તો કૉંગ્રેસના સ્થળ ઉપર જ રાખી હતી. ઘાણીની વ્યવસ્થા મઢી સ્ટેશન નજીક જમીન લઈને ત્યાં રાખી હતી. કૉંગ્રેસની નજીકના દિવસોમાં ત્યાં એક છાપખાનું ઊભું કરવામાં આવ્યું હતુ. તેમાં તથા કૉંગ્રેસ માટે વપરાયેલો બધો કાગળ હાથબનાવટનો જ હતો. શ્રી વાલજીભાઈએ હરિપુરા કૉંગ્રેસની માર્ગદર્શિકા માટે એક નાનુ પુસ્તક લખ્યું, જેમાં ગુજરાતની જૂની ઐતિહાસિક માહિતી પણ આપવામાં આવી હતી. તે પુસ્તક કૉંગ્રેસના વિઠ્ઠલ મુદ્રણાલયમાં જ હાથ-કાગળ ઉપર છાપવામાં આવ્યુ હતું.

બધાં ગ્રામ-ઉદ્યોગનાં કામોમાં, બાંધકામમાં, સડકો અને રસ્તા સમારવામાં, કામચલાઉ પુલ બાંધવામાં વગેરે જુદી જુદી જાતની પરચૂરણ મજૂરીમાં લગભગ એક લાખ રૂપિયા આસપાસના ખેડૂતો તથા મજૂરોમાં વહેંચાયા હતા.

પાણીને માટે તાપી નદીની મહેર હતી. ગાંધીજી તો કહેતા કે આપણે બધાંને નદીનું પાણી પાઈશું. પણ એ બાબતમાં સરદારની મ્યુનિસિપલ બુદ્ધિ ગાંધીજીની વાત કબૂલ રાખવા તૈયાર ન હતી. એમણે આગ્રહ રાખ્યો કે આપણે વૉટર વર્કસ બનાવી લોકોને વિશુદ્ધ કરેલું પાણી જ પૂરું પાડવું જોઈએ અને આખા નગરમા ગટરની પણ એવી સુંદર વ્યવસ્થા કરવી જોઈએ કે જેથી કોઈ જગ્યાએ પાણી ભરાઈ રહેવા પામે નહીં. અમદાવાદ મ્યુનિસિપાલિટીના આ વિષયના નિષ્ણાત સ્ટાફે આ બાબતમાં પૂરા દિલથી મદદ કરી. ચોખ્ખા પાણી માટે તેમ જ ગટરના પાણી માટે નળ નાખવા પાઇપો જોઈએ તે રાસવાળા શ્રી આશાભાઈના સાહસથી બધી ત્યાં જ બનાવવામાં આવી. આ બધી વ્યવસ્થા જોકે કામચલાઉ હતી પણ એટલી સુંદર રીતે કરવામાં આવી હતી કે કોઈ પણ મોટા શહેરના વૉટર વર્કસ અને ગટરની વ્યવસ્થા કરતાં ઊતરે એવી ન હતી.

બાંધકામનુ કામ શ્રી રામદાસ ગુલાંટીને સોંપવામાં આવ્યું હતુ અને તેમણે અગાઉથી આવીને ત્યાં મુકામ નાખ્યો હતો એ કહેવાઈ ગયું છે. વિઠ્ઠલનગરને એકાવન દરવાજા રાખવામા આવ્યા હતા. તે બધા જ કળામય રીતે શણગારવામાં આવ્યા હતા. એમાંના સાત મુખ્ય દરવાજા તો ઊંચા પ્રકારના શુદ્ધ હિંદી સ્થાપત્યના નમૂના બન્યા. એની રચના કરવામાં તથા એ શણગારવામાં શ્રી નંદબાબુએ એમની કળાશક્તિની કમાલ કરી. એ બધા દરવાજા ઉપર શ્રી નંદબાબુએ જુદી જુદી વિશિષ્ટતાનાં સૂચક ચિત્રો સુંદર રીતે ગોઠવ્યાં. દાખલા તરીકે, સ્વાગત સમિતિના મુખ્ય કાર્યકર્તાઓ જ્યાં

રહેતા અને જ્યાં સ્વાગત સમિતિની ઑફિસો હતી એ વિભાગના દરવાજા ઉપર રણમાં ખૂબ મુસાફરી કરીને થાકીને બેઠી પડેલા ઊંટનું ચિત્ર મૂકયું હતું. સ્વયંસેવકોની છાવણીના દરવાજા ઉપર બહુ ભાર લાદેલા અને થાકેલા ગધેડાને કુંભારે પરાણે ચલાવતો હોય એવું ચિત્ર મૂકયું હતું. મહાસમિતિના તથા કૉંગ્રેસની મસલત સમિતિના મંડપના એક દરવાજા ઉપર કુસ્તી કરતા બે મલ્લનું ચિત્ર મૂકયું હતું. અને બીજા દરવાજા ઉપર ભવાન્ ઉપરથી યૂયમ્ અને તેના ઉપરથી ત્વમ્ અને તેથી પણ આગળ જાય છે એવા શાસ્ત્રાર્થ કરતા પંડિતો ચીતર્યા હતા. મુખ્ય ગમોડાના એક દરવાજા ઉપર તાજાં રસાળ ફળો જોઈ લાલચુ આંખોવાળો બાળક, એક દરવાજા ઉપર મોદક ઉપર તૂટી પડવાને તૈયાર ટૂંદાળા જૂવે, ત્યારે એક દરવાજા ઉપર માછલી ઉપર તરાપ મારતી બિલાડી એવાં ચિત્રો હતાં. શ્રી નંદબાબુએ પોતે લગભગ બસો ચિત્રો દોર્યા હતાં. એ બધા ચિત્રો એકઠાં કરીએ તો તેનાથી સુંદર કળામંડપ રાણગારી શકાય ગુજરાતના કળાકારો શ્રી રવિશંકર રાવળ તથા શ્રી કનુ દેસાઈએ પણ વિઠ્ઠલનગરને આકર્ષક બનાવવામાં પોતાનો ફાળો સારો આપ્યો હતો. તેમનાં ચિત્રો પણ ત્યાંના પ્રદર્શનમાં એક મોટા આકર્ષણરૂપ થઈ પડ્યાં હતાં. સુરતના કળાપ્રેમી સજ્જન શ્રી રાજેન્દ્ર સુરકંઠાની મદદથી તેમણે ગુજરાતની પ્રાચીન કળાના ઉત્તમ નમૂના એકઠા કરીને એક વિશાળ મંડપમાં અતિશય કળામય રીતે ગોઠવીને મૂકયા હતા. આખા નગરમાં જગ્યાએ જગ્યાએ નાના નાના બગીચા તત્કાલ પૂરતા બનાવ્યા હતા. આ બધું થોડા જ વખત માટે ઊભું કરીને વિખેરી નાખવાનું હોઈ જંગલની વચ્ચે જાણે એક ગંધર્વનગરી રચી હોય તેના જેવું હતું! વીજળીની વ્યવસ્થા કિલિક નિક્સનની કંપનીની મદદથી કરવામાં આવી હતી. રાત્રે જ્યારે બધી બત્તીઓ કરવામાં આવતી અને બધા દરવાજા, મંડપો વગેરે તેનાથી શોભી રહેતા, ત્યારે જોવા આવનારાના શબ્દોમાં કહીએ તો આખી નગરી ઝળાંઝળાં થઈ ઊઠતી!

ગાંધીજી તથા પ્રમુખ સુભાષચંદ્ર બોઝ માટેની કુટીરો તથા કારોબારીની બેઠક માટેનો એક નાનો મંડપ નદીની બાજુની ઢોળાવવાળી ભેખડમાંથી કાપી કાઢેલી જગ્યામાં બનાવવામાં આવ્યાં હતાં. ત્યાંથી નદીના પ્રવાહનું અને નદીના સામા કિનારાની વૃક્ષરાજીનું દૃશ્ય બહુ મનોહર લાગતું. આ ઉપરાંત દવાખાના, છાપખાનું, બેંક, પોસ્ટ, તાર તથા ટેલિફોન, આગ બુઝાવવાની વ્યવસ્થા વગેરે શહેરને માટે આવશ્યક ગણાતાં તમામ સાધનો ત્યાં ઊભાં કરવામાં આવ્યાં હતાં. વિઠ્ઠલનગર આખું નદીને કાંઠે કાંઠે જ બાંધેલું હોઈ પાપડીપને પથરાયેલું હતું. આખા નગરની લંબાઈ રોડ માઈલ ઉપર હશે. એટલે

એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે નગરની અંદર થોડે થોડે વખતે દોડતી બસ સર્વિસની વ્યવસ્થા રાખવામાં આવી હતી તથા નેતાઓ માટે અમદાવાદ અને મુમ્બઈથી મગાવીને પંદરેક મોટરો મંગાવી હતી.

પ્રદર્શનની આખી વ્યવસ્થા ચરખા સંઘ તથા ગ્રામ-ઉદ્યોગ સંઘને સોંપેલી હતી. તેમણે દેશના બધા પ્રાંતોની જુદી જુદી જાતની ખાદીના તથા ગ્રામ-ઉદ્યોગના નમૂના એકઠા કરીને આકર્ષક રીતે ગોઠવ્યા હતા. તે ઉપરાંત બધી વસ્તુઓ બતાવવા માટેની તમામ ક્રિયાઓ પણ ત્યાં પ્રત્યક્ષ બતાવવામાં આવતી. પ્રદર્શનની સાથે એક વિશાળ સ્વદેશી બજાર ઊભું કરવામાં આવ્યું હતુ. પ્રદર્શન જોઈને તો લોકો રાજી થતા જ હતા. એ ઉપરાંત ખાદી અને ગ્રામ-ઉદ્યોગો આપણાં ગામડાંની બેકારી શી રીતે નાબૂદ કરી શકે એમ છે અને શી રીતે આપણાં ભાંગતાં ગામડાંમાં નવો પ્રાણ ફૂંકી શકે એમ છે તેનો શાસ્ત્રીય અભ્યાસ કરવા ઇચ્છનારને મબલક સામગ્રી આ પ્રદર્શન પૂરી પાડતુ હતું.

કૉંગ્રેસનાં રસોડાંમાં દરરોજ ટંકે વીસથી પચીસ હજાર માણસ જમતુ. આપણો દેશ વિશાળ હોઈ જુદા જુદા પ્રાંતના માણસોનો રોજનો ખોરાક જુદો જુદો હોય છે. વસ્તુ એક હોય તોપણ રાધવાની રીતમાં જુદા જુદા પ્રાંતોમા ઘણો ફરક હોય છે કૉંગ્રેસમાં બધા પ્રાંતના પ્રતિનિધિઓ આવતા હોઈ તેમની જુદી જુદી અભિરુચિઓને સતોષવા ખાતર ઘણી કૉંગ્રેસમાં પ્રાંતવાર રસોડાં જુદાં રાખવામાં આવે છે. હરિપુરામા એવી સગવડ રાખી હતી ખરી, પણ એક જ પ્રાંતે જુદું રસોડું કર્યું. મુખ્ય રસોડામાં જ એટલો સરસ ખોરાક આપવામાં આવતો કે એ જુદા રસોડામાં જમનારની સંખ્યા બીજે જ દિવસથી ઘણી ઘટી ગઈ ફૈઝપુરના અનુભવ ઉપરથી જણાયુ હતુ કે આસપાસનાં ગામડામાંથી આવનારા લોકો માટે કંઈક સાદી વ્યવસ્થા રાખવાની જરૂર હતી. એટલે ગામડાંમાથી આવનારા લોકો માટે મોટા માંડવા બાંધી તેમાં તેમની જમવાની તથા સૂવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ ગ્રામ-રસોડામા ચોખા, દાળ અને શાકનુ ભોજન બને ટંક આપવામાં આવતુ અને તેના ટંકના ૭ પૈસા લેવામા આવતા આ રસોડામાં પણ દરરોજ આઠથી દસ હજાર માણસ જમતુ આ ઉપરાંત પોતાના ગાડા ત્યાં રાખીને તેમાં જ રહેનારા ઘણા લોકની ગણતરી કરવામાં આવી હતી. એવા લોકો માટે એક વિશાળ ચોક રાખવામા આવ્યો હતો માણસો માટે તો પાણીની વ્યવસ્થા ત્યાં રાખી જ હતી. ઉપરાંત બળદ માટે પણ ઘાસ દાણાની તથા પાણીની વ્યવસ્થા રાખી હતી એનો લાભ પણ ઘણા માણસોએ લીધો. આ આખા વિભાગની દેખરેખ શ્રી રવિશંકર મહારાજે રાખી હતી.

વિઠ્ઠલનગરમાં રાતદિવસ રહેનાર માણસની સંખ્યા પચાસથી પંચોતેર હજારની ગણાય. ઘણા માણસો તો બધું જોઈને સાંજ પડ્યે જતા રહે એવું બનતું. કોંગ્રેસના છેલ્લા અઠવાડિયામાં દિવસની વસ્તી લગભગ બે લાખની રહેતી. આ બધા માટે સ્વચ્છતાની ભારે વ્યવસ્થા હોય તો જ નગરની સુખાકારી જળવાઈ રહે. એ કામ શ્રી જુગતરામ દવેએ માથે લીધું હતું. એમણે લગભગ બે હજાર સ્વયંસેવકોને સ્વચ્છતા રાખવાની તાલીમ આપીને તૈયાર કર્યા હતા. તેમાં મોટા ભાગના સ્વયંસેવકો ગુજરાતની શાળાઓ તથા કૉલેજોના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો હતા. લાંબા ચરા (ખાઈઓ) ખોદી તેના ઉપર પાટિયાં મૂકી તથા ઓથ માટે પાલાં ગોઠવી જાજરૂ તથા મુતરડીઓની વ્યવસ્થા કરી હતી. એ સાફ રહે એટલા માટે વાપર્યા પછી તેના ઉપર માટી નાખી દેવાની સૂચનાઓ દરેક જગ્યાએ ટાંગવામાં આવી હતી. જ્યાં એ સૂચનાઓનો પૂરો અમલ થતો નહીં એટલે સ્વયંસેવકોએ કલાકે કલાકે જાજરૂઓ અને મુતરડીઓ તપાસી તેમાં માટી નાખવાની રહેતી. તે ઉપરાંત તમામ રસ્તા તથા જુદા જુદા ચોકમાંથી ઝાડુ મારવાનું રહેતુ. પંડિત જવાહરલાલજીએ આ સફાઈ સ્વયંસેવકો આગળ બોલતાં જણાવેલુ કે સરદાર વલ્લભભાઈએ આ શાનદાર નગર અહીં બનાવ્યુ છે પણ તેની ખરી શાન તમારા અથાગ પરિશ્રમને લીધે જ સચવાઈ છે.

કોંગ્રેસના અધિવેશનમાં ટિકિટ લઈને આવનારા માણસોની સંખ્યા સરેરાજ પંચોતેર હજારની થતી. લાઉડસ્પીકરની વ્યવસ્થા એવી રાખી હતી કે અધિવેશનમાં થતાં ભાષણો કોંગ્રેસના મંડપની બહારના માણસો પણ સાંભળી શકે. જે વિશાળ ચોકની વચમાં બહુ ઊંચા સ્તંભ ઉપર રાષ્ટ્રધ્વજ ફરકતો હતો તે ઝંડાચોકમાં બેસીને લાખો માણસો વગર ટિકિટે કોંગ્રેસમાં ચાલતાં ભાષણો સાંભળી શકતા.

મનુષ્યપ્રયત્નથી કરેલી આ બધી વ્યવસ્થાના રંગમાં કુદરતે થોડોક ભંગ પાડ્યો. ફેબ્રુઆરી મહિનો હોવા છતાં કોંગ્રેસના અધિવેશનના બે દિવસ ભારે ઠંડીનું મોજું આવ્યું. એક દિવસ અને રાત ધૂળની આંધી પણ સખત ચાલી અને થોડો વરસાદ પડ્યો. તેને લીધે ઘણાં ઝૂંપડાં ઉપરનાં પાલાં ઊડી ગયાં તથા પ્રદર્શનની બધી વસ્તુઓ સાચવવાનું બહુ મુશ્કેલ થઈ પડ્યું. પણ વસ્તુઓને નુકસાન થયુ તેના કરતાં માણસોને નુકસાન થયું તેથી કોંગ્રેસની બધી વ્યવસ્થા કરનારાઓના અને ખાસ કરીને સરદારના દિલને ભારે ચોટ લાગી. આ તોફાન થયું તે પહેલાં એક સ્વયંસેવક નદીમાં નાહતાં ડૂબી ગયો હતો. તેનો અગ્નિદાહ કરતી વખતે સાબરમતી આશ્રમના સંગીતશાસ્ત્રી પંડિતજી ખરેએ 'મંગળ મંદિર ખોલો'નું ગીત બહુ કરુણ સ્વરે ગાયું હતું. પંડિતજીને

બીજે જ દિવસે ઇન્ફ્લુએન્ઝા લાગુ પડ્યો તેમાંથી આ તોફાન અને આંધીમાં તેમને ન્યૂમોનિયા થઈ ગયો. કોંગ્રેસની ઇસ્પિતાલમાં અતિશય સારવાર કરવા છતાં તેમનું અવસાન થયું. આ આંધી વખતે થયેલા ઇન્ફ્લુએન્ઝાથી બે ભાઈઓ ઘેર ગયા પછી મરણ પામ્યા. આ કોંગ્રેસની સાથે જોડાયેલી આ કરુણ ઘટનાઓ છે.

આ કુદરતી આફત બાદ કરતાં, કોંગ્રેસમાં આવેલા સૌ કોઈ, જેમણે પહેલાંની બધી કોંગ્રેસો જોયેલી એવા કોંગ્રેસના જૂના જોગીઓ પણ કહેતા કે, આટલા વિશાળ પાયા ઉપર કરવામાં આવેલી આંગોપાંગ વ્યવસ્થા અને ધામધૂમ પહેલાંની કોઈ કોંગ્રેસમાં અમે જોઈ નથી. અલબત્ત આ બધાની પાછળ સરદારની ઝીણવટભરી યોજનાશક્તિ, પોતાને આંગણે આવેલા નેતાઓ, માનવંતા મહેમાનો અને નાના ખેડૂતોનું પણ પ્રેમપૂર્વક સ્વાગત કરવાનો ઉત્સાહ અને પોતે પસંદ કરેલા સાથીઓ ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી દઈ, દિલદારીથી તેમને જોઈતાં તમામ સાધનો પૂરાં પાડવાની તત્પરતા, એ મુખ્ય કારણ હતું

## ૨૨

## હરિપુરા કોંગ્રેસ — ૨

હરિપુરા કોંગ્રેસ તેની વિશાળ વ્યવસ્થા અને ધામધૂમમાં જેમ અપૂર્વ હતી, તેમ દેશના રાજ્યપ્રકરણની દૃષ્ટિએ ત્યાં થયેલા કામકાજની બાબતમાં પણ બહુ મહત્ત્વની હતી.

કોંગ્રેસમાં પસાર થયેલા કેટલાક મહત્ત્વના ઠરાવો જોતાં જ આ વસ્તુ જણાઈ આવશે. દેશી રાજ્યોના કાર્યકર્તાઓ કોંગ્રેસની નીતિ વિષે કંઈક અધીરા થયા હતા. પોતે ઉપાડેલી દેશી રાજ્યોની અંદરની ચળવળો માટે કોંગ્રેસની તેઓ મદદ ઇચ્છતા હતા. કોંગ્રેસી કાર્યકર્તાઓ તેમને મદદ કરતા પણ હતા, પણ પોતાની અંગત હેસિયતથી. તેઓ કોંગ્રેસ સંસ્થાને તેમાં સંડોવતા નહીં. ઘણાં દેશી રાજ્યોમાં રાજકીય કામ કરવા માટે પ્રજામંડળો સ્થપાયાં હતા. દેશી રાજ્યોના કાર્યકર્તાઓ પોતે સ્થાપેલા એ રાજકીય મંડળોને કોંગ્રેસ સાથે જોડવા ઇચ્છતા હતા અને કોંગ્રેસ એ મંડળોની જવાબદારી લે એવી માગણી કરતા હતા આ બાબતમાં કોંગ્રેસની મુશ્કેલી એ હતી કે એ સ્થાનિક મંડળોને તેમના દરબારો સાથે કંઈ પણ અથડામણ થાય તો તેની જવાબદારી કોંગ્રેસને લેવી પડે. ચાલાક અંગ્રેજ અમલદારો

"કૉંગ્રેસ સૂચવે છે કે દેશી રાજ્યોમાંની વર્તમાન રાજકીય સંસ્થાઓએ કૉંગ્રેસ કારોબારીની સૂચના પ્રમાણે અને તેના અંકુશ નીચે કામ કરવું પણ તેણે પોતાની કોઈ રાજદ્વારી પ્રવૃત્તિ અથવા તો રાજદ્વારી લડત કૉંગ્રેસને નામે અથવા કૉંગ્રેસના આશ્રય નીચે ચલાવવી નહીં, રાજાઓ સાથેની આંતરિક લડત કૉંગ્રેસને નામે ઉપાડવી નહીં. આટલી મર્યાદા સ્વીકારીને દેશી રાજ્યોની અંદર રાજકીય મંડળો સ્થાપવાં અને હોય તેને ચાલુ રાખવાં"

આ ઠરાવ ઉપર બોલતાં સરદારે કૉંગ્રેસની સ્થિતિ બહુ સ્પષ્ટ કરી તેમણે કહ્યું.

"છેલ્લાં બેત્રણ વરસથી દેશી રાજ્યોના પ્રશ્નો ઉપર ઠીક ઠીક ગરમાગરમ ચર્ચા ચાલતી રહી છે કૉંગ્રેસમાં એક રીતે આ પ્રશ્ન બહુ નાજુક બની ગયો છે એની ઠીક સફાઈ કરવામાં ન આવે તો ઘણી ગેરસમજો ઊભી થવાનો સંભવ છે કૉંગ્રેસની સ્થિતિ આ બાબતમાં શી છે, તે વિષે મહાસમિતિએ એક લાંબુ નિવેદન બહાર પાડ્યું છે દેશી રાજ્યોની પ્રજાની શક્તિ જોઈને તેમના હિતની ખાતર જ કૉંગ્રેસ વધારે જોખમ ઉઠાવવા નથી માગતી, તેમ દેશી રાજ્યોની પ્રજાઓને ખોટી ખોટી આશાઓ પણ આપવા માગતી નથી દેશી રાજ્યોની પ્રજાઓ પોતાની મેળે પોતાની મર્યાદાઓ સમજી જેટલું કરી શકે તે કરે, એ વસ્તુ કૉંગ્રેસને મંજૂર છે કૉંગ્રેસી આગેવાનો વ્યક્તિગત રીતે દેશી રાજ્યની પ્રજાઓને મદદ કરવા તૈયાર છે મૈસૂરની પ્રજાએ પોતાના રાજ્યમાં સુધારા કરાવવા ઠીક ઠીક પ્રયત્ન કરવા માંડ્યો છે કૉંગ્રેસ શું એ પસંદ કરતી નથી? પણ જેમ બ્રિટિશ ઇંડિયામાં દરેક તાલુકાની અને ગામની કૉંગ્રેસ સમિતિ બનાવવામાં આવે છે, તેમ દેશી રાજ્યોમાં પણ બનાવવામાં આવે તો તેની જવાબદારી લેવાનું કૉંગ્રેસ કારોબારીની શક્તિ બહાર છે અત્યારે તો દેશી રાજ્યોની વસ્તીનો મોટો ભાગ ગુલામ જેવી સ્થિતિમાં છે જ્યાં સુધી તેમનામાં આઝાદ થવાની તમન્ના નથી જાગી ત્યાં સુધી તેઓ આઝાદ થઈ શકે નહીં એ માટે તેમનામાં પૂરતી શક્તિ આવવી જોઈએ આજે આપણે તો એ વિચાર કરવાનો છે કે કૉંગ્રેસને માટે યુદ્ધનું ક્ષેત્ર કયાં છે? દેશી રાજ્યોના આપ ભાઈઓ કહેશો કે યુદ્ધનું ક્ષેત્ર દેશી રાજ્યો છે પણ અમને અનુભવે જણાયું છે કે કૉંગ્રેસને માટે યુદ્ધનું ક્ષેત્ર બ્રિટિશ મુલક છે કૉંગ્રેસમાં જે શક્તિ આવી છે, તે બ્રિટિશ હિંદમાં લડાઈઓ આપવાથી આવી છે કોઈ દેશી રાજ્યની લડતથી આવી નથી ગાંધીજી પણ પોતાનું વતન પોરબંદર છોડીને બ્રિટિશ હિંદના અમદાવાદમાં આવીને વસ્યા એ જાણતા હતા કે પોતાનું સ્થાન પોરબંદરમાં નહીં પણ બ્રિટિશ હિંદમાં છે. આજે તો દેશી રાજ્યની પ્રજાએ પોતાનું સંગઠન કરીને શક્તિ વધારવાની છે કૉંગ્રેસ દેશી રાજ્યોને સાવ છોડી દેવા નથી ઇચ્છતી આપ જાણો છો કે હમણાં જ આપણે ફેડરેશનનો ઠરાવ પસાર કર્યો તેમાં સાફ સાફ કહ્યું છે કે કૉંગ્રેસને એવું ફેડરેશન નથી જોઈતું જેમાં દેશી રાજ્યની પ્રજા ગુલામીમાં રહે જ્યાં સુધી બ્રિટિશ હિંદના લોકો જે હક ભોગવે છે તે દેશી રાજ્યોની પ્રજા ભોગવતી ન થાય ત્યાં સુધી અમે ફેડરેશનનો સ્વીકાર કરીશું નહીં.

"મારો ઇરાદો આ ઠરાવ ઉપર બોલવાનો ન હતો પણ ત્રણ વર્ષથી આ ઝઘડો ઊપડ્યો છે, એટલે કોંગ્રેસે હવે બરાબર સ્પષ્ટતા કરવી જોઈએ કે દેશી રાજ્યોના ઝઘડામાં પડવાની અત્યારે એની સ્થિતિ નથી, એ બોજો એનાથી ઉપાડી શકાય એમ નથી. હું બહુ વિનયપૂર્વક અરજ કરું છું કે આનું દેશી રાજ્યોના ભાઈઓએ દુઃખ લગાડવું જોઈએ નહીં."

આ ઠરાવથી દેશી રાજ્યોમાંના ઘણા કાર્યકર્તાઓને સંતોષ થયો. આ પહેલાં પણ સરદાર બેએક વાર કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ થયા હતા. આ વરસમાં તેઓ ભાવનગર રાજ્ય પ્રજા પરિષદના તથા વડોદરા રાજ્ય પ્રજા પરિષદના પ્રમુખ થયા. વળી મૈસૂર રાજ્યની પ્રજાકીય કોંગ્રેસને ત્યાંના દરબાર સાથે ઝઘડો થયો હતો તેમાં પણ વચ્ચે પડીને સરદારે માનભરી રીતે સમાધાન કરાવ્યું. એ બધી વિગતો અલગ પ્રકરણમાં આપીશું. અહીં એટલું જ કહેવું બસ થશે કે ગાંધીજી હમેશાં દેશી રાજ્યોની પ્રજાને સલાહસૂચના અને દોરવણી આપવાનો પોતાનો ધર્મ સમજતા જ હતા. તેમના મનમાં દેશી રાજ્યોની પ્રજા અને બ્રિટિશ રાજ્યની પ્રજા એવો ભેદ હતો જ નહીં. જે કંઈ ભેદ હોય તે બંનેની પરિસ્થિતિ પરત્વે અને બંનેએ સાધેલા સંગઠન પરત્વે હતો. સરદાર અને પંડિત જવાહરલાલજી પણ વ્યક્તિગત રીતે હરિપુરા કોંગ્રેસ પછી દેશી રાજ્યોના પ્રશ્નમાં વધારે રસ લેતા થયા.

હરિપુરા કોંગ્રેસ આગળ એવો એક બીજો વિકટ પ્રશ્ન કિસાન ચળવળનો આવ્યો હતો. કેટલાક પ્રાંતોમાં કોંગ્રેસ સંસ્થાથી અલગ એવાં કિસાન મંડળો અથવા કિસાન સભાઓ સ્થપાવા લાગી હતી પ્રજાનો કોઈ વર્ગ પોતાના હિતની રક્ષાને અર્થે, જો એ હિત દેશના વિશાળ હિતને આડે આવે એવું ન હોય તો, પોતાની અલગ સંસ્થા સ્થાપે એની સામે કોંગ્રેસને કંઈ વાંધો ન હોય. તે પ્રમાણે કિસાનો અથવા ખેડૂતો ખેતીને લગતા પોતાના પ્રશ્નો વિષે એટલે કે પોતાની આર્થિક ઉન્નતિને સારુ કામ કરવા પોતાનાં મંડળો સ્થાપે તે કોંગ્રેસને ઇષ્ટ હતું. પણ ખેડૂતો અથવા કિસાનો રાજકીય હકો માટે જુદાં મંડળો સ્થાપે એ કોંગ્રેસને અનુચિત અને અનાવશ્યક લાગતું હતું. કારણ કોંગ્રેસ આમજનતાની સંસ્થા હોઈ તેના મોટા ભાગના સભ્યો ખેડૂત વર્ગના જ હતા. જે ખેડૂતોને અથવા કિસાનોને પોતાની રાજકીય સ્થિતિ સુધારવાની ઇચ્છા થાય તેમણે તો કોંગ્રેસમાં જોડાવું અને કોંગ્રેસના વાવટા નીચે કામ કરવું એ જ તેમનું કર્તવ્ય હતું. પણ કેટલીક જગ્યાએ કિસાનોએ પોતાનાં અલગ મંડળ રચવા માંડ્યાં હતાં, અને કોંગ્રેસ પ્રત્યે વિરોધી વલણ ધારણ કરીને પોતાનો જુદો વાવટો રાખવા માંડ્યો હતો. તેમને કોંગ્રેસની પદ્ધતિ

ધીમી લાગતી હતી અથવા જોઈએ એવી લડાયક લાગતી નહોતી કેટલાક ઉતાવળિયા અને અધીરા કોંગ્રેસીઓ પણ આ કિસાન ચળવળમા ભળવા લાગ્યા હતા અને તેને લીધે કોંગ્રેસની નીતિ અને સિદ્ધાંતોથી વિરોધી વાતાવરણ ઊભુ કરવામા તેઓ કારણભૂત બનતા હતા એટલે કોંગ્રેસે નીચે પ્રમાણે ઠરાવ કરીને કિસાન સભાઓ વિષેની પોતાની નીતિ સ્પષ્ટ કરી

"પોતાના મડળો સ્થાપીને સગઠિત થવાનો ખેડૂતો અથવા કિસાનોનો હક્ક કોંગ્રેસ પૂરેપૂરો સ્વીકારે છે તેની સાથે એટલુ યાદ રાખવુ જરૂરી છે કે કોંગ્રેસ પોતે જ મુખ્યત્વે ખેડૂતોની સસ્થા છે જેમ જેમ આમવર્ગ સાથે તેનો સપર્ક વધતો જાય છે તેમ તેમ કિસાનો મોટી સખ્યામા તેના સભ્યો થતા જાય છે અને તેની નીતિ ઉપર અસર પાડતા જાય છે કોંગ્રેસે ખેડૂત જનતાના હિતને અર્થે જ કામ કરવુ જોઈએ હકીકતમા તેણે એ પ્રમાણે કામ કર્યું છે તેમના હક્કો માટે લડતો પણ ચલાવી છે કોંગ્રેસ સ્વાતન્ત્ર્યપ્રાપ્તિ માટે જે કામ કરે છે તે આપણા આમવર્ગની શોષણમાથી મુક્તિના પાયા ઉપર જ રચાયેલુ છે એટલે આ સ્વાતન્ત્ર્ય સિદ્ધ કરવા માટે અને કિસાનોને બળવાન બનાવવા માટે કોંગ્રેસને બળવાન બનાવવી એ જ ખરો ઉપાય છે તેથી કિસાનોને વધુ ને વધુ મોટી સખ્યામા કોંગ્રેસના સભ્યો બનાવવાનો અને તેના વાવટા નીચે પોતાના હકો મેળવવા સગઠિત થવાનો આગ્રહ કરવામા આવે છે

"આ પ્રમાણે ખેડૂત મડળો રચવાનો કિસાનોનો હક પૂરેપૂરો સ્વીકારતા છતા કોંગ્રેસે એટલુ તો જાહેર કરવુ જોઈએ કે કોંગ્રેસના પાયાના સિદ્ધાંતો સાથે અસગત એવી કોઈ પણ પ્રવૃત્તિમા કોંગ્રેસ તેમને સાથ આપશે નહી, તથા કોંગ્રેસના જે સભ્યો કિસાનસભાના સભ્યો બનીને કોંગ્રેસના સિદ્ધાંતો અને નીતિથી વિરોધી વાતાવરણ ઊભુ કરવામા સહાયભૂત થતા હશે તેમની એ પ્રવૃત્તિઓને કોંગ્રેસ ચલાવી લેશે નહી કોંગ્રેસ બધી પ્રાતિક સમિતિઓને આદેશ આપે છે કે આ વસ્તુ ઉપર બરાબર ધ્યાન રાખવુ અને જ્યા જરૂર જણાય ત્યા એવી કોંગ્રેસ વિરોધી પ્રવૃત્તિની સામે જરૂરી પગલા લેવા

હરિપુરા કોંગ્રેસમા ભારે સનસનાટી ફેલાવનાર અને વાતાવરણમા તેજી લાવનાર ઠરાવ તો યુક્ત પ્રાત અને બિહારના પ્રધાનમડળે રાજકીય કેદીઓની મુક્તિના પ્રશ્ન ઉપર આપેલા રાજીનામાને લગતો હતો ચૂટણીઓ વખતે કોંગ્રેસે બહાર પાડેલા જાહેરનામામા દેશને એવુ સ્પષ્ટ વચન આપવામા આવ્યુ હતુ કે જો કોંગ્રેસ અધિકાર ઉપર આવશે તો તમામ રાજકીય કેદીઓને મુક્તિ આપી દેશે એ જાહેરનામા પ્રમાણે પ્રધાનોએ રાજકીય કેદીઓને છોડવાનો પ્રયત્ન પણ કરવા માડ્યો એ પ્રયત્નને રાજકીય કેદીઓના કેટલાક વચનોથી પુષ્ટિ મળી

હિસાના ગુના માટે લાબી લાબી સજાઓ ભોગવતા ઘણા રાજકીય કેદીઓએ પોતાના વિચારો પ્રગટ કર્યા હતા કે અમારો વિશ્વાસ હિસા ઉપરથી

ઊભી ગયો છે અને અમને જો બહાર આવવાની તક આપવામાં આવશે તો અમે અહિંસાની નીતિ પ્રમાણે દેશનાં કાર્યો કરવામાં વખત ગાળીશું. આ અરસામાં જ આંદામાન ટાપુઓમાંના રાજકીય કેદીઓએ અનશન આદર્યું હતુ. એ કેદીઓ હિંદ સરકારના અધિકારમાં હતા. કોંગ્રેસે અને ગાંધીજીએ એમના તરફથી ખૂબ પ્રયાસો કર્યા જેને પરિણામે હિંદ સરકાર માંડ માંડ એ બધા કેદીઓને પોતપોતાના પ્રાંતમાં મોકલી દેવા કબૂલ થઈ. જ્યારે આ બધા કેદીઓ પોતપોતાના પ્રાંતમાં આવી પહોંચ્યા ત્યારે તેઓ પ્રાંતિક સરકારોના કબજામાં આવ્યા, અને એને છૂટા કરવાનું કામ પ્રાંતિક પ્રધાનમંડળોને માથે આવ્યું. બિહાર અને યુક્ત પ્રાંતના તમામ કેદીઓને છોડવાનો ઠરાવ કરવામાં આવ્યો ત્યારે ગવર્નરોએ તેની સામે એ કારણે વાંધો લીધો કે બિહાર અને યુક્ત પ્રાંતના કેદીઓને છોડી દેવામાં આવશે તો તેથી પંજાબ અને બંગાળમાં રમખાણો થવાનો ભય છે. બીજું કારણ તેમણે એ આપ્યું કે કાકોરી કેસના થોડાક કેદીઓને પહેલાં છોડ્યા હતા ત્યારે તેને અંગે ન ઇચ્છવા જેવા દેખાવો થયા હતા અને છૂટેલા કેદીઓએ લોકોમાં ઉશ્કેરાટ ફેલાય એવાં ભાષણો કર્યાં હતાં.

વાઇસરૉયે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની ૧૨૬ (૫)* કલમ લાગુ કરી કેદીઓને ન છોડી શકાય એવી સ્થિતિ ઊભી કરી. પ્રધાનો સરદાર વલ્લભભાઈ તથા ગાંધીજીને મળ્યા. તેમણે એવી સલાહ આપી કે ગવર્નરો જો રાજકીય કેદીઓને છોડવા તૈયાર ન હોય તો પ્રધાનોએ રાજીનામાં આપી દેવાં જોઈએ. કોંગ્રેસની કારોબારીએ પણ તે પ્રમાણે ઠરાવ કર્યો. તે ઉપરથી હરિપુરા કોંગ્રેસમાં જતાં પહેલાં બંને પ્રાંતનાં પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં. ગવર્નરોએ એ વખતે એ સ્વીકાર્યાં નહીં, એમ કહીને કે અમે બીજા પ્રધાનો શોધીએ ત્યાં સુધી તમે કામ ચાલુ રાખો. રાજીનામાં આપેલા પ્રધાનો હરિપુરા કોંગ્રેસમાં આવ્યા ત્યારે ત્યાંના વાતાવરણમાં એક જાતની ગરમી આવી. જેઓ એમ કહેતા હતા અને ખરેખર માનતા પણ હતા કે આપણે જો પ્રધાનપદ સ્વીકારીશું તો ખુરશીઓનો મોહ લાગશે, અને આપેલાં વચનો વીસરી જવાશે, તેમની આંખ ઊઘડી ગઈ. આ રાજીનામાંને કારણે પ્રધાનપદાં લેવાની વિરુદ્ધ જેઓનો અભિપ્રાય હતો તેમને પોતાનો અભિપ્રાય બદલવો પડ્યો.

---

* દેશના કોઈ ભાગમાં પ્રાંતિક પ્રધાનોના કોઈ કાર્યને લીધે સુલેહશાન્તિ જોખમમાં આવી પડવાનો ભય હોય તે વખતે પ્રાંતિક સરકારો ઉપર મધ્યવર્તી સરકારનો અંકુશ રાખવાને લગતી આ કલમ હતી.

આ પ્રશ્ન ઉપર હરિપુરા કૉંગ્રેસમાં બહુ લાંબો અને વિગતવાર ઠરાવ કરવામાં આવ્યો. એ ઠરાવ ઉપરથી જ આખી પરિસ્થિતિ સ્પષ્ટ સમજાય છે એટલે નીચે તે આખો આપ્યો છે:

"ફૈઝપુર કૉંગ્રેસના ફરમાન પ્રમાણે ૧૯૩૭ના માર્ચમાં પ્રાંતોમાં હોદ્દા સ્વીકારવાના પ્રશ્ન ઉપર મહાસમિતિએ ઠરાવ કર્યો કે બ્રિટિશ સરકાર તરફથી આપણને અમુક ખોળાધરીઓ મળે તો ધારાસભામાંના કૉંગ્રેસ પક્ષોને પ્રધાન-મંડળ રચવાની પરવાનગી આપવી. પ્રથમ તો આવી ખોળાધરીઓ ન મળી એટલે કૉંગ્રેસ પક્ષના નેતાઓએ પ્રધાનમંડળ સ્વીકારવાની ના પાડી. ત્યાર પછી મહિનાઓ સુધી આવી ખોળાધરીઓ માગવી એ બંધારણીય છે કે કેમ તે પ્રશ્ન ઉપર વાદવિવાદ ચાલ્યો. ભારત મંત્રીએ, વાઈસરૉયે તથા જુદા જુદા પ્રાંતના ગવર્નરોએ અનેક નિવેદનો બહાર પાડ્યાં. આ નિવેદનોમાંથી એટલું ચોક્કસ નીકળતું હતું કે પ્રાંતિક પ્રધાનોના રોજબરોજના વહીવટમાં ગવર્નરો તરફથી કશી દખલ કરવામાં નહીં આવે.

"જે પ્રાંતોમાં કૉંગ્રેસ અધિકાર ઉપર છે, ત્યાંના પ્રધાનોને એવો અનુભવ થયો છે કે, કાંઈ નહીં તો યુક્ત પ્રાંત અને બિહારમાં ગવર્નરોએ રોજના વહીવટમાં દખલ કરવા માંડી છે. જ્યારે કૉંગ્રેસ પક્ષને પ્રધાનમંડળ રચવાનું ગવર્નરો તરફથી આમંત્રણ આપવામાં આવ્યું ત્યારે તેઓ જાણતા હતા કે ચૂંટણીના કૉંગ્રેસના જાહેરનામામાં રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવાની વાત કૉંગ્રેસની નીતિનું એક મુખ્ય અંગ હતી. એ નીતિ અનુસાર પ્રધાનોએ રાજદ્વારી કેદીઓને છોડવાનું કામ શરૂ કર્યું. પણ તેમણે જોયું કે છોડવાના હુકમ ઉપર ગવર્નરોની સહી મેળવતાં કેટલીક વખત અકળાવી નાખે એવી ઢીલ થતી હતી. આ ઢીલ સહન કરી લેવામા પ્રધાનોએ પોતાની નમૂનેદાર ધીરજનો પુરાવો આપ્યો છે. કૉંગ્રેસનો એવો અભિપ્રાય છે કે કેદીઓની મુક્તિની બાબત એ રોજબરોજના વહીવટની બાબત છે અને એમાં ગવર્નરો સાથે લાંબી ચર્ચાઓ કરવાપણું નથી. ગવર્નરનું કામ તો પ્રધાનોને દોરવણી આપવાનું અને સલાહ આપવાનું છે. પણ પોતાની રોજબરોજની ફરજો બજાવવામા પ્રધાનો સ્વતંત્રપણે પોતાના નિર્ણયો કરે તેમાં એ દખલ કરી શકે નહીં. કારોબારી સમિતિએ કૉંગ્રેસના પ્રતિનિધિઓ આગળ અને એ પ્રતિનિધિઓને ચૂંટનારી આમજનતા આગળ પોતાના વાર્ષિક કામનો અહેવાલ રજૂ કર્યો ત્યારે તેને પ્રધાનોને સૂચના આપવી પડી કે પોતપોતાના પ્રાંતમાના રાજદ્વારી કેદીઓને તેમણે છોડી મૂકવા અને તેમના હુકમોનો અમલ થવામા વિક્ષેપ થાય તો તેમણે રાજીનામાં આપવાં. એ સૂચનાને અનુસરીને યુક્ત પ્રાંત અને બિહારના પ્રધાનોએ જે પગલું લીધું છે તે પગલાને આ કૉંગ્રેસ બહાલી આપે છે. અને રાજીનામાં આપવા માટે પ્રધાનોને અભિનંદન આપે છે. ગવર્નર જનરલે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની ૧૨૬ (૫) કલમ લાગુ કરીને આ બાબતમાં નકામી દખલ ઊભી કરી છે. તેથી પ્રધાનોને આપવામાં આવેલી ખોળાધરીઓનો ભંગ થાય છે એટલું જ નહી પણ એ કલમનો પણ દુરુપયોગ થાય છે. કારણ આમાં દેશની શાંતિનો ભંગ થવાની ગંભીર બીકનો સવાલ જ ઊભો થતો નથી. વળી બંને પ્રાંતમાં મુખ્ય પ્રધાનોએ રાજદ્વારી

કેદીઓ પાસેથી ખાતરી મેળવી લીધી છે કે તેઓ કોંગ્રેસની અહિંસાની નીતિનો સ્વીકાર કરે છે તેમના માનસમાં થયેલા પલટા વિષે પણ તેમણે ખાતરી કરી લીધી છે ગવર્નર જનરલે દખલ કરીને જે પરિસ્થિતિ ઊભી કરી છે તેથી વધુ શાંતિનો ભંગ થવાનો ગંભીર ભય છે

કોંગ્રેસે જે થોડો વખત અધિકાર ચલાવ્યો છે એટલામાં પોતાની ત્યાગવૃત્તિનો વહીવટી કાબેલિયતનો તથા દેશના આર્થિક અને સામાજિક અનિષ્ટો દૂર કરવા માટે કાયદા કરીને બતાવેલી રચનાત્મક શક્તિનો તેણે પૂરતો પુરાવો આપ્યો છે કોંગ્રેસને એ સ્વીકારતાં આનંદ થાય છે કે આ બધી બાબતોમાં ગવર્નરોએ પ્રધાનોને ઠીક ઠીક સાથ આપ્યો છે ચાલુ બંધારણમાં રહીને લોકોનું જેટલું ભલું થઈ શકે તેટલું કરવાનો અને તેની સાથે પૂર્ણ સ્વરાજ્યના ધ્યેયે પહોંચવાનો તથા બ્રિટિશ શાહીવાદી નીતિથી થતા હિંદી પ્રજાના શોષણનો અંત લાવવાનો કોંગ્રેસનો ખરા દિલનો પ્રયત્ન છે

જેથી અહિંસક અસહકાર કરવો પડે અથવા તો કોંગ્રેસની સત્ય અને અહિંસાની નીતિ સાથે સુસંગત એવું વિરોધનું બીજું કશું પગલું ભરવું પડે એ જાતની કટોકટી ઊભી કરવાની કોંગ્રેસની જરાય ઇચ્છા નથી તેથી ગવર્નર જનરલના કાર્ય સામે વિરોધ તરીકે બીજા પ્રાંતના પ્રધાનોને રાજીનામાં આપવાની સલાહ આપતાં કોંગ્રેસ સંકોચ અનુભવે છે અને ગવર્નર જનરલને વિનંતી કરે છે કે તેણે પોતાનો હુકમ ફેરવવો જેથી કરીને ગવર્નરો બંધારણપૂર્વક વર્તી શકે અને રાજદ્વારી કેદીઓને છોડવાની બાબતમાં પોતાના પ્રધાનોની સલાહ સ્વીકારી શકે

બેજવાબદાર પ્રધાનમંડળો રચાય એને તલવારથી રાજ્ય ચલાવવા જેવું કોંગ્રેસ માને છે આવાં પ્રધાનમંડળો રચાશે તો પ્રજામાં બહુ કડવાશ પેદા થશે અંદર અંદરના કલહો ઊભા થશે અને બ્રિટિશ સરકાર સામેનો અણગમો વધારે ઊંડો જશે જ્યારે કોંગ્રેસે બહુ સંકોચ સાથે અને ભારે આનાકાનીથી હોદ્દા સ્વીકારવાને મંજૂરી આપી ત્યારે ગવર્નમેંટ ઑફ ઇન્ડિયા ઍક્ટના સાચા સ્વરૂપના પોતે બાંધેલા આંક વિષે તેને કશી શંકા ન હતી ગવર્નર જનરલના છેલ્લા કૃત્યથી એ આંક સાચો પડે છે અને બંધારણનો કાયદો લોકોને ખરી સ્વતંત્રતા આપવા માટે તદ્દન નકામો છે એવું સિદ્ધ થાય છે તેની સાથે એ પણ જણાય છે કે એ કાયદાનો ઉપયોગ સ્વતંત્રતા વધારવા માટે નહીં પણ સ્વતંત્રતાને દાબી દેવા માટે કરવાનો બ્રિટિશ સરકારનો ઇરાદો છે એટલે અત્યારની કટોકટીનું આખરી પરિણામ ગમે તે આવે પણ હિંદુસ્તાનના લોકોએ સમજી લેવું જોઈએ કે જ્યાં સુધી આ કાયદાને ખતમ કરવામાં આવ્યો નથી અને તેની જગ્યાએ હિંદુસ્તાનની પ્રજાએ ચૂંટેલી વિધાન સભાએ ઘડેલું નવું બંધારણ અમલમાં આવ્યું નથી ત્યાં સુધી દેશને માટે સાચી સ્વતંત્રતાની આશા નથી એટલે અધિકાર ઉપર હોય કે અધિકારની બહાર હોય ધારાસભામાં હોય કે ધારાસભાની બહાર હોય એવા દરેક કોંગ્રેસીનો ઉદ્દેશ એ જ હોવો જોઈએ કે આપણે એ ધ્યેયને પહોંચવા માટે અત્યારના કેટલાક અધિકારો ભલે આપણું તાત્કાલિક ભલું કરે એવા હોય તોપણ તે જતા કરવાની તૈયારી રાખવી

"યુક્ત પ્રાંતના ગવર્નર તરફથી એમ કહેવામાં આવે છે કે કાકોરી કેસના કેદીઓનું સ્વાગત કરવા માટે જે ધામધૂમ કરવામાં આવી તથા છૂટેલા કેદીઓમાંના કેટલાકે જે ભાષણો કર્યાં તેથી રાજદ્વારી કેદીઓની ક્રમશ: મુક્તિની નીતિમાં વિઘ્ન આવ્યું છે. કોંગ્રેસે બેહૂદા દેખાવોને તથા બીજી વાંધાભરી પ્રવૃત્તિઓને હંમેશાં વખોડી કાઢી છે. જે દેખાવો અને ભાષણોની યુક્ત પ્રાંતના ગવર્નર વાત કરે છે તેને મહાત્મા ગાંધીએ સખત રીતે નાપસંદ કરેલા છે. કોંગ્રેસના પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરુએ પણ એ કૃત્યમાં રહેલા શિસ્તભંગ માટે તાબડતોબ તાકીદ આપેલી છે. પ્રધાનોએ પણ તેની અવજ્ઞા કરી નથી. આ બધી ચેતવણીઓને પરિણામે લોકમતમાં એકદમ ફેરફાર થયો છે અને કેદીઓ પણ પોતાની ભૂલ સમજ્યા છે. કાકોરી કેસના કેટલાક કેદીઓ છૂટ્યા પછી બે મહિને બીજા છ કેદીઓ છૂટ્યા ત્યારે તેમના માનમાં કોઈ પણ જાતના દેખાવો થયા ન હતા. તેમ જ તેમનું જાહેર સ્વાગત કરવામાં આવ્યું ન હતું. એ વસ્તુને પણ હવે તો ચાર મહિના વીતી ગયા છે. એટલે ઑગસ્ટમાં છૂટેલા કેદીઓના સંબંધમાં જે ભાષણો અને દેખાવો થયા તે કારણે બાકી રહેલા પંદર કેદીઓને આજે ન છોડવા એ તદ્દન ગેરવાજબી છે. ન્યાય અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી પ્રધાનોની છે. પોતાને યોગ્ય લાગે તે રીતે પોતાની ફરજ અદા કરવાનો તેમને હક છે. ચાલુ સંજોગોમાં પ્રસ્તુત બાબતોનો વિવેક કરી નિર્ણય કરવાનું કામ તેમનું છે. તેઓ જે નિર્ણય કરે તે ગવર્નરે સ્વીકારવા જોઈએ અને તેનો અમલ કરવો જોઈએ. રોજબરોજના વહીવટી કામોમાં પોતાની સત્તાનો તેઓ જે રીતે અમલ કરતા હોય તેમાં દખલ કરવાથી તેમની સ્થિતિ નબળી થાય છે, અને તેમની પ્રતિષ્ઠાને પણ ધક્કો પહોંચે છે. કોંગ્રેસી પ્રધાનોએ ફરીથી વાર જાહેર કર્યું છે કે હિંસક ગુનાઓની બાબતમાં યોગ્ય પગલાં લેવાનો તેમનો પાકો નિશ્ચય છે. હવે જ્યારે આ કેદીઓએ હિંસાનો માર્ગ છોડી દેવાનું જાહેર કર્યું છે ત્યારે તેમને છોડવામાં જોખમ રહેલું છે એમ કહેવું એ તદ્દન કપોલકલ્પિત છે. કોંગ્રેસે પોતાને માટે જે અહિંસાનું ધોરણ સ્વીકાર્યું છે તેનો કોઈ ભંગ કરે અથવા તેની શિસ્ત ન જાળવે તો તે માટે સખત ઉપાયો લેવા એવો કોંગ્રેસનો આગ્રહ છે તે વિધિનો પૂરતો પુરાવો છેલ્લા કેટલાક મહિનામાં કોંગ્રેસે આપેલો છે. છતાં કોંગ્રેસીઓનું ધ્યાન ખેંચવામાં આવે છે કે વાણી કે વર્તનનો કોઈ જાતનો સ્વેચ્છાચાર હિંસાને ઉત્તેજન અથવા તો પોષણ આપે એવો હોય, તેનાથી આપણા નિરધારેલા ધ્યેયે પહોંચવાની દેશની ગતિ ધીમી પડે છે.

"રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાના પોતાના કાર્યક્રમને અમલમાં મૂકતાં, કોંગ્રેસને હેરાન છોડવાનું પ્રાપ્ત થયું છે, લોકોની સ્થિતિ સુધારવાને માટે કાયદા કરવાની તકો પણ જતી કરવી પડી છે પણ એમ કરતાં કોંગ્રેસે જરા પણ આંચકો ખાધો નથી. એની સાથે કોંગ્રેસ એ સ્પષ્ટ કરવા માગે છે કે કેદીઓ પોતાની મુક્તિ માટે ભૂખમરાની હડતાલનો આશરો લે એ વસ્તુ કોંગ્રેસ સખત રીતે વખોડી કાઢે છે. ભૂખમરાની હડતાલને લીધે રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાની પોતાની નીતિ અમલમાં મૂકતાં કોંગ્રેસને મુશ્કેલી આવે છે. તેથી પંજાબમાં જેઓ હજી ભૂખમરાની હડતાલ ચલાવી રહ્યા છે તેમને તે છોડી દેવાનો

કૉંગ્રેસ આગ્રહ કરે છે, અને તેમને ખાતરી આપે છે કે કૉંગ્રેસ સત્તા ઉપર હોય કે ન હોય એવા બધા પ્રાંતોમાં રાજદ્વારી કેદીઓની મુક્તિ માટે તમામ વાજબી અને શાન્તિમય ઉપાયોથી પ્રયત્ન કરવાનું કૉંગ્રેસ ચાલુ રાખશે

આ ઠરાવ સરદારે જ રજૂ કર્યો હતો તેના ઉપર બોલતા તેમણે જણાવ્યું કે

આપણે જ્યારે હોદ્દાનો સ્વીકાર કર્યો ત્યારે જ બ્રિટિશ સલ્તનત જાણતી હતી વાઈસરૉય જાણતા હતા અને ગવર્નરો પણ જાણતા હતા કે ચૂંટણી વખતે કરેલા જાહેરનામા પ્રમાણે બધા રાજદ્વારી કેદીઓને આપણે છોડી મૂકવાના છીએ તે વખતે ગવર્નરો કશું બોલ્યા નહીં એમણે થોડી ચાલાકી કરી આપણે પણ થોડી ભૂલ કરી કારણ કે તે વખતે આપણને અનુભવ ન હતો ગવર્નરે કહ્યું કે કેદીઓને તમે જરૂર છોડી શકો છો પરંતુ જેઓ અહિંસક રહીને જેલમાં ગયેલા છે તેમને તરત છોડી દો અને જેઓ હિંસાનો ગુનો કરીને જેલમાં ગયેલા છે તેમના દરેકના મુકદ્દમા તમે તપાસી જુઓ અને તમને ઠીક લાગે એમને છોડવાની ભલામણ કરો આપણા પ્રધાનો મુકદ્દમા તપાસવા બેઠા અને જે કેદીઓને છોડવાનું કહ્યું એમની બાબતમાં ગવર્નરે કંઈક ને કંઈક વાંધા બતાવવા માંડ્યા અહીં જ આપણી ભૂલ થઈ આપણા પ્રધાનોએ તો કહી દેવું જોઈતું હતું કે મુકદ્દમા તપાસવાની શી જરૂર નથી અમારે તો બધા રાજદ્વારી કેદીઓને છોડી દેવા છે તેની જવાબદારી અમારે માથે રહેશે પ્રાંતના શાસનની જવાબદારી અમારી ઉપર છે જો એ કેદીઓ બહાર આવીને બખેડો કરશે અથવા હિંસા કરશે તો અમે તેમને ફરી કેદ કરીશું અને હવે બાકી કેટલા કેદીઓ રહ્યા છે? આવડા મોટા યુક્ત પ્રાંતમાં અત્યારે આવા ફક્ત પંદર કેદીઓ રહ્યા છે શું આ પંદર કેદીઓને છોડવાની પણ આપણા પ્રધાનોને સત્તા નથી? સત્તા ન હોય તો પછી પ્રધાન શેના? મને તો પહેલેથી જ શંકા હતી કે આ નવા બંધારણથી આપણા મુલકની સ્વતંત્રતાનો પ્રશ્ન ઉકેલાવાનો નથી મને તો શંકા હતી કે આ નવું બંધારણ આપણને ફસાવવાની જાળ છે આપણા પ્રધાનો ત્યાં કંઈ મુકદ્દમાની ફાઈલો વાંચવા ગયા નથી વળી આ કેદીઓ પાસેથી આપણને ખાતરી મળી છે કે તેમના વિચારો બદલાઈ ગયા છે કૉંગ્રેસની નીતિ ઉપર તેમનો વિશ્વાસ બેઠો છે — અને છૂટ્યા પછી કૉંગ્રેસના આદેશ પ્રમાણે તેઓ કામ કરવા ઇચ્છે છે આવી સ્થિતિમાં ગવર્નરની શી મગદૂર છે કે પ્રધાનોના કામમાં તે દખલ કરે? એથી તો પ્રધાનોનું સ્વાભિમાન હણાય છે એમ કહેવામાં આવે છે કે કેદીઓને છોડી મૂકવામાં આવશે તો પંજાબ અને બંગાળમાં બખેડો થઈ જશે અને એ બે પ્રાંતોની સુલેહ અને વ્યવસ્થા જોખમમાં આવી પડશે હું તો એ વસ્તુ માની જ શકતો નથી કે પંદર માણસોને છોડી મૂકવાથી બે પ્રાંતોમાં શી રીતે શાન્તિભંગ થઈ જાય? પંજાબ અને બંગાળના પ્રધાનો જો આમ ડરતા હોય તો તેઓ તદ્દન નાલાયક લોકો જોઈએ આપણે તો હોદ્દા સ્વીકાર્યા એટલે આપણો ધર્મ થઈ પડ્યો છે કે પ્રજાની ઇચ્છા પ્રમાણે આપણે રાજ્ય ચલાવવું જે માણસોએ દેશની આઝાદીને માટે આટઆટલું વેઠ્યું છે તેમને આપણાથી જેલમાં રખાય જ કેમ? તેઓ દેશની આઝાદીને માટે પોતાના પ્રાણ

આપવા તૈયાર હતા, તેમની કામ કરવાની રીત ભલે ખોટી હોય, પણ પ્રજાનતથી ચૂંટાયેલો કોઈ માણસ આવા દેશભક્તોને જેલમાં રાખી શકે નહીં.

"ગવર્નરની તરફથી કહેવામાં આવ્યું છે કે કાકોરી કેસના કેદીઓને છોડી મૂકવામાં આવ્યા તેથી દેશમાં બહુ અડચણ ઊભી થઈ છે. કદાચ અડચણ ઊભી થઈ હોય તોપણ શું થઈ ગયું? એક આદમી વીસ પચીસ વર્ષ સુધી જેલની દીવાલો પાછળ રહી દુનિયાથી અલગ પડી ગયો છે, દુનિયાની કશી હાલતની તેને ખબર નથી. એ જેલની દીવાલોમાંથી બહાર આવે છે, તેની નજર સામે નવી જ દુનિયા દેખાય છે; કોંગ્રેસની શક્તિ કેટલી વધી ગઈ છે તે એ જુએ છે. બહાર આવ્યા પછી ઘણા કોંગ્રેસવાળા તેનું સ્વાગત કરે છે. ચાપાણી પિવડાવે છે. એ બધું જોઈને તેને થાય છે કે મારાં પચીસ વર્ષ બરબાદ નથી ગયાં. એટલે એ જરા વધારેપડતું બોલી નાખે છે. મારી તો સમજમાં નથી આવતું કે એટલાથી આ સરકાર આવી ડરી શું કામ જાય છે? શું તે એટલી બધી જર્જરિત અને કમતાકાત થઈ ગઈ છે કે પંદર માણસોનો તેને આવડો ધાક લાગે છે?

"જે વખતે આપણા પ્રધાનોએ લોકસુધારનાં અનેક કામો ઉપાડ્યાં હતાં તે વખતે તેમને પ્રધાનપદ છોડવા પડ્યાં છે. આપણે તેમને મુબારકબાદી આપીએ છીએ. તેમણે કોંગ્રેસની ઇજ્જત વધારી છે. દેશમાં થોડાક સુધારા કરવા માટે આપણે હોદ્દાનો સ્વીકાર કર્યો નહોતો, આપણે તો બહુ મોટી વસ્તુ માટે પ્રધાનપદ લીધાં છે. આપણાં બધાં દુઃખોનો ઇલાજ તો સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે. હોદ્દાનો સ્વીકાર કરવાથી તે માટેની આપણી શક્તિ વધે તો આપણે તેનો ઉપયોગ કરી લઈએ પણ તેને લીધે જો આપણા માર્ગમાં અડચણ આવતી હોય તો આપણે તુરત જ તે છોડવા જોઈએ. આપણા પ્રધાનો એવા નથી જે ત્યાં પાંચ પાંચ હજારના પગાર લેતા હોય. આપણા પ્રધાનો ત્યાં મોટા પગાર લેવા નહીં પણ દેશનું કામ કરવા ગયા છે. તેઓ પ્રધાનપદનો ત્યાગ કરશે તે દેશને મોંઘું પડવાનું છે. પણ તેથી પ્રધાનપદ છોડતા આપણને જરાયે સંકોચ ન થવો જોઈએ. કારોબારી સમિતિએ ખૂબ વિચાર કરીને તથા સાત પ્રાંતોનો પ્રશ્ન નજર સામે રાખીને આ ઠરાવ ઘડ્યો છે. આ ઠરાવ એવો છે જેમાં કોઈને કશો વાંધો હોવો જોઈએ નહીં. એટલે મારી વિનતી છે કે આ ઠરાવ ઉપર કોઈ સુધારો લાવે નહીં. આવી નાજુક પરિસ્થિતિમાં કેવો ઠરાવ કરવો જોઈએ એનો વિચાર કરીને આ ઠરાવ ઘડવામાં આવ્યો છે. એમાં કશો ઉમેરો કરવો કે કશું કાઢી નાખવું યોગ્ય નહીં થાય. હું આશા રાખું છું કે આ ઠરાવ જેવો છે તેવો તમે પસાર કરશો."

ઉપરનો ઠરાવ પસાર થઈ ગયા પછી બંને પ્રાંતના પ્રધાનો પોતપોતાના પ્રાંતમાં ગયા, ત્યારે ગવર્નરો એમની સાથે સમાધાની કરવા જાણે તૈયાર જ હતા. યુક્ત પ્રાંતના ગવર્નરે ત્યાંના મુખ્ય પ્રધાન પં. ગોવિંદવલ્લભ પંત સાથે વાટાઘાટો કરી સમાધાન કર્યું. એમનું સંયુક્ત નિવેદન તા. ૨૫-૨-'૩૮ના રોજ બહાર પાડવામાં આવ્યું. બિહારના ગવર્નર તથા મુખ્ય પ્રધાને મળીને એવું જ નિવેદન તા. ૨૬-૨-'૩૮ના રોજ બહાર પાડ્યું. આ રહ્યું એ :

"અત્યારની પરિસ્થિતિ અને છેલ્લા થોડા દિવસમાં બની ગયેલા બનાવો વિષે અમે અંદર અંદર ખૂબ ચર્ચા કરી લીધી છે, અને બંને પક્ષને સંમત એવા નિર્ણય ઉપર અમે આવ્યા છીએ. એ પ્રમાણે પ્રધાનોએ તેમના હંમેશનાં કામકાજ હાથમાં લઈ લીધાં છે રાજદ્વારી ગણાતા કેટલાક કેદીઓના કેસોની વ્યક્તિગત તપાસ કરવામાં આવી છે. અને પ્રધાનોએ આપેલી સલાહ સ્વીકારીને એ કેદીઓની બાકી રહેલી સજા રદ કરવાના ને તેમને છોડી મૂકવાના હુકમો ગવર્નર થોડા જ વખતમાં કાઢશે બાકીના કેદીઓની વ્યક્તિગત તપાસ તે ખાતાના પ્રધાન કરી રહ્યા છે. અને તેને વિષે થોડા વખતમાં યોગ્ય હુકમો કરવામાં આવશે

"ગવર્નર અને પ્રધાનોના અરસપરસ સંબંધ વિષે પણ અમે લાંબી ચર્ચા કરી છે નામદાર વાઈસરૉયના તાજેતરના નિવેદનની, તે ઉપર મહાત્મા ગાંધીજીએ દર્શાવેલા વિચારોની,* પ્રધાનોના રાજીનામા વિષે હરિપુરા કૉંગ્રેસમાં પસાર થયેલા ઠરાવની તેમ જ અગાઉ ગયા ઉનાળામાં નામદાર વાઈસરૉયે કરેલા નિવેદનની અમે ચર્ચા કરી છે જવાબદાર પ્રધાનોની કાયદેસર સત્તા છીનવી લેવાવાનો કે તેમાં દખલ થવાનો ભય રાખવાને કશું કારણ નથી સુશાસનને પોષક પ્રથાઓ અમે બંને ટકાવી રાખવા માગીએ છીએ અને ઉભય પક્ષે સદ્‌ભાવ હોવાથી અમે સફળ થઈશું, એવી અમને આશા છે"

આ સમાધાન ઉપર ટીકા કરતાં લંડનના 'ટાઇમ્સ' પત્રે જણાવેલું કે,

"સમાધાનીની શરતો કરતાં પણ વધારે મહત્ત્વનું તો એ છે કે કૉંગ્રેસ પક્ષના જવાબદાર માણસો તરફથી કશું એવું કહેવામાં કે કરવામાં આવ્યું નથી કે જેથી કટોકટી વધુ તીવ્ર બને પોતાની જવાબદારી ટાળવાને બદલે કૉંગ્રેસના

---

* હરિપુરા કૉંગ્રેસનો ઠરાવ પસાર થયા પછી વાઈસરૉયે એક નિવેદન બહાર પાડ્યું હતું તેનો જવાબ આપતાં ગાંધીજીએ તા ૨૩–૨–'૩૮ના રોજ એક નિવેદન બહાર પાડ્યું તેમાંથી મહત્ત્વના ફકરા નીચે આપ્યા છે

"નામદાર ગવર્નર જનરલના નિવેદનમાંની એક વાતથી મને એવી આશા ઊપજે છે ખરી કે આ કટોકટી ટળી જશે તેમણે હજુ ગવર્નરો અને પ્રધાનો વચ્ચે મસલતનો દરવાજો ખુલ્લો રાખ્યો છે

"હું કબૂલ કરું છું કે પ્રધાનોએ હોદ્દા છોડવાની નોટિસ એકાએક આપેલી પણ તે વખતે સ્થિતિ જ એવી હતી કે એમનાથી બીજું કશું થઈ ન શકે હવે બંને પક્ષોને પરિસ્થિતિ વિચારી જોવાનો સારી પેઠે વખત મળે છે

"મારા મત પ્રમાણે આ આંટી ઉકેલવાનો રસ્તો એ છે કે વાઈસરૉયે ગવર્નરોને એવી ખોળાધરી આપવાની છૂટ આપવી કે 'પોતે કરવા ધારેલી કેદીઓના કેસની તપાસનો ઇરાદો પ્રધાનોની સત્તા ઉપર તરાપ મારવાનો નહોતો પ્રધાનોએ કેદીઓ પાસેથી ખોળાધરી મેળવી છે તેઓ પોતાની જવાબદારી પર કેદીઓને છોડી શકે છે' મને આશા છે કે જો પ્રધાનોને ગવર્નરો બોલાવે તો, તેમને મળેલી ખોળાધરીથી પોતાને સંતોષ થાય છે કે નહીં એ નક્કી કરી લેવાની છૂટ કૉંગ્રેસની કારોબારી સમિતિ પ્રધાનોને આપશે"

નેતાઓએ, ખાસ કરીને ગાંધીજીએ, પોતાની વૃત્તિ બતાવી આપી છે કે કૉંગ્રેસના પ્રધાનો સત્તા ઉપર રહે, એમ તેઓ ઇચ્છે છે."

આ ઉપરાંત હરિપુરા કૉંગ્રેસમાં બીજા પણ કેટલાક મહત્ત્વના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. ઝાંઝીબારમાં હિંદી વેપારીઓના હક્ક ઉપર કેટલાક અંતરાય મૂકવામાં આવ્યા હતા તે પ્રત્યે વિરોધ તરીકે તથા આપણા દેશબંધુઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવવા માટે ત્યાંથી આપણા દેશમાં આયાત થતાં લવિંગનો ૧૯૩૭ના સપ્ટેમ્બર માસથી બહિષ્કાર કરવામાં આવ્યો હતો અને તે માટે એક બહિષ્કાર સમિતિ નીમવામાં આવી હતી. તેના પ્રમુખ સરદાર હતા. મે માસમાં સમાધાન થયું ત્યાં સુધી એટલે કે લગભગ નવ માસ સુધી લવિંગનો બહુ જ કડક બહિષ્કાર ચાલ્યો. બહિષ્કાર કરનારા વેપારીઓનો મોટો ભાગ મુસલમાનોનો હતો. આ કૉંગ્રેસમાં એ વિષે નીચે પ્રમાણે ઠરાવ પસાર કરવામાં આવ્યો :

"કૉંગ્રેસે હિંદી પ્રજાને સૂચના કરેલી કે હિંદી પ્રજાએ હમણાં લવિંગનો વેપાર બંધ કરવો. હિંદી પ્રજાએ અને ઝાંઝીબારમાં હિંદી વેપારીઓએ કરેલા લવિંગના વેપારનો બહિષ્કાર સંપૂર્ણ અને સંતોષકારક નીવડ્યો છે, તેની આ કૉંગ્રેસ કદર કરે છે. ઝાંઝીબારના હિંદીઓએ અને હિંદુસ્તાનના લવિંગના વેપારીઓએ જે રીતે આ બહિષ્કાર ટકાવી રાખ્યો છે તેને સારુ આ કૉંગ્રેસ તેમને મુબારકબાદી આપે છે.

"કૉંગ્રેસને અફસોસ છે કે ઝાંઝીબારની અંદરના તેમ જ બહારના વેપાર માટેના હિંદીઓના હકના સવાલનો હજી સંતોષકારક નિકાલ આવ્યો નથી. એ નિકાલ ન આવે ત્યાં સુધી લવિંગના વેપારનો બહિષ્કાર ચાલુ રાખવાની જરૂર તરફ કૉંગ્રેસ વેપારીઓનું ધ્યાન ખેંચે છે અને વિશ્વાસ રાખે છે કે આ પગલાંને લીધે ઝાંઝીબારની સરકારને થોડા જ વખતમાં તેના વાંધાભરેલા હુકમો રદ કરીને ઝાંઝીબારમાં વસતા હિંદી વેપારીઓને ન્યાય આપવાની ફરજ પડશે."

આ ઠરાવની અસર એ થઈ કે હિંદ સરકાર તરફથી એક અમલદારને હિંદી કોમને મદદ કરવા તથા લવિંગના પ્રશ્નનું સમાધાન કરવા ઝાંઝીબાર મોકલવામાં આવ્યા. તેમના પ્રયાસથી, પણ મુખ્યત્વે તો મુંબઈમાં લવિંગનો સખત બહિષ્કાર ચાલુ રહ્યો હતો તેથી, મે માસની શરૂઆતમાં આ પ્રશ્નનું સમાધાન થઈ ગયું. લવિંગ બહિષ્કાર સમિતિના પ્રમુખ તરીકે સરદારે કારોબારી સમિતિ આગળ પોતાનું નિવેદન રજૂ કર્યું. તે ઉપરથી, મુંબઈમાં મળેલી કારોબારી સમિતિએ મે મહિનામાં નીચે પ્રમાણે ઠરાવ કર્યો:

"કારોબારી સમિતિએ લવિંગ બહિષ્કાર સમિતિનું નિવેદન વાંચ્યું છે. ઝાંઝીબારની હિંદી કોમ અને ઝાંઝીબારની સરકાર વચ્ચે લવિંગના વેપારની બાબતમાં જે કરાર થયો છે, તેના પર સમિતિએ વિચાર કર્યો છે. આ કરાર

હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસ અને બ્રિટિશ સરકારની વસાહત ઑફિસ મંજૂર રાખશે ત્યારે તેનો સ્વીકાર થયેલો ગણાશે.

"આ સમિતિ વિશ્વાસ રાખે છે કે એ કરારનો ઝાંઝીબારની સરકાર તરફથી એવી રીતે અમલ થશે જેથી હિંદી કોમને પૂરેપૂરો સંતોષ થાય અને એની પ્રત્યે ભેદભાવથી વર્તવામાં આવે છે, એવી શંકા કે વહેમને જરા પણ અવકાશ ન રહે. ઝાંઝીબારની હિંદી કોમે પરદેશમાં વસતા હિંદીઓના હકો માટે જે બહાદુરીભરી અને સફળ લડત ચલાવી છે, તેને સારુ આ સમિતિ તેને મુબારકબાદી આપે છે. જે વેપારીઓએ ખાસ કરીને મુંબઈમાં પુષ્કળ ભોગ આપીને વફાદારીથી સાથ આપ્યો છે અને આ સવાલનો સફળ અંત આણવામાં આટલો મોટો ફાળો આપ્યો છે, એ વેપારીઓનો આ સમિતિ આભાર માને છે. લવિંગ બહિષ્કાર સમિતિએ ઉઠાવેલી જહેમતની પણ આ સમિતિ કદર કરે છે."

ઉપરના ઠરાવમાં જણાવેલા કામચલાઉ સમાધાનને બ્રિટિશ સરકારની વસાહત ઑફિસે બહાલી આપી એટલે એ સમાધાન પાકું થયું. સરદારે નિવેદન બહાર પાડીને જણાવ્યું કે લવિંગનો બહિષ્કાર ઉઠાવી લેવાને માટે આપણે જે શરતો મૂકી હતી તે બધી શરતોનું પાલન થયું છે અને આપણી લડતનો સફળ અંત આવ્યો છે. હવે ઝાંઝીબાર તથા માડાગાસ્કરથી આવતા લવિંગનો વેપાર કરવામાં કશી હરકત નથી. પણ આ કમિટી એવો વિશ્વાસ રાખે છે કે જનતા તેમ જ છૂટક વેપારીઓ, જે પેઢીઓએ બહિષ્કારમાં વફાદારીથી સાથ આપ્યો છે તે પેઢીઓને ઉત્તેજન આપશે. ઝાંઝીબારની હિંદી કોમને તથા બહિષ્કારમાં સાથ આપનારા હિંદુસ્તાનના લવિંગના વેપારીઓને મુબારકબાદી આપીને મુંબઈ પ્રાંતિક સમિતિના સ્વયંસેવકોએ ખરી કટોકટીને વખતે છ અઠવાડિયાં સુધી કડક ચોકી કરી હતી તેમને ધન્યવાદ આપ્યા. છેવટે જણાવ્યું કે આ પ્રસંગ ઉપરથી પરદેશમાં વસતા હિંદીઓની ખાતરી થશે કે કૉંગ્રેસ તેમને મદદ કરવા હંમેશાં તત્પર હોય છે.

ફેડરેશન વિષે પણ આ કૉંગ્રેસમાં મહત્ત્વનો ઠરાવ પસાર થયો હતો. તેનો ઉલ્લેખ દેશી રાજ્યો વિષેના ઠરાવ ઉપર બોલતાં સરદારે પોતાના ભાષણમાં કર્યો છે. છેલ્લું જે વિશ્વયુદ્ધ થઈ ગયું તેના ભણકારા હરિપુરા કૉંગ્રેસ વખતથી વાગવા માંડ્યા હતા. એટલે તે વિષે નીતિ જાહેર કરવાની જરૂર હતી. અત્યારે આપણને સ્વાતંત્ર્ય મળ્યું છે ત્યારે પણ પરદેશો સાથેની આપણી નીતિ તે વખતે જે જાહેર કરવામાં આવી હતી તેવી જ લગભગ રહી છે. એ ઠરાવનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે:

"હિંદુસ્તાનના લોકો પોતાના પાડોશીઓ અને બીજા સઘળા દેશો સાથે સુલેહશાન્તિથી અને મિત્રાચારીથી રહેવા ઇચ્છે છે. એ હેતુથી સંઘર્ષનાં જેટલાં કારણો હોય તે તમામ એ દૂર કરવા ચાહે છે. એક રાષ્ટ્ર તરીકે પોતાની મુક્તિ અને સ્વતંત્રતા માટેના પ્રયત્ન કરતાં, બીજાઓના સ્વાતંત્ર્ય પ્રત્યે તે આદર

રાખવા ઇચ્છે છે અને આંતરરાષ્ટ્રીય સહકાર અને સદ્ભાવનાના ધોરણ ઉપર પોતાની શક્તિ તે ખીલવવા ઇચ્છે છે. આખી દુનિયાના સુવ્યવસ્થિત તંત્રના પાયા ઉપર જ આવો સહકાર સંભવી શકે. એટલે સ્વતંત્ર હિંદુસ્તાન આવું વિશ્વતંત્ર સ્થાપવામાં ખુશીથી જોડાશે તથા શસ્ત્રસંન્યાસની અને સામુદાયિક સલામતીની ભાવનાને ટેકો આપશે પણ વિશ્વવ્યાપી સહકાર સિદ્ધ થવો અશક્ય છે—જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઝઘડાના મૂળ કાયમ રહે, એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર ઉપર સત્તા ચલાવવા ઇચ્છે, અને શાહીવાદની આણ સર્વત્ર વર્તતી રહે. દુનિયામાં આપણે કાયમી શાંતિ સ્થાપવી હોય તો શાહીવાદ નાબૂદ થવો જ જોઈએ અને અમુક રાષ્ટ્રે બીજાં રાષ્ટ્રોનું શોષણ કરે છે તેનો અંત આવવો જ જોઈએ.

"અત્યારે જે શાહીવાદી યુદ્ધના ભણકારા વાગી રહ્યા છે, તેમાં હિંદુસ્તાન પક્ષકાર થઈ શકે એમ નથી. બ્રિટિશ શાહીવાદના હિતને અર્થે આપણી માનવશક્તિનું તથા સાધનસંપત્તિનું શોષણ થાય એ આપણે નિભાવી લઈ શકીએ નહીં. વળી હિંદુસ્તાનના લોકોની સ્પષ્ટ સંમતિ સિવાય હિંદુસ્તાનને કોઈ પણ યુદ્ધમાં સામેલ કરી શકાય નહીં. એને કોઈ પણ રીતે યુદ્ધમાં જોડવાનો પ્રયત્ન કરવામાં આવશે તો દેશ તેનો વિરોધ કરશે."

બીજો મહત્ત્વનો ઠરાવ હરિપુરા કોંગ્રેસમાં પસાર કરવામાં આવ્યો તે પાયાની કેળવણીને લગતો હતો. કેળવણીના જે સિદ્ધાંતો અને નીતિ કોંગ્રેસે તે વખતે સ્વીકારી તે સ્વતંત્રતા મળ્યા છતાં હજી આપણે અમલમાં મૂકી શક્યા નથી. એટલે તેનું સ્મરણ કરીએ એ યોગ્ય છે. હરિપુરા કોંગ્રેસે રાષ્ટ્રીય શિક્ષણનો ઠરાવ કરીને જાહેર કર્યું કે,

"હિંદુસ્તાનમાંની કેળવણીની અત્યારની પદ્ધતિ નિષ્ફળ નીવડી છે એમ સૌ સ્વીકારે છે. તેના ઉદ્દેશો રાષ્ટ્રવિરોધી અને સમાજવિરોધી છે અને તે આપવાની પદ્ધતિ તદ્દન જૂનવાણી છે. વળી દેશના થોડા જ માણસોને તે મળી શકે છે, વિશાળ જનતા તો તદ્દન અભણ રહે છે. તેથી એ આવશ્યક છે કે આપણા રાષ્ટ્રીય શિક્ષણની રચના નવા પાયા ઉપર અને રાષ્ટ્રવ્યાપી ધોરણ ઉપર થવી જોઈએ. કોંગ્રેસને અત્યારે સરકારી શિક્ષણ ઉપર અસર પાડવાની અને પોતાના વિચાર પ્રમાણે તે ચલાવવાની તક મળી છે. એટલે આપણું શિક્ષણ કયા પાયાના સિદ્ધાંત ઉપર ચાલવું જોઈએ અને તેનો અમલ કરવા માટે કેવા ઉપાયો લેવા જોઈએ તે નક્કી કરવું આવશ્યક છે. કોંગ્રેસ એવા અભિપ્રાયની છે કે પ્રાથમિક અને માધ્યમિક કક્ષામાં નીચેના સિદ્ધાંતો મુજબની પાયાની કેળવણી આપવી જોઈએ.

૧. આખા રાષ્ટ્રને સાત વર્ષ મફત અને ફરજિયાત કેળવણી મળે એવી વ્યવસ્થા કરવી જોઈએ

૨. શિક્ષણનું વાહન માતૃભાષા હોવી જોઈએ

૩. આ બધા વખત કેળવણીની રચના કોઈ પણ પ્રકારના ઉત્પાદક ઉદ્યોગને કેન્દ્રમાં રાખીને થવી જોઈએ, કેળવણીની બીજી બધી પ્રવૃત્તિઓ

પણ શક્ય હોય ત્યાં સુધી બાજૂની આસપાસના વાતાવરણને ધ્યાનમાં લઈને પસંદ કરેલા કોઈ મુખ્ય હાથઉદ્યોગની આસપાસ ગૂથાવી જોઈએ.”

કૉંગ્રેસની પૂર્ણાહુતિ વખતે પ્રમુખશ્રીનો તથા પ્રતિનિધિઓનો આભાર માનતાં સરદારે આપેલા ભાષણમાંથી કેટલોક ભાગ આપી આ પ્રકરણ પૂરું કરીશું :

“અહીં કરેલી નગરરચના બાબત મારે બે વાતો કહેવાની છે. આ નગરરચના કરવાવાળાઓની તારીફ મે બહુ સાંભળી છે. આ નગરને એકાવન દરવાજાથી શણગારવામાં આવ્યુ છે. એમાં જે ખૂબસૂરતી છે તે બગાળના વિખ્યાત ચિત્રકાર નદલાલ બોઝની કૃતિ છે. એ એટલા સાદાઈથી રહે છે કે મોટા ચિત્રકાર હશે એમ કોઈ ઓળખી પણ ન શકે. ગુજરાતના ચિત્રકારોએ પણ અહીં કામ કરેલું છે. પણ એમનો તો એ ધર્મ હતો. એટલે મારે એમની તારીફ કરવાની હોય નહીં. આ નગરનો આખો નકશો સરહદ પ્રાંતના નિવૃત્ત ઇજનેર શ્રી રામદાસ ગુલાટીએ બનાવેલો છે. હાલમાં તેઓ બાપુની પાસે રહે છે અને જોડા સીવવાનું કામ કરે છે. ફૈઝપુર કોંગ્રેસની બધી રચના પણ એમણે જ કરી હતી. બાપુએ મને કહ્યું કે અહીંનુ બધુ કામ પાંચ હજાર રૂપિયામાં આપણે આટોપવું જોઈએ. મે જવાબ આપ્યો કે એ કામ રામદાસજીને સોંપી દો. એ જે કાંઈ માગશે તે હું આપીશ. એ પ્રમાણે રામદાસજીએ જે વસ્તુઓ માગી તે મે આપી છે. એમાં કેટલા પૈસા ખર્ચાયા તેનો હિસાબ કરીશું ત્યારે ખબર પડશે. આ જગ્યા પસંદ કરવા માટે પણ હું તો બાપુને અહીં લઈ આવ્યો હતો. આ જગ્યા ઉપર મોટું વિકટ જંગલ હતુ. એમણે એ જગલ પસંદ કર્યું. ફૈઝપુરના અનુભવ ઉપરથી જણાયુ હતું કે કોંગ્રેસ માટે વિશાળ જમીન જોઈએ જ. એટલે અમે પાંચસો એકર જમીન લેવાનું નક્કી કર્યું. જમીન ત્રણ ગામની છે. તેમા લગભગ અર્ધી જેટલી જમીન મુસલમાનોની છે. જમીનમાલિકોએ અમારી પાસે કશું માગ્યું નથી. એમનો ઉપકાર માનવો જોઈએ. પણ ગુજરાતના કામ માટે ગુજરાતીઓ જમીન આપે તેમાં ઉપકાર શો માનવો? ગાંધીજીએ કહ્યુ કોંગ્રેસનાં રસોડામાં ગાયનું જ ઘી-દૂધ, વાપરવું જોઈશે. ઘી અમે ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ તથા રજપૂતાનામાથી લાવ્યા અને દૂધ માટે અહીં પાંચસો ગાયો રાખી. એ અમારા પાંચસો પ્રતિનિધિઓ એવા છે કે આપણને કશી તકલીફ આપતા નથી, એ ઠરાવ રજૂ કરતા નથી સુધારો મૂકતા નથી, કે તે ઉપર ભાષણ કે ચર્ચા કરતા નથી. ઊલટું આપણને દૂધ પિવડાવે છે. બાપુનો બીજો હુકમ એ થયો કે બધા પ્રતિનિધિઓને હાથે ખાંડેલા ચોખા અને હાથઘંટીમાં દળેલો આટો ખવડાવવો જોઈશે. સેંકડો મજૂરો રાખીને અમે ચોખા ખંડાવ્યા અને આટો દળાવ્યો.

“આ જગલ, એક ગુજરાતી ભાઈએ પોતાનું ટ્રૅક્ટર લાવીને બધું સાફ, સરખુ કરી આપ્યું અને આસપાસના રસ્તા સુધાર્યા. સ્ટેશનથી અહીં આવવાની સડક ઉપર ધૂળ ન ઊડે માટે એટલી સડક ડામરની બનાવી પછી સવાલ પાણીનો રહ્યો. રોજ અહીં બે લાખ માણસ ભેગું થાય એમને માટે ચોખ્ખા પાણીની વ્યવસ્થા કરવી જ જોઈએ. મેં કહ્યુ કે વૉટરવર્કસ બનાવવાનું ખર્ચ પચાસ હજાર રૂપિયા થશે. બાપુએ કહ્યુ કે નદીનું પાણી પિવડાવીશુ. મેં કહ્યું કે એ

# ૨૩

# પાર્લમેન્ટરી કમિટીના ચેરમેન

દેશના ૭ પ્રાંતોમાં કૉંગ્રેસનાં પ્રધાનમંડળો રચાઈ ગયા પછી પ્રધાનોને સલાહસૂચના આપવાનું, કૉંગ્રેસની શિસ્ત બરાબર જાળવવાનું, તથા પૂર્ણ સ્વરાજની સિદ્ધિમાં આ હોદ્દાસ્વીકાર મદદરૂપ થાય એ કૉંગ્રેસનો ઉદ્દેશ બરાબર જળવાય છે કે નહીં તે જોવાનું કામ કૉંગ્રેસની કારોબારી સમિતિ ઉપર આવી પડ્યું. પણ આખી કારોબારી સમિતિ બધો વખત આમાં આપી ન શકે, અને કામ એટલું મહત્ત્વનું હતું કે તેના ઉપર સતત દેખરેખની જરૂર હતી, એટલે કારોબારી સમિતિએ પોતાના સભ્યોમાંથી રાજેન્દ્રબાબુ, મૌલાના અબુલ કલામ આઝાદ તથા સરદારની એક નાની સમિતિ આ કામ માટે નીમી. સરદાર એ કમિટીના પ્રમુખ થયા. આ ત્રણ સભ્યોને પણ વખતોવખત ભેગા થવાનું મુશ્કેલ થતું. એટલે જુદા જુદા પ્રાંતની દેખરેખ રાખવાનું તેમણે માંહોમાંહે વહેંચી લીધું. મહત્ત્વનું કામ હોય ત્યારે ત્રણે સભ્યો ભેગા થઈને નિર્ણય કરતા અને બહુ મહત્ત્વનું હોય ત્યારે તેઓ કારોબારી સમિતિની તથા ગાંધીજીની પણ સલાહ લેતા. વહીવટી કામનો તાકીદે ઉકેલ કરવાની શક્તિ, અટપટા પ્રશ્નોનો નિકાલ કરવાની કુનેહ, અને વિશેષે તો માણસોને ઓળખવાની અને તે કેટલા પાણીમાં છે તેનું માપ કાઢવાની અજબ શક્તિને લીધે આ પાર્લમેન્ટરી સબ કમિટીના કામનો મુખ્ય બોજો સરદાર ઉપર જ રહેતો. એ કામ તેમણે એટલી બાહોશીથી, વિવેકથી અને સહાનુભૂતિથી કર્યું કે ઘણા પ્રાંતના પ્રધાનોને તો તેમની ભારે ઓથ રહેતી. કાંઈ પણ ગૂંચ આવે કે તેઓ તેમની પાસે દોડી જતા. જોકે એકંદરે પાર્લમેન્ટરી કમિટીએ પ્રધાનોના કામમાં નકામી દખલ કરી નથી. છતાં સામા માણસને સારું લાગશે કે માઠું લાગશે તેની પરવા કર્યા વિના એને ખરી વાત સાફ સાફ સંભળાવી દેવાની ટેવથી સરદારને ઘણી વાર અળખામણા થવાના પ્રસંગ પણ આવી પડતા. આખી કારોબારી સમિતિ એક જ વિચારની હોય છતાં રોષનું નિશાન સરદાર થતા. શ્રી નરીમાનનો કિસ્સો આપણે જોઈ ગયા છીએ. આ પ્રકરણમાં મધ્ય પ્રાંતના વડા પ્રધાન શ્રી ખરેનો પણ લગભગ એવો જ કિસ્સો જોઈશું ત્રિપુરી કૉંગ્રેસ વખતે સુભાષબાબુનો રોષ પણ મુખ્યત્વે સરદાર ઉપર થયેલો.

પાર્લમેન્ટરી કમિટીના ચેરમેન તરીકે તેમને ઉકેલવા પડેલા કોયડામાંથી યુક્ત પ્રાંત અને બિહારનો કોયડો હરિપુરા કૉંગ્રેસ વખતે બનેલો હોઈ એ

પ્રકરણમાં આપી દીધો છે. આ પ્રકરણમાં બીજા કેટલાક મહત્ત્વના પ્રસંગો વર્ણવીશું.

ઓરિસાના ગવર્નરની તબિયત સારી ન હોવાથી તેઓ મેની શરૂઆતમાં લાંબી રજા ઉપર જવા ઇચ્છતા હતા. તેમની જગ્યાએ કામચલાઉ ગવર્નર તરીકે એ જ પ્રાંતના રેવન્યુ કમિશનર મિ. ડેનની નિમણૂક કરવાનું તા. ૭મી માર્ચે જાહેર કરવામાં આવ્યું. આ વાતની ખબર પડતાં જ ઓરિસાના વડા પ્રધાને આ નિમણૂક સામે એવા કારણસર વાંધો ઉઠાવ્યો કે સરકારી ખાતામાં નોકરી કરતા અમલદારને, ભલે કામચલાઉ હોય તોપણ, ગવર્નરનું પદ આપવું યોગ્ય નથી. જે અમલદાર પ્રધાનોના હાથ નીચે કામ કરતો હોય તેને થોડા વખત માટે પણ પ્રધાનોની ઉપર બેસાડી દેવો એ બહુ અજુગતું છે. કારણ ગવર્નરનું પદ અમુક મોભાનું અને વિશેષ અધિકારનું છે. એટલે એ જ માણસ ફરી પાછો પોતાની જૂની નોકરી પર આવે ત્યારે તેની અને પ્રધાનોની બંનેની સ્થિતિ કફોડી થાય. ઓરિસાના વડા પ્રધાને સરદારની અને ગાંધીજીની આ બાબતમાં સલાહ લીધી. તેમણે સલાહ આપી કે તમારો વાંધો ધ્યાનમાં લઈને ગવર્નરની નિમણૂકમાં ફેરફાર કરવામાં ન આવે તો આખા પ્રધાનમંડળે રાજીનામું આપી દેવું. ત્યાર પછી વડા પ્રધાનનો ગવર્નર સાથે કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો. તેમાં કાંઈ વળ્યું નહીં એટલે તા. ૪થી મેએ બીજા બધા પ્રધાનો તથા પાર્લમેન્ટરી સેક્રેટરીઓનાં રાજીનામાં લઈ વડા પ્રધાન ગવર્નરને મળવા સારુ પુરી જવા નીકળતા હતા, ત્યાં જ ગવર્નરના સેક્રેટરીનો તાર આવ્યો કે ગવર્નરે રજા ઉપર જવાનું માંડી વાળ્યું છે. તે જ દિવસે ગવર્નર તરફથી નીચેની યાદી બહાર પાડવામાં આવી :

> "પોતાના અનુગામી માટે અસ્થિર રાજદ્વારી પરિસ્થિતિ ઊભી થાય એમ છે એ જોતાં ના. ગવર્નરને પોતાની મૂળ યોજના પ્રમાણે રજા ઉપર જવાનું યોગ્ય લાગતુ નથી. પોતાને મળેલી રજા પ્રાંતના હિતની ખાતર રદ કરાવવા સિવાય તેમની પાસે બીજો કોઈ માર્ગ નથી. રજા રદ કરવાની તેમની વિનંતી ગવર્નર જનરલની સંમતિથી સેક્રેટરી ઑફ સ્ટેટે માન્ય રાખી છે."

આમ આ પ્રકરણ બહુ સારી પેઠે ઊકલી ગયુ. ઓરિસાના વડા પ્રધાને આ વિષે પોતાનુ નિવેદન બહાર પાડતાં જણાવ્યું કે,

> "નામદાર ગવર્નરે બહુ કુનેહથી આ વસ્તુનો નિકાલ કર્યો છે. સૌને દુઃખ થાય એવી જે કટોકટી ઊભી થાત તે તેમણે ટાળી છે. પોતાની તબિયતનો વિચાર કર્યા વિના આ કટોકટી ટાળવાની ખાતર જ નામદાર ગવર્નરે પોતાની રજા રદ કરાવી છે, તે માટે એમને ધન્યવાદ ઘટે છે. મિ. ડેન વિષે પણ મારે કહેવું જોઈએ કે અમારે કોઈને અંગત રીતે એમની સામે કશો વિરોધ નથી. તેઓ આ પ્રાંતના જૂના અને અનુભવી અમલદાર છે અને આ પ્રાંતની તેમણે

મુશ્કેલ સેવા કરેલી છે. અમારું પ્રધાનમંડળ પાર્લમેન્ટરી કમિટીએ આ બાબતમાં પહેલેથી જ અમને આપેલી સલાહ અને દોરવણી માટે તેમનું આભારી છે. તેમની સલાહ અમને મળી ન હોત તો કટોકટી વહેલી ઊભી થઈ ગઈ હોત.

પાર્લમેન્ટરી કમિટીના ચેરમેન તરફે સરદારે નીચેનું નિવેદન બહાર પાડ્યું :

ઓરિસાના કામચલાઉ ગવર્નરની નિમણૂકની બાબતમાં પોતે કરેલી ભૂલ વખતસર સુધારી લેવામાં બ્રિટિશ સરકારે બહુ શોભા બતાવી છે તે માટે તેને ધન્યવાદ ઘટે છે. જેનાં પરિણામ બહુ ગંભીર આવત એવી કટોકટી તેણે ટાળી છે. આ દેશના હાકેમો અને ઇંગ્લંડના અધિકારીઓ જો એટલું સમજી જાય કે બંધારણના ભાવનો તથા તત્ત્વનો જરા પણ ભંગ થશે એ કૉંગ્રેસ સાંખી લેવાની નથી તો ઘણી મૂંઝવણો અને કંકાસ ટળી જાય. આ બંધારણની અનેક ત્રુટીઓની પોતાને ખબર હોવા છતાં કૉંગ્રેસે હોદ્દાની જવાબદારી સ્વીકારી છે. તેમાં તેનો સ્પષ્ટ ઇરાદો બંધારણને વિફળ કરવાનો છે. આપણે આશા રાખીએ કે આ જાતનો પ્રસંગ છેલ્લો જ હશે. ઓરિસાના વડા પ્રધાન અને તેમના સાથીઓએ પણ જેમાં તેમના સ્વમાનનો પ્રશ્ન હતો એવા બંધારણીય સિદ્ધાંતને માટે દૃઢ આગ્રહ રાખ્યો તે સારુ તેમને ધન્યવાદ ઘટે છે.

જુદા જુદા પ્રાંતના પ્રધાનમંડળોમાં સૌથી વધારે ગરબડ થઈ હોય અને કાપકૂપ કરવી પડી હોય તો તે મધ્ય પ્રાંતના પ્રધાનમંડળની બાબતમાં કરવી પડેલી. પ્રધાનમંડળ હસ્તીમાં આવ્યા પછી થોડા જ વખતમાં ત્યાંના ન્યાય અને કાયદા ખાતાના પ્રધાન જનાબ શરીફે એવી ગંભીર ભૂલ કરી જેને લીધે લોકલાગણી ખૂબ જ ઉશ્કેરાઈ ગઈ. એક તેર વર્ષની હરિજન બાળા ઉપર બળાત્કાર ગુજાર્યાના આરોપસર સજા પામેલા કેદીઓને તેમની ત્રીજા ભાગની પણ સજા પૂરી થઈ નહોતી તે પહેલાં દયા બતાવીને તેમણે છોડી દીધા. આમાંનો એક આરોપી કેળવણી ખાતામાં પહેલા વર્ગનો અમલદાર હોઈ માસિક રૂ. ૭૫૦ની નોકરી ઉપર હતો. વળી તે ખાન સાહેબનો ઇલકાબ ધરાવતો હતો. બીજો આરોપી ફોજદાર હતો. આ બે જણાએ બીજા ચાર જણની મદદ લઈ યોજનાપૂર્વક પેલી બાળાને ફસાવીને તેના ઉપર અત્યાચાર ગુજાર્યો હતો. આ ઉપરાંત એક વીમાની બાબતમાં દગો કરવાના આરોપસર સજા પામેલા કેદીને છોડી મૂકવાની પણ પેલા પ્રધાને ભલામણ કરી હતી. કૉંગ્રેસ પ્રધાનમંડળોમાં સાધારણ શિરસ્તો એવો હતો કે આવા મહત્ત્વના પ્રશ્નોનો વિચાર આખા પ્રધાનમંડળની બેઠકમાં કરવામાં આવતો અને તેના સંયુક્ત નિર્ણય પ્રમાણે ગવર્નર આગળ ભલામણ કરવામાં આવતી. પણ આ બંને કેસોમાં પેલા પ્રધાને પોતાના બીજા સાથીઓને પૂછ્યા વિના જ ગવર્નર પાસે પોતાની ભલામણ રજૂ કરી દીધી. પેલા બળાત્કારવાળા કેસમાં તો ગવર્નરની મંજૂરી પણ મેળવી દીધી. જેને પરિણામે

કેદીઓ છૂટી જવા પામ્યા. આ વાતની ખબર પડતાં જ બીજા પ્રધાનોએ વાંધો ઉઠાવ્યો. ઉપરાંત લોકોમાં ભારે સળવાટ જાગી. એટલે ચીમાવાળા કેસમાં ગવર્નરે સખ્તી કરવાનું મોકૂફ રાખ્યું.

સરદારને આ વાતની ખબર પડતાં જ તેમણે પ્રધાન ડૉ. શરીફનો ખુલાસો માગ્યો અને મધ્ય પ્રાંતની ધારાસભામાંના કોંગ્રેસ પક્ષને આ પ્રશ્ન તરત જ હાથ ધરવા સૂચવ્યું. પોતાના સાથીઓ સાથે મસલત કર્યા વિના પોતે ગવર્નર પાસે પહોંચી ગયા તે માટે પ્રધાન ડૉ. શરીફે ધારાસભાના કોંગ્રેસ પક્ષની સભામાં પોતાની દિલગીરી દર્શાવી અને રાજીનામું આપવાની પણ તૈયારી બતાવી. પણ વડા પ્રધાન ડૉ. ખરેનું વલણ ડૉ. શરીફને બચાવી લેવાનું હતું. આ કેસ મદદનો હોઈ પાર્લમેન્ટરી કમિટીએ એમનું રાજીનામું કોંગ્રેસની કારોબારી સમિતિ આગળ રજૂ કર્યું. પ્રધાન તથા છૂટનારા કેદીઓ મુસલમાન હોઈ મુસ્લિમ લીગે એવો ઉહાપોહ મચાવ્યો કે દયા બતાવી કેદીઓને છોડી મૂકવાનું પ્રધાનનું કૃત્ય તેના અધિકારની રૂએ કરેલું હતું. પ્રધાને કાયદાની રૂએ પોતાને મળેલો અધિકાર વાપર્યો તેમાં ધારાસભામાંનો કોંગ્રેસ પક્ષ અથવા કોંગ્રેસની પાર્લમેન્ટરી કમિટી વચ્ચે પડી શકે નહીં. ડૉ. શરીફે એક નિવેદન બહાર પાડ્યું તેમાં જણાવ્યું કે કેદીને છોડવાથી આગળ પાછળ શી અસર પડશે તે મેં ધ્યાનમાં ન લીધું એ મારી ભૂલ ખરી અને તે માટે હું દિલગીર છું. પણ કેવળ ન્યાયનો વિચાર કરતાં તે વખતે મને લાગતું હતું અને અત્યારે પણ લાગે છે કે મેં કશું અનુચિત કર્યું નથી. એટલે પ્રધાનને પૂરો ન્યાય આપવાની ખાતર વર્કિંગ કમિટીએ એવો ઠરાવ કર્યો કે,

> "ખરો પ્રશ્ન તો એ છે કે પ્રધાને પોતાનો વિવેક વાપરવામાં ન્યાયનો વિનિપાત થાય એવી ગંભીર ભૂલ કરી છે કે કેમ? જો એણે કરી હોય તો ન્યાયની ખાતર, કારભારની શુદ્ધતાની ખાતર અને સ્ત્રીઓની આબરૂની રક્ષા ખાતર, તેમણે રાજીનામું આપવું એ જ યોગ્ય માર્ગ છે. પણ જો એમના કૃત્યથી ન્યાયનો વિનિપાત ન થતો હોય તો એમણે રાજીનામું આપવાની જરૂર નથી, એટલું જ નહીં પણ માફી માગવાનીયે જરૂર નથી. આ બાબતનો નિર્ણય કરવાને માટે કારોબારી સમિતિ પાસે પૂરતી હકીકત ન હોવાથી આ કેસની તેમ જ ચીમાવાળા કેસની તપાસ કરવાનું કામ કોઈ પ્રખ્યાત ધારાશાસ્ત્રીને સોંપવું"

આમજનતાને કારોબારી સમિતિના આ ઠરાવથી સંતોષ ન થયો. તેમનું કહેવું એમ હતું કે આ કેસમાં બે બે અપીલો થઈ છે અને છેક હાઈકોર્ટે પણ આરોપીને ગુનેગાર ઠરાવીને સજા બહાલ રાખી છે. તેમાં વળી વધારે તપાસની શી જરૂર છે? આ અસંતોષ શાંત પાડવાને ખાતર કારોબારી સમિતિએ જનતાને અપીલ કરી કે તેમણે છેવટના નિર્ણયની રાહ જોવી ઘટે

છે. લોકોએ એવો વિશ્વાસ રાખવો કે કોઈ પણ જાતનો ભય રાખ્યા વિના અથવા તો ખોટી મહેરબાની બતાવ્યા વિના આ બાબતનો નિર્ણય કરવામાં આવશે લોકોને અને વર્તમાનપત્રોને તેણે એવી પણ વિનંતી કરી કે આ પ્રશ્નને કોમી રૂપ આપવું એ યોગ્ય નથી. બહેનોની લાગણી પણ પ્રધાનના આ કૃત્ય બદલ દુભાઈ હતી. તેમને કારોબારી સમિતિએ આશ્વાસન આપ્યું કે તમારો ઉકળાટ વાજબી છે પણ કારોબારી સમિતિને સ્ત્રીઓની આબરૂ તમારા કરતાં ઓછી વહાલી નથી. છતાં આપણે પૂરી તપાસ કરાવીને નિર્ણય કરીએ એ જ વિશેષ યોગ્ય છે.

કૉંગ્રેસ કારોબારી સમિતિએ આખા કેસની બરાબર તપાસ કરી પોતાનો અભિપ્રાય આપવાનું કામ કલકત્તા હાઈકોર્ટના નિવૃત્ત જજ સર મન્મથનાથ મુકરજીને સોંપ્યુ.

જ. શરીફ પોતાના બૅરિસ્ટરને લઈ પોતાનો કેસ રજૂ કરવા સર મન્મથનાથ પાસે કલકત્તા ગયા. મુખ્ય પ્રધાન શ્રી ખરેએ પણ એક લાંબું નિવેદન લખી મોકલ્યું. તેમાં જ. શરીફે દિલગીરી દર્શાવી છે માટે તેમને જતા કરવા જોઈએ એવી ભલામણ કરી.

સર મન્મથનાથે બધી તપાસ કરીને તા. ૭–૫–'૩૮ના રોજ પોતાનો અભિપ્રાય આપ્યો તેમાં જણાવ્યું કે બે મુખ્ય આરોપીઓ તરફથી દયાની અરજી પ્રથમ પણ કરવામાં આવેલી. પણ તે વખતે જિલ્લાના કલેક્ટર તથા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે સખત રિપોર્ટ કરેલો કે આ ગુનો એટલો ગંભીર છે અને ગુનેગારોએ એટલા બધા કાવાદાવા કર્યા છે અને ઉપરટ બળજબરી વાપરી છે કે તેઓ દયાને લાયક નથી એટલે પ્રધાન કાંઈ કરી શકેલા નહીં. પછી બીજા ચાર આરોપીઓ જેમને આ ગુનામાં મદદ કરવા માટે બે બે વર્ષની સજા થયેલી, તેમની દયાની અરજી ઉપરથી તેમને એક એક વર્ષની સજા પૂરી થયે છોડી મૂકવાનો પ્રધાને હુકમ કર્યો પેલા બે મુખ્ય ગુનેગારો જેમાંના એકને ત્રણ વર્ષની અને બીજાને ચાર વર્ષની કેદની તથા દંડની સજા થયેલી તેમણે ફરી દયાની અરજી કરી. તે વખતે જિલ્લા અધિકારીઓએ કશો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો નહીં. એમ કહેવાય છે કે પ્રધાનનો ઇરાદો આ કેદીઓને છોડી મૂકવાનો છે એમ તેમને જણાવવામાં આવેલું પ્રધાને દયાની અરજી મંજૂર રાખી મુખ્ય કેદીને છોડી મૂકવાની ગવર્નરને ભલામણ કરવામાં નીચેનાં કારણો જણાવેલાં :

૧. છોકરી પહેલેથી જ ખરાબ ચાલની હતી અને રાજીખુશીથી સમ્મત થઈ હતી

૨. આ કેસને લીધે આરોપીને મોટી નોકરી ગુમાવવી પડી હોઈ તે આર્થિક રીતે પાયમાલ થઈ ગયો છે. સમાજમાં પણ તેની પ્રતિષ્ઠા હલકી થઈ છે એ એને માટે પૂરતી સજા છે.

૩. આ કેસ ચાલતો હતો તે દરમ્યાન જ ગુનેગારની સ્ત્રી આઘાત પહોંચવાથી મરી ગઈ છે, અને તેનાં નાનાં છોકરાંઓની સંભાળ લેનાર અત્યારે કોઈ ન હોઈ તેઓ રઝળતાં થઈ ગયાં છે.

પહેલા મુદ્દા વિષે સર મન્મથનાથે જણાવ્યું કે છોકરીને વિષે પ્રધાને જે લખ્યું છે, તેમાંનું કશું પુરાવામાં રજૂ થયેલું નથી. ઊલટું પુરાવામાં તો એવું છે કે તલવારથી મારી નાખવાની તેને બીક બતાવીને તેના ઉપર બળાત્કાર ગુજારવામાં આવ્યો હતો. દયાની અરજી ઉપર વિચાર કરનારને પુરાવાની બહાર જઈ તે ઉપરથી કશો અભિપ્રાય બાંધવાનો અધિકાર નથી. પેલા ચાર આરોપીઓને છોડી મૂકવામાં આવ્યા તેમાં પણ દયા અસ્થાને બતાવવામાં આવી છે. વળી આ ગુનો અકસ્માત્ લાલચમાં પડી જઈને કરવામાં આવેલો નથી પણ તેની પાછળ રીતસરની યોજના હતી અને ભારે પ્રપંચજાળ રચીને છોકરીને ફસાવવામાં આવી હતી. એટલે મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે પ્રધાને દયાની અરજી મંજૂર રાખવામાં ગંભીર ભૂલ કરી છે. અને તેને લીધે ન્યાયનો જરૂર વિનિપાત થયો છે. આરોપી આર્થિક રીતે પાયમાલ થયો છે, અને તેનુ કુટુંબ સંકટમાં આવી પડ્યું છે એ વાત સજા કરતી વખતે કોર્ટે ધ્યાનમાં લીધી જ છે. ઊલટું આવા ભણેલાગણેલા માણસે આવું કરપીણ કૃત્ય કર્યું તે માટે તેને જરાયે દયાપાત્ર ગણવો જોઈતો નહોતો.

આ રિપોર્ટ મળ્યા પછી પ્રધાન જ શરીફને રાજીનામુ આપવાની ફરજ પાડવામાં આવી.

આ પ્રકરણ પતી જાય તે પહેલાં જ મધ્ય પ્રાંતના પ્રધાનમંડળમાં અંદર અંદર ભારે ખટપટો ઊભી થઈ હતી. મધ્ય પ્રાંતમાં મુખ્ય ત્રણ વિભાગ છે. મહાકોશલ અથવા હિંદી મધ્ય પ્રાંત, નાગપુર અથવા મરાઠી મધ્ય પ્રાંત અને વરાડ પ્રધાનમંડળમાં મહાકોશલના ત્રણ પ્રધાનો હતા તેમને મુખ્ય પ્રધાન ડૉ. ખરે જેઓ નાગપુરના હતા તેમની સાથે ભારે મતભેદ થયા કરતા, જેને પરિણામે તેમણે રાજીનામુ આપેલુ. આ ઉપરાંત પ્રધાનો ઉપર લાંચ લેવાના તથા મામામાસીનુ કરવાના આરોપો પણ હતા. એને લીધે આખા પ્રાંતમાં તથા ધારાસભાના સભ્યોમાં કૂથલીનુ અને મલિનતાનુ વાતાવરણ ફેલાયુ હતુ. સરદાર પાસે આ ફરિયાદો ઘણા વખતથી આવ્યા કરતી હતી. એટલે તેમણે મધ્ય પ્રાંતની સરકાર તે વખતે ત્યાંની શીતળ ટેકરી પચમઢીમાં હતી ત્યાં તા. ૨૪–૫–'૩૮ના રોજ ધારાસભા પક્ષની બેઠક બોલાવી. તેમા પાર્લામેન્ટરી

કમિટીના ત્રણે સભ્યો હાજર રહે એવું ઠરાવ્યું. જોકે રાજેન્દ્રબાબુ તબિયત ખરાબ હોવાને લીધે ત્યાં જઈ શક્યા ન હતા. મધ્ય પ્રાંતના ત્રણે વિભાગની પ્રાંતિક સમિતિઓના પ્રમુખોને પણ એ સભામાં હાજર રાખ્યા. પેટ ભરીને વાતો અને ચર્ચાઓ થઈ. તેના પરિણામે બધા પ્રશ્નોનો નિકાલ થયો. ત્રણ પ્રધાનોએ રાજીનામાં પાછાં ખેંચી લીધાં. બધા પ્રધાનોએ લેખી ખાતરી આપી કે ભવિષ્યમાં અમે એકરાગે કામ કરીશું. સરદારે એ વિષે નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યું:

"જ. શરીફના કેસનો કોંગ્રેસની કારોબારી સમિતિએ હમણાં જ નિકાલ આણ્યો છે. અમે બધા પ્રધાનો સાથે એકઠી તથા છૂટી છૂટી વાતો કરી લીધી છે. બધા પ્રશ્નોનું સમાધાન કરવામાં જોકે અમને મુશ્કેલી પડી છે, છતાં અમને જણાવતાં આનંદ થાય છે કે બધા મતભેદો સંધાઈ ગયા છે. પ્રધાનોએ અમને ખાતરી આપી છે કે અંદર અંદરના મતભેદો ભૂલી જઈને તેઓ સહકારથી કામ કરશે. વહીવટમાં સુધારો કરવા માટે અને વહીવટમાં કુશળતા આણવા માટે જે ફેરફાર કરવા જરૂરી છે, તે તેઓ પોતે જ કરી લેશે અને ફરિયાદનાં કારણો ફરી ઊભાં ન થાય તેની બરાબર તકેદારી રાખશે.

"પ્રધાનો ઉપર વિશેષ ગંભીર આક્ષેપો હતા તેની પણ અમે તપાસ કરી છે. અમને જણાવતાં આનંદ થાય છે કે વધારેમાં વધારે ગંભીર આક્ષેપો તો લાંચરુશવતને લગતા હતા તે સાબિત થયા નથી. કેટલાક આક્ષેપો તો વગર વિચાર્યે અને દ્વેષપૂર્વક કરવામાં આવ્યા હતા. એના સમર્થનમાં છાંટાભાર પુરાવો અમને મળ્યો નથી.

"તેની સાથે અમારે કહેવું જોઈએ કે કેટલીક ફરિયાદો વિના કારણ ન હતી. ઘણીખરી ફરિયાદો તો વહીવટી અકુશળતાને લગતી હતી. અમને ખાતરી આપવામાં આવી છે કે એ સુધારી લેવામાં આવશે. દેવાની પતાવટનો કાયદો (ડેટ કન્સિલિયેશન ઍક્ટ) જે ગરીબ ખેડૂતોના હિતને અર્થે કરવામાં આવ્યો છે તેમાં દેવાની મર્યાદા પચાસ હજાર ઉપરથી વધારીને એક લાખની કરવામાં આવી છે, તે બાબતમાં અમારી આગળ કબૂલ કરવામાં આવ્યું છે કે એ ફેરફારનો બચાવ થઈ શકે એમ નથી. પ્રધાનોએ અમને વચન આપ્યું છે કે દેવાની મર્યાદા ઘટાડીને અસલ પ્રમાણે રાખવામાં આવશે.

"બીજો આક્ષેપ એ હતો કે પ્રધાનોએ પૂરી લાયકાત વિનાના માણસોને યુનિવર્સિટીમાં પ્રોફેસરોની તથા હૉસ્પિતાલમાં ડૉક્ટરની જગ્યા આપેલી છે. તે આક્ષેપો પુરવાર થયા છે. એ દરેક બાબતમાં અન્યાય દૂર કરવામાં આવશે એવું અમને વચન આપવામાં આવ્યું છે.* બીજા કેટલાક નાના આક્ષેપોની તપાસ કરીને તેનો નિકાલ કરવાનું શેઠ જમનાલાલ બજાજને સોંપવામાં આવ્યું છે. અમને જણાવતાં આનંદ થાય છે કે પ્રધાનોએ જે જે ભૂલો કરી તે તેમણે તરત

* પ્રધાન પંડિત રવિશંકર શુક્લના દીકરાને લૉ લેક્ચરરની જગ્યા આપવામાં આવી હતી. વડા પ્રધાન ડૉ. ખરેના દીકરાને મેયો હૉસ્પિટલમાં ઑનરરી સર્જનની જગ્યા આપવામાં આવી હતી અને તેમના ભાઈને ઑડિટર નીમવામાં આવ્યા હતા.

સ્વીકારી લીધી છે, અને તે સુધારી લેવાની કબૂલાત આપી છે. વધારેમાં વધારે ગંભીર આક્ષેપો બિનપાયાદાર ઠર્યા છે તેથી અને નાની ભૂલો તરત સુધારી લેવાનું વચન આપવામાં આવ્યુ છે તેથી, અમે આશા રાખીએ છીએ કે લોકોની ટીકાઓ હવે બંધ થઈ જશે અને કૉંગ્રેસની પરંપરા ટકાવી રાખવા તેઓ શક્તિમાન છે એવું બતાવી આપવાની તક પ્રધાનોને આપવામાં આવશે.”

ઉપર પ્રમાણે સમાધાન થયા પછી બધું થાળે પડી જશે એવી આશા સેવવામાં આવેલી, પણ એ આશા સફળ થઈ નહીં. થોડી જ વારમાં પાર્લમેન્ટરી કમિટીના ચેરમૅન તરીકે સરદાર ઉપર ફરિયાદો આવવા માંડી કે ડૉ. ખરે સમાધાનીની શરતોનું પાલન કરતા નથી. સરદારે ડૉ. ખરેને વિનંતી કરી કે અંદર અંદર સમજીને બધું ચલાવો અને કંઈ ભારે મતભેદ હોય તો કૉંગ્રેસની કારોબારી પાસે લાવો.

પરંતુ મનભેદો વધારે ને વધારે ઉગ્ર બનતા ગયા અને ૧૩મી જુલાઈએ છાપાંમાં રિપોર્ટો આવ્યા કે શ્રી ગોળે અને શ્રી દેશમુખ એ બે પ્રધાનોએ રાજીનામાં આપ્યાં છે. ૧૫મી જુલાઈએ ડૉ. ખરેએ સરદારને પચમઢીના સમાધાનનું પાલન કરવા પોતે શું શું કરી રહ્યા છે તે બાબતનો રિપોર્ટ મોકલ્યો. તેમણે વિરોધમાં એ પણ જણાવ્યું કે અમારી વચ્ચે એટલા મતભેદો છે કે અમારું કામ એકરાગે ચાલતું નથી, પણ તેની સાથે સાથે જ તેમણે ખાતરી આપી કે પોતે કશું ઉતાવળું પગલું નહીં ભરે અને છેવટનો નિર્ણય કરવાનું સરદાર ઉપર છોડશે પણ એ કાગળમાં પોતાના બે સાથીઓએ રાજીનામાં આપ્યાં છે, એ વાત તેમણે સરદારને જણાવી નહીં.

કૉંગ્રેસ કારોબારી સમિતિની મીટિંગ વર્ધામાં તા. ૨૩મી જુલાઈએ મળવાની હતી ડૉ ખરે તરફથી સરદારને ખાતરી મળેલી હોવાથી તેઓ એવા વિશ્વાસમાં રહ્યા કે કારોબારી સમિતિ મળે તે અગાઉ પાર્લમેન્ટરી કમિટી મળીને એમના જે કાંઈ કાજીઆ હશે તેનો વિચાર કરી લેશે

તા. ૧૯મી જુલાઈએ ડૉ ખરેએ પોતાના સાથીઓને જણાવ્યું કે તેઓ મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપવા ઇચ્છે છે. મુખ્ય પ્રધાન રાજીનામું આપે તો પાર્લમેન્ટરી રૂઢિ પ્રમાણે બીજા પ્રધાનોએ પણ રાજીનામાં આપી દેવાં જોઈએ, માટે તમારે પણ મારી સાથે રાજીનામાં આપી દેવા જોઈશે. તા. ૨૦મીએ શ્રી રવિશંકર શુક્લ, શ્રી મિશ્ર તથા શ્રી મહેતા, એ ત્રણે પ્રધાનોએ અલગ અલગ કાગળો લખીને ડૉ ખરેને જણાવ્યું કે પાર્લમેન્ટરી કમિટી અથવા તો કારોબારી સમિતિ તરફથી અમને સૂચના ન મળે ત્યાં સુધી અમે રાજીનામું આપવાના નથી તે દિવસે બપોરે ડૉ. ખરેએ ગવર્નરને પોતાનું રાજીનામું આપ્યું. તેમની સાથે બીજા બે પ્રધાનો શ્રી ગોળેએ તથા

શ્રી દેશમુખે પણ રાજીનામા આપ્યા. ગવર્નરે પાર્લમેન્ટરી રૂઢિને અનુસરીને પેલા ત્રણ પ્રધાનો પાસેથી પણ રાજીનામા માગ્યા. શ્રી રવિશંકર શુક્લે, સરદાર સાથે ટેલિફોન ઉપર વાત કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓ અમદાવાદ ગયેલા હોઈ, તેમની સાથે વાત થઈ શકી નહીં. બીજા બે પ્રધાનો મહાકોશલ પ્રાંતિક સમિતિના પ્રમુખ ઠાકુર છેદીલાલની સાથે, તે વખતે બાબુ રાજેન્દ્રપ્રસાદ વર્ધા હોવાથી તેમને મળવા વર્ધા ગયા. તેઓએ બધી પરિસ્થિતિ બાબુ રાજેન્દ્રપ્રસાદને સમજાવી. તેમણે સલાહ આપી કે પાર્લમેન્ટરી કમિટી તથા કારોબારીની શિસ્તમાં રહેવાને તમે બંધાયેલા છો, એ વસ્તુ તમારે ગવર્નરને સમજાવવી, અને તા. ૨૩મી જુલાઈએ કારોબારી સમિતિ મળવાની છે ત્યાં સુધી રાહ જોવાની તેને વિનતી કરવી. બાબુ રાજેન્દ્રપ્રસાદે આ જ પ્રમાણે ડૉ. ખરે ઉપર કાગળ લખીને ઠાકુર છેદીલાલને આપ્યો. તેમાં જણાવ્યું કે ૨૨મી જુલાઈએ પાર્લમેન્ટરી કમિટી મળવાની છે તે પહેલાં આવું ઉતાવળું પગલું તમારે ભરવું જોઈએ નહીં. તમારું રાજીનામું તમે પાછું ખેંચી લો અને તેમ ન કરવું હોય તો ગવર્નરને વિનતી કરો કે એ રાજીનામા ઉપર વિચાર કરવાનું તા. ૨૩મી સુધી મુલતવી રાખે. આવા જ કાગળો તેમણે શ્રી ગોળે તથા શ્રી દેશમુખને લખ્યા. આ બધા કાગળો લખતા કરતા રાતના દશ વાગ્યા. ઠાકુર છેદીલાલે વર્ધાથી ડૉ. ખરેને નાગપુર ટેલિફોન કર્યો કે હું બાબુ રાજેન્દ્રપ્રસાદનો અગત્યનો કાગળ લઈને નાગપુર આવું છું. ડૉ. ખરેએ ફોન લીધો તે વખતે શ્રી ગોળે તથા શ્રી દેશમુખ પણ ત્યાં હાજર હતા. ઠાકુર છેદીલાલ મધરાત થઈ ગયા પછી નાગપુર પહોંચ્યા અને ડૉ. ખરેને ઘેર ગયા. ત્યાં શ્રી દેશમુખ તથા શ્રી ગોળે હતા. તેમને તેમના કાગળો આપી દીધા પણ ડૉ. ખરે ઘેર નહોતા એટલે તેમનો કાગળ તેમને આપી શકાયો નહીં.

શ્રી શુક્લ, શ્રી મિશ્ર તથા શ્રી મહેતાને ગવર્નરે મધરાતે બે વાગ્યે વખત આપ્યો હતો. એ પ્રમાણે તેઓ એમને મળવા ગયા અને રાજીનામું નહીં આપવાના કારણ સમજાવ્યાં. પણ તા. ૨૧મીએ પરોઢિયે પાંચ વાગ્યે પ્રધાનના હોદ્દા ઉપરથી તેમને મુક્ત કર્યાના ખબર આપવામાં આવ્યા. ત્યાર પછી ડૉ. ખરેએ નવું પ્રધાનમંડળ રચ્યું અને તા. ૨૧મીએ સવારમાં જ જે પ્રધાનો ત્યાં હાજર હતા તેમણે અને ડૉ. ખરેએ પ્રધાન તરીકેના સોગંદ પણ લીધા.

તા. ૨૨મીએ પાર્લમેન્ટરી કમિટી મળી. તેમને આ વાતની ખબર પડી એટલે તેમણે ડૉ. ખરેને તથા નવા સાથીઓને તેમ જ બરતરફ થયેલા પ્રધાનોને તાર કરીને વર્ધા બોલાવ્યા. દરમ્યાન કોંગ્રેસના પ્રમુખ બાબુ સુભાષચંદ્ર બોઝ પણ ત્યાં આવી ગયા હતા. સાંજ સુધીમાં ડૉ. ખરે તથા

નવા પ્રધાનો શ્રી દેશમુખ, શ્રી ગોળે અને ઠાકુર પ્યારેલાલ આવી પહોંચ્યા. વિદર્ભ તથા મહાકોશલ પ્રાંતિક સમિતિના પ્રમુખો પણ ત્યાં હતા, એ બધાની રૂબરૂ વાતો થઈ. વાતચીતમાં જણાયું કે ડૉ. ખરેએ તો તા. ૧૭મીએ મુદ્દામ માણસ મોકલીને ઠાકુર પ્યારેલાલસિંગને તેઓ નવા પ્રધાનમંડળમાં આવશે કે કેમ એ પુછાવ્યું હતુ. આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ થાય છે કે તા. ૧૫મીએ સરદારને નિશ્ચિંત રહેવાનું લખ્યા છતાં ત્યાર પછી તરત જ તેઓ નવું પ્રધાનમંડળ રચવાની બાજી ગોઠવવા લાગી ગયા હતા. તા. ૧૮મીએ ઠાકુર પ્યારેલાલ-સિંગનો હાનો જવાબ આવી ગયો એટલે ડૉ. ખરે તા. ૧૯મીએ ગવર્નરના સેક્રેટરીને મળ્યા અને તેમને પોતાની બધી યોજના જણાવી. આ બધું તેમણે પોતાના સાથીઓને, પ્રાંતિક સમિતિના પ્રમુખોને, તેમ જ પાર્લમેન્ટરી કમિટીને કશું જણાવ્યા વિના કર્યું હતુ. વધારે અનુચિત તો એ હતુ કે તા. ૨૨મીએ સવારે જ્યારે ઠાકુર પ્યારેલાલસિંગે સોગંદ લીધા તે વખતે અમુક કાગળ સરદાર વલ્લભભાઈનો લખેલો છે એવું કહીને તેમાંથી એક ફકરો તેમને વાંચી બતાવ્યો જેથી ઠાકુર પ્યારેલાલસિંગને એવો ભરોસો પડે કે આ નવા પ્રધાનમંડળમાં જોડાવામાં તેઓ કાંઈ ભૂલ કરતા નથી. આ ફકરામાં એવુ લખેલુ હતુ કે તમારે પક્ષના નેતા જેમ કહે તેમ કરવું. પણ આ કાગળ સરદારે ડૉ. ખરે અથવા તો કોઈ પ્રધાન ઉપર લખેલો ન હતો પણ એક મ્યુનિસિપલ બોર્ડમાં ઝઘડો પડેલો ત્યારે બે માસમાં તેના એક સભ્યને લખેલો હતો.

આ બધી વાતો ડૉ. ખરે અને તેમના નવા સાથીઓની રૂબરૂ થયા પછી ડૉ. ખરેને કહેવામાં આવ્યુ કે તમારાં કૃત્યો તમે જે પદ ધરાવો છો તેને શોભે એવા નથી. તેમને અને તેમના નવા સાથીઓને એ પણ કહેવામાં આવ્યુ કે તમે ભૂલ કરી છે એમ તમને લાગતુ હોય તો તમારે એ ભૂલ સુધારી લેવી જોઈએ. અંદર અંદર વિચાર કરવા માટે તેઓ બીજા ઓરડામાં ગયા. બહાર આવીને ડૉ. ખરેએ પોતાની ભૂલ કબૂલ કરી અને રાજીનામુ આપી દેવાની તૈયારી બતાવી. તેમના નવા સાથીઓ પણ રાજીનામુ આપવા કબૂલ થયા. નાગપુર જઈ તા ૨૩મીએ તેમણે ગવર્નરને રાજીનામા મોકલી આપ્યાં અને તેની પાર્લમેન્ટરી કમિટીને ખબર આપી.

તા ૨૩મીએ ડૉ. ખરેને કારોબારી સમિતિની બેઠકમાં બોલાવવામાં આવ્યા. તેમને કહેવામાં આવ્યુ કે પક્ષના નેતાના રાજીનામાનો વિચાર કરવા અને નવા નેતાને ચૂંટવા માટે તમારે ધારાસભા પક્ષની ખાસ બેઠક બોલાવવી જોઈએ. તા. ૨૭મીએ બેઠક બોલાવવાનું નક્કી થયુ તે જ વખતે ડૉ. ખરેએ પક્ષના નેતા તરીકે ઉમેદવારી કરવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. કૉંગ્રેસના

પ્રમુખે તથા કારોબારી સમિતિના સભ્યોએ તેમને સલાહ આપી કે ફરી નેતા થવું એ તમારે માટે શોભાસ્પદ નથી. છતાં ડૉ. ખરે પોતાના વિચારમાં મક્કમ રહ્યા. કારોબારી સમિતિએ ફરી તેમને તા. ૨૫મીએ બોલાવ્યા અને ફરી એ જ સલાહ આપી. પણ પોતાનો નિશ્ચય કાયમ છે, એવું ડૉ. ખરેએ જણાવ્યું ત્યારે સેવાગ્રામ જઈ ગાંધીજીને પૂછવાની તેમને સલાહ આપવામાં આવી. કૉંગ્રેસના પ્રમુખ તથા કારોબારી સમિતિના કેટલાક સભ્યો સાથે તેઓ સેવાગ્રામ ગયા. ખૂબ ચર્ચા થયા પછી ઉમેદવારી ન કરવાના વિચાર તરફ તેઓ વળ્યા હોય એમ જણાયું, અને એ મતલબના કાગળનો તેમણે મુસદ્દો કર્યો. ગાંધીજીએ તેમાં સુધારાવધારા કર્યા. પણ એ તેમને ગળે ન ઊતર્યો હોય એમ જણાયું, એટલે ગાંધીજીએ સલાહ આપી કે ઉતાવળે કશું પગલું ભરવાની જરૂર નથી, ઘેર જઈ આના ઉપર વિચાર કરજો, તમારા મિત્રોની પણ સલાહ લેજો અને આવતી કાલે ત્રણ વાગ્યે કારોબારી સમિતિને તમારો છેવટનો નિર્ણય જણાવજો.

તા. ૨૬મીએ બપોરે ત્રણ વાગ્યે ડૉ. ખરેએ નાગપુરથી ફોન કર્યો કે મને એ મુસદ્દા પ્રમાણે કાગળ લખવાનો પસંદ નથી અને મારો જવાબ હું ૭ વાગ્યાની ગાડીમાં માણસ સાથે મોકલી આપું છું. કારોબારી સમિતિએ સાત વાગ્યા સુધી એમના જવાબની રાહ જોઈ પણ જવાબ ન આવ્યો એટલે નીચેનો ઠરાવ પસાર કર્યો :

> "પાર્લમેન્ટરી કમિટીની બધી હકીકત સાંભળ્યા પછી અને પંચમઢીમાં તેમની તથા મધ્ય પ્રાંતની ત્રણે પ્રાંતિક સમિતિઓના પ્રમુખો સમક્ષ પ્રધાનો વચ્ચે થયેલા સમાધાન પછી જે બનાવો બન્યા છે તેના ઉપર કારોબારી સમિતિએ કાળજીપૂર્વક વિચાર કર્યો છે. ડૉ ખરે સાથે પણ અનેક વાર વાતચીતો કરી છે. એ બધા ઉપરથી કારોબારી સમિતિ બહુ દિલગીરી સાથે એવા નિર્ણય ઉપર આવી છે કે ડૉ. ખરેએ પોતાનાં કૃત્યોથી અને છેવટે તેમણે (ગવર્નરને) આપેલા રાજીનામાથી તથા પોતાનાં સાથીઓ પાસે કરેલી રાજીનામાંની માગણીથી ગંભીર વિવેકદોષો કર્યા છે. તેમનાં કૃત્યોને લીધે મધ્ય પ્રાંતમાં કૉંગ્રેસ હાંસીપાત્ર બની છે અને તેની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે. ડૉ. ખરેને ઉતાવળે કંઈ પગલું ન ભરવાની સૂચના અપાઈ હતી, તે છતાં તેમણે આ કામ કર્યું છે તેથી એમણે ગંભીર શિસ્તભંગનો દોષ કર્યો છે.
>
> "કૉંગ્રેસે પ્રધાનપદનો સ્વીકાર કર્યો ત્યાર પછી પહેલી જ વાર, ડૉ. ખરેના રાજીનામાથી, ગવર્નરને પોતાની ખાસ સત્તા વાપરવાની અને ત્રણ પ્રધાનોને બરતરફ કરવાની તક મળી છે. આ ત્રણ પ્રધાનોએ, જ્યારે ગવર્નરે તેમની પાસે રાજીનામાં માગ્યાં ત્યારે પાર્લમેન્ટરી કમિટીની સૂચના વિના રાજીનામાં આપવાની ના પાડીને કૉંગ્રેસ પ્રત્યે પોતાની વફાદારી બતાવી છે, એની આ કારોબારી સમિતિ સંતોષપૂર્વક નોંધ લે છે.

"નવું પ્રધાનમંડળ રચવાના ગવર્નરના આમંત્રણનો સ્વીકાર કરીને, કૉંગ્રેસની નીતિ વિરુદ્ધ જઈને નવું પ્રધાનમંડળ રચીને તથા પાર્લમેન્ટરી કમિટી અને કારોબારી સમિતિની સભાઓ તરતમાં જ ભરાવાની હતી એમ જાણતાં છતાં એ કમિટીઓને જણાવ્યા વિના વફાદારીના સોગંદ લઈને ડૉ. ખરેએ શિસ્તભંગનો બીજો અપરાધ કર્યો છે.

"આ બધાં કૃત્યોથી ડૉ. ખરે કૉંગ્રેસના તંત્રમાં જવાબદારીનાં સ્થાન ભોગવવાને નાલાયક ઠર્યા છે. તેઓ જ્યાં સુધી કૉંગ્રેસી તરીકે પોતાની સેવા વડે કડક શિસ્તનું પાલન કરવાને અને પોતે ઉપાડેલી ફરજો પાર પાડવાને સમર્થ છે એમ બતાવી આપે નહીં ત્યાં સુધી કૉંગ્રેસના તંત્રમાં જવાબદારીનાં સ્થાન ભોગવવાને નાલાયક ગણાશે.

"કારોબારી સમિતિ દિલગીરી સાથે એવા નિર્ણય ઉપર આવી છે કે મધ્ય પ્રાંતના ગવર્નરે બેહદી ઉતાવળ કરીને રાતનો દિવસ કર્યો અને આ પ્રાંતને પરાણે વિષમ પરિસ્થિતિમાં મૂક્યો. તે ઉપરથી તેમણે બતાવી આપ્યું છે કે તેઓ કૉંગ્રેસને પોતાથી બને તેટલી નબળી પાડવા અને બદનામ કરવાને આતુર હતા. કારોબારી સમિતિ માને છે કે પ્રધાનમંડળના સભ્યોમાં શું ચાલી રહ્યું છે, અને પાર્લમેન્ટરી કમિટીનું શું ફરમાન છે તેની એમને ખબર હોવી જ જોઈએ. એમ છતાં અઘટિત ઉતાવળ કરીને ત્રણ પ્રધાનોનાં રાજીનામાં સ્વીકાર્યાં અને બીજા ત્રણનાં રાજીનામાં માગ્યાં અને તેમણે રાજીનામાં આપવાની ના પાડતા તેમને બરતરફ કર્યા. ત્યાર પછી તરત જ ડૉ. ખરેને નવું પ્રધાનમંડળ રચવા બોલાવ્યા અને કારોબારી સમિતિની સભા તરતમાં જ મળવાની હતી તેની રાહ જોયા વિના નવા પ્રધાનમંડળના જેટલા સભ્યો હાજર હતા, તેટલાની પાસે વફાદારીના સોગંદ લેવડાવ્યા એ બધું એમણે કરવું જોઈતું ન હતું."

ઉપર પ્રમાણે ઠરાવ પસાર થઈ ગયા પછી ડૉ. ખરેએ કૉંગ્રેસના પ્રમુખ શ્રી સુભાષચંદ્ર બોઝ ઉપર લખેલો નીચેનો કાગળ મળ્યો :

"પ્રિય શ્રી બોઝ,

"તમે આપેલી સલાહ વિષે મેં બહુ કાળજીથી વિચાર કર્યો છે. એ વિષે મારા મિત્રો તથા સાથીઓની પણ મેં સલાહ લીધી છે. મને જણાવતાં દિલગીરી થાય છે કે જે મુસદ્દો મને આપવામાં આવ્યો છે અને જે સાફ કરીને તેના પર સહી કરવાનું મને કહેવામાં આવ્યું છે તે હું માન્ય રાખી શકું તેમ નથી. હું એ સ્વીકારવા તૈયાર નથી કે મેં કોઈ પણ જાતનો શિસ્તભંગનો દોષ કર્યો છે. હું એ પણ સ્વીકારવા તૈયાર નથી કે મારા કૃત્યથી કૉંગ્રેસની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચ્યો છે. મને આપેલા મુસદ્દામાં કૉંગ્રેસના જવાબદારીનાં અને વિશ્વાસનાં સ્થાનો ભોગવવાની લાયકાત વિષે કેટલાક સૂચનો છે, તે આધાર વિનાના છે. હું દિલગીર છું કે તેની સાથે હું સંમત થઈ શકતો નથી

"વિશેષમાં મારે જણાવવું જોઈએ કે પ્રધાનમંડળની જવાબદારી સંયુક્ત ન હોવી જોઈએ એ વિષે તથા પ્રધાનો પ્રથમતઃ વડા પ્રધાનને જવાબદાર ન હોવા જોઈએ એ વિષે તથા તેઓ દરેક છૂટા છૂટા કૉંગ્રેસની પાર્લમેન્ટરી કમિટીને જવાબદાર હોવા જોઈએ એ વિષે મારો સિદ્ધાંતનો મતભેદ છે. હું એવો

મત ધરાવુ છુ કે આવા વિચારોથી લોકશાહી રાજ્યતંત્રનો સંપૂર્ણ નિષેધ થાય છે એ જ પ્રમાણે હુ એ વિચારની પણ વિરુદ્ધ છુ કે કોંગ્રેસની કારોબારી સમિતિ અથવા તો પાર્લમેન્ટરી કમિટી ધારાસભાના કોંગ્રેસ પક્ષને પોતાના નેતાની ચૂંટણીની બાબતમા કંઈ પણ ફરમાન કરી શકે હું એવો અભિપ્રાય ધરાવુ છુ કે ધારાસભામાના કોંગ્રેસ પક્ષને પોતાનો નેતા ચૂંટવાની સ્વતંત્રતા હોવી જોઈએ અને નેતાની ચૂંટણી પણ કોઈ જાતની દરમ્યાનગીરી વિના અબાધિત રીતે થવી જોઈએ વળી પોતાના સાથીઓની પસંદગી કરવામા પક્ષના નેતાને પોતાનો નિર્ણય સ્વતંત્ર રીતે કરવાની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ

ગઈ કાલે કેટલીક વ્યક્તિઓએ પહેલી જ વાર જે ચોંકાવનારા વિચારો દર્શાવ્યા તે સાભળીને મને બહુ આશ્ચર્ય થયુ છે હુ હમેશા એમ માનતો આવ્યો છુ કે લોકશાહી પાર્લમેન્ટરી તંત્રો વિષે આખી દુનિયામા જે ખ્યાલો અને રૂઢિઓ પ્રચલિત છે તે જ પ્રમાણે આપણે પણ કામ કરવાનુ છે

કારોબારી સમિતિ જો એમ ઇચ્છતી હોય કે ધારાસભા પક્ષની આવતી કાલે મળનારી સભામા મારે નેતાપદની ઉમેદવારી ન કરવી તો એ મતલબનો હુકમ તેણે કાઢવો જોઈએ એક ચુસ્ત શિસ્તપાલક તરીકે એ હુકમ હુ ખુશીથી માથે ચડાવીશ

કોંગ્રેસ કારોબારીનો ઠરાવ અને ડૉ ખરેનો કાગળ બહાર પડતા જ વર્તમાનપત્રોને તો જાણે ઉજાણી મળી ગઈ જે વર્તમાનપત્રો કોંગ્રેસને વગોવવાનો લાગ જ જોઈ રહ્યા હતા એમણે કારોબારી સમિતિની અને ખાસ કરીને તો સરદારની ખૂબ વગોવણી કરવા માડી ડૉ ખરેએ પણ મહારાષ્ટ્રમા ફરીને ભાષણો ઉપર ભાષણો કરવા માડ્યા તેમા પોતાની ભૂલો ઉપર ઢાકપિછોડો કરી સરદારને પૂરેપૂરા દોષિત ઠરાવવા માટે તેમના પર હુમલા કરવા માડ્યા એટલે પાર્લમેન્ટરી કમિટીએ બનેલી હકીકતો સત્તાવાર રીતે રજૂ કરતુ એક નિવેદન તા ૪થી ઓગસ્ટે બહાર પાડ્યુ તેમાની બધી હકીકતો ઉપરના વર્ણનમાં આવી જાય છે એટલે તે નિવેદન આખુ અહીં આપવાની જરૂર નથી એના છેવટના બે ફકરા જ નીચે આપ્યા છે

કોંગ્રેસ કારોબારી સમિતિના મનમા એ વાતની જરાયે શકા નહોતી કે પોતાના જે જૂના સાથીઓ સાથે ડૉ ખરેએ પંચમઢીમા સમાધાન કર્યું હતુ તે સાથીઓને પોતાના પ્રધાનમંડળમાથી તેઓ કાઢવા માગતા હતા એટલે જ તેને કશી ખબર આપ્યા વિના નવા સાથીઓની શોધ તેમણે શરૂ કરી દીધી હતી તેમણે પાર્લમેન્ટરી કમિટીના ચેરમેનને પત્ર લખ્યા જ એક તરફથી તેમને ખાતરી આપી કે પોતે કશું ઉતાવળુ પગલુ નહી ભરે અને કંઈ બનશે તેનાથી તેમને વાકેફ રાખશે અને બીજી તરફથી કોંગ્રેસ અધિકારીઓને તદ્દન અંધારામા રાખી ગવર્નરની મદદથી પોતાને પ્રતિકૂળ સાથીઓને દૂર કરવાની તેમણે તજવીજ કરી

'આ વખતે પક્ષના કેટલાક સભ્યો તરફથી ડૉ ખરેને વિનતી કરવામા આવી કે આવુ બધું ચાલે છે ત્યારે તમે પક્ષની સભા બોલાવો પણ એ વિનતી

તેમણે ધ્યાન પર લીધી નહી તેમનો વિચાર તો પોતાને ન ફાવતા પ્રધાનોને દૂર કરી પોતાની પસંદગીનુ નવુ પ્રધાનમંડળ રચી બધુ રંધાઈ ગયા પછી એ વસ્તુ કારોબારી સમિતિ તથા પોતાના પક્ષ આગળ લાવવાનો હતો આ બધુ કારોબારી સમિતિ મળવાની હતી તે અગાઉ બે જ દિવસ પહેલા તેમણે કરી નાખ્યુ આ સ્થિતિમા તેમના વર્તન વિષે કારોબારી સમિતિ કશું પગલુ ન ભરે તો પોતાની ફરજમા એ ચૂકી ગણાય”

ડૉ ખરેએ કેટલીક હકીકત વિકૃત રૂપમા અને કેટલીક હકીકત ખોટા રૂપમા પોતાના ભાષણોમા રજૂ કરવા માડી હતી એટલે તેનો ખુલાસો આપવા માટે તા ૫મી ઑગસ્ટે સરદારે નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યુ

“મધ્ય પ્રાતના પ્રધાનમંડળમા બની ગયેલી બીના વિષે પાર્લમેન્ટરી કમિટીએ બહુ વિગતવાર નિવેદન બહાર પાડ્યુ છે તે જોતા કઈ વધુ બોલવાનો મારો ઇરાદો ન હતો પરતુ ડૉ ખરે હમણા પૂના, મુબઈ વગેરે સ્થળોએ ફરી ભાષણો કરી આવ્યા તેમા તેમણે સત્યથી વેગળી એવી કેટલીક હકીકતો રજૂ કરી છે અને અમારા ઉપર ગભીર આક્ષેપો કર્યા છે, એટલે તે વિષે સ્પષ્ટીકરણ કરવાની મારે માટે જરૂર ઊભી થઈ છે

‘ ડા ખરે કહે છે કે મધ્ય પ્રાતના વડા પ્રધાનનુ પદ તેમના ઉપર પરાણે ઠોકી બેસાડવામા આવ્યુ હતુ એ વાત તદ્દન ખોટી છે શરૂઆતથી જ મધ્ય પ્રાતની ધારાસભામાના કોંગ્રેસ પક્ષના નેતા થવા તેઓ ઇતેજાર હતા પક્ષના નેતાની ચૂટણી માટે બોલાવવામા આવેલી સભામા પ્રમુખ થઈને પોતાને મદદ કરવા તેમણે પ્રથમ મને અને પછી પડિત જવાહરલાલજીને વિનતી કરેલી મહાકોશલની પ્રાતિક સમિતિના પ્રમુખે પરિસ્થિતિ વિષે અમને ચેતવેલા હોવાથી અમે બનેએ પ્રમુખ થવા ના પાડી તે વખતે રવિશકર શુકલ અને પડિત દ્વારકાપ્રસાદ મિશ્ર વચ્ચે ખટરાગ ચાલતો હતો તેનો લાભ લઈ પડિત મિશ્રને તેમણે પોતાના પક્ષમા લીધા ડૉ ખરેની વડા પ્રધાનપદને ચોટી રહેવાની ઇતેજારી ન હોત તો તેમને એવી તકો તો ઘણી વખત સાપડી હતી જ્યારે તેમની જગ્યાએ બીજો કોઈ હોત તો એ પદનુ રાજીનામુ આપી દે

જ શરીફના પ્રકરણમા ગાધીજીને અને મને વચનો આપ્યા છતા તેમણે જ શરીફને માટે પક્ષનો વિશ્વાસ હોવાનો મત મેળવ્યો અને કોંગ્રેસની કારોબારી સમિતિની આગળ એ વસ્તુ સિદ્ધ રૂપમા રજૂ કરી તેઓ કારોબારી સમિતિને ધમકી આપવાની હદ સુધી પણ ગયેલા કે જ શરીફની બાબતમા પક્ષના નિર્ણયની વિરુદ્ધ તમે કાઈ પણ પગલા ભરશો તો હુ રાજીનામુ આપીશ પણ કારોબારી સમિતિએ ડૉ ખરે અને તેમના પક્ષની એ વાત મજૂર ન રાખી જેને પરિણામે જ શરીફને રાજીનામુ આપવુ પડ્યુ આજે જો ખરેને પ્રધાનમંડળની સયુક્ત જવાબદારીનુ ભાન લાગ્યુ છે તો જે વખતે જ શરીફે રાજીનામુ આપ્યુ તે વખતે શું કામ તેઓ વડા પ્રધાનપદ ઉપર ચાલુ રહ્યા? ત્યાર પછી તેમની અકુશળતાના મુદ્દા ઉપર જ્યારે તેમના ત્રણ સાથીઓએ રાજીનામુ આપ્યુ ત્યારે ડૉ ખરેને રાજીનામુ આપવાની બીજી તક મળી હતી

પછી પચમઢીમા મળ્યા પછી પાર્લમેન્ટરી કમિટીએ નિવેદન બહાર પાડયુ જેમા તેમના ઉપર વદીવટી અકુશળતાનો તથા મામામાસીનુ કરવાનો આરોપ આવતો હતો ત્યારે એ ત્રીજી વારની તક પણ તેઓ રાજીનામુ આપી શકતા હતા પણ એમણે તો નવુ પ્રધાનમડળ રચવાને પોતાને આમત્રણ આપવામા આવશે એ વસ્તુ પાકે પાયે કરી લીધા પછી જ તા ૨૦મી જુલાઈએ રાજીનામુ આપ્યુ મારી સાથે એમનો ઘણો પત્રવ્યવહાર ચાલતો તેમા એમણે કોઈ વાર ઇશારો સરખો પણ કર્યો નથી કે પોતે વડા પ્રધાનનુ પદ છોડી દેવા ઇચ્છે છે અત્યારે એ પદ ગુમાવ્યા પછી, કહેવા નીકળ્યા છે કે એ પદ તો એમના ઉપર પરાણે લાદવામા આવ્યુ હતુ

ડૉ ખરે એવી દલીલ કરે છે કે પ્રથમ જ્યારે પ્રધાનમડળ રચવામા આવ્યુ ત્યારે પાર્લમેન્ટરી કમિટીને પૂછયાગાછયા વિના એમણે પોતાના સાથીઓને પસદ કર્યા હતા આ વસ્તુ પણ તદ્દન ખોટી છે ૧૯૩૭ના માર્ચમા કોંગ્રેસની કારોબારી સમિતિએ પાર્લમેન્ટરી કમિટી એટલા માટે નીમી હતી કે,

> ‘તે બધા પ્રાતની ધારાસભાઓમાના કોંગ્રેસ પક્ષના સતત અને પૂરા સપર્કમા રહે તેમની બધી પ્રવૃત્તિ વિષે તેમને સલાહ આપે અને કોઈ એવો તાકીદનો પ્રસગ ઊભો થાય તો તે માટે જરૂરી પગલા લે

‘૧૯૩૭ના જુલાઈમા ડૉ ખરે અને મારી વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર ઉપરથી સાબિત થાય છે કે ડૉ ખરેના બધા હિંદુ સાથીઓ મારી અગાઉથી મજૂરી મેળવીને પસદ કરવામા આવ્યા હતા મુસલમાન પ્રધાન માટે તેમણે મૌલાના અબુલ કલામ આઝાદની મજૂરી મેળવી હતી તે વખતે જ શરીફના પ્રસગમા તથા પચમઢીની સભામા જરૂર પડે તો નવા પ્રધાનો નીમવાની સત્તા કારોબારી સમિતિએ પાર્લમેન્ટરી કમિટીને આપી હતી તે વખતે પ્રધાનને નીમવા અથવા તો તેને દૂર કરવાના કારોબારી સમિતિના અથવા તો પાર્લમેન્ટરી કમિટીના અધિકારનો ડૉ ખરેએ કદી ઇનકાર કર્યો નથી વર્ધામા ગયે મહિને મળેલી કારોબારી સમિતિની બેઠક પછી થોડા જ દિવસ પછી ડૉ ખરેએ મને વિનતી કરેલી કે તેમની અને બીજા પ્રધાનોની વચ્ચે દફતરોની ફરી વહેંચણી તમે કરી આપો

ડૉ ખરેએ એવુ કહ્યુ છે કે પચમઢીનુ સમાધાન પણ તેમના ઉપર ઠોકી બેસાડવામા આવ્યુ હતુ એ વાત પણ તદ્દન ખોટી છે ધારાસભામાના કોંગ્રેસ પક્ષની તા ૨૫મી મેના રોજ પચમઢીમા મળેલી સભામા ડૉ ખરે અને તેમના સાથીઓએ એક લેખી નિવેદન રજૂ કર્યું હતુ તેમા તેમણે કહ્યુ છે કે

> ‘અમને જણાવતા આનદ થાય છે કે અમારા મતભેદનો નિકાલ અમે અદર અદર લાવી શકયા છીએ અને પૂરેપૂરી સહકારવૃત્તિથી હળીમળીને કામ કરવાને અમે સમત થયા છીએ અમને વિશ્વાસ છે કે અમારા કામમા તમારો પૂરો સહકાર અને ટેકો અમને મળશે’

ઉપરનુ સમાધાન મજૂર રાખીને પાર્લમેન્ટરી કમિટીએ એક નિવેદન બહાર પાડયુ તેમા તેમણે જણાવ્યુ કે

"'અમને જાહેર કરતાં આનંદ થાય છે કે મતભેદો સધાઈ ગયા છે અને પ્રધાનોએ અમને ખાતરી આપી છે કે તેઓ પોતાના મતભેદો ભૂલી જઈ એકબીજા સાથે સહકારથી એક ટુકડી તરીકે કામ કરશે.'

"પહેલી જૂને મને લખેલા કાગળમાં ડૉ. ખરે કહે છે કે,

"'તમે છાપાંજોગું જે નિવેદન બહાર પાડયું છે તે મેં જોયું છે. એની વિરુદ્ધ મારે કશું કહેવાનું નથી. થયેલા સમાધાનનો ન્યાયી અને તટસ્થ સાર તેમાં આવી જાય છે.'

"સામાન્ય રીતે આખા પ્રાંત માટે અને ખાસ કરીને પ્રધાનમંડળ માટે મેં જે કંઈ કર્યું હતું તે બાબત તેમણે એ કાગળના અંત ભાગમાં મારો આભાર માન્યો છે.

"તેમનાં આ બધાં કથનો જોતાં પચમઢીનું સમાધાન કૉંગ્રેસ ઉચ્ચાધિકારીઓએ તેમના ઉપર ઠોકી બેસાડયું એમ કહેવું એ અસાધારણ સાહસનો એક નમૂનો છે.

"ડૉ. ખરે એવો આક્ષેપ કરે છે કે વડા પ્રધાનપદેથી એમને દૂર કરવા માટે એક રીતસરનું કાવતરું યોજાયું હતું. આશ્ચર્યની વાત એ છે કે મારી ઉપરના કાગળોમા ડૉ. ખરેએ કોઈ દિવસ આવી ફરિયાદ કરી નથી. વળી પચમઢીના સમાધાનનો અમલ કરવાને માટે તેમણે જે જે પગલા લીધા હતા તેનો રિપોર્ટ તા. ૧૫મી જુલાઈએ તેમણે મને મોકલ્યો તેમાં પણ આ વસ્તુનો ઉલ્લેખ નથી. પચમઢીના સમાધાનને આધારે જ ડૉ. ખરે વડા પ્રધાન તરીકે ચાલુ રહ્યા હતા. તેમા કોઈ પણ જાતનો ફેરફાર કરવાની પાર્લમેન્ટરી કમિટીની તથા ડૉ. ખરેના સાથીઓની ઇચ્છા ન હતી.

"તા. ૧૫મી જુલાઈએ મને મોકલેલા રિપોર્ટમાં ડૉ. ખરે પોતે જ કહે છે કે,

"'અત્યારના સંજોગોમા દફતરની ફરી વહેંચણી કરવાનુ કામ તમને સોંપ્યા સિવાય મારી પાસે બીજો વિકલ્પ નથી. સામાન્ય રીતે પ્રધાન મંડળનું અને વિશેષે કરીને મુખ્ય પ્રધાનનુ કામ સરળ રીતે ચાલે એ બાબત મારા અમુક ચોક્કસ વિચારો છે. મારી આપને નમ્ર વિનતી છે કે આપ નિર્ણય કરો તે પહેલા એ વિચારો આપની આગળ રજૂ કરવાની મને તક આપશો'

"ડૉ. ખરેના મનની અત્યારની સ્થિતિ જોતા તેમને વિષે મને બહુ સહાનુભૂતિ થાય છે પણ હુ ઇચ્છું છુ કે હકીકતો રજૂ કરવા વિષે તેઓ વધારે કાળજી રાખતા થાય."

વર્તમાનપત્રોમા તો દરરોજ આ વિષય ઉપર ચર્ચા ચાલ્યા જ કરતી હતી. મહારાષ્ટ્રના બધા જૂના નેતાઓની સહાનુભૂતિ ડૉ ખરે માટે ઊભરાઈ જતી હતી. ડૉ. આંબેડકર, ડૉ. મુંજે, શ્રી નરીમાન વગેરેને તો કૉંગ્રેસ ઉપર હુમલા કરવાની સરસ તક મળી ગઈ હતી. ઍંગ્લોઇન્ડિયન છાપાંઓએ બંધારણીય પ્રશ્નો ઉઠાવીને કૉંગ્રેસની કારોબારી સમિતિ બંધારણ વિરુદ્ધ વર્તે

છે, એવા આક્ષેપો કરતા માંડયા હતા એ આક્ષેપોનો સાર મુદ્દાએ તો નીચે પ્રમાણે નીકળે છે

> ૧ મુખ્ય પ્રધાન ધારાસભામાના પોતાના પક્ષને જ જવાબદાર છે એના કામમા કોંગ્રેસની પાર્લમેન્ટરી કમિટી અથવા તો કારોબારી સમિતિ દખલ કરે એ બંધારણ વિરુદ્ધ છે
>
> ૨ મુખ્ય પ્રધાનને પોતાના સાથીઓ પસદ કરવાનો પૂરેપૂરો હક છે
>
> ૩ કોંગ્રેસ કારોબારી સમિતિએ ડૉ ખરેને ફરી નેતા ન ચૂટાવા દીધા એ બંધારણ વિરુદ્ધ કૃત્ય થયુ છે
>
> ૪ ગવર્નર આ પ્રસગમા બંધારણપૂર્વક વર્ત્યા છે છતા તેમના ઉપર કારોબારી સમિતિએ નાહકના આક્ષેપ કર્યા છે।
>
> ૫ આટલુ બધુ કરીને છેવટે કારોબારી સમિતિએ જે પ્રધાનો પસદ કર્યા છે તે અકુશળ અને સ્વાર્થી છે
>
> ૬ કોંગ્રેસ કારોબારીના આ કૃત્યમા હડહડતુ 'ફાસીઝમ' છે

આ ટીકાઓ ઉપરથી ગાંધીજીએ 'હરિજન'મા કારોબારી સમિતિના કર્તવ્ય વિષે એક લેખ લખ્યો છે તેમાથી કેટના ઉતારા આપીશુ પહેલી ત્રણ ટીકાઓ જે બંધારણને લગતી છે, એના રદિયા નીચેના ફકરામાથી મળી રહે છે

> આંતરિક વિકાસ અને વહીવટને માટે કોંગ્રેસ એ જગતની કોઈ પણ સસ્થાના જેટલી જ લોકશાસનવાળી સસ્થા છે પણ આ લોકશાસનવાળી સસ્થા જગતમા આજે હસ્તી ધરાવતી મોટામા મોટી સામ્રાજ્યશાહી સત્તાની સાથ લડવા માટે સ્થાપવામા આવેલી છે એટલે આ બાહ્ય કામને માટે તેની સરખામણી લશ્કરની સાથે જ કરવી રહે છે લશ્કર તરીકે એ લોકશાસનવાળી સસ્થા મટી જાય છે તેણે પોતાની કારોબારી સમિતિને કુલ સત્તા આપી છે પોતાના હાથ નીચે કામ કરી રહેલી વિવિધ સસ્થાઓ ઉપર તે પોતાની શિસ્ત બેસાડી શકે છે અને તેનો અમલ કરાવી શકે છે કોંગ્રેસની પ્રાંતિક સમિતિઓ અને પ્રાંતિક ધારાસભાઓમના કોંગ્રેસ પક્ષો આ કારોબારી સમિતિને આધીન છે કોંગ્રેસે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની રૂએ અધિકાર ગ્રહણ કર્યો છે ખરો પણ એ કાયદા ઘડનારાઓની ધારણા પ્રમાણે તેનો અમલ કરવા સારુ અધિકાર ગ્રહણ કર્યા નથી જે કાયદાની જગ્યાએ હિંદુસ્તાનના લોકોએ પાતે ઘડેલો સાચો બંધારણનો કાયદો સ્થાપવાનો દિવસ નજીક આવે એવી રીતે તેનો અમલ કરવા માટે કોંગ્રેસે અધિકાર હાથમા લીધો છે એ ન હો। સ્વીકાર્યા છતા આપણી સ્વરાજની લડત ચાલુ જ છે અને લડત ચલાવનાર તત્ર તરીકે કોંગ્રેસે પોતાની કારોબારી સમિતિના હાથમા બધી સત્તા કેન્દ્રિત કરવી જ જોઈએ પોતાના હાથ નીચેના દરેક ખાતાને કોંગ્રેસે દોરવણી આપવાની છે દરેક કોંગ્રેસી પછી તે ગમે તેટલા ઊચા સ્થાને બેઠેલા હોય તેની પાસેથી પોતાના ફરમાનોનુ

અચૂક પાલન કોંગ્રેસે કરાવવું જ જોઈએ લડત બીજી કોઈ રીતે ચલાવી જ ન શકાય

૧૯૩૭ના માર્ચમા જ્યારે કોંગ્રેસ પક્ષના બધા ધારાસભ્યોએ કોંગ્રેસને વફાદાર રહી કોંગ્રેસના આદેશ પ્રમાણે ધારાસભામા કામ કરવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે ઉપરનો સિદ્ધાત તેમણે સ્વીકારી લીધો હતો તે અનુસાર ગાધીજી કહે છે કે,

‘ ડો ખરે જો એમના જક્કી અને ક્હ્યુ ન માનનારા સાથીઓથી કટાળી ગયા હતા તો તેમણે ગવર્નર પાસે નહી પણ કારોબારી સમિતિ પાસે જઈને પોતાનુ રાજીનામુ આપવુ જોઈતુ હતુ એ સમિતિના નિર્ણયથી સતોષ ન થાય તો તેઓ મહાસમિતિ પાસે જઈ શકે પણ કોઈ પણ કોંગ્રેસી પ્રધાનને કોઈ પણ પ્રસગે માહોમાહેના કજિયા ગવર્નરની પાસે લઈ જવાની અને કારોબારી સમિતિની અગાઉથી સમતિ મેળવ્યા વિના ગવર્નર મારફતે રાહત મેળવવાની છૂટ નથી ડૉ ખરેએ આ સાદા ઇલાજની અવગણના કરી અથવા એથીયે વધારે ખરાબ તો એ ઇલાજનુ અજ્ઞાન બતાવ્યુ અને કારોબારી સમિતિ બે જ દિવસ પછી મળવાની હતી છતા પોતાની મુશ્કેલીઓનો અત આણવા ગવર્નર પાસે દોડી ગયા એમા એમણે ગભીર ભૂલ કરી છે

કારોબારી સમિતિના નિર્ણયની યથાર્થતા વિષે ગાધીજી લખે છે

ડૉ ખરેએ પાર્લમેન્ટરી કમિટીની સૂચનાઓની અવગણના કરવામા ભયકર શિસ્તભગનો અપરાધ કર્યો એટલુ જ નહી પણ ગવર્નરને હાથે પોતાને બેવકૂફ બનવા દીધા તથા પોતાના ઉતાવળિયા પગલાથી પોતે કોંગ્રેસને હલકી પાડતા હતા એ વાતની ખબરદારી ન રાખી તેથી તેમણે નેતા તરીકે પોતાની નાલાયકી પુરવાર કરી આપી છે પોતાના દોષની નિખાલસપણે કબૂલાત કરવાની અને નેતાપદમાથી ખસી જવાની જે સલાહ કારોબારી સમિતિએ આપી તે સ્વીકારવાની ના પાડીને તેમણે શિસ્તભગના પ્રમાણમા ઉમેરો કર્યો છે ડૉ ખરેના આ કામને કારોબારી સમિતિએ વખોડી કાઢ્યુ ન હોત અને તેમને નાલાયક ન ઠરાવ્યા હોત તો સમિતિ પોતાની ફરજ ચૂકત

ડૉ ખરેના અનુગામીઓ વિષે ગાધીજી કહે છે

એમ કહેવામા આવે છે કે ડૉ ખરેની જગ્યાએ જે માણસો હવે આવ્યા છે તેઓ સ્વાર્થી છે આવડત વિનાના છે અને ચારિત્ર્યમા ડૉ ખરેને જરાયે પહોચી શકે એવા નથી ટીકાકારોએ ચીતર્યા છે એવા આ માણસો હોય તો જે ભારે જવાબદારી તેમણે ઉઠાવી છે તે પાર પાડવામા તેઓ જરૂર નિષ્ફળ નીવડશે પરતુ કારોબારી સમિતિ પોતાની મર્યાદામા રહીને જેટલુ થઈ શકે એટલુ જ કરી શકે પ્રાતના ચૂટાયેલા સભ્યોમાથી જ તેઓ પ્રધાનોની પસદગી કરી શકે પ્રધાનોની ચૂટણી કરવાની સત્તા તો પક્ષના સભ્યોની છે તે જો એમને ચૂટી કાઢે તો જ્યા લગી તેઓ શિસ્તમા રહે અને પ્રજાના વિશ્વાસને તેઓ નાલાયક છે એમ જાણવામા ન આવે ત્યા લગી કારોબારી સમિતિ વચ્ચે પડી શકે નહી

ગવર્નરે ભજવેલા ભાગ વિષે ગાંધીજી કહે છે

'મધ્ય પ્રાંતના ગવર્નર વિષે કારોબારી સમિતિએ જે અભિપ્રાય પ્રગટ કર્યો છે તેને ઍંગ્લો-ઇન્ડિયન વર્તમાનપત્રોએ વખોડી કાઢ્યો છે. વિરોધીઓ વિષે ઉતાવળે અભિપ્રાય બાંધવાની મને ટેવ નથી. પણ આ ઠરાવની જે ટીકા થઈ છે તે પ્રમાણે એ ઠરાવથી ગવર્નરને કશો અન્યાય થયો છે એવું મારે ગળે ઊતરી શકતું નથી. તેમણે ડૉ. ખરે અને તેમના બે સાથીઓનાં રાજીનામાં સ્વીકાર્યાં, બીજા ત્રણ પ્રધાનો પાસેથી રાજીનામાં માગ્યાં, તેમની પાસે તાત્કાલિક જવાબ માગ્યો. તેમણે આપેલો ખુલાસો એકદમ ફેંકી દીધો અને તેમને બરતરફ કર્યા. અને આ બધું કરવાને માટે લગભગ આખી રાત પોતે જાગતા રહ્યા, પોતાના મંત્રી વગેરેને તથા બિચારા પ્રધાનોને જાગતા રાખ્યા. આમ કરવામાં ગવર્નરે બતાવેલી ઉતાવળને માટે હું 'ભૂંડી' એ જ વિશેષણ વાપરી શકું. ડૉ. ખરેનું રાજીનામું તે ક્ષણે જ સ્વીકારવાને બદલે તેમણે એ જ દિવસ પછી ભરાનારી કારોબારી સમિતિની બેઠકની રાહ જોઈ હોત તો કશું આસમાની થઈ જવાનું ન હતું.

'બેશક ગવર્નર કાયદાના અક્ષરાર્થ પ્રમાણે વર્ત્યા છે. પણ બ્રિટિશ સરકાર અને કૉંગ્રેસ વચ્ચે જે ગર્ભિત સમજૂતી થયેલી છે તેનો આત્મા તેમના આ કૃત્યથી હણાયો છે. જેઓ કારોબારી સમિતિના ઠરાવની ટીકા કરે છે તેઓ વાઈસરૉયે સભાનપૂર્વક તૈયાર કરેલું ગયા વર્ષનું જાહેરનામું વાંચી જાય. એ અને બીજાં જાહેરનામાંથી કારોબારી સમિતિને હોદ્દા સ્વીકારનો અખતરો અજમાવી જોવાનું મન થયું હતું. વાઈસરૉયનું એ જાહેરનામું વાંચીને ટીકાકારો પોતાના મનને પૂછે કે કારોબારી સમિતિ, ડૉ. ખરે અને તેમના સાથીઓ વચ્ચે જે વાટાઘાટો ચાલી રહેલી હતી તે ધ્યાનમાં લેવાને ગવર્નર બંધાયેલા હતા કે નહીં. આ નિર્વિવાદ હકીકતો જાણ્યા પછી એવા વિચાર ઉપર આવ્યા વિના રહેવાતું જ નથી કે ગવર્નરે કૉંગ્રેસને બદનામ કરવાની આતુરતામાં આખી રાત જાગરણ કર્યું અને કૉંગ્રેસને અગવડમાં મૂકવાની પરિસ્થિતિ ઊભી કરી. યુક્ત પ્રાંત, બિહાર અને ઓરિસ્સાના ગવર્નરોએ તેમની સામે વિષમ પ્રસંગ આવી પડ્યો ત્યારે કૉંગ્રેસની દોરવણીની વાટ જોઈ હતી. બેશક એ ત્રણ પ્રસંગોમાં એમ કરવામાં એમનો દેખીતો સ્વાર્થ હતો. ત્યારે શું એમ કહેવું જોઈએ કે મધ્ય પ્રાંતમાં કૉંગ્રેસને મૂંઝવવાને માટે વિષમ પ્રસંગ ઊભો કરવામાં બ્રિટિશ સત્તાનો દેખીતો સ્વાર્થ રહેલો હતો?'

હવે છેલ્લી ટીકા 'ફાસીઝમ'ની લઈએ. એ વિષે ગાંધીજીએ લખ્યું છે કે,

'કેટલાક કહે છે કે આ તો હડહડતું 'ફાસીઝમ' છે. પણ એમને ખબર નથી કે ફાસીઝમમાં તો નાગી તલવારનો અમલ હોય છે. એવા અમલમાં તો ડૉ. ખરે જેવાએ પોતાનું માથું ગુમાવ્યું હોય. કૉંગ્રેસ અને ફાસીઝમ વચ્ચે જમીન આસમાનનો ફરક છે, કેમ કે કૉંગ્રેસ નિર્મળ અહિંસાના પાયા પર રચાયેલી છે. એની પાસે પોતાની આજ્ઞાઓનું પાલન કરાવવાની જે સત્તા છે તે કેવળ નૈતિક છે.'

ડૉ. ખરેએ 'મારો બચાવ' એ નામનું એક ચોપાનિયું બહાર પાડીને બનેલી હકીકતો એવા વિકૃત રૂપમાં રજૂ કરી અને કેટલીક અસત્યની હકીકતો

છુપાવી કે જેથી કૉંગ્રેસની કારોબારી સમિતિએ અને ખાસ કરીને તો સરદારે અને ગાંધીજીએ તેમને જાણે ભારે અન્યાય કર્યો હોય એવો વાચકને ભાસ થાય. એમના પ્રચારની દૃષ્ટિએ એમણે કેટલુંક લખ્યું હતું તે તો "ખૂબ જ ધાંધાભર્યું અને ગંદું હતું." કોઈ પણ હિંદીના દિલમાં એ વાંચતાં જુગુપ્સાનો ભાવ પેદા થાય એવું હતું. કૉંગ્રેસના પ્રમુખ સુભાષબાબુએ બહુ જ લાંબું સ્ટેટમેન્ટ બહાર પાડીને ડૉ. ખરેની ગેરરીતિ વાતના મોઢાતોડ રદિયા આપ્યા. તેમણે સાબિત કરી આપ્યું કે,

ડૉ. ખરેએ ગંભીર શિસ્તભંગ કર્યો હતો. તેમની સામે જે પગલાં લેવામાં આવ્યાં હતાં તે પ્રમાણમાં ઘણાં નરમ હતાં અને એ પગલાં લેવામાં કૉંગ્રેસ પૂરેપૂરી બંધારણીય રીતે અને લોકતંત્રના સિદ્ધાંત પ્રમાણે વર્તી હતી. ડૉ. ખરેએ પાર્લમેન્ટરી અને લોકશાસનની પરંપરાની વાત કરી છે. પણ કૉંગ્રેસ અને તેની કારોબારી સમિતિ પ્રત્યે જે વફાદારી રાખવાને તેઓ બંધાયેલા હતા તે વફાદારી તેમણે રાખી નથી. કૉંગ્રેસના ધારાસભ્યો, પ્રધાનો અથવા તો વડા પ્રધાનો થાય ત્યારે તો કૉંગ્રેસી તરીકે તેમની જવાબદારી વધી જાય છે. તેઓ પોતાની વર્તણૂક અને પોતાનાં કામો માટે કૉંગ્રેસ પ્રત્યેની અને તેની કારોબારી સમિતિ પ્રત્યેની જવાબદારીમાંથી છટકી શકતા નથી. આપણી તમામ પાર્લમેન્ટરી પ્રવૃત્તિની પાછળ નિયામક તત્ત્વ એ રહેલું છે કે ધારાસભામાંના પ્રત્યેક કૉંગ્રેસ પ્રતિનિધિએ પ્રતિજ્ઞા લીધી છે કે કૉંગ્રેસની કારોબારી સમિતિ તથા તેના મુખત્યાર એજંટ તરીકે પાર્લમેન્ટરી કમિટી વખતોવખત જે સૂચનાઓ આપે તેનું પોતે પાલન કરશે. કૉંગ્રેસની આ મુખ્ય નીતિને આધીન રહીને ધારાસભા પક્ષનો નેતા વર્તે અને પક્ષનો જ્યાં સુધી તેને પૂરો ટેકો હોય ત્યાં સુધી તેના રોજબરોજના કામમાં કૉંગ્રેસની કારોબારી સમિતિ અથવા તો પાર્લમેન્ટરી કમિટી કશી દખલ કરે નહીં. પણ પ્રધાનમંડળનું અથવા તો ધારાસભ્યનું કોઈ પણ કૃત્ય કૉંગ્રેસની નીતિ સાથે સુસંગત છે કે નહીં અને કૉંગ્રેસની નીતિ પ્રમાણે કરવા જેવું છે કે નહીં તેનો નિર્ણય કરવાનો અધિકાર તો કૉંગ્રેસની કારોબારી સમિતિને જ છે. વ્યવહારમાં કૉંગ્રેસની કારોબારી સમિતિ પ્રાંતિક ધારાસભાપક્ષને અમુક પ્રકારની મર્યાદિત સ્વતંત્રતા આપે એ જુદી વાત છે. તેથી જ કૉંગ્રેસની કારોબારી સમિતિએ ડૉ. ખરેના વર્તન વિષે પોતાનો અભિપ્રાય માત્ર દર્શાવ્યો અને મધ્ય પ્રાંતના ધારાસભા પક્ષને પોતાનો નેતા ચૂંટવાની સ્વતંત્રતા આપી. ડૉ. ખરેને ફરી નેતા ચૂંટવાની દરખાસ્ત ધારાસભા પક્ષની મીટિંગમાં આવી ત્યારે કૉંગ્રેસના પ્રમુખે તેને નિયમ બહાર ઠરાવી રદ કરી દીધી નહીં.

ડૉ. ખરેને કારોબારી સમિતિએ પહેલી વાર મળવા બોલાવ્યા અને પછીથી તેઓ ગાંધીજીની સલાહ લેવા સેવાગ્રામ ગયા ત્યારે તેમણે બહાર પાડવાના નિવેદનના મુસદ્દાની અને તેમાં ગાંધીજીએ કરેલા સુધારાવધારાની વાતનો ઉલ્લેખ પહેલાં આવી ગયો છે. એ સંબંધમાં ડૉ. ખરેએ પટેલના પણ કહેલું અને આ ચોપાનિયામાં પણ જણાવ્યું છે કે એ નિવેદનનો મુસદ્દો

મેં જાતે લખેલો નહોતો પણ ગાંધીજીએ મને લખાવ્યો હતો. વળી કોંગ્રેસના પ્રમુખ તેમને પરાણે ગાંધીજીની પાસે લઈ ગયા હતા એવું પણ તેમણે પોતાના બચાવમાં લખ્યું હતું. આનો જવાબ ગાંધીજીએ નીચે પ્રમાણે એક નિવેદન પ્રસિદ્ધ કરીને આપ્યો:"

"ડૉ. ખરેએ કરેલો પોતાનો બચાવ મેં વાંચ્યો છે. એમાંના જેટલા ભાગની સાથે મારે સંબંધ છે તેટલાનો જ જવાબ આપવાની પ્રજા પ્રત્યે મારી ફરજ છે. ડૉ. ખરેએ કહેલી વાત ખોટી છે, એમ કહેવું પડે છે, એને સારુ મને દુઃખ થાય છે.

"તેઓ સેવાગ્રામ સ્વેચ્છાએ આવ્યા હતા. તેઓ મિત્ર તરીકે આવેલા. તેઓ આવ્યા ત્યારે તેમણે કશો વિરોધ પ્રદર્શિત કર્યો ન હતો. એમનું વર્તન બરાબર ન હતું, એમ મેં કહ્યું તે પૂરેપૂરી દલીલ વિના એમને ગળે ઊતર્યું નહોતું. એમને જ્યારે મારી દલીલની યથાર્થતા સમજાઈ ત્યારે એમણે પોતાની બધી બાજી મારા હાથમાં સોંપી દીધી. મે એમને કહ્યું કે 'તમે મનનું સમતોલપણું ગુમાવ્યું છે એ તમે જ કબૂલ કરો છો. એટલે જો તમારા મિત્રોને મળીને તેમની સલાહ લેવાની તમારી ઇચ્છા હોય તો જરૂર તમે સલાહ લો. આ ક્ષણે જ કાંઈ કરવું જોઈએ એવી જરાયે ઉતાવળ નથી.' એમણે જવાબ આપ્યો કે, 'હું જાતે જ નિર્ણય કરવા સમર્થ છું. બીજા મિત્રોની સલાહ લેવાની કશી જરૂર નથી.' પછી મેં કહ્યું કે, 'તમે જે વાતો કબૂલ કરી છે, તે તમે જાતે જ લખી કાઢો તો સારું.' એમણે કહ્યું, 'હું લેખક નથી. એટલે તમે જ મારા નિવેદનનો ખરડો લખી આપો.' મેં કહ્યું, 'પણ મારે તમારી ભાષા તો જોઈએ જ. તમે જે કબૂલ કર્યું છે તે એમાં પૂરતુ આવી જતુ નથી એમ મને લાગશે તો હું એમાં સુધારા કે ઉમેરા કરીશ.'

"કેટલીક આનાકાની પછી તેમણે કલમ અને કાગળ લીધાં ને ખરડો લખી કાઢ્યો. પછી મેં તે વાંચી જોયો અને તેમાં સુધારા ને ઉમેરા કર્યા. એમણે એ બે ત્રણ વાર વાંચ્યો ને કહ્યું, 'શિસ્તભંગની કબૂલાત તો મારાથી કદી નહીં થઈ શકે, એમ છતાં પણ હું અત્યારે તો કાંઈ નિવેદન નહીં કરું. પણ તમારી સલાહ માનીને મારા મિત્રોની સલાહ લઈશ.' તેમનો જવાબ પહોંચાડવા માટે બીજે દિવસે બપોરના ત્રણ વાગ્યાની મુદત ઠરાવવામાં આવી હતી. આ લખું છું તે વખતે સુભાગ્યે, મૌલાના સાહેબ અને સરદાર પટેલ અહીં બેઠા છે. તેમને મેં પૂછી જોયું છે અને તેઓ કહે છે કે એ દિવસના પ્રસંગોનું મેં કરેલું વર્ણન તદ્દન બરાબર છે."

વર્તમાનપત્રોમાં આવેલા આ ખુલાસાઓ પછી ડૉ. ખરેએ પોતાનો ઝેરી પ્રચાર વધારે વેગથી ચલાવ્યો. મધ્ય પ્રાંતનાં, મહારાષ્ટ્રનાં, અને મુંબઈનાં કેટલાંક છાપાંઓએ તેમને ખૂબ મદદ કરી. તેમાં કેટલીક વાતો તો તદ્દન ઉપજાવી કાઢેલી અને કોમી ઝેર આગ પેઠે ઓકનારી જ હતી. સરદારની સામે કાદવ ઉછાળવાનું પણ તેમાં બાકી રાખ્યું નહોતું. એટલે છેવટે

દિલ્હીમા મળેલી મહાસમિતિની બેઠકમા ડૉ ખરે સામે શિસ્તભગના પગલા લેવાનુ નક્કી થયુ અને નીચેનો ઠરાવ પસાર કરવામા આવ્યો

"મધ્ય પ્રાતના પ્રધાનમડળ અગે ઊભા થયેલા વિષમ પ્રસગને પહોંચી વળવા માટે, કારોબારી સમિતિએ જે ચાપતા અને ચોક્કસ પગલા લીધા છે, તેને મહાસમિતિ બહાલ રાખે છે આ દુ ખદ પ્રસગમા ડૉ ખરેના અને મધ્ય પ્રાતના ગવર્નરના વર્તન વિષે કારોબારીએ જે વિચારો પ્રગટ કર્યા છે તેને મહાસમિતિ પૂરેપૂરી સમતિ આપે છે

"તે ઉપરાત મહાસમિતિનો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે ડૉ ખરેએ મધ્ય પ્રાતના પ્રધાનમડળમાથી રાજીનામુ આપ્યુ ત્યાર પછીની એમની વર્તણૂક સખતમા સખત નિંદાને પાત્ર છે તેથી ડૉ ખરેની સામે શિસ્તભગ કરવા માટેના આવશ્યક પગલા લેવાને આ મહાસમિતિ કારોબારી સમિતિને સૂચના આપે છે"

આમ ડૉ ખરેના પ્રકરણનો ખેદજનક અત આવ્યો કૉંગ્રેસમાથી નીકળી ગયા પછી ડૉ ખરે હિંદુ મહાસભામા જોડાયા અને ૧૯૪૩ની સાલમા જ્યારે વાઈસરૉયે પોતાની કારોબારી સમિતિના સભ્યોમા વધારો કર્યો ત્યારે જે વખતે કૉંગ્રેસ સરકાર સાથે મરણિયો સગ્રામ ખેલી રહી હતી તે વખતે વાઈસરૉયની કારોબારી સમિતિના સભ્ય બન્યા પણ માણસ એક વાર પાટેથી ઊતરી જાય છે પછી ક્યા પહોંચે છે તેનુ કઈ ઠેકાણુ રહેતુ નથી, તેવુ ડૉ ખરેનુ બન્યુ

કૉંગ્રેસે જ્યારે ધારાસભાઓની ચૂટણીઓમા ભાગ લેવાનુ નક્કી કર્યું ત્યારે બહાર પાડેલા જાહેરનામામા જણાવ્યુ હતુ કે ધારાસભાઓમા કૉંગ્રેસની બહુમતી થશે અને કૉંગ્રેસ સત્તા ઉપર આવશે તો એણે કરવાના કામોમા એક મુખ્ય કામ એ હશે કે ગઈ લડતમા જે લોકોએ પોતાની જમીન અને સ્થાવર મિલકત ગુમાવી છે તે તેમને પાછી મેળવી આપવામા આવશે આ સવાલ મુબઈ પ્રાતમા અને તેમાય મુખ્યત્વે ગુજરાતમા હતો લડત ચાલતી હતી ત્યારે ગાધીજીએ અને સરદારે લડતમા ઊતરેલા ખેડૂતોને બહુ ભારપૂર્વક આશ્વાસન આપ્યુ હતુ કે ભલે સરકાર અત્યારે તમારી જમીનો અને સ્થાવર મિલકતો જપ્ત કરે અને તેની હરાજી કરી બીજાઓને વેચી દે, પણ જ્યા સુધી એ મિલકતો તમને પાછી મળશે નહી ત્યા સુધી આપણી લડત ચાલુ જ રહેશે એ મિલકતો હરાજીમા પાણીના મૂલે વેચી નાખવામા આવતી હતી ત્યારે સરદારે તો ખાસ કહેલુ કે આ મિલકતો તો કાચો પારો છે, લેનારાઓને એ પચવાનો નથી, પણ ફૂટી નીકળવાનો છે કૉંગ્રેસ તરફથી અપાયેલા આ વચનોનુ હેતુઓનો સ્વીકાર કરતાની સાથે જ પાલન કરવાનુ હતુ એટલે મુબઈની ધારાસભાએ એક ઠરાવ પસાર કર્યો કે આવી રીતે

હરાજ થયેલી મિલકતો તેના ખરીદનારાઓ પાસેથી સરકારી ખર્ચે વેચાતી લઈ, મૂળ માલિકોને પાછી સોંપી દેવી. પણ જ્યારે એ હરાજ થઈ ત્યારે હરાજી કરનારા અમલદારોએ ખરીદનારાઓને બાંયધરી આપી હતી કે એ જમીનો યાવચ્ચંદ્રદિવાકરો તમને મળશે. કોઈ પણ સંજોગોમાં તમારી પાસેથી પાછી લેવામાં આવશે નહીં. આમ છતાં લડત દરમ્યાન પણ કોંગ્રેસ પ્રત્યે લોકોની એટલી સહાનુભૂતિ હતી કે કોઈ ખરીદનારા મળતા નહીં નિયમ એવો છે કે આવી રીતે હરાજી થતી હોય ત્યારે કોઈ સરકારી નોકર કે અમલદાર હરાજીમાંથી મિલકત ખરીદ કરી શકે નહીં. આ હરાજીઓ વખતે એ નિયમ નેવે મૂકીને સરકારી નોકરોને હરાજીમાંથી મિલકત ખરીદવાની છૂટ આપવામાં આવી હતી આ હરાજીઓ કહેવાતી હતી તો જાહેર, પણ હકીકતમાં તે ફારસરૂપ હતી. સરકારી નોકરો અને તેમના મળતિયા બીજા માણસો અંદર અંદર જ મિલકત લઈ લેતા. ધારાસભામાં મિલકતો પાછી ખરીદવાનો ઠરાવ તો થયો પણ ગુજરાતમાં ઉત્તર વિભાગના કમિશનર મિ. ગૅરેટે જેમણે લડત દરમ્યાન હરાજીઓ કરેલી અને જેમણે પોતે ખરીદનારાઓને ખાતરીઓ આપેલી એટલું જ નહીં પણ ગવર્નરની પણ ખાતરી મેળવી આપેલી, તેઓ આ વખતે પણ કમિશનર હોઈ તેમની મારફત આ મિલકતો પાછી મેળવવાનું કામ કરવાનું હતું. એટલે તેમણે કામ પાર ચડવા જ દીધું નહીં. દાખલા તરીકે સરદાર ગાર્ડા નામના એક ગૃહસ્થે બારડોલી અને જલાલપુર તાલુકાની ૪૦૦ એકર જમીન માત્ર પાંચ હજાર રૂપિયામાં ખરીદેલી તેણે એ જમીનના સાડા ત્રણ લાખ રૂપિયા માગ્યા સરદાર ગાર્ડાના કહેવા પ્રમાણે મિ. ગૅરેટે તેમને રૂપિયા અઢી લાખ આપવાનું કહેલું પણ કોંગ્રેસ સરકારે એ રકમ કબૂલ ન રાખી અને બહુ બહુ તો રૂપિયા બાર હજાર આપી શકાય એમ કહ્યું. આમ મિ. ગૅરેટ નડતર થવા દેવામાં ગવર્નર નાખના. છતાં ખેડા જિલ્લામાં થોડી જમીન મિ ગૅરેટની ઉશ્કેરણી છતાં ખરીદનારાઓએ પોતે આપેલી મૂળ કિંમતે ખેડૂતોને પાછી આપી દીધી. પણ ઘણીખરી જમીન તો બાકી જ રહી હતી એટલે એક વરસ રાહ જોયા પછી ૧૯૩૮ના ઑક્ટોબરમાં સરકારે એ મિલકતો પાછી લેવા કાયદો પસાર કર્યો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે હાઈકોર્ટના જજના દરજ્જાના અમલદારને લવાદ નીમી તેની પાસે મિલકતની કિંમત નક્કી કરાવી એ કિંમત સરકારે ખરીદનારને આપી દેવી અને મિલકત તેના મૂળ માલિકને પાછી સોંપી દેવી. મિલકતની કિંમત ઠરાવવા માટેનું ધોરણ પણ કાયદામાં નક્કી કરવામાં આવ્યું ખરીદનારે જે કિંમત આપી હોય તે ઉપરાંત તેણે જે જમીનમહેસૂલ ભર્યું હોય અને જમીન સુધારવામાં કંઈ

ખર્ચ કર્યું હોય તો તે વત્તા ચાર ટકા લેખે વ્યાજ તેને આપવામાં આવે. તે જમીનમાંથી તેણે કંઈ નફો કર્યો હોય, અથવા તો જમીનને નુકસાન પહોંચાડ્યું હોય તો તે ઠરાવવાની કિંમતમાંથી કાપી લેવામાં આવે. અને આવી રીતે ગણતરી કરતાં જે આંકડો આવે તે ઉપર વળતર તરીકે પંદર ટકા સુધી વધારો આપવાની લવાદને સત્તા આપવામાં આવી હતી. આમ બધી રીતે જોતાં ખરીદનારને ઠીક વળતર મળી રહેતુ હતુ. છતાં આ કાયદા ઉપર કોંગ્રેસ વિરોધી વર્તમાનપત્રોએ ઠીક ઠીક ટીકાઓ કરવા માંડી. એક ટીકા એ હતી કે આ મિલકતો સરકારી ખરચે પાછી લઈ કર ભરનારા ઉપર શા માટે તેનો બોજો નાખવો જોઈએ? કોંગ્રેસે ખેડૂતોને વચન આપ્યાં હતાં તો કોંગ્રેસ પોતાના ફંડમાંથી ખેડૂતોને જમીન પાછી લઈ આપે. બીજી ટીકા એ હતી કે ખરીદનારાઓને કાયદાના બધા વિધિ જાહેર રીતે કરીને માલકી હક સોંપવામાં આવ્યો હતો. તે વખતે કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા લોકોનો રોષ તેમને સહન કરવો પડ્યો હતો. અને તેઓ કંઈ નુકસાન કરી બેસે તો તેનુ જોખમ પણ ખેડવું પડ્યું હતુ. એટલે કોંગ્રેસ સરકાર કાયદો કરીને મિલકત પાછી લઈ લે છે તે કાયદેસર માલિક પાસેથી મિલકત ઝૂંટવી લેવા બરાબર છે. ગાંધીજીએ ૩૦મી ઑક્ટોબર, ૧૯૩૮ના 'હરિજનબંધુ'માં 'જપ્ત જમીનો' નામનો લેખ લખી આ ટીકાઓના રદિયા આપ્યા. એ લેખમાં તેઓ જણાવે છે કે,

> "ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ અનુસાર આવો નિર્દોષ અને જરૂરી રાહતનો કાયદો કરવાની સત્તા પ્રાંતિક સરકારને ન હોય તો એ કાયદો ટીકાકારોએ વર્ણવ્યો છે તેના કરતા પણ વધારે ખરાબ ગણાય. પણ હુ માનું છુ કે પ્રાંતિક સરકારોને આવો કાયદો પસાર કરવાની સત્તા છે. મુંબઈની ધારાસભામાં પસાર થયેલો કાયદો તો ન્યાય કરતા પણ આગળ જાય છે કહેવાતા માલિકોએ જેટલી રકમ જમીનોમા રોકી હોય તે ઉપરાત વ્યાજ અને વળતરની રકમ આપવાની વ્યવસ્થા કરનારી કલમને લીધે આ કાયદો સપૂર્ણ ન્યાયી અને ઉદાર બને છે. આ જમીનોની બાબતમા સાબિત કરી શકાય એવી હકીકતો એ છે કે તે સરકારની સાથે મળી જઈને ખરીદવામા આવી હતી. એ જમીનો લોકોમા ત્રાસ વર્તાવવાના હેતુથી વેચવામા આવી હતી એ સરકારની દમનનીતિનો એક ભાગ હતો. અને કેટલીક જગ્યાએ તો જમીનો પાણીના મૂલે વેચી નાખવામા આવી હતી એવો ત્રાસ વર્તાવનાર સરકારની જગ્યાએ જ્યારે તેનો ભોગ થઈ પડનાર લોકો સત્તા ઉપર આવ્યા ત્યારે તેમણે આવી ગેરવાજબી રીતે ખરીદાયેલી જમીનો જપ્ત કરી દેવાને બદલે ખરીદનારાઓને વળતર આપ્યુ એમા તેમની ઉદારતા જ ગણાવી જોઈએ. પ્રજાએ જાણવુ જોઈએ કે, આ જમીનો તે વખતની સરકારે પહેલા ખાલસા કરેલી અને તે ખાલસા થવાથી ખેડૂતો નમ્યા નહીં ત્યારે એ જમીનો વેચી દેવાનુ અઘટિત સાધન અખત્યાર કરવામા આવેલુ. પણ કેટલીક

અભિપ્રાય આપ્યો. એટલે છેવટે આસામમાં કૉંગ્રેસનું પ્રધાનમંડળ રચાયું અને એ સફળ થયું.

સિંધમાં ધારાસભાના કુલ ૬૦ સભ્યોમાંથી કૉંગ્રેસ પક્ષના પ્રથમ માત્ર આઠ અને પાછળથી દસ સભ્યો હતા. પણ બાકીના પચાસ એવા હતા કે, ઘડીકમાં એક પક્ષમાં જાય તો ઘડીકમાં બીજા પક્ષમાં. પ્રથમ તો સર ગુલામહુસેન હિદાયત ઉલ્લાએ ત્યાં પ્રધાનમંડળ રચ્યું. એમને રાજદ્વારી બાબતોનો અને વહીવટી બાબતોનો સારો અનુભવ હતો. પણ ત્યાં એટલી ખટપટો અને અંગત વેરઝેર હતાં કે, તેમનુ પ્રધાનમંડળ લાંબો વખત બહુમતી સાચવી શક્યું નહીં. ૧૯૩૮ના માર્ચમાં ૨૪ વિ૦ ૨૨ મતે તેના ઉપર અવિશ્વાસની દરખાસ્ત પસાર થઈ એટલે સર ગુલામહુસેને રાજીનામુ આપ્યું. ગવર્નરના આમંત્રણથી ખાન બહાદુર અલ્લાબક્ષે નવું પ્રધાનમંડળ રચ્યું. તેઓ કૉંગ્રેસ પ્રત્યે સારું વલણ ધરાવતા હતા. તેમણે કૉંગ્રેસી સભ્યોને કહ્યું કે, પોતે સામાન્ય રીતે કૉંગ્રેસની નીતિ અને કાર્યક્રમને અનુસરશે.. કૉંગ્રેસી સભ્યોએ સરદારની સલાહથી એવો જવાબ આપ્યો કે, “દરેક પ્રસંગે જેમ યોગ્ય લાગે તેમ વર્તવાની અમારી સ્વતંત્રતા અમે કાયમ રાખવા માગીએ છીએ. પણ તમારા પ્રધાનમંડળને હરકત આવે એવી રીતે ખાસ વિરોધમાં રહેવાની અમારી ઇચ્છા નથી. તમારાં જે કામો અમને સારાં લાગશે તેને ટેકો આપીશુ.” તે વખતે સિંધમાં મોટો સવાલ સક્કર બરાજની યોજનાને લીધે જે જમીનોને નહેરનુ પાણી મળતુ હતુ તેના જમીનમહેસૂલનો હતો. શરૂઆતમાં સારા ખેડૂતોને એ જમીનો ઉપર આકર્ષવાને માટે મહેસૂલના દર ઓછા રાખેલા હતા. પણ પ્રાંતની આવક વધારવાની ખાતર એ દરમાં ક્રમિક વધારો કરવો જોઈએ, એવુ અલ્લાબક્ષના પ્રધાનમંડળને લાગ્યુ. જમીનદારોનુ કહેવું એમ હતુ કે દર વધારવા હોય તોપણ પૂરી તપાસ કર્યા પછી દરમાં ફેરફાર કરવો જોઈએ. સિંધના કૉંગ્રેસી સભ્યોએ સરદારને અને મૌલાના આઝાદને પરિસ્થિતિ જોઈને સલાહ આપવા માટે સિંધમાં બોલાવ્યા. સરદારનો અભિપ્રાય એવો થયો કે, દર વધારવાનુ એક વર્ષ મુલતવી રાખી, ત્યાં સુધીમાં પૂરેપૂરી તપાસ કરવી જોઈએ. જો અલ્લાબક્ષનું પ્રધાનમંડળ આ વાત સ્વીકારવાને તૈયાર થાય તો કૉંગ્રેસી સભ્યોએ એના પ્રધાનમંડળને ટેકો આપવો. કૉંગ્રેસનો ટેકો નિશ્ચિત થઈ જાય તો અલ્લાબક્ષનુ પ્રધાનમંડળ સ્થિર થાય એવો પૂરો સંભવ હતો. પણ મૌ. આઝાદ એ મતના હતા કે કોઈ પણ શરતે કૉંગ્રેસી સભ્યોએ હમેશાં ટેકો આપવાને બંધાઈ જવુ જોઈએ નહીં. એટલે કશું સમાધાન થયુ નહીં. જોકે જ્યાં સુધી અલ્લાબક્ષ વડા પ્રધાન રહ્યા ત્યાં સુધી તેઓ કૉંગ્રેસની નીતિને અનુકૂળ રહ્યા.

આમ આપણે ૧૯૩૮ના અંત સુધી પહોંચી જઈએ છીએ ૧૯૩૯ની કોંગ્રેસ ત્રિપુરીમાં ભરાવાની હતી પણ તેની વાત ઉપર જઈએ તે પહેલાં ૧૯૩૮ની સાલમાં સરદારે દેશી રાજ્યોમાં ઘણું કામ કર્યું હતું તેના વર્ણનમાં આપણે ઊતરવું જોઈએ પ્રાંતોમાં કોંગ્રેસના પ્રધાનમંડળ રચાયાં અને મધ્ય સરકારમાં સમૂહ તંત્ર (ફેડરેશન) રચવાની વાત ચાલતી હતી તેથી દેશી રાજ્યની પ્રજામાં એક જાતની ઉત્તેજના આવી હતી સમૂહતંત્રમાં દેશી રાજ્યોનું પ્રતિનિધિત્વ તે તે રાજ્યનો રાજા ન કરી શકે પણ તે તે રાજ્યની પ્રજાને એ હક હોવો જોઈએ એવી દેશી રાજ્યોની પ્રજાની માગણી હતી અને તેથી લગભગ દરેક દેશી રાજ્યમાં રાજાના છત્ર નીચે પણ પ્રજાને સંપૂર્ણ જવાબદાર એવા રાજ્યતંત્રની સ્થાપના કરવા માટેની લડત ખૂબ જોસમાં ઊપડી હતી એક રીતે જોઈએ તો આવી લડતોને લીધે ૧૯૩૮નું વર્ષ દેશી રાજ્યોના ઇતિહાસમાં એક નવો યુગ પ્રવર્તાવનાર ગણાય

## ૨૪

## દેશી રાજ્યોમાં પ્રજાકીય લડતો — ૧

૧૯૩૦થી ૧૯૩૪ સુધી જે સ્વતંત્રતાની લડત ચાલી એ લડતમાં દેશી રાજ્યની પ્રજાએ ખાસ કરીને ત્યાંના યુવાન વર્ગે બહુ સારો ભાગ લીધો હતો જેલોમાં એમને મહેતાના બ્રિટિશ હિંદના આગેવાનો કાર્યકર્તાઓ તથા યુવાનવર્ગ સાથે સારી રીતે સંસર્ગમાં આવવાનું થયું તેઓ સમાજવાદી વિચારના યુવાનો સાથે પણ ઠીક ઠીક સંપર્કમાં આવ્યા જેલોમાં સમાજવાદી સાહિત્યનો તેમ જ ગાંધી સાહિત્યનો ખૂબ અભ્યાસ થયો આ બધાને પરિણામે એમને દેશી રાજ્યોમાં ચાલતી રાજાઓની જોહુકમી જે પહેલાં પણ ખટકતી તો હતી જ તે વધુ ખટકવા લાગી હવે રાજાઓ રાજસત્તા, જે મધ્યયુગની હકૂમત પદ્ધતિના અવશેષ રૂપ હતુ તે કેમ કરીને જલદીમાં જલદી ફગાવી દેવાય એના સ્વપ્ના તેઓ સેવવા લાગ્યા

કોંગ્રેસે પહેલેથી જ ગાંધીજીની સલાહથી દેશી રાજ્યોની બાબતમાં હસ્તક્ષેપ ન કરવાની નીતિ રાખી હતી ગાંધીજીનો જન્મ કાઠિયાવાડના દેશી રાજ્યમાં થયેલો હોઈ અને બાળપણ તેમ જ વિદ્યાભ્યાસનો કેટલોક કાળ ત્યાં વ્યતીત થયેલો હોઈ કાઠિયાવાડના રાજ્યોની પરિસ્થિતિથી તેઓ સારી પેઠે પરિચિત હતા તેમનું માનવું એવું હતું કે જ્યાં સુધી દેશી રાજ્યોની પ્રજામાં બળ ઉત્પન્ન ન થાય અને પોતાના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ

ન આવે ત્યાં સુધી ત્યાં ગજ્જારી ચળવળ ઉપાડવાથી ત્યાંની પ્રજા વધારે મુશ્કેલીમાં મુકાશે. દેશી રાજાઓમાં પોતાની શક્તિ તો કશી નથી, તેઓ જે કંઈ જોર બતાવવાનો દેખાવ કરે છે તેનો બધો આધાર બ્રિટિશ સંગીન (બેયોનેટ) ઉપર છે. દેશી રાજ્યની પ્રજા પોતાના રાજાઓની સામે લડત ઉપાડશે તો એ પ્રજાને કચડી નાખવામા બ્રિટિશ સરકાર પૂરેપૂરી મદદ કરશે અને જોર જુલમ કર્યાની બદનામીનો બધો ટોપલો દેશી રાજાઓને માથે ઓઢાડશે તેથી ઊલટુ આપણે બ્રિટિશ સરકારની સામે લડત ચલાવીને તેની સત્તા તોડી પાડીશુ તો એ સત્તાનો આધાર ખસી જતા, દેશી રાજાઓની સત્તા આપોઆપ તૂટી પડશે આ તેમની વિચારસરણી હતી. તેથી ૧૯૨૦ની નાગપુર કોંગ્રેસમા જ્યારે ગાંધીજીએ કોંગ્રેસનું બંધારણ ઘડ્યું ત્યારે દેશી રાજ્યોની હદમાં કોંગ્રેસ સમિતિઓ રચવાને બદલે પડોશના બ્રિટિશ મુલકની કોંગ્રેસ સમિતિઓમા દેશી રાજ્યની પ્રજાએ દાખલ થવું એવી ગોઠવણ રાખવામાં આવી. દેશી રાજ્યોમા કોંગ્રેસ કમિટીઓ સ્થાપવાનુ ગાંધીજીને સલાહભરેલુ લાગતુ ન હતુ, કારણ કોઈ રજવાડું પોતાને ત્યા કોંગ્રેસ કમિટી સ્થાપવા ન દે અથવા સ્થપાઈ હોય તેનો વિરોધ કરે તો કોંગ્રેસે પોતાની આબરૂની ખાતર એની સામે થવુ પડે અને કોંગ્રેસને રજવાડા સાથે આવા ઝઘડામા ઉતારવાનુ તેમને યોગ્ય લાગતુ નહોતુ પણ બ્રિટિશ સરકારના તાબાનો મુલક અને દેશી રજવાડાના તાબાનો મુલક એકબીજા સાથે એટલો ગૂંથાયેલો હતો, અને બન્ને હદમા રહેલી પ્રજા તો એક જ હતી, કે એ બેની વચ્ચે ભેદ પાડવો બહુ મુશ્કેલ હતો રાજ્યતંત્ર ભલે જુદા હોય પણ પ્રજા વચ્ચે તો કશો જ ભેદ ન હતો ૧૯૩૪ પછી દેશી રાજ્યની પ્રજામા વિશેષ જાગૃતિ આવી ત્યારે એ લોકોએ કોંગ્રેસ પાસે એવી માગણી કરવા માંડી કે, હવે કોંગ્રેસ પોતાની નીતિ બદલવી જોઈએ અને બ્રિટિશ હિંદની માફક રજવાડાઓમા પણ સ્વતંત્રતાની લડત ચલાવવી જોઈએ. દેશી રાજ્યની પ્રજાની આ માગણી સ્વીકારવાનુ કોંગ્રેસને પોતાના ગજા ઉપરવટનુ લાગતુ હતુ, જોકે, દેશી રાજ્યની પ્રજાને મદદ કરવા પોતાથી થાય એટલુ કરવા તે બરાબર તૈયાર હતી તેને પરિણામે હરિપુરા કોંગ્રેસમા દેશી રાજ્યો પ્રત્યે કોંગ્રેસની નીતિનો જે ઠરાવ થયો તે આપણે જોઈ ગયા છીએ.

વળી સને ૧૯૩૫નો હિંદના રાજ્યબંધારણનો કાયદો બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કર્યો તેમા પ્રાંતોને ઘણી બાબતમા આંતરિક સ્વરાજ આપ્યુ હતુ પણ મધ્યવર્તી તંત્ર બ્રિટિશ પ્રાંતો તથા દેશી રાજ્યોના સમૂહતંત્રના સ્વરૂપનુ રચવાનુ હતુ એ બંધારણ અનુસાર દિલ્હીની જે વડી ધારાસભા બનવાની હતી તેમા બે ભાગ બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓનો અને એક ભાગ દેશી

રાજ્યોના પ્રતિનિધિઓનો રાખવાનો હતો. બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ પ્રજાના ચૂંટેલા હોય અને દેશી રાજ્યના પ્રતિનિધિઓ રાજાઓના નીમેલા હોય એવી વ્યવસ્થા તેમાં હતી. આ એક ભારે વિસંગતતા હતી અને તે દેશી રાજ્યોની પ્રજાને બહુ જ ખૂંચતી હતી. તેમને એમ લાગતું હતું કે જો અમારે ત્યાં જવાબદાર રાજ્યતંત્ર સ્થપાય તો જ અમે અમારા પ્રતિનિધિઓ વડી ધારાસભામાં મોકલી શકીએ. બ્રિટિશ સરકાર રાજાઓને પોતાની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપતાં કાયદેસર તો રોકી શકે એમ નહોતું. પણ તેમ થાય તે એ ઇચ્છતી નહોતી. તે તો પોતાના રેસિડેન્ટો મારફત દેશી રાજાઓને પૂરેપૂરા પોતાના કાબૂમાં રાખવા ઇચ્છતી હતી, અને દેશી રાજાઓના પ્રતિનિધિઓ તરીકે રેસિડેન્ટોને પસંદ પડે એવા જ માણસોને વડી ધારાસભામાં લાવવા ઇચ્છતી હતી. આ સભ્યો અને ચૂંટાયેલા સભ્યોમાંથી કેટલાક પ્રગતિવિરોધી વૃત્તિવાળા હોય તે, એમ મળીને રાષ્ટ્રવાદીઓની વિરુદ્ધ એક પક્ષ ઊભો કરવાનો તેનો ઇરાદો હતો. કૉંગ્રેસનો આ જાતની વ્યવસ્થા સામે ભારે વિરોધ હતો. તેથી હરિપુરા કૉંગ્રેસમાં સમૂહતંત્ર (ફેડરેશન)ની બાબતમાં તેણે પોતાની નીતિની સ્પષ્ટતા કરતો ઠરાવ કર્યો. તેમાં મુખ્ય વાત એ હતી કે,

> "કૉંગ્રેસે તો નવા બંધારણનો અસ્વીકાર કર્યો છે અને જાહેર કર્યું છે કે અમારા લોકોને તો એવું જ બંધારણ માન્ય છે કે જે પૂર્ણ સ્વતંત્રતાના સિદ્ધાંત ઉપર રચાયેલું હોય અને પરદેશી સત્તાની દખલગીરી વિના લોકોએ પોતે પોતાની વિધાન સભા (કૉન્સ્ટિટ્યુઅન્ટ ઍસેમ્બ્લી) મારફત બનાવેલું હોય."

સમૂહતંત્ર વિષે એ જ ઠરાવમાં હરિપુરા કૉંગ્રેસે જાહેર કર્યું હતું કે,

> "કૉંગ્રેસ સમૂહતંત્રના વિચારની વિરુદ્ધ નથી. પણ ખરું સમૂહતંત્ર તો લગભગ એકસરખી સ્વતંત્રતા ભોગવતા અને લોકતંત્રની પદ્ધતિએ ચૂંટાયેલા સભ્યો દ્વારા પ્રતિનિધિત્વ ધરાવતા ઘટકોનું હોઈ શકે. દેશી રાજ્યો જો સમૂહતંત્રમાં ભળવા માગતા હોય તો એમણે જવાબદાર રાજ્યતંત્ર, નાગરિક હક્કો તથા ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાની પદ્ધતિ એ બધી બાબતોમાં બ્રિટિશ હિંદના પ્રાંતોની હરોળમાં આવવું જોઈએ. અત્યારે જેવું સમૂહતંત્ર કલ્પાયેલું છે તે તો હિંદુસ્તાનમાં એકતા સ્થાપવાને બદલે, ભાગલા પાડવાની વૃત્તિને ઉત્તેજન આપશે અને દેશી રાજ્યોમાં અંદરના તેમ જ બહારના ઝઘડા ઊભા કરશે."

આ સમૂહતંત્રને કારણે દેશી રાજ્યના કાર્યકર્તાઓ બહુ ચિંતિત રહેતા. પોતાને ત્યાં જવાબદાર રાજ્યતંત્ર અને તેટલું વહેલું સ્થપાય તે માટે તેઓ લડત ચલાવવા ઉત્સુક હતા અને એમાં તેઓ કૉંગ્રેસની મદદ માગતા. પણ કૉંગ્રેસે પોતાની મર્યાદા વિચારીને તથા મુખ્યત્વે તો દેશી રાજ્યની પ્રજાએ પોતે જ અગ્રણી થવું જોઈએ અને પોતાના બળ ઉપર ઝૂઝવું જોઈએ એ વિચારથી હરિપુરા કૉંગ્રેસમાં ઉપર કહ્યા પ્રમાણેનો ઠરાવ કર્યો.

સરદાર દેશી રાજ્યોમાની, ખાસ કરીને ગુજરાતના દેશી રાજ્યોમાની પરિસ્થિતિ અને તેની પ્રજાની તાનતથી સારી પેરે વાકેફ હતા દેશી રાજ્યો સાથે તેની પ્રજાની લડતમા કોંગ્રેસને સસ્થા તરીકે ન સંડોવવી એવો તેમનો ખાસ આગ્રહ હતો, એ હરિપુરા કોંગ્રેસના દેશી રાજ્યો વિષેના ઠરાવ ઉપરના તેમના ભાષણમા આપણે જોઈ ગયા છીએ છતા દેશી રાજ્યની પ્રજાને કોઈ ચોક્કસ મુદ્દા ઉપરની લડતોમા દોરી તેમની શક્તિ વધારવામા વ્યક્તિગત રીતે મદદ તેમણે જ વધારેમા વધારે કરી છે તેમનુ એવુ માનવુ હતુ કે અમારે રાજ જ ન જોઈએ એવી આખરી લડત ઉપાડવાની દેશી રાજ્યની પ્રજામા હજી શક્તિ આવી નથી પણ અમુક આર્થિક દુ ખો દૂર કરાવવાના અથવા રાજકીય છૂટો મેળવવાના મર્યાદિત મુદ્દા ઉપર પ્રજા લડત ઉપાડે તો એવી લડતથી પ્રજામા જાગૃતિ આવે, પ્રજા સગઠિત થાય અને તેની લડવાની શક્તિ પણ કેળવાય વળી એવી લડતમા જીત મળે એટલે પ્રજાનો ઉત્સાહ પણ વધે આમ ક્રમે ક્રમે પ્રજાની શક્તિ વધે તેમ રાજાના છત્ર નીચે જવાબદાર રાજ્યતત્ર સુધી તે જવા માગતા હતા

દેશી રાજ્યની પ્રજાના ગરમ અને ઉતાવળિયા વિચારના કાર્યકર્તાઓને ગાધીજીની સલાહથી અને સરદારની આ નીતિથી પૂરા સતોષ ન હતો પણ જેઓ ઠરેલ વિચારના હતા અને ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ વધવામા માનતા હતા, તેમને આ નીતિ જ અખત્યાર કરવા જેવી લાગી એટલે હરિપુરા કોંગ્રેસના ઠરાવ પછી ઘણાખરા દેશી રાજ્યોમા રાજાના છત્ર નીચે પ્રજાને જવાબદાર રાજ્યતત્ર મેળવવાનુ ધ્યેય રાખીને પ્રજામડળો અથવા સ્ટેટ કોંગ્રેસો સ્થાપવામા આવી આ સસ્થાઓમા પેના ઉદ્દામ વિચારવાળા વર્ગને લીધે કોઈ કોઈ વાર આતરિક ઘર્ષણો થતા છતા એકદરે ગાધીજી અને સરદારની દોરવણી નીચે આ સસ્થાઓનુ કામ ઠીક આગળ ચાલ્યુ

૧૯૩૮ તથા ૧૯૩૯ ના વર્ષો દેશી રાજ્યોના ઇતિહાસમા ભારે મહત્ત્વના ગણાશે આ અરસામા ઉત્તરમા કાશ્મીરથી માડીને દક્ષિણમા ત્રાવણકોર સુધીના અને પૂર્વમા ઓરિસાથી માડી પશ્ચિમમા કાઠિયાવાડ સુધીના અનેક દેશી રાજ્યોની પ્રજામા અપૂર્વ જાગૃતિ આવી અને નાનામોટા મળી ૮૫૨ તેમણે પોતાના રાજાઓ સાથે મહાદુર્ઘર્ષક લડતો ઉપાડી ઉત્તરમા કાશ્મીર તથા નાભા રાજ્યમા તથા રાજસ્થાનમા અલવર ઉદેપુર તથા જયપુર રાજ્યમા પ્રજાએ સારી લડતો આપી જયપુરમા તો આગેવાન કોંગ્રેસી નેતા શેઠ જમનાલાલ બજાજ ત્યાના પ્રજામડળના પ્રમુખ હતા ત્યાનો દીવાન એક અગ્રેજ હતો પ્રજાના હકો વિષે અને જવાબદાર રાજ્યતત્ર વિષે પોતાના રાજ્યમા જરા પણ ચળવળ ચાલે એ તે ઇચ્છતો ન હતો એટલે જયપુર

રાજ્યમાં જ્યાં તેમનું વતન હતું ત્યાં પ્રવેશ કરવાની તેણે જમનાલાલજીને મના કરી. જમનાલાલજીએ એ હુકમનો ભંગ કર્યો અને રાજ્યે તેમને જેલમાં બેસાડ્યા. ઓરિસાના ધેનકનાલ, તલચેર અને રણપુર રાજ્યોમાં રાજ્યના અમાનુષી જુલમો સામે પ્રજાએ માથું ઊંચકયું. તલચેરની ૭૫,૦૦૦ની વસ્તીમાંથી ૨૬,૦૦૦ માણસોએ હિજરત કરી રાજ્યનો ત્યાગ કર્યો. ઓરિસા બહુ નાનો અને ટૂંકી આવકવાળો પ્રાંત છે. તેના ઉપર આ હિજરતીઓને આશ્રય આપવાનો બોજો આવી પડ્યો. વળી રણપુર રાજ્યની હદમાં એ રાજ્યોના ગોરા પોલિટિકલ એજન્ટનું ખૂન થયું. બસ, એક ગોરાનું લોહી રેડાય એટલે તો આખી બ્રિટિશ સલ્તનત જાણે ત્યાં તૂટી પડે. એટલે આ રાજ્યોની પ્રજા ઉપર બેસુમાર સિતમ વર્તો. દક્ષિણમાં હૈદરાબાદ, મૈસૂર અને ત્રાવણકોર રાજ્યોમાં સ્ટેટ કોંગ્રેસો સ્થપાઈ અને તેમણે જવાબદાર રાજ્યતંત્રો માટે જોરદાર લડતો આપી. ગુજરાત અને કાઠિયાવાડમાં નાનાં-મોટાં ઘણાં રાજ્યોમાં પ્રજામંડળો સ્થપાયાં અને તેમણે રાજ્યોનો મજબૂત વિરોધ કરવા માંડ્યો દક્ષિણમાં ઔંધના રાજ્યે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાની પહેલ કરી, રાજ્યમાં ઘણા સુધારા કર્યા અને રાજકુટુંબે પ્રજાની ઉન્નતિનાં કામોમાં આગળપડતો ભાગ લેવા માંડ્યો.

દેશી રાજ્યોમાં આવેલી આ જાગૃતિને કારણે અને ત્યાંની પ્રજાએ બતાવેલા અપૂર્વ ઉત્સાહ અને વીરતાને કારણે સરદાર તથા ગાંધીજીને દેશી રાજ્યોની પ્રજાઓ વિષેનો પોતાનો અભિપ્રાય બદલવો પડ્યો અને તેમના પ્રત્યેની કોંગ્રેસની નીતિમાં ફેરફાર કરવાની તેમણે સલાહ આપી. કોંગ્રેસે હવે તટસ્થ ન રહેતાં દેશી રાજાઓ સામેની લડતોમાં ત્યાંની પ્રજાને સાથ આપવો જોઈએ એમ તેમણે કહ્યું. તે વખતે જે જે પ્રાંતોમાં કોંગ્રેસનાં પ્રધાનમંડળો હતાં તેઓ પણ પોતાના પ્રાંતમાનાં દેશી રાજ્યોમાં ચાલતા જુલમને શાંતિથી જોયાં કરી શકે નહીં એવો તેમણે અભિપ્રાય આપ્યો. ભલે કાયદાની દૃષ્ટિએ દેશી રાજ્યોની હદ અલગ ગણાતી હોય, પણ કુદરતી અને ભૌગોલિક રીતે તો દેશી રાજ્યો પ્રાંતો સાથે જોડાયેલાં જ હતાં વળી દેશી રાજ્યોના રાજકારણમાં કોંગ્રેસે ન પડવાનો ઠરાવ કર્યો હતો એ કાંઈ તેને માટે સિદ્ધાંતની વસ્તુ નહોતી. દેશી રાજ્યોની પરિસ્થિતિનો અને પોતાની તાકાતનો વિચાર કરીને તેણે પોતાને માટે એ નીતિ ઠરાવી હતી. સિદ્ધાંત સદાકાળને માટે અટળ હોય પણ નીતિમાં સંજોગ અનુસાર ફેરફાર થઈ શકે અને ડાહ્યા માણસે એવા ફેરફાર કરવા જ જોઈએ.

ગાંધીજીએ તા. ૨૫–૧–'૩૯ના રોજ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના પ્રતિનિધિને તેના સવાલના જવાબમાં આ વસ્તુ નીચે પ્રમાણે સમજાવી હતી :

"કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે હરિપુરાના અધિવેશનમાં દેશી રાજ્યો વિષે પસાર થયેલા ઠરાવમાં જે અપેક્ષા રાખવામાં આવી હતી તે કૃતાર્થ થઈ છે દેશી રાજ્યની પ્રજાઓને પોતાનું સંગઠન કરવાનું તેમ જ સ્વતંત્રતાની લડતો ચલાવવાનું ઉત્તેજન આપીને એ ઠરાવે પોતાનું વાજબીપણું પુરવાર કર્યું છે હરિપુરાની નીતિ, એ પ્રજાના હિતનો વિચાર કરીને તથા તેમનામાં સ્વાશ્રય અને શક્તિ વધે એ હેતુથી ઘડવામાં આવી હતી સંજોગો ઓળખીને અને એ સંજોગોમાં જે મર્યાદાઓ સ્વાભાવિક રીતે રહેલી હતી તેનો સ્વીકાર કરીને એ નીતિ ઘડાઈ હતી એ નીતિ એક સિદ્ધાન્તરૂપ અથવા ધર્મરૂપ છે એવો ખ્યાલ હતો જ નહીં દેશી રાજ્યની પ્રજાને માર્ગદર્શન આપવાનો તથા પોતાની પ્રતિભાનો લાભ આપવાનો કોંગ્રેસને હક્ક છે એટલું જ નહીં પણ એ તેનો ધર્મ છે પણ સ્વેચ્છાએ તેણે પોતાની ઉપર અમુક મર્યાદાઓ મૂકી હતી હવે દેશી રાજ્યની પ્રજામાં જે ભારે જાગૃતિ આવી છે તે જોતાં એ મર્યાદાઓ પૂરેપૂરી દૂર કરવાનો વખત આવી લાગ્યો છે એને પરિણામે કોંગ્રેસ દેશી રાજ્યની પ્રજા સાથે સતત વધતું જતું તાદાત્મ્ય સાધે એ જરૂરનું છે

'કોંગ્રેસ ફરી વાર જાહેર કરે છે કે પૂર્ણસ્વરાજ્યનું તેનું ધ્યેય સમસ્ત હિંદુસ્તાનને માટે છે એટલે કે દેશી રાજ્યોનો તેમાં સમાવેશ થઈ જાય છે એ રાજ્યો હિંદુસ્તાનના અવિભાજ્ય અને અળગા ન પાડી શકાય એવા અંગો છે અને હિંદુસ્તાનના બાકીના ભાગ જેટલી જ રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા એમને પણ મળવી જોઈએ'

જુદાં જુદાં દેશી રાજ્યોમાં સને ૧૯૩૮-૩૯ના વર્ષોમાં ચાલેલી પ્રજાકીય લડતનો ઇતિહાસ બહુ રસપ્રદ છે સરદાર એ બધી લડતોમાં બહુ રસ લેતા અને તેની ઝીણામાં ઝીણી વિગતોથી માહિતગાર રહેતા પણ આ પુસ્તકમાં આપણે તો જે લડતોમાં તેમણે પ્રત્યક્ષ કે પરોક્ષ ભાગ લીધો છે તેની જ વિગતો આપીશું શરૂઆત મૈસૂરથી કરીશું

મૈસૂરનું દેશી રાજ્ય આપણા દેશના મોટા રાજ્યમાંનું એક હતું એ રાજ્યમાં કેળવણીનું પ્રમાણ ઘણું સારું હતું અને ત્યાંના લોકો પણ ઉત્સાહી હતા ત્યાંની સ્ટેટ કોંગ્રેસનું આખું બંધારણ રાષ્ટ્રીય કોંગ્રેસના જેવું જ તેમણે રાખ્યું હતું સને ૧૯૩૮ના જાન્યુઆરીની ૨૬મી તારીખે આખા રાજ્યમાં સ્વાતંત્ર્યદિનની ઉજવણી કરવાનો સ્ટેટ કોંગ્રેસે ઠરાવ કર્યો સ્થળે સ્થળે રાષ્ટ્રીય કોંગ્રેસનો વાવટો ફરકાવી ધ્વજવંદનનો કાર્યક્રમ તેમણે રાખ્યો રાજ્યે આની સામે દમનના પગલાં લેવા માંડ્યાં એને અંગે સ્ટેટ કોંગ્રેસને રાજ્ય સાથે નાના નાના ઝઘડા થવા માંડ્યા તેમાંથી એપ્રિલ માસમાં સા એક એવો કરુણ હત્યાકાંડ બની ગયો, જેણે આખા હિંદુસ્તાનનું ધ્યાન ખેંચ્યું બૅંગલોરથી લગભગ પચાસ માઈલ દૂર વિદુરાશ્વત્થમ નામનું એક નાનું ગામડું છે ત્યાં એપ્રિલના ત્રીજા અઠવાડિયામાં મોટી જાત્રા ભરાય છે અને

દરરોજ લગભગ વીસેક હજાર માણસ એકઠું થાય છે. સરકારને એમ લાગ્યું હશે કે એ જાત્રામાં સ્ટેટ કૉંગ્રેસવાળાઓ આવીને ભાષણો કરશે તથા રાષ્ટ્રધ્વજ સાથે સરઘસો કાઢશે એટલે પહેલેથી જ ત્યાંના જિલ્લા મૅજિસ્ટ્રેટે એ વિસ્તારમાં રાષ્ટ્રધ્વજ ચડાવવાની, સભાઓ કરવાની, તથા ભાષણો કરવાની બંધી કરનારો હુકમ કાઢ્યો હતો. એ હુકમને પડકાર આપવા માટે તા. ૨૫મી એપ્રિલના રોજ સ્ટેટ કૉંગ્રેસના કેટલાક માણસો પાસેના ગામમાંથી મોટું સરઘસ કાઢીને વિદુરાશ્વત્થમ ગયા અને ત્યાં સભા કરી જેમાં દસથી પંદર હજાર માણસ હાજર હતાં. મૅજિસ્ટ્રેટ ત્યાં જઈ પહોંચ્યા. સભા ગેરકાયદે હોવાનું જાહેર કરી જેમના હાથમાં રાષ્ટ્રધ્વજ હતા તેવા ચાર માણસની તેમણે ધરપકડ કરી, અને સભાને વીખરાઈ જવાનો હુકમ કર્યો. મૅજિસ્ટ્રેટની સમતિથી જ સ્ટેટ કૉંગ્રેસના એક આગેવાને સભાને સૂચના કરી કે આપણો હેતુ પાર પડ્યો છે, માટે તમે બધાં વીખરાઈ જાઓ. તે ઉપરથી જેઓ સરઘસમાં આવ્યા હતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. જેઓ જાત્રા માટે આવેલા હતા તેઓ તાપ ખૂબ હોવાથી અને બીજી કોઈ છાંયાવાળી જગ્યા નહીં હોવાથી એ સભાસ્થળ પાસેના આંબાવાડિયામાં બેસી ગયા. મૅજિસ્ટ્રેટે એ બધાં માણસોને પણ પાંચ મિનિટમાં ત્યાંથી વીખરાઈ જવાનો હુકમ કર્યો. લોકોએ ઘણું કહ્યું કે, અમે તો જાત્રા માટે આવેલા છીએ અને બીજે કોઈ જગ્યાએ છાંયો નથી તેથી અહીં બેઠાં છીએ. સાંજ પડ્યે અહીંથી જતા રહીશું પણ મૅજિસ્ટ્રેટને લાગ્યું કે આ લોકોને આમ બેસી રહેવા દેવાથી આપણા હુકમનો અમલ થયો ગણાશે નહીં. એટલે બધાને એકદમ વીખરાઈ જવાનો આગ્રહ કર્યો, અને પાંચ જ મિનિટ રાહ જોઈ એમના ઉપર લાઠીચાર્જ કર્યો. મૈસૂર સરકાર તરફથી આ બાબતમાં બહાર પડેલા નિવેદન પ્રમાણે લોકો સામા થયા અને પોલીસને ઘેરી લઈ તેમના ઉપર પથરા મારવા માંડ્યા, જેને પરિણામે કેટલાક પોલીસને ઈજા થઈ. એટલે પોલીસને આત્મરક્ષણ માટે ગોળીબાર કરવો પડ્યો. નજરે જોનાર માણસો તરફથી બીજે જ દિવસે છાપામાં બહાર પડેલાં નિવેદનો પ્રમાણે લાઠીચાર્જ પછી થોડી જ વારમાં પોલીસે ગોળીબાર કર્યો. મૈસૂર સરકારના કહેવા પ્રમાણે એ ગોળીબારમાં દસ માણસો મરાયા અને ચાળીસ ઘાયલ થયા. જ્યારે પ્રજાપક્ષનાં નિવેદનો પ્રમાણે ઓછામાં ઓછાં બત્રીસ માણસો મરાયાં અને અડતાળીસ ગંભીર રીતે ઘાયલ થયાં. ત્યાં આ આંબાવાડિયા સિવાય છાંયાવાળી જગ્યા બીજી કોઈ હતી જ નહીં. એટલે ગોળીબાર વખતે નાસભાગમાં ઘણા લોકો તો પાસેની નદીના પટની ગરમ રેતીમાં જઈ પડ્યા. મડદાં અને ઘાયલ થયેલા લોકો તથા એમનાં

સગાવહાલા રડતા કકળતા એ નદીના પટમા જ ઘણા વખત સુધી પડ્યા રહ્યા મૈસૂર સરકાર તરફથી ગમે તેવો બચાવ કરવામા આવે તોપણ આ હત્યાકાડ એટલો ત્રાસજનક હતો કે આખો દેશ ખળભળી ઊઠ્યો મૈસૂર સરકારે ત્રણ જજોની એક તપાસ સમિતિ મારફત આ ઘટનાની તપાસ કરવાનુ જાહેર કર્યું ગાધીજીએ તા ૨૮મી એપ્રિલે આ ઘટના વિષે એક નિવેદન બહાર પાડ્યુ તેમાનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે

> મૈસૂર સરકારે બહાર પાડેલુ નિવેદન મે વાચ્યુ છે એ મને ગળે ઊતર્યું નથી મૈસૂરના લોકસેવકો તરફથી અનેક દદભર્યા પત્રો અને તારો મારી પાસે આવ્યા છે તેમાથી એટલી વાતો તો નિર્વિવાદ જણાય છે હથિયાર વગરના ટોળા ઉપર ગોળીબાર કરવામા આવ્યો એને પરિણામે કેટલાક મરણ પામ્યા અને અનેક ઘાયલ થયા લોકો તરફથી મને જે માહિતી મળી છે તે તો મૈસૂર સરકારના નિવેદનથી તદ્દન ઊલટી છે છતા માનો કે લોકો ઉશ્કેરાયેલા હતા તોપણ ગોળીબાર કરવો જરૂરી હતો એમ હરગિજ કહી શકાય એમ નથી મૈસૂર સરકારને એ સૂચના કરવાની છે કે તેઓ ભલેને ગમે તેટલી નિષ્પક્ષ પણ કેવળ તપાસ સમિતિ નીમીને સતોષ ન માને મૈસૂરમા રાષ્ટ્રીય વાવટા વિષે જે આદોલન ચાલે છે તે તો સમયના પ્રતીકરૂપ છે એ બાબતમા પ્રજાની માગણીને તેણે માન આપવુ જ જોઈએ
>
> મૈસૂરમા સાચે જ આટલી ભારે લોકજાગૃતિ આવેલી છે એ હુ જાણતો ન હતો એમ મારે કબૂલ કરવુ જોઈએ તેથી મને હર્ષ થાય છે અને એવી જ રીતે મૈસૂર સરકારને પણ થતો હશે એવી હુ આશા રાખુ છુ તેના ઉપાય તરીકે મહારાજા અને તેમના દીવાન સર મિરઝા ઇસ્માઈલને મારી સૂચના છે કે તેમણે એકહથ્થુ રાજતત્રની પદ્ધતિ દૂર કરી રાજ્યના સચાલનની જવાબદારી લોકપ્રતિનિધિઓને સોપવી જો મૈસૂરમા શાન્તિ સ્થાપવી હોય તો એ જવાબદારી જેટલી બને તેટલી વિશાળ હોવી જોઈએ એમ કહેવામા આવે છે કે રાજ્ય પછાત હોવાથી જવાબદારી ધીરે ધીરે સોપવામા આવશે હુ એ માન્યતા ધરાવતો નથી ધીરે ધીરેની વાત કરવામા રાજ્યની શોભા નથી મૈસૂર પાસે તો કુદરતી બક્ષિસો કોઈ બ્રિટિશ હિંદ કરતા ત્યા ઘણી વધારે પ્રગતિ થઈ શકે એમ છે

આ નિવેદન બહાર પાડ્યા પછી ગાધીજીએ સરદારને અને કોંગ્રેસના પ્રધાન મત્રી શ્રી કૃપાલાનીજીને આ ઘટનાની જાતે તપાસ કરવા તથા મહારાજા દીવાન તેમ સ્ટેટ કોંગ્રેસના આગેવાનોને મળી લોકોને ન્યાય અપાવવા જે કઈ થઈ શકે તે કરવા મૈસૂર મોકલ્યા

દરમ્યાન સરકારના સાભળવામા આવ્યુ કે ગાધીજી પોતે આ લડત ચલાવવા મૈસૂર જવાના છે એવી અફવા છાપાઓએ ચલાવી છે એટલે તેમણે તા ૩૦મી એપ્રિલે નીચેનુ નિવેદન બહાર પાડ્યુ

> ' આજ સવારના છાપામા ગાધીજીનુ કહેવામા આવતુ એક નિવેદન મે જોયુ તેમા એવુ જણાવ્યુ છે કે તેઓ હિંદુસ્તાનમા જ્યા હશે ત્યાથી આ લડતની

નેતાગીરી પોતે લેશે, એમ ગાંધીજીએ કહ્યું છે. ગાંધીજીને મૈસૂરના શ્રી ભૂપાલમ ચંદ્રશેખર શેટ્ટી સાથે વાત થઈ છે, તેની આ વિકૃતિ છે. એ વાત વખતે હું હાજર હતો. ગાંધીજીએ શ્રી ચંદ્રશેખર શેટ્ટીને એટલું જ કહ્યું છે કે મૈસૂરમાં જે બને તેથી મને માહિતગાર રાખશો. જેથી હું જ્યાં હોઉં ત્યાંથી મૈસૂરના લોકોને સલાહ અને દોરવણી આપી શકું. આ વાતને તેઓ જાતે લડતની નેતાગીરી લેવાના છે, એમ શી રીતે કહી શકાય, એ મારી સમજમાં આવતું નથી."

સરદાર તથા શ્રી કૃપાલાનીજી તા. ૬ઠ્ઠી મે એ બેંગલોર પહોંચ્યા. મૈસૂરના મહારાજાને, દીવાન સર મિરઝાં ઇસ્માઈલને તથા સ્ટેટ કોંગ્રેસના નેતાઓને મળ્યા. સર મિરઝાં ઇસ્માઈલ બહુ ઉદાર ગૃહસ્થ છે. તેમની સાથે થયેલી મસલતના પરિણામે બહુ સારી રીતે સમાધાન થઈ ગયું.

તા. ૧૭મી મેના રોજ રાજ્યે જાહેરનામું બહાર પાડીને જણાવ્યું કે,

"થોડા વખતથી રાજ્યમાં જે ગેરસમજ પેદા થઈ છે, અને જેને લીધે રાજ્યની બંધારણપુરઃસરની પ્રવૃત્તિને માટે આવશ્યક એવા રાજાપ્રજાના સહકારમાં અંતરાય આવી પડ્યો છે, તેને સારુ સરકાર અને મહારાજાને બહુ અફસોસ થાય છે. મહારાજા અને તેમની સરકારને સૌથી વધારે દિલગીરી તો વિદુરાશ્વત્થમાં બની ગયેલા કરુણ બનાવોને સારુ થાય છે એ દુઃખદ બનાવમાં માર્યા ગયેલા તથા ઘાયલ થયેલા સૌ નિર્દોષ માણસોને માટે ને એ માણસોનાં સગાસંબંધી અને આશ્રિતોને સારુ મહારાજા અને તેમની સરકારના મનમાં જે ઊંડી દિલસોજી છે તે તેઓ ફરી વાર પ્રગટ કરે છે. મહારાજા સાહેબની પ્રજાને ખબર છે કે એ આખી બાબતની તપાસ કરવાને ન્યાયખાતાના ઊંચા અનુભવવાળા નામાંકિત ગૃહસ્થોની એક નિષ્પક્ષ સમિતિ નીમવામાં આવેલી છે. એ બનાવના કારણો અને એ ઘટનાઓના ક્રમ વિષે પૂરેપૂરી તપાસ થાય અને તે પ્રકાશમાં આણવામાં આવે એવો સરકારનો નિશ્ચય છે."

રાજ્ય સાથે સરદારને થયેલા સમાધાનની શરતો નીચે પ્રમાણે હતી:

૧. મૈસૂર સ્ટેટ કોંગ્રેસને રાજ્યે માન્યતા આપવી.

૨ રાજ્યતંત્રમાં સુધારા સૂચવવા માટે નિમાયેલી સમિતિ મહારાજાના છત્ર નીચે જવાબદાર રાજતંત્ર સ્થાપવાની યોજના રજૂ કરી શકશે.

૩ એ સમિતિમાં સ્ટેટ કોંગ્રેસે પસંદ કરેલા ત્રણ નવા સભ્યો રાજ્ય ઉમેરશે.

૪. મહાત્મા ગાંધીજીની સલાહ માનીને એમ નક્કી કરવામાં આવ્યું છે કે સર્વે સાર્વજનિક પ્રસંગોએ સ્ટેટ કોંગ્રેસ મૈસૂર રાજ્યનો ધ્વજ અને હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો ધ્વજ સાથે ફરકાવશે. એકલી સ્ટેટ કોંગ્રેસની સભા હશે ત્યાં એકલો હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો ધ્વજ ફરકાવી શકાશે.

૫. સ્ટેટ કોંગ્રેસ સવિનય કાયદાભંગ અને કરબંધીની તમામ લડત પાછી ખેંચી લેશે. બીજી તરફથી રાજ્ય તમામ રાજદ્વારી કેદીઓને છોડી દેશે અને સ્ટેટ કોંગ્રેસ ઉપર મનાઈના જે હુકમો હશે તે પાછા ખેંચી લેશે.

આ સમાધાનનું જાહેરનામું મૈસૂર સરકારે તા. ૧૭મી મેના રોજ પ્રસિદ્ધ કર્યું. તેના ઉપર કોંગ્રેસની કારોબારી સમિતિએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો :

"મૈસૂર રાજ્યમાં વિદુરાશ્વત્થમની નજીક નિ:શસ્ત્ર ટોળા પર જે ગોળીબાર થયો તેને વિષેના પ્રજાકીય તેમ જ સરકારી બંને બયાન કારોબારી સમિતિએ વાંચ્યાં છે. રાજ્યના અધિકારીઓને ગોળીબાર કરવાની જરૂર લાગી એ હકીકત વિષે આ સમિતિ અફસોસ પ્રગટ કરે છે અને ગોળીબાર થવાનાં કારણોની તપાસ કરવાને મૈસૂર સરકારે સમિતિ નીમી છે, એ જોતાં કારોબારી સમિતિ એ હત્યાકાંડ વિષે કશો અભિપ્રાય પ્રગટ કરતી નથી. પણ કારોબારી સમિતિ માને છે કે મહારાજા સાહેબે એમના રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવું જોઈએ, જેથી કાયદા અને સુવ્યવસ્થાની જવાબદારી જાળવવાની જરૂર જણાય ત્યારે તેની પણ, પ્રજાને જવાબદાર એવી સરકાર ઉઠાવે. મરી ગયેલા માણસોનાં કુટુંબો પ્રત્યે કારોબારી સમિતિ દિલસોજી પાઠવે છે અને જેમને ઈજા થઈ છે તેમના પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરે છે.

"સરદાર વલ્લભભાઈ પટેલે અને આચાર્ય કૃપાલાનીએ મૈસૂર રાજ્ય અને મૈસૂર સ્ટેટ કોંગ્રેસની વચ્ચે કરાવેલા સમાધાનને કારોબારી સમિતિ બહાલ રાખે છે. સમાધાનનો અમલ કરવાને સારુ મૈસૂર સરકારે એક જાહેરનામું બહાર પાડયું છે, તેની કારોબારી સમિતિ સંતોષપૂર્વક નોંધ લે છે અને મહારાજા તથા તેમના સલાહકારો જે ત્વરાથી સમાધાનનો અમલ કરી રહ્યા છે, તેને સારુ તેમને અભિનંદન આપે છે. કારોબારી સમિતિ આશા રાખે છે કે મૈસૂર સ્ટેટ કોંગ્રેસ પણ સમાધાનનો કડકાઈથી અમલ કરશે.

"રાષ્ટ્રધ્વજ ફરકાવવાના સવાલની બાબતમાં કારોબારી સમિતિ આશા રાખે છે કે, મૈસૂર સ્ટેટ કોંગ્રેસ તરફથી રાજ્યના ધ્વજનું અને રાજ્યના અધિકારી તરફથી રાષ્ટ્રધ્વજનું અપમાન થાય એવું કશું કામ ન કરવાની કાળજી રાખવામાં આવશે. રાષ્ટ્રધ્વજની આબરૂનો ઉછેરનો આધાર જોરાવરીથી એને માન આપવાની શક્તિ પર નહીં રહે. પણ કોંગ્રેસીઓના શુદ્ધ આચરણ પર અને કોંગ્રેસ દેશમાં જે સેવાકાર્ય કરે તેના પર રહેશે. વળી એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, રાષ્ટ્રધ્વજ એ અહિંસાનું અને કેવળ સત્ય અને અહિંસામય સાધનો વડે સધાનારા કોમી ઐક્યનું પ્રતીક છે. વળી એ પણ ધ્યાનમાં રખાવું જોઈએ કે કોંગ્રેસીઓમાં એક એવો પક્ષ વધતો જાય છે, જે દેશી રાજાઓને મધ્યયુગના અવશેષરૂપ માની તેમનો સંપૂર્ણ નાશ કરવા ઇચ્છે છે. પણ કોંગ્રેસની નીતિ અત્યાર સુધી દેશી રાજાઓ પ્રત્યે મિત્રાચારીની રહી છે, અને હજુ પણ રહેશે. એની પાછળ આશા એ રહેલી છે કે, તેઓ યુગધર્મને ઓળખશે, પોતાની હદમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપશે અને પોતાની હકૂમત માની સ્વતંત્રતા ખીલે રીતે વધારશે ને તેની રક્ષા કરશે."

મૈસૂરનું આ પ્રકરણ ચાલતું હતું તે વખતે ઉત્તર ગુજરાતના એક નાના માણસા રાજ્યમાં ખેડૂતો અને રાજ્ય વચ્ચે એક બહુ તીવ્ર લડત ચાલી

રહી હતી. ત્યાં ૧૯૩૭ની સાલમાં જમીનમહેસૂલની ફરી આંકણી કરવાની મુદત થઈ ગઈ હતી. બીજાં દેશી રાજ્યોની માફક આ રાજ્યમાં પણ જમીનમહેસૂલની આંકણીનું તથા જમીનમહેસૂલની વસૂલાતનું કશું નિયમિત ધોરણ ન હતું. દર દસ વર્ષે મહેસૂલની ફરી આંકણી કરવામાં આવતી. પણ દરેક આંકણી વખતે મહેસૂલમાં વધારો જ કરવામાં આવતો. ખેડૂતો પરાપૂર્વથી જે હક્કો ભોગવતા તેમાંના ઘણા સને ૧૯૨૧માં ખૂંચવી લેવામાં આવ્યા હતા. રાજ્યે એવો દાવો કરવા માંડ્યો હતો કે, ખેડૂતને કોઈ પણ વખતે અને કોઈ પણ બહાને જમીન પરથી હાંકી કાઢી શકાય. ખેડૂત પોતાની જમીનમાં જે ઝાડ વાવે અને મહેનત કરીને ઉછેરે તેના ઉપર પણ રાજ્યે પોતાની માલકી હોવાનો દાવો કરવા માંડ્યો હતો. આ ઉપરાંત ખેડૂતો પાસે વેઠ કરાવવામાં આવતી. તેની પાસેથી જાતજાતના લાગા અને વેરા લેવામાં આવતા અને બીજી ઘણી રીતે તેના ઉપર જુલમ કરવામાં આવતા તથા તેમની સતામણી કરવામાં આવતી. ૧૯૩૭ની સાલમાં જ્યારે મહેસૂલની ફરી આંકણી કરવાનો પ્રશ્ન રાજ્યે ઉપાડ્યો ત્યારે રાજ્યના જુલમથી ત્રાસી ગયેલા ખેડૂતોએ દસક્રોઈ તાલુકા સમિતિ જેની હકૂમતમાં તેમનું રાજ્ય ગણાતું હતું તેની સલાહ લીધી. દસક્રોઈ તાલુકા સમિતિએ ગુજરાત પ્રાંતિક સમિતિની સલાહ લીધી અને છેવટે એમ નક્કી કરવામાં આવ્યું કે ખેડૂતોએ આ જુલમનો અંત આણવા સંગઠિત થઈને રાજ્યનો વિરોધ કરવો. જમીનમહેસૂલનો કચરી નાખનારો બોજો ઓછો કરવા માટે તેમણે કરેલી બધી અરજીઓ અને નોંધાવેલા બધા વિરોધ નિષ્ફળ ગયા. એટલે ૧૯૩૮ના જાન્યુઆરીથી જમીનમહેસૂલ ન ભરવાનો તેમણે સત્યાગ્રહ શરૂ કર્યો. ખેડૂતોએ પોતાનું એક પંચ સ્થાપીને તેની મારફત પોતાનાં બધાં કામો કરવાં એમ નક્કી કર્યું એક રીતે તેઓએ માણસા દરબારનો બહિષ્કાર કર્યો જેને પરિણામે આખું રાજ્યતંત્ર સ્થગિત થઈ ગયું. બીજી તરફથી રાજ્યે પોતાની બધી સત્તા વાપરી, કાયદાની, સભ્યતાની તથા માણસાઈની માઝા કોરે મૂકી ખેડૂતો ઉપર દમનનો કોરડો સખત રીતે વીંઝવા માંડ્યો. રાજ્યની હદમાં સભાસરઘસની બંધી કરવામાં આવી. આગેવાન માણસોને પકડી લેવામાં આવ્યા. છતાં લોકો સભાઓ ભરતા તે વિખેરવા માટે લાઠીનો ઉપયોગ છૂટથી થવા માંડ્યો અને એક વખત ગોળીબાર પણ થયો. આની સામે ખેડૂતોએ ભારે બહાદુરીથી ઝીક ઝીલી. ખેડૂતોની બહાદુર સ્ત્રીઓ પોતાના પુરુષોને પડખે ઊભી રહી અને અપમાન, માર, માલમિલકતની લૂંટ તથા બીજાં સંકટો હસતે મોઢે સહન કર્યાં. ખેડૂત સ્ત્રીપુરુષોના આ સંકટોએ અને ત્યાગે આખા ગુજરાતનું ધ્યાન ખેંચ્યું, અને આ લડતમાં આખી

ગુજરાત તમારી પાછળ છે એવું અનેક પ્રકારની મદદથી માણસાના ખેડૂતોને ખાતરી આપી તેમની પીઠ થાબડી. ખૂબી તો એ છે કે ભારે ઉશ્કેરણી તથા સતામણી થયા છતાં માણસાના ખેડૂતો સંપૂર્ણ રીતે અહિંસાને વળગી રહ્યા.

ખેડૂતોનો જુસ્સો તોડી નાખવાના માણસા દરબારના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને દમનનો એકે ઉપાય બાકી ન રહ્યો એટલે તે ગભરાયો. એજન્સીએ જમીનમહેસૂલ સંબંધી તપાસ કરી રિપોર્ટ કરવા એક ખાસ રેવન્યુ અમલદાર ત્યાં મોકલ્યો. એને પરિણામે તાત્કાલિક દમન બંધ પડ્યું. માણસા દરબારે પણ પોતાના જૂના અમલદારોને બદલી નાખી પોતાની નીતિ ફેરવવાનું ડહાપણભરેલું માન્યું. જે નવા દીવાન નિમાયા હતા તેમણે સમાધાન કરવા માટે દસક્રોઈ તાલુકા સમિતિના હોદ્દેદારો તથા ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રીને આમંત્રણ આપ્યું. ખેડૂતોના અનેક પ્રકારના દુઃખોની ચર્ચા કર્યા પછી બંને પક્ષે નક્કી કર્યું કે આખો કેસ સરદારને સોંપી દેવો અને તેઓ કહે તે પ્રમાણે સમાધાન કરવું. દીવાન સરદારને મળવા મુંબઈ ગયા. તેમની સાથે ખૂબ મસલત કરી. આ વાટાઘાટો પાંચ દિવસ ચાલી. તેમાં માણસા દરબારને મદદ કરવા માટે વાંકાનેરના દીવાન તથા એજન્સીના ખાસ અમલદારને પણ હાજર રાખવામાં આવ્યા. આ વાટાઘાટો દરમ્યાન સરદારે ખૂબ જ સમાધાનીનું વલણ બતાવ્યું. [illegible] બની જઈ દરબાર અને ખેડૂતો વચ્ચે મીઠો સંબંધ સ્થપાય તે માટે સમાધાનીનો એક નામો કરાર કરવામાં આવ્યો. તેના સારરૂપ મુદ્દા નીચે પ્રમાણે છે:

૧. નજીકના વડોદરા રાજ્યના જમીનમહેસૂલના કાયદાને ધોરણે જમીનમહેસૂલની નવી આકારણી કરવામાં આવે. એ આકારણી એક અનુભવી અમલદાર ખેડૂતોની એક કમિટીની મદદથી કરે. આ નવી આકારણીનો અમલ ૧૯૪૦ સુધીમાં કરવો.

૨. જ્યાં સુધી આ નવી આકારણી જાહેર કરવામાં ન આવે ત્યાં સુધી ખેડૂતોને ચાલુ દરમાં રાજ્યે ૨૫ ટકાનો ઘટાડો કરી આપવો.

૩. નવી આકારણીની મુદત દસ વર્ષને બદલે ત્રીસ વર્ષની રાખવી. તે દરમ્યાન ખેડૂતોએ જમીનમાં જે સુધારા કર્યા હોય તેના કારણે નવી આકારણી વખતે વધારો કરી શકાય નહીં. જમીનમહેસૂલની માફી અને મુલતવીને લગતા નિયમો વડોદરા રાજ્યના જેવા રાખવા.

૪. કોઈ ખેડૂત હઠ કરીને જમીનમહેસૂલ ન ભરે તે સિવાય બીજા કોઈ કારણે તેની જમીન દરબાર જપ્તીમાં લઈ શકે નહીં.

૫. કમજોહાર તરીકે ખેડૂતના બધા હક્કો જેવા કે વેચાણ આપવાના, ગીરો મૂકવાના, બક્ષિસ આપવાના, વારસામાં આપવાના વગેરે દરબારે માન્ય રાખવા.

૬. ઇનામી જમીન વિઘના ખેડૂતના હક દરબારે કાયમ કરી આપવા.

૭. ખેડૂતની જમીન ઉપર જે ઝાડ હોય તેની માલકી ખેડૂતની ગણાય અને તે કાપવાની તથા વેચવાની તેને છૂટ રહે.

૮. કોઈ ખેડૂત પાસે વેઠ કરાવવામાં આવે નહીં.

૯. મહેસૂલની વહીવટી બાબતમાં માણસા ખેડૂત પંચાયતે ચૂંટેલી કમિટીની સલાહ ઉપર દરબારે પૂરતું વજન આપવું.

૧૦. દરબારે બધા કેદીઓને છોડી મૂકવા. જેમના ઉપર કેસો ચાલતા હોય તે પાછા ખેંચી લેવા. વસૂલ ન થયેલા દંડ માફ કરવા. બધા દમનકારી હુકમો પાછા ખેંચી લેવા.

૧૧. માણસા ખેડૂત સમિતિએ સત્યાગ્રહની લડત બંધ કરવી અને તમામ પ્રકારનો બહિષ્કાર પાછો ખેંચી લેવો.

૧૨. આ કરારમાં નક્કી થયા પ્રમાણે ખેડૂતોએ જમીનમહેસૂલ ત્રણ અઠવાડિયાંની અંદર ભરી દેવું.

૧૯૩૮ના જુલાઈમાં કોંગ્રેસની કારોબારી સમિતિએ આ વિષે નીચે પ્રમાણે ઠરાવ કર્યો:

> "પોતાના આર્થિક અને રાજકીય હક્કોને ખાતર માણસા, વળા, રામદુર્ગ, જમખંડી અને મીરજ રિયાસતોની પ્રજાએ બહાદુરીભરી અને અહિંસક લડત ચલાવીને તેમાં વિજય પ્રાપ્ત કર્યો છે, તેથી કોંગ્રેસની કારોબારી સમિતિ એમને અભિનંદન આપે છે."

## ૨૫
## દેશી રાજ્યોમાં પ્રજાકીય લડતો — ૨
### રાજકોટ સત્યાગ્રહ
### ૧
### સંધિ

હવે આપણે રાજકોટના સત્યાગ્રહ ઉપર આવીએ. રાજકોટનુ રાજ્ય આમ તો કાઠિયાવાડના બીજાં રાજ્યો કરતાં નાનુ છે. પણ કાઠિયાવાડની એજન્સીનુ એ મથક હોઈ કાઠિયાવાડમાં રાજકોટ શહેરનુ અને રાજ્યનું મહત્ત્વ વધારે છે. ગાંધીજીના પિતા કબા ગાંધી રાજકોટમાં એક વખત દીવાન હતા. રાજકોટના માજી ઠાકોર લાખાજીરાજ ગાંધીજીને પિતાતુલ્ય ગણતા અને પ્રસંગ મળ્યે ગાંધીજીને રાજકોટ બોલાવીને તેમનુ બહુ સન્માન કરતા. દરબારમાં ગાંધીજીને સિંહાસન પર બેસાડી પોતે ડાબે પડખે બેસતા. એક વાર તો એમ પણ બોલેલા કે સરદાર વલ્લભભાઈ તમારા જમણા હાથ ગણાય છે તેવો હું થઈ શકું નહીં? જવાહરલાલજી એક વાર રાજકોટ આવેલા ત્યારે તેમનુ પણ જાહેર સન્માન કરેલુ. આમ તેઓ નીડર, બહાદુર અને દેશપ્રેમી રાજા હતા. એજન્સીનો કશો ડર તેઓ રાખતા નહીં. પોતાની પ્રજા શી રીતે સુખી થાય તેની જ ખેવના હમેશાં રાખતા. રાજ્યતંત્રમાં

પ્રજા હિસ્સો લઈ શકે તે માટે તેમણે રાજકોટમાં એક પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપી હતી. અને તેની સલાહ પ્રમાણે તેઓ રાજ્યકારભાર ચલાવતા. પણ તેમના પુત્ર દીના પાછળ અંધારું નીવડ્યા. તેમને રાજકોટની રાજકુમાર કૉલેજમાં કેળવણી મળી હતી. સરદાર કહેતા કે, "એ કૉલેજમાં તો માણસનું જાનવર બનાવવામાં આવે છે. જેને અનેક જાતના દારૂઓનાં નામ આવડે અને પીતાં આવડે તે ત્યાં હોશિયાર ગણાય. ત્યાં તો રૈયતથી અલગ કેમ રહેવું તે શીખવવામાં આવે છે." ત્યાં કેળવણી લીધા પછી તેઓ વિલાયત ગયા. એ વિષે સરદારે કહ્યું છે કે, "અહીં જાનવર જેવા બનાવ્યા પછી ઈંગ્લંડ લઈ જવામાં આવે છે. મેં તો જોયું છે કે ત્યાંથી આવેલા રાજા કેટલાય ગમાર થઈને આવે છે." આવું જ રાજકોટના રાજાનું બનેલું. તેઓ વેશ્યાઓના નાચગાનમાં અને દારૂમાં હમેશાં ચકચૂર રહેતા. તેમના દીવાન દરબાર વીરાવાળા કરીને હતા, તેમની આંખે જ તેઓ બધું જોતા અને તે પિવડાવે એટલું જ પાણી પીતા. બાપ મૂકી ગયેલા તે મૂડી અને રાજ્યની ઊપજમાંથી જમા થયેલી રકમ તેમણે ભોગવિલાસમાં ઉડાવી નાખી. જોતજોતામાં તિજોરીનું તળિયું દેખાયું.

આપણે આગળ જોઈશું કે રાજકોટની લડતમાં ગાંધીજીને પણ ભાગ લેવો પડ્યો હતો, એટલું જ નહીં પણ રાજાનું વચન પળાવવા ખાતર તેમને ઉપવાસ આદરવા પડેલા. એને લીધે નાનું અમથું રાજકોટ કેવળ હિંદુસ્તાનમાં જ નહીં પણ આખી દુનિયામાં ગવાયું.

રાજ્ય નાનું અને ઉપર કહ્યું તેમ ખર્ચ આંધળું એટલે દીવાને આવક વધારવાના અવળા માર્ગ લેવા માંડ્યા. શહેરમાં દીવાસળી, ખાંડ, બરફ, સિનેમા વગેરેના ઇજારા આપવા માંડ્યા. દાણા માર્કેટ જેવાં મકાનો વેચવા કાઢ્યાં. શહેરનું પાવર હાઉસ ગીરો મૂકવાની વાત ચાલી. 'કાર્નિવલ' નામની મોજશોખ અને રમતગમતની એક સંસ્થાને રાજકોટમાં નોતરી. એને જુગાર ખેલવાનો ઇજારો આપીને તેમાંથી પૈસા પેદા કરવાનો રસ્તો ઊભો કર્યો. ખેડૂતોની ખેતી જાતજાતના કરવેરાને લીધે પાયમાલ થઈ ગઈ. શહેરના વેપાર-રોજગાર ભારે જકાતોને લીધે ભોરવાઈ ગયા. ભોગવિલાસની પાછળ લખલૂટ ખર્ચ થયું. આમ આખા રાજ્યમાં અંધેર વ્યાપી ગયું. તેવામાં એક નાનું છમકલું બન્યું તેમાંથી આ જગવિખ્યાત લડતનાં મંડાણ મંડાયાં. રાજ્યની માલિકીની એક કાપડની મિલ રાજકોટમાં હતી. તેમાં મજૂરો પાસે ચૌદ કલાક કામ લેવાતું. એ હાથન ન સાંખી શકાતાં મજૂરોએ પોતાનું સંગઠન કર્યું. દરબાર વીરાવાળાએ હુકમ આપ્યો કે મજૂરોને સીધા કરો, તોફાનીઓને હદપાર કરો, દીવાપોચાને દાટી આપો અને બાકીનાને સમજાવો.

પંદર મજૂર આગેવાનોને હદપાર કરવામાં આવ્યા. આગેવાનો હદપાર થતાં હડતાલ પડી. દરબાર વીરાવાળા સમો વર્તી ગયા. હદપારીના હુકમ તેમણે રદ કરાવ્યા અને મજૂરો સાથે વીસ દિવસમાં સમાધાન કરી લીધુ. આ પતી ગયા પછી ગોકળ આઠમનો મેળો આવ્યો. એ મેળામાં રાજકોટમાં જુગારના પાટલા મંડાય છે. એ જુગારની સામે અગાઉથી વાતાવરણ તૈયાર કરવા એજન્સીની હદમાં તા. ૧૫–૮–'૩૮ના રોજ એક જાહેરસભા ભરવામાં આવી. દરબાર વીરાવાળાએ એજન્સીના પોલીસ અમલદારોને અગાઉથી સાધીને એવો બેત રચ્યો કે સભા ઉપર એજન્સીની પોલીસ લાઠીમાર કરે અને ત્યાંથી નાસીને લોકો રાજ્યની હદમાં પ્રવેશ કરે કે રાજ્યની પોલીસ એ નાસતા લોકોને ફરીથી લાઠીઓ વડે ઝૂડવા તૈયાર રહે. રાજકોટના આગેવાન શ્રી ઢેબરભાઈને આ વાતનો અણસારો કાને આવેલો. પ્રજાને એજન્સીની સાથે કશી તકરાર નહોતી. પણ રાજ્ય સામે પ્રચાર કરવા એજન્સીની હદમા ઘણી વાર સભાઓ ભરાતી તેમ આ સભા પણ રાખેલી. એટલે તેઓ એજન્સીના ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ શ્રી જોષીને મળ્યા. એને કહ્યું કે અમારો ઝઘડો એજન્સી સાથે નથી. પણ સભાની જાહેરાત થઈ ગઈ છે એટલે લોકો તો ભેગા થશે. પણ તમે સભાબંધીનો હુકમ કરો તો વગર તકરારે શાંતિપૂર્વક આખી સભાને લઈને અમે રાજ્યની હદમાં ચાલ્યા જઈશું આવી ગોઠવણ કરીને એ. ડિ મૅ. તથા પોલીસ અમલદારની સાથે જ તેઓ સભામા આવ્યા. પણ એ પોલીસ અમલદાર સભાબંધીનો હુકમ સંભળાવે તે પહેલા જ પોલીસે તો પોતાની પહેલાની ગોઠવણ પ્રમાણે એકદમ સભા ઉપર લાઠીમાર શરૂ કરી દીધો. પેલા અમલદારે સીટી મારીને પોલીસોને રોક્યા અને મંચ ઉપરથી લોકોની માફી માગી પછી ઢેબરભાઈ ત્યાથી જ આખી સભાને રાજકોટ શહેરની હદમાં લઈ ગયા એજન્સીના વડા પોલીસ અમલદારે લોકોની માફી માગ્યાની વાત જાહેર થઈ એટલે પહેલાની યોજના પ્રમાણે રસ્તામા તો રાજ્યની પોલીસે લોકોને માર્યા નહીં, પણ સભા ભરાઈ એટલે મૅજિસ્ટ્રેટે સભાને ગેરકાયદે જાહેર કર્યા પહેલાં જ પોલીસ એકદમ સભા ઉપર તૂટી પડી. ઢેબરભાઈ વગેરે આગેવાનોને પણ માર પડ્યો અને ત્યાથી જ ઢેબરભાઈને તથા બીજા થોડા આગેવાનોને ગિરફતાર કરવામા આવ્યા આ ક્રૂર લાઠીમારથી તથા આગેવાનોની ગિરફતારીથી શહેરમા હાહાકાર વર્તી ગયો અને સખત હડતાલ પડી. જે ચોકમા લાઠીમાર થયો હતો તે જ ચોકમા રોજ રાત્રે સભાઓ થવા માંડી. જોકે પછીથી ત્યા લાઠીમાર થયો નહીં. પણ ભાષણ કરનારાઓની ધરપકડ થવા લાગી લોકોનો જુસ્સો વધતો જ જતો હતો એટલે દરબાર વીરાવાળાએ ચાલ બદલી પાંચ દિવસ પછી બરાબર ગોકળ આઠમને દિવસે જ

પ્રજા હિસ્સો લઈ શકે તે માટે તેમણે રાજકોટમાં એક પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપી હતી. અને તેની સલાહ પ્રમાણે તેઓ રાજ્યકારભાર ચલાવતા. પણ તેમના પુત્ર દીવા પાછળ અંધારું નીવડ્યા. તેમને રાજકોટની રાજકુમાર કૉલેજમાં કેળવણી મળી હતી. સરદાર કહેતા કે, "એ કૉલેજમાં તો માણસનું જાનવર બનાવવામાં આવે છે જેને અનેક જાતના દારૂઓનાં નામ આવડે અને પીનાં આવડે તે ત્યાં હોશિયાર ગણાય. ત્યાં તો રૈયતથી અલગ કેમ રહેવું તે શીખવવામાં આવે છે." ત્યાં કેળવણી લીધા પછી તેઓ વિલાયત ગયા. એ વિષે સરદારે કહ્યું છે કે, "અહીં જાનવર જેવા બનાવ્યા પછી ઇંગ્લંડ લઈ જવામાં આવે છે. મેં તો જોયું છે કે ત્યાંથી આવેલા રાજા કેટલાય ગમાર થઈને આવે છે." આવું જ રાજકોટના રાજાનુ બનેલુ તેઓ વેશ્યાઓના નાચગાનમાં અને દારૂમાં હમેશાં ચકચૂર રહેતા. તેમના દીવાન દરબાર વીરાવાળા કરીને હતા, તેમની આંખે જ તેઓ બધુ જોતા અને તે પિવડાવે એટલુ જ પાણી પીતા. બાપ મૂકી ગયેલા તે મૂડી અને રાજ્યની ઊપજમાંથી જમા થયેલી રકમ તેમણે ભોગવિલાસમાં ઉડાવી નાખી. જોતજોતામાં તિજોરીનુ તળિયુ દેખાયુ.

આપણે આગળ જોઈશું કે રાજકોટની લડતમાં ગાંધીજીને પણ ભાગ લેવો પડ્યો હતો, એટલુ જ નહીં પણ રાજાનુ વચન પળાવવા ખાતર તેમને ઉપવાસ આદરવા પડેલા એને લીધે નાનું અમથું રાજકોટ કેવળ હિંદુસ્તાનમાં જ નહી પણ આખા દુનિયામા ગવાયુ.

રાજ્ય નાનું અને ઉપર કહ્યુ તેમ ખર્ચ આંધળું એટલે દીવાને આવક વધારવાના અવળા માર્ગ લેવા માંડ્યા. શહેરમાં દીવાસળી, ખાંડ, બરફ, સિનેમા વગેરેના ઇજારા આપવા માંડ્યા. દાણા માર્કેટ જેવાં મકાનો વેચવા કાઢ્યા. શહેરનુ પાવર હાઉસ ગીરો મૂકવાની વાત ચાલી 'કાર્નિવલ' નામની મોજશોખ અને રમતગમતની એક સંસ્થાને રાજકોટમા નોતરી એને જુગાર ખેલવાનો ઇજારો આપીને તેમાથી પૈસા પેદા કરવાનો રસ્તો ઊભો કર્યો. ખેડૂતોની ખેતી જાતજાતના કરવેરાને લીધે પાયમાલ થઈ ગઈ શહેરના વેપારરોજગાર ભારે જકાતોને લીધે ભોરવાઈ ગયા. ભોગવિલાસની પાછળ લખલૂટ ખર્ચ થયુ. આમ આખા રાજ્યમાં અંધેર વ્યાપી ગયુ. તેવામાં એક નાનુ છમકલુ બન્યુ તેમાથી આ જગવિખ્યાત લડતનાં મંડાણ મ ડાયાં. રાજ્યની માલિકીની એક કાપડની મિલ રાજકોટમાં હતી. તેમાં મજૂરો પાસે ચૌદ કલાક કામ લેવાતુ. એ હાલત ન સાખી શકાતાં મજૂરોએ પોતાનુ સંગઠન કર્યું. દરબાર વીરાવાળાએ હુકમ આપ્યો કે મજૂરોને સીધા કરો, તોફાનીઓને હદપાર કરો, ઢીલાપોચાને દાટી આપો અને બાકીનાને સમજાવો.

પંદર મજૂર આગેવાનોને હદપાર કરવામાં આવ્યા. આગેવાનો હદપાર થતાં હડતાલ પડી. દરબાર વીરાવાળા સમો વર્તી ગયા. હદપારીના હુકમ તેમણે રદ કરાવ્યા અને મજૂરો સાથે વીસ દિવસમાં સમાધાન કરી લીધુ આ પતી ગયા પછી ગોકળ આઠમનો મેળો આવ્યો. એ મેળામાં રાજકોટમાં જુગારના પાટલા મંડાય છે. એ જુગારની સામે અગાઉથી વાતાવરણ તૈયાર કરવા એજન્સીની હદમાં તા. ૧૫–૮–'૩૮ના રોજ એક જાહેરસભા ભરવામાં આવી. દરબાર વીરાવાળાએ એજન્સીના પોલીસ અમલદારોને અગાઉથી સાધીને એવો બેત રચ્યો કે સભા ઉપર એજન્સીની પોલીસ લાઠીમાર કરે અને ત્યાંથી નાસીને લોકો રાજ્યની હદમાં પ્રવેશ કરે કે રાજ્યની પોલીસ એ નાસતા લોકોને ફરીથી લાઠીઓ વડે ઝૂડવા તૈયાર રહે. રાજકોટના આગેવાન શ્રી ઢેબરભાઈને આ વાતનો અણસારો કાને આવેલો. પ્રજાને એજન્સીની સાથે કશી તકરાર નહોતી પણ રાજ્ય સામે પ્રચાર કરવા એજન્સીની હદમા ઘણી વાર સભાઓ ભરાતી તેમ આ સભા પણ રાખેલી. એટલે તેઓ એજન્સીના એડિશનલ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ શ્રી જોષીને મળ્યા. એને કહ્યું કે અમારો ઝઘડો એજન્સી સાથે નથી. પણ સભાની જાહેરાત થઈ ગઈ છે એટલે લોકો તો ભેગા થશે. પણ તમે સભાબંધીનો હુકમ કરો તો વગર તકરારે શાંતિપૂર્વક આખી સભાને લઈને અમે રાજ્યની હદમાં ચાલ્યા જઈશું. આવી ગોઠવણ કરીને એ. ડિ. મૅ. તથા પોલીસ અમલદારની સાથે જ તેઓ સભામા આવ્યા. પણ એ પોલીસ અમલદાર સભાબંધીનો હુકમ સંભળાવે તે પહેલાં જ પોલીસે તો પોતાની પહેલાની ગોઠવણ પ્રમાણે એકદમ સભા ઉપર લાઠીમાર શરૂ કરી દીધો. પેલા અમલદારે સીટી મારીને પોલીસોને રોકયા અને મંચ ઉપરથી લોકોની માફી માગી પછી ઢેબરભાઈ ત્યાથી જ આખી સભાને રાજકોટ શહેરની હદમાં લઈ ગયા એજન્સીના વડા પોલીસ અમલદારે લોકોની માફી માગ્યાની વાત જાહેર થઈ એટલે પહેલાની યોજના પ્રમાણે રસ્તામા તો રાજ્યની પોલીસે લોકોને માર્યા નહીં, પણ સભા ભરાઈ એટલે મૅજિસ્ટ્રેટે સભાને ગેરકાયદે જાહેર કર્યા પહેલા જ પોલીસ એકદમ સભા ઉપર તૂટી પડી. ઢેબરભાઈ વગેરે આગેવાનોને પણ માર પડ્યો. અને ત્યાંથી જ ઢેબરભાઈને તથા બીજા થોડા આગેવાનોને ગિરફતાર કરવામાં આવ્યા આ ક્રૂર લાઠીમારથી તથા આગેવાનોની ગિરફતારીથી શહેરમા હાહાકાર વર્તી ગયો અને સખત હડતાલ પડી. જે ચોકમા લાઠીમાર થયો હતો તે જ ચોકમા રોજ રાત્રે સભાઓ થવા માંડી. જોકે પછીથી ત્યા લાઠીમાર થયો નહીં. પણ ભાષણ કરનારાઓની ધરપકડ થવા લાગી. લોકોનો જુસ્સો વધતો જ જતો હતો એટલે દરબાર વીરાવાળાએ ચાલ બદલી પાંચ દિવસ પછી બરાબર ગોકળ આઠમને દિવસે જ

પહોંચાડી દેવામાં આવ્યા. દરબાર વીરાવાળાએ એની વિરુદ્ધ પેંતરા રચવા માંડ્યા. સનાતનીઓ પાસે, મુસલમાનો પાસે, ગરાસિયાઓ પાસે અને છેવટે ખેડૂતો પાસે પણ ગાંધીજી અને સરદારને તાર કરાવ્યા કે અમારા રાજ્યમાં શાંતિ છે અને પરિષદ ભરવાની કશી જરૂર નથી. સરદારને બીજા તારોનું તો આશ્ચર્ય ન થયું પણ ગામડાના ખેડૂતોને નામે થયેલો તાર જોઈને એમને આશ્ચર્ય થયું. એમણે ઢેબરભાઈને તાર કરીને પુછાવ્યું કે આ શું છે? ઢેબરભાઈએ જણાવ્યું કે આ બધું તો તરકટ છે. તાર ઉપર સહી કરનારામાંથી પણ ઘણા ફરી ગયા છે અને કહે છે કે અમને ખોટું ખોટું સમજાવીને અમારી સહીઓ લીધી છે. છેવટે નક્કી કરેલી તારીખે પરિષદ થઈ અને સરદારે તેમાં હાજરી આપી. પરિષદમાં જવાબદાર રાજતંત્રનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો. જવાબદાર રાજતંત્રની સમજણ આપતાં સરદારે કહ્યું :

"તમે જાણો છો કે હરિપુરા કૉંગ્રેસે દેશી રાજ્યોને પોતાનાં પગ ઉપર ઊભા રહેવાનો આદેશ આપ્યો છે. પગભર થતાં શીખવાનો સિદ્ધાંત જગજાહેર છે. જેમ પડોશી મરે અને આપણે સ્વર્ગમાં ન જઈ શકીએ એવું જ સ્વતંત્રતાનું છે. સ્વતંત્રતા જો આપણે જોઈતી હોય તો આપણે આપણા પગ ઉપર ઊભા રહેવું જોઈએ.

"એક કાળ એવો પણ હતો કે આપણી માગણીઓ હળવી હતી. આજે આપણી તાકાત વધી છે. એટલે આપણે નક્કર માગણીઓ કરી રહ્યા છીએ. આજની સભા તો તમારે જવાબદાર રાજતંત્ર જોઈએ છે એટલા માટેની છે. આપણે રાજાને પદભ્રષ્ટ કરવા ઇચ્છતા નથી. આપણે એની સત્તા ઉપર મર્યાદા મૂકવા માગીએ છીએ. ભવાઈની પાછળ, ગાનારીઓના નખરા પાછળ, અને વેશ્યાઓના નાચ પાછળ રાજા જો લખલૂટ ખર્ચ કરે અને ખેડૂતો ભૂખે મરે તો તેવું રાજ્ય ટકે નહીં. એટલે રાજાના ખર્ચ ઉપર મર્યાદા મૂકવાની માગણી પ્રજા કરે તેમાં કશી નવાઈ નથી. હું તો અહીંયાં એ તપાસ કરવા આવ્યો છું કે પ્રજા ખરેખર શું ઇચ્છે છે? મેં જોયું છે કે પ્રજા રાજતંત્રમાં પલટો ઇચ્છે છે. તંત્રમાં જવાબદારી સંભાળવા જેટલી પ્રજા લાયક નથી એમ કોણ કહે છે? જે કહેતો હોય તેણે દિલને પૂછવું જોઈએ કે આપણી પોતાની લાયકાત કેટલી છે? પહેલાં બ્રિટિશ હિંદમાં પણ એમ જ કહેવાતું કે પ્રજા તૈયાર નથી. પણ પ્રજાએ માથાં ફોડાવ્યાં અને આજે માથાં ફોડાવનારાઓ જ પ્રધાન થઈને બેઠા છે. રાજકોટની પ્રજા એવી ઉમેદ ન રાખે કે, કૉંગ્રેસના બળથી એમને સત્તા મળી જશે. એ માટે તો એમણે જ ભોગ આપવા તૈયાર થવું પડશે. તમારો જો નિશ્ચય હશે તો કોઈ તમારી પ્રગતિ રોકી નહીં શકે. બધા રાજાઓ ભેગા થશે તોપણ તેઓ કશું કરી શકશે નહીં."

દરબાર વીરાવાળાએ તે જ દિવસે સરદારને ચા માટે પોતાને બંગલે બોલાવ્યા. સારી પેઠે વાતો થઈ. મુલાકાત પછી સરદારે દરબાર વીરાવાળાને કાગળ લખ્યો. તેમાં જણાવ્યું કે,

મારા આવવાથી રાજા અને પ્રજા વચ્ચે જે તંગદિલી ચાલતી હતી તે ઓછી થઈ છે તેથી હું રાજી થયો છું. તમારા મનમાં પણ એવો ભય હતો કે મારા રાજકોટ આવવાથી લોકો એટલા બહેકી જશે કે તેમાંથી હિંસા ફાટી નીકળશે. પણ તમે જુઓ છો કે એવું કશું થયું નથી. લોકોના ઉત્સાહ ઉપરથી તમારી ખાતરી થઈ હશે કે આવા બળોને જો બરાબર અંકુશમાં ન રાખવામાં આવે તો તે ખોટે રસ્તે ચઢી જાય છે અને તેના પરિણામ રાજા તેમ જ પ્રજા બંનેને માટે ભયરૂપ નીવડે છે. પણ રાજા તેમ જ પ્રજાની વચ્ચે શાંતિ સ્થપાય અને સદ્ભાવ વધે એ જાતના મારા પ્રયત્નની તમે કદર કરો છો એ જાણીને હું બહુ રાજી થયો છું. લોકોમાં રાજ્યની સામે જે અસંતોષ વ્યાપ્યો છે તેના મૂળ કારણો શોધી કાઢી રાજે શું શું કરવું જોઈએ એ વિષે મારી સૂચનાઓ તમે માગી હતી તે હું મોકલી આપું છું.

રાજ્યના મિત્ર તરીકે મારી સલાહ એવી છે કે નીચેના ફેરફાર રાજ્યે વિના વિલંબે કરવા જોઈએ.

૧. રાજે તરતમાં જ એક જાહેરનામું બહાર પાડીને લોકોને જણાવવું કે ઠાકોરસાહેબનો ઇરાદો પોતાના રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાનો છે. પછી ઠાકોરસાહેબે રાજ્ય તથા પ્રજા બંનેને માન્ય હોય એવા તેના પ્રતિનિધિઓની એક કમિટી નીમવી. છેવટના પગલા તરીકે બને તેટલા વહેલા જવાબદાર રાજ્યતંત્ર તરફ લઈ જાય એવા સુધારાની યોજના એ કમિટી ઘડી કાઢે.

૨. રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાના ઇરાદા વિષે લોકોને શ્રદ્ધા પડે અને અત્યારનો અવિશ્વાસ દૂર થાય એટલા માટે નીચેના કાર્યો તાત્કાલિક કરવામાં આવે:

(ક) પ્રજાપ્રતિનિધિ સભાની ચૂંટણી તાબડતોબ જાહેર કરવી.

(ખ) રાજ્યની આવકના અમુક પ્રમાણમાં દરબારી ખર્ચની રકમ નક્કી કરવી અને તેનો વધારેમાં વધારે આંકડો જાહેર કરવો.

(ગ) ખેડૂતો ઉપર જમીનમહેસૂલનો બોજો બહુ ભારે છે માટે અત્યારના દરમાં ૧૫ ટકા જેટલો ઘટાડો કરવો.

(ઘ) અત્યારે ચાલતા તમામ ઇજારા રદ કરવા.

ઉપરની સૂચના વિષે તમારા હજૂર સેક્રેટરી શ્રી તલકસીભાઈ તથા રાજ્યના આગેવાન કાર્યકર્તાઓ સાથે મેં ચર્ચા કરી લીધી છે. રાજ્યના બીજા કેટલાક મિત્રો જેઓ સ્વતંત્ર વિચાર ધરાવે છે અને જેઓ તટસ્થ છે તેમની સાથે પણ મેં વાત કરી લીધી છે. હું આપને એટલું ન જણાવું તો મારી ફરજમાં ચૂક્યો ગણાઉં કે આ માગણીઓ ઓછામાં ઓછી છે. રાજ્ય સદ્ભાવપૂર્વક એનો સ્વીકાર નહીં કરે તો બહુ તીવ્ર લડત પછી તો તેણે તે માગણીઓ સ્વીકારવી જ પડશે. એવી લડત ઉપડશે તો રાજ્ય પોતાની પ્રતિષ્ઠા ખોઈ બેસશે, રાજ્યની આવકને બહુ નુકસાન થશે અને રાજા અને પ્રજા વચ્ચેના સારા સંબંધો હંમેશને માટે તૂટી જશે.

"એટલે હું આશા રાખું છું કે તમે આ વસ્તુ ઠાકોરસાહેબ આગળ મૂકશો અને વિના વિલંબે આ સૂચનાઓનો અમલ કરવાનું તેમને સમજાવશો."

એક તરફથી દરબાર વીરાવાળા સરદાર સાથે ઉપર પ્રમાણે મસલત ચલાવી રહ્યા હતા, ત્યારે બીજી તરફથી તેઓએ એક નવો જ ઘાટ ઘડવા માંડ્યો હતો. તા. ૨૫–૮–'૩૮ના રોજ એમણે ઠાકોરસાહેબ પાસે રેસિડેન્ટ મિ. ગિબ્સન ઉપર કાગળ લખાવ્યો હતો કે,

"મારા દીવાન દરબાર વીરાવાળાની તબિયત એક વર્ષ થયાં સારી રહેતી નથી અને કેટલાક અસંતોષીઓએ પોતાનો સ્વાર્થ સાધવા માટે રાજ્યમાં ખોટી ચળવળ ઊભી કરી છે. અહીં એજન્સીનું મથક હોવાથી ચળવળને માટે તેમણે મારું રાજ્ય પસંદ કર્યું છે. આવે વખતે અહીં બાહોશ અને અનુભવી અંગ્રેજ દીવાન હોય તો તેઓ આ ચળવળને દાબી દઈ શકશે. મારા ધ્યાનમાં સર પેટ્રિક કેડલ આવે છે. તેઓ અત્યારે નિવૃત્ત થઈને વિલાયત ગયેલા છે, પણ હું તેમને માસિક રૂ. ૨૫૦૦નો પગાર આપીને શરૂઆતમાં છ મહિના માટે અને જરૂર પડે તો એક વર્ષ માટે રોકી લેવા તૈયાર છું. મેં તેમને તાર કરીને પુછાવ્યું છે અને તેમણે આવવા ખુશી જણાવી છે. એટલે તેમની નિમણૂકને આપ મંજૂરી આપશો અને નામદાર વાઈસરૉય સાહેબની મંજૂરી પણ મેળવી આપશો. આવતા મહિનાની પાંચમી તારીખે કૉંગ્રેસવાળા રાજકોટમાં સભા કરવાના છે. તે પહેલાં મંજૂરી આવી જાય તો સારુ."

સર પેટ્રિક કેડલને બોલાવવાની મંજૂરી તા. ૩૦મી ઑગસ્ટે આવી ગઈ. પણ પાંચમી સપ્ટેમ્બર પહેલાં કેડલ સાહેબ રાજકોટ આવી શક્યા નહીં. બારમી સપ્ટેમ્બરે તેઓએ આવીને દીવાનનો ચાર્જ સંભાળી લીધો. દરબાર વીરાવાળા ઠાકોરસાહેબના ખાનગી સલાહકાર બન્યા. પાછળ રહી લાકડાં લડાવવાનું તો તેમણે ચાલુ જ રાખ્યું.

આ નવા દીવાન બ્રિટિશ હિંદમાં નોકરી કર્યા પછી વિલાયત જતા પહેલાં ઘણાં વર્ષ જૂનાગઢના દીવાન રહ્યા હતા. રાજકોટ આવ્યા ત્યારે બોતેર વર્ષના ઘરડા ખખ હતા. દરબાર વીરાવાળાએ એમને રૈયત ઉપર કડપ બેસાડવા બોલાવ્યા હતા. પણ દમન કરવામાં તેઓ વીરાવાળા ઇચ્છે એટલી ગતિએ ચાલે એમ ન હતા. થોડા દિવસ તો તેમણે પરિસ્થિતિનું નિરીક્ષણ કરવામાં ગાળ્યા. પછી ઢેબરભાઈ સાથે સુલેહની થોડીઘણી વાટાઘાટો કરી પણ તેમાં કશું નીપજ્યું નહીં. અને લોકો તો રાજ્યના જુલમથી અકળાઈ રહ્યા હતા. તેમને સમજાવવા તા. ૨૮મી સપ્ટેમ્બરે કેડલસાહેબે દરબારી ગૅઝેટમાં એક જાહેરનામું બહાર પાડ્યું, પણ તેથી લોકોને સંતોષ ન થયો. એટલે પરિષદમાં ઠરાવેલી મુદત પૂરી થતાં ઇજારાવાળી દીવાસળીની પેટીનું જાહેર લિલામ કરી ઢેબરભાઈએ સત્યાગ્રહનું મંગળાચરણ કર્યું. તેમને પંદર

આવ્યો કંઈક કરવુ જોઈએ એમ મને લાગ્યુ પણ લોકોના નેતા ઢેબરની સાથે દીવાન કેડલે બહુ ઢીલી રીતે કામ લીધુ એટલે સુધી કે તેણે ધૃષ્ટતાપૂર્વક કરેલા કાયદાભંગ માટે તેને માત્ર પદર દિવસની સાદી કેદની સજા કરવામા આવી મારે આપને જણાવવુ જોઈએ કે ઢેબરને તત્કાળ પકડવાને બદલે બીજે દિવસે પકડવામા આવેલો વળી ચળવળિયાઓ ગામડામા પહોચીને ત્યા ધમાલ કરી મૂકે તેની સામે યોગ્ય અને ચાપતા ઇલાજો તો લેવામા આવ્યા જ નહી એને લીધે તેઓ મોટા ભાગના ગામડાના ખેડૂતોના દિલમા ઝેર રેડી શક્યા પરિણામે તેઓ રાજ્યના અમલદારોની સામે ઉદ્ધત બન્યા અને રાજ્ય સામે લડવાને તથા તેને શક્ય તેટલુ નુકસાન કરવાને કટિબદ્ધ થયા રાજ્યની એક વીજળીઘર, તથા બીજા ખાતાઓ ઉપર પણ તેઓ હુમલા કરવાનુ ચૂક્યા નથી ચળવળ આગળ દરજ્જે પહોચે તે પહેલા મજબૂત હાથે કામ લેવાની જરૂર હતી પરતુ સર પેટ્રિકે કશુ જ કર્યું નહી તેને લીધે જ જે રૈયત પહેલા વફાદાર હતી તે આજે રાજ્યની સામે થઈને ઊભી છે, અને ખુલ્લી રીતે બેવફા હોવાના પોકાર કરતી થઈ છે મનાઈહુકમોના અભાવે રાજ્યમા સભાઓ તો રોજની થઈ પડી છે ચળવળનુ જોર બહુ જ વધી ગયુ એટલે મે રાજ્યના અમલદારોને ભેગા કર્યા અને લોકોને અમુક રાહત આપવાનુ નક્કી કર્યું રાહતો આપવાનુ કબૂલ કરતી વખતે મે સર પેટ્રિકને ખાસ જણાવેલુ કે મારી રૈયતને આવી છૂટછાટો આપવાની હુ વિરુદ્ધ નથી પણ હુ ઢેબરને છોડવાના મતનો નથી કારણ એને છોડીશુ તો એ વધારે તોફાન ઊભુ કરશે અને ચાન્સ છે મે કરતા પણ વિશાળ પાયા ઉપર અને વધારે ગભીર પ્રકારની ચળવળ ચલવવા માટે સૂચનાઓ લેવા વલ્લભભાઈ પટેલ પાસે દોડશે પણ સર પેટ્રિક મારી સાથે સમત થયા નહી તેમનુ કામ સરળ કરી આપવાની ખાતર નાખુશીથી તેમની નીતિને મે ટેકો આપ્યો દશેરાને દિવસે ( ૩ ઑક્ટોબરે ) શુ બન્યુ તે આપે સાભળ્યુ હશે તે દિવસે રાજ્યનો જે ફેંસલો થયો તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે સર પેટ્રિકે નજરોનજર તે જોયુ છે ઢેબરને તા ૧૧મી ઑક્ટોબરની રાત્રે છોડી મૂકવામા આવ્યા તેમનુ સ્વાગત કરવાને માટે દસ હજાર માણસોની મોટી સભા થઈ રૈયત ઉપર રાજ્યનો કશો કાબૂ જ નથી રહ્યો એવો દેખાવ થયો આમ મુક્ત ઢેબર રાજ્યને વધારે નુકસાનકર્તા નીવડ્યો એ બધા વેપારી એને મળ્યા અને જકાતની તમામ આવક બધ થઈ જાય એવી ગોઠવણ કરી રાજ્યના દાણા ( ખેડૂતો પસેથી ભાગમા મળેલા ) કોઈ માણસે ખરીદવા નહી, અને રાજ્યની મિલનુ કપડુ કોઈ માણસે ખરીદવુ કે વેચવુ નહી એવી તેણે વ્યવસ્થા કરી છે જે વેપારીઓની દુકાનમા રાજ્યની મિલનુ કપડુ હોય તેના ઉપર તાળા સીલ મરાવ્યા છે અને લોકોની પાસેથી એવી કબૂલાતો લીધી છે કે રાજ્યની આવકના તમામ સાધન બધ થઈ જાય ૧લી નવેમ્બરથી રાજ્યની મિલ પણ બધ કરવી પડશે

'આપના જાણવામા આવ્યુ હશે કે લોકો એટલા બધા ઉદ્ધત અને બેકાબૂ બની ગયા છે કે તેની કશી હદ રહી નથી ઉઘાડી રીતે તેઓ રાજ્ય પ્રત્યે બેવફાઈ અને અપ્રીતિના પોકારો કરે છે જો સર પેટ્રિકે વખતસર પગલા લીધા

હોત અને વધતી જતી ચળવળને દાબી હોત તથા ઝેરી સભાઓની બંધી કરી હોત તો આ બધું ટાળી શકાત, અથવા ઘણું ઓછું થઈ શક્યું હોત. અત્યારે તો એવી સ્થિતિ ઊભી થઈ છે કે રાજકોટનું રાજ્ય અને તેનો ઠાકોર જાણે હસ્તી જ ધરાવતા નથી. મારા રાજ્યને અને મારી રૈયતને આટલાં બધાં દુખ વેઠવાં પડયાં છે, અને હજી દુખ વેઠે છે, તે જોઈને મારા જેટલી દિલગીરી બીજા કોઈને ન થાય. આ સ્થિતિ જો ચાલુ રહેવા દેવામાં આવશે તો રાજ્યને અને રૈયતને કેટલુ વધારે સહન કરવું પડશે તે કહી શકાતું નથી.

"મે જ સર પેટ્રિકને બોલાવ્યા છે અને તેમને દીવાન બનાવ્યા છે. પણ કમનસીબે તેઓ ચળવળને દાબી દેવામાં નિષ્ફળ નીવડયા છે. ચળવળ તો પ્રતિદિન અને પ્રતિક્ષણ વધતી જ જાય છે અને વધારે જોર પકડતી જાય છે. પ્રતિદિન રાજા અને રૈયતના હિતને તે નુકસાન કરતી જાય છે. રાજા તરીકે મારી પ્રતિષ્ઠા અને મારુ ગૌરવ કઈ રહ્યુ નથી.

"આ સજોગોમા મને બે જ રસ્તા દેખાય છે. એક તો ગારે બધુ જોયાં કરવું, રાજ્યની આવકના સાધનો બધ થઈ જવા દેવા તથા રાજ્યની પાયમાલી થવા દેવી, અથવા તો દિવાળી પહેલાં આ ઘરનો કજિયો પતાવી નાખવો અને રૈયતની વાજબી માગણીઓ સતોષીને લોકોને રીઝવવા તથા શાત પાડવા

"અગત રીતે બીજો માર્ગ મને વધારે હિતકારી લાગે છે. એ જ માર્ગ મારે સ્વીકારવો જોઈએ. મારાથી રાજ્ય પાયમાલ થાય તે જોઈ શકાય જ નહી. એટલે લોકોના તથા રાજ્યના ભલાની ખાતર આ ઝઘડો જેટલો વહેલો પતી જાય તેટલુ સારું. લોકોની વાજબી માગણીઓને સતોષીને હુ મારા લોકો સાથે પતાવટ કરી નાખીશ. સર પેટ્રિકે મારી નીતિનો અમલ નથી કર્યો, માટે તેમણે દીવાનપદ છોડવુ જોઈએ. અમે જેટલા વહેલા છૂટા પડીએ એટલુ સારુ છે. આપને જાણીને નવાઈ લાગશે કે અમારી વચ્ચે મેળ ખાવો અશક્ય છે. કારણ એણે મારા વર્તનને વખોડી કાઢયુ છે અને એટલે સુધી મને ધમકી આપી છે કે તેનાં ગભીર પરિણામો આવશે. આ બધુ તેમણે ૧લી ઑક્ટોબરે મને લખેલા કાગળમા જણાવ્યુ છે.

"માસિક રૂપિયા અઢી હજારનો ભારે પગાર આપીને હુ ગોરો દીવાન લાવું તેની સામે મારા લોકો સખત વાંધો ઉઠાવશે એ હુ જાણતો હતો. હુ એ પણ જાણતો હતો કે મારુ આ કાર્ય મારા બીજા રાજવી બધુઓને પસદ નહી પડે. આમ છતા હું સર પેટ્રિકને લાવ્યો, એ જ આશાએ કે અત્યારની મુશ્કેલ પરિસ્થિતિમા એ મને ઉપયોગી થઈ પડશે પણ હુ કહુ તેની આપ ક્ષમા કરશો કે મારી ધારણા જરા પણ પાર પડી નથી અને તેથી તેઓ જલદી અહીંથી જાય એ જરૂરનુ છે આવી કમનસીબ સ્થિતિ માટે મને દિલગીરી થાય છે. પણ હુ લાચાર છુ આટલા વહેલા સર પેટ્રિકની સેવાઓ મારે જતી કરવી પડી છે તેનો આપ અનર્થ નહીં કરો એવી હુ આશા રાખુ છુ. એ કહેવાની જરૂર નથી કે હુ તેમને છ મહિનાનો પગાર આપી દેવા ખુશી છુ. મે સર પેટ્રિકને કાગળ લખ્યો છે તેની નકલ આ સાથે બીડુ છુ.

દિવસની સજા કરવામાં આવી. રાજ્ય તરફથી સભા તથા સરઘસસંબંધીના હુકમો કાઢવામાં આવ્યા. હજારાઓનો અને આ હુકમોનો ભંગ કરી લોકોએ જેલો ભરવા માંડી. ચળવળ ગામડાંમાં પહોંચી. તા. ૧લી ઑક્ટોબરે રાજકોટથી વીસેક માઈલ દૂરના હલેંડા ગામે લોકોએ કૂચ કરી ગામડાંને જગાડ્યાં. શહેરની ચળવળને તો વહેલીમોડી દાબી શકાશે પણ ગામડાંના ખેડૂતો જાગશે તો રાજ્યને ભારે પડશે એમ કેડલસાહેબ માનતા હતા. તે માટે સામ, દામ, દંડ, ભેદ એ બધા ઉપાયો અજમાવવાનો તેમણે વિચાર રાખ્યો. તેમણે ગામડાંમાં ફરવા માંડ્યું અને લોકોને સમજાવવા માંડ્યું કે આ ચળવળિયાઓની વાત માનવાને બદલે તમારાં જે દુઃખ હોય તે મને સીધી અરજી કરીને જણાવશો તો હું તે દૂર કરીશ.

તા. ૧લી ઑક્ટોબરે તેમણે ઠાકોરસાહેબ ઉપર એક કાગળ લખ્યો તે ઉપરથી ઠાકોરસાહેબની અને રાજ્યની દુર્દશા તે વખતે કેવી હતી એનો ખ્યાલ આવે છે. કેડલસાહેબે ઠાકોર સાહેબને લખ્યું કે

> કાલે રાતે આઠ વાગ્યા પહેલાં મેં આપને રાજ્યનાં બહુ અગત્યનાં કામસર મળવાની માગણી કરેલી. એથી મોડું થાય એ મને અનુકૂળ ન હતું છતાં આપે સાડા આઠનો વખત આપ્યો. તે વખતે હું આવ્યો ત્યારે મને જણાવવામાં આવ્યું કે બાપુ સ્નાન કરે છે. નવ વાગ્યા સુધી મેં રાહ જોઈ. ત્યારે મને કહેવામાં આવ્યું કે હજી અર્ધો કલાક લાગશે. એટલે હું ચાલ્યો ગયો. મેં આવા ભારે અસભ્ય વર્તનની આશા નહોતી રાખી. હજી પણ તમને મદદ કરવા હું આતુર છું પણ તમારા ઢંગ તો જુદા જ દેખું છું. આ સ્થિતિ વધુ વખત ચાલી શકે એવી નથી. રાજ્યમાં બધું અંધેર ચાલે છે. રાજ્યની સામે જે ફરિયાદો છે તે તમારા પોતાના વર્તનને કારણે જ છે. રાજ્યની આવકનો બહુ મોટો ભાગ તો તમે જ રાજાને ન શોભે એવે માર્ગે ખર્ચી નાખો છો. રાજ્યના વહીવટમાં તમે કશો ભાગ લેતા નથી. પ્રજાના કલ્યાણનો પણ કશો વિચાર કરતા નથી. તમારા પિતાશ્રી જે રીતે રાજ્ય ચલાવતા તે કરતાં તમારું વર્તન એટલું બધું જુદું છે કે તે નજરે તરી આવ્યા વિના રહેતું નથી. તમે કશું જ કામ કરતા નથી. દમનકારી ઉપાયોના અપજશનો બધો બોજો તમારા અમલદારોને વહોરવો પડે એ વાજબી નથી. તમારે દરરોજ દરબારમાં આવીને બેસવું જોઈએ અને લોકોની અરજીઓ સાંભળવી જોઈએ. આજે તહેવારનો દિવસ (માતાની આઠમ) છે એટલે સાંજે સાડા પાંચ વાગે તમારે શહેરમાં ફરવા નીકળવું જોઈએ. આપની ઇચ્છા હશે તો હું પણ સાથે નીકળીશ.

ઠાકોરસાહેબને તો આ કાગળ વાંચવાની ફુરસદ નહીં હોય પણ દરબાર વીરાવાળાએ તા. ૨૬મીએ આનો જવાબ લખાવ્યો કે

> "અત્યારની ચળવળ એ તો કૉંગ્રેસવાળાઓએ દેશી રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર મળવું જોઈએ એવી જે હવા ચલાવી છે તેનું પરિણામ છે. પણ તમે મને જે

જાતનો કાગળ લખ્યો છે, તે જોતા આપણો મેળ લાંબો વખત ચાલી શકે નહીં'. તમારે મારુ માન સાચવીને મારી નીતિને અમલમા મૂકવા અહી રહેવાનુ છે."

કેડલે બિચારાએ બન્ને તરફથી ઠાકોરસાહેબને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો. પણ દરબાર વીરાવાળાને લાગી ગયેલું કે આપણે કેડલને લાવીને કાંઈ કાંદા કાઢ્યા નથી. એટલે તા. ૧૬મી ઓક્ટોબરે રેસિડેન્ટ મિ. ગિબ્સન ઉપર ઠાકોરસાહેબ પાસે એણે કાગળ લખાવ્યો. એ કાગળમાં આગેવાનો તથા કાર્યકર્તાઓ માટે લાઘવભર્યાં વચનો વાપરેલાં છે અને રૈયતનો તેમને સાથ બરાબર નથી એવુ બતાવવાની કોશિશ કરવામાં આવી છે. છતાં રાજ્યની હાલતનો અને રાજ્યમાં ચાલતી ચળવળનો જેવો ખ્યાલ તેમાંથી મળે છે, તેવો બીજા કોઈ અહેવાલમાથી ભાગ્યે જ મળી શકે. એટલે એ કાગળ જ નીચે આપ્યો છે:

"મારા રાજ્યમાં કમનસીબે જે પરિસ્થિતિ ઊભી થઈ છે તે આપને જણાવતાં મને બહુ દુઃખ થાય છે. આપ જાણો છો કે પહેલાં ઉપડેલી ચળવળને લીધે ઢેબર સુધા ૩૫ માણસોને પકડીને જેલમાં પૂરવામા આવ્યા હતા. સાતમ અને આઠમના તહેવારોની ત્રણ દિવસ અગાઉ મૅજિસ્ટ્રેટના હુકમથી પોલીસે હળવો લાઠીચાર્જ કરેલો અને તેને લીધે લોકોએ હડતાલ પાડેલી. છતા સાતમ અને આઠમ (શીળીસાતમ અને ગોકળઆઠમ)ને દિવસે હમેશ મુજબ મે મારી સવારી કાઢેલી તે વખતે લોકો બહુ શાંતિ અને અદબથી વર્ત્યા હતા. ગોકળઆઠમને દિવસે સવારે કેટલાક લોકો મારી પાસે આવ્યા અને મને અરજ કરી કે મારે દયા બતાવીને અટકાયતીઓને છોડી દેવા જોઈએ અને સભાબંધીના હુકમો રદ કરવા જોઈએ. અરજ માન્ય રાખીને એ પ્રમાણે મે હુકમો આપ્યા તે આપ જાણો છો.

"થોડા દિવસ પછી શહેરમા પ્રજાપરિષદ ભરાઈ તેમા સાતથી આઠ હજાર માણસો ભેગા થયેલા. પણ અર્ધા ઉપરાંત તો નાના છોકરા હતા. હજારેક માણસ સિવિલ સ્ટેશનના હતા અને બાકીના શહેરના હતા. એ પરિષદમા વલ્લભભાઈ આવેલા હોવા છતા આબરૂદાર માણસો બહુ થોડા હતા. વલ્લભભાઈની ઉશ્કેરણીથી લોકો વધારે બહેકયા અને ચળવળ વધારે જોશમા ઊપડી એટલે મે સર પૅટ્રિક કેડલને લાવવાનો વિચાર કર્યો એવી આશાથી કે વહેલામા વહેલી તકે તેઓ ચળવળને દાબી દઈ શકશે અને રાજ્યમા સુલેહશાંતિ ફેલાવશે. તેમને લાવવામા આપે પણ મને મદદ કરી છે તેઓ ૧૧મી સપ્ટેમ્બરે અહીં આવ્યા અને ૧૨મી સપ્ટેમ્બરે દીવાનનો ચાર્જ સભાળી લીધો. મારો ખ્યાલ એવો છે કે ચળવળ તે વખતે ઠીક ઠીક કાબૂમા આવી ગઈ હતી. તેને નિર્મૂળ કરી નાખવા તેઓ વખતસર પગલાં લેશે એમ મે ધારેલું પણ પરિસ્થિતિથી માહિતગાર થવા માટે તેમણે વખત માગ્યો. તેમની વૃત્તિ તાત્કાલિક કંઈ પગલું લેવાની જણાઈ નહી અને દિવસો જતા ગયા તેમ પરિસ્થિતિ વધારે મુશ્કેલ અને કાબૂ બહાર જતી ગઈ. દીવાસળીના દરબારનો ખુલ્લી રીતે અને રાજ્યને પડકાર આપીને ભંગ કરવામાં

આપ જાણો છો કે મારા જૂના દીવાન દરબાર વીરાવાળાની તબિયત સારી રહેતી નથી, એટલે મેં મારી દેખરેખ નીચે કામ કરવા માટે એક કાઉન્સિલ નીમવાનો વિચાર કર્યો છે ”

તે જ દિવસે ઠાકોરસાહેબે દીવાન સર પેટ્રિકને કાગળ લખ્યો. તેમાં જણાવ્યું કે,

“મારા લોકોને લાગે છે અને તેમને એવું મનાવવામાં આવ્યું છે કે તમને અહીં સરકારે મોકલ્યા છે તેથી લોકોમાં હું જે માન ભોગવતો તે ગુમાવી બેઠો છું વળી દિવાળીની રજાઓ નજીક આવે છે તે પહેલાં બધા દરમાયા આપી દેવા જોઈએ પરંતુ લોકોએ બહિષ્કાર કર્યો છે લોકોએ તો રાજ્યના દાણાના વેચાણનો પણ બહિષ્કાર કર્યો છે આનો અર્થ એ થાય છે કે રાજ્યની આર્થિક પાયમાલી થવા બેઠી છે અને રાજ્ય ઉપર ભારે આફત આવી પડી છે રાજા તરીકે રાજ્યનું તેમ જ રૈયતનું હિત વિચારીને કોઈ પણ ભોગે આ આફતમાંથી મારે રાજ્યને ઉગારી લેવું જોઈએ તે માટે મારી ફરજ છે કે પ્રથમ તો એક ખરા અને પ્રજાહિતચિંતક રાજા તરીકે મારું સ્થાન લોકોમાં મારે સ્થાપિત કરવું જોઈએ હું એમ કરી શકું તો જ લોકોને ભરોસો પડે અને તેમની સાથે હું સમાધાન કરી શકું અને તેમનો પ્રેમ તથા વિશ્વાસ સંપાદન કરી શકું તમારા પહેલી ઑક્ટોબરના કાગળ ઉપરથી જણાય છે કે તમે રાજ્યમાં ચાલતા તોફાનોનું મૂળ કારણ મને જ માનો છો તમારા એ આક્ષેપનો મેં ઇનકાર કર્યો છે પણ હું જોઉં છું કે મારું માન અને મોભો સાચવીને તમારી સાથે હું લાંબો વખત નિભાવી શકીશ નહીં એટલે તમારે અહીંથી શી રીતે જવું એનો વિચાર કરવાનું તમારા ઉપર છોડું છું જેમ મિત્ર તરીકે તમે આવ્યા તેમ મિત્ર તરીકે જ વિદાય થાઓ એ જોવાને હું બહુ જ ઇંતેજાર છું તમને છ માસની મુદત માટે નોકરી ઉપર રાખવામાં આવ્યા છે એટલે રાજ્યના તિજોરી અમલદારને હું જણાવી દઉં છું કે એ પ્રમાણે તમારો પગાર ચૂકવી દે રેવન્યુ સેક્રેટરીને પણ ખબર આપું છું કે બને તેટલો વહેલો તમારી પાસેથી ચાર્જ સંભાળી લે ’

ઉપરનો કાગળ મળતાં જ બીજે દિવસે રેસિડેન્ટ મિ ગિબ્સને ઠાકોરસાહેબને મળવા બોલાવ્યા અને જણાવ્યું કે તમે જે પગલું ભરવા માગો છો તેથી રાજ્યને અને તમને નુકસાન થશે પણ ઠાકોરસાહેબે રેસિડેન્ટની વાત માની નહીં એટલે તાજના પ્રતિનિધિ નામદાર વાઇસરૉયના પૉલિટિકલ સેક્રેટરીને ઠાકોરસાહેબનો કાગળ તેણે મોકલી આપ્યો તા ૨૨મી ઑક્ટોબરે એનો ધાર્યા મુજબ જવાબ આવ્યો કે રાજ્યના અને ઠાકોરસાહેબના હિત ખાતર ઠાકોરસાહેબે પોતાનો વિચાર ફેરવવો. રેસિડેન્ટે ઠાકોરસાહેબને આ સમાચાર આપ્યા એટલે એમના તો હાજા જ ગગડી ગયા, અને કૅડેલને દીવાન તરીકે કાયમ રાખવાની તેમણે કબૂલાત આપી અને તેના હાથ નીચે પોતાના બે અમલદારોને નીમી ત્રણ જણની કાઉન્સિલ બનાવવાનું કબૂલ રાખ્યું

ગિબ્સનને વિચાર આવ્યો કે એકલા ઠાકોરસાહેબની તો આવું કશુ પગલુ લેવાની હિંમત ચાલે જ નહીં. આ બધુ કારસ્તાન દરબાર વીરાવાળાનુ હોવું જોઈએ. એટલે તેણે દરબાર વીરાવાળાને કાગળ લખીને રાજકોટ છોડી જવાની સલાહ આપી. દરબાર વીરાવાળાએ તા. ૨૦મી ઑક્ટોબરે પોતે રાજકોટ છોડી જાય છે એવો રેસિડેન્ટને કાગળ લખ્યો. ગિબ્સને વીરાવાળાને લખ્યું કે,

"તમે રાજકોટ છોડવાનો વિચાર કર્યો છે એ બહુ ડહાપણભરેલું કામ છે. તમારી તબિયત જોતા તમારે સ્થળફેર કરવાની અને પૂરો આરામ લેવાની જરૂર છે."

આટલી સ્પષ્ટ ચેતવણી મળ્યા છતાં તા. ૨૯મી ઑક્ટોબર સુધી દરબાર વીરાવાળાએ રાજકોટ છોડ્યુ નહીં. એટલે ગિબ્સને એને બહુ ધમકાવીને કાગળ લખ્યો ત્યારે છેવટે દરબાર વીરાવાળા રાજકોટથી વિદાય થયા.

કેડલને કાઢવાનો વિચાર ચાલતો હતો તે દરમ્યાન તા. ૧૫મી ઑક્ટોબરે શ્રી ઢેબરભાઈ એમની ૧૫ દિવસની સજા પૂરી કરીને જેલમાંથી છૂટ્યા. કેડલનો વિચાર કોઈ પણ રીતે શ્રી ઢેબરભાઈને સમજાવી દરબારગઢ ઉપર ચાલતુ પિકેટિંગ બંધ કરાવવાનો હતો તે માટે શ્રી ઢેબરભાઈ સાથે રૂબરૂ મળીને તેમ જ પત્રવ્યવહાર ચલાવીને તેમણે ખૂબ પ્રયત્ન કર્યો છેવટે તા. ૨૬મી ઑક્ટોબરે શ્રી ઢેબરભાઈએ કેડલને લખી નાખ્યુ કે અમારે માત્ર એટલુ જ જોઈએ છે કે જાહેર લિલામ અથવા તો ખાનગી વાટાઘાટોથી રાજ્યે ઇજારા આપવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. જ્યારે જ્યારે આ જાતની ખાતરી રાજ્ય તરફથી મને મળી છે, ત્યારે ત્યારે તમે સ્વીકાર કરશો કે દરબારગઢ ઉપરથી ચોકી ખસેડી લેવામા મે વિલંબ કર્યો નથી હજી પણ તમે મને જણાવો કે તમારા ખાનગી કાગળમા જે લખેલુ છે તે અધિકારની રૂએ આપેલી ખાતરીની બરોબર છે, તો ચોકી ખસેડી લેવામા મને વાંધો નથી આનો જવાબ બીજે દિવસે કેડલ તરફથી એવો મળ્યો કે તમને પૂરેપૂરી નોટિસ આપ્યા વિના ખાનગી વાટાઘાટોથી કે જાહેર લિલામથી ઇજારા આપવાનો પ્રયત્ન નહીં કરવામા આવે એટલે રાજ્યની ઑફિસો અને દરબારગઢ ઉપરથી ચોકી ખસેડી લેવામા આવી કેડલની શ્રી ઢેબર સાથેની આ વાટાઘાટ એમનુ રહેવાનુ નક્કી નહોતુ થયુ તે દરમ્યાન ચાલેલી, પણ તા. ૨૯મી ઑક્ટોબરે ઠાકોરસાહેબે કેડલ અને બીજા બે અમલદારોની કાઉન્સિલ નીમવાનું જાહેર કર્યું ત્યાર પછી કેડલે મજબૂત હાથે કામ લેવાનું શરૂ કર્યું. બીજી તરફથી દરબાર વીરાવાળાને જવુ પડ્યુ તેથી લોકોમાં પણ

ઉત્સાહ ફેલાયો અને કેડલને પહોંચી વળવા તેઓ કટિબદ્ધ થયા. ગામડાંઓમાં પણ સભાઓ અને સરઘસો નીકળવા માંડ્યાં તથા રાજ્યના બહિષ્કારના પોકારો થવા માંડ્યા. કેડલની નીતિ એવી હતી કે શહેરને પહોંચી વળાશે પણ લડતની હવા ગામડાંમાં ન ફેલાવી જોઈએ. તેણે સૂચનાઓ આપી દીધી કે આવી સભાઓ અને સરઘસો લાઠીમારથી વિખેરી દેવાં અને પરિષદના કોઈ સ્વયંસેવકો ગામડે આવે તો તેમને મારીઝૂડીને કાઢી મૂકવા. ફોજદારે મોટર લઈ ગામડે ગામડે ફરવા માંડ્યું અને રાજકોટથી આવતી સૂચનાઓનો અમલ બરાબર કરવાની ગામના પસાયતાઓ અને પોલીસને તાકીદ આપવા માંડી. આ અરસામાં એક નિર્દોષ ખેડૂતનું ખૂન થયું. ખૂનીનો પત્તો લાગ્યો નહીં. પ્રજાને શંકા ગઈ કે રાજ્યના નોકરિયાતનો હાથ છે. રાજકોટના આગેવાનો તથા સ્વયંસેવકોએ આ શહીદ થયેલા ખેડૂતનું રાજકોટથી તે તેના ગામ સુધી ભારે મોટું સરઘસ કાઢ્યું. આ ખૂનના સમાચાર જાણી ગામડાં કકળી ઊઠ્યાં અને રાજ્ય ઉપર ફિટકાર વરસાવવા લાગ્યાં. ગામડાંમાં પણ જુદા જુદા મહાલના ખેડૂતોનાં સંમેલન થવા માંડ્યાં અને ચળવળ વધુ ને વધુ જોર પકડવા માંડી. છેવટે તા. ૮મી નવેમ્બરે શ્રી ઢેબરભાઈને ફરીથી પકડવામાં આવ્યા. જે દિવસે તેઓ પકડાયા તે દિવસે આખા રાજકોટની પ્રજામાં એટલો ઉત્સાહ વ્યાપ્યો કે લોકો ટોળે વળી રાજ્ય સામે પોકારો કરવા લાગ્યા. દરરોજ જ્યાં સભા થતી ત્યાં સભા થઈ. સભાના આગેવાનને પકડે અને લોકોને વિખેરી નાખવામાં આવે તે માટે અગિયાર વખત લાઠીચાર્જ કરવા પડ્યા. એમ કહીએ તો ચાલે કે તે આખો દિવસ રાજકોટમાં લાઠીચાર્જ ચાલ્યો. તા. ૧૧મી નવેમ્બરે કાઠિયાવાડ પ્રજામંડળના આશ્રય નીચે મુંબઈમાં એક જાહેરસભા થઈ તેમાં ભાષણ આપતાં સરદારે જણાવ્યું કે,

> ગઈ કાલે સવારે રાજકોટના સમાચાર વાંચ્યા અને હું નાચી ઊઠ્યો. ગઈ કાલ સવારથી હું તો રસના ઘૂંટડા પીતો થઈ ગયો છું. રાજકોટમાં જે કાંઈ બન્યું તે ઉપરથી મને લાગ્યું કે ખરેખરી લડતનાં પગરણ હવે મંડાયાં. ખરા સત્તા પચાવવાનું પૂરેપૂરું મૂલ્ય નથી આપ્યું ત્યાં સુધી કદી સત્તા મળી જાય તોપણ તે ગુમાવાઈ જાય. રાજકોટની પ્રજા આજે થોડુંક લઈને રાજી થઈ જાય તો રાજકોટના ખેડૂતોએ જે આશાઓ બાંધી છે તે કઈ રીતે પૂરી થવાની હતી?
>
> 'જેલોમાં મોતની સજા પામેલા કેદીઓને ફાંસી દેવાને માટે કેદીઓમાંથી જ કેટલાકને ફાંસિયાઓ તરીકે પસંદ કરવામાં આવે છે. ફાંસી આપવા માટે તેમને પાંચેક રૂપિયા મળે છે અને થોડાક દિવસની સજા માફ થાય છે. બરાબર આવા જ કોઈ માણસો રાજકોટ રાજે રાખ્યા લાગે છે. બાર કલાકમાં તેમણે

ઉત્સાહ ફેલાયો અને ફેડલને પહોંચી વળવા તેઓ કટિબદ્ધ થયા. ગામડાંઓમાં પણ સભાઓ અને સરઘસો નીકળવા માંડ્યાં તથા રાજ્યના બહિષ્કારના પોકારો થવા માંડ્યા. ફેડલની નીતિ એવી હતી કે શહેરને પહોંચી વળાશે પણ લડતની હવા ગામડાંમાં ન ફેલાવી જોઈએ. તેણે સૂચનાઓ આપી દીધી કે આવી સભાઓ અને સરઘસો લાઠીમારથી વિખેરી દેવાં અને પરિષદના કોઈ સ્વયંસેવકો ગામડે આવે તો તેમને મારીઝૂડીને કાઢી મૂકવા. ફોજદારે મોટર લઈ ગામડે ગામડે ફરવા માંડ્યું અને રાજકોટથી આવતી સૂચનાઓનો અમલ બરાબર કરવાની ગામના પસાયતાઓ અને પોલીસને તાકીદ આપવા માંડી. આ અરસામાં એક નિર્દોષ ખેડૂતનું ખૂન થયું ખૂનીનો પત્તો લાગ્યો નહીં. પ્રજાને શંકા ગઈ કે રાજ્યના નોકરિયાતનો હાથ છે. રાજકોટના આગેવાનો તથા સ્વયંસેવકોએ આ શહીદ થયેલા ખેડૂતનું રાજકોટથી તે તેના ગામ સુધી ભારે મોટું સરઘસ કાઢ્યું. આ ખૂનના સમાચાર જાણી ગામડાં કકળી ઊઠ્યાં અને રાજ્ય ઉપર ફિટકાર વરસાવવા લાગ્યાં. ગામડાંમાં પણ જુદા જુદા મહાલના ખેડૂતોનાં સંમેલન થવા માંડ્યાં અને ચળવળ વધુ ને વધુ જોર પકડવા માંડી. છેવટે તા. ૯મી નવેમ્બરે શ્રી ઢેબરભાઈને ફરીથી પકડવામાં આવ્યા. જે દિવસે તેઓ પકડાયા તે દિવસે આખા રાજકોટની પ્રજામાં એટલો ઉત્સાહ વ્યાપ્યો કે લોકો ટોળે વળી રાજ્ય સામે પોકારો કરવા લાગ્યા. દરરોજ જ્યાં સભા થતી ત્યાં સભા થઈ. સભાના આગેવાનને પકડે અને લોકોને વિખેરી નાખવામાં આવે. તે માટે અગિયાર વખત લાઠીચાર્જ કરવા પડ્યા. એમ કહીએ તો ચાલે કે તે આખો દિવસ રાજકોટમાં લાઠીચાર્જ ચાલ્યો. તા. ૧૧મી નવેમ્બરે કાઠિયાવાડ પ્રજામંડળના આશ્રય નીચે મુંબઈમાં એક જાહેરસભા થઈ. તેમાં ભાષણ આપતાં સરદારે જણાવ્યું કે,

"ગઈ કાલે સવારે રાજકોટના સમાચાર વાંચ્યા અને હું નાચી ઊઠ્યો. ગઈ કાલ સવારથી હું તો રસના પૂંટડા પીતો થઈ ગયો છું. રાજકોટમાં જે કાંઈ બન્યું તે ઉપરથી મને લાગ્યું કે ખરેખરી લડતનાં પગરણ હવે મંડાયાં. ખરાં સત્તા પચાવવાનું પૂરેપૂરું મૂલ્ય નથી આપ્યું ત્યાં સુધી કદી સત્તા મળી જાય તોપણ તે ગુમાવાઈ જાય. રાજકોટની પ્રજા આજે થોડુંક લઈને રાજી થઈ જાય, તો રાજકોટના ખેડૂતોએ જે આશાઓ બાંધી છે તે કઈ રીતે પૂરી થવાની હતી?

"જેલોમાં મોતની સજા પામેલા કેદીઓને ફાંસી દેવાને માટે કેદીઓમાંથી જ કેટલાકને ફાંસિયાઓ તરીકે પસંદ કરવામાં આવે છે. ફાંસી આપવા માટે તેમને પાંચેક-રૂપિયા મળે છે. અને થોડાક દિવસની સજા માફ થાય છે. બરાબર આવા જ કોઈ માણસો રાજકોટ રાજ્યે રાખ્યા લાગે છે. બાર કલાકમાં તેમણે

ધ્યાન લગાડશો નહી. પહેલું રાજકોટનું કોકડું ઉકેલવા દો. પછીથી તમારાં કોકડાં વધારે સહેલાઈથી ઉકલી જશે. આ સંગ્રામનો ફેંસલો તો ત્યારે જ થશે જ્યારે આપણે માગી રહ્યા છીએ તે બધુ જ મળશે.

"રાજકોટ કાઠિયાવાડનું કેન્દ્ર છે. કાઠિયાવાડનું સત્ત્વ રાજકોટમાં છે. તે કાઠિયાવાડનું નાક છે. રાજકોટના સંગ્રામમાં કાઠિયાવાડની ઇજ્જતનો સવાલ છે. આઠ કરોડની ગુલામીના બંધન તોડવાની લડત ત્યાં લડાઈ રહી છે."

ત્યાર પછી તા. ૨૧-૧૧-'૩૮ના રોજ અમદાવાદમાં એક જાહેરસભા થઈ, તેમાં વ્યાખ્યાન આપતાં સરદારશ્રીએ કહ્યું :

"તમે બધાં આજે મારી પાસેથી રાજકોટની લડતનો ઇતિહાસ સાંભળવા ભેગાં થયા હશો. હું ઘણાંયે વરસોથી કાઠિયાવાડનું કોકડું ઉકેલવા પ્રયત્ન કરતો હતો અને અનેક વખત નિરાશા પણ અનુભવી હતી. કારણ ક્યાં પગ મૂકવો એની સૂઝ પડતી નહોતી. મને એક આદત પડી ગઈ છે કે એક વાર પગ મૂક્યો ત્યાંથી પાછા ન હઠવું. જ્યાં પગ મૂકીને પાછા ફરવું પડે એમ હોય ત્યાં પગ મૂકવાની મને આદત નથી. બાકી રાજકોટ તો એ રાજ્ય છે કે જ્યાં કબા ગાંધીએ દીવાનગીરી કરી છે, અને જેના પુત્રે દુનિયાભરમાં હિંદને ઓળખાવ્યું છે. એણે આપણને સ્વમાનના પાઠ ભણાવ્યા છે. એ કાઠિયાવાડનું ઋણ કઈ રીતે ચૂકવાય એનો વિચાર કરતાં મેં ઘણા ઉજાગરા પણ કર્યા છે. છેવટે ઈશ્વરની દયા થઈ છે. ઈશ્વરે તે ઋણ ટાળવાનો રસ્તો બનાવ્યો છે. કાઠિયાવાડ રાજકીય પરિષદના મંત્રી શ્રી ઢેબરભાઈએ 'જન્મભૂમિ'માં પાંચ લેખ લખ્યા અને મને મોકલીને કહ્યું કે રસ્તો બતાવો. મેં તેમને કહ્યું કે હવે લેખ લખ્યે દહાડો નહીં વળે તમે પ્રજાની નાડીપરીક્ષા કરી છે. બાકી હું કઈ એજન્સીને અરજીઓ કરવામાં માનતો નથી. આજે રાજા અને પ્રજા સર્વોપરી સત્તાના મોં સામે જોઈને બેઠાં છે. પણ ખરી સર્વોપરી સત્તા એ કાંઈ ઉપરની સરકાર નથી. ખરી સર્વોપરી સત્તા એ તો તમારી પ્રજા છે. તમે બીજી આશા રાખતા હો તો તમારો બધો હિસાબ ખોટો પડવાનો છે. આ રાજ્યોની લડતોનો ફેંસલો એક જ રીતે થઈ શકે. રાજાઓએ પ્રજા માગે તેવું રાજ્યતંત્ર આપવું જ પડશે. રાજ્ય કેવું કરવું અને કેમ કરવું, અને કાયદા કેમ ઘડવા ને કેમ નહી, એ કામ કેડલનું કે ગિબ્સનનું નથી, તેમ કરવાનો તેમને અધિકાર નથી. રાજ કેમ કરવું એ માટે તો રાજકોટની પ્રજાને પૂછવું પડશે. જે પ્રજાના પ્રતિનિધિઓ આજે જેલમાં પડયા છે, તેમને પૂછવું પડશે. અત્યારે રાજકોટમાં નવો ગોરો દીવાન આણવામાં આવ્યો છે. એ આપણા દેશમાં બહુ રહી ગયેલો છે. આવ્યો ત્યારથી તેણે ઑર્ડિનન્સો કાઢવા માંડ્યા છે. અને લોકોએ તે તોડવા માંડ્યા છે. નવો દીવાન કહે છે કે અમે પ્રજાને રાજકારભારમાં વધારે હિસ્સો આપવા તૈયાર છીએ. પણ અમારે એ ગંદવાડામાં હિસ્સો શું કામ જોઈએ? અમારે તો જમીન સાફ કરવી છે. એ તાપને એટલો તપતો બતાવવો છે કે જેથી એ ગંદવાડો સળગી જાય. એ નવો દીવાન કહે છે કે રાજકોટની લડતમાં હું હોરીસંચાર કરી રહ્યો છું. હું કહું છું કે તું ગમે તેટલો હાથોનાચો થાય તોપણ માગ વિના તારું કોકડું ઉકેલનાર નથી. આ કઈ બચ્ચાના ખેલ નથી જે તમારી કડક

દમનનીતિ ઉપર આશાઓ બાંધશો, પ્રજામાં ભંગાણ પાડવાની આશા બાંધશો, તો બોંતેર વર્ષની ઉમરે બધી આબરૂ ગુમાવીને ઘેર જશો. તમે આ દેશમાં બહુ મુત્સદ્દીગીરી કરી છે. હું કંઈ મુત્સદ્દી નથી. હું તો એક ખેડૂત છું. મારી પાસે તો ઉપવાસનું એક જ ઓસડ છે. કોઈ દીવાનની તાકાત નથી કે પ્રજાની મરજી વિરુદ્ધ કાંઈ કરી શકે.”

ઢેબરભાઈના પકડાયા પછી સરદારે પોતાની દીકરી મણિબહેનને તા. ૧૬મી નવેમ્બરે રાજકોટ મોકલ્યાં. તેમણે ગામડે ગામડે ફરીને ખેડૂતોને ખૂબ હિંમત આપવા માંડી અને લડતનો જોસ ટકાવી રાખ્યો. તેમનો તાપ રાજ્યથી ન જીરવાયો એટલે તા. ૫મી ડિસેમ્બરે તેમને પકડ્યાં. તેમની ધરપકડના સમાચાર બહાર પડતાં જ અમદાવાદથી શ્રી મૃદુલાબહેન રાજકોટ જવા તૈયાર થયાં. તેમનાં માતુશ્રી શ્રી સરલાદેવી રાજકોટનાં છે, એ નાતે રાજકોટની લડતમાં ભાગ લેવાનો પોતાનો અધિકાર છે એવો તેમનો દાવો હતો. પણ રાજ્યે તો સ્ટેશન ઉપરથી જ તેમને ગિરફતાર કરી દીધાં.

લડતનું જોર દિનપ્રતિદિન વધતું જતું હતું. એટલે કાઠિયાવાડના બીજા રાજાઓ તથા દીવાનોને એમ લાગતું હતું કે સમાધાન થઈ જાય તો સારું. ભાવનગરના દીવાન શ્રી અનંતરાય પટ્ટણીને આ જશ ખાટવાનુ મન થઈ આવ્યું. તેમણે દરબાર વીરાવાળાને રાજકોટ બોલાવ્યા અને તેની સાથે તેઓ ઠાકોરસાહેબને મળ્યા. પણ રેસિડેન્ટ મિ. ગિબ્સન તો એવું ઇચ્છતા હતા કે દરબાર વીરાવાળાએ રાજકોટમા પગ મૂકવો જોઈએ નહીં. એટલે તા. ૨૫–૧૧–’૩૮ના રોજ દરબાર વીરાવાળાને કાગળ લખીને જણાવ્યું કે તમે રાજકોટ આવ્યા છો એ જાણીને મને આશ્ચર્ય થાય છે. શ્રી અનંતરાય પટ્ટણીને તમને મળવું હતું તો તમને ભાવનગર બોલાવવા હતા; અથવા તમને મળવા તેમણે નટવરનગર (દરબાર વીરાવાળાનુ વતન) જવુ હતુ. મેં તમને સલાહ આપી છે છતાં તમે રાજકોટ શુ કામ આવ્યા? પણ વીરાવાળા તો રાજકોટ આવ્યા પછી પોતાની તબિયત મુસાફરી કરવા જેવી નથી એમ કહી રાજકોટમાં રોકાયા. એટલે ગિબ્સને તેમને કહ્યુ કે તમારે ઠાકોરસાહેબને તો ન જ મળવુ. છતા વીરાવાળા રાજમહેલમાં ગયા એવી ખબર પડતાં જ પોલિટિકલ એજન્ટ મિ. ડેલીએ એમને તા ૨૯–૧૧–’૩૮ના રોજ લખ્યુ કે રાજકોટમાં કોઈને નહીં મળવાની ખાતરી આપ્યા છતા તમે રાજમહેલમાં ગયા છો એવુ સાંભળીને મને આશ્ચર્ય થાય છે. હુ આશા રાખું છુ કે તમે પૂરેપૂરા સાજા થઈ ગયા હશો અને આવતી કાલે નટવરનગરની મુસાફરી કરતાં તમને કશી અડચણ નહીં આવે.

વીરાવાળાની રેસિડેન્સીના અમલદારો આગળ કેવી સ્થિતિ હતી તે બતાવવા પૂરતો જ આ વસ્તુનો ઉલ્લેખ કર્યો છે. બાકી ઠાકોરસાહેબ વીરાવાળાને પૂછ્યા વિના કશું કરી શકે એમ નહોતા. દરબાર વીરાવાળા પણ સમાધાન થાય એ માટે ઇન્તેજાર હતા અને સમાધાન કરવું તો તો સરદાર સાથે જ થઈ શકશે એમ તેઓ માનતા હતા. તે ઉપરથી શ્રી અનંતરાય પટ્ટણી તથા દરબાર વીરાવાળા ઠાકોર સાહેબને મળ્યા. ઠાકોર સાહેબની ઇચ્છા કોઈ પણ રીતે સમાધાન કરવાની જણાઈ એટલે શ્રી અનંતરાય ગાંધીજીને મળવા વર્ધા ગયા. સમાધાન કયા ધોરણ ઉપર થાય તો પ્રજાને માન્ય થઈ શકે એ વિષેનો મુસદ્દો ગાંધીજીએ કરી આપ્યો. તે લઈને શ્રી અનંતરાય અમદાવાદમાં સરદારને મળ્યા અને પછી રાજકોટ જઈ ઠાકોરસાહેબને તથા દીવાન સર પૅટ્રિક કેડલને તેઓ મળ્યા. ઠાકોર સાહેબને એ મુસદ્દો માન્ય હતો. તે ઉપરથી એવું નક્કી થયું કે કેડલે સરદારને મુંબઈમાં મળવું. તે પ્રમાણે શ્રી અનંતરાયે તા. ૨૮મી નવેમ્બરના રોજ કેડલની મુલાકાત સરદાર સાથે મુંબઈમાં ગોઠવી, અને બધું લગભગ નક્કી થયું. પણ કેડલને તથા રેસિડેન્સીને આવું સમાધાન થાય એ ગમતું નહોતું, એટલે તા. ૮મી ડિસેમ્બરે કેડલની સહીથી એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું, તેમાં ૧૪૪મી કલમનો અમલ બે મહિના વધુ લંબાવવામાં આવ્યો. બીજા જાહેરનામામાં જણાવવામાં આવ્યું કે,

> ‘ઠાકોરસાહેબે જમીનમહેસૂલમાં ઘટાડો કર્યો છે અને ઘણા ઇજારા રદ કર્યા છે છતાં ચળવળ ચાલુ રહી છે તે જોઈને અમને દિલગીરી થાય છે. રાજ્યના વહીવટમાં પ્રજાને વધારે હિસ્સો મળે તેમ કરવા પણ તેઓ રાજી છે. અને તે માટે તેમણે કેટલાક ફેરફાર કરવાનું નક્કી કર્યું છે. પ્રજાપ્રતિનિધિ સભા પ્રજા તરફથી ચૂંટવામાં આવશે અને રાજ્યના લોકહિતકારી ખાતાં એ સભાને જવાબદાર પ્રધાનને સોંપવામાં આવશે. નવી પ્રજાપ્રતિનિધિ સભા રાજા તથા પ્રજાના હિતમાં કામ કરશે. ઠાકોરસાહેબે અમલદારો અને બિનઅમલદારોની એક કમિટી નીમવાનું પણ મંજૂર કર્યું છે. તે કમિટી જમીનમહેસૂલ પ્રજા ઉપર વધારે બોજારૂપ ન થાય પરંતુ રાજ્યવહીવટના ખર્ચને પહોંચી વળવા જેટલું જ હોય એવી રીતે તેમાં ઘટાડો કરશે. રૈયત ઉપરના કરનો બોજો બ્રિટિશ હિંદ કરતાં વધારે નહીં રાખવામાં આવે. ઠાકોરસાહેબને દિલગીરી થાય છે કે ચળવળ ચાલુ રહેવાથી પ્રજાને આર્થિક નુકસાન થાય છે, અને વેપારીઓને પણ નુકસાન ભોગવવું પડે છે.’

જે ધોરણ ઉપર સમાધાન કરવાની વાત કેડલ સાથે થઈ હતી તેને બદલે રાજ્ય તરફથી ઉપરની મતલબનું જાહેરનામું નીકળ્યું એ જોઈ સરદારને બહુ નવાઈ લાગી. એટલે એના જવાબમાં તા. ૧૦મી ડિસેમ્બરના રોજ એમણે નીચે પ્રમાણે નિવેદન બહાર પાડ્યું:

"ઠાકોરસાહેબ દસ ટકાનો જમીનદાર બની જાય છે એમ મેં કહ્યાનું સર પેટ્રિક કેડલ જણાવે છે તેમાં તો ઠાકોરસાહેબ અને મારી વચ્ચે વૈમનસ્ય ઊભું કરવાના અણછાજતા પ્રયત્ન સિવાય બીજું કશું નથી ઠાકોરસાહેબના રાજા તરીકેના વિશેષ અધિકારો જાળવવાની જવાબદારી મેં લીધી હતી, તે તેમણે યાદ રાખવું જોઈએ પરંતુ વચનભંગના મુદ્દાની ચર્ચામાં ઠાકોરસાહેબ વિષે હું શું બોલ્યો કે ન બોલ્યો એ મહત્ત્વનું નથી સર પેટ્રિકના જવાબમાં બીજી જે ત્રુટીઓ છે તેની ચર્ચામાં હું નથી ઊતરતો, કારણ વચનભંગનો મુદ્દો જે એમના પોતાના જવાબમાંથી જ પૂરતો સાબિત થાય છે તેના ઉપરથી પ્રજાનું ધ્યાન હું બીજી વાતો ઉપર ખસેડી નાખવા માગતો નથી"

જે વખતે સરદારની દીવાન સર પેટ્રિક સાથે આ ચર્ચા ચાલી રહી હતી ત્યારે દરબાર વીરાવાળા સગઅગમાં રહ્યા રહ્યા દીવાન કેડલને બાજુએ મૂકી સરદાર સાથે ઝઘડાનું સમાધાન કરવાની પેરવી કરી રહ્યા હતા ધ્રાંગધ્રાના રાજસાહેબ વચ્ચે પડે એવી તેમની તજવીજ હતી ધ્રાંગધ્રા રાજ્યના એક શ્રી દુર્ગાપ્રસાદ ઉપર સરદાર વિષે તા ૬-૧૨-'૩૮ના રોજ તેમણે લખ્યું છે કે, He is the only reasonable fellow to come to proper terms and end this impasse (એ જ એક સમજદાર આદમી છે જેની સાથે યોગ્ય સમજૂતી થઈ શકે અને જે આ ઝઘડાનો અંત આણી શકે) આ દુર્ગાપ્રસાદ રાજકોટ ઠાકોરસાહેબનો કાગળ લઈ મુંબઈમાં સરદારને મળેલા ત્યાર પછી સરદારે તા ૧૮-૧૨-'૩૮ના રોજ રાજકોટના ઠાકોરસાહેબને મુંબઈથી નીચે પ્રમાણે કાગળ લખ્યો

કબૂલ કર્યા પછી આમ ફરી જવું એ કોઈને શોભે કે નહીં તે એ જાણે. પણ આપને તો ન જ શોભે. જાહેરમાં વચનભંગનો આરોપ આવે અને વળી વિના કારણ રાજ્યની ખુવારી થાય અને પ્રજાને હેરાનગતિ વેઠવી પડે, એ સારું નથી.

"જે ગરનો કબૂલ રાખેલી હતી તે ઉપર આજે પણ આપ કાયમ હો તો હું આપનો કાગળ મળતાંની સાથે ત્યાં આવી પ્રજાને સમજાવી લડતનો અંત લાવી શકીશ. મહાત્માજી આપના કુટુંબના સંબંધી છે. એમનો સલાહ આપી એ આપના હિતની વિરુદ્ધ તો નહીં જ હોય. મારો કે કોઈનો આ લડતમાં આપની પ્રત્યે અંગત રાગદ્વેષ નથી. અમે રાજ્યનું અને પ્રજાનું ભલું ઇચ્છીએ છીએ, એવું પરદેશીઓ ન જ ઇચ્છે. લડતનો અંત લાવવો એ આપના અધિકારની વાત છે. એમાં કોઈ વચ્ચે આવી શકે એમ નથી. પ્રજાને રાજી કરી તેની સાથે સમાધાન કરશો તો તમારો કોઈ વાંકો વાળ કરી શકશે નહીં. ખોટી ધમકીઓથી ડરવાનું કશું કારણ નથી. તેમ ખટપટિયા કે સ્વાર્થી માણસોની સલાહ માની નકામું લંબાવી રાજ્યની ખુવારી કરી દુઃખી થશો નહીં, તથા પ્રજાને નકામી દુઃખી કરશો નહીં. પછી તો આપની ઇચ્છા. ઈશ્વર આપનું ભલું કરે.

લિ.

વલ્લભભાઈના વંદેમાતરમ્"

ઉપરનો કાગળ મળ્યા પછી ઠાકોરસાહેબે સરદારને રાજકોટ આવવાનો સંદેશો મોકલાવ્યો તે ઉપરથી તા. ૨૫–૧૨–'૩૮ના રોજ બપોરે વિમાનમાં સરદાર રાજકોટ પહોંચ્યા. તરત જ તેમણે ઠાકોરસાહેબને નીચે પ્રમાણે ચિઠ્ઠી મોકલાવી:

"શ્રી રાજકોટ ઠાકોરસાહેબ,

"હું હમણાં જ રાજકોટ આવ્યો છું, રાજકોટની પરિસ્થિતિથી વાકેફ થયો છું. મારી અને દીવાનસાહેબની વચ્ચે મુંબઈની અમારી મુલાકાત સંબંધમાં જે જાહેર ચર્ચા થઈ તે આપે છાપાંઓમાંથી જાણી હશે. આ બધી ગેરસમજ ઇરાદાપૂર્વક કેટલાક ખાસ હેતુઓથી કરવામાં આવી છે, એમ માનવાને સબળ કારણો છે. અને તેથી જ સમાધાની અટકી પડી છે એમ હું માનું છું. આપને મળવાથી આ ગેરસમજૂત દૂર થવાનો સંભવ છે, એમ આપને લાગતું હોય તો ખરી વસ્તુસ્થિતિ સમજાવવા માટે હું તૈયાર છું.

લિ.

વલ્લભભાઈના વંદેમાતરમ્"

તરત જ ઠાકોરસાહેબે નીચે પ્રમાણે જવાબ લખ્યો:

"અમરસિંહજી સેક્રેટેરિયેટ,

રાજકોટ રાજ્ય

૨૫ ડિસેમ્બર, ૧૯૩૮

"પ્રિય સરદાર વલ્લભભાઈ,

"તમારી ચિઠ્ઠી હમણાં જ મળી તે માટે આભાર. આજે સાંજે ૫ વાગ્યે આવશો અને મારી સાથે ચા પીશો તો મને આનંદ થશે.

"તે વખતે આપણે હાલના પ્રશ્નની મારી કાઉન્સિલના સભ્યોની રૂબરૂમાં ચર્ચા કરીશુ.

તમારો
ધર્મેન્દ્રસિંહ"

ઉપરની ચિઠ્ઠી મળતાં સરદાર ઠાકોરસાહેબને મળવા ગયા. દીવાન સરપેટ્રિક કેડલ તથા કાઉન્સિલના બીજા સભ્યો રા. સા. માણેકલાલ પટેલ તથા શ્રી જેઠાલાલ પણ આવી પહોંચ્યા. આઠ કલાક સુધી વાતો ચાલી, એને પરિણામે સમાધાન થયું એના ઉપર રાતના પોણા બે વાગ્યે ઠાકોરસાહેબે સહી કરી. એ સમાધાનનો મજકૂર નીચે મુજબ છે:

૧. છેલ્લા થોડા માસ દરમ્યાન અમારી પ્રજામા જે લોકલાગણી જાગ્રત થઈ છે અને પોતે માનેલા દુઃખોના ઇલાજ માટે લોકોએ જે ખેદજનક કષ્ટો સહન કર્યાં છે તે જોયા પછી, અને કાઉન્સિલ તેમ જ શ્રી વલ્લભભાઈ પટેલ સાથે સમગ્ર પરિસ્થિતિની ચર્ચા કર્યાં પછી, અમારી ખાતરી થઈ છે કે હાલની લડતનો અને લોકોના દુઃખોનો તત્કાળ અંત લાવવો જોઈએ.

૨. અમે દસ ગૃહસ્થની એક સમિતિ નીમવાનો નિર્ણય કર્યો છે. આ ગૃહસ્થો અમારા રાજ્યના પ્રજાજનો હશે. તેમાના ત્રણ જણ રાજ્યના અમલદાર હશે. અને બીજા સાત પ્રજાજનોના નામ હવે પછીથી જાહેર કરવામા આવશે.

૩. આ સમિતિ ૧૯૩૯ના જાન્યુઆરીના અંત સુધીમા, યોગ્ય તપાસ પછી અમારી સમક્ષ હેવાલ રજૂ કરીને, શહેનશાહ પ્રત્યેની અમારી ફરજો અને રાજા તરીકેના અમારા વિશેષ અધિકારોને બાધ ન આવે એવી રીતે, અમારી પ્રજાને વધારેમાં વધારે સત્તા આપી શકાય એવી સુધારાની યોજના રજૂ કરશે

૪. અમારો અંગત ખર્ચ નરેન્દ્ર મંડળની કાઉન્સિલે કરેલી ભલામણ અનુસાર રહેશે.

૫ અમે વધુમા અમારી પ્રજાને ખાતરી આપવા માગીએ છીએ કે ઉપર જણાવેલી સમિતિ તરફથી જે યોજનાની ભલામણ કરવામા આવશે તે ધ્યાનમાં લઈ તેનો પૂરેપૂરો અમલ કરવાનો અમારો ઇરાદો છે.

૬. શાંતિ અને શુભનિષ્ઠાની ફરી સ્થાપના કરવાની જરૂરી પૂર્વભૂમિકા રૂપે સવિનય કાનૂન ભંગને અંગે સજા પામેલા સર્વ કેદીઓને તત્કાળ છોડી મૂકવાનું, બધા દંડ પાછા આપવાનું અને દમનનાં સર્વે પગલાં પાછા ખેંચી લેવાનું અમે જાહેર કરીએ છીએ.

ધર્મેન્દ્રસિંહ

તા. ૨૬-૧૨-'૩૮

નોંધ : પેરેગ્રાફ બીજામાં ઉપયોગ 'પ્રજાજન'ની વ્યાખ્યા બ્રિટિશ હિંદમા બ્રિટિશ હિંદી પ્રજાજનની વ્યાખ્યા જેવી જ રહેશે.

ઉપરના સમાધાનની જાહેરાત તે જ દિવસે દરબારી ગેઝેટ કાઢીને કરવામાં આવી. તે ઉપરાંત ઠાકોરસાહેબે એક જુદા કાગળમાં સરદાર વલ્લભભાઈને લખી આપ્યું કે,

"એવી સમજૂતી થઈ છે કે આજની તારીખના દરબારી જાહેરનામાની કલમ ૨ માં સમિતિના સાત પ્રજા સભ્યોનો જે ઉલ્લેખ છે, તેમનાં નામોની ભલામણ સરદાર વલ્લભભાઈ પટેલે કરવાની છે અને અમારે તેની નિમણૂક કરવાની છે.

ધર્મેન્દ્રસિંહ"

તા. ૨૬મીએ સવારે આખા રાજકોટ શહેરમાં અને આસપાસનાં ગામડાંમાં સમાધાનના સમાચાર પવનવેગે પહોંચી ગયા. બપોરે બે વાગ્યા સુધીમાં બધા સત્યાગ્રહી કેદીઓ પણ છૂટી ગયા. ત્રણેક વાગ્યે સત્યાગ્રહી કેદીઓનું વિજય સરઘસ નીકળ્યું. સભાસ્થાને સરઘસ પહોંચ્યું ત્યારે ત્યાં માનવ મેદનીનો પાર નહોતો. આસપાસનાં ઘણાં શહેરોમાંથી પણ સમાધાનીની ખબર સાંભળી લોકો મોટરબસ અને રેલવે ટ્રેનો દ્વારા આવી પહોંચ્યા હતા. સરદારે ભાષણમાં પોતાનું હૈયું ઠાલવ્યું :

"આજનો પ્રસંગ રાજકોટના અને કાઠિયાવાડના ઇતિહાસમાં અપૂર્વ છે. આપણે તેની જવાબદારી અને મહત્ત્વ બરાબર સમજી લેવાં જોઈએ. રાજકોટમાં આજે એવી કઈ વસ્તુ પેદા થઈ છે કે આટલા લોકો, બહેનો, વિદ્યાર્થીઓ, ખેડૂતો, વેપારીઓ, હર્ષઘેલા થાય છે? એ વસ્તુ સ્વતંત્રતા છે. ઘણા વર્ષ સુધી કાઠિયાવાડ ગુલામ રહેલ છે. આજે એને સ્વતંત્રતાની ઝાંખી થઈ છે.

"હું ઘણા વખતથી મારા ઉપરનું કરજ ચૂકવવા ઇચ્છતો હતો. રાજકોટે — કાઠિયાવાડે એવા એક પુરુષની હિંદને ભેટ આપેલી છે, જેણે આખા દેશની સિકલ ફેરવી નાખી છે, જેણે સેંકડો વર્ષથી સૂતેલા દેશને સત્ય અને બલિદાનના પાઠ ભણાવી જાગ્રત કર્યો છે. એ પુરુષનો હું એક અદના સિપાઈ છું. મારા ઉપર એનું ઋણ ચડેલું છે. આજે એ ઋણનો કંઈક બદલો વાળ્યાનો મને થોડોક સંતોષ થાય છે.

"પ્રજાએ જે જાગૃતિ, અપૂર્વ સંગઠન, અહિંસા, ત્યાગ અને કોમ કોમ વચ્ચેની એકતા બતાવી છે એ નમૂનો હિંદુસ્તાનમાં અનેક યુદ્ધોને ભુલાવે તેવો છે. તેથી હું મગરૂબ થાઉં છું અને તમને સૌને અભિનંદન આપું છું.

"આજે રાજા સાથે સમાધાન થયું છે. આવા રાજાપ્રજાના ઝઘડામાં રાજાપ્રજા બંનેને નુકસાન થાય છે. આજે પ્રજાનો વિજય થયો છે, સાથે સાથે રાજાનો પણ થયો છે. જ્યારે રાજાના દિલમાં પ્રજા પ્રત્યે લાગણી પેદા થાય છે ત્યારે એનો વિજય થયો ગણાય છે. તેથી હું રાજાપ્રજા બંનેને અભિનંદન આપું છું."

આ સમાધાનની વાત દેશમાં ફેલાઈ ત્યારે દેશના ખૂણે ખૂણેથી સરદારને અભિનંદનના તારો મળ્યા. આખા દેશમાં હર્ષ વ્યાપી ગયો અને સરદારની બાહોશી તથા બહાદુરીનાં સૌ વખાણ કરવા લાગ્યા પણ સમાધાન કરીને ખરેખરી નિરાંતની નિદ્રા તો તે દિવસે રાજકોટના ઠાકોરસાહેબે લીધી હશે.

તા ૨૭-૧૨-’૩૮ના રોજ એમણે સરદારને આભાર માનતો કાગળ લખ્યો એમા દરબાર વીરાવાળાનો એમના ઉપર કેટલો પ્રભાવ હતો તે દેખાઈ આવે છે

"રાજકોટ,
૨૭-૧૨-’૩૮

"પ્રિય વલ્લભભાઈ પટેલ,

'તમે રાજકોટ આવ્યા તે માટે હુ તમારો ઘણો આભારી છુ

"આ ઝઘડાનો અત લાવવામા તમે જે રીતે મને મદદ કરી તેની હુ બહુ કદર કરુ છુ

"મને લાગે છે કે અત્યાર સુધીમા તમારા જાણવામા આવ્યું હશે કે દીવાનસાહેબ વીરાભાઈ મને અને મારા રાજ્યને બહુ વફાદાર છે પોતાની આખી કારકિર્દી દરમ્યાન મારી પ્રજાનુ ભલુ કરવા તેમણે બહુ પ્રયત્ન કર્યો છે

"મારુ અને મારા રાજ્યનુ હિત જાળવવા માટે તેમને ઘણુ વેઠવુ પણ પડયુ છે

'હવે આપને મારી એટલી જ વિનતી છે કે મારી પ્રજાના દિલમા તેમને વિષે કાઈ ગેરસમજ હોય તો તે આપ દૂર કરાવશો એ માટે હુ આપનો ઘણો આભારી થઈશ

તમારો
ધર્મેન્દ્રસિંહ"

આમ રાજકોટની લડતનો સુખદ અત આવેલો દેખાયો પણ આવુ સમાધાન જેમા સરદારનો એટલે કે કોંગ્રેસનો ઉપર હાથ રહે એ રેસિડેન્ટને રુચ્યુ નહીં ગોરા દીવાનને તો ઠાકોરે રજા આપી, પણ દરબાર વીરાવાળા જે સરદાર સાથે સમાધાન કરવા ઈંતેજાર હતા તે રેસિડેન્ટની લાલ આખ જોઈ ફરી બેઠા અને બરાબર તેના હાથા બન્યા તેમણે ઠાકોર પાસે વચન ભગ કરાવ્યો રાજાના વચનનુ પાલન કરાવવા ગાધીજીએ ઉપવાસ આદર્યા પણ એ આખી કથા અલગ પ્રકરણ માગી લે છે

## ૨
## મંત્રિમંડળ

રાજકોટ રાજ્યમાં અને કાઠિયાવાડમાં પ્રજા જ્યારે આ સમાધાનથી વિજયના આનદ અને ઉત્સાહમાં હતી ત્યારે કાઠિયાવાડના બીજા રાજાઓના દિલમાં, પોતાની સત્તા સરી પડતી જોઈ ખળભળાટ મચી રહ્યો હતો.

રેસિડેન્ટ પણ ચોંક્યા હતા. તેમણે તા. ૨૮–૧૨–'૩૮ના રોજ કાઉન્સિલના બધા સભ્યો સાથે ઠાકોરસાહેબને પોતાંને ત્યાં મળવા બોલાવ્યા. ત્યાં જે વાતચીત થઈ એના હેવાલની નોંધ સરદારે પોતાની ખાનગી વ્યવસ્થાથી મેળવી. એ નોંધમાંથી થોડા ઉતારા અંગ્રેજી 'હરિજન' તથા ગુજરાતી 'હરિજનબંધુ'માં છપાયા છે. તે રેસિડેન્ટનું માનસ બરાબર પ્રગટ કરતા હોઈ નીચે આપ્યા છે :

હાજર: નામદાર મિ. ગિબ્સન, ના. ઠાકોરસાહેબ, કાઉન્સિલના સભ્યો: સર પેટ્રિક કેડલ, રા. સા. માણેકલાલ પટેલ, શ્રી જયંતીલાલ ત્રિભુવનપુત્રા.

ના. મિ. ગિબ્સને શરૂઆત કરતાં ના. ઠાકોરસાહેબને જણાવ્યું કે તેમણે કરેલા સમાધાનથી બધા રાજાઓમાં ખળભળાટ પેદા થયો છે. વલ્લભભાઈ પટેલ રાજકોટ કેવી રીતે આવ્યા? ના. ઠાકોરસાહેબે તેમને આમંત્રણ આપ્યું હતું કે કેમ તે મિ. ગિબ્સન જાણવા માગતા હતા.

ના. ઠાકોર: તેઓ એમની ઇચ્છાથી આવ્યા હતા, અને મને મળવા જણાવ્યું હતું. મેં તેમને ચા પીવા નોતર્યા હતા.

મિ. ગિબ્સન: વારુ, પણ એ સાવ બિનભરોસાદાર માણસ છે. તમે જાણો છો કે બહારની કોઈ દખલગીરી ન ચાલવા દેવી એવી હિંદ સરકારની ઇચ્છા છે. પટેલની સાથે સમાધાન કરીને તમે તમારા નરેન્દ્ર બંધુઓની અને સરકારની સહાનુભૂતિ ગુમાવી છે. તમને રુચે તે કરો, તેનું હિંદ સરકારને કાંઈ નથી. પરંતુ પટેલ દ્વારા સમાધાન કરવામાં તમે ભૂલ કરી છે. કોંગ્રેસના કાર્યકર્તાઓમાં પણ મિ. પટેલ સૌથી વધુ અવિશ્વાસપાત્ર છે. છતાં જાહેરાત ઉપરથી જણાય છે તે પ્રમાણે સમાધાનની શબ્દરચના એટલી બધી ખરાબ નથી, સિવાય કે 'શક્ય તેટલી વિશાળ સત્તાઓ' એ શબ્દો. આ શબ્દોનો ગમે તે અર્થ થઈ શકે તેનો અર્થ એટલે સુધી પણ થાય કે તમે માત્ર નામના જ રાજા રહો. એ શબ્દોના જોર ઉપર તેઓ શરૂઆતથી જ સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્રની માગણી કરશે, અને તમે ઘણી કઢંગી સ્થિતિમાં મુકાઈ જશો.

ના. ઠાકોર: ના, મેં માત્ર સમિતિ નીમી છે.

મિ. ગિબ્સન: હા, પરંતુ સમિતિના સભ્યો કોણ નીમશે? અને એ સમિતિનો જે હેવાલ આવશે તેનો તો તમારે અમલ કરવાનો જ છે.

ના. ઠાકોર: શ્રી વલ્લભભાઈ નામો સૂચવશે.

મિ. ગિબ્સન: એનો અર્થ જ એ કે કોંગ્રેસના કાર્યકર્તાઓ નિમાશે. તેઓ 'શક્ય તેટલી વિશાળ સત્તાઓ' એ શબ્દોની રૂએ સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની માગણી કરશે.

સર પેટ્રિક: મિ. પટેલ કઈ રીતે નામો સૂચવશે? આપણે તેમને લખવાનું છે?

ના. ઠાકોર: ના, તેઓ નામો મોકલશે.

મિ. ગિબ્સન: એક કલમમાં તમે હેવાલ સંપૂર્ણ રીતે અમલમાં મૂકવાનું કબૂલ્યું છે. તેથી તમે તમારી બાજી હારી બેઠા છો.

સુધારા સમિતિના પ્રમુખની નિમણૂક સબંધમાં મિ. ગિબ્સને ઠાકોરસાહેબને પૂછ્યું : સમિતિના પ્રમુખ કોણ થશે?

ના. ઠાકોર: દરબાર વીરાવાળા.

મિ. ગિબ્સન: ના, એ તો આવી ન શકે.

ના. ઠાકોરસાહેબ: કેમ? તેઓ એમની રજાનો સમય પૂરો થયા પછી આવશે.

મિ. ગિબ્સન: તેઓ તાલુકદાર છે. તેઓ નહીં આવી શકે. હું તેમને હવે ન આવવા દઉં.

ના. ઠાકોર: સર પેટ્રિકના ગયા પછી તેઓ આવી શકશે.

મિ. ગિબ્સન: એ જોયું જશે.

ઉપરની વાતચીત થઈ તે પહેલાં ઠાકોરસાહેબે મિ. ગિબ્સનને કાગળ લખીને જણાવ્યું હતું કે,

> "હવે પ્રજા સાથે સમાધાન થઈ ગયું છે. અને રાજ્યમાં પૂરેપૂરી શાંતિ સ્થપાઈ ગઈ છે. વળી દીવાન તરીકે સર પેટ્રિક કેડલ ન જોઈએ એવી જાતની પ્રજાજનોની સહીથી અરજી મને મળી છે એટલે આપ તેમને રાજીનામું આપીને જવાની સલાહ આપો તો ઠીક. મેં સર પેટ્રિકને પણ એ પ્રમાણે કાગળ લખ્યો છે."

આનું કશું પરિણામ ન આવ્યું એટલે તા. ૩૧મી ડિસેમ્બરે સર પેટ્રિકને ફરી કાગળ લખીને પુછાવ્યું કે તમે ક્યારે રાજીનામું આપો છો? રેસિડેન્ટ મિ. ગિબ્સન સમજી ગયા કે સર પેટ્રિક કેડલને હવે વધુ વખત રાખવામાં માલ નથી. આ સમાધાની રદ કરાવવામાં દરબાર વીરાવાળા આપણને વધુ ઉપયોગી થઈ પડશે એટલે તેમણે કેડલને જવાની સલાહ આપી.

તેઓ ૭મી જાન્યુઆરીએ રાજકોટ છોડી ગયા અને તરત જ દરબાર વીરાવાળાએ રાજકોટ આવી દીવાનપદું સભાળી લીધું. સરદાર સાથે તેનું જ્યારે સમાધાન કરાવ્યું ત્યારે કદાચ તેનું પાલન કરવાની તેની ઇચ્છા હશે. પણ રેસિડેન્ટની રૂખ જોઈ એના વિચાર ફરી ગયા અને સમાધાનનો ભંગ શી રીતે કરવો તેની જ યુક્તિઓ તેમણે રચવા માંડી એવા કાવાદાવાના કામમાં તો એ એક્કા હતા.

સમાધાનની શરતો મુજબ સમિતિના સાત પ્રજાકીય સભ્યોનાં નામ સરદારે આપવાનાં હતાં. તે વિષે કાર્યકર્તાઓ જોડે મસલતો કરી નામો

પસંદ કરતાં અને સૂચવતાં તેમને થોડા દિવસ લાગ્યા. તા. ૪–૧–'૩૯ના રોજ નીચેનાં સાત નામો સરદારે ઠાકોરસાહેબને લખી મોકલ્યાં :

૧. શ્રી પોપટલાલ ધનજીભાઈ માલવિયા
૨. શ્રી પોપટલાલ પુરુષોત્તમ અનડા
૩. શ્રી મુલ્લાં વલીજી અબ્દુલઅલી
૪. ડૉ. ડી. જે. ગજ્જર
૫. શ્રી જમનાદાસ ખુશાલદાસ ગાંધી
૬. શ્રી વ્રજલાલ મયાશંકર શુક્લ
૭. શ્રી ઉછરંગરાય નવલશંકર ઢેબર

આનો જવાબ તા. ૧૨–૧–'૩૯ના રોજ કાઉન્સિલના સભ્ય શ્રી માણેકલાલ પટેલની સહીથી સરદારને મળ્યો. તેમાં જણાવવામાં આવ્યું કે,

"તમે સૂચવેલાં નામો ઠાકોરસાહેબને મળે તે પહેલાં છાપામાં બહાર પડી ગયાં છે. તેથી ઠાકોરસાહેબ બહુ કફોડી દશામાં મુકાયા છે.

"ઠાકોરસાહેબની ઘણી ઇચ્છા છે કે, તમારાં સૂચવેલાં નામો તેઓ પસંદ કરે. પણ રાજ્યના ભાયાતો, મુસલમાનો તથા દલિતવર્ગ તરફથી તેમને અરજીઓ મળી છે કે તેમનું પ્રતિનિધિત્વ પણ આ સમિતિમાં હોવું જોઈએ. એ અરજીઓને પણ ઠાકોરસાહેબે ધ્યાનમાં લેવી જોઈએ. એટલે તમે સૂચવેલાં સાત નામોમાંથી નંબર ૧, ૨, ૪ અને ૫ ઠાકોરસાહેબ પસંદ કરે છે. મુસલમાનોની માગણી એવી છે કે સમિતિ ઉપર તેમના ત્રણ પ્રતિનિધિ હોવા જોઈએ. ઠાકોરસાહેબને લાગે છે કે નં. ૩ને બદલે મુસ્લિમ કાઉન્સિલે સૂચવેલા બે માણસોને સમિતિ ઉપર રાખવા. નં. ૬ અને ૭ની બાબતમાં ના. ઠાકોરસાહેબને લાગે છે કે તેઓ રાજ્યના પ્રજાજનની વ્યાખ્યામાં આવી શકે એમ નથી. એટલે તેમને બદલે બીજા કોઈના નામ સૂચવવા જોઈએ. તેમાં ભાયાતો વગેરેની માગણી લક્ષમાં લઈ તમે નામો સૂચવશો ત્યાર પછી ઠાકોરસાહેબ એ બહાર પાડશે."

ઉપરનો કાગળ મોકલાયા પછી ઠાકોરસાહેબની કાઉન્સિલના એક સભ્ય શ્રી જયંતીલાલ જોબનપુત્રા સરદારને મળવા તા. ૧૫મીએ બારડોલી ગયા. ગાંધીજી પણ તે વખતે બારડોલીમાં જ હતા. એટલે બંનેએ શ્રી જોબનપુત્રા સાથે ખૂબ વાતો કરી. રા. સા. માણેકલાલના કાગળના જવાબમાં નીચેનો કાગળ સરદારે તેમની સાથે જ મોકલ્યો.

"બારડોલી,
તા. ૧૫–૧–'૩૯

"ભાઈ માણેકલાલ પટેલ,

"તમારો કાગળ તા. ૧૨–૧–'૩૯નો મળ્યો. તમારા કાગળથી મને દુઃખ થાય છે

"મેં આપેલાં નામો પ્રગટ થયાં એ ખોટું તો થયું, પણ ઘણાં માણસોની સાથે જેમાં વહેવાર હોય તે વાત હમેશાં ઢાંકી રહી શકતી નથી.

"વળી નામ પ્રગટ થયા છતાં સબળ કારણસર તેમાં કાઢઘાલ અવશ્ય થઈ શકે.

"ભાયાતો અને મુસલમાનોનાં નામ વિષે તમે જે ભલામણ કરો છો તે મારાથી સ્વીકારી નથી શકાતી. તે સ્વીકારવા જતાં નામો આપવાની પાછળ જે વિચારસરણી રહી છે અને જે સમજી શકાય તેવી છે તે તૂટી પડે છે. આ કમિટી અમુક હેતુ પાર પાડવાને સારુ થઈ છે અને એ હેતુ તો અમુક પ્રકારના મત ધરાવતા હોય તેવા પણ પ્રામાણિક માણસોથી જ સિદ્ધ થઈ શકે. હું એટલી ખાતરી આપું છું કે જે સાત સભ્યોનાં નામ મે સૂચવ્યાં છે તેઓ ભાયાતોનાં અને બીજાઓના હિત નજરમાં રાખીને જ કામ કરશે. આથી વિરોધની આગા કોઈ ન રાખી શકે.

"કેટલાક સભ્યો રાજકોટની રૈયત ન હોવા વિષે તમે જે ઉલ્લેખ કર્યો છે તે દુઃખદ છે. પણ તેમ કરવાનો તમને અધિકાર હતો. શ્રી ઢેબરભાઈ એ વ્યાખ્યામા નથી જ આવતા એમ તમે ફરી વિચાર કરતાં નિર્ણય કરશો તો એ નામ ખેંચી લેવા હું તૈયાર છું. જો શ્રી ઢેબરભાઈનું નામ કાઢવાનો આગ્રહ કાયમ રહે તો એને બદલે શ્રી ગજાનન્દ જોષી વકીલનું નામ હું સૂચવુ છું. શ્રી વજુભાઈ શુક્લ તો એ વ્યાખ્યામાં આવે છે એમ મારો મત છે.

"પ્રમુખ દસમાંથી ચૂંટાય એવો જ અર્થ નામદાર ઠાકોરસાહેબની જાહેરાતનો હોઈ શકે. અને એ પ્રમુખ દરબારશ્રી વીરાવાળા ન હોઈ શકે એ મારે કહેવું જોઈએ. એમણે તો મને કહેવડાવ્યું છે કે તેઓ પોતે કશો હોદ્દો લેવાના નથી. પણ કોઈ અકસ્માત થવા ન પામે એ માટે આગળ લખવું ઉચિત લાગ્યુ છે.

"મારે કહેવું જોઈએ કે કમિટીની નિમણૂક થવામાં ઘણી ઢીલ થઈ છે. રિપોર્ટ તો તા. ૩૧મી જાન્યુઆરી લગીમા બહાર પાડવો જ રહ્યો. એટલે મારી આશા છે કે આ કાગળ પહોંચતા તુરત કમિટી નિમાઈ જશે. પણ કમનસીબે કમિટી નહીં નિમાય ને ઢીલ થયાં જ કરશે તો લોકો તરફથી લડત ફરી થવાનો ભય છે. સાથે મારે જણાવવું જોઈએ કે ના. ઠાકોરસાહેબ અને સર પૅટ્રિક કૅડલની વચ્ચે થયેલો પત્રવ્યવહાર અને રેસિડેન્ટની સાથે તા. ૨૮મી ડિસેમ્બરે થયેલી મુલાકાતની યાદી મારી પાસે છે. જો સમાધાની ભાંગી પડશે તો પ્રજા-પક્ષના હિતને અર્થે એ કાગળિયા ને એવા જે બીજાં કાગળિયાં મારા કબજામાં છે તે પ્રગટ કરવાનો મારો ધર્મ થઈ પડશે, એમ મને ભાસે છે. પણ મારી ઉમેદ છે કે એવું કશું નહીં કરવું પડે ને કમિટીની નિમણૂક તરત થશે ને બધું કામ નિયમસર ચાલુ થઈ જશે.

"તમારી તરફથી તારથી જવાબની આશા રાખું છું.

લિ. સેવક,
વલ્લભભાઈ પટેલ"

ગાંધીજીએ પણ ઠાકોરસાહેબને તે જ દિવસે નીચે પ્રમાણે કાગળ મોકલાવ્યો :

"ના. ઠાકોરસાહેબ,

"ભાઈ જયંતીલાલ સાથે મેં સારી પેઠે વાતો કરી છે. સરદારે જે પત્ર રા. સા. માણેકલાલ ઉપર મોકલ્યો છે તે પ્રમાણે વર્તવામાં તમારા વચનનું પાલન છે ને તમારું હિત છે. જે ઉદાર નિર્ણય કર્યો છે તેને વળગી રહેવાની મારી ભલામણ છે.

મોહનદાસ ગાંધીના આશીર્વાદ"

રા. સા. માણેકલાલ પટેલે સરદારને તારથી જણાવ્યું કે તમારા કાગળ ઉપર ના. ઠાકોરસાહેબ વિચાર કરી રહ્યા છે અને પોતાનો નિર્ણય થોડા વખતમાં જણાવશે. આ પત્રવ્યવહાર ચાલતો હતો એ દરમિયાન રાજકોટની સ્થિતિ તો બગડતી જ જતી હતી. શ્રી ઢેબરભાઈએ ૧૮–૧–'૩૯ના રોજ સરદારને તારથી જણાવ્યું કે,

"માણેકલાલભાઈનો જવાબ અચોક્કસ છે અને કુશંકા ઉપજાવનારો છે. રાજ્ય મુસલમાનોનો વિરોધ દેખાડવાની ખટપટ કરે છે. તેઓની મીટિંગો થાય છે. અહીં સ્થિતિ બહુ ગંભીર છે."

એટલે સરદારે તા. ૧૯મીએ રા. સા. માણેકલાલને નીચે પ્રમાણે તાર કર્યો :

"શ્રી જેબનપુત્રા મારફત મેં મોકલેલા કાગળનો તમારા તરફથી છેવટનો જવાબ નથી તેથી દિલગીર છું. તેમાં જણાવેલી શરતોનું તા. ૨૨મી સવારે ૧૦ વાગ્યા પહેલાં પાલન કરવામાં નહીં આવે તો મારે નાછૂટકે તેમાં જે કાગળિયાંનો ઉલ્લેખ કરેલો છે તે પ્રગટ કરવાં પડશે અને રાજકોટના લોકોને લડત શરૂ કરવાની સલાહ આપવી પડશે."

એટલે રા. સા. માણેકલાલે તા. ૨૦–૧–'૩૯ના રોજ તારથી જવાબ આપ્યો કે કમિટીના સભ્યોના નામોમાં થોડા ફેરફાર કરી અમે જાહેર કરીએ છીએ. તે અનુસાર તા. ૨૧–૧–'૩૯ના રોજ દરબારી જાહેરનામું પ્રગટ થયું. તે અક્ષરશઃ નીચે આપ્યું છે :

"તા. ૨૬–૧૨–'૩૮ના જાહેરનામામાં જણાવ્યા મુજબ રાજ્યના કારોબારમાં અમારી પ્રજાને વિશેષ રીતે સંયોજિત કરવાના હેતુથી, યોગ્ય તપાસ કરી સુધારાની યોજનાનો ખરડો રિપોર્ટ અમારા તરફ રજૂ કરવા, રાજ્યના બધા અગત્યના વિભાગોનું પ્રતિનિધિત્વ ધરાવનારી, નીચે લખ્યા સાત ગૃહસ્થોની કમિટી, જેમણે સ્ટેટના ત્રણ ઑફિસરો જેઓનાં નામ. હવે પછી બહાર પાડવામાં આવશે, તેઓની સાથે રહી કામ કરવાની નિમણૂક કરવામાં આવે છે:

૧. મિ. પોપટલાલ પુરુષોત્તમ અનડા — પ્રેસિડેન્ટ, પ્રજા પ્રતિનિધિ સભા

૨. જાડેજા જીવણસિંહજી ધીરુભા

૩. શેઠ દાદા હાજી વલીમહમદ

૪. મિ. પોપટલાલ ધનજીભાઈ માલવિયા

૫. મિ. મોહનલાલ એમ. ટાંક — પ્રેસિડેન્ટ, મ્યુનિસિપલ કોર્પોરેશન

૬. ડૉ. ટી. જે. ગજ્જર

૭. શેઠ હાતુભાઈ અબદુલઅલી

કમિટી તેમનો રિપોર્ટ સંપૂર્ણ અને બારીક તપાસ કરી રજૂ કરશે એમ આશા રાખવામાં આવે છે.

તા. ૨૧-૧-૧૯૩૯ — ધર્મેન્દ્રસિંહ
ઠાકોરસાહેબ સ્વ. રાજકોટ"

ઉપરનું જાહેરનામું બહાર પડ્યું એટલે રાજકોટનું સમાધાન ભાંગી પડવાથી, રાજકોટની પ્રજાને સત્યાગ્રહની લડત ફરી શરૂ કરવાની હાકલ કરતાં સરદારે ૨૫-૧-'૩૯ના રોજ નીચેનું છાપાંજોગું નિવેદન બહાર પાડ્યું:

"રાજકોટ સત્યાગ્રહની લડતની સુખદ પૂર્ણાહુતિ થઈ લાગતી હતી. પણ ઘણી જ દિલગીરીપૂર્વક તેની ફરી શરૂઆત કરવાની હાકલ કરવાનો પ્રસંગ આવ્યો છે. એ વાતનું મને ઊંડું દુઃખ છે. છતાં રાજ્યની પ્રતિષ્ઠાને ખાતર તેમ જ રાજકોટની પ્રજાના સ્વમાનની રક્ષાને ખાતર લડત ફરી શરૂ કરવાનો ધર્મ થઈ પડયો છે.

"પ્રજાને સ્મરણ હશે કે રાજકોટ રાજ્યના ગૅઝેટમાં તા. ૨૬-૧૨-'૩૮ના રોજ જાહેર થયેલું સમાધાન (અગાઉ અપાઈ ગયું છે) તા. ૨૫મીની સાંજે તથા રાતના લગભગ આઠ કલાક સુધી રાજકોટ ઠાકોરસાહેબ અને સર પૅટ્રિક કૅડલ, શ્રી માણેકલાલ પટેલ તથા શ્રી જેઠાલાલ જોષી જોડે ચાલેલી અને રાતના પોણાબે વાગ્યે પૂરી થયેલી વાટાઘાટને પરિણામે થયું હતું.

"અહીં યાદ રાખવું જરૂરનું છે કે, રાજકોટના સમાધાનની વાટાઘાટ કરવા હું ઠાકોરસાહેબના આમંત્રણથી ગયો હતો. સમાધાન પછી થોડા દિવસમાં સર પૅટ્રિક કૅડલ પોતાના હોદ્દા ઉપરથી નિવૃત્ત થયા.

"મારે ખેદપૂર્વક જણાવવું પડે છે કે, જેમણે ઠાકોરસાહેબનું લૂણ ખાધું છે એમણે જ એમની બારે કુસેવા કરી છે. આવા સલાહકારોમાં દરબાર વીરાવાળા સૌથી નપાવટ નીવડયા છે. તેમણે રાજ્યને પાયમાલ કર્યું છે, અને ભયાનક ગેરવહીવટથી રાજ્યની તિજોરી તળિયાઝાટક કરી છે. ઠાકોરસાહેબ ઉપર તેમણે એવું કામણ કર્યું છે કે, તેમાંથી તેઓ ઇચ્છે તોપણ કેમે છૂટી શકે નહીં. સર પૅટ્રિક કૅડલને દરબાર વીરાવાળાએ જ આણ્યા હતા. પણ વીરાવાળા જ

રાજ્યના શત્રુ છે એમ જાણતાં સર પેટ્રિકે આવતાંવેત એજન્સીની મદદથી એમને રાજ્યમાંથી હદપાર કર્યા. આ પછી દરબાર વીરાવાળા આવા દીવાનને સાંખે તેમ ન હતું. છતાં પોતે રાજ્યકર્તા કોમના છે એ ગુમાન રાખીને સર પેટ્રિક ન ચાલ્યા હોત, તો તેમને કદાચ રાજકોટ છોડવા વખત ન આવત.

"દરબાર વીરાવાળાને દેશવટો મળ્યા છતાં બગસરા બેઠાં એણે રાજખટપટ ચાલુ રાખી. તેમના દીકરા ભોજવાળા અને ભત્રીજા વાલેરાવાળા તો હજુ રાજકોટ ઠાકોરસાહેબ પાસે જ છે. પોતે સમાધાન નહીં અટકાવી શકે એમ લાગતા જ દરબાર વીરાવાળાએ મિત્રનો સ્વાંગ ધારણ કર્યો અને સમાધાનમાં મદદગાર બનવાનો દેખાવ કર્યો. સર પેટ્રિક રાજકોટ છોડવાની તૈયારીમાં હતા તેવામાં દરબાર વીરાવાળા રાજકોટમાં પહોંચ્યા અને પોતાના કારસ્તાન શરૂ કર્યાં, જે હજુયે ચાલુ જ છે.

"સમાધાનની શરતો પ્રમાણે નીમવાની કમિટી મુજબ સાત સભ્યોનાં નામો લડતના સંચાલકો જોડે મસલતો કરી પસંદ કરતા અને સૂચવતાં મને થોડા દિવસ વીત્યા. તા. ૪-૧-'૩૯ના રોજ મેં સાત નામો મોકલી આપ્યાં.

"આ પછી સમિતિ નિમાયાની જાહેરાત વગર વિલંબે થવી જોઈતી હતી. પણ દિવસો વીત્યા, છતાં કશું થયું નહીં. દરમ્યાન તા. ૨૮મી ડિસેમ્બરે રેસિડેન્ટ તથા ઠાકોરસાહેબ અને તેમની કાઉન્સિલ વચ્ચે મંત્રણા થઈ. આ મંત્રણાની તે વેળાએ હાજર રહેલા એક જણે લીધેલી સત્તાવાર નોંધ મારી પાસે છે. (અગાઉ છપાઈ ચૂકી છે.)

"આ પ્રસંગે રેસિડેન્ટે કોંગ્રેસ તથા મારે વિષે કાઢેલા ઉદ્ગારો વાંચવા લાયક છે. થયેલા સમાધાન વિષે તેમ જ કોંગ્રેસ તથા મારે વિષે પોતાનો અણગમો વાતચીત દરમ્યાન રેસિડેન્ટ છુપાવી શક્યા નથી.

"એમ જણાય છે કે ઠાકોરસાહેબે પોતાની પ્રજાને આપેલી ખોળાધરીનો ભંગ કરવામાં રેસિડેન્ટ તથા દરબાર વીરાવાળા જ જવાબદાર છે. વળી, હાલમાં રાજ્ય તરફથી કાઢવામાં આવેલું જાહેરનામું પણ સમાધાનની રૂએ અગાઉ કાઢવામાં આવેલા જાહેરનામા જોડે સરખાવી જોવા જેવું છે. આ બીજી વારના જાહેરનામામાં મેં સૂચવેલા સાત નામોમાંથી ચાર બાતલ કરવામાં આવ્યાં છે. સમિતિના કાર્યક્ષેત્રને પણ તે રદ કરે છે અને મોઘમ છે, જ્યારે અગાઉના જાહેરનામાની ભાષા અસંદિગ્ધ અને ચોક્કસ હતી. અગાઉના જાહેરનામામાં એમ કહેવામાં આવ્યું હતું કે સમિતિનો રિપોર્ટ તા. ૩૧મી જાન્યુઆરી પહેલાં બહાર પડશે અને ઠાકોરસાહેબ તરફથી તેનો અમલ થશે જ્યારે હાલના જાહેરનામામાં સમિતિનો રિપોર્ટ બહાર પાડવાની બાબતમાં કશી મુદત ઠરાવવામાં આવી નથી.

"આ છેલ્લા જાહેરનામા અગાઉ રા. સા. માણેકલાલ પટેલ તરફથી મને એક કાગળ મળેલો. નોંધ લેવા જોગ બીના એ છે કે, આ કાગળમાં મારાં સૂચવેલા સાત નામોમાંથી ચાર કબૂલ રાખવામાં આવ્યાં છે. જ્યારે છેલ્લા જાહેરનામામાં એ ચારમાંથી પણ એક નામ વળી પાછું કમી કરવામાં આવ્યું છે, અને ત્રણ જ બાકી રહ્યાં છે.

૧. મિ. પોપટલાલ પુરુષોત્તમ અનડા — પ્રેસિડેન્ટ, પ્રજા પ્રતિનિધિ સભા

૨. જાડેજા જીવણસિંહજી ધીરુભા

૩. શેઠ દાદા હાજી વલીમહમદ

૪. મિ. પોપટલાલ ધનજીભાઈ માલવિયા

૫. મિ. મોહનલાલ એમ. ટાંક — પ્રેસિડેન્ટ, મ્યુનિસિપલ કૉર્પોરેશન

૬. ડૉ. ડી. જે. ગજ્જર

૭. શેઠ હાતુભાઈ અબદુલઅલી

કમિટી તેમનો રિપોર્ટ સંપૂર્ણ અને બારીક તપાસ કરી રજૂ કરશે એમ આશા રાખવામાં આવે છે.

તા. ૨૧-૧-૧૯૩૯ — ધર્મેન્દ્રસિંહ
ઠાકોરસાહેબ સ્વ. રાજકોટ"

ઉપરનું જાહેરનામું બહાર પડ્યું એટલે રાજકોટનું સમાધાન ભાંગી પડવાથી, રાજકોટની પ્રજાને સત્યાગ્રહની લડત ફરી શરૂ કરવાની હાકલ કરતાં સરદારે ૨૫-૧-'૩૯ના રોજ નીચેનું છાપાંજોગું નિવેદન બહાર પાડ્યું:

"રાજકોટ સત્યાગ્રહની લડતની સુખદ પૂર્ણાહુતિ થઈ લાગતી હતી. પણ ઘણી જ દિલગીરીપૂર્વક તેની ફરી શરૂઆત કરવાની હાકલ કરવાનો પ્રસંગ આવ્યો છે. એ વાતનું મને ઊંડું દુઃખ છે છતાં રાજ્યની પ્રતિષ્ઠાને ખાતર તેમ જ રાજકોટની પ્રજાના સ્વમાનની રક્ષાને ખાતર લડત ફરી શરૂ કરવાનો ધર્મ થઈ પડ્યો છે.

"પ્રજાને સ્મરણ હશે કે રાજકોટ રાજ્યના ગૅઝેટમાં તા. ૨૬-૧૨-'૩૮ના રોજ જાહેર થયેલું સમાધાન (અગાઉ અપાઈ ગયું છે) તા. ૨૫મીની સાંજે તથા રાતના લગભગ આઠ કલાક સુધી રાજકોટ ઠાકોરસાહેબ અને સર પૅટ્રિક કૅડલ, શ્રી માણેકલાલ પટેલ તથા શ્રી જેબનપુત્રા જોડે ચાલેલી અને રાતના પોણાએ વાગ્યે પૂરી થયેલી વાટાઘાટને પરિણામે થયું હતું.

"અહીં યાદ રાખવું જરૂરનું છે કે, રાજકોટના સમાધાનની વાટાઘાટ કરવા હું ઠાકોરસાહેબના આમંત્રણથી ગયો હતો. સમાધાન પછી થોડા દિવસમાં સર પૅટ્રિક કૅડલ પોતાના હોદ્દા ઉપરથી નિવૃત્ત થયા.

"મારે ખેદપૂર્વક જણાવવું પડે છે કે, જેમણે ઠાકોરસાહેબનું લૂણ ખાધું છે એમણે જ એમની બાજે કુસેવા કરી છે. આવા સલાહકારોમાં દરબાર વીરાવાળા સૌથી નપાવટ નીવડ્યા છે. તેમણે રાજ્યને પાયમાલ કર્યું છે, અને બયાનક ગેરવહીવટથી રાજ્યની તિજોરી તળિયાઝાટક કરી છે. ઠાકોરસાહેબ ઉપર તેમણે એવું કામણ કર્યું છે કે, તેમાંથી તેઓ ઇચ્છે તોપણ કેમે છૂટી શકે નહીં. સર પૅટ્રિક કૅડલને દરબાર વીરાવાળાએ જ આણ્યા હતા. પણ વીરાવાળા જ

રાજ્યના રાહુ છે એમ જાણતા સર પેટ્રિક આવતાવેત એજન્સીની મદદથી એમને રાજ્યમાંથી હદપાર કર્યા આ પછી દરબાર વીરાવાળા આવા દીવાનને સાંખે તેમ ન હતુ છતા પોતે રાજ્યકર્તા કોમના છે એ ગુમાન રાખીને સર પેટ્રિક ન ચા યા હોત, તો તેમને કદાચ રાજકોટ છોડવા વખત ન આવત

"દરબાર વીરાવાળાને દેશવટો મળ્યા છતા બગસરા બેઠા એણે રાજખટપટ ચાલુ રાખી તેમના દીકરા ભોજવાળા અને ભત્રીજા વાલેરાવાળા તો હજુ રાજકોટ ઠાકોરસાહેબ પાસે જ છે પાને સમાધાન નહી અટકાવી શકે એમ લાગતા જ દરબાર વીરાવાળાએ મિત્રનો સ્વાગ ધારણ કર્યો અને સમાધાનમા મદદગાર બનવાનો દેખાવ કર્યો સર પેટ્રિક રાજકોટ છોડવાની તૈયારીમા હતા તેવામા દરબાર વીરાવાળા રાજકોટમા પહોચ્યા અને પોતાના કારસ્તાન શરૂ કર્યા, જે હજુયે ચાલુ જ છે

' સમાધાનની શરતો પ્રમાણે નીમવાની કમિટી મુજબ સાત સભ્યોના નામો લડતના સચાલકો જોડે મસલતો કરી પસદ કરતા અને સૂચવતા મને થોડા દિવસ વીત્યા તા ૪-૧-'૩ ના રોજ મે સાત નામો મોકલી આપ્યા

' આ પછી સમિતિ નિમાયાની જાહેરાત વગર વિલબે થવી જોઈતી હતી પણ દિવસો વીત્યા છતા કશું થયુ નહીં દરમ્યાન તા ૨૮મી ડિસેમ્બરે રેસિડેન્ટ તથા ઠાકોરસાહેબ અને તેમની કાઉન્સિલ વચ્ચે મત્રણા થઈ આ મત્રણાની તે વેળાએ હાજર રહેલા એક જણે લીધેલી સત્તાવાર નોધ મારી પાસે છે (અગાઉ અપાઈ ચૂકી છે)

'આ પ્રસગે રેસિડેન્ટે કોંગ્રેસ તથા મારે વિષે કાઢેલા ઉદગારો વાચવા લાયક છે થયેલા સમાધાન વિષે તેમ જ કોંગ્રેસ તથા મારે વિષે પોતાનો અણગમો વાતચીત દરમ્યાન રેસિડેન્ટ છુપાવી શકયા નથી

' એમ જણાય છે કે ઠાકોરસાહેબે પોતાની પ્રજાને આપેલી ખોળાધરીનો ભગ કરવામા રેસિડેન્ટ તથા દરબાર વીરાવાળા જ જવાબદાર છે વળી હાલમા રાજ્ય તરફથી કાઢવામા આવેલુ જાહેરનામુ પણ સમાધાનની રૂએ અગાઉ કાઢવામા આવેલા જાહેરનામા જોડે સરખાવી જોવા જેવુ છે આ બીજી વારના જાહેરનામામા મે સૂચવેલા સાત નામોમાથી ચાર બાતલ કરવામા આવ્યા છે સમિતિના કાર્યક્ષેત્રને પણ તે રદ કરે છે અને મોઘમ છે જ્યારે અગાઉના જાહેરનામાની ભાષા અસદિગ્ધ અને ચોક્કસ હતી અગાઉના જાહેરનામામા એમ કહેવામા આવ્યુ હતુ કે સમિતિનો રિપોર્ટ તા ૩૧મી જાન્યુઆરી પહેલા બહાર પડશે અને ઠાકોરસાહેબ તરફથી તેનો અમલ થશે જ્યારે હાલના જાહેરનામામા સમિતિનો રિપોર્ટ બહાર પાડવાની બાબતમા કશી મુદત ઠરાવવામા આવી નથી

'આ છેલ્લા જાહેરનામા અગાઉ રા સા માણેકલાલ પટેલ તરફથી મને એક કાગળ મળેલો નોધ લેવા જોગ બીના એ છે કે આ કાગળમા મારા સૂચવેલા સાત નામોમાથી ચાર કબૂલ રાખવામા આવ્યા છે જ્યારે છેલ્લા જાહેરનામામા એ ચારમાથી પણ એક નામ વળી પાછુ કમી કરવામા આવ્યુ છે, અને ત્રણ જ બાકી રહ્યા છે

"દરબાર વીરાવાળાના ઠાકોરસાહેબ ઉપરના પ્રભાવ વિષે અને એમની ખટપટો વિષે મેં એટલું બધું સાંભળ્યું હતું કે શ્રી માણેકલાલ પટેલના જવાબમાં મારે લખવું પડ્યું હતું કે દરબાર વીરાવાળા કોઈ વાતે કમિટી ઉપર ન જ નિમાઈ શકે. મારે ક્યાંયે બહાનુંબાકોરું રહેવા દેવું નહોતું.

"પ્રતિજ્ઞાપૂર્વક કરેલા સમાધાનના રાજ્ય તરફથી થયેલા આ ભંગ પછી રાજકોટ રાજ્યની પ્રજાને માટે એક જ માર્ગ ખુલ્લો રહે છે, — સ્વેચ્છાપૂર્વકના કષ્ટસહન અને આત્મબલિદાનનો માર્ગ ફરી એક વાર ગ્રહણ કરીને પોતાની આઝાદી સ્થાપિત કરવાનો અને રાજકોટ રાજ્યને તથા ઠાકોરસાહેબને પૂરી પાયમાલીમાંથી ઉગારી લેવાનો. આ કષ્ટને માર્ગે ફરી પગલાં માંડવા હું પ્રજાને હાકલ કરું છું. આકરામાં આકરી અગ્નિપરીક્ષાની આગાહી કરવી અને તેને સારુ તૈયારી રાખવી એ ડહાપણનો માર્ગ છે. પ્રજાને વધુમાં વધુ રંજાડવાને સારુ ત્રાસ વર્તાવવામાં અને કાઠિયાવાડમાં અજાણી નથી એવી શારીરિક જુલમની ભૂંડામાં ભૂંડી રીતો અખત્યાર કરવામાં છેવટની હદ સુધીના પ્રયત્નો કરવામાં આવશે. એ જ પ્રમાણે અંદરઅંદરના કોમી અને બીજા કજિયા ઊભા કરાવવાની કોશિશો થશે. તાજેતરમા મુસલમાનભાઈઓને ઉશ્કેરીને તેમની મારફત બનાવટી કોમી આંદોલન ઊભું કરવાના જે પ્રયત્નો થયા છે તે આપણે માટે દાખલારૂપ છે. આપણે આપણી વર્તણૂકથી દેખાડી આપવું રહ્યું છે કે, પ્રજાકીય અંકુશ હેઠળ સ્થાયી રાજ્યતંત્ર સ્થપાય તેમાં બીજા સૌ કોઈના જેટલો જ મુસલમાનોનો લાભ સમાયેલો છે.

"અધેર કારભાર અને લાંચરુશવતખોરીથી રાજકોટની તિજોરીનું તળિયું આવ્યું છે. આપસના ઝઘડા જો ચાલવાના જ હશે તો આપણી લડત લંબાશે. પણ જો તમામ આમ પ્રજા સમજી જાય, સંગઠિત થાય, ગમે તેટલાં અને લાંબા સમય દુઃખો ખમવાની તાકાત દેખાડી આપે, અને માલમતાની નુકસાની છતાં અહિંસક અસહકાર ચલાવ્યે જવાની શક્તિ બતાવે, તો તે કદી હારવાની નથી.

"વિદ્યાર્થીઓ કાયદાના સવિનય ભંગમા અને હડતાલોમાં કોઈ વાતે ન ભળે. જો તેમનામાં શ્રદ્ધા હોય તો તેઓ રચનાત્મક કામ ઉપાડી લે. તેઓ ઘેર ઘેર ફરીને જુલમમાં સપડાયેલાઓને રાહત આપવાનાં કામો કરે. લડત ચાલતી જશે તેમ તેમ પ્રજાને અનિવાર્યપણે અનેક કષ્ટો વેઠવાનાં આવશે.

"મન, વાચા અને કર્મથી અહિંસા જાળવવાની છે. સાથીઓ જોડે તેટલી જ વિરોધીઓ અને તટસ્થ જોડે, જેલોમાં તેમ જ બહાર, બધે જ જાળવવાની છે. આપણું અહિંસાપાલન એ આપણા વિજયની પરાકાષ્ઠા હશે.

"આપણી શ્રદ્ધા એવી હોવી જોઈએ કે આપણી અહિંસા આજે પ્રજાથી વિમુખ થઈ બેઠેલા ઠાકોરસાહેબને પ્રજાના સામું જોતા પ્રેર્યા વિના નહીં રહે. આજે તો રાજા નામના જ રાજા છે. જુવાન રાજા પ્રજા જોડે પવિત્ર પ્રતિજ્ઞાથી બંધાય અને પછી ફરી જઈને વચનભંગ કરે એ વાત નાના મોટા દરેક પ્રજાજનને ખટકવી જોઈએ.

"દરબાર વીરાવાળાને માટે દેખીતી રીતે મેં કડવી વાતો કહી છે. સત્ય ઘણી વાર કડવું અને તીખું હોય છે. એમને વિષે જે વાતની મને ગળા સુધી

ખાતરી ન થઈ હોય એવી એકે વાત મે કહી નથી. એની ઉડાઉ ખૂરાઈઓ છતા આપણે એને પ્રેમની નજરથી જોઈએ. એવો પ્રેમ એનો પોતાનો અને એના પ્રભાવ તેમ જ દોરવણી હેઠળ ચાલનારા બીજાઓનો અંતે હૃદયપલટો કરશે એવી આશા છે.

"રાજકોટની પ્રજાનો કાર્યક્રમ અને નીતિ ઘડવામા મારી દરમ્યાનગીરી અને કોંગ્રેસનો પ્રભાવ રેસિડેન્ટને અળખામણા લાગે છે એ વાતનો મને ખેદ થાય છે. રાજસ્થાની પ્રજાઓ તો હમેશા કોંગ્રેસથી દોરવાતી આવી છે. તેઓ કોંગ્રેસની આણ માને છે. આરભના કાળમા તો ખુદ રાજાઓ પણ કોંગ્રેસનો ટેકો શોધતા. કોંગ્રેસે દેશી રાજ્યોના પ્રશ્નોમા સીધો ભાગ ન લેવાની નીતિ એટલા સારુ અખત્યાર કરી હતી કે તેને પોતાની શક્તિની મર્યાદાનું ભાન હતુ, પણ જ્યારે દેશી રાજ્યોની પ્રજાને પોતાની શક્તિનું ભાન થયુ છે અને કષ્ટો સહન કરવાની તેમની તૈયારી છે, ત્યારે કોંગ્રેસ પોતાની શક્તિના પ્રમાણમા પ્રજાને વધુમા વધુ સાથ આપવામા જો પાછી પાની કરે તો તે પોતાના સિદ્ધાતને બેવફા નીવડી ગણાય.

"મારે પોતાને વિષે તો એટલુ જ કહુ કે કાઠિયાવાડ રાજકીય પરિષદનો હુ પ્રમુખ છુ, અને તેથી કાઠિયાવાડની પ્રજા પ્રત્યે તેમ જ રાજાઓ પ્રત્યે પણ પરિષદના પ્રમુખ તરીકે મારી ચોક્કસ ફરજો રહેલી છે. આ સ્થિતિમા તેમના તરફથી સાદ આવે ત્યારે મારાથી મદદનો ઇન્કાર કરી શકાય નહી. રાજકોટની બાબતમા પ્રથમ લોકો તરફથી અને પાછળથી રાજા તરફથી મદદને સારુ મારી પાસે માગણી આવી, અને મારો દાવો છે કે તે મે વગર સકોચે આપી છે. આમા રેસિડેન્ટને કે સામ્રાજ્ય સત્તાને ઊકળી ઊઠવા જેવું શું છે, તે મારા સમજવામા નથી આવતુ દેશી રાજ્યોના સવાલનો ફડચો આણવામા અનાયાસે નિમિત્તરૂપ બનવાનો રાજકોટને મોકો મળે છે. એ રાજકોટનુ અહોભાગ્ય છે.

"હાલ તુરતને સારુ સત્યાગ્રહની લડતમા માત્ર કાઠિયાવાડી પ્રજા જ ભાગ લે એવી મર્યાદા મૂકવામા આવી છે. કાઠિયાવાડી પ્રજા વહેવારમા એકબીજા જોડે એવી રીતે સકળાયેલી છે કે કોઈ પણ કાઠિયાવાડીને એકબીજાના સુખદુઃખમાં ભાગ લેતા નૈતિક દૃષ્ટિએ અટકાવી શકાય નહી."

આ નિવેદનની સાથે રેસિડેન્ટને ત્યા થયેલી મંત્રણાની યાદી, દરબાર વીરાવાળાને કેવી રીતે હદપાર કરવામા આવેલા તે વિષેના રેસિડેન્ટના તથા પોલિટિકલ એજન્ટના પત્રો, સર પેટ્રિક કેડલને રજા આપવાની બાબતમા ઠાકોરસાહેબ તથા રેસિડેન્ટની વચ્ચેનો પત્રવ્યવહાર વગેરે સરદારે બહાર પાડ્યું.

સરદારના નિવેદનનો જવાબ તા ૨૬–૧–'૩૯ ના રોજ ઠાકોરસાહેબની સહીથી નીચેના જોહુકમી ઑર્ડિનન્સો બહાર પાડીને આપવામાં આવ્યો. તેની ભાષા છે તે જ રાખી છે.

૧. અમારા જાણવામા આવેલ છે કે રાજકોટ સ્ટેટની હદમા રહેનાર તેમ જ બહારના કેટલાક ચળવળખોરો રાજકોટના રાજ્યકર્તા અને તેના

અમલદારો સામે બેદિલી બેવફાદારી તિરસ્કાર અને ધૃણાની લાગણી ઉશ્કેરવાના હેતુથી ચળવળ શરૂ કરવા ઇરાદો રાખે છે અને એમ માલૂમ પડે છે કે આવા પ્રકારની ચળવળ રાજકોટના લોકોની શાંતિ સ્વસ્થતા અને કાયદેસર ધંધાને અડચણકર્તા થઈ પડે તેમ છે એટલું જ નહી પણ ચળવળખોરોના ધ્યેય અને હેતુ રાજ્યઅમલ બંધ પાડી દેવા અને કેટલીક ગેરકાયદેસર ચળવળથી રાજ્યકારોબાર ચાલી ન શકે તેવો હોઈને કાયદા અને વ્યવસ્થાના સંરક્ષણ અને સર્વ રાજ્યની સલામતી ખાતર નીચે પ્રમાણે હુકમનો અમલ કરવા અમોને જરૂરિયાત લાગી છે

૨ હરકોઈ શખસ નીચે જણાવ્યા મુજબ કૃત્યો કરશે તેને પેરા ૧મા જણાવ્યા પ્રમાણે ચળવળમા ભાગ લેવા અથવા તેમા મદદગારી કર્યાનું ગણવામા આવશે

(અ) ખર્ચ પૂરું પાડશે અથવા નાણાની અગર બીજા સાધનોથી મદદ કરશે

(બ) ચળવળ ઊભી કરવા અગર તેને ઉત્તેજન આપવાના ઇરાદાથી ખાનગી કે જાહેર કૉન્ફરન્સ કે મીટિંગમા હાજરી આપશે

(ક) કોઈ પણ શખસના કાયદેસર ધંધામા કે તેની ફરજ બજાવવામા જે કોઈ અટકાયત કે અડચણ કરશે તે

૩ આ હુકમના પ્રોવિઝન નીચે ગુનો કરનાર હરકોઈ શખસ બે વરસની ગમે તે પ્રકારની સજા અને રૂ. બે હજાર સુધીના દંડને પાત્ર થશે

૪ બધી મિલકત જેમ કે ટ્રક્સ મોટરકાર્સ અથવા બીજા પ્રકારના વાહનો તેમજ ફંડસ ફ્લૅગ્સ અને બૅજિઝ પ્રેસિસ ટાઇપરાઇટર્સ, લાઉડ સ્પીકર્સ અને એવી હરેક પ્રકારની મિલકત જે કાઉન્સિલને માનવા કારણ જણાય કે તેવી મિલકત ચળવળ આગળ વધારવાના કે ચાલુ રાખવાના ઉપયોગમા વાપરવામા આવી છે કે વાપરવાનો ઇરાદો છે તે તમામ મિલકત કાઉન્સિલના હુકમથી જપ્ત કરી ખાલસા કરવામા આવશે

બીજા ઑર્ડિનન્સથી રાજ્યની હદમાં નીચેના છાપાઓને આવતા બંધ કરવામા આવ્યાં

૧ જન્મભૂમિ, ૨ સંદેશ ૩ નવસૌરાષ્ટ્ર ૪ ફૂલછાબ ૫ ગુજરાત સમાચાર ૬ રાજસ્થાન ૭ મુંબઈ સમાચાર, ૮ જય સૌરાષ્ટ્ર

ઑર્ડિનન્સો બહાર પાડવાની સાથે રાજકોટમાંથી શ્રી ઢેબરભાઈ, વજુભાઈ શુક્લ વગેરે આગેવાનોની સામટી ધરપકડ કરવામા આવી શહેરમાં ઘોડેસવાર અને હથિયારબંધ પોલીસ ફેરવવામા આવી અને નાકે નાકે ગોઠવી દેવામાં આવી લોકો અંદર અંદર વાતો કરવા લાગ્યા "આ વખતનો રંગ જુદો લાગે છે" "આ પોલીસ અને ઘોડેસવારો તો એજન્સીના દેખાય છે" "હોય જ ને આ વખતે તો ગોરાઓ આવે ગિરામ બેઉ

સંખ્યા છે.” શહેરમાં સંપૂર્ણ હડતાળ હતી. હટાણું કરવા આવેલા ગામડાના ખેડૂતો ઘોડેસવારોને જોઈને વાતો કરવા લાગ્યા: “આ વીરાવાળો વેર લેવા આવ્યો છે. રાજામાં વસ્તીની લાગણી નહીં ત્યારે ને? નહીંતર બોલ્યું ફરે? એક ઘરધણી બોલ્યું ફરતો નથી તો આમ રાજા ઊઠીને વસ્તીને આપેલા કોલની ના પાડે તો પછી ધરતી રસાતાળ જ જાય ને?”

સભાબંધી હોવા છતાં રાજકોટના આઝાદચોકમાં રોજ સાંજે જાહેર-સભા થતી. આગેવાનને પકડી લેવામાં આવતા અને સભાના બીજા લોકો ઉપર લાઠીચાર્જ કરવામાં આવતો.. સ્વયંસેવકોને ખટારામાં ભરી દૂરના અજાણ્યા સ્થળે લઈ જવામાં આવતા, અને એક પછી એકને ઉતારી ચાર-પાંચ પોલીસ તેના ઉપર તૂટી પડતા અને ગડદાપાટુનો ટાઢો માર મારીને પછી કાંટાઝાખરામાં તેને ફેંકી આવતા. કોઈ કોઈ વાર તો કાંટામાં તેને ઢસડતા અથવા ચલાવતા. કેટલાકને નાગા કરી છોડી મૂકતા. કેવળ રાજકોટમાં જ નહીં પણ ગામડે ગામડે જ્યાં સ્વયંસેવકો જાય ત્યાં ફોજદાર પોલીસને લઈ મોટરમાં પહોંચી જતો અને આ જ પ્રકાર અજમાવતો. કેટલાક ખડતલ સ્વયંસેવકો તો ફરી ફરીને હાથમાં આવતા અને પોલીસ તેમને માર મારીને પણ થાકતા.

કૅડલના ગયા પછી અત્રેજી દીવાન તરીકે કામ કરતા રા. સા. માણેકલાલ પટેલ સંધિભંગ થતા અગમચેતી વાપરી રાજીનામું આપી ખસી ગયા. શ્રી જયંતીલાલ જેઠાનપુત્રા પણ પેન્શન લઈને ઘેર બેસી ગયા. પછી એજન્સીના મદદનીશ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ ખા. સા. ફતેહમહંમદખાનને કાઉન્સિલના પહેલા સભ્ય બનાવવામાં આવ્યા. બીજા સભ્ય દરબાર વીરાવાળાના ભત્રીજા કુમાર વાલેરાવાળા નિમાયા. એ બે અને દરબાર વીરાવાળાની ત્રિપુટીએ જુલમનું બધું તંત્ર હાથમાં લીધું અને આખા રાજમાં કાળો કેર વર્તાવવા માંડ્યો.

સ્વયંસેવકોને જંગલમાં લઈ જઈ સખત માર મારવામાં આવતો અને કાંટામાં ઢસડવામાં આવતા, એ સમાચાર બહાર આવતાં કસ્તૂરબાને થયું કે રાજકોટ તો આપણું ઘર કહેવાય ત્યાનાં સ્ત્રીપુરુષો આટલું દુઃખ વેઠી રહ્યાં હોય ત્યાં મારાથી કેમ બેસી રહેવાય? તેમણે પોતાની ઇચ્છા ગાંધીજીને જણાવી. ગાંધીજીએ કહ્યું કે રાજકોટ જવું હોય તો વલ્લભભાઈની રજા જોઈએ. એટલે કસ્તૂરબાએ સરદારને વાત કરી. સરદારે પહેલાં તો ના પાડી ને કહ્યું કે આપની અવસ્થા થઈ, વળી તબિયત સારી નથી, એટલે તમારે જવાની જરૂર નથી. પણ કસ્તૂરબાએ બહુ આગ્રહ કર્યો એટલે સરદારે કહ્યું કે તો પછી મણિબહેનને સાથે લઈ જાઓ. આમ બંને તૈયાર થયાં.

તા ૩જી ફેબ્રુઆરીએ બા અને મણિબહેન રાજકોટ પહોંચ્યા સ્ટેશન ઉપર વાલેરાવાળા હાજર હતા તેમણે કસ્તૂરબા અને મણિબહેનના હાથમા નોટિસનો કાગળ મૂક્યો તેમા લખ્યુ હતુ

> રાજ્યની હદમા તમારા દાખલ થવાથી અશાંતિ થવાનો ભય રહે છે માટે બે માસ સુધી તમારે રાજકો ની હદમા દાખલ થવુ નહી

સ્ટેશન એજન્સીની હદમા હતુ ત્યાથી બાનું સરઘસ નીકળ્યુ પણ એજન્સીની હદ પૂરી થતા જ વાલેરાવાળાએ કહ્યુ કે હવે આપ આ મોટરમા બેસી જાઓ ' મણિબહેને પૂછ્યુ, "કેમ? અમને ગિરફતાર કરો છો?" જવાબમા વાલેરાવાળાએ કહ્યુ ' જી હા " પછી બાને અને મણિબહેનને રાજકોટથી લગભગ સોળ માઈલ દૂર સણોસરા ગામના દરબારી ઉતારામા લઈ જવામા આ યા એ કહેવાય દરબારી ઉતારો પણ હતુ તો એક જૂનુ નાનું અવાવરુ મકાન ભીંતોએ અને છાપર જાળા બાઝેલા હતા આસપાસ ઉકરડાની ગંદકી હતી મકાનમા બે ઓરડા અને નાની ઓસરી હતી અને આગળ એક નાનું ફળિયુ હતુ શ્રી મણિબહેન ત્યાનુ વર્ણન કરતા તા ૫ ૨–૩૯ના કાગળમા લખે છે

> અમે પરમ દિવસે સાજે અહી પહોચ્યા અમને ગામના પોલીસ પટેલને સોપી ગયા છે ગામમા કશું શાક મળતુ નથી કશી દવા જોઈએ તો તે તો ક્યાથી જ મળે? અમને દરબારી મહેમાન કહે છે એટલે રસોઇયો આપ્યો છે પણ તે એવો ગંદો છે કે એના કપડા જોઈને ખાવાનુ પણ ન ભાવે એને પૂરુ રાધતા નથી આવડતુ પરમ દિવસે સાજે અને કાલ સવારે બને વખતે ભાત કાચો રાખેલા કાલ સાજે શેકો કરાવ્યો તે પણ કાચો શાકમા અહી બગડેલા જ મળે છે તેનુ શાક પણ કાચુ. રસોઈ છાણા ઉપર કરવાની હોય છે એટલે ધુમાડો થયા કરે છે હુ તો રસોડામા પેસુ છુ ત્યારથી આખ ગળવા માડે છે ગંદવાડનો તો પાર નથી કાઈ ધોવાનુ અને સાફ કરવાનુ કહીએ તો પસાયતા કહે છે કે આ ગામમા પાણીનુ બહુ દુખ છે નાહવાનુ પાણી આપે છે એ નર્યો રગડો હોય છે એક બાઈ કાને કપડા ધોઈ લાવી એ તો આપ્યા હતા તેના કરતા વધારે મેલા થઈને આવ્યા
>
> કાલ રાતના બાને બરાબર ઊંઘ નથી આવી એમને દસ્તની તકલીફ રહે છે બે અઢી વાગ્યે પેશાબ કરવા ઊઠયા પછી બળતરા થવા લાગી પણ અમારી પાસે અહી શું મળે? બિચારા કાઈ બોલે પણ નહી ન રહેવાયુ ત્યારે પોતે જ ઊઠીને ભીનુ કપડુ કરી મૂકીને સૂઈ ગયા મે પૂછ્યુ એટલે કહે પૂઠે બળતરા બહુ થાય છે મારી પાસે વેસેલિન હતુ તે થોડુ લગાડ્યુ મને તો એમ ફિકર થાય છે કે કોઈ વાર જો બાને અહી ચક્કર બક્કર આવશે તો હુ શું કરીશ? કોને બોલાવીશ? બિચારો પોલીસ પટેલ પણ આવીને શું કરશે? કદાચ ટેલિફોન કરવાની હિંમત કરે તોપણ દાક્તરને પહોચતા ખાસા બે કલાક

થાય એવો રસ્તો છે બાને એની પીડા થતી લાગે છે કે અત્યારે આઠ વાગ્યા છે તોયે દાતણ કર્યાં વગર પડી રહ્યા છે હમણાજ કાઈ આખ મળી લાગે છે"

તા ૭-૨-૩૯ના કાગળમા લખે છે

લેવા આવનાર બને અમલદારોને મે તો સારી પેઠે કહ્યુ છે કે તમે બાને અહી વગડામા લાવીને નાખ્યા છે તેમા જ્યારે જોખમ ખેડી રહ્યા છો હું તમને અગાઉથી ચેતવી દઉ છુ '

દેવદાસભાઈ એક વખત બાને મળવા આવ્યા તેમણે ત્યાની હાલતનો રિપોર્ટ બહાર આપ્યો હશે તે ઉપરથી એક દાક્તર બાને તપાસવા આવ્યા અને તેમની સારવારમા એક નર્સને મૂકવામા આવી (તા ૮-૨-૩૯) દાક્તરે મણિબહેનને કહ્યુ કે તમને સ્ટેટ જેલમા કેદી તરીકે રાખવાના છે અને મારી સાથે તમને લેતા જવાનો મને હુકમ છે

મણિબહેન લખે છે

' મને કેદી ગણવામા આવી એટલે દાક્તર સાથે ગયા વિના મારે છૂટકો નહોતો ચાર વાગ્યે રાજકોટની સ્ટેટ જેલમા પહોચી આજે મે કાઈ ખાધુ નહી બીજે દિવસે સવારે ખાવાનુ આવ્યુ ત્યારે પણ મે ખાવાની ના પાડી મે કહ્યુ કે બાને આવી રીતે એકલા રાખો ત્યા સુધી હુ ખાવાની નથી કોઈ પણ બીજી બહેન જેને બા ઓળખતા હોય તેને એમની પાસે રાખવા જોઈએ. જેલરે મને બહુ સમજાવી તેમણે કહ્યુ કે કાઉન્સિલના સભાસદોને વાત કરીશુ અને એક બે દિવસમા બધી વ્યવસ્થા થઈ જશે બીજે દિવસે સવારે જેલરે મને કહ્યુ કે તમે નથી ખાતા એ વાત કેદીઓમા પહોચી ગઈ છે અને તેમ અત્યારે પચાસ માણસને ભૂખે મારો છો પછી દેબરભાઈને મારી પાસે લાવવામા આવ્યા તેઓ મા દ હતા તેમને મે ખાવાનુ કહ્યુ પણ એમણે ના પાડી તેમણે કહ્યુ કે એ ખેડૂતો મા દ છે તેમને હુ ખવરાવીશ હુ તો મારા નિશ્ચયમા મક્કમ રહી રાતે નવ વાગ્યે દાક્તરે આવીને કહ્યુ કે આવતી કાલે સવારે આઠ વાગ્યે તૈયાર થઈ રહેજો તમને બા પાસે હુ લઈ જવાનો છુ ત્યાથી તમને બન્નેને બીજી જગ્યાએ ખસેડવામા આવશે બીજે દિવસે સવારે આઠ વાગ્યે દાક્તર સાથે મોટરમા મને સણોસરા લઈ જવામા આવી ત્યાથી બાને અને મને ત્રબાના ગેસ્ટ હાઉસમા પહોચાડયા આગલે દિવસે મૃદુલાબહેન પકડાયા હતા તેમને લઈને વાગેરાવાળા ત્રણેક વાગ્યે ત્રબા આવ્યા

તા ૧૪મીએ સાજે પાચ વાગ્યે કાઉન્સિલના ફર્સ્ટ મેમ્બર ફતેહમદમહમદખાન ઠાકોર સાહેબનો લખી સદેશો લઈને આવ્યા તેમા લખ્યુ હતુ કે બાપુજીની તબિયત બહુ ખરાબ છે અનુ અમારા જાણવામા આવ્યુ છે માટે આપ ઇચ્છો તો અત્યારે સા ! સાતની ટ્રેનમા તમને વધા પહોચાડવાનુ કરીએ અમે મસલત કરીને ટેલિફોન કરવાનુ ઠરાવ્યુ ફતેહમદમહમદખાનની સાથે બા અને હુ પબ્લિક ટેલિફોન ઉપર ગયા વર્ધાના ટેલિફોન ઉપર પ્યારેલાલજી જ મળી ગયા તેમણે કહ્યુ કે બાપુજી તો સેવાગ્રામ છે પણ તેમની તબિયત તદ્દન સારી છે આમ અમે ત્રણ જણ ત્રબામા રહ્યા ત્યા સગવડ સારી હતી'

આ બધો વખત રાજકોટમાં અને ગામડાંમાં લડત બહુ જોશમાં ચાલતી હતી. ધરપકડો અને ત્રાસજનક મારપીટ છતાં પ્રજાપરિષદના કાર્યક્રમો ચાલુ જ હતા.

હલેન્ડા નામના એક ગામે બહુ સખત લાઠીમાર કરવામાં આવેલો. ઘણાં માણસો સખત ઘાયલ થયાં હતાં. રાજ્ય તરફથી તેમની સારવારની કશી વ્યવસ્થા કરવામાં ન આવી એટલું જ નહીં, પણ રાજકોટથી રેડક્રૉસના દાક્તરો અને સારવાર કરનારી ટુકડીઓ ત્યાં જવા નીકળી તેમને હલેન્ડા જતા રોકવામાં આવ્યા. તા. ૭–૨–'૩૯ના રોજ ભાઈશ્રી જમનાદાસ મોદી

કુદરતી હાજત ન રોકાઈ તેમણે રાતે ત્યા જ પેશાબ કર્યો બીજે દિવસે બધાને સવારે બહાર કાઢ્યા સાજે ભડકમા પૂરવાનો સમય થયો ત્યારે સૈનિકોએ ભડકમા પુરાવાની ના પાડી પોલીસો તેમને સોટીઓ અને ગડદાપાટુ મારી ટાગાટોળી કરી ભડકમા ધકેલવા લાગ્યા પણ એમ પાર ક્યારે આવે? એટલે થાકીને બધાને ઉપરના ઓરડામા સૂવાની રજા આપી

બીજે દિવસે પાત્રીસેક જણ નવા પકડાઈને આવ્યા આવતાવેત એમને ભડકમા પૂરવામા આવ્યા વળતે દિવસ એમણે પણ ભડકમા પુરાવાની ના પાડી એટલે એમને ઉપર જવાની છૂટ મળી પણ નવા આવે તેમને એક દિવસ ભડકનો સ્વાદ ચાખવો જ પડતો ભડકમા ખાવાનુ પણ આપવામા આવતુ નહી

આવુ ત્રણ ચાર દિવસ ચાલ્યુ એટલે આ કેદીઓમાં જેઓ સમજુ અને દૃઢ હતા તેમણે વિચાર કર્યો કે આ રીતનુ વર્તન ચલાવી લેવામા માણસાઈ નથી આપણા સ્વમાન ઉપર આથી ઘા પડે છે એટલે આપણે આની સામે થવુ જ જોઈએ અદર અદર સલાહમસલત કરીને જેલના જેવી રીતસરની બધી સગવડો ન મળે ત્યા સુધી ઉપવાસ ઉપર જવાનો તેમણે નિર્ણય કર્યો સરધારમા કેદીઓના ઉપવાસની વાત રાજકોટ જેલમા પહોચતા ત્યાના ભાઈઓએ પણ સરધારમા કેદીઓ તરફનો વર્તાવ સારો ન થાય ત્યા સુધી ખોરાક લેવાનુ છોડ્યુ

આ ઉપવાસના સમાચાર ગાધીજીને મળતા તેમણે રાજકોટ રાજની કાઉન્સિલના ફર્સ્ટ મેમ્બરને તા ૨૦–૨ ૩૯ના રોજ નીચે પ્રમાણે તાર કર્યો

> સાભળવામા આવ્યુ છે કે સરધારના કેદીઓ પ્રત્યે ચલાવવામા આવતા અમાનુષી વર્તન માટે રાજકોટના સત્યાગ્રહી કેદીઓ ઉપવાસ કરી રહ્યા છે આ બાબત તમે પ્રકાશ પાડશો?

ફર્સ્ટ મેમ્બરે તા ૨૧મીએ આનો જવાબ આપ્યો

> આપનો તાર મળ્યો મે જાતે જઈ આજ સરધારની મુલાકાત લીધી કેદીઓ પ્રત્યેના ખરાબ વર્તાવની બાબતમા જરા પણ તથ્ય નથી

એટલે તા ૨૨મીએ ગાધીજીએ બીજો તાર કર્યો

> તાર માટે આભાર ઉપવાસની વાત વિષે તમે મૌન સેવો છો મારા ઉપર ત્યાના અત્યાચારો વિષે બીજે લાગે તાર આવ્યા છે તે ન માનવો મુશ્કેલ છે મારે આમા રોજ કહે છે કે મારે પોતે આમા ઝપલાવવુ પડશે ઠાકોરસાહેબે વચનભગ કર્યો છે તેનુ દરદ તો મને છે જ તેમા આ ત્રાસ અને અત્યાચારની વાતોથી ઉમેરો થાય છે અને વસ્તુ અસહ્ય બનતી જાય છે ઠાકોરસાહેબને અથવા તો કાઉન્સિલને મૂઝવણમા મૂકવાની મારી મુદ્દલ ઇચ્છા નથી હુ ઇચ્છુ છુ કે

રાજકોટનો મિત્ર હોવાનો દાવો કરનાર આ બુઢ્ઢા ડોસાની વાત ઉપર તમે ધ્યાન આપશો ”

તા. ૨૭મીએ કાઉન્સિલના પહેલા સભ્યે ઉપરના તારનો નીચે પ્રમાણે જવાબ આપ્યો

“સરધારના કેદીઓ પ્રત્યે ખરાબ વર્તાવના આક્ષેપોમાં રજ પણ તથ્ય નથી. આખી વાત તદ્દન બનાવટી છે. રોજનો ખોરાક, બિસ્તરા વગેરેની સગવડ લગભગ રાજકોટની જેલ પ્રમાણે જ ગોઠવવામાં આવેલી છે. ત્યાંના ઉપવાસ ઉપર ઊતરેલા કેદીઓને એ પ્રમાણે મેં લેખી ખબર આપેલી છે. તેમ છતાં તેઓ ખોટી રીતે ઉપવાસ ચાલુ રાખે છે. તમને ખાતરી આપું છું કે તેમના પ્રત્યે સારું વર્તન ચલાવવાને માણસથી શક્ય હોય તે બધું કરવામાં આવે છે. કૃપા કરીને કશી ચિંતા કરશો નહીં ”

ગાંધીજીએ તા. ૨૪મીએ નીચે પ્રમાણે તાર કર્યો

“મને મળેલા બધા હેવાલો બનાવટી જ હોય તો એ મારે માટે અને મારા સાથીઓ માટે બહુ ગંભીર બીના છે. જો એ હેવાલોમાં વજૂદ હોય તો રાજના અમલદારો ઉપર એ ગંભીર ટીકા રૂપ છે. દરમ્યાન ઉપવાસ તો ચાલુ જ છે. મારી ચિંતા અસહ્ય થતી જાય છે. એટલે આવતી કાલે રાત્રે સાથે એક પરિચારક દાક્તર, સેક્રેટરી અને ટાઇપિસ્ટને લઈને હું રાજકોટ આવવા નીકળું છું. હું ત્યાં સત્યશોધક તરીકે અને સુલેહ કરનાર તરીકે આવું છું. જેલ વહોરવાની મારી ઇચ્છા નથી. બધી હકીકત હું નજરે જોવા આવું છું. મારા સાથીઓ જો બનાવટી વાતો ઊભી કર્યાના અપરાધી માલૂમ પડશે તો તે માટે હું પૂરતું પ્રાયશ્ચિત્ત કરીશ. લોકો પ્રત્યે જે વિશ્વાસઘાત થયો છે તે સુધારી લેવાને પણ હું ઠાકોરસાહેબને સમજાવીશ. કોઈ પણ જાતના દેખાવો ન કરવાની હું લોકોને વિનંતી કરું છું. સરદાર પટેલને પણ હું લખું છું કે રાજકોટમાં મારા પ્રયત્નો ચાલુ રહે ત્યાં સુધી રાજકોટના લોકોનો તેમ જ બહારથી આવનારાઓનો સત્યાગ્રહ બંધ રાખે. દરમ્યાન કોઈ પણ રીતે ઠાકોરસાહેબ અને કાઉન્સિલ, કમિટીના નામોમાં ફેરફાર કરવા પૂરતો અપવાદ રાખી, થયેલી સંધિ પૂરેપૂરી અમલમાં મૂકવા તૈયાર થાય. કેદીઓને તરત જ છોડી મૂકવામાં આવે, કરવામાં આવેલા દંડ માફ કરવામાં આવે અને વસૂલ થયેલા પાછા આપવામાં આવે તો સ્વાભાવિક રીતે મારું ત્યાં આવવાનું હું બંધ રાખીશ. સભ્યોના નામો વિષે વાટાઘાટ કરવાની પૂરી સત્તા સાથે કોઈ અમલદારને અહીં મોકલી શકો છો. સરદાર પટેલના નામોની બહુમતી રહે એ એક જ શરત રહેશે. ભગવાન ઠાકોરસાહેબ અને તેના કાઉન્સિલરોને સન્માર્ગે દોરો. આનો જવાબ તાકીદના તારથી મળવાની હું આશા રાખું ?”

તે જ દિવસે કાઉન્સિલના ફર્સ્ટ મેમ્બરે નીચે પ્રમાણે તારથી જવાબ આપ્યો :

“તમે તાર કર્યા પછી તમને ખબર મળી હશે કે, ગઈ કાલે રાત્રે ઉપવાસ છોડી દેવામાં આવ્યા છે. નાનાલાલ જસાણી તથા મોહનલાલ ગઢડાવાળાએ તમને

તાર કર્યો છે તે ઉપરથી તમારી ખાતરી થઈ હશે કે ઉપવાસને માટે વાજબી કારણ ન હતું ઠાકોરસાહેબને એમ લાગતું નથી કે તેમના તરફથી કશો વિશ્વાસ ભંગ થયો છે તેઓ તો ઇંતેજાર છે કે પોતે નીમેલી પ્રતિનિધિત્વ ધરાવતી કમિટી શાંત વાતાવરણમાં પોતાનું કામ શરૂ કરી દઈ શકે, જેથી કરીને એ કમિટીની ભલામણો ઉપર પૂર્ણ વિચાર કરીને પોતાને જે સુધારા આપવા જરૂરી લાગે તે બને તેટલા વહેલા તેઓ દાખલ કરી શકે ઠાકોરસાહેબને ચોક્કસ લાગે છે કે તેઓશ્રીએ જણાવેલા સંજોગોમાં આપ સમજી શકશો કે આપના અહીં આવવાથી કંઈ ઉપયોગી હેતુ સરશે નહીં તેઓ આપને ફરી ખાતરી આપવા માગે છે કે કોઈ પણ જાતનો જુલમ અગર ત્રાસ વર્તાવવા દેવામાં આવશે નહીં ”

એટલે તા ૨૫મીએ ગાંધીજીએ નીચે પ્રમાણે તાર કર્યો

‘ મારી હૃદયપૂર્વકની આજીજીનો તમારા તારમાં કશો જવાબ મળતો નથી શાંતિના કાર્ય માટે આજે હું રાજકોટ આવવા નીકળું છું

આ તારવહેવાર ઉપર વિશેષ ટીકાટિપ્પણની જરૂર નથી તે જ દિવસે ગાંધીજીએ સરદારને જણાવ્યું કે આ વેદનાનો અંત લાવવા માટે ઈશ્વરની દોરવણી નીચે મારા પ્રયાસો જ્યાં સુધી ચાલુ છે ત્યાં સુધી તમે સત્યાગ્રહની લડત બંધ રાખજો એટલે તા ૨૫મીએ જ સરદારે નીચે પ્રમાણે છાપાજોગું નિવેદન બહાર પાડ્યું

‘શાંતિ સ્થાપવા માટે રાજકોટ જવાનો પોતાનો ઇરાદો જાહેર કરતું ગાંધીજીનું નિવેદન મેં વાંચ્યું છે હું વર્ધામાં હતો તે દરમ્યાન હું તથા બીજા મિત્રો દેશી રાજ્યોમાં ચાલી રહેલી ચળવળની બાબતમાં તેમના હૃદયની વેદના નિહાળી રહ્યા હતા જ્યારે જ્યારે આવી મનોવ્યથા તેમને થાય છે ત્યારે ત્યારે તેમના સાથીઓને એકાએક નિર્ણય જેવું લાગે પણ જે તેમને મન ઈશ્વરી માર્ગદર્શન હોય છે તેને અનુસરીને તેઓ શાંતિ મેળવવા પ્રયત્ન કરે છે એ વસ્તુ લોકો હવે જાણી ગયા છે રાજકોટનો સત્યાગ્રહ મોકૂફ રાખવામાં આવે એવી તેમની ઇચ્છા છે એટલે ફરી સૂચના ન આપવામાં આવે ત્યાં સુધી હું રાજકોટનો સત્યાગ્રહ મુલતવી રહેલો જાહેર કરું છું અને આશા રાખું છું કે જે કાઠિયાવાડીઓ તેમાં ભાગ લેવા રાજકોટ જવા ઇરાદો રાખતા હશે તેઓ હવે રાજકોટ નહીં જાય તે જ પ્રમાણે રાજકોટ રાજ્યના વતનીઓ પણ સત્યાગ્રહ બંધ રાખશે એથી વિશેષ હું અત્યારે કહી શકતો નથી ગાંધીજી જે ભાવનાથી ઇચ્છે છે તે ભાવનાથી આપણે તેમની ઇચ્છાને માન આપીએ

ઉપરના તારમાં જણાવ્યા પ્રમાણે ગાંધીજી તા ૨૫મીએ સાંજે વર્ધાથી નીકળ્યા તા ૨૬મીએ દિવસ મુંબઈ રોકાઈને રાતે રાજકોટ જવા કાઠિયાવાડ મેલમાં નીકળ્યા તા ૨૭મીએ ગાંધીજીએ ટ્રેનમાંથી મહાદેવભાઈને નીચે પ્રમાણે કાગળ લખ્યો

ઈશ્વરની શી લીલા ! આ યાત્રા મને પણ આશ્ચર્ય પમાડે છે ક્યાં ચાલ્યો શું કરીશ કંઈ વિચાર્યું નથી રાખ્યું જો ઈશ્વર જ દોરતો હોય તો વિચારવું શું ? શા સારુ ? વિચારવું એ તેના માર્ગને રોકવા જેવું તો નહીં હોય ?

"વાત એ છે કે, વિચારને રોકવા પડતા નથી. વિચાર આવતા નથી. બીજા ત્રીજા આવે છે, પણ આ નહીં."

ગાંધીજી કેવી મનસ્થિતિમાં રાજકોટ જઈ રહ્યા હતા તે દર્શાવવા માટે જ ઉપરનો કાગળ આપ્યો છે. રાજકોટ પહોંચ્યા પછી તેમણે શું શું કર્યું અને તેમના ઉપર કેવી વીતી તે અલગ પ્રકરણમાં આપીશું.

## ૩

## અહિંસાની તાવણી

રાજકોટ સત્યાગ્રહમાં ગાંધીજીનો હિસ્સો, એ એમના જીવનનું એક ઉદાત્ત અને ભવ્ય પ્રકરણ છે એમાં એમણે સત્યાગ્રહની અને અહિંસાની એક અનેરી રીતનો પ્રયોગ કર્યો છે. એના ઉપર એક સ્વતંત્ર પુસ્તક લખી શકાય. પણ આપણે અહીં એમનું જીવનચરિત્ર લખતા નથી. સરદાર આ પ્રકરણમાં પૂરેપૂરા ગૂંથાયેલા છે એટલે જ મહત્ત્વનું હોવા છતાં અહીં તે ટૂંકમાં આપ્યું છે.

રાજકોટ, જયપુર, ત્રાવણકોર, ઓરિસા વગેરેનાં દેશી રાજ્યોના જુલમની વાતો વધવા માંડી ત્યારથી ગાંધીજીએ વાઇસરૉય સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. તેમની મુખ્ય દલીલ એ હતી કે ચક્રવર્તી સત્તા તરીકે બહારના અથવા *અંદરના ભય સામે દેશી રાજાઓનું રક્ષણ કરવાની તમે તમારી ફરજ સમજો છો*, તો એ દેશી રાજાઓના જુલમ સામે દેશી રાજ્યની રૈયતનું રક્ષણ કરવાની જવાબદારી કેમ માથે ન લો? વળી તમે કહો છો કે રાજા પોતાની પ્રજાને રાજ્યતંત્રમાં વધુ ને વધુ જવાબદારીઓ સોંપે એમ અમે ઇચ્છીએ છીએ ખરા, પણ તે પોતાની મેળે થઈને કરે, અમે તેમ કરવાની ફરજ ન પાડીએ. પણ રાજકોટમાં તો રાજાએ પ્રજા સાથે અથવા પ્રજાના પ્રતિનિધિ તરીકે સરદાર સાથે સમાધાન કર્યું હતું, તે ત્યાંના રેસિડેન્ટે જ તોડી પડાવ્યું છે પોતાના એજન્ટના આ કૃત્યની જવાબદારી વાઇસરૉયે ઉપાડવી જ જોઈએ. વાઇસરૉયે મીઠી ભાષામાં આના જવાબો આપ્યા, પણ ગાંધીજીની ઇચ્છા પ્રમાણે પોતે વચ્ચે નહીં પડી શકે એમ જણાવ્યું એટલે ગાંધીજીએ પોતે આ કેસ હાથમાં લીધો.

તા. ૨૭-૧-'૩૯ના રોજ બપોરે ત્રણ વાગ્યે ગાંધીજી રાજકોટ સિટી સ્ટેશને પહોંચ્યા. સ્ટેટ કાઉન્સિલના ફર્સ્ટ મેમ્બર ખા. સા. ફતેહમહમદખાન ગાંધીજીને મળવા સ્ટેશને ગયા હતા. તેમણે ઠાકોરસાહેબનો સ્વાગતનો કાગળ ગાંધીજીને આપ્યો. ગાંધીજી રાજકોટ આવે તે ઠાકોરસાહેબ તથા તેમના

સલાહકારોને ગમતું તો ન જ હતું. પણ ઠાકોરસાહેબે કાગળમાં લખ્યું હતું કે, અહીંની પરિસ્થિતિની જાતે તપાસ કરવાને આપને પૂરેપૂરી સગવડ આપવામાં આવશે. વધુમાં જણાવ્યું હતું કે આપે બીજી કશી વ્યવસ્થા ન કરી હોય તો મારા મહેમાન થશો તેથી મને બહુ આનંદ થશે. ગાંધીજીએ એ આમંત્રણ માટે આભાર માન્યો અને રાષ્ટ્રીય શાળામાં બધી સગવડ કરી હતી ત્યાં જ ઊતરવાનું રાખ્યું. સ્ટેશન ઉપર એટલી બધી ગિરદી હતી કે ઉતારે પહોંચતાં એમને પાંચ વાગ્યા. સાડા પાંચથી સાત અને આઠથી સાડા દસ દરબાર વીરાવાળા સાથે એકાંતમાં વાતો કરી. શ્રી ઢેબરભાઈને અગિયાર વાગ્યે જેલમાંથી લાવવામાં આવ્યા. તેમની સાથે પાએક કલાક વાતો કરી. દરબાર વીરાવાળા આગળ એમણે બે વિકલ્પ મૂકયા. કમિટી ઉપર બે મુસલમાનો અને એક ભાયાતના પ્રતિનિધિને ભલે લેવામાં આવે, એવી શરતે કે પરિષદના પ્રતિનિધિઓની સંખ્યા એટલા પ્રમાણમાં વધારવામાં આવે. બીજો વિકલ્પ એ મૂકયો કે, જો પરિષદના પ્રતિનિધિઓની સંખ્યા વધારવામાં ન આવે તો ઠાકોરસાહેબે નીમેલા ત્રણ અમલદારો કમિટીના નિર્ણયોમાં મત ન આપી શકે.

તા. ૨૮મીએ ગાંધીજી મુસ્લિમ કોમના તથા ગરાસિયા મંડળના પ્રતિનિધિઓને મળ્યા. કમિટી ઉપર તેમના અગ્રેસરોને લેવાની વાત ગાંધીજીએ જણાવી. તેથી તેઓ સંતોષ પામ્યા પણ ગરાસિયાઓને ગાંધીજીએ ચેતવણી આપી કે, “અત્યાર સુધી તમે જે વિશેષ અધિકારો ભોગવતા આવ્યા છો તે કાયમ રહેશે જ એવું તમે ધારતા હો તો તમે નિરાશ થશો. એ વસ્તુ ન્યાયી નથી અને શક્ય પણ નથી. હિન્દુસ્તાનના કરોડો ગરીબ લોકોની સ્થિતિ સુધારવી હોય તો એ દરિદ્રનારાયણના લાભને અર્થે ઉપલા વર્ગોએ પોતાના વિશેષ હકો છોડવા જ પડશે. એટલે જેટલે દરજ્જે ટ્રસ્ટીપણાનો મારો આદર્શ તમે જીવનમાં ઉતારવાની તૈયારી રાખશો તેટલે દરજ્જે હું તમને રક્ષણ આપી શકીશ.”

સાંજે ફર્સ્ટ મેમ્બર ફત્તેહમહંમદખાન તથા સિવિલ સર્જન કર્નલ ઍસ્પીનવૉલ તથા પોલિટિકલ એજન્ટ કર્નલ ડેલીની સાથે રાજકોટ અને સરધારની જેલમાં કેદીઓને મળવા ગાંધીજી ગયા. સરધારની જેલમાં કેદીઓની હાડમારીની વાત અગાઉ આવી ગઈ છે. તે વિષે ગાંધીજીએ જે જોયું અને સાંભળ્યું તે તેમણે કલ્પ્યું હતું તે કરતાં પણ ઘણું ત્રાસજનક હતું. જગ્યાને સારી દેખાડવાના છેલ્લી ઘડીએ પુષ્કળ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ભીંતો ચૂનાથી તાજી જ ધોળવામાં આવી હતી. જમીન ઉપર પડેલા ચૂનાના તાજા ડાઘ એ વાતની સાક્ષી પૂરતા હતા. ફિનાઈલ છાંટવામાં તો કશી બાકી જ નહોતી

રાખેલી, છતાં દુર્ગંધ અને ગંદકી ઢાંકી શકાઈ નહોતી. કેદીઓને પણ હજામત કરાવી, નવડાવી-ધોવડાવી સાફ કપડાં પહેરાવ્યાં હતાં. તેમણે પોતાના ઉપર ગુજારવામાં આવેલા ત્રાસની કહાણી નીડરપણે કહી સંભળાવી. ફર્સ્ટ મેમ્બરને ઘણી ફરિયાદો કબૂલ કરવી પડી, જોકે સાથે સાથે તેઓ કહેતા જ રહ્યા કે અમે તો કશો ત્રાસ ગુજાર્યો નથી. કર્નલ ડેલીએ ટીકા કરી કે આ બધી ફરિયાદો છતાં કેદીઓ દેખાય છે તો સારા અને ઉત્સાહમાં. ગાંધીજીએ પાછળથી તેમને કહ્યું કે સત્યાગ્રહીઓને વીસ વીસ વર્ષથી જે તાલીમ આપવામાં આવી છે તે ફોગટ નથી ગઈ. ગમે તેટલાં કષ્ટો પડે તોપણ તેઓ સામાની આગળ રોતી સૂરત રાખીને ઊભા નહીં રહે. અને તેમની બધી જ વાતો બનાવટી હોવાનું તો તમે નહીં જ માનો. સરધારથી ગાંધીજી કસ્તૂરબાને મળવા ત્રંબા ગયા. બાએ પૂછ્યું કે તમારો કાર્યક્રમ શો છે? ત્યારે ગાંધીજીએ જવાબ આપ્યો કે મારું કાર્ય પૂરું ન થાય ત્યાં સુધી રાજકોટ છોડવાનો નથી.

ત્યાંથી ઠાકોરસાહેબને મળવા રાજકોટના દરબારગઢમાં ગયા. મુલાકાત દરમ્યાન બધો વખત દરબાર વીરાવાળા હાજર હતા. એ મુલાકાતથી ખૂબ અસંતુષ્ટ થઈને ગાંધીજી પાછા ફર્યા. રાજકોટનો ખરો રાજા ઠાકોરસાહેબ છે કે દરબાર વીરાવાળા? એ તેમના ઉદ્ગાર હતા. તે વખતે જ ત્રિપુરીમાં કૉંગ્રેસની બેઠક ભરાવાની હતી. ગાંધીજીએ એવી આશા રાખેલી કે એકબે દિવસમાં ઠાકોરસાહેબને સમજાવી દઈશ અને હું ત્રિપુરી જઈ શકીશ. પણ આ મુલાકાત પછી એમની એ આશા પડી ભાગી.

બીજે દિવસે જુદા જુદા ગામના લગભગ દોઢસો ખેડૂતો ગાંધીજીને મળવા આવ્યા. તેમણે સૈનિકોને મોટર લૉરીઓમાં ભરી જંગલમાં મૂકી આવવાની, ત્યાં ખૂબ માર મારવાની, પગમાં જોડા અથવા તો ચંપલ હોય તો કઢાવી નાખી કાંટા ઉપર ચલાવવાની, કેટલાકનાં કપડાં કાઢી નાખી નાગા કરી છોડી મૂકવાની, એ બધી કહાણી ફર્સ્ટ મેમ્બરની રૂબરૂમાં કહી સંભળાવી. બપોરે રેસિડેન્ટ મિ. ગિબ્સનને મળ્યા. સાંજની પ્રાર્થના પછી દરબાર વીરાવાળા મોટરમાં ગાંધીજીને ફરવા લઈ ગયા. દોઢેક કલાક વાતચીત ચાલી. ખૂબ નિરાશ થઈ ગાંધીજી પાછા ફર્યા. રાતે મોડે સુધી તેમને ઊંઘ ન આવી. અર્ધ ઉપર રાત ભારે માનસિક વેદનામાં ગાળી. સવારે ઊઠીને ઠાકોરસાહેબને કાગળ લખવા બેઠા. પોતાની માગણીઓ નહીં સ્વીકારવામાં આવે તો બીજા દિવસથી એટલે તા. ૩જીએ બપોરે બાર વાગ્યાથી ઉપવાસ શરૂ થશે એવું તેમાં જણાવ્યું. એ કાગળ તે દિવસે બાર વાગ્યા પહેલાં ઠાકોરસાહેબને પહોંચાડવામાં આવ્યો. આ રહ્યો એ કાગળ:

"મહેરબાન ઠાકોરસાહેબ,

"આ કાગળ લખતાં સંકોચ થાય છે. પણ ધર્મ થઈ પડ્યો છે.

"મારું અહીં આવવાનું કારણ આપ જાણો છો. ત્રણ દિવસ દરબાર વીરાવાળા સાથે વાતો થઈ. એમનાથી મને ભારે અસંતોષ થયો છે. એકેય વાત પર કાયમ રહેવાની શક્તિ એ ધરાવતા નથી, એવો આ ત્રણ દિવસના પરિચય પરથી બંધાયેલો મારો અભિપ્રાય છે. મને લાગે છે કે એમની દોરવણીથી રાજ્યનું અહિત થાય છે.

"હવે આ કાગળના હેતુ ઉપર આવું. વર્ધા છોડતાં મેં એ નિશ્ચય કર્યો હતો કે આપે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરાવ્યા વિના હું રાજકોટ નહીં છોડું. પણ મારે અહીં એકબે દિવસ કરતાં વધારે રહેવું પડશે અથવા મારી ઉપર જે વીતી છે એ વીતશે એમ મેં નહોતું ધાર્યું.

"હવે મારી ધીરજ ખૂટી છે. જો બની શકે તો મારે ત્રિપુરી જવું જોઈએ. હું ન જાઉં તો હજારો કાર્યકર્તાઓ નિરાશ થાય અને લાખો દરિદ્રનારાયણ વ્યાકુળ બને. એટલે આ વેળા મારે સારુ વખતની બહુ કિંમત છે.

"તેથી આપને વીનવું છું કે, આપ નીચેની સૂચનાનો હૃદયપૂર્વક સ્વીકાર કરી મને ચિંતામુક્ત કરો અને અહીંથી કાલે વિદાય કરો.

"૧. નં. ૫૦. ૨૬–૧૨–'૩૮ના ગૅઝેટમાં આપની જાહેરાત છે તે કાયમ છે એમ ફરીથી પ્રજાની આગળ જાહેર કરો.

"૨. આપના નં. ૬૧ તા. ૨૧–૧–'૩૯ના ગૅઝેટની જાહેરાત રદ કરો.

"૩. સુધારાસમિતિનાં સાત નામ આપે જાહેર કર્યાં છે. તેમાંનાં ૨, ૩, ૫ અને ૭ રહેવા દઈને રાજકોટ પ્રજાપરિષદ વતી બીજાં નીચેનાં નામોનો સ્વીકાર કરો:

૧. શ્રી ઉછરંગરાય ન. ઢેબર
૨. શ્રી પોપટલાલ પુ. અનડા
૩. શ્રી મજલાલ મ. શુક્લ
૪. શ્રી જેઠાલાલ હ. જોશી
૫. શ્રી સૌભાગ્યચંદ વી. મોદી

"આ સૂચનાના ગર્ભમાં હેતુ એ છે કે રાજકોટ પ્રજાપરિષદની બહુમતી રહે. મજકૂર નવમાંથી શ્રી ઉછરંગરાય ઢેબરને પ્રમુખ નીમો.

[રહેવા દીધેલાં નામો]

૨. જાડેજા જીવણસિંહજી ધીરુભા
૩ શેઠ દાદા હાજી વલીમહમદ
૫ મિ. મોહનલાલ એમ ટાક અને
૭. શેઠ દાતુભાઈ અબ્દુલઅલી

"૪. ત્રણ અથવા ઓછા અધિકારીઓ જેને પરિષદની વતી હું પસંદ કરી શકું એને સમિતિના મદદનીશ અને સલાહકાર નીમો. તેમને સમિતિના કામમાં મત આપવાનો અધિકાર ન હોય.

"૫ આપ હુકમ કાઢો કે સમિતિને કાગળો, આંકડાઓ વગેરે જે જે સામગ્રી તથા મદદ જોઈએ, તે સ્ટેટના તે તે ખાતાના અધિકારીઓ આપે. સમિતિને સારુ દરબારગઢમાં બેઠક કરવાની યોગ્ય જગ્યા આપ મુકરર કરો.

"૬ મારી સલાહ છે કે ઉપરની કલમ ચોથીની રૂએ આપ જેને સલાહકાર નીમો તેને જ આપનું કારભારી મંડળ બનાવો અને તેની ઉપર આપની તા. ૨૬મી ડિસેમ્બરની જાહેરાતના હેતુને અનુસરનો કારભાર ચલાવવાનો તેમ જ એ જાહેરાતના હેતુને વિઘાતક એવું કોઈ પણ પગલું ન ભરવાનો ભાર મૂકો. આ સલાહકારમાંના એકને તે મંડળનો પ્રમુખ નીમો ને તે મંડળ જે નિવેદનો હુકમો વગેરે કાઢે તેમાં આપ વગર સંકોચે સહી કરશો એવું જાહેર કરો. જો સમિતિના સલાહકારને કારભારી મંડળ બનાવવાનું આપ પસંદ ન કરો તો જે કારભારી મંડળ નીમો તે પણ મારી સાથે મસલત કરીને નીમો.

"૭ સમિતિ પોતાનું કામ તા. ૭-૩-'૩૯ને રોજ શરૂ કરે ને તા. ૨૨-૩-'૩૯ને રોજ પૂરું કરે.

"૮ સમિતિની ભલામણનો અમલ, તેનું નિવેદન આપના હાથમાં આવે ત્યાર પછી સાત દિવસની અંદર કરવાનું જાહેર કરો.

"આવતી કાલે સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકો. તેઓના ઉપર થયેલા દંડ જપ્તીઓ વગેરે માફ કરો. તેમ જ વસૂલ કર્યા હોય તે પાછા આપો.

મિ. ગિબ્સન સાથે વાત કરતાં તેમણે જણાવ્યું છે કે તા. ૨૬મી ડિસેમ્બરની જાહેરાતને લગતું આપ જે કંઈ કરશો તેમાં તે વચ્ચે નહીં આવે.

"જો આપ મારી આટલી વિનતી આવતી કાલ બપોરના બાર વાગ્યા પહેલાં કબૂલ નહીં કરો તો તે વખતથી મારા ઉપવાસ શરૂ થશે અને તે કબૂલ કરો ત્યાં સુધી ચાલુ રહેશે.

"આપ મારી ભાષાને કડક નહીં માનો એવી આશા રાખું છું. જો કડક હોય તો આપના પ્રત્યે કડક ભાષા વાપરવાનો ને કડક થવાનો મને અધિકાર છે. આપના પિતામહનું મારા પિતાશ્રીએ લૂણ ખાધું હતું. આપના પિતાશ્રી મને પોતાના પિતા તુલ્ય માનતા. મને તો તેમણે જાહેરમાં ગુરુપદ આપ્યું હતું. હું કોઈનો ગુરુ નથી એટલે મેં એમને શિષ્યરૂપે માન્યા ન હતા. હું આપને પુત્રવત્ માનું છું. આપ મને પિતાતુલ્ય ન ગણો એ બને. જો મને પિતાતુલ્ય ગણો તો મારી વિનતીનો આપ શાણપણથી સહેજે સ્વીકાર કરો ને ૨૬મી ડિસેમ્બર પછી પ્રજા ઉપર વીતી છે તેનું દુઃખ જાહેર કરો.

"મને સ્વપ્ને પણ આપનો કે રાજ્યનો દુશ્મન ન ગણશો. હું કોઈનો દુશ્મન ન થાઉં. જિંદગીભરમાં થયો નથી. મારો દૃઢ વિશ્વાસ છે કે મારી વિનતીના હાર્દિક સ્વીકારમાં આપનું હિત છે, ભૂષણ છે, આપનો ધર્મ છે.

"આપને એમ લાગશે કે મારી સૂચનાઓમાંની કેટલીક મેં તા. ૨૬મી ડિસેમ્બરના નિવેદનની બહાર જઈને કરી છે. ઉપર ઉપરથી વિચારતાં એમ કદી લાગે. પણ આપ જોશો કે પરિષદની બહારના સભ્યોનો સ્વીકાર કરવામાં મેં આપના સન્માનનો જ ખ્યાલ રાખ્યો છે. એટલું જ નહીં, મેં તો રાજ્યપ્રજાની જ વાત કરી છે

સૂચનાઓ જે મજકૂર નિવેદન બહારની ગણાય એ રાજ્યપક્ષની ન ગણવી હોય તો એમ કહી શકાય. પણ કેવળ મને જણાતા આપના પ્રતિજ્ઞાભંગમાંથી જ એ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે પણ મારી દૃષ્ટિએ તો એ પત્ર રાજપ્રજાના રક્ષણાર્થે છે ને ફરી સમાધાની ન ભાગી પડે એ દૃષ્ટિએ છે

"છેવટમાં આપને વિશ્વાસ આપું કે સમિતિ જે રિપોર્ટ તૈયાર કરશે તે જો મારો દેહ હશે તો હું તપાસીશ. મારો દેહ નહીં હોય તો સરદાર વલ્લભભાઈ તપાસશે અને તેમાં એક પણ કલમ એવી નહીં રહે કે જેથી આપની પ્રતિષ્ઠાને કે રાજ્યને કે પ્રજાને હાનિ પહોંચે

"આની નકલ હું ગિબ્સન સાહેબને મોકલું છું.

"આ કાગળ હું તુરત પ્રગટ નથી કરતો અને આશા તો એવી સેવું છું કે મારી સૂચનાનો આપ હર્ષપૂર્વક સ્વીકાર કરશો અને આ પત્ર પ્રગટ કરવાનો ધર્મ મારી ઉપર નહીં આવી પડે.

"પ્રભુ આપનું કલ્યાણ કરો, આપને સન્મતિ આપો.

મોહનદાસના આશીર્વાદ"

તે જ વખતે દરબાર વીરાવાળાને નીચેનો કાગળ લખ્યો

"તા ૨–૩–'૩૯

"દરબારસાહેબ વીરાવાળા,

"હું શું કરું? રાતનો અર્ધો ઉજાગરો કરીને આ કાગળ લખું છું

"ગયા ત્રણ દિવસમાં આપે મને બહુ કડવો અનુભવ કરાવ્યો છે આપના વચનમાં એકતા નથી ભાળી પ્રત્યેક વચનમાંથી નીકળી જવાની તૈયારી સિવાય હું બીજું જોઈ જ ન શક્યો કાલ રાતની વાતે આડો આંક વાળ્યો. પ્રજાજન આપનાથી કેમ થથરે છે એ હું સમજી શક્યો છું

"આજે આપની કારકિર્દી તપાસવાનું મને આમંત્રણ આપ્યું છે મેં તે સ્વીકાર્યું પણ વધારે તપાસવાપણું આપે રહેવા જ નથી દીધું મને ઈશ્વરે શક્તિ નથી આપી, એવી પવિત્રતા નથી આપી લાગતી મારામાં એટલી અહિંસા નથી પ્રગટી, નહીં તો હું જરૂર આપના હૃદયમાં પ્રવેશ કરી શક્યો હોત. મને દુઃખ અને શરમ થાય છે કે આપનું હૃદય જીતવા અસમર્થ નીવડ્યો છું મારો સત્યાગ્રહ લાજે છે

"હું માનું છું કે આપ ઠાકોરસાહેબ ઉપર જે સામ્રાજ્ય ભોગવો છો એમાં એમનું હિત નથી સધાયું એમની માનસિક અપંગતા જોઈ પરમ રાત્રિએ મારું હૈયું રડ્યું એની જવાબદારી હું આપની ઉપર ઢોળું છું

"ના ઠાકોરસાહેબ ઉપર હમણાં જ કાગળ મોકલ્યો છે તેની સાથે જ આ આપની ઉપર પણ મોકલું છું આપ તો એ કાગળ તુરત જોશો જ એટલે એની નકલ નથી મોકલતો જોકે આપનો નિર્ણય તો આપે કાલે રાત્રે સંભળાવી દીધો છે તોયે આપને વીનવું છું કે આપ મારી સૂચનાઓ સ્વીકારવાની સલાહ ના. ઠાકોરસાહેબને આપો

"પ્રભુ આપના હૃદયમાં વસો

મો૦ ક૦ ગાંધીના વંદેમાતરમ્"

ઠાકોરસાહેબ ઉપરના કાગળની નકલ મિ. ગિબ્સનને પણ મોકલી અને લખ્યું કે મારી સૂચનાઓના અમલની બાબતમાં આપ બની શકે તેટલો હૃદયપૂર્વકનો સહકાર આપશો એવી હું આશા રાખું છું.

પછી સરદારને ફોન ઉપર નીચેનો સંદેશો મોકલ્યો :

"મારા નિર્ણયથી અકળાશો નહીં. કેવળ ઈશ્વરનો પ્રેર્યો હું વર્ત્યો છું. બુદ્ધિ પણ બીજું કશું સુઝાડી શકે એમ નહોતું આની કોઈને વાત ન કરજો. મારી સૂચના દરબાર વીરાવાળા ઠાકોરને કબૂલ રાખવા દે તો ભલે ઠાકોરસાહેબને જ હજુ એનો પૂરો જશ મળે તમે તમારી જગ્યાએથી ન ચસશો. રાજકોટનો ભાર ઉપાડવા હું અહીં છું. એટલું બસ ગણજો. મને તો આ મામલા દરમ્યાન ટેલિફોનના ખરચ પણ બચાવી લેવા ગમે. પણ તમારી પ્રકૃતિ હું જાણું છું. તેથી જરૂર પડ્યે વખતોવખત અહીંની ખબરો આપવાને સારુ ટેલિફોન વાપરતાં નહીં અચકાઉં એની ખાતરી રાખજો."

તા. ૩જીએ બાર વાગ્યા સુધી ઠાકોરસાહેબનો કાગળ ન આવ્યો, એટલે ઉપવાસ શરૂ કર્યો. પ્રાર્થના અને ભજનો પૂરાં થયાં પછી ઠાકોરસાહેબનો જવાબ લઈને ફર્સ્ટ મેમ્બર આવ્યા. એ જવાબ અંગ્રેજીમાં છે. તેનો તરજુમો નીચે આપ્યો છે :

"પ્રિય મહાત્મા ગાંધી,

"તમારો કાગળ ગઈ કાલે મળ્યો. વાંચીને બહુ દિલગીર થયો છું. તમને હું ખાતરી આપી ચૂક્યો છું કે તા. ૨૬–૧૨–'૩૮ના રોજ મેં કાઢેલું જાહેરનામું હજુયે કાયમ છે. કમિટીના નામોને લગતી તમારી સૂચના એ જાહેરનામાને અનુસરીને નથી. તેમ જ તમે કરેલી બીજી સૂચનાઓ સ્વીકારવાનું મને યોગ્ય લાગતું નથી. રાજ્યના જુદા જુદા હિતોના સાચા પ્રતિનિધિ હોય એવા યોગ્ય સભ્યોની કમિટી બને એ જોવાની જવાબદારી રાજકોટના રાજા તરીકે મારી છે. મારા રાજ્યના તેમ જ પ્રજાના હિતનો વિચાર કરતાં એ જવાબદારી હું ફગાવી દઈ શકું નહીં. આવી મહત્ત્વની બાબતમાં છેવટનો નિર્ણય બીજા કોઈને કરવા દેવો એ મારે સારુ શક્ય નથી. હું અગાઉ ખાતરી આપી ચૂક્યો છું કે કમિટી પોતાનું કામ શાંત વાતાવરણમાં વહેલામાં વહેલું શરૂ કરી દે એવી મારી તીવ્ર અભિલાષા છે, જેથી કરીને જરૂરી જણાય એવા સુધારા રાજ્યમાં દાખલ કરવામાં ઢીલ થવા પામે નહીં.

તમારો

ધર્મેન્દ્રસિંહ"

ઉપરનો કાગળ વાંચીને ગાંધીજીએ ઉદ્‌ગાર કાઢ્યા કે, "આ જવાબ તો બળતામાં ઘી હોમવા જેવો છે." પછી ખાનસાહેબને કહ્યું કે, "આનો રીતસર જવાબ તો હું પછી મોકલીશ. દરમ્યાન હવે બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકે એવી ઠાકોરસાહેબને સલાહ આપવાનું તો હું તમને સૂચવું ને? મારું અનશન શરૂ થયું છે. એટલે હું જીવતો છું ત્યાં સુધી તો

હવે સવિનય ભંગ ફરીથી શરૂ થવાનો નથી. વળી મારા અનશનની ખબર કેદીઓને કોઈ પણ રીતે પહોંચવાની જ. એટલે કદાચ તેઓ પણ ઉપવાસ આદરી બેસે. અને જેલમાં હોય ત્યાં સુધી તેમને રોકી કે સમજાવી કેમ શકાય?"

પ્રથમ સભ્યે પૂછ્યું : "પણ તમારે ઉપવાસ કરવા જ જોઈએ? બીજો કંઈ રસ્તો નથી? તમે ઉપવાસ કરો તે કરતાં તો ગમે તેટલો સવિનય ભંગ થાય તેને હું વધુ પસંદ કરું."

ગાંધીજી કહે : "એ હું જાણું છું. પણ આ અવસ્થાએ આવડી અંતર ખોજ પછી ખુદાને નામે લીધેલા ઉપવાસનો નિર્ણય ફેરવવાનું મન કરું તો તો સિત્તેર વર્ષનું જીવ્યું ફોગટ થાય ને? બીજો કોઈ માર્ગ ન રહ્યો ત્યારે તો આ નિર્ણય કરવો પડ્યો છે."

પછી ઠાકોરસાહેબના કાગળનો તેમણે જવાબ લખાવ્યો :

"મે. ઠાકોરસાહેબ,

'તમારો પત્ર વાંચી દુઃખ થયું. વચનની તમને કશી કિંમત હોય તેમ લાગતું નથી. તમારું વર્તન તો એમ મોંગ દાનનું વચન આપીને એ વચનનો ભંગ કરનાર માણસ જેવું છે. તા. ૨૬-૧૨-'૩૮ની જાહેરાતથી તમે પ્રજાને કેટલું વિશાળ દાન કર્યું હતું? ઉદારતા એ રાજવંશી ખવાસનું એક લક્ષણ છે, અને આભૂષણ પણ છે.

"એ જાહેરાતથી તમે એક ઉદાર દાન જાહેર કર્યું હતું. સુધારા સમિતિના સભ્યોના નામોની પસંદગી કરવાનો હક જતો કરવાનો તેમાં પ્રધાન સૂર છે. અને આપણા કિસ્સામાં તો તમે સરદારને પરિષદના પ્રતિનિધિ તરીકે એક ખાસ પત્ર લખીને એ હક આપી દીધો છે. આજનો તમારો પત્ર એ દાન રદ કરે છે. હું તો એમ માનું છું કે ગઈ કાલના મારા પત્રમાં મેં જણાવેલી શરતોનો સ્વીકાર વચનપાલન માટે જરૂરી છે. ઈશ્વર તમને એ સ્વીકારવાની સદ્બુદ્ધિ આપો.

'ખાનસાહેબ દ્વારા આજે મેં તમારા ઉપર એક સૂચના પાઠવી છે. એનો અમલ કરવો યોગ્ય છે. અત્યારે સત્યાગ્રહ મોકૂફ રહેલો હોવાથી સત્યાગ્રહી કેદીઓને મુક્ત કરવાનો તમારો ધર્મ છે.

મોહનદાસના આશીર્વાદ"

તા. ૪થીએ મળસકે ગાંધીજી ખૂબ તાજા ઊઠ્યા. ઊઠીને મિ. ગિબ્સન ઉપર નીચે પ્રમાણે કાગળ લખાવ્યો, જે ના. વાઈસરૉયને તારથી મોકલવાનું જણાવ્યું :

'૪-૩-'૩૯

"પ્રિય મિ. ગિબ્સન,

'આજે સવારે વહેલો ઊઠીને તમને જે લખું છું તે પ્રેસને લખી મોકલવાનો વિચાર આવેલો. પછી વિચાર આવ્યો કે તેનો મજકૂર ના. વાઈસરૉયને તારથી મોકલવો. છેવટે સાચો માર્ગ મને સૂઝ્યો કે મારા વિચારો તમને લખી જણાવવા

અને તેના ઉપર તમારે જે કંઈ ટીકા કરવી હોય તે સાથે ના. વાઈસરૉયને તારથી મોકલી આપવાની તમને વિનંતી કરવી

"મને લાગે છે કે ઠાકોરસાહેબને જવાબદાર અને વિચારવાન રાજા તરીકે ગણવામાં હું અથવા તો મને કહેવા દો કે આપણે બધા એ ઢોંગ ચલાવી રહ્યા છીએ આ વસ્તુ મારી સૂચનાઓવાળો કાગળ મેં તમને પરમ દિવસે વાંચ્યો ત્યારે જ મને જણાઈ હતી મને ખબર નથી કે મારો કાગળ તેમને વાંચવા દેવામાં આવ્યો છે કે કેમ? અને વાંચવા દેવામાં આવ્યો હોય તોપણ તેનો પૂરો અર્થ તેઓ સમજી શક્યા હશે કે કેમ? હું આશા રાખતો હતો કે મારા પોતાના તેમ જ મારા બાપદાદાના ઠાકોરસાહેબના પિતા તથા પિતામહ સાથેના સંબંધને લીધે તેમનામાં પોતાની ફરજનું ભાન હું જાગ્રત કરાવી શકીશ પણ રાજકોટના ખરા રાજા તો દરબાર વીરાવાળા છે ઠાકોરસાહેબ ઉપરના મારા કાગળમાં મેં જણાવ્યું છે કે તેઓ બિલકુલ ભરોસાપાત્ર નથી તેમને ઠાકોરસાહેબનું પહેલું જાહેરનામું ગમતું નથી તેમનું ચાલે તો સુધારા સમિતિ ઉપર પોતાના નામોની બહુમતી કરી દઈ તેને રદ કરાવે હાલ રાજ્યમાં તેઓ કશો હોદ્દો ધરાવતા નથી છતાં તેઓની મરજી એ ઉપરનો કાયદો છે તેઓ લેખી હુકમો પણ આપે છે દરબારગઢમાં પોતાના ભત્રીજાને તેમણે રાખેલા છે તે એકલા જ ઠાકોરસાહેબ પાસે કોઈ પણ વખતે જઈ શકે છે તમે જાણો છો કે સર પૅટ્રિક કૅડલનો તેમના (દ. વીરાવાળા) ઉપર જરા પણ વિશ્વાસ નહોતો અને તેમણે રાજકોટમાં રહેવાની અથવા તો ઠાકોરસાહેબ સાથે કશો સંબંધ રાખવાની તેમને મના કરી હતી તેમ છતાં પહેલી લડત દરમ્યાન તેઓ રાજકોટમાં દાખલ થયા તે માટે કર્નલ ડેલીને તેમને ઠપકો દેવો પડ્યો હતો આજે રાજકોટમાં જેવું અંધેર ચાલી રહ્યું છે તેનો નમૂનો મને જડતો નથી મને ચોક્કસ લાગે છે કે આ કેસ એવો છે, જેમાં ઠાકોરસાહેબના વચનનું પાલન કરાવવાને માટે ચક્રવર્તી સત્તાએ તત્કાળ વચ્ચે પડવું જોઈએ

"સુધારા સમિતિ ઉપર જે બિનઅમલદારોના નામ સરદાર પટેલ સૂચવે તેની નિમણૂક ઠાકોરસાહેબે કરવી જોઈએ એ ૨૬મી ડિસેમ્બરની કબૂલાતનું એક અંગ છે ઠાકોરસાહેબ ઉપરના ગઈ કાલના કાગળમાં મેં જણાવ્યું છે કે આની કોઈ જાતની કાળજી ન રાખવામાં આવે તો એ જાહેરાતને સહેલાઈથી નિરર્થક બનાવી શકાય એમ છે આ સાથે હું ઠાકોરસાહેબના કાગળની અને તેમને મેં આપેલા જવાબના તરજુમાની નકલ આપને મોકલી આપું છું

તમારો
મો૦ ક૦ ગાંધી"

તે દિવસે બપોરે મિસ ઍગેથા હૅરિસન રાજકોટ આવી પહોંચ્યાં પોતે કેટલા નાહક ઉપવાસ આદર્યો હતા તે એમને સમજાવતાં ગાંધીજીએ જણાવ્યું કે, ' સાને જ મારે માથે આ અનરથ આવી પડ્યું છે ઉતાવળથી હું સાર થાકી ગયેલો છું માગ. ઉપવાસોમાં હમેશાં આવતી મોજ અને બેચેનીની કલ્પના આવતા જ હું કમકમી ઊઠું છું "

બહેન એગેથાએ પૂછ્યું : "અહીંની સ્થિતિ વિષે આપ શું ધારો છો?"

ગાંધીજી કહે: "પથ્થરની દીવાલ સામે ઊભા છીએ. અહીં બધું અંધેર છે. રેસિડેન્ટ રાજ્યના કામકાજમાં વચ્ચે પડવાની પોતાની અશક્તિ જણાવે છે. પ્રથમ સભ્ય કહે છે રાજ્યના હુકમોને અંગે પોલીસતંત્ર સંભાળવા પૂરતી મારે નિસ્બત છે. રાજ્યના મોટા મામલાઓ અને વડી નીતિ જોડે મારે લેવાદેવા નથી. ઠાકોરસાહેબને તો એક દરબાર વીરાવાળા સિવાય બીજા કોઈથી મળાય જ નહીં. રાજ્યમાં કશો હોદ્દો તેઓ ધરાવતા નથી, છતાં ખરા કર્તાહર્તા તેઓ છે. હુકમો ઉપર સહી સુધ્ધાં કરે. કોઈ વાતમાં કશું ઘટતું કરવા તેમને કહો તો એમ કહીને છૂટી પડે કે એ તો ઠાકોરસાહેબના હાથમાં વાત. આમ જ્યાં જાઓ ત્યાં કશા ઉકેલની વાતને ખંભાતી તાળાં દેવાયેલાં છે."

સાંજે રાજ્ય તરફથી એક યાદી બહાર પડી. એ યાદીનો સૌથી ચોંકાવનારો ભાગ એ હતો કે ગાંધીજીએ ઠાકોરસાહેબને લખેલા કાગળમાં રાજ્ય તરફથી થયેલા જુલમો વિષે જોકે ગાંધીજીએ તો જાણીજોઈને કશો ઉલ્લેખ ન કરેલો તોપણ, એ બીનાના આધાર ઉપર ગાંધીજી સામે ઊલટો જ આરોપ ઘડી કાઢેલો હતો. એમાંથી એવો અર્થ નિપજાવવામાં આવ્યો હતો કે ગાંધીજીએ કરેલી તપાસમાં રાજ્ય સામે કરવામાં આવેલા આરોપો જૂઠા હોવાની ગાંધીજીની ખાતરી થઈ હતી. આમ છતાં એ વિષે દિલગીરી ન દર્શાવવાને સારુ ગાંધીજીનો દોષ કાઢવામાં આવ્યો હતો.

ગાંધીજીએ આ યાદીનો ટૂંકો જવાબ આપ્યો :

"હું ચૂપ એટલા સારુ જ રહ્યો હતો કે ખાનસાહેબ તથા તેમની નીચેના અમલદારો જેઓ સત્યાગ્રહીઓ જોડે થયેલા વર્તાવને સારુ મુખ્ય જવાબદાર હતા, તેમને ભૂલેચૂકે પણ અન્યાય ન થવા દેવા અને સંપૂર્ણ ન્યાય આપવા હું ઇંતેજાર હતો. પણ મારા મૌનની કદર કરવાને બદલે ઊલટો મારી સામે પુરાવા તરીકે દરબારી યાદીમાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેથી વસ્તુસ્થિતિ જાહેર કરવાની ફરજ પડે છે.

"જેલ જોયાની મારી મુલાકાત પછી ખાનસાહેબને મેં કહ્યું હતું કે કેદીઓની કથની સાંભળીને હું સમસમી ઊઠ્યો છું અને તેમાંણે કરેલા આરોપો માનવા તરફ મારું વલણ છે. તેમાંના ઘણાને હું અંગત રીતે પિછાનું છું, અને બીજા પણ ઘણા સમાજમાં આબાદાર અને પ્રતિષ્ઠિત ગણાતા સદ્‌ગૃહસ્થો છે, જેમનું કહેવું ખોટું સાબિત કરવામાં ન આવે ત્યાં સુધી હરકોઈ સાચું જ માને તેથી મેં ખાનસાહેબને કહ્યું કે આરોપો એટલા બધા ગંભીર છે અને એટલા બધા પ્રકારના છે કે રાજ્યને ન્યાય આપવાનો માત્ર એક માર્ગ મારે સારુ એ છે કે, નિષ્પક્ષ અદાલત સામે તેની ન્યાયપુરઃસરની તપાસ સૂચવવી. . . . મારા ઉપર વચનભંગનો સામો આરોપ યાદીમાં કર્યો છે તે તો નરી નિષ્ઠુરતા છે"

કસ્તૂરબાને મળવાની રજા મેળવવા માટે ગાંધીજીના કેટલાક સાથીઓએ તા. ૩૦મીએ પ્રયાસ કર્યો હતો. તેમને જવાબ મળ્યો હતો કે, "આવતી કાલે ફરી પ્રયત્ન કરી જોજો. ઠાકોરસાહેબને પૂછવું પડે એમ છે." બીજે દિવસે જરૂરી રજા મળી જવાથી ડૉ. સુશીલા નય્યર તથા બીજા બે જણ બાને મળવા ત્રંબા ગયાં. બાએ ગાંધીજી ઉપર એક હૃદયદ્રાવક કાગળ મોકલ્યો હતો, જેમાં અનશન કરતાં પહેલાં પોતાને વાતસરખી ન કર્યા માટે હળવો ઠપકો આપેલો હતો. આના જવાબમાં સાથીઓ સાથે ગાંધીજીએ સંદેશો મોકલ્યો હતો કે,

> "તું નાહક ચિંતા કરે છે. ઉપવાસ આદરતાં પહેલાં તને કે બીજા કોઈને હું ક્યાંથી વાત કરું? હું પોતે જ થોડું જાણતો હતો કે અનશન આવ્યું આવે છે? ઈશ્વરે સાદ કર્યો ને હું એને અનુસરવા સિવાય બીજું કરી જ શું શકું? જ્યારે ઉકેલ્યુ તેડું આવશે — અને એક દિવસ ક્યારેક પણ આવશે જ ને? — ત્યારે પણ તને કે કોઈને પૂછવા થોડું રોકાઈ શકાવાનું છે?"

આ ઉપરાંત ગાંધીજીએ એક મોટાનો સંદેશો પણ મોકલ્યો હતો. ઉપવાસ દરમ્યાન મારી સાથે તેને રહેવા દેવાની રાજ્ય પાસે હું આગ્રહ કરું એમ તું ઇચ્છે છે? બાએ તત્કાળ જવાબ આપ્યો: "જરાયે નહીં. એ લોકો મને રોજેરોજ તમારી તબિયતના સમાચાર આપે તો મને સંતોષ છે."

છતાં ગાંધીજીને કસ્તૂરબા વિષે ચિંતા તો રહ્યાં જ કરતી. સૌ કોઈનું ધારવું હતું કે અગાઉના ઉપવાસની વેળાએ તેમ આ વખતે પણ સત્તાવાળાઓ ઉપવાસ શરૂ થતાં જ બાને ગાંધીજી પાસે રહેવા મોકલી આપશે. ગાંધીજીએ તા. ૪થીએ પ્રથમ સભ્યને પુછાવેલું કે બાની ખરી કાયદેસર સ્થિતિ શી છે? શું તે પોતાને સ્વતંત્ર વ્યક્તિ ગણીને ગમે ત્યાં જઈ આવી શકે? કે પછી તમે એમને રાજ્યના મહેમાન કહો છો, એ રાજ્યના કેદીનું બીજું નામ માત્ર છે? આનો જવાબ મળ્યો ન હતો. તા. ૫મીએ સવારે ગાંધીજીએ ફરી ચિઠ્ઠી લખીને પુછાવ્યું. એનો પણ બપોર લગી જવાબ ન મળ્યો. બપોરે સૌના આશ્ચર્ય વચ્ચે રાજની મોટર રાષ્ટ્રીય શાળામાં આવીને બાને મૂકી ગઈ. પ્રથમ સભ્યે બાને એટલું જ કહેલું કે, "ના. ઠાકોરસાહેબ આપને ગાંધીજીને મળવા મોકલવા માગે છે." બા કશા સરસામાન વગર આવ્યાં હતાં. પોતાનાં સાથીઓ મણિબહેન અને મૃદુલાબહેન કરતાં પોતાને વિશેષ છૂટ મળે એમ તેઓ ઇચ્છતાં ન હતાં. એટલે ગાંધીજીએ નિર્ણય કર્યો કે બા પાછાં જાય અને ત્રંબામાં પોતાનાં સાથીઓ જોડે જઈને રહે. એ ત્રણેની કાયદેસરની સ્થિતિ શી છે એ જણાવવા આખા દિવસમાં મળીને પાંચ ચિઠ્ઠીઓ ગાંધીજીએ ખાનબહાદુરને લખી. પણ કશો સંતોષકારક ખુલાસો ન મળ્યો. છેવટે લખ્યું કે,

‘ છેક નજીવી બાબતમા મારે અકળાવુ પડે દાક્તરની સામે થઈને વખત આપવો પડે ને આપને તકલીફ આપવી પડે એ મારે સારુ દુખદ પ્રકરણ છે આવો અનુભવ જિંદગીમા પહેલવહેલો જેને મારું પોતાનુ ઘર ગણુ છુ ત્યા થાય છે !

પછી સાજના સાડા સાત વાગ્યે બાને ત્રણે પાછા મોકલ્યા

તા ૬ઠ્ઠીએ સત્તાવાળાઓએ ત્રણેને બિનશરતે છોડી મૂકીને પ્રશ્નનો નિકાલ આણ્યો

તા ૫મીએ સરદારે ત્રિપુરીથી છાપાજોગુ નિવેદન બહાર પાડ્યુ

‘ રાજકોટના ઠાકોરસાહેબ અને ત્યાની પ્રજા વચ્ચે થયેલા પવિત્ર કરારનુ પાલન કરાવવાના નૈતિક પ્રશ્નને અંગે ગાધીજીએ ઉપવાસ આદર્યા છે એ પ્રશ્નમા સુધારા સમિતિ પર પ્રજાના પ્રતિનિધિઓની બહુમતી હોવાના હકનો સમાવેશ થાય છે કરારની શરતો જેમા આપવી છે એ મહત્ત્વના કાગળનો બે અર્થ થઈ શકે છે એવુ ટાઇમ્સ ઑફ ઇન્ડિયા એ પોતાના અગ્રલેખમા લખ્યુ છે એ જોઈને મને ખેદ થાય છે એ કાગળની ભાષા સ્પષ્ટ અને અસદિગ્ધ છે ઠાકોરસાહેબની અને મારી વચ્ચે થયેલી વાટાઘાટ દરમ્યાન સમિતિમા પ્રજાની બહુમતી હોવી જોઈએ એ વિષે કદી શકા કે વાદવિવાદ ઊભા થયા જ ન હતા ઊલટુ ઠાકોર સાહેબે તા ૨૬મી ડિસેમ્બરે જે કરાર પર સહી કરી તેનો પાયો જ આ મુદ્દા પર રચાયો હતો એવુ આ લાબી વાટાઘાટોના ઇતિહાસ પરથી જણાઈ આવે એમ છે

ગયા નવેમ્બરમા ગાધીજી પાસે સમાધાની કરી આપવાની વાત લઈ જવામા આવી ત્યારે તેમણે સમાધાનીની શરતોનો મસદો તૈયાર કર્યો હતો તેમા એવી શરત મૂકેલી હતી કે પ્રજાપરિષદના પ્રતિનિધિઓની બહુમતી હોવી જોઈએ અને એ બહુમતી નક્કી કરવાનુ મારા ઉપર છોડવામા આવ્યુ હતુ તે વખતે જે સજ્જન મધ્યસ્થી કરી રહ્યા હતા તે એ ખરડો લઈને તા ૨૩મી નવેમ્બરે અમદાવાદમા મારી પાસે આવ્યા ત્યારે એમ નક્કી કર્યુ હતુ કે સમિતિમા સાત સભ્યો પરિષદના અને ત્રણ રાજ્યના હોવા જોઈએ એ સજ્જનની સાથે જે શરતોનો ખરડો મે ઠાકોરસાહેબને અને સર પૅટ્રિક કૅડલને મોકલેલો તેમા એ કલમ હતી

એ કલમની સામે ઠાકોરસાહેબ કે સર પૅટ્રિક કૅડલ બેમાથી એકેયે વાધો લીધો નહોતો કે તેમા ફેરફાર કર્યો નહોતો આ કલમને વિષે તેમણે એટલી જ સૂચના કરેલી કે હુ જે સાત સભ્યોના નામ આપુ તે રાજકોટ રાજ્યના ખરેખરા વતની હોવા જોઈએ પાછળથી એ વાટાઘાટ બીજા કારણોસર બાજુએ પડી પણ એ વાટાઘાટ દરમ્યાન કોઈ પણ વખતે આ શરતની સામે વાધો આવ્યો ન હતો

તા ૨૫ ૧૨–૩૮ને રોજ ઠાકોરસાહેબની જોડે બીજા એક મધ્યસ્થની મારફત વાટાઘાટ ફરી શરૂ કરવામા આવી આ સદ્ગૃહસ્થ ઠાકોરસાહેબ તથા દરબાર વીરાવાળા તરફથી સત્તાવાર કાગળ લઈને આવ્યા હતા ચર્ચાને સારુ જે

શરતો લઈને આ મધ્યસ્થ આવ્યા હતા તેમાં ઉપલી શરત સામેલ હતી. તા. ૨૬મીએ મેં મારા તરફથી જે સામો મુસદ્દો મોકલ્યો તેમાં પણ આ શરત સામેલ હતી.

"તા. ૨૬મીને દિવસે રાજકોટમાં જ્યારે શરતો ચર્ચવામાં આવી ત્યારે પરિષદની બહુમતીની આ શરત જ સમાધાનના પાયા રૂપે ગણવાની હતી એ વાત સૌને મંજૂર હતી. આ બહુમતી ઓછી કરવાને સારુ મને બહુ બહુ વિનંતીઓ કરવામાં આવી હતી, જે મારે નકારવી પડેલી. મેં તેમની એક જ સૂચનાનો સ્વીકાર કર્યો કે મારા તરફથી સૂચવવામાં આવતાં સાતે નામો રાજ્યના વતનીઓનાં હોવાં જોઈએ. કાઉન્સિલ મારા તરફનાં સાતે નામો તે જ ઘડીએ ત્યાં ને ત્યાં મંજૂર કરવા રાજી હતી. પણ મારે જેમની સલાહ લઈને તે નક્કી કરવાં જોઈએ એ બધા તે વેળાએ જેલમાં હતા. તેથી મારે પાછળથી મોકલવાં એમ ઠર્યું".

"એ ભુલાવું ન જોઈએ કે, એ સમાધાની એક તરફથી ઠાકોરસાહેબ અને તેમની કાઉન્સિલ અને હું તથા મારી સાથેના બીજા ત્રણ જણા એવા બે પક્ષ વચ્ચે આઠ કલાકની ચર્ચા પછી થઈ હતી. સાત સભ્યોની સંખ્યા ઘટાડી ત્રણની કરી નાખીને, પ્રજાપરિષદના સભ્યોની લઘુમતી કરી મૂકવાની ઠાકોરસાહેબને છૂટ રહેશે. એવું મને કહેવામાં આવ્યું હોત તો મેં એ વાટાઘાટમાં કદી ભાગ લીધો ન હોત. એ સમાધાનીના એક ભાગ તરીકે ઠાકોરસાહેબે મને જે કાગળ આપેલો તે પરથી નિ:શંક જણાઈ આવે છે કે સાતની બહુમતી ઘટાડવાનો એમનો ઇરાદો તે વેળા મુદ્દલ ન હતો. જો ઠાકોરસાહેબની લહેર પ્રમાણે આ સંખ્યામાં ઘટાડો કરવાનો હોત તો આ સમાધાન કરવાનો અથવા તો તેને પવિત્રપણે લેખબદ્ધ કરવાનો કશો અર્થ જ ન હતો.

"સમાધાનનું કરારનામું થયા પછી તરત જ ગાંધીજીને મેં તાર કર્યો કે,

"આઠ કલાકની લંબાણ વાટાઘાટ પછી આજે મળસકે બે વાગ્યે પ્રભુકૃપાથી સમાધાનના કરાર થયા છે. મુખ્ય શરતો આપના મુસદ્દા મુજબ પૂરે સ્વીકારાઈ છે. કરારનામું મોકલું છું."

"તે જ દિવસે મોડેથી ગાંધીજીને મેં કરારની શરતો તારથી મોકલી, જેમાં જણાવ્યું હતું કે,

"પ્રજા તરફના સાત પ્રતિનિધિઓ મારી ભલામણ મુજબ ઠાકોરસાહેબે નીમવાના છે. જાહેરાતમાં આની સ્પષ્ટતા નથી પણ આને સારુ જુદી લેખી કબૂલાત લીધી છે."

"આ ઉપરથી એ વિષે મુદ્દલ શક નથી રહેતો કે સુધારા સમિતિ ઉપર પરિષદના પ્રતિનિધિઓની બહુમતી રહેવી જોઈએ એ કરારનામાનો પાયો હતો. તેની વિરુદ્ધનો જે અર્થ કરવામાં આવ્યો છે, તે થયેલા કરારમાંથી છટકી જવા ખાતર પાછળથી ઊભો કરેલો છે. જો ઠાકોરસાહેબને પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડીને લઘુમતીમાં મૂકી દેવાની સત્તા રાખી હોત, તો પ્રજાની લડત, વાટાઘાટો, તેમ જ કરારનામું, બધું જ અર્થ વગરનું થઈ પડત અને કરોડોના મામલામાં તકરારના મુદ્દાઓને અસ્પષ્ટ રાખી મેળવવાના પ્રયત્નો અત્યંત દુઃખદ મનાય."

તા. ૫મી તથા ૬ઠ્ઠીએ ગાંધીજીને બહેન એગથા સાથે મહત્ત્વની વાતચીત થઈ. એમને ગાંધીજીએ ઉત્તર નિમિત્તે પોતાનું તત્ત્વજ્ઞાન સમજાવ્યું. સાથીઓ પ્રત્યેના પક્ષપાતને કારણે પોતે તેમના દોષ ન જુએ એ કેવું અશક્ય હતું તે સ્પષ્ટ કર્યું. સાધનની શુદ્ધતા ઉપર પોતે કેટલો બધો ભાર મૂકે છે એ સમજાવતાં કહ્યું:

> શેતાનની પાસે ચડીને સ્વર્ગમાં પહોંચાતું હોય તોપણ સત્યાગ્રહી તેમ ન કરે. કેટલીક વાર મારી અને સાથીઓની વચ્ચે ભેદ કરવામાં આવે છે. મને સારો અને સાથીઓને ખોટા ચીતરવામાં આવે છે. આ દ્વેષમૂલક અને ગેરવાજબી છે. (સરદારનો દાખલો આપીને કહ્યું:) એમને વિષે ગેરસમજનો પાર નથી. આનું કારણ પણ હું સમજું છું. તેમના ગમા-અણગમા બહુ મજબૂત છે. વળી તેઓ ભારે આખાબોલા માણસ છે. તેથી જ બધી મુશ્કેલી ઊભી થાય છે. પણ હું કહું છું તે ત્યાં સુધી માનજો કે કોઈ વાતે તેઓમાં ખોટાઈ નથી. હું કહું છું કે કોઈ પણ એની સામે ચોક્કસ આરોપ આણે અને એની નિષ્પક્ષ તપાસ કરાવે તો એની સાથે ઊભવા કે જામીનદાર થવા હું તૈયાર છું. એવા આરોપોની કિંમત હું જાણું છું. મારા પોતાના ઉપર આજે ગલીચમાં ગલીચ હુમલાઓ વરસી રહ્યા છે.

આ અનશન શા સારુ? શું બીજો માર્ગ ન હતો? એગથા આગળ પોતાની મનોવ્યથા વ્યક્ત કરતાં કહ્યું:

> કાઠિયાવાડને હું ઓળખું છું. શૂરા માડીઓની એ ભૂમિ છે. તેની સાથે ખટપટ અને સડાથી પણ એટલી જ ભરેલી છે. આ ગંદકી બલિદાન વગર શે સાફ થાય? જો હું ઇચ્છું છું તેવો હોત તો આવા અનશનની જરૂર ન હોત, કોઈ જોડે દલીલ કરવાની જરૂર ન રહેત. મારો શબ્દ સોંસરો ઊતરી જાત, સાચે જ શબ્દનો ઉચ્ચાર કરવાની પણ જરૂર ન પડત. ઇચ્છામાત્રથી જોઈતું પરિણામ નિપજાવી શકાત. પણ મારી મર્યાદાઓનું દુઃખદ ભાન મને છે. તેથી જ તો મારો અવાજ સંભળાવવા માટે આ બધું સહેવાનું છે.
>
> બીજો રસ્તો સવિનય કાયદાભંગનો છે. પણ અત્યારે મેં તે ઇરાદાપૂર્વક રદ કર્યો છે. કારણ હું જોઉં છું કે એમાંથી જેઓ સત્તાધારી છે તેમના અંતરમાં વસતો પશુ જ જાગી ઊઠે છે. સત્યાગ્રહીની નેમ તો દરેકના હૈયામાં રહેલા એ પશુને ઊંઘતો જ રાખવાની હોય. સવિનય ભંગ શરૂ કરીને જે બધું કષ્ટ ખમવાનું લોકોને સારુ અનિવાર્ય થઈ પડત તે મેં જાતે આ કષ્ટ માથે લઈને ટાળી દીધું છે. કોઈને પણ ન અકળાવવાનો હું અવિરત પ્રયત્ન કરી રહ્યો છું. દરબાર વીરાવાળા પ્રત્યે પણ મારા અંતરમાં સદ્ભાવ ભરેલો છે. મારા ઉપવાસથી તેમના તેમ જ ઠાકોરસાહેબના દિલમાં જવાબદારીનું ભાન જાગે તો ઉપવાસને હું સાર્થક થયેલો ગણું.

વાઈસરૉય તે વખતે પ્રવાસમાં હતા. પોતાનો પ્રવાસ ટૂંકો કરી તા. ૬ઠ્ઠીએ તેઓ દિલ્હી પહોંચ્યા. આખો દિવસ અને મધરાત સુધી રાજકોટ અને ની

દિલ્હી વચ્ચે અને રાજકોટ અને મુંબઈ વચ્ચે ટેલિફોનની ઘંટડીઓ રણક્યા કરી તા ૭મીએ સવારના પોણા અગિયાર વાગ્યે ના વાઈસરૉયનો નીચે પ્રમાણેનો સંદેશો મિ ગિબ્સન મારફતે ગાંધીજીને પહોંચાડવામાં આવ્યો

"તમારો સંદેશો મને હમણાં જ મળ્યો તે માટે તમારો ઘણો જ આભારી છુ હુ તમારી સ્થિતિ સમજુ છુ

"તમે જે કરો છો તે પરથી સ્પષ્ટ છે કે, આ પ્રકરણમા વચનભંગ થયો છે એમ જે તમને લાગ્યુ છે એ જ મુખ્ય વાત છે હુ જોઈ શકુ છુ કે ઠાકોરસાહેબનુ જાહેરનામુ જેની સરદાર વલ્લભભાઈ પટેલને તેમણે આપેલા કાગળથી પાછળથી પૂરવણી કરવામાં આવી હતી, તેના અર્થ વિષે શંકાને સારુ અવકાશ હોઈ શકે એમ છે મને લાગે છે કે, એવી શંકાનો ઉકેલ કરવાનો સૌથી સરસ માર્ગ એ જ છે કે દેશના સૌથી વડા ન્યાયાધીશ પાસે તેનો અર્થ કરાવવો તેથી હુ એવી દરખાસ્ત કરુ છુ કે ઠાકોરસાહેબની સંમતિથી — અને તેઓ એવી સંમતિ આપવા તૈયાર છે એવા ખબર આવ્યા છે — તેમનુ ઉપર જણાવેલુ જાહેરનામુ તથા કાગળની રૂએ કમિટી કઈ રીતે રચાવી જોઈએ એ બાબત હિંદના વડા ન્યાયાધીશનો અભિપ્રાય લેવો પછી તેમણે આપેલા નિર્ણય મુજબ કમિટી નીમવામાં આવે વધુમા એમ પણ ઠરાવવામા આવે કે, જે જાહેરનામાને અનુસરીને એમણે ભલામણો કરવાની છે તેના કે તેના કોઈ ભાગના અર્થ વિષે કમિટીના સભ્યો વચ્ચે જો કદી મતભેદ ઊભો થાય તો તે સવાલ પણ એ જ વડા ન્યાયાધીશ પાસે રજૂ કરવામાં આવે અને તેમનો નિર્ણય છેવટનો ગણવામાં આવે

"ઠાકોરસાહેબ તરફથી પોતાના જાહેરનામામાં આપેલા વચનોનો અમલ પોતે કરશે એવી ખોળાધરી સાથે અને મારા તરફથી પણ ઠાકોરસાહેબ પાસે અમલ કરાવવાનો હુ પૂરેપૂરો પ્રયત્ન કરીશ એવી ખોળાધરી સાથે કરવામા આવેલી આ વ્યવસ્થાથી તમારા મનમા ઊભી થયેલી બધી બીક દૂર થશે એમ હુ પૂરેપૂરુ માનુ છુ આ પ્રકરણમા ન્યાય થાય એ સારુ હવે બધી સાવચેતી લેવાઈ છે, એવી લાગણીમા તમે મારી જોડે સંમત થશો અને અનશન છોડી દઈ તમારા દેહને થઈ રહેલા કષ્ટમાથી અને મિત્રોને થઈ રહેલી ચિંતામાથી મુક્ત કરશો

"હુ તમને જણાવી ચૂક્યો છુ કે તમને અહીં મળવા અને તમારી જોડે ચર્ચા કરવા હુ બહુ ખુશી છુ જેથી રહીસહી શંકાઓ તેમ જ સંદેહ દૂર થઈ જાય"

ગાંધીજીએ મિ ગિબ્સન મારફત નીચેનો સંદેશો વાઈસરૉયને તારથી મોકલાવ્યો

"આજે તારીખે મોકલેલા જવાબ માટે આપનો ઓશિંગણ છુ જવાબ મને તાબડતોબ દસ પિસ્તાળીસ વાગે પહોંચાડવામા આવ્યો છે.

'આપના જવાબમા જોકે, સ્વાભાવિક રીતે ઘણી વસ્તુઓનો ઉલ્લેખ બાકી રહ્યો છે, છતા અનશન છોડવાને સારુ અને જે લાખો લોકો મારા ઉપવાસની પાછળ

રહેલા સમાધાનને સારુ પ્રાર્થનાઓ અને બીજા પ્રયત્નો કરી રહ્યા છે તેમની ચિંતા દૂર કરવાને સારુ આપના ભલા સંદેશાને હું પૂરતું કારણ ગણું છું. મારે પક્ષે એટલું જ કહેવું ઉચિત સમજું છું કે જે બાબતોનો આપના તારમાં ઉલ્લેખ નથી તે મારા તરફથી પડતી મુકાઈ નથી. તે બાબતમાં મને સંતોષ મળવો રહેશે. છતાં રૂબરૂ ચર્ચા થતાં સુધી તે બાબતો મુલતવી રાખી શકાય. દિલ્હી સુધી મુસાફરી કરવાની દાક્તરો રજા આપશે કે તરત જ હું દિલ્હી આવીશ.

"જેના ઉપર મારે અનશન કરવું પડ્યું તે પ્રકરણ આટલી તાકીદે અને આટલી સહાનુભૂતિથી હાથમાં લીધાને સારુ ફરી એક વાર આપનો આભાર માનું છું."

ઉપવાસ છોડતાં પહેલાં સરકાર જોડે થયેલો પત્રવ્યવહાર પ્રગટ કરવાની સરકારની રજા મેળવી લેવા ગાંધીજી માગતા હતા. તે માટે નવી દિલ્હીને પૂછવું જોઈએ. બપોરે બે વાગ્યે જરૂરી રજાવાળી મિ. ગિબ્સનની ચિઠ્ઠી આવી પહોંચી. એટલે પ્રાર્થના વગેરેના વિધિ પછી બપોરે બે વીસ વાગ્યે ગાંધીજીએ પારણું કર્યું. બધા સત્યાગ્રહી કેદીઓને તે જ દિવસે છોડી મૂકવામાં આવ્યા.

સૌના દિલમાં આનંદ વ્યાપ્યો, અને સૌને એમ લાગ્યું કે ગાંધીજીનો ભારે વિજય થયો. પણ વિજયની ઘડી ગાંધીજીને સારુ હમેશાં આત્મનિરીક્ષણની હોય છે.

પરિષદના કાર્યકરો સાથે તેમણે અંતર ખોલીને વાતો કરી અને પોતાની જાતનું પૃથક્કરણ કરીને અંતરદર્શન કરવા તેમને સૂચવ્યું. તા. ૧૦મીએ સાંજે દરબાર વીરાવાળા ગાંધીજીને મળ્યા તેમની સાથે લગભગ કલાક વાતો ચાલી. એ વાતચીત પછી ગાંધીજી ગમગીન અને ઊંડા વિચારમાં ડૂબેલા જણાયા તેમના દિલમાં કંઈક આવી ગડમથલ ચાલતી હતી : "મારી અહિંસામાં શો દોષ છે? મારા અનશન પછી પણ દરબાર વીરાવાળામાં કશો ફેરફાર કાં ન જણાય?" તા ૧૧મીએ ભાયાતો તરફથી ડેપ્યુટેશનના રૂપમાં મળવાની માગણીનો કાગળ મળ્યો સમય બચાવવા ખાતર ગાંધીજીએ તેમને ટૂંકી ચિઠ્ઠી લખી મોકલી અને મુસલમાનો તથા તેમની વચ્ચે કશો તફાવત નહીં કરવામાં આવે એ વિષે ખાતરી આપી.

તા. ૧૨મીએ કાર્યકર્તાઓ સાથે વાતચીત દરમ્યાન ગાંધીજીએ રાજકોટના સત્યાગ્રહનુ પરીક્ષણ કર્યું :

"મને લાગે છે કે, આપણી પહેલી ભૂલ રાજકોટ સત્યાગ્રહમા બધા કાઠિયાવાડીઓને જોડાવાની રજા અપાઈ એ થઈ. એથી લડતમા નબળાઈનુ તત્ત્વ પેઠું. આપણે સખ્યાબળ ઉપર ગયા. સત્યાગ્રહી તો અસહાયના એકમાત્ર બેલી ઈશ્વર

ઊપડ્યા તા. ૯મીએ સવારે ગાંધીજી રાજકોટ પહોંચ્યા. સરદાર વિમાનમાં અગિયાર વાગ્યે પહોંચ્યા

પણ રાજકોટમાં ગાંધીજીના માર્ગમાં સારી પેઠે કાંટા વેરી રાખવામાં આવ્યા હતા. દિલ્હીમાં વડા ન્યાયાધીશ આગળ કેસની દલીલો ચાલતી હતી ત્યારે રાજ્ય તરફનો પ્રજા ઉપરનો સિતમ ચાલુ જ હતો. જપ્તીમાં લેવાયેલો માલ કે દંડ કોઈના પણ પાછા આપવામાં આવ્યા નહોતા. એજન્સીની હદમાં રહેતા જે વકીલોએ લડતમાં ભાગ લીધો હતો અને એ કારણે જેમની સનંદો લઈ લેવામાં આવી હતી તેમને હજી સનંદો પાછી આપવામાં આવી નહોતી વધારે ભયંકર તો એ હતું કે મુસલમાનો અને ભાયાતોને પ્રજા-પરિષદની સામે ઉશ્કેરી મૂકવામાં આવ્યા હતા. ગાંધીજીએ રાજકોટમાં પગ મૂક્યો ત્યારથી જ એ લોકો એમને વળગ્યા હતા કે કમિટીમાં અમારું પ્રતિનિધિત્વ હોવું જોઈએ દલિત વર્ગ પણ પોતાના પ્રતિનિધિ હોવાની માગણી કરવા લાગ્યો હતો અને તે માટે ડૉ. આંબેડકર એક વાર રાજકોટ આંટો મારી ગયા હતા. ઠાકોરસાહેબ એટલે દરબાર વીરાવાળા, આ લોકોની માગણી વાજબી છે અને રાજ્યે તો પ્રજાના તમામ વર્ગોની માગણી ધ્યાનમાં લેવી જોઈએ, એમ કહેતા હતા. ઠાકોરસાહેબના જાહેરનામા પ્રમાણે કમિટી ઉપર સરદારના નામોની એટલે કે પ્રજાપરિષદના નામોની ચારની બહુમતી રહેતી હતી તેને બદલે ફક્ત એકની બહુમતી રહે ત્યાં સુધી ગાંધીજી આ લોકોને રીઝવવા તૈયાર હતા. આ બધી વાટાઘાટો તા. ૯મીથી ૧૪મી સુધી ચાલી. પણ ગાંધીજી પેલા લોકોને મનાવી શક્યા નહીં.

એ બધી વાટાઘાટોનો સાર ગાંધીજીએ સાત સભ્યોનાં નામો મોકલી આપનો કાગળ તા. ૧૪-૪-'૩૯ના રોજ ઠાકોરસાહેબને લખ્યો તેમાં આવી જાય છે.

"મે. ઠાકોરસાહેબ,

"આપના તા. ૧૦-૪-'૩૯ના અંગ્રેજી પત્રનો જવાબ આજે આપી શકું છું.

"આપે આપની જવાબદારી માથેથી ઉતારી નાખી એનું મને દુઃખ છે. જે મુસલમાન અને ભાયાતના નામ વિષે આપ લખો છો એ નિમણૂક આપની હતી. વડા ન્યાયાધીશનો નિર્ણય આપના અર્થની વિરુદ્ધ જાય તોપણ આપનું વચન કાયમ રહી શકે એમ કરવામાં મારે મદદ કરવી એ જ મારો અર્થ મારા વચનનો હતો અને હોઈ શકે. જે આપવાનો મને અધિકાર જ ન હોય તે આપવાનું મેં વચન આપ્યું છે, એવો અર્થ મારા વચનમાંથી કેમ નીકળે એ મારી સમજની બહાર છે હું તો પરિષદ અને સરદારના ટ્રસ્ટી તરીકે કામ કરું છું એ ફરજની બહાર જઈ મારાથી કંઈ ન બોલાય એ દેખીતું છે એટલે મારા વચનનો આટલો જ અર્થ હતો અને હોઈ શકે કે આપ એ બાંયધરીઓનાં

નામ રાખવા ઇચ્છા તો સરદારના નામે બહુમતીમા હોય એ શરતે મારે સરદારની વતી મદદ કરવી આથી વધારે અર્થ મારી દૃષ્ટિએ અસભવિત છે કમનસીબે આપે અણધાર્યું પગલુ ભર્યું છે આપે નીમેલા નામ સરદારના નામમા ઉમેરવાનો બોજો મારી ઉપર ઢોળ્યો છે આમ સરદારને મળેલા અધિકારની ઉપર પાણી ફેરવાય એવો અનર્થ આપ મારા વચનમાથી કાઢો છો એ દુખદ છે

એટલે જોકે આપના કાગળ પછી મારે તો સરદારની વતી આપને નામ મોકલવા ઉપરાત કઈ કરવાપણુ ન હતુ છતા મે તો મજકૂર ચાર ભાઈઓમાથી ત્રણને સરદારના નામમા દાખલ થવા અને સાતની એક ટીમ તરીકે કામ કરવા વીનવ્યા એ વિનવણીમા હુ છેક નિષ્ફળ ગયો છુ અહી આપના નામોને માન આપવાના અને તેવા પ્રશ્નની હદ આવે છે આપના કાગળમા આપે ચોથા નામનો ઉલ્લેખ કર્યો છે શ્રી મોહન માડણને મારી પાસે આવીને ચર્ચા કરવાની તસ્દી આપવાનુ મે દુરસ્ત નથી ધાર્યું કેમ કે તેઓ પોતે હરિજન નથી

પણ મજકૂર ચાર નામ રહી જાય છે તેનો એવો અર્થ મુદ્દલ નથી કે સરદારે આપેલા ભાઈઓ મુસલમાનના ભાયાતોના હરિજનોના કે બીજા કોઈના ખાસ અને વાજબી હકોની કાળજી નહી રાખે એ ભાઈઓ પાસે આ કમિટી પરત્વે અને સામાજિક સેવાની દૃષ્ટિએ જાતપાત નથી તેઓની સામે તો રાજકોટની સમસ્ત પ્રજા જ છે તેઓ જ કમિટીમા આવે છે કેમ કે તેઓના મડળે સમસ્ત પ્રજાના હકને સારુ લડત ચલાવી આપે તેની કદર કરીને પરિષદ વતી સરદારને કમિટીમા અમલદાર વર્ગ બહારના રાજકોટ સ્ટેટના સાત નામ આપવાનો અધિકાર આપ્યો એ નામ નીચે પ્રમાણે છે

૧ શ્રી પોપટલાલ પુરુષોત્તમદાસ અનડા બી એ એલએલ બી
૨ પોપટલાલ ધનજી માલવિયા
૩ જમનાદાસ ખુશાલચદ ગાધી
૪ બેચરભાઈ વઘાભાઈ વાઢેર
૫ વ્રજલાલ મયાશકર શુકલ
૬ જેઠાલાલ હ જોશી
૭ ગલાબચદ ભવાનીશકર જોશી એમ એ એલએલ બી

હવે પ્રમુખ સાથે ત્રણ સભ્યો આપે નીમવાના રહ્યા

મારુ મનો તો વળી વીનવુ આપ લખો છો કે હવે કમિટીમા દસના અગિયાર ન થાય આ મુદ્દો બરાબર નથી દસ જ હોઈ શકે એવો પ્રતિબધ વડા ન્યાયાધીશના નિર્ણયમા નથી બને પક્ષ મળીને ગમે તે ફેરફાર કરી શકે છે આપના નામ કાયમ રાખવામા સરદાર આપને હજુ મદદ કરવા ઇચ્છે છે શરત આટલી જ કે જે વધારો થાય તેમા પરિષદની બહુમતી રહે અત્યારે એટલે વડા ન્યાયાધીશના નિર્ણય પ્રમાણે એની બહુમતી ચારની છે તેને બદલે આપને ખાતર કકાસ ટાળવા ખાતર ફક્ત એકની બહુમતી રાખવા હજી સરદાર તૈયાર છે આથી વિશેષની આશા આપ કેમ રાખો ?

ઉપર જ આધાર રાખે. સત્યાગ્રહી હમેશાં પોતાના મનને કહે કે જેને નામે સત્યાગ્રહ માંડ્યો છે તે જ તેને પાર ઉતારશે. રાજકોટના કાર્યકર્તાઓએ આમ વિચાર્યું હોત તો મોટાં સરઘસો અને દેખાવો યોજવાની લાલચમાંથી તેઓ બચી જાત અને પરિણામે જે જુલમો થયા તેનાથી રાજકોટ પણ બચત. ખરો સત્યાગ્રહી પોતાના વિરોધીને અભયદાન આપે. તેના કાર્યથી વિરોધીની છાતીમાં કદી ગભરાટ પેદા ન થાય. ધારો કે સત્યાગ્રહના નિયમોના આવા કડક અમલને લીધે ખોબા જેટલા સત્યાગ્રહીઓ સાચા સત્યાગ્રહી જુસ્સાથી અંત સુધી લડવા નીકળ્યા હોત તો તેઓ ખરેખરી નમૂનેદાર લડતનો દાખલો પૂરો પાડત."

તા. ૧૩મી માર્ચે ગાંધીજી દિલ્હી જવા ઊપડ્યા. ફેડરલ કોર્ટના વડા ન્યાયાધીશ સર મૉરીસ ગ્વાયર આગળ બંને પક્ષે પોતાનો કેસ રજૂ કરવાનો હતો. વડા ન્યાયાધીશે દોરેલી કાર્યવાહીને અનુસરીને સરદારે પોતાની કેફિયત પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યોના રેસિડેન્ટને ત્યાં તા. ૧૭મીએ દાખલ કરી. તેમાં તા. ૨૬–૧૨–'૩૮ના રોજ ઠાકોરસાહેબ સાથે થયેલી સમજૂતી તથા ઠાકોરસાહેબે સરદારને લખી આપેલી ચિઠ્ઠી વગેરે રજૂ કર્યાં. રાજકોટ ઠાકોરસાહેબનો જવાબ તા. ૨૬મી માર્ચે દાખલ કરવામાં આવ્યો. છાપેલાં ચાલીસ ફૂલસ્કેપ પાનાંનો એ જવાબ હતો. તેમાં મુખ્ય મુદ્દા તો બે જ હતા. તા. ૨૬મીના કરારનામા વિષે પ્રપંચ, દબાણ અને દગાબાજીના આક્ષેપો હતા. બીજો મુદ્દો, સરદાર જે સાત નામો આપે તેમાંથી ઠાકોરસાહેબે પૂરી તપાસ કરી પોતાને યોગ્ય લાગે એમની નિમણૂક કરવાની બાબતનો હતો. પ્રપંચ અને દગાબાજીના આક્ષેપો વાંચી સરદારની સાથે ગાંધીજી પણ ઊકળી ઊઠ્યા. વળી તેમણે અંતરખોજ ચલાવી: "મારો ઉપવાસ આટલો નિષ્ફળ કેમ થયો હશે? દરબાર વીરાવાળા આટલું કેમ નથી જોઈ શકતા કે પ્રપંચથી મેળવેલા દસ્તાવેજના જોર ઉપર હું કદી ઉપવાસ ન આદરું?"

કેસની દલીલ કરવા દરબાર વીરાવાળા જાતે દિલ્હી ગયા. તેમણે બહુ લંબાણથી દલીલો કરી. સરદારે વાટાઘાટની શરૂઆતથી તે તા. ૨૬મી ડિસેમ્બરનું કરારનામું થયું ત્યાં સુધીની વિગતો ટૂંકમાં રજૂ કરી.

બંનેની દલીલો સાંભળી તા. ૩જી એપ્રિલે હિંદના ચીફ જસ્ટિસ સર મૉરીસ ગ્વાયરે પોતાનો ચુકાદો આપ્યો. તેમાંથી વધારે મહત્ત્વના ફકરા અહીં ટાંકીશું:

"એમ સૂચવાયું છે — જોકે બેઉ પક્ષને હું રૂબરૂ મળ્યો ત્યારે એ બાબત મુદ્દે આગ્રહ ધરવામાં ન આવ્યો — કે આ કાગળ ઠાકોરસાહેબ પાસેથી કંઈક દબાણપૂર્વક મેળવવામાં આવ્યો હતો. મને સોંપવામાં આવેલા આ કેસની તપાસને અંગે ઠાકોરસાહેબે આપેલી સંમતિ ધ્યાનમાં લેતાં એવા સૂચનનો વિચાર કરવો હું કરી શકું કે કેમ એ વિષે મને શંકા છે. પણ એટલું જ કહેવું યોગ્ય થશે કે

મને એવા દબાણનું સૂચન માનવાને સારુ કશો પુરાવો જડતો નથી. ઊલટું શ્રી વલ્લભભાઈ ઉપર પાછળથી લખાયેલા કાગળોમાં તેથી વિરુદ્ધનો પુરાવો સારી પેઠે મળી આવે છે.

"મને ખાતરી થઈ છે કે દબાણ થયાનું સૂચન કશા કાયદેસર અર્થમાં ટકી શકે તેમ નથી. ઠાકોરસાહેબે શ્રી વલ્લભભાઈને આપેલ કાગળ દરબાર વીરાવાળાના પોતાના જ શબ્દોમાં મિરઝાએ લખાયેલો છે. આ વાતને શ્રી વલ્લભભાઈ પટેલ ઉપર ઠાકોરસાહેબે બીજે દિવસે લખેલા બીજા કાગળ ઉપરથી ટેકો મળે છે. તેમાં તેઓ લખે છે:

"'તમે રાજકોટ આવ્યા તે બદલ હું તમારો ઘણો જ આભારી છું. આ પ્રકરણનો અંત લાવવામાં તમે મને જે રીતે મદદ કરી છે તેની હું ખૂબ કદર કરું છું.'"

"તા. ૨૬-૧૨-'૩૮નો કાગળ પ્રગટ કરવામાં આવ્યો ન હતો અને તેમ કરવાનું કશું કારણ પણ ન હતું. તો એ કાગળને ઠાકોરસાહેબે અને શ્રી વલ્લભભાઈને આપેલ એક ખબરના કાગળ તરીકે જ ગણું છું કે, જેમાં પ્રગટ થયેલા જાહેરનામાની રૂએ જે નામો "હવે પછી જાહેર થવાના હતા" તે જાહેરનામાના મુસદ્દામાં જણાવ્યા પ્રમાણે શ્રી વલ્લભભાઈ પટેલની ભલામણ મુજબ જ થવાના હતા.

*　　　　*　　　　*

"ઠાકોરસાહેબ તરફથી રજૂ કરવામાં આવેલી લેખી કેફિયતમાં કરેલી દલીલનો સાર આ પ્રમાણે છે: 'ભલામણ શબ્દ જ ચોખ્ખું બતાવે છે કે દરેક નામ વિચારમાં લેવાશે અને એ પ્રમાણે વિચારતાં ભલામણ કરવામાં આવેલ કોઈ શખ્સનું નામ, દાખલા તરીકે અમુક વ્યક્તિ અનુકૂળ નથી, લાયક નથી અથવા તો અનિચ્છનીય છે એવા કોઈ કારણસર રદ કરવાને ઠાકોરસાહેબ મુખત્યાર છે.' એકલા ભલામણ શબ્દના આધાર ઉપર આવી કોઈ દલીલ ઊભી કરી શકાય નહીં. ભલામણ શબ્દમાં સ્વતંત્રપણે એવો કશો અર્થ સમાતો નથી. આગલા પાછલા સંદર્ભ ઉપરથી જ એનો અર્થ બેસાડી શકાય અને તે પ્રમાણે જોતાં બનેલી બીનાના બધા સંજોગો ધ્યાનમાં લેવા જોઈએ. જાહેરનામાના મુસદ્દામાં જ્યાં શ્રી વલ્લભભાઈ પટેલ સભ્યોની ભલામણ નિમણૂક માટે કરે એમ કહેવામાં આવ્યું છે ત્યાં મારી નજરે તો તેનો એક જ અર્થ હોઈ શકે કે શ્રી વલ્લભભાઈ પટેલ જે સભ્યોની ભલામણ કરે તેમની નિમણૂક ઠાકોરસાહેબે કરવાની છે."

આમ ચુકાદો સંપૂર્ણપણે સરદારની તરફેણમાં આવ્યો. સૌએ એને સરદારના સંપૂર્ણ વિજય તરીકે વખાણ્યો. ત્યાર પછી તા. ૭મી એપ્રિલે વાઇસરૉય તરફથી કાગળ આવ્યો. તેમાં ચક્રવર્તી સત્તા તરફથી ચોખ્ખી બાંયધરી હતી કે ઠાકોરસાહેબ પોતાનું વચન પૂર્ણપણે પાળશે અને તેને અંગે ઘટતું બધું કરવામાં આવશે. આ બાંયધરી લઈને ગાંધીજી દિલ્હીથી રાજકોટ જવા

તા ૨૬મી ડિસેમ્બરના આપના જાહેરનામામાં કમિટીએ રિપોર્ટ પૂરો કરવાની ને આપની આગળ રજૂ કરવાની મુદત એક માસ અને ચાર દિવસની રાખી હતી તેથી વધારે મુદત હવે પછી ન હોઈ શકે એ વાત ઉપર આપનું ધ્યાન ખેંચું છું બીજી લડત દરમ્યાન જપ્તીઓ અને દંડ થયા બીજી દમનનીતિ ચાલી એ બધી રદ કરવાની આવશ્યકતા છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય

મોહનદાસના આશીર્વાદ

આ કાગળ મારી સમતિથી લખાયેલો છે અને આમાં આવેલા નામો મે આપેલા છે

વલ્લભભાઈ પટેલ

આ કાગળની વાત બહાર પડતા જ મુસલમાનો તથા ભાયાતોએ ગાંધીજી ઉપર વચનભંગનો આક્ષેપ જાહેરમાં મૂક્યો અને તેમની સામે સત્યાગ્રહ કરવાની ધમકી આપી તા ૧૬મીએ ગાંધીજી પાસે એવી ખબર આવી કે સાંજની પ્રાર્થના વખતે રાજકોટના ભાયાતો અને મુસલમાનો કાળા વાવટા બતાવવાના છે તથા ગાંધીજી માટે ખાસડાનો હાર પણ તૈયાર કરી રાખ્યો છે ગાંધીજીએ આ વાતને હસી કાઢી પણ ન કરે નારાયણ અને પેલી સાભળેલી વાતો ખરી ઠરે તો તેઓ તેને વધાવી લેવા તૈયાર હતા એટલે તેમણે પોતાના માણસોને સ્પષ્ટ સૂચના આપી રાખી કે મારી પાસે કોઈ પણ માણસ ગમે તે ઇરાદાથી આવવા માગે તો તેને છૂટથી આવવા દેવો ને કોઈએ વચમાં એને રોકવો નહી રોજની પેઠે તે દિવસે ગાંધીજી મોટરમાં એમની રાષ્ટ્રીય શાળાએ પ્રાર્થના માટે પહોચ્યા લગભગ એ જ વખતે છસોએક વિરોધ કરનારાઓનું ટોળું ત્યાં સરઘસના આકારમાં પહોંચ્યું

પ્રાર્થના ચાલી એટલો બધો વખત આ દેખાવ કરનારાઓએ બૂમો ને કિકિયારીઓ પાડ્યા કરી પ્રાર્થના પૂરી થયા પછી ગાંધીજી ઉતારે જવા ઊઠ્યા ત્યારે પેલા દેખાવો કરનારાઓ ધક્કામુક્કી કરીને પ્રાર્થનાભૂમિ ઉપર ધસ્યા ધૂળના ગોટા ને બુમરાણથી કશુ દેખવું કે સાભળવું મુશ્કેલ થઈ પડ્યું કેટલાક મિત્રોએ ગાંધીજીની આસપાસ સાંકળ રચવા પ્રયત્ન કર્યો ગાંધીજીએ એમને રોક્યા અને કહ્યું 'હું કાં તો અહી બેસીશ અથવા ટોળામાં થઈને એકલો જઈશ મારે એમનાથી છૂટા તમે કોઈ વચમાં ન આવો' એમ કહી તેઓ ટોળામાં ઘૂસ્યા થોડી વારમાં એમને તમ્મર આવ્યાં એમણે આંખો મીચી દીધી અને પ્રાર્થના કરતા જણાયા બેએક મિનિટમાં એમને કળ વળી એટલે ટટાર થઈ આંખો ઉઘાડી બધાને આજ્ઞા કરી કે તમે કોઈ મારી સાથે ન આવો એ લોકોને મારું રક્ષણ કરવું હશે તો કરશે તમે બધા ખસી જાઓ શત્રુના ખોળામાં નિર્ભયપણે માથું મૂકી દેવું એ સત્યાગ્રહનો માર્ગ છે પછી એક વિરોધ કરનારા ભાયાત જે સામે ઊભા હતા તેમને ગાંધીજીએ કહ્યું મારે મારા સાથીઓનું નહી પણ

તમારા એકલાનું જ રક્ષણ થઈને જતું છે." ગાંધીજી એમને ખભે હાથ મૂકી જેમ જેમ ચાલતા ગયા તેમ તેમ જગ્યા થતી ગઈ અને ઠેઠ મોટર ઊભી હતી ત્યાં સુધી તેઓ સહેલાઈથી પહોંચી ગયા.

સરદાર તે દિવસે વડોદરા પ્રજામંડળના કામસર અમરેલી ગયા હતા. વિરોધીઓનું નિશાન ગાંધીજી કરતાં સરદાર વધારે હોય એમ માનવાને એ ઉપરથી કારણ લાગે છે કે તે જ દિવસે રાજકોટથી અમરેલીના એક મુસલમાન ઉપર તાર ગયેલો કે સરદાર વલ્લભભાઈ રાજકોટ આવવા અમરેલીથી ક્યારે નીકળે છે અને કયે રસ્તે આવે છે તે તારથી જણાવો. પેલો માણસ ઉદ્દેશ નહીં સમજ્યો હોય એટલે સરદારને ઉતારે જ પૂછવા ગયો. તાર સરદારના હાથમાં આવતાં જ આની પાછળ કાંઈ મેલી રમત હોવાનો તેમને વહેમ ગયો. એટલે પોતાનો નીકળવાનો વખત અને પાછા જવાનો રસ્તો બને બદલતાં જ આવ્યાં. રાજકોટ આવ્યા પછી તોફાનોની ખબર પડી એટલે પોતાનો વહેમ પાકો થયો. ગાંધીજીને મળ્યા ત્યારે પેલા તારની અને પોતે આપેલા જવાબની વાત તેમણે કહી સંભળાવી. ગાંધીજીએ કહ્યું, "વાહ રે સત્યાગ્રહ!" પછી બંને જણ ખૂબ હસ્યા.

તા. ૧૮મીએ ઠાકોરસાહેબે ગાંધીજીના કાગળનો જવાબ આપ્યો. તેમાં મુસલમાનો, ભાયાતો તથા દલિતવર્ગના કોઈ માણસને કમિટીમાં ન રાખવા વિષે દિલગીરી દર્શાવી. પણ તેમાં મહત્ત્વની વાત તો ઠાકોરસાહેબે એ જણાવી કે રાજ્યના કાયદાના સલાહકારના અભિપ્રાય પ્રમાણે આ સાત નામોમાંથી ફક્ત એક જ ગૃહસ્થ રાજકોટ રાજ્યના વતની છે.

ગાંધીજીએ થાકીને તા. ૧૯મીએ રેસિડેન્ટ મિ. ગિબ્સનને કાગળ લખ્યો અને તેમને વચ્ચે પડવા વિનંતી કરી. વધુમાં જણાવ્યું કે ઠાકોરસાહેબે સરદાર પર તા. ૧૯–૧–'૩૯ના રોજ કાગળ લખેલો તેમા તેમણે આપેલાં સાત નામોમાથી ચાર તેમણે સ્વીકાર્યાં હતાં વડા ન્યાયાધીશ આગળ રજૂ કરેલા કેસમાં વતની ન હોવાને કારણે માત્ર બે નામોનો વિરોધ કરવામા આવેલો છતાં હવે સાતમાંથી ૭ નામ સામે વિરોધ કરવામા આવે છે પછી તા. ૨૦મીએ ગિબ્સનને રૂબરૂ મળ્યા તે વખતે તેમને એકાએક એક એવદિલીવાળી દરખાસ્ત સ્ફૂરી આવી અને તેમની આગળ તે રજૂ કરી. "પરિષદે આ કમિટીમાથી બિલકુલ નીકળી જવુ. ઠાકોરસાહેબ આખી કમિટીની નિમણૂક પોતાના જાહેરનામાની રૂએ પોતે જ કરે એ કમિટીએ પોતાનો રિપોર્ટ એક માસ અને ચાર દિવસની અંદર આપવો. પ્રજાપરિષદના સાત સભ્યો એ રિપોર્ટને તપાસે અને તેમને જરૂર લાગે તો પોતાનો ભિન્ન રિપોર્ટ કરે. એ બને રિપોર્ટ હિંદના વડા ન્યાયાધીશ આગળ રજૂ કરવામા આવે અને તેમનો જે

ચુકાદો આપે તે બંને પક્ષ માન્ય રાખે ’ પણ દરબાર વીરાવાળાએ આ દરખાસ્ત સ્વીકારી નહી પછી તા ૨૩મીએ મિ ગિબ્સનને કાગળ લખીને ગાંધીજીએ જણાવ્યુ કે મે આપેલાં સાત નામોમાંથી કેટલા રાજ્યના વતની છે અને કેટલા નથી એનો નિર્ણય કરવાનુ ત્યાંના જ્યુડિશિયલ કમિશનરને સોંપવુ તે જ દિવસે ગાંધીજીને કોંગ્રેસની મહાસમિતિની બેઠક માટે કલકત્તા જવા નીકળવાનુ હતુ રાજકોટથી મુંબઈ જતા રસ્તામાં ‘હું હાર્યો’ એ નામનો લેખ તેમણે લખ્યો તેમાં તેમણે જણાવ્યુ છે કે

> પંદર દિવસની આ અંતરવ્યથા પછી હું જોઈ શક્યો છું કે જો ઠાકોરસાહેબને કે દરબાર વીરાવાળાને એમ લાગતુ હોય કે ઉપરી સત્તાના દબાણને લીધે તેમને કશુ આપવુ પડે છે તો મારી અહિંસા નિષ્ફળ લેખાવી જોઈએ અહિંસાની દૃષ્ટિએ તો એમના દિલમાંથી એવી લાગણી મારે નાબૂદ કરવી જ જોઈએ તેથી તક મળતા જ દરબાર વીરાવાળાની એવી ખાતરી કરાવવા મે પ્રયાસ કર્યો કે ચક્રવર્તી સત્તાની મદદ માગવામાં મને કશો આનંદ નહોતો અને નથી અહિંસા ઉપરાંત રાજકોટ જોડેનો મારો સંબંધ પણ મારા ઉપર આવો અંકુશ મૂકે એમ છે મે દરબાર વીરાવાળાને ખાતરી આપી કે મને અનાયાસે સ્ફુરી આવેલી અને મિ ગિબ્સન આગળ કરેલી મારી દરખાસ્ત ઉપલી દિશામાં કરેલા મારા પ્રયાસનુ જ પરિણામ હતુ તરત જ તેમણે મને સંભળાવ્યુ પણ જો તમે ઠાકોરસાહેબની કમિટીના રિપોર્ટથી ન સંતોષાઓ તો જાહેરનામાની રૂએ તેને કસવાનો હક તો માગો જ છો ને? વળી પરિષદ ભિન્ન રિપોર્ટ કરે તો તમે પાછા એ બેઉ રિપોર્ટ વડા ન્યાયાધીશ પાસે તપાસાવવા માગો છો આને તમે દબાણની લાગણી નાબૂદ કરવાનો પ્રયાસ કહો છો? ઠાકોરસાહેબ ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર હો તો ઠેઠ સુધી તેમની ઉપર અને એમના સલાહકાર ઉપર વિશ્વાસ કાં નથી મૂકતા? તમે માગો છો તે કદાચ પૂરેપૂરું નહીં મળે પણ જે કંઈ મળશે તે તેમના સદ્ભાવ સાથે મળ્યુ હશે અને તેના પૂરા અમલની તેમાં બાયધરી હશે પરિષદવાળા ઠાકોરસાહેબ વિષે તથા મારે વિષે શું શું બોલ્યા છે તે તમે જાણો છો? પોતાના રાજા પાસે સુધારા મેળવવા ઇચ્છતી પ્રજાનો આ રસ્તો છે? દરબાર વીરાવાળાના આ વચનોમાં કંટાળો અને પરિષદના લોકો પ્રત્યેનો તિરસ્કાર ટપકતા હતા પણ અહિંસાના અપૂર્ણ અમલના એકાએક થયેલા ભાનને પ્રતાપે એમણે કરેલો ઘા પાછો વાળવાને બદલે મનુષ્ય સ્વભાવના મૂળમાં પડેલી ભલાઈ વિષેની મારી અશ્રદ્ધાની જાગૃતિ તથા મારી અહિંસાની કંગાલિયત બતાવનારું એમની દલીલમાં રહેલુ વજૂદ મે પિછાન્યુ

*　　　*　　　*

મે સાથીઓ આગળ ઉકેલને સારુ આ નવી દૃષ્ટિ રજૂ કરી તેમણે મને અનેક વેળા કહ્યું હતુ કે રાજકોટની તમામ આફતનુ મૂળ દરબાર વીરાવાળા જ છે અને એ જાય એ રાજકોટને પૂરું સ્વરાજ મળ્યા બરાબર છે મે તેમને સમજાવ્યુ કે એ તો સુરાજ્ય થયુ, સ્વરાજ્ય નહીં મે કાર્યકર્તાઓને કહ્યું કે

જો અહિંસાનો મારો અર્થ તમને કબૂલ હોય તો દરબાર વીરાવાળાને કાઢવાનો ખ્યાલ મેલી દઈ તેનો હૃદયપલટો કરવાનો સંકલ્પ તમારે કરવો રહ્યો.

"પોતાને આ નવો લાગતો સિદ્ધાંત મારે મોઢેથી કાર્યકર્તાઓએ સાંભળ્યો તો ખરો. પણ તેમને ગળે ઊતર્યો કે કેમ તે મે ન પૂછ્યુ. તેઓ મને વાજબીપણે સામુ પૂછી શકતા હતા' 'વડા ન્યાયાધીશના ચુકાદાને ફગાવી દઈને કેવળ દરબાર વીરાવાળાના હૃદયમા રહેલી ભલમનસાઈ ઉપર વિશ્વાસ મૂકવાની ભલામણ કરનારી તમારી આ સૂચનાના વાજબીપણા વિષે તમારી પોતાની ગળા સુધી ખાતરી છે ખરી?' જો તેમણે આવો સવાલ કર્યો હોત તો મને કહેવાની ફરજ પડત કે એટલે લગીની હિંમત હજી હુ મારામા ભાળતો નથી"

મહાસમિતિની બેઠક પૂરી કરી કલકત્તાથી ગાંધીજી બિહારના વૃંદાવન ગામે ગાંધી સેવા સંઘનુ અધિવેશન મળવાનુ હતુ ત્યા ગયા આપણે શુદ્ધ અહિંસાનુ કેટલુ ઓછુ પાલન કરી શકીએ છીએ તેની જ વાત ત્યા મુખ્યત્વે તેમણે કરી એમના દિલમા રાજકોટના પ્રયોગમાં પોતાની ઊણપને લીધે પોતે કેવા નિષ્ફળ નીવડ્યા હતા એ જ વાત ઘોળાયાં કરતી હતી તા ૧૨મી મેએ ફરી રાજકોટ આવ્યાં દરબાર વીરાવાળા, રેસિડેન્ટ ગિબ્સન તથા મુસલમાનો અને ભાયાતો સાથે ફરી ચર્ચાઓ ચાલી તેમા એમને ચોક્કસ લાગી ગયુ કે પોતે હિંમત કરીને સાચો નિર્ણય હવે કરી જ નાખવો જોઈએ. તા. ૧૭મી મે એ મનનો નિર્ણય થઈ ગયો અને 'એકરાર અને પશ્ચાત્તાપ' નામનો નીચેનો લેખ તેમણે લખી કાઢ્યો.

> "ગયા માસની ૨૪મી તારીખે કલકત્તા જતી વેળાએ મે કહ્યુ હતુ કે મારે સારુ રાજકોટ કીમતી પ્રયોગશાળા રૂપ નીવડ્યુ છે હુ અત્યારે જે પગલાની જાહેરાત કરી રહ્યો છુ તેમા આનો છેલ્લો પુરાવો રહેલો છે સાથીઓ જોડે પૂરી ચર્ચા કર્યા બાદ આજે સાંજના છ વાગ્યે હુ એવા નિર્ણય ઉપર આવ્યો છું કે રાજકોટ પ્રકરણમા હિંદના વડા ન્યાયાધીશને હાથે મળેલ ચુકાદાના લાભ મારે છોડી દેવા
>
> "હુ મારી ભૂલ જોઈ શકયો છુ મારા ઉપવાસને અંતે મે એમ કહેવાની છૂટ લીધી હતી કે અગાઉના કોઈ પણ ઉપવાસ કરતા આ ઉપવાસ વધુ સફળ થયો હતો. હવે જોઉ છુ કે મારા એ કથનમા હિંસાનો રંગ હતો
>
> "અનશન લેવામા ચક્રવર્તી સત્તા પાસેથી ઠાકોરસાહેબને સમજાવીને તેમની પાસે આપેલુ વચન પળાવવા સારુ મે તેની તાત્કાલિક દરમ્યાનગીરી ઇચ્છી હતી. આ અહિંસાનો કે હૃદયપરિવર્તન કરાવવાનો માર્ગ નહોતો એ માર્ગ તો હિંસાનો અથવા દબાણનો જ હતો. મારુ અનશન શુદ્ધ હોત તો તે કેવળ ઠાકોરસાહેબને જ અનુલક્ષીને લેવાવુ જોઈતુ હતુ જો એનાથી ઠાકોરસાહેબનુ અથવા કહો કે એમના સલાહકાર દરબાર વીરાવાળાનુ હૈયુ ન પીગળત તો મારે મરીને સંતોષ માનવો જોઈતો હતો. મારા માર્ગ આડે અણધારી મુશ્કેલીઓ ન આવી હોત તો મારી આંખો ન ઊઘડત

"મજેન ચુકાદો દરબાર વીરાવાળા સંતોષપૂર્વક માથે ચડાવે તેમ ન હતુ મારો માર્ગ સરળ કરી આપવાની સ્વાભાવિકપણે જ તેમની તૈયારી નહોતી એટલે દરેક તકનો લાભ ઉઠાવી લાબી કસે ઘસડાવવાની નીતિ તેણે આદરી ચુકાદાથી મારો માર્ગ સફળ થવાને બદલે ઊલટો એ ચુકાદો જ મુસલમાનો તથા ભાયાતોના મારી સામેના રોષનુ ભારે કારણ થઈ પડયો અગાઉ અમે મિત્રભાવે મળીને વાટાઘાટો કરી હતી હવે મે સ્વેચ્છાએ આપેલા વચનનો ભગ કર્યાનો મારા ઉપર આરોપ મૂકવામા આવે છે મે વચનભંગ કર્યો છે કે કેમ એ બાબત પણ વડા ન્યાયાધીશ પાસે નિર્ણયને સારુ રજૂ કરવાનુ હતુ મુસ્લિમ કાઉન્સિલ અને ગરાસિયા એસોસિયેશનના નિવેદનો મારી સામે પડયા છે ચુકાદાના લાભને છોડી દેવાનો નિર્ણય કર્યા બાદ એ બે નિવેદનોનો હવે મારે જવાબ આપવાપણુ રહેતુ નથી મને નિસ્બત છે ત્યા સુધી તો મુસ્લિમો અને ભાયાતોને ઠાકોરસાહેબ જે કંઈ આપવા ઇચ્છે તે તેઓ સુખેથી લે પોતાના કેસ તૈયાર કરવાની તકલીફમા મે તેમને ઉતાર્યા તે બદલ હુ તેમની માફી માગુ છુ મારી નબળાઈને કારણે ના વાઈસરોયને પણ મે નાહક તકલીફમા નાખ્યા તે બદલ મારે તેમની માફી માગવી રહી છે વડા ન્યાયાધીશની પણ હુ માફી માગ છુ કારણ મારે કારણે એમને જે પરિશ્રમ ઉઠાવવો પડયો તે મારામા વધુ સમજણ હોત તો ઉઠાવવો પડત નહી સૌથી વધારે તો હુ ઠાકોરસાહેબની અને દરબાર વીરાવાળાની માફી માગુ છુ

'દરબાર વીરાવાળાની બાબતમા મારે એ પણ કબૂલ કરવુ રહ્યુ છે કે મારા સાથીઓની પેઠે મે પણ એમને વિષે બૂરા વિચારોને મારા અંતરમા આવવા દીધા છે એમની સામેના આરોપો ખરા છે કે નહી એ હુ અહી ન વિચારુ એની ચર્ચા અત્યારે અસ્થાને છે એટલુ જ કહુ કે એમના પ્રત્યે અહિંસાનો પ્રયોગ નથી કરવામા આવ્યો મારી એ નામોશીનો એકરાર પણ હુ કરી લઉ કે જેને એવડી રમત કહી શકાય એવા આચરણનો પણ હુ દોષી બન્યો છુ એક તરફથી ચુકાદાની તલવાર એમને માથે લટકતી રાખી અને બીજી તરફથી એમને રીઝવવાનો પ્રયત્ન કરી ઉદાર સુધારા બક્ષવાની તેઓ ઠાકોરસાહેબને સ્વેચ્છાએ સલાહ આપે એવી મે આશા સેવી હુ કબૂલ કરુ છુ કે આવી રીત અહિંસાની સાથે સાવ અસંગત છે તા ૨૦મી એપ્રિલે મિ ગિબ્સન જોડેની વાતચીત દરમ્યાન જ્યારે અચાનક પેલી ખેંચાતાણીવાળી દરખાસ્ત મને સૂઝી આવી અને મે કરી ત્યારે મારી નબળાઈની મને ઝાંખી થઈ ખરી પણ તે જ ઘડીએ ત્યા ને ત્યા એમ કરવાની મારી હિંમત ન ચાલી કે મારે ચુકાદા સાથે કશી લેવાદેવા નથી રાખવી ઊલટુ મે તો કહ્યુ કે ઠાકોરસાહેબ પોતાની કમિટી નીમે અને તેનો હેવાલ પરિષદવાળા ચુકાદાની દૃષ્ટિએ તપાસે અને બંને વચ્ચે મતભેદ પડે તો તેઓ વડા ન્યાયાધીશ આગળ જઈ શકે

'દરબાર વીરાવાળાએ આ દોષ ઓળખ્યો અને મારી દરખાસ્ત વાજબી રીતે નકારીને કહ્યુ "તમે ચુકાદાની તલવાર તો મારા માથા ઉપર લટકતી રાખો જ છો અને ઠાકોરસાહેબની કમિટી ઉપર અપીલની અદાલત બનવા માગો છો જો એમ જ હોય તો તમે તમારુ ગેરમામ જ ભલે કાપી લો! વધુ નહી અને

એવું પણ નહીં.' એમના વાંધામાં રહેલું વજૂદ મેં ઓળખ્યું. મેં તેમને કહ્યું પણ ખરું કે ચુકાદાને ફગાવી દેવાની આ ઘડીએ મારી હિંમત નથી. પણ ભલા થઈને જાણે ચુકાદો હસ્તીમાં જ નથી અને સરદાર તથા હું પણ વચ્ચે નથી એમ ગણી પ્રજા જોડે સમાધાન કરો. એમણે પ્રયત્ન કરી જોવા વચન આપ્યું. પોતાની રીતે પ્રયત્ન પણ કર્યો. પણ તેમાં જિગરની ઉદારતા મેં ન જાણી. હું તેમને દોષ નથી દેતો. ચુકાદાને વળગી રહેવાની મારી કૃપણતા એ પોતે જાણી રહ્યા હોય ત્યાં હું એમના તરફથી દિલદાર જિગરની આશા કેમ રાખી શકું? વિશ્વાસમાંથી જ વિશ્વાસ પેદા થાય છે. પણ એ તો મારામાં હતો નહીં.

"છેવટે હવે મેં ખોયેલી હિંમત પાછી મેળવી છે. મારા આ એકરારથી અને પશ્ચાત્તાપથી અહિંસાની સર્વોપરી શક્તિ વિષેની મારી શ્રદ્ધાની જ્યોત વધુ તેજથી ઝગી રહી છે.

"મારા સાથીઓને હું અન્યાય ન કરું. તેમનામાંના ઘણાનાં હૈયામાં અદેશો ભરેલો છે. તેમને મારા પશ્ચાત્તાપને સારુ કશું કારણ દેખાતું નથી. તેમને તો લાગે છે કે ચુકાદાથી મળેલી એક મહાન તક હું ફગાવી દઉં છું. એમને એમ પણ લાગે છે કે એક રાજદ્વારી નેતા તરીકે પંચોતેર હજાર પ્રજાના — કદાચ આખી કાઠિયાવાડની પ્રજાના કિસ્મત જોડે રમત રમવાનો મને અધિકાર નથી. મેં તેમને કહ્યું છે કે તમારી ધાસ્તી અકારણ છે. આત્મશુદ્ધિનું દરેક પગલું, હિંમતનું દરેક કૃત્ય સત્યાગ્રહમાં રોકાયેલી પ્રજાના બળમાં હંમેશાં ઉમેરો જ કરે છે. મેં એમને એમ પણ કહ્યું છે કે જો તેઓ મને સત્યાગ્રહનો સેનાપતિ અને વિશારદ ગણતા હોય તો મારામાં તેમને જે ભૂલ જેવું દેખાય છે તે પણ તેમણે સહી લેવું રહ્યું.

"આમ ઠાકોરસાહેબને અને તેમના સલાહકારને ચુકાદાની ધાસ્તીમાંથી મુક્ત કરી દીધા પછી હવે વગર સંકોચે હું એમને અપીલ કરું છું કે તેઓ રાજકોટની પ્રજાઓની આશાઓ પૂરી કરે અને તેમની શંકાઓને દૂર કરી તેમને સંતોષે."

આ નિર્ણય વિષે ગાંધીજીએ સાથીઓ સાથે ચર્ચા કરી ત્યારે સરદાર પણ હાજર હતા. મહાદેવભાઈએ બરાબર સમજવા માટે થોડીક દલીલો કરી. પણ સરદારે — જોકે પોતે આવું પગલું લઈ શકે અથવા લે કે કેમ એ જુદો સવાલ છે પણ — ગાંધીજીની સત્યાગ્રહની અને અહિંસાની દૃષ્ટિ બરાબર સ્વીકારી લીધી અને એક શબ્દ પણ બોલ્યા વિના નિર્ણય મંજૂર રાખ્યો.

સર મોરિસ ગ્વાયરના ચુકાદાના લાભો જતા કર્યા પછી ગાંધીજીએ ઠાકોરસાહેબ તથા દરબાર વીરાવાળાને મેળવી લેવા બહુ પ્રયત્ન કર્યા. પોતાની હાર સ્વીકારી લીધા પછી ઠાકોરસાહેબે દરબાર ભર્યો તેમાં પણ તેમણે હાજરી આપી. ત્યાર પછી દરબાર વીરાવાળાએ પોતાની મેળે સુધારા ઘડવા કમિટી નીમી તેનો રિપોર્ટ સને ૧૯૩૯ના નવેમ્બર મહિનામાં બહાર પડ્યો તે ઉપર ગાંધીજીએ 'હરિજનબંધુ'માં એક લેખ લખ્યો. તેમાં નીચે પ્રમાણે જણાવ્યું છે :

વિશ્વાસ છે કે અંતે રાજકોટની પ્રજાને જે એમનું છે તે મળ્યે જ છૂટકો છે. દરમ્યાન આ સુધારાઓ જે મારી નજરે કેવળ અનિષ્ટ રૂપ છે તેને મરી જવા દેવા રહ્યા. જે રાજકોટવાસીઓમાં સ્વાભિમાનનો છાંટો સરખો હોય તેણે તેમાં સામેલ થવાથી દૂર રહેવું જોઈએ. જો તેઓ મારું માને તો ગઢ જવું એ, પ્રાર્થના કરે અને અક્ષરશઃ કાંતે. તેઓ જોશે કે એમ કરવાથી તેઓ અહિંસાને એકમાત્ર સાચે માર્ગે રાજકોટમાં સાચી સ્વતંત્રતાના કાંતનારા નીવડશે."

સરદારની મનોવૃત્તિ આ આખા કિસ્સા પ્રત્યે કેવી હતી તે આ કિસ્સો બની ગયા પછી કેટલેક વખતે એક જાહેર ભાષણમાં કાઢેલા તેમના નીચેના ઉદ્‌ગારો ઉપરથી જણાઈ આવે છે:

> "કેટલાક માને છે કે વીરાવાળાએ મને છક્કડ ખવરાવી, સર પેટ્રિકને કાઢવામાં એણે મને વાપર્યો. પણ એમ કહેનારા એની પાછળ કામ કરી રહેલી શક્તિઓને ઓળખતા નથી. તેઓ રાજ્યપ્રકરણનો કક્કોયે જાણતા નથી. એ બધું કેમ થયું એ તો ભવિષ્યમાં પડદો ચિરાયા પછી લખાશે. પણ રાજકોટમાં સંતને જે ઉપવાસ કરાવ્યા છે, જે રીતે સંતને દૂભવ્યા છે તેનો તો ઈશ્વર ઇન્સાફ કરશે જ, અને ઇન્સાફ કરી જ રહ્યો છે. સંતને દૂભવેલા કદી સુખી થયેલ નથી."

## ૨૯

# દેશી રાજ્યોમાં પ્રજાકીય લડતો—૩

## વડોદરા, લીમડી, ભાવનગર

### વડોદરા

આગળ ઉપર કહેવાઈ ગયું છે કે ૧૯૩૮–'૩૯નાં વર્ષો આપણાં દેશી રાજ્યોની અપૂર્વ જાગૃતિનાં હતાં. મૈસૂર, ત્રાવણકોર, કોચીન, ઓરિસાનાં ધેનકનાલ તથા તલચેર, રાજસ્થાનનાં જયપુર તથા ઉદેપુર, ઉત્તરનું કાશ્મીર અને કાઠિયાવાડમાં રાજકોટ વગેરે રાજ્યોએ જવાબદાર રાજ્યતંત્ર માટે જુસ્સાદાર લડતો આપી હતી. વડોદરા આપણાં પ્રથમ પંક્તિનાં દેશી રાજ્યોમાંનું એક હતું અને તે બહુ પ્રગતિશીલ ગણાતું. ત્યાં જવાબદાર રાજ્યતંત્ર મેળવવાના હેતુથી પ્રજામંડળ ઘણાં વરસોથી સ્થપાયેલું હતું. એ પ્રજામંડળ જ્યાં સુધી વડોદરા શહેરમાં જ કામ કરતું ત્યાં સુધી રાજ્યે એની બહુ પરવા ન કરી. પણ ૧૯૩૦થી ૩૪ની લડત પછી એણે ગામડાંમાં પ્રવેશ કરવા માંડ્યો, ત્યારથી રાજ્યની એના ઉપર ખફા નજર થઈ હતી. પ્રજામંડળના પ્રમુખ તરીકે સરદારે તા. ૨૮–૧૦–'૩૮ના રોજ વડોદરા પ્રજામંડળ

"વડોદરા રાજ્યના ખેડૂતોની વધતી જતી આર્થિક દુર્દશા અને તેના ઉપર લાદવામાં આવેલા અસહ્ય અને ઘાતકી જમીનમહેસૂલના બોજા વિષે પ્રજામંડળે લગભગ દરેક અધિવેશન પ્રસંગે ઠરાવો કર્યા છે. આ ઠરાવો કરવાનો શો અર્થ છે? ખેડૂતોના પેટના ખાડા પરિષદના ઠરાવોથી પુરાવાના નથી. એના પરના કરનો બોજો કે જમીનમહેસૂલનો ભાર એ ઠરાવોથી હળવો થવાનો નથી . . . ગામડે ગામડે અને ખેડૂતોની ઝૂંપડીએ ઝૂંપડીએ ફરી ખેડૂતોના સુખદુઃખમાં ભાગીદાર થવાનો અને આકરી મહેસૂલપદ્ધતિ સામે રાજ્યના કાનના પડદા તૂટી જાય એટલા જોરથી પોકાર ઉઠાવવાની લોકોને તાલીમ આપવાનો પ્રજામંડળનો હક છે. એ હક છીનવી લેવામાં આવે તો પ્રજામંડળના કાર્યવાહકોએ રાજ્યનો સવિનય સામનો કરવો જોઈએ. આ પ્રાથમિક હક છોડી દેવામાં હું પ્રજામંડળનો આપઘાત જોઈ રહ્યો છું."

રાજાના મકરપુરાના મહેલની પાસે રાજ્યને ખર્ચે એક મોટું શિકારખાનું રાખવામાં આવતું હતું. એ શિકારખાનું વરસોથી ખેડૂતોને ભારે ત્રાસરૂપ થઈ પડ્યું હતું. એ વિષે સરદારે પોતાનો અવાજ ઉઠાવ્યો.

"વડોદરા રાજ્યમાં ખેડૂતની દાદ-ફરિયાદ સંભળાતી નથી તેનું એક અદ્ભુત ઉદાહરણ તો વરણામાની આસપાસના સાડત્રીસ ગામના ખેડૂતો ઉપર આજે વરસોના વરસો થયાં જે અસહ્ય ત્રાસ વર્તી રહ્યો છે, એ છે. એમાંથી છૂટવાની દાદ મેળવવા તેમણે અસંખ્ય અરજીઓ કરી, સભાઓ ભરી, ડેપ્યુટેશનો મોકલ્યાં, અને પ્રજામંડળ તેમ જ ધારાસભા મારફતે સરકારના બહેરા કાનમાં શંખ વગાડવાના વારંવાર પ્રયત્ન કર્યા, છતાં કશું વળ્યું નથી. રાજકુટુંબ અને એના ગોરા મહેમાનોના શિકારશોખ પૂરા પાડવા ખાતર આ સાડત્રીસ ગામોની વચમાં રાજ્યનું તેરસો એકરના વિસ્તારનું ધનિયાવી નામે ઓળખાતું એક વિશાળ શિકારખાનું છે. આ શિકારખાનામાં ડુક્કરો રાખવામાં આવે છે. તેમને ખાવાને માટે ચારો જોઈએ તેનું સરકારને કશું ખર્ચ કરવું પડતું નથી. આસપાસના સાડત્રીસ ગામની સીમનો પાક એ જ આ રાજ્યના ડુક્કરોનો ખોરાક છે. આ ડુક્કરો ગમે તેટલો બગાડ કરે, પણ એને જો મારે તો મારનારને રાજ્યનો ગુનેગાર ગણી સજા થાય છે. ડુક્કર ખેડૂતને મારી નાખે છે પણ ખેડૂત આત્મરક્ષણને ખાતર પણ એને મારી શકતો નથી. કારણ ડુક્કર એ રાજ્યનું માનીતું પ્રાણી છે અને ખેડૂત રાજ્યનો ભાર વહન કરવા સર્જેલું જાનવર છે. આ સાડત્રીસ ગામના ખેડૂતોના પૂર્વજો આજથી સાઠ વર્ષ ઉપર આ ડુક્કરોના ત્રાસથી બચવાને રાજ્ય પાસેથી દાદ મેળવવામાં નિષ્ફળ નીવડ્યા ત્યારે ગામો છોડી હિજરત કરી ગયા હતા. તેમને મનાવીને પાછા લાવવામાં આવ્યા હતા, અને રાજ્ય તરફથી કાંઈક રાહત આપવામાં આવી હતી. એ બહાદુર ખેડૂતોના વારસોમાંથી આજે સાહસ અને હિંમત ઓસરી ગયાં છે. આ ડુક્કરોની સંખ્યામાં મોટો વધારો થયે જ જાય છે. રાજ્યનું રક્ષણ હોવાથી તેમનામાં નિર્ભયતા આવી ગઈ છે. આમ આ રાજ્યમાં ગરીબ બિચારા ખેડૂતો રાજ્યના શિકારના ખુદ શિકાર થઈ પડ્યા છે. કેટલાંયે વરસોથી આ ખેડૂતો અરજીઓ કરે છે, મહારાજાને મળવાના પ્રયત્નો કરે છે, દીવાન સાહેબ પાસે દોડી જાય છે. પ્રજામંડળના દરેક અધિવેશનમાં

પોકાર કરે છે. પણ એ બધું બહેરા આગળ શંખ ફૂંકવા જેવું છે. આ ધનિયાણીના શિકારખાનાનો કરુણ ઇતિહાસ જ્યારે હું સાંભળું છું. ત્યારે પેલા ઉત્તરસંડા ગામના એક ગૃહસ્થ જે આ રાજ્યના માજી અમલદાર હતા અને જેમણે ન્યાયમંદિરમાં ધોળે દિવસે મશાલ સળગાવી વડોદરાના ન્યાયમંદિરમાં એને ન્યાય ક્યાંથી મળે એમ છે, એની શોધ કરી હતી એનું સ્મરણ થાય છે. આ શિકારખાનું ત્યાંથી ઉઠાવી લેવાની રાજ્યને ફરજ પાડવા અને ખેડૂતોને અસહ્ય ત્રાસમાંથી ઉગારવાને મજબૂત અને વ્યવસ્થિત પગલાં ભરવાં જોઈએ."

પછી રાજ્યમાં ચાલતી લાંચરુશવતની બદી, ટૂંકી આવક ઉપર પણ આવકવેરો નાખવામાં રહેલો અન્યાય, રાજ્યમાં ઊભાં કરેલાં પંચાયતો અને સુધરાઈઓનાં ખોખાં, વગેરે વિષે વાત કરી ત્યાંની ધારાસભા વિષે બોલ્યા :

"'આ રાજ્યમાં કેટલાંક કામો જેવાં કે કાયદા વગેરે ઘડવામાં અનુભવી લોકોની સલાહ લેવી હિતાવહ થશે એમ ધારી તેમની એક ધારાસભા સ્થાપી જોવી,' આવી પ્રસ્તાવનાથી આ ધારાસભાઓનો અખતરો ત્રીસ વરસ ઉપર રાજ્યે શરૂ કર્યો. પણ આવી ધારાસભાઓમાં નાલાયકાતની જ તાલીમ મળતી હોવાથી તેનું કશું પરિણામ આવ્યું નથી. તે વખતે તો આ સંસ્થા સ્થાપવાથી ચારે તરફ રાજ્યની વાહવાહ બોલાવા લાગી અને ભોળી પ્રજા ફૂલીને ફાળકો બની ગઈ. પ્રજામંડળે આ ધારાસભાનો એક વખત બહિષ્કાર પોકાર્યો ત્યારે એમાં ખુશામતિયા લોકો ગરી ગયા. એટલે વળી પ્રજામંડળે એ જગ્યાએ પોતાના જ માણસો મોકલવાનો ફરી પાછો પ્રયત્ન કર્યો. બીજે વખતે મંડળને ઠીક સફળતા મળી. પણ એ બધું પાણી વલોવવા જેવું જ સમજી લેવું. આ સંસ્થાઓનો ત્યાગ કરવામાં જ પ્રજાનું ભલું છે. એમાં જવાથી રાજ્યને નકામી પ્રતિષ્ઠા મળે છે."

ધારાસભા વિષે ઉપર પ્રમાણે સલાહ આપી, મુંબઈ ઇલાકામાં શરૂ થયેલા દારૂબંધીના કાર્યક્રમમાં વડોદરા રાજ્યની આબકારીની નીતિથી કેવો અંતરાય આવે છે તે જણાવ્યું :

"બ્રિટિશ ગુજરાતમાં જ્યાં જ્યાં શરાબબંધીનો કાર્યક્રમ શરૂ થયો છે ત્યાં ત્યાં બધે જ નજીકમાં આ રાજ્યની હદ આવેલી છે. અંગ્રેજી હદમાં દારૂ પીનારા, જેને એ વ્યસનની લત લાગેલી છે, તેઓ પાસેની આ રાજ્યની હદની દારૂતાડીની દુકાનો પર દોડી જાય છે. છતાં રાજ્ય તરફથી આ દુકાનો દૂર લઈ જવાની કશી જ તજવીજ હજુ સુધી થઈ નથી. તેથી બ્રિટિશ ગુજરાતની આ પ્રવૃત્તિમાં ભારે અંતરાય આવી પડે છે."

એક વાર પ્રગતિશીલ ગણાતું આ રાજ્ય આજે કેવી દુર્દશામાં આવી પડ્યું છે તેનું વર્ણન નીચેના ફકરામાં કર્યું છે :

"આ રાજ્ય પ્રથમ પંક્તિમાંના દેશી રાજ્યોમાંનું એક મુખ્ય રાજ્ય છે. પ્રગતિશાળી રાજ્ય હોવાનો એણે હંમેશાં દાવો કરેલો છે. શ્રીમંત મહારાજા સાહેબે જ્યારે કોઈ દેશી રાજ્ય હિંમત નહોતું કરતું તે વખતે દૂરદેશીથી અનેક સુધારા દાખલ કરવાની શરૂઆત કરી. ફરજિયાત કેળવણીની પહેલ કરી સમાજ-સુધારાનાં કામોનો આરંભ કર્યો અને અસ્પૃશ્યતા નાશ કરવાના ભગીરથ પ્રયત્નો

પોકાર કરે છે. પણ એ બધું બહેરા આગળ શંખ ફૂંકવા જેવું છે. આ પેનિયાલીના સિકારખાનાનો કરુણ ઇતિહાસ જ્યારે હું સાંભળું છું. ત્યારે પેલા ઉત્તરસંડા ગામના એક ગૃહસ્થ જે આ રાજ્યના માછી અમલદાર હતા અને જેમણે ન્યાયમંદિરમાં પીળે દિવસે અન્યાય સહ્યાથી વડોદરાના ન્યાયમંદિરમાં એને ન્યાય ક્યાંથી મળે એમ છે, એની શોધ કરી હતી એનું સ્મરણ થાય છે. આ શિકારખાનું ત્યાંથી ઉઠાવી લેવાની રાજ્યને ફરજ પાડવા અને ખેડૂતોને અસહ્ય ત્રાસમાંથી ઉગારવાને મજબૂત અને વ્યવસ્થિત પગલાં ભરવાં જોઈએ."

પછી રાજ્યમાં ચાલતી લાંચરૂશવતની બદી, ટૂંકી આવક ઉપર પણ આવકવેરો નાખવામાં રહેલો અન્યાય, રાજ્યમાં ઊભાં કરેલાં પંચાયતો અને સુધરાઈઓનાં ખોખાં, વગેરે વિષે વાત કરી ત્યાંની ધારાસભા વિષે બોલ્યા :

"'આ રાજ્યમાં કેટલાંક કામો જેવાં કે કાયદા વગેરે પડવામાં અનુભવી લોકોની સલાહ લેવી હિતાવહ થશે એમ ધારી તેમની એક ધારાસભા સ્થાપી જેવી,' આવી પ્રસ્તાવનાથી આ ધારાસભાઓનો અખતરો ત્રીસ વરસ ઉપર રાજ્યે શરૂ કર્યો. પણ આવી ધારાસભાઓમાં નાલાયકાતની જ તાલીમ મળતી હોવાથી તેનું કશું પરિણામ આવ્યું નથી. તે વખતે તો આ સંસ્થા સ્થાપવાથી ચારે તરફ રાજ્યની વાહવાહ બોલાવા લાગી અને ભોળી પ્રજા ફૂલીને ફાળકો બની ગઈ. પ્રજામંડળે આ ધારાસભાનો એક વખત બહિષ્કાર પોકાર્યો ત્યારે એમાં ખુશામતિયા લોકો ગરી ગયા. એટલે વળી પ્રજામંડળે એ જગ્યાએ પોતાના જ માણસો મોકલવાનો ફરી પાછો પ્રયત્ન કર્યો. બીક વખતે મંડળને ઠીક સફળતા મળી. પણ એ બધું પાણી વલોવવા જેવું જ સમજી લેવું. આ સંસ્થાઓનો ત્યાગ કરવામાં જ પ્રજાનું ભલું છે. એમાં જવાથી રાજ્યને નકામી પ્રતિષ્ઠા મળે છે."

ધારાસભા વિષે ઉપર પ્રમાણે સલાહ આપી, મુંબઈ ઇલાકામાં શરૂ થયેલા દારૂબંધીના કાર્યક્રમમાં વડોદરા રાજ્યની આબકારીની નીતિથી કેવો અંતરાય આવે છે તે જણાવ્યું :

"બ્રિટિશ ગુજરાતમાં જ્યાં જ્યાં શરાબબંધીનો કાર્યક્રમ શરૂ થયો છે ત્યાં ત્યાં બધે જ નજીકમાં આ રાજ્યની હદ આવેલી છે. અંગ્રેજી હદમાં દારૂ પીનારા, જેને એ વ્યસનની લત લાગેલી છે, તેઓ પાસેની આ રાજ્યની હદની દારૂ-તાડીની દુકાનો પર દોડી જાય છે. છતાં રાજ્ય તરફથી આ દુકાનો દૂર લઈ જવાની કશી જ તજવીજ હજુ સુધી થઈ નથી. તેથી બ્રિટિશ ગુજરાતની આ પ્રવૃત્તિમાં ભારે અંતરાય આવી પડે છે."

એક વાર પ્રગતિશીલ ગણાતું આ રાજ્ય આજે કેવી દુર્દશામાં આવી પડ્યું છે તેનું વર્ણન નીચેના ફકરામાં કર્યું છે :

"આ રાજ્ય પ્રથમ પંક્તિમાંના દેશી રાજ્યોમાંનું એક મુખ્ય રાજ્ય છે. પ્રગતિશાળી રાજ્ય હોવાનો એણે હમેશાં દાવો કરેલો છે. શ્રીમંત મહારાજા સાહેબે જ્યારે કોઈ દેશી રાજ્ય હિંમત નહોતું કરતું તે વખતે દૂરંદેશીથી અનેક સુધારા દાખલ કરવાની શરૂઆત કરી. ફરજિયાત કેળવણીની પહેલ કરી સમાજ-સુધારાનાં કામોનો આરંભ કર્યો અને અસ્પૃશ્યતા નાશ કરવાના ભગીરથ પ્રયત્નો

પરિષદના ભાદરણ મુકામે ભરાયેલા અધિવેશનમાં આ વસ્તુનું આબેહૂબ વર્ણન આપ્યું છે

"કઠોર મુકામે જ્યારે પરિષદનું ૧૩મું અધિવેશન (૧૯૭૬ મા) પહેલ વહેલું ગામડામા ભરાયું ત્યારે રાજ્યની આંખ લાલ થઈ તમે માન્યુ કે એ અધિવેશનના પ્રમુખ સાથે રાજ્યને કોઈ અંગત અથવા વ્યક્તિગત અણગમાને લીધે એમ થયું છે પણ તમારી એ માન્યતા સાવ ભૂલભરેલી હતી ખેડૂતવર્ગમા પ્રજામંડળનો પ્રવેશ થાય અને એનો સંપર્ક લોકો સાથે વધુ થાય એ વાતનો રાજ્યને ભય હતો તેણે ચોખ્ખો ચાપી જોયો પ્રમુખના ભાષણમાથી જ અમુક ફકરાઓ તારવી કાઢી તે ન વાચવાનો મનાઈ હુકમ રાજ્ય તરફથી પ્રમુખ પર બજાવવામા આવ્યો અને બાકીનું ભાષણ વાચવાની રજા આપી મે એ ફકરાઓ વાચી જોયા છે ને એમા વાંધો લઈ શકાય એવું કશું જ મને જડ્યું નથી તે કેટલા નિર્દોષ અને સામાન્ય હતા એ તમે જોઈ શકો એટલા સારુ એમાના થોડાક અહીં ટાકુ છું (પોતાના ભાષણમા એમાના ૭ ફકરા વાચી સભળાવ્યા)

પણ આ તો પરિષદના શ્વાસરૂંધનની શરૂઆત જ હતી પ્રમુખની સામે એક અગર બીજી રીતે પ્રતિબંધો મૂકવામા આવ્યા પ્રજામંડળની નિર્દોષમા નિર્દોષ પ્રવૃત્તિઓ માટે ખાતા તરફથી હેરાનગતિ કરનારી દખલ શરૂ થઈ જમીનમહેસૂલની યોગ્યતા અયોગ્યતાની તપાસ કરવા ગામડાઓમા જવા પ્રજામંડળે કરેલા ઠરાવથી રાજ્યના રોષનો પાર જ ન રહ્યો રાજ્યને ભડક લાગવાનું ખરું કારણ તો આ જ હતુ એ વાત આમ ઉઘાડી થઈ ગઈ પ્રજામંડળના પ્રથમ પંક્તિના નેતાઓ ઉપર મનાઈ હુકમો કાઢી રાજ્યે મંડળની પ્રતિષ્ઠા ભોયભેગી કરી આ અન્યાયી અને અગાઉ કદી નહીં અનુભવેલી નીતિ સામે પોકાર ઉઠાવવાને વડોદરા શહેરમા જાહેર સભા પણ ન ભરાઈ શકી રાજ્યના જિલ્લાના શહેરોમા બેસીને જ જમીન મહેસૂલ વિષે તપાસ કરવા દેવા સુરતી ખાસ રજા દીવાન સાહેબની મહેરબાનીથી આપવામા આવી ખુદ પ્રજામંડળના પ્રમુખ સામે ભાષણબધીની નોટિસો નીકળી અમલદારો વીફર્યા પ્રજામંડળના સભ્યોના રાજીનામા મેળવવાનો વ્યવસ્થિત પ્રયત્ન શરૂ કરવામા આવ્યો કોઈ કોઈ અમલદારોએ તો કાયદાનું ખુલ્લું ઉલ્લંઘન કરી મનસ્વી હુકમો કાઢ્યા જ્યારે કેટલાક પ્રજામંડળના કાર્યવાહકોને તમાચા માર્યા અને ગાળો દીધી આમ રાજ્યના અમલદારોએ સભ્યતા અને મર્યાદાને નેવે મૂકીને પ્રજામંડળની પ્રતિષ્ઠાને ધૂળમા રગદોળવાનો પ્રયત્ન શરૂ કર્યો

ગયે વરસે વીસનગરમા અધિવેશનના પ્રમુખે રાજ્યના આ આક્રમણને સહન કરી લેવાની શાંતિ સલાહ આપી તે માનીને મંડળના કાર્યવાહકોએ રાજ્યના અમલદારોના અપમાનભર્યા વર્તનની અને બીજી હાડમારી મૂગે મોએ બરદાસ્ત કરી પણ તેની રાજ્ય ઉપર ઊલટી જ અસર થઈ પરિણામ એ આવ્યું કે પરિષદની હસ્તી પણ જોખમમા આવી પડી અમલદારો પ્રજામંડળને દબાવી દેવાનું અભિમાન લેતા થઈ ગયા અને ગરીબ પ્રજામાથી કોઈ ફરિયાદ કરવા જાય તો તેને પ્રજામંડળ પાસે જવાના ટોણા મારી મંડળની ખુલ્લી રીતે હાંસી કરવા લાગ્યા

આ દશામાં પ્રજામંડળના કેટલાક સભ્યોને લાગ્યું કે આપણી પરિષદના પ્રમુખ તરીકે સરદારને બોલાવીશું તો પ્રજામાં કંઈક ચેતન આવશે. આપણી પરિષદના ઠરાવો ઉપર 'ફાઈલ કરો' એવો શેરો કરતાં અમલદાર વર્ગ વિચાર કરશે અને રાજ્ય પ્રજામંડળની અવગણના નહીં કરી શકે.

સરદાર પ્રજામંડળની મુશ્કેલીઓ જાણતા હતા એટલે પરિષદને ભીડને પ્રસંગે સાથ આપવાના વિચારથી પરિષદની વિનંતી તેઓ નકારી શક્યા નહીં. પ્રમુખની જવાબદારી તેમણે સ્વીકારી પણ તેની સાથે પરિષદને કહ્યું કે,

> "આમ જો રાજ્ય આગળ તેમ જ પ્રજા આગળ કાર્યવાહકોનું માનભંગ થતું હોય અને પ્રજામંડળની બાવીસ વરસની લાંબી કારકિર્દી પછી આજે પ્રજાનું કોઈ પણ દુઃખ કે ફરિયાદ દૂર કરવાની તેની શક્તિ જ ન રહી હોય, તો એ મંડળે પોતાના ભવિષ્યના માર્ગ અને કાર્યક્રમ વિષે વિચાર કરી લેવો ઘટે છે. પ્રજામંડળની પાછળ અનેક કાર્યવાહકોની બાવીસ વરસની સેવાઓનું બળ પડેલું છે. એ મૂડીને વેડફી નાખવી એ મહાપાપ છે. રાજ્યે એનું અસ્તિત્વ મિટાવવાનો કે એનો તેજોવધ કરી નિર્માલ્ય અને શબવત્ કરી મૂકવાનો ઇરાદો કર્યો હોય એમ લાગતું હોય, તો મંડળના એકેએક સભાસદની ફરજ છે કે એણે નીડરપણે પણ સભ્યતાથી પોતાના પ્રાણની આહુતિ રાજ્યને ચરણે ધરવા વિના વિલંબે અને વિના સંકોચે તૈયાર થવું જોઈએ, પછી ભલેને એ મૂઠીભર માણસો હોય એવા મરણિયાઓના વિશુદ્ધ બલિદાનથી પ્રજામંડળનો હણાયેલો આત્મા પાછો સતેજ થશે અને રાજ્યના તિરસ્કારને બદલે તેના માનને પાત્ર બનશે પ્રજાનો સરી જતો વિશ્વાસ પણ સ્થિર થશે."

પ્રજામંડળે પોતાની પરિષદના પ્રમુખ તરીકે સરદારને પસંદ કર્યા ત્યારથી 'વિવિધ વૃત્ત' અને 'જાગૃતિ' નામના મરાઠી સાપ્તાહિક પત્રોએ સરદારની સામે બખાળા કાઢવા માંડ્યા સરદાર આવીને શું કરી નાખવાના છે? પ્રજામંડળ તે શું ધાડ મારશે? પ્રજામંડળના ઢોંગ કેટલા દિવસ નભશે? પ્રજામંડળ નાહક સરકારનો સહકાર ગુમાવે છે રાજ્યપ્રેમ સાચવી રાખવામાં પ્રજાનો ઉદ્ધાર છે પ્રજામંડળ રાજ્ય સાથે અથડામણમાં આવે તેથી રાજ્યની નોકરીમાં થોડા ગુજરાતીઓ છે તેમને પણ ખમવું પડશે. વળી મહારાષ્ટ્રીઓની લાગણી ઉશ્કેરવા તેમણે કહ્યું કે નાગપુરના ડૉ. ખરેને સરદારે તો ભારે અન્યાય કર્યો છે એના સમર્થનમાં મુંબઈના શ્રી નરીમાનનો દાખલો ટાંક્યો! સરદાર તો અતિશય આપખુદ અને લોકશાહી વિરોધી માણસ છે, એવો પણ આક્ષેપ મૂક્યો રાજ્યના અને રાજ્યના ટેકેદારોના આવા વિરોધી વાતાવરણમાં સરદારે પ્રજામંડળનું સુકાન હાથમાં લીધું

પ્રજામંડળે બગાસર ખેડૂતોને પડખે ઊભા રહેવું જોઈએ, એ વિષે પોતાના ભાષણમાં તેમણે કહ્યું.

કર્યાં આવાં આવાં કામોથી રાજ્યે દેશભરમાં આબરૂ મેળવી પણ તે વખતનું વડોદરા રાજ્ય એ જુદું હતું અને આજનું જુદું છે આજે સુધારાના કાયદાઓ સાપ ગયા પછીના લિસોટા જેવા રહ્યા છે પ્રગતિનો માર્ગ છોડી રાજ્ય પીછેહઠને પંથે વળેલું છે પહેલાં મહારાજા સાહેબ રાજ્યમાંથી બાહોશ નવજવાનોને પસંદ કરી તેમને શિષ્યવૃત્તિ આપી ઊંચી કેળવણી પ્રાપ્ત કરવા પરદેશ મોકલતા અને પાછા આવે ત્યારે તેમને રાજ્યના મોટા મોટા હોદ્દાઓ ઉપર મૂકતા. આજે શિષ્યવૃત્તિઓ તો ઘેર ગઈ પણ પોતાને ખર્ચે શિક્ષણ મેળવી તૈયાર થયેલા રાજ્યના વતનીઓને પણ રાજ્યમાં સ્થાન મળતું નથી મોટા મોટા હોદ્દા ઉપર રાજ્યની બહારના માણસોને લાવીને ગોઠવવાની અને રાજ્યના માણસોને જવાબદાર જગ્યાઓમાંથી બાતલ રાખવાની અવળી નીતિ રાજ્યે કેટલાય વખતથી ચલાવવા માંડી છે આ નીતિ રાજ્યને જોખમરૂપ છે તેથી પ્રજામાં ભારે અસંતોષ ફેલાયો છે આપણા કમનસીબે શ્રીમંત મહારાજા સાહેબ ઘણાં વરસોથી આ દેશમાં રહી શકતા નથી એટલે રાજ્યની આ દશા થઈ છે આ દેશની હવા તેમની પ્રકૃતિને અનુકૂળ આવતી નથી વર્ષમાં બેચાર અઠવાડિયાં પરાણે આ દેશમાં તેઓ રહી શકે છે આ વૃદ્ધ ઉંમરે એમના દિલને દુઃખ થાય એવો એક શબ્દ પણ ઉચ્ચારવા કોઈ ઇચ્છતું નથી છતાં સૌના દિલમાં એક વાત ઠસી ગયેલી છે કે મહારાજાની લાંબા કાળની ગેરહાજરીને લીધે ઉપરથી રૂપાળું દેખાતા છતાં રાજ્ય અંદરથી છેક સડી ગયું છે દુનિયાના કોઈ પણ ભાગમાં જેવી હવા મળી શકે તેવી આપણા દેશના કોઈ ને કોઈ ભાગ ઉપર મળી શકે એમ છે છતાં મહારાજાને પરદેશ શું કામ જવું પડે?

શકિત ન હોય તો પહેલેથી-કહી દેજો હુ અપમાનની બરદાશ્ત કરી લેવા તૈયાર નથી. હુ તમારો છું તેની સાથે કોંગ્રેસનો પણ એક અદના સિપાઈ છુ. કોંગ્રેસમાં મારુ જે સ્થાન છે તે જોતા મારુ અપમાન એટલે કોંગ્રેસનુ અપમાન છે, હિંદનું અપમાન છે."

આ ભાષણની કાર્યકર્તાઓ તથા પ્રજા ઉપર બહુ ભારે અસર થઈ. તેમનામાં નવું ચેતન અને નવો ઉત્સાહ પ્રગટ્યાં. કાર્યકર્તાઓએ કમર કસી અને ભાદરણનો સદેશો રાજ્યના ગામડે ગામડે પહોંચાડવા ફરવા માંડ્યું. સરદારે પણ વખત કાઢી પલસાણા અને માંગરોળ તાલુકામાં ભાષણો કર્યાં. તેથી રાજ્યના છેક ઉપરી અમલદારો કાઈક જાગ્યા પણ ખરા. તે વખતે જ રાજ્યમાં જમીનમહેસૂલની ફરી આંકણીનુ કામ ચાલતુ હતુ. તેનો રિપોર્ટ બહાર પડ્યો એટલે રાજ્યે જમીનમહેસૂલમા કુલ વીસ લાખ રૂપિયાનો ઘટાડો કર્યો. વળી કેટલાક રાજકીય સુધારા દાખલ કરી મતાધિકાર કંઈક વિસ્તૃત કર્યો અને ધારાસભાઓમાં પ્રજાનુ પ્રતિનિધિત્વ પણ વધાર્યું. અત્યાર સુધી ધારાસભામાં કુલ ૩૧ સભ્યો હતા તેમાં પ્રજા તરફથી ચૂંટાયેલા સભ્યોની સંખ્યા માત્ર ૧૧ ની હતી. નવા સુધારા પ્રમાણે ધારાસભ્યોની સંખ્યા ૫૫ કરવામાં આવી. તેમાં ૩૭ પ્રજાએ ચૂંટેલા સભ્યો, ૯ અમલદારો અને ૯ રાજ્ય તરફથી નિમાયેલા બિનઅમલદારો એમ રાખવામાં આવ્યું. ૩૭ પ્રજાએ ચૂંટેલા સભ્યોમાંથી ૨૭ સર્વસામાન્ય મતદારમંડળે ચૂંટવાના હતા અને ૧૦ ખાસ મતદારમંડળો જેવાં કે જમીનદારો, ઇનામદારો, વેપારી મંડળ, ઉદ્યોગપતિઓનુ મંડળ, સહકારી મંડળીઓ તથા મજૂરોના પ્રતિનિધિઓએ ચૂંટવાના હતા. એટલે ખાસ હિતોના પ્રતિનિધિઓ ૨૮ અને સર્વસામાન્યના પ્રતિનિધિઓ ૨૭ એવી સ્થિતિ થતી હતી. વળી રાજ્યના કારોબારી અથવા પ્રધાનમંડળમાં એક પ્રધાનની પસંદગી મહારાજાએ ધારાસભાના બિનઅમલદાર સભ્યોમાંથી કરવાની હતી. આ પ્રધાનને લોકપ્રિય પ્રધાન એવુ નામ આપવામાં આવ્યુ હતુ તેને કેળવણી, સ્થાનિક સ્વરાજ્ય, ગ્રામખિલવણી, આરોગ્ય તથા સહકારી મંડળીઓમાંથી એક અથવા વધારે ખાતાં સોંપવાના હતા. આમ જવાબદાર રાજ્યતંત્રનો આછોપાતળો દેખાવ કરવામા આવ્યો પણ સત્તાના સૂત્રો છેવટને સરવાળે તો મહારાજા અથવા તેમના પ્રતિનિધિ તરીકે દીવાનના હાથમાં જ રહેતાં હતાં

પણ સરદારનાં ભાષણો અને પ્રજામંડળમાં આવેલી જાગૃતિથી રાજ્યના બીજા અમલદારોમા ગભરાટ ફેલાયો રાજ્યના કેટલાંક ખુશામતિયાં છાપાં તેમની વહારે ધાયા. સરદારે પોતાના ભાષણમાં કહેલુ કે રાજ્ય બહારના અમલદારોને વધારે રાખે છે. સરદારે તો વડોદરા રાજ્યના વતનીઓ નહીં તેવા

માણસોને વધારે રાખે છે એમ કહેલું, પણ તેનો અનર્થ કરી બહારના એટલે મરાઠાઓને રાખે છે અને ગુજરાતીઓને બાતલ રાખે છે, એવો પ્રચાર આ છાપાંઓએ કરવા માંડ્યો. ભાદરણનાં અને બીજાં ભાષણોમાંથી કેટલાંક વાક્યોને વિકૃત કરી સરદારના મોમાં મૂક્યાં. તેની સાથે ડૉ. ખરે તથા વીર નરીમાનને સરદારે ભારે અન્યાય કર્યાના આક્ષેપો તો હતા જ.

તા. ૨૦–૨–'૩૯ના રોજ વડોદરા શહેર અને જિલ્લા તરફથી માનપત્ર અને થેલી અર્પણ કરવા સરદારને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તે વખતે નનામી ઝેરી પત્રિકાઓ શહેરમાં વહેંચવામાં આવી અને પ્રાન્તાભિમાનની લાગણીને અપીલ કરી મહારાષ્ટ્રીઓને ઉશ્કેરવાનો ભરપૂર પ્રયત્ન કરવામાં આવ્યો. વડોદરા શહેરમાં સરદારના માનમાં નીકળેલા સરઘસ ઉપર ગુંડાઓને રોકી પથરા ફેંકાવવામાં આવ્યા. સરદારની મોટર ઉપર પણ સારી પેઠે પથરા પડ્યા. છતાં નવાઈની વાત એ છે કે પોલીસ બિલકુલ વચ્ચે પડી નહીં અને તોફાન અટકાવવા કશો પ્રયત્ન તેના તરફથી કરવામાં આવ્યો નહીં. સાંજે જે સભા રાખી હતી તે પણ તોફાની લોકોએ ભરવા દીધી નહીં. સભા માટે આવેલી બહેનોની એ લોકોએ છેડતી કરવાની શરૂઆત કરી, પણ સ્વયંસેવકોએ ફરી વળી તેમની આસપાસ મજબૂત સાંકળબંધી કરી અને તેમને સહીસલામત બહાર પહોંચાડી દીધી. છેવટે આ તોફાનીઓએ મંડપ વગેરેને તોડીફોડીને ખૂબ નુકસાન કર્યું. રસ્તામાં જે દુકાનોવાળાઓએ સરદારના માનમાં પોતાને ત્યાં શણગાર કર્યા હતા તે બધા શણગાર તોડીફોડી બાળી મૂક્યા. ગુંડાઓએ કેટલીક દુકાનોને લૂટવાનો પણ પ્રયત્ન કર્યો

આમ તા. ૨૦મીએ સરદારની સભા રમખાણને લીધે ન થઈ શકી. એટલે એ જ સભા તા. ૨૧મીએ અલકાપુરીમાં રાખવામાં આવી. આ સભામાં સરદારને વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફથી રૂ ૨૫,૦૦૧ની થેલી આપવામાં આવી હતી જે તેમણે પ્રજામંડળના કાર્ય માટે વાપરવા પાછી આપી હતી. આ રકમમાં બીજાં વધુ નાણાં ભેગાં કરી પ્રજામંડળે જે ભાડાના મકાનમાં કચેરી ચાલતી હતી તે મકાન ખરીદી લીધું અને રૂ ૧,૮૦,૦૦૦ ને ખર્ચે ત્રણ મજલાનું ભવ્ય મકાન બાંધ્યું. આ મકાનનું નામ શ્રી સરદાર ભુવન અને મકાનના સભામંડપનું નામ અભ્યાસ હૉલ રાખવામાં આવ્યું. તે દિવસની સભા પણ ભાંગી પાડવાની પત્રિકાઓ તો નીકળી. કાળા વાવટા સાથેનું એક મોટું સરઘસ પણ શહેરમાં ફરી તોફાનો કરતું સભાભંગના નિશ્ચયથી અલકાપુરી પહોંચ્યું. પોલીસોએ આ સરઘસને પણ અટકાવ્યું નહીં. જોકે એ લોકો આ બીજા દિવસની સભા ભાંગી શક્યા નહીં, કારણ સભાસ્થાન આગળ પોલીસખાતાના ઘણા વડા અમલદારો

હાજર હતા. વળી સ્વયંસેવકોનો બંદોબસ્ત પણ પૂરતો રાખવામાં આવ્યો હતો. જોકે સભા પૂરી થયા પછી સભામાંથી ઘેર જતા લોકોની સારી પેઠે કનડગત કરવામાં આવી. તે દિવસે કોઈ અજ્ઞાણ્યા માણસે એક મહારાષ્ટ્રી વિદ્યાર્થીનું ખંજર મારીને ખૂન કર્યું. આ ખૂન કરનાર કોઈ ગુજરાતી હોવો જોઈએ એવો પ્રચાર કરી આ યુવાનની જે સ્મશાનયાત્રા નીકળી તેમાં ભાગ લેનારાઓએ જે જે ગુજરાતી લત્તામાંથી તેઓ પસાર થયા તે તે લત્તામાં ગુજરાતીઓ ઉપર હુમલા કર્યા. તા. ૨૨મીએ પણ તોફાનો ચાલુ રહ્યાં. ત્રણ દિવસ શહેરમાં ચાલેલાં આ તોફાનો સંબંધમાં કાયદેસર તપાસ ચલાવવા તા. ૬–૪–'૩૯ના રોજ રાજ્ય તરફથી એક કમિટી નીમવામાં આવી. એ કમિટીનું તપાસનું કામ ઠીક ઠીક આગળ ચાલ્યું. એટલામાં કેટલાક આગેવાન મહારાષ્ટ્રીઓએ આ તોફાન માટે પોતાની દિલગીરી દર્શાવી અને સરકારને અરજી કરી કે આ તપાસનું કામ ચાલુ રાખવાથી કોમી તંગદિલી રહ્યાં કરે છે માટે તપાસનું કામ બંધ રાખવું જોઈએ. આ વિનંતીમાં કેટલાક આગેવાન ગણાતા પણ નરમ વિચારના ગુજરાતીઓએ પણ સહી કરી. આ અરજી મળતાં રાજ્ય તરફથી એક સરકારી યાદી બહાર પાડીને ૧૯–૭–'૩૯ના રોજ તપાસનું કામ બંધ રાખવામાં આવ્યું. અને જાહેર કરવામાં આવ્યું કે, સરકાર પાસે જેટલો પુરાવો નોંધાયો છે તે ઉપર કાળજીપૂર્વક વિચાર કરીને જાહેર હિતને માટે જે પગલાં લેવાં સરકારને આવશ્યક જણાશે તે એ લેશે. આમ આ વસ્તુ ભીની સંકેલાઈ.

ઉપર આપણે નવા સુધારાની વાત કરી છે તે પ્રમાણે ૧૯૪૦ના મેજૂનમાં ધારાસભાની ચૂંટણી થઈ. તેમાં સરદારે પ્રજામંડળને સારી દોરવણી આપી તથા મદદ કરી અને પ્રજામંડળના પસંદ કરેલા ઉમેદવારો ઠીક ઠીક બહુમતીમાં ચૂંટાઈ આવ્યા. પણ થોડી જ વારમાં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને તેને અંગે બ્રિટિશ સલ્તનતની હિંદુસ્તાન પ્રત્યેની નીતિને લગતા બહુ મોટા પ્રશ્નો ઊભા થયા. એટલે દેશી રાજ્યોનો પ્રશ્ન કાંઈક ખોળંબે પડ્યો.

## લીમડી

કાઠિયાવાડમાં લીમડી એ નાનું દેશી રાજ્ય હતું. તેની કુલ વસ્તી એકતાળીસ હજાર માણસની હતી. તેમાં તેર હજાર લીમડી શહેરમાં જ રહે છે. રાજ્યને તાબે બધાં મળીને ચાલીસ ગામ હતાં. તેમાંનાં બારની આવક યુવરાજની ખાનગી મિલકત ગણાતી. રાજ્યની કુલ વાર્ષિક આવક પંદરેક લાખ રૂપિયાની હતી. તે મુખ્યત્વે જમીન ઉપરના વેરામાંથી જ આવતી. જેટલું અનાજ પાકે એનો ત્રીજો અથવા ચોથો ભાગ રાજ્ય લેતું. ત્યાં સારી જાતનો કપાસ પાકતો, એનો ત્રીજો ભાગ લેતું. આ ઉપરાંત

છતાં ગામડાંમાં પ્રજામંડળનું કામ વધતું જ ચાલ્યું. એટલે પ્રજામંડળ ઉપર ગામડાંમાં વ્યવસ્થિત હુમલો કરવાની યોજના રાજ્યની મૌખિક સૂચના અને મદદથી કરવામાં આવી.

તા. ૫-૨-'૩૯ના રોજ આખા કાઠિયાવાડમાં રાજકોટ દિન ઊજવવામાં આવ્યો. તે દિવસે સાંજે લીમડી રાજ્યના પાણશીણા ગામમાં ગામલોકોની સભા થઈ તે રાતે દસ વાગ્યે વેરાઈ ગઈ. ત્યાર પછી રાત્રે અગિયાર વાગ્યે લાઠીઓ, ધારિયાં, ગામઠી બંદૂકો, તલવારો, કુહાડીઓ વગેરેથી સજ્જ થયેલા લગભગ એંશી માણસો બંદૂકોના બાર કરતા ગામ ઉપર તૂટી પડ્યા. અર્ધા માણસોએ ગામનાં બધાં નાકાં રોક્યાં અને વીસ વીસની બે ટુકડીઓ ગામમાં ફરી વળી. પ્રજામંડળના કાર્યકર્તાઓ અને તેમની સાથે સહાનુભૂતિ ધરાવનારા બારેક જણનાં ઘર શોધી કાઢી તેનાં બારણાં તોડી લૂંટ ચલાવી. ગામમા પ્રજામંડળની કચેરી હતી અને ત્યાં કેટલાક સ્વયંસેવકો સૂતા હતા તેને બહારથી સાંકળ મારી દીધી જેથી અંદર સૂતેલા કોઈ બહાર નીકળી ન શકે. ગામના મુખ્ય વેપારી અને પ્રજામંડળના આગેવાન કાર્યકર્તાને ઘેર પહોંચી તેમને અને તેમનાં પત્નીને ઘાતકી રીતે માર માર્યો. એ બહેનને તો ગુહ્ય ભાગો ઉપર પણ ઈજા પહોંચાડી. પ્રજામંડળના બીજા એક કાર્યકર્તા ઉપર તલવારથી હુમલો કર્યો. આમ બે કલાક સુધી મારપીટ કરી અને લૂંટ ચલાવી. આશરે ત્રીસ માણસોને ગંભીર ઈજા થઈ અને પ્રજામંડળનું કામ કરનારાઓનાં બાર ઘરમાંથી લગભગ સાઠ હજાર રૂપિયાની મતા ઉઠાવી ગયા. પાણશીણા ગામમાં પોલીસનું થાણું હતુ અને ગામમાં પગી પસાયતાઓની સંખ્યા પણ મોટી હતી પણ તેમાંથી કોઈ આ ધાડ દરમ્યાન બહાર આવ્યુ નહી.

પાણશીણામાં કેર વર્તાવી આ ધાડું ત્યાંથી બે ગાઉ ઉપર આવેલા રળોલ ગામે પહોંચ્યુ પ્રજામંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા ત્રણ સોની તથા એક વણિકને ગંભીર માર માર્યો, કુલ દસ માણસોને ઘાયલ કર્યા અને ચાર ઘરેર લૂંટીને તેમાંથી દસ હજારની મિલકત ઉપાડી ગયા.

બીજે દહાડે આ અત્યાચારોના સમાચાર લીમડી પહોચ્યા કે તરત જ પ્રજામંડળે ઘાયલોની સારવાર કરવા માટે ટુકડીઓ તે તે ગામે મોકલી. અત્યાચારનો ભોગ થઈ પડેલાઓને માટે ન્યાય મેળવવા સારુ એક મોટું સરઘસ ઠાકોરસાહેબના મહેલ ઉપર ગયુ ઠાકોરસાહેબે સરઘસના પ્રતિનિધિઓને સાંજે પાંચ વાગ્યે મુલાકાત આપી અને જણાવ્યુ કે આ અત્યાચારોની પોતાને કશી જ ખબર નથી દીવાને કહ્યુ કે જેમને ઈજા પહોંચી હોય અથવા નુકસાન થયું હોય તેઓએ ફરિયાદ નોંધાવવી જોઈએ. પોતાના દીકરા અને રાજ્યના

દીવાન શ્રી ફતેહસિંહજીને તપાસ માટે મોકલવામાં આવશે એમ ઠાકોરસાહેબે જણાવ્યું. પણ લોકોએ જ્યારે કહ્યું કે આ તોફાનોમાં અમને તો તેમનો જ હાથ હોય એવો શક છે ત્યારે ઠાકોરસાહેબે એ વાત પડતી મૂકી.

સરદારને આ અત્યાચારોની ખબર પડી એટલે તેમણે તપાસ કરાવી અને તા. ૮મી ફેબ્રુઆરીએ નીચેનું નિવેદન બહાર પાડ્યું:

"કાઠિયાવાડમાં આવેલા લીમડી રાજ્યમાંથી અતિશય કમકમાટી ઉપજાવે એવા સમાચાર મળ્યા છે. મે મોકલેલા પ્રજામંડળના વિશ્વાસપાત્ર કાર્યકર્તાઓએ પૂરતી તપાસ કર્યા પછી એ સમાચાર મોકલ્યા છે. એટલે એ ખોટા માનવાનું કશું જ કારણ નથી. રાજકોટની સંધિ જે રેસિડેન્ટને ગમી નહોતી અને જેનો પાછળથી ભંગ થયો છે, તે પછી થોડા જ દિવસમાં કાઠિયાવાડના બધા રાજાઓ રેસિડેન્ટના આમંત્રણથી રાજકોટ રેસિડેન્સીમાં ભેગા થયા હતા. ત્યાં તેમણે પોતપોતાના રાજ્યમાં પ્રજામંડળને કચડી નાખવાની એકધારી નીતિ અનુસરવાનો નિશ્ચય કર્યો લાગે છે. ત્યારથી અનેક રાજ્યોમાં જુદા જુદા પ્રકારનાં સખતીનાં પગલાં લેવામાં આવ્યાં છે. મુસલમાન, ગરાસિયા, ભાયાત વગેરે નાના નાના વર્ગોને પ્રજામંડળની સામે ઊભા કરવામાં આવ્યા છે અને જવાબદાર રાજ્યતંત્ર માગવાની પ્રજાની પ્રવૃત્તિમાં વિઘ્ન નાખી તેને તોડી પાડવા આ લોકોને ઉશ્કેરી મૂકવામાં આવ્યા છે.

"રાજકોટના ઠાકોરસાહેબે ગભીર કરારનો ભંગ કર્યો ત્યારથી ત્યાં, રેસિડેન્ટની ઉશ્કેરણીથી મારપીટ અને દમનનીતિનું ખરેખરું સત્ર શરૂ થઈ ગયું છે. પણ લીમડીએ તો રાજકોટની જંગલી અને પાશવી રીતોને આટી દીધી છે. બંદૂક, તલવાર, ધારિયાં, છરા વગેરેથી સજ્જ થયેલા ૮૦ માણસો ગામડાંમાં પ્રજામંડળના કાર્યકર્તાઓ ઉપર તૂટી પડ્યા. તેમણે કેટલાક લોકો ઉપર ઘાતકી હુમલા કર્યા. હજારો રૂપિયાની માલમતા લૂટી અને સાથે આણેલી મોટરલોરીઓમાં તે ઉપાડી ગયા. આ ધાડપાડુઓમાના કેટલાક રાજ્યના નોકરો હતા એમ લોકો ઓળખી શક્યા હતા. વળી એમની પાસે મોટરોનો આવડો કાફલો હતો તે ઉપરથી પણ સમજી શકાય છે કે તેમને એ મદદ ક્યાથી મળી હશે.

"મારી પાસે આવેલી ખબરો સાચી હોય તો આજે લીમડી રાજ્યમાં જાનમાલની જરાયે સલામતી રહી નથી. આ બાબતમાં હજી કશા પગલા લેવાયાં નથી. તેમ જ ઠાકોરસાહેબના પેટનું પાણી હાલ્યું નથી. ઠાકોરસાહેબના આ વલણ સામે વિરોધ દર્શાવવા ત્રણેક હજાર શહેરીઓએ મહેલની સામે ૪૮ કલાકથી ઉપવાસ આદર્યા છે. લોકોએ વાઈસરૉયને અને ગાંધીજીને તારો મોકલ્યા છે. આ ખબરોમાં થોડા ટકા પણ સત્યનો અંશ છે, એમ માનીએ તો સ્પષ્ટ જોઈ શકાય છે કે બીજે ચાલી રહેલી સખ્તીની રીતો પ્રજામંડળ ઉપર અજમાવીને તેને કચડી નાખવાનો વ્યવસ્થિત પ્રયત્ન ચાલી રહ્યો છે. જે બ્રિટિશ રેસિડેન્ટ જંગલી જમાનાના આપખુદ અવશેષોને રક્ષણ આપવાને આતુર છે તેને આ નિર્દોષ નિઃશસ્ત્ર પ્રજાની રક્ષા કરવાની પોતાની જરા પણ જવાબદારી લાગે છે ખરી?

જાતજાતના લાગા પણ ખેડૂતો પાસેથી રાજ્ય ઉઘરાવતું કસબાવેરો, સાંતીવેરો, ઢોર વેરો, લગ્નવેરો, તોલામણી, આવી આવી જાતના ઘણા વેરામાંથી રાજ્યને ઠીક આવક થતી એમાંની પચાસ ટકા રકમ રાજકુટુંબ પોતાના ખર્ચ માટે વાપરતુ અને બાકીની અમલદારો તથા નોકરોના પગારમાં જતી કર આપનારાઓને સગવડના રૂપમાં બહુ ઓછુ મળતુ કેળવણી, સ્વચ્છતા તથા દાક્તરી મદદમા રૂપિયે એક આનો માંડ ખર્ચાતો હશે ગામડામાં તો એ સગવડો પણ નહોતી ઘણા ગામડામા તો પાણીની પણ ભારે હાડમારી હતી

રાજકુટુંબ બહુ સુશિક્ષિત ગણાતુ રાજા વૃદ્ધ થયેલ હોવાથી યુવરાજ જ રાજાને સ્થાને હતા રાજાના બીજા કુંવર રાજ્યના દીવાન હતા આ બંને વિલાયત જઈ આવેલા હતા દીવાન ફતેહસિંહ તો બૅરિસ્ટર થયેલા હતા આ એ જ ફતેહસિંહ જેમને થોડા વખત ઉપર સૌરાષ્ટ્ર સરકારે બહારવટિયા ભૂપતને આશ્રય આપવાના તથા મદદ કરવાના આરોપસર પકડ્યા હતા

યુવરાજની વાત કરવાની રીત બહુ મીઠી હતી પણ તેમના ચારિત્ર્ય વિષે લીમડીની પ્રજાને ભારે અસંતોષ હતો આ વિષે યુવરાજને બે શબ્દ કહેવા મુંબઈમા રહેતા લીમડીના કેટલાક વેપારી આગેવાનો એક વાર યુવરાજ મુંબઈ ગયેલા ત્યારે તેમને મળ્યા યુવરાજે તેમની આગળ બહુ સારી સારી વાતો કરી અને કહ્યુ કે જો પ્રજા સંગઠિત થાય અને પ્રજામંડળ સ્થાપે તો રાજ્યતંત્રમા તેમને હુ કેટલીક જવાબદારીઓ જરૂર સોંપુ એ વેપારી આગેવાનોને લીમડી આવવાનુ પણ આમંત્રણ આપ્યુ તેઓ જ્યારે લીમડી ગયા ત્યારે યુવરાજે ફેરવી તોળ્યુ તેમણે જણાવ્યુ કે, ‘તમે પ્રજામંડળ સ્થાપો પણ પ્રજામંડળે લીમડી શહેરમા જ કામ કરવુ ગામડાના સુધારા માટે મારી પોતાની કેટલીક યોજનાઓ છે અને તેનો હુ જાતે જ અમલ કરવા માગુ છુ એમા બીજા કોઈ વચ્ચે પડે એ હુ ઇચ્છતો નથી તેમણે વિશેષમા જણાવ્યુ કે હુ લોકશાહીને નકામી વસ્તુ ગણુ છુ ખાસ કરીને ગામડાની પ્રજાનુ ભલુ તેથી થઈ શકતુ નથી એટલે ગ્રામસુધારની મારી યોજના હુ બહાર પાડુ ત્યા સુધી તો તમારે ગામડામા કોઈ પણ જાતની રાજકીય પ્રવૃત્તિ ચલાવવી જ નહી ’ પણ આ કેવળ વખત ગાળવાની બાજી હતી કારણ બીજી તરફથી અમલદારોને તેણે સૂચના આપી કે તમારે ગામડામાં જઈ લોકોને સમજાવવા કે કોઈએ પ્રજામંડળમા જોડાવુ નહી, અને કોઈ જોડાવાનુ કરે તો એને સારી પેઠે કનડવા

હિંદુસ્તાનભરમા દેશી રાજ્યની પ્રજામાં જે જાગૃતિ આવી હતી તેની અસર લીમડીના લોકો ઉપર પણ થઈ હતી એટલે લીમડીના કાર્યકર્તાઓએ

વિચાર્યું કે ગામડાની પ્રજામાં કામ કરવાનો યુવરાજના જેટલો જ અમને પણ હક્ક છે. ગામડાંની જોડે રાજ્યના કરતાં અમારો સબંધ ઓછો નથી. રાજ્યે તો અત્યાર સુધી તેમને ચૂસ્યાં જ છે, જ્યારે અમે તો ગામડાની જનતાને તેમના હકોનુ ભાન કરાવવા માગીએ છીએ એટલે તા. ૨૪–૧૨–'૩૮ના રોજ લીમડીના શહેરીઓની એક જાહેર સભા કરીને તેમણે પ્રજામંડળની સ્થાપના કરી.

યુવરાજને પ્રજામંડળના આગેવાનોની આ પ્રવૃત્તિ જરાયે પસંદ પડી નહી. તેમને એમ લાગ્યુ કે આગેવાનો પોતાનુ ધાર્યું કરવા માગે છે. એટલે તેમણે એક બીજો તુક્કો કાઢ્યો. પ્રજામંડળવાળા પ્રજાના પ્રતિનિધિ જ નથી, એવુ બતાવવા લીમડી શહેરમાં કેટલાક હિંદુઓ પાસે એક સનાતન મંડળ નામની અને મુસલમાનો પાસે મુસ્લિમ જમાત નામની કોમી સસ્થાઓ સ્થપાવી. રાજ્યના લગભગ બધા જ અમલદારો અને નોકરો તેના સભ્ય થયા.

ગામડામાં પણ પગી તથા પચાયતાઓને સૂચના આપી કે ગામડાંમાં કોઈ પણ માણસ પ્રજામંડળનું કામ કરે તો તેને ધાકધમકી આપીને દબાવી દેવા. આવુ કરવામાં રાજ્ય તરફથી તમને બધી સગવડ આપવામા આવશે. ખૂબી એ હતી કે કશો હુકમ કે સૂચના લેખી આપવામાં આવતી નહી.

પ્રજામડળના આગેવાનોએ જેમ જેમ ગામડાં સાથે સપર્ક બાધવા માંડ્યો તેમ તેમ રાજ્યની જોહુકમીથી અકળાઈ રહેલા લોકો તરફથી તેમને ઉત્સાહજનક જવાબ મળવા માંડ્યો. પોતાને ગામે પ્રજામંડળની શાખા ખોલવાનુ ગામલોકો આમત્રણ આપવા લાગ્યા પ્રજામંડળે ગામડાંમાં સ્વયસેવકો નોંધવાનુ પણ શરૂ કર્યું ગામલોકોના ઉત્સાહમા વધારો કરવા પ્રજામંડળે બહારથી પણ નેતાઓને આમંત્રણ આપવા માડ્યાં દરબાર ગોપાળદાસના પત્ની ભક્તિબાને લીમડીના ઠાકોરસાહેબ પોતાની દીકરી સમાન ગણતા, કારણ તેમના પિતા લીમડીના દીવાન હતા અને હાલના ઠાકોરસાહેબને ગાદી અપાવવામા તેમણે સારી મદદ કરેલી એટલે સ્વાભાવિક રીતે જ ભક્તિબાને લીમડી રાજ્યમા ફરવા માટે પ્રજામંડળ તરફથી આમંત્રણ આપવામા આવ્યુ પણ જાણુ નામના ગામમાં રાજ્યના ભાડૂતી ગુંડાઓ તેમની મોટર આસપાસ ફરી વળ્યા અને તેમણે કાર્યકર્તાઓને મારવા માંડ્યા તથા મોટરનુ નુકસાન કર્યુ. પણ ભક્તિબાની હિમતથી આખુ ગામ ધસી આવ્યુ તેથી પેલા ગુંડાઓને નાસી જવુ પડ્યુ આ બનાવથી લડતના પગરણ મંડાયાં. થોડા દિવસ પછી શિયાણી ગામ આગળ પ્રજામંડળના એક આગેવાનની મોટર ઉપર ગુડાઓએ આવો જ હુમલો કર્યો પ્રજામડળમા વેપારીઓ બહુ આગેવાનીભર્યો ભાગ લેતા હતા. એટલે તેમને ઘેર ચોરીઓ કરાવવા માંડી.

ગાંધીજી જેને સંગઠિત ગુંડાગીરી કહે છે તેનું આ પ્રદર્શન નથી? પરોગના પ્રાંતની કોંગ્રેસી સરકાર ઠંડે પેટે આ બધું જોયાં કરે એવી આશા કેમ રાખી શકાય?"

શહેરીઓ રાજમહેલ આગળ ચાર દિવસ સુધી ભૂખ્યા બેસી રહ્યા. ઠાકોરસાહેબે તપાસ કરવાનાં અને ન્યાય આપવાનાં વચનો આપ્યાં કર્યાં. પણ જે વખતે લીમડીના આગેવાનો દરબારગઢ આગળ લાંઘણો કરી રહ્યા હતા તે જ વખતે તા. ૭મી ફેબ્રુઆરીએ એક શિયાણી નામના ગામે પાણશીણાના જેવો જ, તલવારો અને બંદૂકો સાથે હલ્લો થયો. ત્યાં પણ પ્રજામંડળના કાર્યકર્તાઓનું ઘર લૂંટીને તેમાંથી હજારેક રૂપિયાની માલમતા ઉપાડી ગયા. તા. ૯મીએ કરસનગઢ નામના ગામ ઉપર આવી જ ધાડ પાડવામાં આવી. ત્યાં પણ પ્રજામંડળના કાર્યકર્તાઓનાં ઘર લૂંટયાં તથા ગામના ઘણા માણસોને માર માર્યો. આ ઉપરાંત રાજ્યનાં લગભગ પંદર ગામમાં ઉપરા-ઉપરી ચોરીઓ થઈ આની સામે પ્રજામંડળની આગેવાની નીચે લોકોએ શાંતિસેના ઊભી કરી. અને સેંકડો માણસો પોતપોતાનાં ગામમાં ચોકી કરવા લાગ્યા.

પ્રજામંડળે બીજું એ નક્કી કર્યું કે તા. ૧૯મી ફેબ્રુઆરીએ રાજ્યની પ્રજાપરિષદ ભરવી. રાજ્યનાં ગામડાંઓમાંથી સેંકડો માણસો ગાડામાં, ઘોડા ઉપર અથવા પગે ચાલતા, પરિષદમાં ભાગ લેવા નીકળી પડ્યા. એ બધા તારીખ ૧૮મીએ સાંજે લીમડી પહોંચે એવી ગોઠવણ કરવામાં આવી.

શહેરમાં ફાટફૂટ પડાવવા માટે, જેમ સનાતન મંડળ અને મુસ્લિમ જમાત સ્થાપવામાં આવ્યાં હતાં; તેમ ગામડાંમાં ગ્રામપંચાયતો સ્થાપવાની રાજ્ય તરફથી યુક્તિ રચવામાં આવી હતી. અમુક વર્ગના થોડા ખેડૂતોને જ આ પંચાયતો ચૂંટી કાઢવાનો હક્ક આપવામાં આવ્યો હતો. પંચાયતોને ગમે તેટલી મોટી રકમના દીવાની દાવા ચલાવવાની સત્તા આપવામાં આવી હતી. શુદ્ધ દાનતથી આવી સત્તા આપવામાં આવી હોય તો તો જરૂર પ્રજાનું ભલું થાય. પણ આમાં તો રાજ્યના વેપારી લોકોનાં ગામડાંના ખેડૂતો પાસેનાં વાજબી લેણાં પણ ખોટાં કરવાની દાનત હતી. રાજ્ય તરફથી સીધો પ્રચાર જ કરવામાં આવતો હતો કે કોઈ ખેડૂતે વેપારીઓનું લેણું આપવાની જરૂર નથી. એક તરફથી ખેડૂતોને પરિષદમાં ભળે તો તેના જાનમાલને નુકસાન કરવાની ધમકી આપવામાં આવતી હતી અને બીજી તરફથી પરિષદમાં નહીં ભળનારને વેપારીઓનું લેણું નહીં આપવું પડે એવી લાલચ આપવામાં આવતી હતી. આ ઉપરાંત રૈયત પાસેથી વફાદારીની પ્રતિજ્ઞાઓ ઉપર સહીઓ કરાવવાનું પણ અમલદારોએ શરૂ કર્યું હતું. તા. ૧૬મી ફેબ્રુઆરીએ રાજ્ય તરફથી એક જાહેરનામુ બહાર પાડવામાં આવ્યું. તેમાં જણાવવામાં આવ્યું કે,

"અમને લીમડીના શહેરીઓ તથા ગામડાંના લોકો તરફથી સંખ્યાબંધ અરજીઓ મળી છે, જેમાં કહેવામાં આવે છે કે, 'અમને પ્રજામંડળની નીતિ પસંદ નથી. વળી રાજ્યની પ્રજાને નામે પરિષદ બોલાવવાનો પ્રજામંડળને કશો હક નથી. કારણ પ્રજામંડળ રાજ્યની પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા નથી, માટે પ્રજામંડળે બોલાવેલી તા ૧૯મીની પરિષદ ઉપર પ્રતિબંધ મૂકવો જોઈએ.' રાજ્યે મેળવેલા આંકડા પ્રમાણે રૈયતનો ૭૫ ટકા ભાગ પરિષદની વિરુદ્ધ છે. બાકી રહેલા ૨૫ ટકાએ જોકે વિરોધ નોંધાવ્યો નથી તોપણ એ બધા પરિષદની તરફેણમાં હોય એમ માનવાને કારણ નથી. ઠાકોરસાહેબ સુધારા આપવા માટે તૈયાર છે અને ગામડાંમાં તો પંચાયતો સ્થાપીને સ્થાનિક સ્વરાજ આપી પણ દીધું છે. એટલે પણ પરિષદ ભરવાનું કશું કારણ નથી. રાજ્યના મોટા ભાગના લોકોનો સખત વિરોધ હોવા છતાં પરિષદ ભરવી એ સલાહભરેલું નથી. આવા સંજોગોમાં પરિષદ ભરવામાં આવે તો ગંભીર સ્થિતિ ઊભી થવાનો ભય છે. તેમ છતાં પરિષદ ઉપર પ્રતિબંધ મૂકીને રાજ્ય પ્રજાના પ્રાથમિક હક્કની આડે આવવા માગતું નથી. માત્ર એટલી ચેતવણી આપે છે કે ગંભીર પરિસ્થિતિ ઊભી થવાનો ભય હોવા છતાં પરિષદ બોલાવવામાં આવશે અને તેથી કંઈ તોફાનો થશે તો એની પૂરેપૂરી જવાબદારી પ્રજામંડળ ઉપર રહેશે."

આ ઉપરાંત ગામડાંમાં એવી જાહેરખબરો ચોંટાડવામાં આવી કે તા. ૧૬–૨–'૩૯ના જાહેરનામાના અનુસંધાનમાં જણાવવામાં આવે છે કે, રાજ્યનો બહુમતી લોકોની વિરુદ્ધ થઈને જે પરિષદ ભરવામાં આવે છે તેમાં ભાગ લેનાર રાજ્યનો વિરોધી ગણાશે. સ્થાનિક અમલદારોએ તેમનાં નામઠામ લખી લઈ અમને ખબર આપવી.

સનાતન મંડળ તથા મુસ્લિમ જમાત પણ નિષ્ક્રિય નહોતી રહી. તેમણે તા. ૧૮મી ફેબ્રુઆરીએ એક પત્રિકા કાઢી તેમાં જણાવ્યુ કે,

"પ્રજામંડળ કેવળ વાણિયાઓનુ મંડળ છે અને રાજ્યના મોટા ભાગના લોકો તેની વિરુદ્ધ છે. એટલે રાજ્યની સનાતની પ્રજા તથા મુસ્લિમ પ્રજા પરિષદમા દાખલ થઈને પોતાનો વિરોધ શાંતિપૂર્વક નોંધાવશે. જો વાણિયા મંડળ પરિષદના દરવાજા બંધ કરીને અથવા દરવાજા આગળ સાંકળ બાંધી રાખીને અમને જતા રોકશે તો અમે તે તોડીને જઈશું. અમે વાણિયા મંડળને ચેતવણી આપીએ છીએ કે, કોઈ પણ ભોગે અમે પરિષદના મંડપમા દાખલ થવાના છીએ. અને તેમ કરતા સુલેહનો ભંગ થશે તો તે માટે એ વાણિયા મંડળ જવાબદાર ગણાશે."

આ જાતની ધમકીઓ છતાં, જુદાં જુદાં ગામડાંમાંથી, લગભગ પંદરસો ખેડૂતો તા. ૧૮મીની સાંજે ૭ વાગ્યે લીમડી આવી પહોંચ્યા. લીમડીના શહેરીઓએ એમનુ સ્વાગત કરવા મોટા સરઘસના રૂપમાં સામૈયું કાઢ્યું. બીજી તરફથી સનાતનમંડળ તથા મુસ્લિમ જમાતને નામે લીમડી રાજ્યના ગુંડાઓ તથા તોફાની તત્ત્વોનુ પણ એક સરઘસ નીકળ્યુ. તેમાં

રાજ્યના લગભગ બધા અમલદારો ભળ્યા પ્રજામંડળના માણસોને મારવાનું ઠીક પડે અને એમ કરતા રાજ્યના પક્ષિયાઓને માર ન પડી જાય તે માટે સનાતન મંડળવાળાને લાલ પાઘડી અને મુસ્લિમ જમાતવાળાને લીલી પાઘડી દેખાય તેવી રીતે રાખવા માટે આપવામા આવેલી પ્રજામંડળનું સરઘસ જે રસ્તે જવાનું હતું તે જ રસ્તો પોતાને માટે તેમણે પસંદ કર્યો કોઈ પણ જાતનો અનિષ્ટ બનાવ ન બને તે માટે પ્રજામંડળે પોતાનું સરઘસ બીજે માર્ગે વાળી લીધું અને અથડામણ ટાળી તોપણ પેલા ગુંડાઓએ પ્રજામંડળના કેટલાક લોકોને હેરાન કર્યા તથા કેટલાક સ્વયંસેવકોને માર પણ માર્યો ખેડૂતોના ઉતારાની ગોઠવણ પ્રજામંડળની ત્રણ છાવણીઓમા કરવામા આવી હતી ગુંડાઓ બસો બસોની ત્રણ ટુકડીઓમા વહેંચાઈ ગયા અને સાંજના છાવણીઓને ઘેરો ઘાલ્યો છાવણીઓના દરવાજા બંધ કરી દેવામા આવ્યા છતા એ લોકોએ હથિયારો બતાવી, માર મારવાની ધમકીઓ આપવાનું ચાલુ રાખ્યું છેવટે રાત્રે દશ વાગ્યે એક છાવણીમા તેઓ ઘૂસી ગયા ખેડૂતોને માર્યા દીવાબત્તી બંધ કરી દીધી અને સરસામાન ખેરવિખેર કરી નાખ્યો આખા શહેરમા ગભરાટ ફેલાઈ ગયો પ્રજામંડળના કાર્યકર્તાઓ અને સ્વયંસેવકો લોકોને ધીરજ આપવા માટે આખી રાત ગામમા ફરતા રહ્યા દરબારસાહેબના પત્ની શ્રીમતી ભક્તિબા આ પહેરો ભરનારાઓમા મોખરે હતા

પરિષદના વરાયેલા પ્રમુખ દરબાર શ્રી ગોપાળદાસ પરોઢિયે અઢી વાગ્યાની ગાડીમા લીમડી આવવાના હતા તેમનું સ્વાગત કરવા પ્રજામંડળના આગેવાનો સ્ટેશને પહોંચ્યા તો ત્યા જોયું કે જે ગુંડાઓ આગલી રાત્રે શહેરમા તોફાન કરતા હતા તેઓ સ્ટેશને પહોંચી ગયા હતા એ લોકો દરબાર ગોપાળદાસ તથા તેમના સાથીઓને ઘેરી વળ્યા તથા તેમને શહેરમા જતા અટકાવ્યા આ સમાચાર શહેરમા પહોંચતા શહેરમાંથી ઘણા આગેવાનો અને કાર્યકર્તાઓ સ્ટેશન ઉપર જવા નીકળ્યા પણ પેલા ગુંડાઓએ તેમને રસ્તા ઉપર રોકીને સ્ટેશન તરફ જવા દીધા નહી ભક્તિબા એ ગુંડાઓની વચમાં ઘસ્યા ગુંડાઓએ તેમને ખંજર અને તલવાર બતાવીને ડરાવવા મા ચ્યા પણ તેઓ ડર્યાં નહી એટલે તેમને સ્ટેશને જવા દીધા છેક સાંજે પાંચ વાગ્યે રાજ્યનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સ્ટેશને પહોંચ્યો અને પોતાના રક્ષણ નીચે દરબારસાહેબને શહેરમા લઈ જવાનું તેણે કહ્યું દરબારસાહેબ પોતાના સાથીઓને છોડીને જવા તૈયાર નહોતા એટલે શહેરમાંથી એક મોટરબસ મંગાવવામા આવી અને બધાને સહીસલામત પહોંચાડવામાં આવ્યાં રસ્તા ઉપરના ગુંડાઓ તેમને સજા મળતા અદૃશ્ય થઈ ગયા હતા

તા. ૧૯મીએ સવારે રાજ્ય તરફથી હથિયાર સાથે ફરવાની મનાઈ કરતો હુકમ બહાર પાડવામાં આવ્યો. પણ એ હુકમ કેવળ કાગળ ઉપર રહ્યો. સવારે ૯ વાગ્યે લગભગ બસો ગુંડાઓ લાકડીઓ, ધારિયાં વગેરે સાથે પ્રમુખના ઉતારાને ઘેરી વળ્યા, જેથી તેઓ પરિષદમાં જઈ શકે નહીં. મેહુતોના બીજા ઉતારાઓ ઉપર તેવી જ રીતે ઘેરાઓ નાખવામાં આવ્યા હતા.

બપોરે સવાબારની ગાડીમાં શ્રીમતી લીલાવતી મુનશી, શ્રી શાંતિલાલ શાહ સોલિસિટર તથા ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી જીવણલાલ દીવાન આવવાના હતા. પરિષદનો વખત બપોરે અઢી વાગ્યાનો રાખેલો હતો પણ દશ વાગ્યાથી જ હજાર ઉપરાંત માણસો પરિષદના મંડપમાં એકઠાં થઈ ગયાં હતાં. અગિયાર વાગ્યે પ્રજામંડળની કચેરીમાં સમાચાર આવ્યા કે ગુંડાઓએ પરિષદ મંડપમાં પેસી જઈને ત્રાસ વર્તાવ્યો હતો. હજારમાંથી લગભગ સાતસો માણસોને નાની મોટી ઈજા પહોંચાડવામાં આવી હતી. કેટલાયનાં માથાં ફૂટયાં હતાં. અને કેટલાયને શરીર પર ગંભીર ઈજા થઈ હતી પ્રજામંડળના કાર્યકર્તાઓ આ બધાની સારવારમા મંડી પડયા. ઘાયલ થયેલામાંથી જેમને ગંભીર ઈજા થઈ હતી તેમને રાજ્યની ઇસ્પિતાલમાં અથવા ખાનગી દવાખાનાંઓમાં લઈ જવામાં આવ્યા આ બધો વખત ગુંડાઓ પરિષદના ઉતારાઓ ઉપર હુમલા કરી નુકસાન કરી રહ્યા હતા.

આ તોફાનો ચાલી રહ્યાં હતા છતાં પ્રજામંડળના કાર્યકર્તાઓનો નિશ્ચય હતો કે પરિષદના નક્કી કરેલા વખતે બપોરે અઢી વાગ્યે પરિષદ ભરવી તો ખરી જ. મંડપ તો ગુંડાઓએ તોડી નાખ્યો હતો એટલે પરિષદના એક ઉતારે શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપણા નીચે પરિષદ ભરીને બે ઠરાવો કર્યા. એક, જવાબદાર રાજ્યતંત્રનો અને બીજો, આ તોફાનોને વખોડી કાઢનારો તથા તેની નિષ્પક્ષ તપાસ માગનારો

સાંજે ચાર વાગ્યે ગુંડાઓને હુકમ મળ્યો કે હવે તોફાન બંધ કરો. એટલે જાદુઈ લાકડી ફરે અને બને તેમ બધા ગુંડાઓ અદૃશ્ય થઈ ગયા. શહેરમા સ્મશાન જેવી શાંતિ પથરાઈ ગઈ

શ્રીમતી લીલાવતી મુનશી, તથા મહેમાનો ઘાયલ થયેલાઓને જોવા ઇસ્પિતાલમા ગયા બધું જોયા પછી એમણે એક સંયુક્ત નિવેદન બહાર પાડયું તેમાથી થોડા ફકરા આપ્યા છે.

"અમે શહેરમા દાખલ થયા ત્યારે ઘણે ઠેકાણે માણસોને એકઠા થયેલા જોયા. તેમની પાસે કાળા વાવટા હતા અને હાથમા લાઠીઓ હતી. દરેકે પોતાના શરીર ઉપર લાલ અથવા લીલી પટ્ટી ધારણ કરેલી હતી.

"દરબાર ગોપાળદાસના ઉતારાને આ લાલ-લીલી પટ્ટીવાળા અને લાઠીધારી લગભગ બસો માણસોએ ઘેરો ઘાલ્યો હતો. સવારથી તેઓ કેદીની દશામાં હતા છતાં ત્યાં પોલીસ ફરકી નહોતી. એક બેજવાબદાર ટોળું માણસને કેદ કરી રાખે અને સત્તાવાળાઓ કશું પગલું ન લે એની અમને નવાઈ લાગી.

"અમે દરિયાલ ભણી જતા હતા ત્યારે લાલ-લીલી પટ્ટીવાળા લગભગ બસો માણસોને દરબારી ઉતારે બેઠેલા જોયા. તેઓને તોફાનો કરવા માટે ખાસ બોલાવેલા હતા એમ અમને કહેવામાં આવ્યું. તેઓ દરબારી મહેમાનગીરીની મોજ ઉડાવી રહ્યા હતા.

"અમે દરિયાલમાં હતા ત્યારે લાલ અને લીલી પટ્ટીઓવાળા પચીસથી ત્રીસ માણસો ત્યાં આવ્યા. લીલા સાફાવાળો એક માણસ તેમનો આગેવાન હતો. તેમણે એક પછી એક નામો વાંચવા માંડ્યાં. હૉસ્પિટલના કારકુને એ મુખીના કહેવા પ્રમાણે ફૉર્મ ભર્યાં. આમાંના કોઈ માણસને ઈજા થયેલી અમે તો જોઈ નહીં. શ્રીમતી મુનશીએ તો પૂછ્યું પણ ખરું કે, 'આમને શી ઈજા થઈ છે?' ત્યારે એમને તોછડાઈથી જવાબ આપવામાં આવ્યો કે, એ જોવાનું કામ ડૉક્ટરનું છે."

આવી સ્થિતિમાં શહેરમાં ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાઈ જાય એમાં નવાઈ નથી. લોકોએ બે દિવસ સુધી સંપૂર્ણ હડતાલ પાડી. પણ રાજ્ય તરફથી પ્રજામંડળના કોઈ કાર્યકર્તાને કે શહેરના કોઈ આગેવાનને કોઈએ કશું પૂછ્યું સરખું નહીં. તોફાન કરનારા ગુંડાઓ પોતાનું કામ કરીને સાંજે ચાલ્યા ગયા. તેમાંના કોઈની પણ ધરપકડ કરવામાં આવી નહીં. શહેરમાં ભયજનક ગપાટા ચાલવા માંડ્યા, અને ખુલ્લેખુલ્લું બોલાવા માંડ્યું કે પ્રજામંડળના કોઈ કાર્યકર્તા કે આગેવાનના જાનમાલની સલામતી નથી. ગુંડાઓ તો ખુલ્લેખુલ્લા પોકાર કરતા હતા કે અમે નગરશેઠનું અને રસિકલાલ પરીખનું ખૂન કરવાના છીએ.

આવા અંધેર રાજ્યમાં ન્યાય મળવાની કશી આશા રાખવી ફોગટ છે એમ ચોખ્ખું દેખાઈ આવતાં, લોકોએ તા. ૨૧મી ફેબ્રુઆરીથી હિજરત શરૂ કરી. લીંબડી શહેરની કુલ તેર હજારની વસ્તીમાંથી પુરુષો, સ્ત્રીઓ અને બાળકો થઈને પાંચ હજાર માણસ પહેર્યે કપડે શહેર છોડી ગયાં. ગામડાંમાંથી સારા ખેડૂત કુટુંબોએ હિજરત કરી. આ હિજરતીઓમાં બધા વર્ગના લોકો હતા. નોંધવા જેવી બીના એ છે કે આ હિજરતના આગેવાનોને હિજરતથી કશો જ લાભ નહોતો, ભારે માલમિલકત ગુમાવવાની હતી. વેપારી વર્ગને તો રાજકુટુંબ સાથે વરસોથી સારો સંબંધ હતો. રાજ્યમાં તેમનો માન મોભો પણ સારો હતો. યુવરાજ અને દીવાન પોતાના આપખુદ અને જોહુકમી વર્તનમાં આટલે સુધી જશે તેનું તેમણે જરા પણ કલ્પેલું નહીં. તેમની એ ભ્રમણા ભાંગીને ભૂકો થઈ ગઈ. ગાંધીજીએ અને સરદાર વલ્લભભાઈએ તેમને

સલાહ આપી કે આવા જુલમી રાજ્યની પ્રજા જો બહાદુર હોય તો તેણે બહિષ્કાર કરવો જ જોઈએ.

હિજરતની અસર દરબાર ઉપર સારી થશે અને તે સુલેહશાંતિનો માર્ગ પકડશે એવી આશા કેટલાકે સેવેલી. પણ સત્તાધીશોને લાગ્યું કે પ્રજામંડળને કચડી નાખવાનો આ બહુ જ સારો મોકો છે. તેમણે તો પ્રજામંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા તમામ ઉપર ત્રાસ વર્તાવવાનું શરૂ કર્યું. ગામડાંમાં જે વેપારીઓ રહ્યા હતા તેમને પણ રાજ્ય છોડીને જવું પડે એવી સ્થિતિ ઊભી કરી. રાજ્યના તમામ વાણિયા નોકરોને એક પછી એક કાઢી મૂકવામાં આવ્યા. પેન્શનરોનાં પેન્શન બંધ કરવામાં આવ્યાં. હિજરત કરનારાઓની માલમિલકતની તો રીતસર લૂંટ જ ચલાવવામાં આવી ખેડૂતોને પોતાનો ઊભો પાક પણ લેવા દેવામાં ન આવ્યો પછી દંડ અને જપ્તીઓ શરૂ થઈ. પ્રજામંડળના કામમાં જેમણે જરા પણ ભાગ લીધો હોય અને મદદ કરી હોય, તેમના ભારે દંડો કરવામાં આવ્યા અને જપ્તીથી વસૂલ કરવામાં આવ્યા. પાણશીણા ગામના કેટલાક વેપારીઓ હજી ગામમાં જ રહ્યા હતા. દરજી, કુંભાર, હજામ, મોચી વગેરેને દરબારે હુકમ કર્યો કે તેમણે આ વેપારીઓનું કશું કામ કરવું નહીં. ઉપર કહેવામાં આવ્યું છે કે, રાજ્ય તરફથી કોઈ પણ જાતના લેખી હુકમો તો કાઢવામાં આવતા જ નહોતા. બધું મોઢામોઢ જ ચાલતું.

કેટલાક નરમ પ્રકૃતિના માણસો જેઓ પ્રજામંડળમાં ભળેલા નહોતા તેમને લાગ્યું કે આવું ને આવું ચાલ્યાં કરશે તો રાજ્યની બરબાદી થશે. તેથી ૭મી જુલાઈએ ઠાકોરસાહેબનો જન્મદિવસ આવતો હતો તેના માનમાં રાજા અને પ્રજા વચ્ચે સુલેહશાંતિ કરાવવા તેમણે પ્રયત્નો કર્યા. પણ તે નિષ્ફળ ગયા બીજી તરફથી આ હિજરતને લીધે આખા દેશની સહાનુભૂતિ લીમડીની પ્રજા તરફ વળી વેપારીઓએ અને મિલમાલિકોએ લીમડી રાજ્યના તમામ માલનો, ખાસ કરીને લીમડીના રૂનો બહિષ્કાર કર્યો મુંબઈ શહેરમાં તો લીમડીના રૂનો બહિષ્કાર કડક રીતે ચાલુ રાખવા એક વગદાર કમિટી નિમાઈ અને લગભગ ચાર વરસ સુધી એ બહિષ્કાર ચાલુ રહ્યો. છેક જાપાન સુધી ગયેલું લીમડીનું રૂ વેચાયું નહીં

લીમડીમાં આવી અંધેરશાહી અને જુલમ ચાલતો હતો છતાં ચક્રવર્તી સત્તા એ બધાની મૂક પ્રેક્ષક જ રહી રાજાઓને રક્ષણ આપવાને તે ઘણી વાર આગળ આવી છે, પણ લીમડીની પ્રજા પ્રત્યે જાણે તેની કશી ફરજ જ ન હોય એમ તે વર્તી રાજકોટના રેસિડેન્ટને તથા તાજના પ્રતિનિધિ તરીકે વાઈસરૉયને તારો કરવામાં આવ્યા પણ તે બધા વ્યર્થ ગયા. તેનો કશો જવાબ જ ન મળ્યો.

હજારો લોકોના જાનમાલ જોખમમાં મુકાયા હતા છતાં, ચક્રવર્તી સત્તાએ એક આંગળી પણ ઊંચી ન કરી.

આ બધું ચાલતું હતું ત્યારે યુવરાજે પોતાની સુધારાની યોજનાઓ બહાર પાડવા માંડી ચાલીસ ગામનું એક નાનકડું રાજ્ય, તેમાં શહેરસભા, રાજ્યસભા, ગ્રામપંચાયતો અને એ બધી સભાઓનું સમૂહતંત્ર (Federation) એવાં એવાં ભારે નામો, આ યોજનાઓમાં આવતાં હતાં પણ બધી જ યોજનાઓ પોલી હતી પ્રજાને રાજ્યકારભારમાં જવાબદારી આપવાની એક પણ વાત આ યોજનાઓમાં ન હતી. છતાં ૩૦મી ઑક્ટોબરે કાઠિયાવાડના રાજાઓની એક પરિષદ થઈ. તેમાં ઠરાવ થયો કે,

> "રાજાઓએ લીમડી રાજ્યની સુધારાની યોજનાનો વિચાર કર્યો અને રાજકોટ કરતા પણ રાજ્યવહીવટને વધારે ઉદાર બનાવવામા કેટલેક દરજ્જે તે આગળ જાય છે તે માટે લીમડીના યુવરાજને ધન્યવાદ આપ્યો."

જ્યા પ્રજાના પ્રાથમિક હક્કનો જ ઇન્કાર કરવામાં આવતો હતો ત્યાં આવા 'ઉદાર સુધારા' માટે ધન્યવાદ આપવામાં આવે એ એક બેવકૂફીભરેલી અને હાંસીપાત્ર વાત સિવાય બીજું કશું ન હતું લીમડીના પ્રજામંડળે તો રાજકીય સુધારાની કશી વાત પણ કાઢી નહોતી. તત્કાળ પૂરતો તો એમનો કાર્યક્રમ ગામડાંમાં જઈને લોકોને પોતાના હક્કો વિષે કેળવણી જ આપવાનો હતો, પણ એનીયે બરદાસ કરવા રાજ્ય તૈયાર નહોતું!

ગામડાઓ ઉપર ધાડો પાડી રાજ્યે રોકેલા ગુંડાઓએ મારફાડ અને લૂંટફાટ કરવા માડી અને તેના લાંબા તાર ગાંધીજીને કરવામા આવ્યા, ત્યારે 'લીમડીની અંધેરશાહી' એ નામનો લેખ તેમણે ''હરિજનબંધુ'માં લખ્યો હતો ત્યાર પછી ગાંધીજી પાસે લીમડીના અત્યાચારોના સમાચારો તો આવ્યાં જ કરતા હતા છેવટે ૩૧મી ઑગસ્ટે તેમણે 'લીમડી વિષે' એક લેખ લખ્યો તેમાં જણાવ્યું કે,

> "લીમડીના લોકો જોડે મારે લાંબો પત્રવ્યવહાર ચાલ્યાં કર્યો છે પણ તેમના ઉપર જે વીતી રહેલ છે તે વિષે ઘણા વખતથી કશું પણ મે કહેવાનું ટાળ્યું છે મને એવી આશા હતી કે, જેઓ રાજા તેમ જ પ્રજા વચ્ચે સુલેહ કરાવવા મથી રહ્યા છે તેમના પ્રયત્નને સફ઼ળતા મળશે. પણ એ આશા ઠગારી નીવડી ...
>
> "... મારી પાસે આવેલી હકીકતો સાચી હોય અને એવી ન હોવાનું માનવાને મને કશું જ કારણ નથી—તો ખેડૂતોને તેમના ઘરમાંથી શિકારના પ્રાણીઓની જેમ રઝળાવવા અને તગડવામા આવ્યા છે. આકરામા આકરો સિતમ તો પેલા વાણિયા વર્ગ, જે એક કાળે રાજ્યનો મિત્ર અને આધારસ્તંભ હતો, તેમના ઉપર વરસ્યો છે. . . . આ હિજરતી વેપારીઓની દુકાનો તેમ જ ઘરબાર સાચુ જોતાં લૂંટવામાં જ આવ્યાં છે. એની પાછળ લોકોને થથરાવીને ડરાવી નાખવાની જ કલ્પના હતી. આ સ્થિતિમાં કેટલાક ઢીલા પડ્યા તેમા કશું આશ્ચર્ય પામવા

જેવું નથી. (તે વખતે કુલ ૩,૦૦૦ હિજરતીઓ બહાર રહેલાં હતા. બાકીના પોતપોતાને ગામ પાછા ફર્યા હતા.) લડતનું સંચાલન કરનારાઓને મારી સલાહ છે કે, આવા ઢીલા પડેલા લોકોને રાજ્યને શરણ થતા અટકાવવાનો પ્રયાસ તેઓ ન કરે. સમાજમાં એવા લોકો હોય છે કે જેઓ પોતાની માલમિલકતને પોતાની ઇજ્જત કરતાં વધુ વહાલાં ગણે છે. આવા લોકો કોઈ પણ સ્વાતંત્ર્યની ચળવળને બોજારૂપ જ હોય છે. લીમડીમાંની જેમની માલમિલકત લૂંટાઈ ગઈ છે તેમણે અંધર સ્થિતિમાં અથવા તત્કાળ સમાધાન થવાની આશામાં ન જ રહેવું જોઈએ. તેઓ રાજ્ય બહાર રહી ઇજ્જતના ધંધારોજગાર કરે અને હમેશાં દૃઢ શ્રદ્ધા રાખે કે, એક દિવસ એવો ઊગ્યે જ છૂટકો છે જ્યારે લીમડીની પ્રજા પોતાનું ખોયેલું પાછું મેળવશે. એવો દિવસ આવશે—અને તે આવવો જ જોઈએ—એ પેલાં મૂઠીભર ત્યાગી સ્ત્રી-પુરુષો જેમણે આકરામાં આકરી દમનનીતિ સામે શિર ઝુકાવવા ના પાડી છે, તેમના શૂરાતનનું અને ફનાગીરીનું ફળ હશે.

"હું લીમડીના ઠાકોરસાહેબને જાહેર અપીલ કરવા ઇચ્છું છું, . . . ડાહ્યો રાજવી આવી પ્રજાને દુભાયેલી રાખતાં પહેલાં પચાસ વાર વિચાર કરે. એ તો એવો જ નિર્ણય કરે કે આવા આવા લોકો આવડાં કષ્ટ માથે લઈ રહ્યા છે ત્યારે ખરેખર રાજ્યવહીવટમાં સડો હોવો જોઈએ અને પોતાના અમલદારોનો જુલમ અને અન્યાય હોવો જોઈએ."

પણ લીમડીના રાજ્યકુટુંબને સમાધાન કરવું જ નહોતું. રૂનો બહિષ્કાર લાંબો સમય ચાલુ રહ્યો અને કેટલાંક હિજરતી કુટુંબો આખર સુધી ટકી રહ્યાં.

પછી તો એ રાજા પણ મરી ગયા, એ યુવરાજ પણ મરી ગયા અને તેનો બાળકપુત્ર ગાદીએ આવ્યો ત્યારે ચક્રવર્તી સત્તાએ રીજન્સી કાઉન્સિલ નીમી. એ કાઉન્સિલમાં ફતેહસિંહ પણ એક સભ્ય હતા. એટલે રાજ્યનુ વલણ કાંઈ સુધર્યું નહીં પણ પછી તે કાઉન્સિલ બદલાઈ. એક જ વ્યક્તિને ઍડમિનિસ્ટ્રેટર તરીકે નીમ્યા ત્યારે તેણે પ્રજામંડળ સાથે સને ૧૯૪૪ કે ૧૯૪૫ના એ મહિનામાં સમાધાન કર્યું, જેને પરિણામે ખેડૂતોને તેમની બધી જમીન પાછી મળી અને હિજરતનો અંત આવ્યો.

### ભાવનગર

કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં ભાવનગર પ્રમાણમાં કંઈક ઉદાર અને પ્રગતિશીલ ગણાતુ એના મહારાજા પ્રજા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા. એના માજી દીવાન સર પ્રભાશંકર પટ્ટણી સમયને પારખનારા હતા. ગાંધીજી સાથે તેઓ સારો સંબંધ રાખતા

ત્યાંના પ્રજામંડળે તા. ૧૪–૫–'૩૯ના રોજ ભાવનગર પ્રજાપરિષદ ભરવાનું નક્કી કર્યું અને સરદારને એ પરિષદના પ્રમુખ તરીકે પસંદ કર્યા. સામાન્ય સંજોગોમાં તો એ પરિષદ શાંતિથી ભરાઈ ગઈ હોત અને બીજા

રાજ્યોની માફક ભાવનગરમાં પણ જવાબદાર રાજ્યતંત્રની માગણી જોરથી કરવામાં આવી હોય તા. ૩૦-૪-'૩૯ના રોજ ભાવનગરના મહારાજાએ એક જાહેરનામું પ્રસિદ્ધ કરીને, ભાવનગરમાં ધારાસભા સ્થાપવાનું અને પ્રજાહિતના કેટલાંક પગલાં લેવાનું જાહેર કર્યું હતું. પણ પ્રજાને રાજ્યતંત્રમાં જવાબદારી આપવાનું તત્ત્વ તેમાં ઓછું હોઈ પ્રજામંડળને તેથી અસંતોષ હતો. સંભવ છે કે સરદારની દરમ્યાનગીરીથી એ સ્થિતિમાં થોડોઘણો સુધારો થાત. થોડોઘણો એટલા જ માટે લખ્યું છે કે, ગેસિડેન્ટની ઇચ્છા તો પ્રજાની એ માગણીને દબાવી દેવાની જ હતી. રાજકોટ, લીમડી વગેરે રાજ્યોની માફક ભાવનગરમાં પણ પરિષદને દિવસે સરદારના સ્વાગત વખતે જે તોફાનો થયાં, તે તોફાનો કેવળ આકસ્મિક હોય એમ માની શકાતું નથી. એની પાછળ કોઈ જવાબદાર તત્ત્વોનો હાથ હોવાની શંકા જાય છે.

તા. ૧૪-૫-'૩૯ના રોજ સરદાર સવારે ભાવનગરના એરોડ્રોમ ઉપર વિમાનમાંથી ઊતર્યા. એરોડ્રોમ ભાવનગર શહેરથી છએક માઈલ દૂર હોઈ ત્યાંથી તેમને ભાવનગરના સ્ટેશને લઈ જઈને તેમનો જાહેર સત્કાર કરવાનું ગોઠવવામાં આવ્યું હતું. તે પ્રમાણે ભાવનગરના સાર્વજનિક મંડળો તથા આગેવાનો જેમાં મુસલમાનો પણ હતા, તેમના તરફથી હારતોરા પહેરાવવામાં આવ્યા બાદ તેમનું સરઘસ કાઢવામાં આવ્યું. સરઘસ નગીના મસ્જિદ નામની એક મસ્જિદ આગળથી પસાર થતું હતું તે વખતે સરદારની મોટર ત્યાં આવી પહોંચી હશે એમ માની કેટલાક મુસ્લિમોનું ટોળું, મસ્જિદમાંથી બહાર ધસી આવ્યું. પણ સરદારની મોટર થોડી પાછળ હતી. પેલા ટોળા પાસે લાઠીઓ, કુહાડીઓ, છરા વગેરે હથિયારો હતાં. એ જોઈને શ્રી નાનાભાઈ ભટ્ટને ગાંધીજી જવાથી એ મસ્જિદ આગળ જ ઊભા રહ્યા. ટોળામાંથી કોઈએ તેમને ખસી જવાનું પણ કહ્યું. પણ સરદારની મોટર પસાર થઈ જાય ત્યાં સુધી ખસવાની તેમણે ના પાડી. એટલે તેમના માથામાં લાઠીનો ફટકો પડ્યો અને લોહીની ધાર વહેવા માંડી. બીજા એક કાર્યકર્તા આત્મારામ ભટ્ટ ઉપર પણ લાઠી પડી. ત્યાર પછી તો બીજા ચારપાંચ ભાઈઓ ઉપર છરા અને કુહાડીના ઘા થયા. જખમી ભાઈઓને ઇસ્પિતાલમાં પહોંચાડવામાં આવ્યા. એક નવજુવાન ભાઈ બચુભાઈ વીરજી પટેલ ઇસ્પિતાલમાં પહોંચતાં જ મરણ પામ્યા. બીજા એક ભાઈ શ્રી જાદવજીને માથામાં કુહાડીનો ઘા થયો હોવાથી તેમનું બીજે દિવસે મરણ થયું.

શ્રી નાનાભાઈ નીતરતે લોહીએ સરદારની મોટર પાસે ગયા. સરદારે તેમને એ સ્થિતિમાં જોતાં જ પોતાની મોટરમાં લઈ લીધા અને મોટર તત્કાળ ઇસ્પિતાલ તરફ હંકાવરાવી. પાસે ઊભા રહીને શ્રી નાનાભાઈને પાટા

અંધાવરાવ્યો પછી બીજા જે ભાઈઓ ઘાયલ થઈને આવ્યા હતા, તેમને મળી આશ્વાસન આપ્યું જે ભાઈ મૃત્યુ પામ્યા હતા તેમની પાસે પણ જઈ આવ્યા ત્યાંથી જ તે દિવસનો પરિષદનો કાર્યક્રમ રદ કરવાનો હુકમ આપ્યો તોફાની લોકોએ ધારેલો મુખ્ય શિકાર આમ અકસ્માત્ છટકી ગયો

સરદારે ઉતારે પહોંચી ભાવનગરની પ્રજાજોગ નીચેનો સંદેશો બહાર પાડ્યો

"ભાવનગરના પ્રજાજનોએ જે પ્રેમ અને ઉમંગથી મારુ સ્વાગત કર્યું છે તે માટે હુ સૌનો આભાર માનુ છુ

"આજના દુખદ બનાવથી રોષે ભરાવાનુ કે ગભરામણમા પડવાનુ કારણ નથી જેઓએ સરઘસ ઉપર હુમલો કરી નિર્દોષ માણસો ઉપર ઘા કર્યા તેઓએ ભાન ભૂલી કેવળ ગાંડપણથી જ આ કામ કરેલુ છે એમને જ્યારે ભાન આવશે ત્યારે પોતાની મૂર્ખાઈ માટે પસ્તાવો થશે આપણે ભૂલવુ ન જોઈએ કે કેટલાયે મુસલમાન આગેવાન પરિષદના સ્વાગત મડળમા જોડાયેલા છે સરઘસમા અને સ્વાગતમા સામેલ થઈ તેમણે પરિષદને સત્કાર અને સાથ આપેલ છે આવા નિર્દોષ બલિદાન ઉપર જ પ્રજાતંત્રની ઇમારત રચાય છે જે ઘાયલ થયા છે અને જેમના પ્રાણ ગયા છે તેમના પ્રત્યે આપણી પવિત્ર ફરજ છે કે તેમના નિર્દોષ બલિદાનને આપણે રોષે ભરાઈ દૂષિત ન કરવુ સૌએ શાંતિ રાખવી પરિષદના કાર્યમા વધારે ઉત્સાહ અને પ્રેમથી ભાગ લઈ પરિષદ શાંતિથી અને સફળતાથી પૂર્ણ કરવી "

ગાંધીજી તે વખતે રાજકોટ હતા તેમને સરદારે નીચે પ્રમાણે તાર કર્યો

સવારે અહીં પહોંચ્યા બધા વર્ગના લોકોએ ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું મોટુ સરઘસ મસ્જિદ આગળથી લગભગ પસાર થઈ ગયુ હતુ તે વખતે થોડા મુસલમાનો મારી મોટર ત્યા આવી પહોંચી હશે એમ માની પહેલેથી નક્કી કરેલી યોજના પ્રમાણે ધસી આવ્યા અને લાઠી કુહાડી તથા છરા વડે સરઘસ પર હુમલો કર્યો નાનાભાઈ મારી મોટરની આગળ હતા તેમને મેલી રમતની કાંઈક ગંધ આવી એટલે તેઓ મસ્જિદ આગળ ઊભા રહ્યા બેનાઓએ તેમને ચાલ્યા જવાનુ કહ્યુ પણ સરદારની મોટર સહીસલામત પસાર થઈ જાય નહીં ત્યા સુધી ત્યાંથી ખસવા તેમણે ના પાડી તરત જ તેમના માથા ઉપર લાઠીનો ફટકો પડ્યો પછી લોહી નીતરતે માથે તેઓ મારી મોટર પાસે આવ્યા બીજા ચારને પણ સખત ઈજા થઈ છે એક મૃત્યુ પામ્યા છે બીજા એકની સ્થિતિ બહુ ગભીર છે સરઘસ અટકાવીને, નાનાભાઈને મોટરમા લઈ લીધા અને હૉસ્પિટલ તરફ મોટર હંકારાવી ઘા ઉપર પાટો બધાવ્યો હવે સ્થિતિ સારી છે પરિસ્થિતિ કાબૂમા આવી ગઈ છે

બાપુએ આ તારનો જવાબ નીચે પ્રમાણે આપ્યો

(તાર વાચી) આભો બની ગયો ઈશ્વર આપણને દોરશે આશા રાખુ છુ નાનાભાઈ અને બીજા હવે સારા હશે વધારે વિગતોની રાહ જોઉ છુ"

પરિષદની સત્કાર સમિતિએ તરત જ એક જાહેર પત્રિકા કાઢી તેમાં જણાવ્યું કે,

'સરદાર સાહેબ તથા પરિષદની સત્કાર સમિતિ મૃત્યુ પામેલા તથા ઘાયલ થયેલા ભાઈઓ તરફ તથા તેમના કુટુંબો તરફ દિલસોજી પ્રદર્શિત કરે છે કેટલાક મુસ્લિમ ભાઈઓ જેમણે એકાએક સરઘસ ઉપર હુમલો કર્યો અને જેઓ આ ખેદજનક બનાવ માટે જવાબદાર છે તેમણે પોતાની કોમની સેવા તો નથી જ કરી એમની કોમના આગેવાનો પરિષદમાં જોડાયેલા છે મુસ્લિમ કોમના આગેવાન પ્રતિષ્ઠિત વેપારીઓ તો સરદાર સાહેબનો સત્કાર કરવામાં અને તેમને હાર પહેરાવવામાં પણ હતા આ કૃત્યથી તેઓ સૌ જરૂર દુ:ખી હશે જેમણે આ ગાંડપણથી નિર્દોષ સ્વયંસેવકના પ્રાણ લીધા અને કેટલાકને ઘાયલ કર્યા તેમણે પ્રજાની ઇજ્જત ઉપર હાથ નાખ્યો છે અને પોતાની કોમની બદનામી કરી છે

"પરિષદનું કામકાજ રીતસર સાંજે ચાલુ થશે સાંજે સાત વાગ્યે પરિષદના મંડપમાં તેની ખુલ્લી બેઠક શરૂ થશે શહેરમાં શાંતિ અને વ્યવસ્થા સ્થપાઈ ગયાં છે રાજ્ય તરફથી પણ પાકો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે માટે ભાવનગરના શહેરીઓ તથા આવેલા મહેમાનોએ નિ:શંકપણે પૂરા ઉત્સાહથી પરિષદમાં ભાગ લેવા પધારવાનું છે થોડા અવળે માર્ગે ચડેલા આપણા જ ભાઈઓના કૃત્યને કારણે અથવા તો આપણા જુવાન સ્વયંસેવકો અને આગેવાનોના લોહીના શુદ્ધ બલિદાનને કારણે આપણે જે પવિત્ર યજ્ઞ પ્રજાહિતને માટે આરંભ્યો છે એ અટકવો જોઈએ નહીં, તેમાં કોઈ જાતનું વિઘ્ન આવવું જોઈએ નહીં પરિષદનું કામકાજ સફળતાપૂર્વક પૂરું કરવામાં મદદગાર થવા રાજ્યના પ્રજાજનોને વિનંતી છે

બીજે દિવસે એટલે તા. ૧૫-૫-'૩૯ના રોજ ભાવનગરના મુસલમાનોની એક જાહેર સભા થઈ તેમાં નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો.

ભાવનગરના મુસ્લિમોની આ જાહેર સભા ગઈ કાલે બની ગયેલ બનાવ તરફ રોષની લાગણી જાહેર કરે છે અને માર્યા ગયેલના કુટુંબીજનો પ્રત્યે દિલસોજી પ્રગટ કરે છે ભાવનગર રાજ્યમાં હિંદુમુસલમાનો ભાઈ તરીકે રહેતા આવ્યા છે અને હજી ભાઈઓ જ છે'

તા. ૧૪મી તથા ૧૫મીના રોજ પ્રજાપરિષદની બેઠક નિર્વિઘ્ને પૂરી થઈ તા. ૧૬-૫-'૩૯ના રોજ સમોસરણના વડામાં આ તોફાનો વિષે તથા તેમાં શહીદ થયેલા બે ભાઈઓનું સ્મારક કરવા માટે એક જાહેર સભા થઈ તેમાં સરદારે કરેલા ભાષણમાંથી મહત્ત્વના ફકરા નીચે આપ્યા છે

આજે આપણે અહીં મળ્યા છીએ તેના કારણો તમે જાણો છો જે કમનસીબ બનાવ બન્યો તેને પરિણામે બચુભાઈનું મૃત્યુ થયું શ્રી નાનાભાઈ વગેરે જેઓ ઘાયલ થયા તેમાં ભાઈ જાદવજીની સ્થિતિ પહેલેથી જ ગંભીર હતી એનો ઘા એટલો ઊંડો હતો કે એનાં મગજનો કેટલોક ભાગ બહાર નીકળી ગયો હતો દાક્તરોએ સારી પેઠે એની સારવાર કરી મહેનત કરી પણ ભાઈ જાદવજી આજે ભાવનગરની સેવા કરતા ચાલ્યા ગયા ગઈ કાલે બચુભાઈના સ્મારકનો પરિષદે ઠરાવ કર્યો એ જ પ્રસંગે અને એ જ નિમિત્તે ભાઈ જાદવજીના પણ પ્રાણ ગયા

છે. આજે બપોરે પરિષદની મહાસમિતિની બેઠકમાં ઠરાવ પસાર થયો છે કે એમનું પણ સ્મારક કરવું. ભાવનગરને શોભે એવું સ્મારક પરિષદ કે મહાજન કરે. પરિષદ મહાજનની છે અને મહાજન પરિષદનું છે

'અંદર અંદરના કજિયાક ભાસ સમાવીને આવા તોફાની તત્ત્વોને અળગા પાળી દબાવી દેવા આપણે કશું ન કરીએ તો આપણા આખા સમાજ ઉપર તેઓ ચડી બેસે. આ કાળ એવો છે કે, ગુંડાઓ નાના નાના રાજ્યોને તો દબાવી દે આજે બધે વાતાવરણમાં ગુંડાગીરી જોર પકડી રહી છે

"આ ક્ષણિક ક્રોધમાં આવીને કરેલું કામ નથી આની પાછળ તો અગાઉથી ગોઠવાયેલી બુદ્ધિપૂર્વકની રચના છે કોઈ તમને શાંતિ સલાહ આપતા હશે કે આ વસ્તુને ભૂલી જાઓ એ શાંતિ સલાહ સાંભળવામાં વાંધો નથી, પણ આપણે મૂરખમાં કે કાયરમાં ન ખપવું જોઈએ હું બધી કોમોની એકતા ચાહું છું પણ તે સાચી એકતા સાચવવી હોય તો જે માણસો આ કરપીણ બનાવોની પાછળ છે તેનો તાગ લેવો જોઈએ એના હૃદયમાં જ્યાં સુધી પસ્તાવાની લાગણી પેદા ન થાય ત્યાં સુધી આ વાતને છોડી દેવી જોઈએ નહી. આપણે મૂરખ છીએ, નબળા છીએ, એમ ન થવું જોઈએ

"જો સ્થાનિક મુસલમાનોનો મોટો ભાગ આમાં સામેલ ન હોય તો તેમને એ સાબિત કરી દેવામાં વાંધો ન આવે તેઓ સહેજે ખાતરી કરાવી આપશે કે તેમની કોમને આ બનાવ સાથે સબંધ નથી

'જે માણસો ખૂની માણસોને સંઘરતા હોય, આશ્રય આપતા હોય, અથવા એમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હોય તો એ પણ એના જેટલા જ ભયકર છે એવા માણસોની પણ જોખમદારી સરખી જ છે એની સાથે મિત્રાચારી ક્યાં સુધી રાખી શકાય એ આપણે વિચારી લેવાનું છે સાપના દરમાં ક્યાં સુધી હાથ ઘાલવો એનું જોખમ વિચારી લેવું જોઈએ આજે આપણે જ્વાળામુખીના શિખર પર બેઠા છીએ તે વખતે કેવળ રાજ્યસત્તા ઉપર ભરોસો રાખીને બેસવું એ આંખ મીંચીને ચાલવા જેવું અને ખાડામાં પડવા જેવું છે

"રાજ્યને અગાઉથી ચેતવણી આપવામાં આવી હતી મુસલમાન કોમના આગેવાન માણસોને અધિકારીઓએ બોલાવ્યા હતા તેમણે રાજ્યને ખાતરી આપ્યા છતાં આ થયું તેનો અર્થ તો એ છે કે રાજ્ય સાથે દગો રમાયો છે એ ભેદ શોધી કાઢવો એ રાજ્યનું કર્તવ્ય છે રાજ્યની એવી ઇચ્છા હોય કે આવા પ્રસંગો ભુલાઈ જાય તો સારું પણ આમ ખોટું સમેની મેળ બાંધવા જતાં ભવિષ્યમાં વધારે મોટું ગાબડું પડવાનો સંભવ છે એટલે ગુનેગારોને પકડી કાવતરું કરનાર તત્ત્વોને શોધી કાઢવા જોઈએ

"આ અરાજકતાનું વાતાવરણ ભાવનગરમાં જ છે એમ નથી આખા હિંદુસ્તાનમાં આવું વાયુમંડળ છે મારા પર પડનારા ઘા કોઈ બળુભાઈ કે જાદવજી જેવા ભાઈઓ લઈ લે છે શ્રી નાનાભાઈને ઈશ્વરી પ્રેરણા મળી અને મારા ઉપર પડનારો ઘા એમણે ઝીલી લીધો મારે માટે આ પહેલો પ્રસંગ નથી મારી આસપાસ તો આવા પ્રસંગો આજકાલ થયા જ કરે છે પણ મારી રક્ષા ઈશ્વર કરી લે છે

'જે બનાવ બન્યો છે તેને અંગે કેટલાક મુસનમાનોને પકડવામા આવ્યા છે મસ્જિદમાથી મળેના હથિયારો કબજે કરવામા આવ્યા છે પોલીસની દોડધામ અને તપાસ ચાલુ છે આને અંગે કેસ ચાલશે અને કેટલાકને શિક્ષા થશે પણ અરજીઓ થશે પણ તેથી ગફલતમા રહેશો નહી તમારે તો નિરતર સાવધાન ને જાગ્રત રહેવાનુ છે

આમ સને ૧૯૩૮–૩૯ ના વરસમા આપણા દેશના ઘણાખરા દેશી રાજ્યોમા જવાબદાર રાજ્યતત્ર મેળવવાની જબરી ચળવળો ચાલી અને તેમા સરદારે આગેવાનીભર્યો ભાગ લીધો એ આપણે જોઈ ગયા ત્રણ વખત તો — વડોદરામા અમરેલીથી રાજકોટ પાછા જતા અને ભાવનગરમા — એમના જાન ઉપર પણ જોખમ આવ્યુ પણ ઈશ્વરે એમની રક્ષા કરી લીધી આ ચળવળોનુ પરિણામ તત્કાળ તો આપણને સતોષ થાય એવુ ન આવ્યુ પણ તેને લીધે દેશી રાજ્યોની પ્રજાનો અને દેશી રાજાઓનો જે અગત પરિચય સરદારને થયો અને દેશી રાજાઓ પણ સરદારને ખરા રૂપમા ઓળખી શક્યા, તે વસ્તુ ૧૯૪૭મા સ્વાતત્ર્ય મળ્યા પછી દેશી રાજ્યોનો પ્રશ્ન ઉકેલવામા સરદારને બહુ કામ આવી

## ૨૭

## ત્રિપુરી કોંગ્રેસ

જે વખતે ગાધીજી રાજકોટમા ઉપવાસ કરી રહ્યા હતા તે વખતે ત્રિપુરી કોંગ્રેસનુ અધિવેશન ચાલતુ હતુ હિંદુસ્તાનમા આવ્યા પછી પોતે જેલમા હોય તે સિવાય કોંગ્રેસના અધિવેશનમા ગેરહાજર રહેવાનો ગાધીજી માટે આ પહેલો જ પ્રસગ હતો સરદારનું દિલ પણ ગાધીજીને ઉપવાસ કરતા છોડીને ત્રિપુરી જતા ખૂબ કોચવાતુ હતુ પણ કર્તવ્ય તેમને ત્યા ખેચતુ હતુ ગાધીજીનો પણ આગ્રહ હતો કે તમારુ સ્થાન અત્યારે ત્રિપુરીમા જ છે

ત્રિપુરીની કોંગ્રેસ માટેની પ્રમુખની ચૂટણીએ ત્રિપુરી કોંગ્રેસને તે વખત પૂરતુ તો એક વિશેષ મહત્ત્વ આપ્યુ કોંગ્રેસની કારોબારીના મોટા ભાગના સભ્યો મૌલાના અબુલ કલામ આઝાદને કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂટવા ઇચ્છતા હતા આની અગાઉની હરિપુરા કોંગ્રેસના પ્રમુખ સુભાષબાબુની પોતાની ઇચ્છા ફરી વાર પ્રમુખ ચૂટાવાની હતી તેઓ પોતાને ઉદ્દામ વિચારના માનતા હતા અને સાથે એમ માનતા હતા કે કારોબારીના મોટા ભાગના સભ્યો નરમ વિચારના છે પોતે જેમને નરમ વિચારના ગણતા હતા તે

સભ્યોએ એવી માન્યતા માટે કશું જ કારણ નહોતું આપ્યું; તોપણ તેઓ એમ માનતા કે સમૂહતંત્ર (ફેડરેશન)ની બાબતમાં આ નરમ વિચારના સભ્યો, જેમાં સરદારને તેઓ મુખ્ય ગણતા હતા તે, બ્રિટિશ સરકાર સાથે માંડવાળ કરવાનો વિચાર સેવે છે. જોકે એ વિશે હરિપુરા કૉંગ્રેસનો ઠરાવ તો બહુ સ્પષ્ટ હતો. બીજું સુભાષબાબુ એમ પણ માનતા હતા કે સરકારની સામે સામુદાયિક સવિનય ભંગની લડત આપવાનો આ ખરેખરો મોકો છે. વિશ્વયુદ્ધના વાદળ જે વખતે ઘેરાવા માંડ્યાં હતાં, તે વખતે આપણે જો આવી લડત આપીશું તો બ્રિટિશ સરકાર નમી પડશે એમ તેઓ માનતા હતા. જલપાઈગુરીમાં બંગાળના કૉંગ્રેસ પ્રતિનિધિઓ એકઠા થયા હતા ત્યારે સુભાષબાબુએ ઠરાવ પણ કરાવ્યો હતો કે ઇંગ્લંડને ૭ મહિનાની નોટિસ આપવી અને એ મુદત પૂરી થયે સામુદાયિક સવિનય ભંગની લડત ઉપાડવી.

કૉંગ્રેસની કારોબારી સમિતિને આવી રીતની નોટિસ આ વખતે આપવાનું બિલકુલ યોગ્ય લાગતું ન હતું. સામુદાયિક સવિનય ભંગની લડત જો એની નેતાગીરી ગાંધીજી લે તો જ ઉપાડી શકાય એમ હતું. અને ગાંધીજીને તો એ માટે હવા બિલકુલ પ્રતિકૂળ લાગતી હતી. તેઓ તો કહેતા કે દેશની અત્યારની હવામાં મને હિંસાની ગંધ આવે છે. એટલે હું તો સવિનય ભંગની લડતનો અત્યારે વિચાર જ કરી શકતો નથી.

પ્રમુખની ચૂંટણી જાન્યુઆરીની ૨૯મી તારીખે થવાની હતી. પ્રમુખપદ માટે ત્રણ જણનાં નામ બોલાતાં હતાં: મૌ. અબુલ કલામ આઝાદ, ડૉ. પટ્ટાભી સીતારામૈયા અને બાબુ સુભાષચંદ્ર બોઝ. ગાંધીજી તે વખતે બારડોલીમાં હોવાથી કૉંગ્રેસ કારોબારી સમિતિની બેઠક જાન્યુઆરીની અધવચમાં બારડોલી મુકામે રાખી હતી. તે વખતે કોને પ્રમુખ નીમવા એ વિશે કારોબારી સમિતિએ કાંઈ વાત વિધિસર કરી નહોતી. પણ ગાંધીજીએ મૌલાના સાહેબ સાથે વાત કરેલી અને એઓએ પ્રમુખ બનવાનું સ્વીકાર્યું પણ હતું. સુભાષ બોઝ તથા એમના ભાઈ શરદચંદ્ર બોઝ સિવાયના કારોબારી સમિતિના બીજા બધા સભ્યોને તો મૌલાના પ્રમુખ થાય તે એકદમ પસંદ હતુ પણ કારોબારી સમિતિ પૂરી થઈ અને બધા સભ્યો વીખરાયા ત્યાર પછી મૌલાના સાહેબે પોતાનો વિચાર બદલ્યો અને મુંબઈ ગયા હતા ત્યાંથી પાછા આવી ગાંધીજીને એ જણાવ્યો. એટલે ડૉ. પટ્ટાભીને પ્રમુખપદ સ્વીકારવાનું ગાંધીજીએ કહ્યું. સુભાષબાબુનો તો આગ્રહ જ હતો કે એમણે પોતે અથવા તેમના જેવા ઉદ્દામ વિચારવાળા બીજા કોઈએ પ્રમુખ થવું જોઈએ. એટલે એઓ પોતાનું નામ ખેંચી લેવા તૈયાર નહોતા. એટલે સુભાષબાબુ અને ડૉ. પટ્ટાભી વચ્ચે હરીફાઈ રહી.

તા. ૨૧મી જાન્યુઆરીએ પોતે પ્રમુખ શા માટે થાય છે તે વિષેનું પોતાનું નિવેદન સુભાષબાબુએ બહાર પાડ્યું. સરદારને લાગ્યું કે કારોબારી સમિતિએ એ નિવેદનનો વિરોધ કરવો જોઈએ. એટલે એમણે કારોબારી સમિતિના બધા સભ્યોને નીચે પ્રમાણે તાર કર્યો:

"મને લાગે છે કે પ્રમુખપદની ચૂંટણી વિષેના સુભાષબાબુના નિવેદનની સામે કારોબારી સમિતિના જે સભ્યોને એમ લાગતું હોય કે એમને ફરીને બીજી વાર પ્રમુખ ચૂંટવા એ આવશ્યક નથી તેમણે નિવેદન બહાર પાડવું જોઈએ. મે એક ટૂકું નિવેદન તૈયાર કર્યું છે. તેમા જણાવ્યુ છે કે અપવાદરૂપ સંજોગોમાં જ એ ને એ વ્યક્તિની પ્રમુખ તરીકે ફરી ચૂંટણી થઈ શકે. સુભાષબાબુને ફરી ચૂંટવા માટે એવા કશા સંજોગો નથી. વળી સુભાષબાબુએ સમૂહતંત્ર વગેરે વિષે જે આક્ષેપો કર્યા છે એનો તેમા રદિયો આપેલો છે. એમ પણ કહ્યું છે કે કોંગ્રેસનો કાર્યક્રમ અને કોંગ્રેસની નીતિ પ્રમુખે નક્કી કરવાની નથી હોતી પણ કોંગ્રેસે અથવા તો કોંગ્રેસની મહાસમિતિએ નક્કી કરવાની હોય છે. આ નિવેદનમાં ડૉ. પટ્ટાભિને ચૂંટવાની ભલામણ કરી છે અને સુભાષબાબુને અપીલ કરી છે કે પ્રમુખની ચૂંટણીના પ્રશ્ન ઉપર કોંગ્રેસીઓમા ભેદ ન પડાવે. નિવેદન ઉપર સહી મૂકવાની તમારી સંમતિ તારથી આપો."

ઉપરના તારના જવાબમાં કારોબારી સમિતિના બીજા ૭ સભ્યોની સંમતિ આવી ગઈ. પણ શરદબાબુએ વાંધો લીધો તા. ૨૪મીએ તેમણે સરદારને નીચે મુજબનો તાર કર્યો:

"આજે સવારે તાર મળ્યો. મૌલાના તથા સુભાષનાં નિવેદનો સિલહટ જતા વાંચ્યા મારો મત એવો છે કે મૌલાનાએ ઉમેદવારી પાછી ખેંચી લીધા પછી ડૉ. પટ્ટાભિને ઊભા કરવા એ ઇચ્છવાજોગ નથી. આવતુ વરસ ૧૯૩૭ના કરતા બધી દૃષ્ટિએ વધારે કટોકટીનુ અને અપવાદરૂપ છે. મારી દૃઢ માન્યતા છે કે કારોબારી સમિતિના કોઈ સભ્યે સાથીઓ વચ્ચેની હરીફાઈમા કોઈનો પક્ષ લેવો જોઈએ નહી. તમે કાઢવા ધારેલુ નિવેદન નરમ પક્ષ અને ગરમ પક્ષ વચ્ચેના કજિયાને જેને ટાળવો જોઈએ, તેને વધારનારુ થશે. ડૉ પટ્ટાભી આવતી લડતમાં દેશનો વિશ્વાસ મેળવી શકશે નહી. મહેરબાની કરીને કોંગ્રેસમા ફૂટ ન પડાવો."

તે જ દિવસે સરદારે એમને તારથી નીચે પ્રમાણે જવાબ આપ્યો:

"તમારા તારની કદર કરુ છુ કેવળ કર્તવ્યબુદ્ધિ જ નિવેદન બહાર પાડવાની ફરજ પાડે છે. વિરોધ વ્યક્તિનો નથી પણ સિદ્ધાન્તનો છે જો હરીફાઈ અનિવાર્ય જ હોય તો હુ આશા રાખું છુ કે કશી કડવાશ વિના અને હેતુઓનું આરોપણ કર્યા વિના એ થશે એના એ પ્રમુખને બીજી વાર ચૂંટવા એ દેશના હિતમા નુકસાનકારક છે"

તા. ૨૫મીએ શરદબાબુએ નીચે પ્રમાણે જવાબ આપ્યો:

"ગઈ રાત્રે તમારો તાર મળ્યો. આજે સવારનાં પત્રોમા તમારુ અને કારોબારીના ૭ સભ્યોનુ નિવેદન જોયું. આપણી વચ્ચે થયેલો તારવહેવાર છાપામા આપવા માગુ છુ. આશા રાખુ છુ કે તમને વાંધો નહી હોય."

સરદારે જવાબ આપ્યો કે પ્રગટ કરવાને કશો વાંધો નથી

સરદાર આદિ કાર્યવાહક સમિતિના સભ્યોની સહીથી ૨૪-૧-'૩૯ના રોજ બહાર પડેલું છાપાજોગું નિવેદન નીચે પ્રમાણે હતું

સુભાષબાબુનું નિવેદન અમે બહુ કાળજીપૂર્વક વાંચ્યું છે. અમે જાણીએ છીએ ત્યાં સુધી અત્યાર સુધી પ્રમુખની ચૂંટણી સર્વાનુમતે થતી આવી છે. સુભાષબાબુ નવો શિરસ્તો પાડવા માગે છે. તેમ કરવાનો તેમને પૂરેપૂરો હક છે. પણ તેમણે જે માર્ગ સ્વીકાર્યો છે તે કે લેવા જેવો ડહાપણભરેલો છે તે તો અનુભવે જણાશે. અમને એ વિષે ભારે શંકાઓ છે. કૉંગ્રેસના સભ્યોમાં વધારે સંગઠન આવે, વધારે સહિષ્ણુતા આવે અને એકબીજાના અભિપ્રાયો વિષે વધારે આદરની વૃત્તિ કેળવાતી થાય ત્યાં સુધી પ્રમુખની ચૂંટણી માટે હરીફાઈ થાય એ અમને ઇષ્ટ લાગતું નથી. સુભાષબાબુના નિવેદન વિષે કાંઈ પણ કહેતાં અમને સંકોચ થાય છે. પણ આવતી કૉંગ્રેસના પ્રમુખ કોણ થાય એ વિષે અમારા અભિપ્રાય દૃઢ હોઈ અમને લાગે છે કે અમે કાંઈ ન બોલીએ તો અમારી ફરજ અમે ચૂકીએ.

મૌલાના સાહેબને આ હરીફાઈમાંથી નીકળી જવું યોગ્ય લાગ્યું છે તે માટે અમને બહુ દુઃખ થાય છે. એમણે નીકળી જવાનો છેવટનો નિશ્ચય કર્યો ત્યારે અમારામાંના કેટલાકની સાથે મસલત કરીને જ ડૉ. પટ્ટાભીની એમણે હિમાયત કરી છે. આ નિર્ણય સારી પેઠે મસલત કર્યા પછી લેવાયો છે. બહુ અપવાદરૂપ સંજોગો સિવાય ગઈ કૉંગ્રેસના પ્રમુખને ફરી વાર પ્રમુખ ન ચૂંટવાના નિયમને વળગી રહેવું એ અમને બહુ ડહાપણભરેલી નીતિ લાગે છે.

પોતાના નિવેદનમાં સુભાષબાબુ જણાવે છે કે પોતે સમૂહતંત્રના ભારે વિરોધી છે. કારોબારી સમિતિના બધા જ સભ્યો તેના વિરોધી છે. કૉંગ્રેસની નીતિ પણ એવી જ છે. તેમણે વિચારસરણીઓ, નીતિઓ અને કાર્યક્રમોની પણ વાત કરી છે. અમને લાગે છે કે કૉંગ્રેસના પ્રમુખની પસંદગીનો વિચાર કરવામાં આ વસ્તુઓ અપ્રસ્તુત છે. કૉંગ્રેસની નીતિ અને કાર્યક્રમનો નિર્ણય તેના દર વરસે ચૂંટાતા પ્રમુખોએ કરવાનો હોતો નથી. જો એમ હોત તો તો બંધારણ પ્રમાણે પ્રમુખના હોદ્દાની મર્યાદા એક વરસની રાખવામાં આવી ન હોત. કૉંગ્રેસની નીતિ અને કાર્યક્રમો જ્યારે કૉંગ્રેસે પોતે નક્કી કરેલા નથી હોતા ત્યારે કારોબારી સમિતિ નક્કી કરે છે. પ્રમુખની સ્થિતિ તો સભાપતિ જેવી હોય છે. આ ઉપરાંત બંધારણીય રાજાની માફક પ્રમુખ એ રાષ્ટ્રની એકતા અને સંગઠનનું પ્રતિનિધિત્વ કરે છે અને તેના પ્રતીકરૂપ હોય છે. તેથી જ એ પદ મોટા માનનું ગણાય છે અને દર વરસે ચૂંટણી કરીને રાષ્ટ્ર પોતાના પનોતા સંતાનને એ માન આપે છે.

એ ઉચ્ચ પદના ગૌરવને છાજે એવી રીતે પ્રમુખની ચૂંટણી હંમેશાં સર્વાનુમતે થાય છે. અટલે નીતિ અને કાર્યક્રમના ભેદને કારણે પણ ચૂંટણી વિષે વાદવિવાદ થાય એ ઇચ્છવા જેવું નથી. અમે માનીએ છીએ કે કૉંગ્રેસના પ્રમુખપદ માટે ડૉ. પટ્ટાભી સુયોગ્ય પુરુષ છે. કૉંગ્રેસની કારોબારી સમિતિના જૂનામાં

જૂના સભ્યો પૈકીના તેઓ એક છે એમની જનસેવા લાંબી અને અખંડ છે એટલે કોંગ્રેસના પ્રતિનિધિઓને તેમને ચૂંટી કાઢવાની અમે ભલામણ કરીએ છીએ તેમના સાથીઓ તરીકે અમે સુભાષબાબુને વીનવીએ છીએ કે તેઓ આ વસ્તુનો ફરી વિચાર કરે અને ડૉ પટ્ટાભી સીતારામૈયાની ચૂંટણી સર્વાનુમતે થવા દે "

આનો જવાબ આપતાં સુભાષબાબુએ જણાવ્યું કે,

"મારે ૨૧મી તારીખે જે નિવેદન બહાર પાડવું પડ્યું હતું તે મૌલાના અબુલ કલામ આઝાદ સાહેબના નિવેદનને કારણે હતું હવે સરદાર પટેલ અને બીજા નેતાઓએ મને પડકાર આપનારું જે નિવેદન બહાર પાડ્યું છે તેના જવાબરૂપે મારે આ નિવેદન બહાર પાડવું પડે છે જ્યારે કારોબારી સમિતિના બે સભ્યો પ્રમુખપદ માટે હરીફ હોય ત્યારે બાકીના સભ્યોએ સંગઠિત થઈને કોઈ પણ એકનો પક્ષ લેવો એ ન્યાયી નથી સરદાર પટેલ અને બીજા નેતાઓએ જે નિવેદન બહાર પાડ્યું છે તે કેવળ વ્યક્તિગત કોંગ્રેસીઓ તરીકે નથી પણ કોંગ્રેસની કારોબારીના સભ્યો તરીકે છે જ્યારે કારોબારી સમિતિએ આ પ્રશ્નની ચર્ચા બિલકુલ કરી જ નથી ત્યારે તેના અમુક સભ્યોએ આવું નિવેદન બહાર પાડવું એ વાજબી નથી જો ખરેખર પ્રમુખની ચૂંટણી કરવાની જ હોય તો કોંગ્રેસના પ્રતિનિધિઓને સ્વતંત્ર રીતે મત આપવા દેવા જોઈએ તેમના ઉપર કશું નૈતિક દબાણ લાવવું જોઈએ નહીં મેં તો ઘણી વાર બે ઉમેદવારોમાંથી કોંગ્રેસના પ્રમુખ તરીકે એક ઉમેદવારને પસંદ કરીને મત આપેલો છે છેલ્લાં થોડાં વરસોથી જ પ્રમુખની ચૂંટણી સર્વાનુમતે થતી આવી છે વળી આજે વ્યાપક માન્યતા એવી છે કે આવતા વરસમાં કોંગ્રેસના નરમ પક્ષના માણસો સમૂહતંત્રની યોજના બાબતમાં બ્રિટિશ સરકાર સાથે માંડવાળ કરે એવો સંભવ છે આ સંજોગોમાં એ બહુ જ જરૂરનું છે કે આવતી કોંગ્રેસનો પ્રમુખ એવો હોવો જોઈએ જે પૂરા દિલથી સમૂહતંત્રનો વિરોધી હોય આવો કોઈ બીજો ઉમેદવાર જડી આવે દાખલા તરીકે આચાર્ય નરેન્દ્ર દેવ તો મારે જ પ્રમુખ થવું એવો મને કાંઈ આગ્રહ નથી

ઉપરના નિવેદનના જવાબમાં સરદારે માત્ર પોતાની એકલાની સહીથી નીચેનું નિવેદન બહાર પાડ્યું

'સુભાષબાબુનું નિવેદન કાંઈક અજબ છે હકીકત આ પ્રમાણે છે ૧૯૨૦ પછી લગભગ દર વરસે કારોબારી સમિતિના કેટલાક સભ્યો કોને પ્રમુખ ચૂંટવો એની અનૌપચારિક રીતે ચર્ચા કરે છે જ્યારે ગાંધીજી કારોબારી સમિતિમાં હતા ત્યારે કોને પ્રમુખ ચૂંટવો એ બાબતમાં નામની ભલામણ કરીને તેઓ પાને દોરવણી આપતા પણ કોંગ્રેસમાંથી નીકળી ગયા પછી તેઓ આવું કોઈ જાતનું નિવેદન બહાર પાડતા નથી છતાં સભ્યો વ્યક્તિગત રીતે તેમ જ સામુદાયિક રીતે પસંદગીની બાબતમાં તેમની સલાહ લે છે આ વરસે પણ મેં ઘણા સભ્યો સાથે આ બાબતમાં સલાહમસલત કરી છે અમને દરેકને એમ લાગ્યું કે આ વખતે પસંદ કરવા લાયક મૌલાનાસાહેબ જ છે પણ અમે તેમને મનાવી શક્યા નહીં બારડોલીમાં કારોબારી સમિતિની બેઠક હતી તે અઠવાડિયામાં ગાંધીજીએ મૌલાનાસાહેબને

આગ્રહ કરીને કહેલું કે તમારે જ આ વખતે પ્રમુખ થવું જોઈએ પણ તેઓ ન થવાના પોતાના નિશ્ચયને દૃઢતાપૂર્વક વળગી રહ્યા પરંતુ જાન્યુઆરીની ૧૫મી ને રવિવારે તેઓ પરોઢિયે ગાંધીજી પાસે આવ્યા અને કહ્યું કે તમારું કહ્યું ન માનું એ મારે માટે ભારે સંકોચની વાત છે એટલે હું પ્રમુખપદ માટેની ચૂંટણીમાં ઊભો રહીશ અમે જાણતા હતા કે કેટલાક આંધ્ર મિત્રોએ ડૉ પટ્ટાભીના નામની દરખાસ્ત કરી હતી. સુભાષબાબુના નામની દરખાસ્ત હતી એ પણ અમે જાણતા હતા પણ અમારી ખાતરી હતી કે બન્ને હરીફાઈમાંથી ખસી જશે અને મૌલાના સાહેબ સર્વાનુમતે ચૂંટાશે

'બારડોલીમાં એક યા બીજે વખતે મૌલાના અબુલ કલામ આઝાદ, પંડિત જવાહરલાલ નેહરુ બાબુ રાજેન્દ્રપ્રસાદ, શ્રી ભૂલાભાઈ દેસાઈ આચાર્ય કૃપાલાની, મહાત્મા ગાંધી તથા હું પહેલેથી નક્કી કર્યા પ્રમાણે નહીં પણ અકસ્માત્ ભેગા થઈ ગયા અને અવૈધ મસલત કરીને અમે નક્કી કર્યું કે જો મૌલાના પ્રમુખ ન થવાના નિશ્ચયમાં કાયમ જ રહે તો બંધારણ અનુસાર બીજી પસંદગી ડૉ પટ્ટાભીની જ રહેતી હતી કારણ અમારો એ સાફ મત હતો કે સુભાષબાબુને ફરી ચૂંટવા એ બિનજરૂરી છે અમારા મનમાં તો નરમ વિચારના (રાઈટ) અથવા ઉગ્ર વિચારના (લેફ્ટિસ્ટ) એવો પ્રશ્ન કદી ઊઠ્યો જ નહોતો

'એ યાદ રાખવા જેવું છે કે ગયે વરસે જ્યારે સુભાષબાબુની પસંદગી થઈ ત્યારે આ વખતે જે પદ્ધતિ અખત્યાર કરવામાં કરવામાં આવી છે તે જ પદ્ધતિ બરાબર અખત્યાર કરવામાં આવી હતી સુભાષબાબુ એ બરાબર જાણે છે તે વખતે બીજા ઉમેદવારોને પોતાના નામ ખેંચી લેવાનું સમજાવતા અમને કશી મુશ્કેલી પડી નહોતી

મૌલાના સાહેબે તે વખતે તો સંમતિ આપી પરંતુ મુંબઈ પહોંચ્યા પછી તેમના દિલમાં વળી પાછો ખળભળાટ જાગ્યો અને તેમણે વિચાર્યું કે આ ઉચ્ચ પદનો બોજો તેઓ ઉઠાવી શકશે નહીં એટલે તેઓ ગાંધીજી પાસે પાછા બારડોલી આવ્યા અને પોતાને મુક્ત કરવા વિનંતી કરી મૌલાનાને બીજી વાર આગ્રહ કરવાનું ગાંધીજીને દુરસ્ત ન લાગ્યું પછી શું બન્યું તે તો દેશ જાણે છે

'મને દુઃખ તો એ બાબતનું થાય છે કે સુભાષબાબુ અમો સહી કરનારાઓ ઉપર તથા કારોબારી સમિતિની બહુમતી ઉપર અમુક હેતુઓનું આરોપણ કરે છે તેના જવાબમાં હું એટલું જ કહીશ કે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની સમૂહતંત્રની યોજના કોઈને પસંદ હોય અથવા કોઈને તે જોઈતી હોય એવા કોઈ સભ્યને હું જાણતો નથી વસ્તુસ્થિતિ તો એ છે કે કોઈ એક સભ્ય અથવા તો તે તે વખતે કોંગ્રેસના જે પ્રમુખ હોય તે આવા મોટા મુદ્દા ઉપર કોઈ પણ જાતનો નિર્ણય કરી શકે નહીં એ નિર્ણય તો માત્ર કોંગ્રેસ જ કરી શકે અને જ્યારે કોંગ્રેસની બેઠક ચાલતી ન હોય ત્યારે કોંગ્રેસની કારોબારી સમિતિ સામુદાયિક રીતે તે વિષે નિર્ણય કરી શકે કારોબારી સમિતિને પણ કોંગ્રેસની જાહેર કરેલી નીતિના શબ્દ કે ભાવને છોડીને કશું કરવાની સત્તા નથી

'એ વિચાર સાથે પણ હું સહમત નથી કે કોંગ્રેસના પ્રમુખને કોઈ નવી નીતિ અખત્યાર કરવાની સત્તા છે કારોબારી સમિતિની સંમતિથી જ તે તેમ

કરી શકે કારોબારી સમિતિએ પ્રમુખના વિરોધ છતાં પોતાનો કક્કો ખરો કર્યાના અનેક દાખલા છે ને તે પ્રમુખો પ્રત્યે ન્યાયની ખાતર મારે કહેવું જોઈએ કે એવે વખતે એમણે કારોબારી સમિતિના નિર્ણયને માન આપ્યું છે

' બધા સાથીઓ અત્યારે બારડોલીમાં નથી અને પૂરતો સમય પણ નથી એટલે બીજા સાથીઓ સાથે મસલત કર્યા વિના મેં એકલાએ જ સુભાષબાબુના નિવેદનનો જવાબ આપવાની છૂટ લીધી છે બીજા સાથીઓને પોતપોતાનો અભિપ્રાય દર્શાવવાનો અધિકાર છે

"મારે માટે અને જેમની સાથે આ પ્રશ્ન વિષે હું ચર્ચા કરી શક્યો છું તેમને માટે આ સવાલ અમુક વ્યક્તિ કે અમુક સિદ્ધાંતનો નથી, નરમ વિચારના કે ગરમ વિચારનાનો પણ નથી આમાં એકમાત્ર વિચાર એ કરવાનો છે કે દેશનું વધારેમાં વધારે હિત શેમાં સમાયેલું છે? અમો નિવેદન કાઢનારાઓને મારે મતે તો પ્રતિનિધિઓને દોરવણી આપવાનો સંપૂર્ણ અધિકાર છે રોજ મને પ્રતિનિધિઓ તરફથી માર્ગદર્શન માટે કાગળો અને તારો મળ્યા જ કરે છે મને લાગે છે, બીજા મારા સાથીઓને એવા કાગળો અને તારો મળતા જ હશે આ સંજોગોમાં અધિકાર એ કર્તવ્ય બની જાય છે વળી માર્ગદર્શન કરાવી દીધા પછી પ્રતિનિધિઓને પોતાના મતનો ઉપયોગ પોતાને ઠીક લાગે તે પ્રમાણે કરવાની છૂટ તો છે જ '

ડૉ પટ્ટાભી સીતારામૈયાએ પણ તે જ દિવસે એક નિવેદન બહાર પાડ્યું પોતે કેવા સંજોગોમાં પ્રમુખપદની ઉમેદવારી કરે છે તે જણાવીને તેમણે કહ્યું કે,

"હવે આજનો જે સળગતો પ્રશ્ન છે એ બાબતમાં મારી સ્થિતિની હું ચોખવટ કરીશ હું ગાંધીજીના સિદ્ધાંતોનો ચુસ્ત ભક્ત છું એ તો દેશમાં ઘણા લોકો હવે ઠીક ઠીક જાણે છે એ વિષય ઉપર તેમ જ આજના રાજદ્વારી પ્રશ્નો ઉપર હું ઘણી વાર બોલ્યો છું અને મેં પુષ્કળ લખ્યું છે ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટમાં સમૂહતંત્રની જે યોજના આપેલી છે તેમાં રહેલા ભયો ઉઘાડા પાડવામાં દેશમાં બીજા કોઈના જેટલું કાર્ય મેં પણ કરેલું છે કૉંગ્રેસની લખનૌની અને હરિપુરાની બેઠકના ગાળામાં મને તેમ કરવાની વધારે છૂટ હતી અને મેં તેનો ઉપયોગ આપણા ઉપર જે બંધારણ લાદવામાં આવ્યું છે, તેના ફુરચાઉડિયા ઉડાડી દેવામાં પૂરેપૂરો કર્યો છે હરિપુરાની બેઠક પછી કારોબારીનો સભ્ય હોઈ મારી જાત ઉપર મારે અમુક અંકુશ રાખવો પડ્યો છે મારા જાણવા ને માનવા પ્રમાણે કારોબારી સમિતિમાં કોઈ પણ સભ્યે સમૂહતંત્રના પ્રશ્ન પર બ્રિટિશ સરકાર સાથે બાંધછોડ કરવાનો વિચાર સરખો કર્યો નથી મેં પોતે તાજેતરમાં જ અસંદિગ્ધ રીતે સ્પષ્ટ કર્યું છે કે વાઈસરૉયનું નિવેદન એ કૉંગ્રેસના દ્વાર ઠોકવેથી ઠેલવાના પ્રયત્નરૂપે હતું પણ કૉંગ્રેસના પ્રમુખે કૉંગ્રેસ તરફથી તેનો બરાબર જવાબ આપેલો છે

* * *

' એક વાતનો મારે ખુલાસો કરવાનો રહે છે સુભાષબાબુની તકરારમાં હું મારું નામ કેમ પાછું ખેંચી લેતો નથી? એટલા માટે કે આદરપાત્ર સાથીઓની

ઇચ્છાનો મારા મનમાં વિરોધ નથી. સાથીઓના અભિપ્રાય સાથે હું મળતો થતો ન હોત તો હું જરૂર મારું નામ પાછું ખેંચી લેત. અમે એમ માનીએ છીએ કે એના એ માણસને લાગલાગટ બીજી વાર, ખાસ અપવાદરૂપ સંજોગો સિવાય પ્રમુખ ચૂંટવો જોઈએ નહીં. પ્રસ્તુત દાખલામાં એવા અપવાદરૂપ સંજોગો હસ્તી ધરાવતા નથી."

સરદારના અને ડૉ. પટ્ટાભીનાં નિવેદનોના જવાબમાં સુભાષબાબુએ તા. ૨૬મીએ વળી પાછું એક નિવેદન બહાર પાડ્યું, તેમાં જણાવ્યું કે,

"મને લાગે છે વળગે છે ત્યાં સુધી તો મેં જાહેર કર્યું છે કે ખરો મુદ્દો સમૂહતંત્રનો જ છે. કોઈ સાચા સમૂહતંત્ર વિરોધીને પ્રમુખ તરીકે સ્વીકારવામાં આવે તો તેની તરફેણમાં ખસી જવાને હું બહુ રાજી છું. મારી આ દરખાસ્ત મેં જાહેર કરી છે અને ચૂંટણીના દિવસ સુધી તે ખુલ્લી જ છે."

પં. જવાહરલાલ નેહરુ જેઓ આ ચર્ચા ચાલતી હતી ત્યારે આરામ માટે અલમોડા ગયા હતા, તેમણે તા. ૨૬મીએ ત્યાંથી એક નિવેદન બહાર પાડ્યું. તેમાંથી મહત્ત્વના બે ફકરા નીચે આપ્યા છે :

"પ્રમુખની ચૂંટણી બાબતમાં બે જુદા જુદા કાર્યક્રમો વચ્ચે ક્યાં વિરોધ છે? હિંદુસ્તાનમાં બહુ મહત્ત્વના પ્રશ્નો ઘણા છે. પણ આ બાબતમાં સમૂહતંત્રનો ઉલ્લેખ કરવામાં આવે છે એટલે હું માની લઉં છું કે પ્રમુખની ચૂંટણી પરત્વે બીજો કશો મતભેદ નથી. ત્યારે શું સમૂહતંત્ર વિષે કોઈ જાતનો વિરોધ છે ખરો? હોય એમ હું તો જાણતો નથી. કારણ એ બાબતમાં કૉંગ્રેસનું વલણ ચોક્કસ અને સ્પષ્ટ છે. હું જ્યારે ઇંગ્લંડમાં હતો ત્યારે અસંદિગ્ધ ભાષામાં મેં આ વલણ જાહેર કર્યું હતું. તેમાં હું કેવળ મારો પોતાનો અભિપ્રાય નહોતો દર્શાવતો પણ આખી કારોબારી સમિતિનો અભિપ્રાય જાહેર કરતો હતો. ત્યાં હું જે કાંઈ કરતો અને કહેતો એનો સંપૂર્ણ હેવાલ હું રાષ્ટ્રપતિને અને કારોબારી સમિતિને મોકલી આપતો. તેમની સૂચનાઓ પણ માગતો. તેના જવાબમાં મને એમ કહેવામાં આવેલું કે સમૂહતંત્રની બાબતમાં હું જે વલણ દર્શાવું છું તે આખી કારોબારી સમિતિને અને ગાંધીજીને પસંદ છે. ત્યાર પછી તો પરિસ્થિતિને કારણે કૉંગ્રેસનું વલણ વધારે કડક બન્યું છે. આજે કોઈ કૉંગ્રેસી સમૂહતંત્રની બાબતમાં માંડવાળ કરવાનો વિચાર કરે એ ન કલ્પી શકાય એવું છે.

* * *

"કસોટીના વખતમાં કૉંગ્રેસના પ્રમુખ થવું એટલે શું એનો મને ઠીક ઠીક અનુભવ છે. કેટલીયે વાર રાજીનામું આપવાની અણી ઉપર હું આવી ગયો છું. કારણ મને લાગતું કે એ હોદ્દો ધારણ કર્યા વિના આપણા ધ્યેયની અને કૉંગ્રેસની હું વધારે સારી સેવા કરી શકું. આ વરસે કેટલાક સાથીઓએ તો પ્રમુખપદ માટે ઉમેદવારી કરવાનો મને આગ્રહ પણ કર્યો હતો. પણ મેં ઘસીને ના પાડી. તેના કારણોની અહીં ચર્ચા કરવાની જરૂર નથી. એ અને બીજાં કારણોસર પણ મારો તો સાફ અભિપ્રાય છે કે સુભાષબાબુએ પ્રમુખપદ માટે ઊભા રહેવું જોઈએ નહીં. મને તો લાગે છે આ વખતે એ હોદ્દો ધારણ કરવાથી મારી

માફક તેમની પણ અસરકારક કામ કરવાની શક્તિ ઓછી થશે. મેં સુભાષબાબુને એ પ્રમાણે કહ્યું છે પણ ખરું ”

ગાંધીજીએ પણ સુભાષબાબુને તાર કરીને પોતાનો અભિપ્રાય જણાવેલો કે આ વખતે તેમણે પ્રમુખપદ માટે ઉમેદવારી કરવી એ ઉચિત નથી છતાં સુભાષબાબુ મક્કમ રહ્યા તા ૨૯મીએ ચૂંટણી થઈ એમાં ડૉ પટ્ટાભી કરતાં સુભાષબાબુને ૯૫ મત વધારે મળ્યા ચૂંટણીનું પરિણામ બહાર પડ્યું એટલે ગાંધીજીએ આ ચૂંટણીને પોતાની અંગત હાર માની અને તા ૩૧–૧–’૩૯ ના રોજ ‘હરિજનબંધુ’માં ‘મારી હાર’ નામનો નીચે મુજબનો લેખ લખ્યો

“શ્રી સુભાષબાબુએ તેમના હરીફ ડૉ પટ્ટાભી સીતારામૈયા સામે સંગીન જીત મેળવી છે મારે કબૂલ કરવું જોઈએ કે સુભાષબાબુ બીજે વરસે પણ ફરી વાર કોંગ્રેસના પ્રમુખ નિમાય તેની હું મૂળથી જ વિરુદ્ધ હતો આ ચૂંટણીને અંગે સુભાષબાબુએ જે નિવેદનો કાઢ્યાં છે તેમાં રજૂ કરેલી બીનાઓ તેમ જ દલીલો જોડે હું મળતો નથી થતો મને લાગે છે કે પોતાના સાથીઓ સામે તેમણે કરેલા આક્ષેપો ગેરવાજબી અને અઘટિત છે

‘આમ છતાં સુભાષબાબુની જીતથી હું ખુશ થયો છું જ્યારે મૌલાના સાહેબે પ્રમુખપદની ઉમેદવારી પાછી ખેંચી લીધી ત્યારે ડૉ પટ્ટાભીને તેમની ઉમેદવારી પાછી ન ખેંચી લેવાનું સમજાવવામાં હું નિમિત્ત બન્યો હતો તેથી આ હાર ડૉ પટ્ટાભીની છે, તે કરતાં વધારે મારી છે હું જો ચોક્કસ સિદ્ધાંતો અને નીતિનો પ્રતિનિધિ ન હોઉં તો હું કંઈ જ નથી એટલે આ ચૂંટણીથી મને એ સ્પષ્ટ થયું છે કે જે સિદ્ધાંતો અને નીતિનો હું હિમાયતી છું તે કોંગ્રેસના પ્રતિનિધિઓને માન્ય નથી આ હારથી હું રાજી છું કારણ આથી જે સલાહ છેલ્લી દિલ્હી ખાતેની કોંગ્રેસ વેળાએ સભાત્યાગ કરી જનાર લઘુમતીને મેં આપી હતી તેનો અમલ જાતે કરી બતાવવાની મને તક મળે છે સુભાષબાબુ પણ પોતે જેને નરમ પક્ષ કહે છે તે પક્ષના સાથીઓની દયા ઉપર નભીને પ્રમુખ થવાને બદલે રસાકસીભરી ચૂંટણીમાં ચૂંટાઈને પ્રમુખ બન્યા છે એટલે હવે તેઓ પોતાને મનપસંદ અને પોતાના વિચારવાળી કારોબારી સમિતિ પસંદ કરી શકશે અને પોતાનો કાર્યક્રમ બિન રોકટોક અમલમાં મૂકી શકશે

એક વાત તો બહુમતી તેમ જ લઘુમતી બેઉને માન્ય છે અને તે કોંગ્રેસના તંત્રમાં પેઠેલો અંદરનો સડો સાફ કરવાની છે ‘હરિજન’માંના મારા લખાણોએ બતાવી આપ્યું છે કે કોંગ્રેસના તંત્રમાં જે સડો પેઠો છે અને જે એને જોગભેર કોરી રહ્યો છે તે એ છે કે આજે એના દફતરો ઉપર પાર વિનાના ખોટા સભ્યો દાખલ થયેલા છે છેલ્લા કેટલાક મહિનાઓ થયાં આ દફતરોને સાફ કરીને નવેસર તૈયાર કરાવવા હું સૂચવી રહ્યો છું એ પ્રમાણે કરવામાં આવે તો મને શંકા નથી કે એવા ખોટા નોંધાયેલા સભ્યોના મતને જોરે આવેલા કેટલાયે પ્રતિનિધિઓ બાતલ થાય

'લઘુમતીવાળાઓએ નાસીપાસ થવાનું કાંઈ કારણ નથી જો તેઓ કોંગ્રેસના ચાલુ કાર્યક્રમમાં પાકી આસ્થા ધરાવનારા હશે તો તેઓ જોશે કે એ કાર્યક્રમ ચલાવી શકાય એમ છે પછી ભલે તેઓ બહુમતીમાં હોય કે લઘુમતીમાં હોય કોંગ્રેસની અંદર હોય કે કોંગ્રેસની બહાર હોય

'એક જ કાર્યક્રમ ઉપર આ ફેરફારોની અસર કદાચ થાય અને તે ધારાસભાઓ મારફતનો કાર્યક્રમ હાલના પ્રધાનો અત્યાર લગીની બહુમતીવાળાઓએ પસંદ કરેલા છે હાલની ધારાસભાઓનો કાર્યક્રમ પણ એમનો ઘડેલો છે પણ ધારાસભાઓનો કાર્યક્રમ આખરે તો કોંગ્રેસના કાર્યક્રમમાં ગૌણ વસ્તુ છે

'અને સુભાષબાબુ પણ દેશના કંઈ શત્રુ નથી દેશને ખાતર એમણે કષ્ટો સહન કર્યાં છે એમની માન્યતા મુજબ એમની નીતિ અને કાર્યક્રમ બહુ આગળ-પડતા અને હિંમતવાળા છે લઘુમતીવાળા એમનો સંપૂર્ણ વિજય ઇચ્છે જો એમનાથી એમની દોરે ન દોડી શકાય તો કોંગ્રેસમાંથી બહાર નીકળે દોરી શકે તો તેઓ બહુમતીને જોર આપે

કોઈ પણ હાલતમાં લઘુમતીવાળા વિઘ્નનીતિ તો અખત્યાર ન જ કરે જ્યાં તેઓ સાથ ન આપી શકે ત્યાં તેઓ અળગા રહે બધા કોંગ્રેસીઓ સમજી લે કે જેઓ કોંગ્રેસ પ્રત્યે નિષ્ઠાવાળા હોવા છતાં સમજપૂર્વક તેની બહાર રહે છે તેઓ તેના સહુથી વધારે સાચા પ્રતિનિધિ છે તેથી જેમને કોંગ્રેસની અંદર રહેવું અરુચિકર લાગે તેઓ બહાર નીકળે કડવાશથી નહીં પણ કોંગ્રેસની વધુ સંગીન સેવા બજાવવાના નિશ્ચિત હેતુથી'

ગાંધીજીના આ નિવેદનથી લોકોમાં, ખાસ કરીને કોંગ્રેસના પ્રતિનિધિઓમાં, ખળભળાટ પેદા થયો જેમણે સુભાષબાબુને માટે મત આપ્યો હતો તેઓ પણ વિમાસણમાં પડ્યા ઘણાને લાગ્યું કે ગાંધીજીએ પોતાનો અભિપ્રાય ચૂંટણી પહેલાં કેમ ન જણાવ્યો? ગાંધીજીનું કહેવું એમ હતું કે સરદાર અને બીજા ૭ સભ્યોના નિવેદનમાં મારું વલણ સૂચવનારા એક બે વાક્યો તો હતાં જ અને પ્રતિનિધિઓ જો મારી નીતિને ટેકો આપવા માગતા હોત તો એટલું સૂચન તેમને માટે બસ હતું છતાં ગાંધીજીના નિવેદનની એટલી અસર તો થઈ કે, જોકે સુભાષબાબુ પ્રતિનિધિઓની બહુમતીથી ચૂંટાયા હતા છતાં, કોંગ્રેસની મહાસમિતિમાં અથવા કોંગ્રેસની ખુલ્લી બેઠકમાં તેમને બહુમતી મળશે કે કેમ એ શંકાસ્પદ બની ગયું

કોંગ્રેસમાં ઘણા વરસોથી એવો રિવાજ ચાલતો આવેલો હતો કે કોંગ્રેસના અધિવેશન પહેલાં કારોબારી સમિતિ મળીને વિષયવિચારિણી સમિતિ આગળ રજૂ કરવાના ઠરાવોના ખરડા તૈયાર કરી રાખે છે પણ આ કારોબારી સમિતિના મોટા ભાગના સભ્યો સુભાષબાબુના વિચારો સાથે મળતા નહોતા થતા એટલે એમણે વિચાર્યું કે સુભાષબાબુ પોતાને અનુકૂળ વિચારવાળા લોકો જોડે મળીને ઠરાવો ઘડે એ યોગ્ય છે, કેમ કે કોંગ્રેસનો ભાર એમને

ઉપાડવાનો છે. તા ૯–૨–'૩૯ના રોજ કારોબારી સમિતિની બેઠક વર્ધા મુકામે મળી. સુભાષબાબુને તાવ આવતો હોવાથી એ બેઠકમા તેઓ હાજરી આપી શક્યા નહીં. કારોબારી સમિતિના ૧૫ સભ્યોમાંથી ૧૩ સભ્યોએ એ બેઠકમાં જ પોતાનાં રાજીનામાં આપી દીધાં. સુભાષબાબુએ તા. ૨૬–૨–'૩૯ના કાગળથી એ સ્વીકારી લીધાં.

પ્રમુખની ચૂંટણી પહેલાં અને પછીથી પણ, એ વિષે વર્તમાનપત્રોમાં જે ચર્ચા ચાલી તેથી કોંગ્રેસીઓમાં તીવ્ર મતભેદો પડ્યા. નેતાઓમાં પણ એકબીજા પ્રત્યે અવિશ્વાસનું વાતાવરણ ઊભું થયું એવી દુઃખદ પરિસ્થિતિમા ત્રિપુરી કોંગ્રેસનું અધિવેશન ભરાયું કમનસીબે તે વખતે જ સુભાષબાબુ બીમાર પડી ગયા હતા. તેઓ ત્રિપુરી પહોંચ્યા ત્યારે પથારીવશ હતા. તેમના સ્વાગત માટે આખા પ્રાંતમાંથી હાથીઓ ભેગા કરી, આ બાવનમું અધિવેશન હતું માટે, બાવન હાથી જોડેલા રથમાં તેમને બેસાડી તેમનું સરઘસ કાઢવાનું હતું. પણ સુભાષબાબુની સ્થિતિ રથમાં બેસી શકે અને સરઘસમાં ફરી શકે એવી નહોતી એટલે રથમા તેમની છબી મૂકીને તેમનું સરઘસ કાઢવામા આવ્યું. કારોબારી સમિતિએ રાજીનામાં આપી દીધાં હતાં એટલે એને તો મળવાપણું હતું જ નહીં. મહાસમિતિ અને વિષયવિચારિણી સમિતિની બેઠકો થઈ તેમા વાદવિવાદવાળા ઠરાવો બે હતા એક પ્રમુખ તરફનો સરકારને સવિનય ભંગની નોટિસ આપવાનો, અને બીજો જૂની કારોબારી સમિતિના બહુમતી સભ્યોનો બીજો ઠરાવ પં ગોવિંદ વલ્લભ પંતે રજૂ કર્યો અને વિષયવિચારિણી સમિતિએ મોટી બહુમતીથી એ પસાર કર્યો

બીજે દિવસે કોંગ્રેસનું ખુલ્લું અધિવેશન થયું પણ સુભાષબાબુ બીમારીને કારણે તેમા હાજરી આપી શક્યા નહીં. મૌલાના અબુલ કલામ આઝાદને કામચલાઉ પ્રમુખ નીમવામા આવ્યા સુભાષબાબુનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચી સંભળાવવામા આવ્યું ઠરાવોની બાબતમા કેટલાક જણે એવી દરખાસ્ત કરી કે પ્રમુખ ગેરહાજર છે માટે ઠરાવો રજૂ કરવાનું મોકૂફ રાખવામાં આવે પણ આવડા મોટા અધિવેશનને મુલતવી રાખવાનું મૌલાના સાહેબને યોગ્ય ન લાગ્યું એટલે તેમણે નિર્ણય આપ્યો કે ઠરાવો ભલે રજૂ કરવામા આવે, પણ એના ઉપર વધારે વાદવિવાદ કરવાનું તથા મત લેવાનું બીજે દિવસે જ્યારે પ્રમુખ આવે ત્યારે કરવામાં આવે આ વાત કેટલાકને ગમી નહીં અને તેમણે ઘોંઘાટ કરવા માંડ્યો ઘોંઘાટ કરનારાઓ જોકે થોડા હતા પણ તેમણે ધમાલ બહુ મચાવી જવાહરલાલજી તે વખતે મંચ ઉપર ઊભા હતા તેમણે લોકોને શાંત કરવા ખૂબ પ્રયત્ન કર્યો બીજા લોકો શાંત થઈ ગયા એટલે હજારોની મેદની વચ્ચે આ ઘોંઘાટ કરનારાઓ જુદા પડી

ગયા અને મુઠ્ઠીભર દેખાવા લાગ્યા મંચ પાસે પહોંચીને તેઓએ થોડી વાર લગી તો બૂમો પાડી પણ જવાહરલાલજી દૃઢ રહ્યા એટલે પેલા લોકો થાક્યા ત્યાર બાદ સભાનું કામકાજ રીતસર ચાલ્યું બને ઠરાવો રજૂ થયા એના ઉપર ચર્ચા કરવાનું તથા મત લેવાનું બીજા દિવસ ઉપર રાખ્યું

બીજે દિવસે ખુલ્લા મંડપમાં અધિવેશન ન ભરતાં વિષયવિચારિણી સમિતિના તંબૂમાં અધિવેશન ભરવામાં આવ્યું અને તેમાં પ્રતિનિધિઓ સિવાય બીજા કોઈને દાખલ ન કરવામાં આવ્યા મત લેવાતાં પ્રમુખને અણગમતો ઠરાવ જે નીચે પ્રમાણે હતો તે પસાર કરવામાં આવ્યો અને પ્રમુખનો ઠરાવ નામંજૂર થયો પસાર થયેલો ઠરાવ નીચે પ્રમાણે છે

" પ્રમુખની ચૂંટણીના સંબંધમાં ભારે વાદવિવાદ જાગવાને પરિણામે કૉંગ્રેસમાં અને દેશમાં વિવિધ પ્રકારની ગેરસમજો ઊભી થવા પામી છે તેથી કૉંગ્રેસના આ અધિવેશને પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવાની અને કૉંગ્રેસની સર્વ સામાન્ય નીતિ જાહેર કરવાની જરૂર છે

" કૉંગ્રેસનું આ અધિવેશન જાહેર કરે છે કે મહાત્મા ગાંધીના માર્ગદર્શન નીચે છેલ્લાં કેટલાંક વરસથી કૉંગ્રેસની મૂળભૂત નીતિ પ્રમાણે તેનો જે કાર્યક્રમ ચાલે છે તેને કૉંગ્રેસ દૃઢતાપૂર્વક વળગી રહે છે એનો સ્પષ્ટ અભિપ્રાય છે કે કૉંગ્રેસની ચાલુ નીતિમાં કશો ફેરફાર કરવાની જરૂર નથી અને ભવિષ્યમાં કૉંગ્રેસનો કાર્યક્રમ એ નીતિ પ્રમાણે જ ચાલવો જોઈએ ગયે વરસે કૉંગ્રેસની કારોબારી સમિતિએ કરેલા કામ વિષે આ કૉંગ્રેસ પોતાનો વિશ્વાસ જાહેર કરે છે અને તેના સભ્યો પ્રત્યે જે આક્ષેપો કરવામાં આવ્યા છે તેને નાપસંદ કરે છે

' આવતે વરસે કટોકટીભરેલી સ્થિતિ ઊભી થવાનો સંભવ છે તે વખતે મહાત્મા ગાંધી જ કૉંગ્રેસને અને દેશને વિજયને માર્ગે દોરી શકે એમ છે તે જોતાં આ કૉંગ્રેસ એ વસ્તુ અનિવાર્ય માને છે કે કૉંગ્રેસની કારોબારી સમિતિ મહાત્માજીનો પૂર્ણ વિશ્વાસ ધરાવે એવી હોવી જોઈએ તેથી પ્રમુખને વિનંતી કરે છે કે મહાત્માજીની ઇચ્છાઓ ધ્યાનમાં લઈને તેમણે કારોબારી સમિતિની નિમણૂક કરવી

ત્યાર પછી જેના ઉપર મતભેદો નહોતા એવા કેટલાક ઠરાવો પસાર કરીને કૉંગ્રેસનું અધિવેશન પૂરું થયું સુભાષબાબુએ પોતાની માંદગીને લીધે તેમ જ ઉપર આપેલા ઠરાવને કારણે નવી કારોબારી સમિતિ ન નીમી પણ એમના મનમાં ખાસ કરીને સરદાર પ્રત્યે ભારે રોષ અને કડવાશ રહી ગઈ તા ૨૯મી માર્ચે એમના ભાઈ શરદબાબુએ ગાંધીજીને જે કાગળ લખ્યો તે ઉપરથી આ વસ્તુ જણાઈ આવે છે એ કાગળમાંથી થોડાક ફકરા નીચે આપ્યા છે

ત્રિપુરીમાં હું એક અઠવાડિયું હતો તે દરમિયાન મેં જે જોયું અને સાંભળ્યું તેથી મારી આંખો ઊઘડી ગઈ છે લોકો જે વ્યક્તિઓને આપના માનીતા શિષ્યો અને પ્રતિનિધિઓ માને છે તેમણે ત્યાં જે સત્ય અને અહિંસાનું

પ્રદર્શન કર્યું તેની, આપના જ શબ્દો વાપરું તો, ગંધ હજી મારા નાકમાંથી જતી નથી. તેમણે રાષ્ટ્રપતિ અને એમના વિચારના માણસો સામે જે પ્રચાર ત્યાં ચલાવ્યો તે એકદમ હલકટ અને દ્વેષ તથા ઝેરથી ભરેલો હતો. તેમાં સત્ય અને અહિંસાનો તો છાંટો પણ નહોતો . . . જેઓ આપના સિદ્ધાંતોની વાતો કરે છે તેઓએ ત્રિપુરીમાં રાષ્ટ્રપતિના માર્ગમાં અડચણો નાખવા સિવાય બીજું કશું કર્યું નથી. પોતાનો હેતુ સાધવા માટે તેમની માંદગીનો તેમણે પૂરેપૂરો અને દુનકમાં હલકટ ઉપયોગ કર્યો છે. જૂની કારોબારી સમિતિના કેટલાક સભ્યો તો એટલે સુધી અવિરત અને ઝેરી પ્રચાર કરતા ચૂક્યા નથી કે રાષ્ટ્રપતિની માંદગી તો કેવળ ઢોંગ છે, એ તો રાજદ્વારી માંદગી છે . તમારા આ પ્રતિનિધિઓને તમારા નામનો, લાગવગનો અને પ્રતિષ્ઠાનો ટેકો મેળવીને, કોંગ્રેસનું તંત્ર ચલાવવા દેવામાં આવશે તો તમારી જિંદગી પર્યંત જ તેઓ તે ચલાવી શકવાના છે. તમે નહીં હો ત્યારે લોકો એમને ક્યાંય ફેંકી દેશે. પ્રમુખની ચૂંટણી થયા બાદ ચૂંટણીના પરિણામને તમારા જાહેર નિવેદનમાં પોતાની હાર તરીકે તમે વર્ણવ્યું છે. મને કહેવા દો કે એ વર્ણન તદ્દન ખોટું છે. કારણ તમારી તરફેણમાં અથવા વિરુદ્ધ પોતાનો મત આપવાને પ્રતિનિધિઓને કહેવામાં આવ્યું જ નહોતું. હા, કોંગ્રેસના મુખ્ય કરતાકારવતાઓ, જેના મુખ્ય સિતારા તરીકે સરદાર પટેલ ચમકી રહ્યા છે તેમની એ હાર હતી ખરી . . દેશનું એ કમનસીબ છે કે તમારી તબિયત નરમ પડવા માંડી ત્યારથી તમે ઘણી બાબતોમાં જાતે માહિતી મેળવી શક્તા નથી અને જે મંડળ તમારી આસપાસ વીંટળાયેલું રહે છે અને જે તમારા કાનફફોસિયા કર્યા કરે છે તેના ઉપર અનગતા પણ વધુ ને વધુ પ્રમાણમાં તમારે આધાર રાખવો પડે છે . . ત્રિપુરીમાં કોંગ્રેસના પ્રધાનોએ ખુલ્લંખુલ્લી રીતે પોતાની લાગવગ — નૈતિક તેમ જ ભૌતિક — એક પક્ષની તરફેણમાં વાપરી છે. ત્યાં જે છેવટનું પરિણામ આવ્યું છે તેનું સૌથી મોટું કારણ આ વસ્તુ જ છે. જો કોંગ્રેસના ઉપર પ્રધાનોનું વર્ચસ રહેશે તો તેનો નતીજો એ આવવાનો છે કે કોંગ્રેસ એક નવા સ્થાપિત હિતનો અવાજ કાઢનારી બની જશે અને તેની નીતિઓ અને કાર્યક્રમો ઘડવામાં કશી સ્વતંત્રતા કે લોકશાહીપણું રહેશે નહીં."

ગાંધીજીના કહેવાથી સરદારે આ કાગળનો ટૂંકો જવાબ લખી આપ્યો. તેમાંથી કેટલાક મહત્ત્વના ફકરા નીચે આપ્યા છે :

'શરદબાબુનો કાગળ વાંચી મને બહુ આશ્ચર્ય ને દુઃખ થયું છે. આવા ક્રોધયુક્ત અને ગાળથી ભરેલા કાગળનો શો જવાબ આપી શકાય? કારોબારી સમિતિના જૂના સભ્યો ઉપર તેમણે એવો આક્ષેપ મૂક્યો છે કે તેમણે રાષ્ટ્રપતિની સામે દ્વેષયુક્ત અને ઝેરી પ્રચાર ચલાવ્યો. અમારામાંથી કોઈએ તેમની સામે આવો પ્રચાર ચલાવ્યો જ નથી. એટલે અમારે તેનો ઇનકાર કરવા ઉપરાંત બીજું કશું કહેવાનું રહેતું નથી . . રાષ્ટ્રપતિ જ્યારે ત્રિપુરી આવ્યા ત્યારે તેમની તબિયતની હાલત અમારામાંના કેટલાકે નજરે જોઈ છે. એટલે તેમની બીમારી એ ઢોંગ છે એવો પ્રચાર અને કર્યો એમ કહેવું એ તદ્દન પાયા વિનાનું છે. આવી વાતોને તેમણે કેમ વજૂદ આપ્યું તેની જ મને નવાઈ લાગે છે. કોંગ્રેસના

અધિવેશનને બીજે દિવસે શરદબાબુએ પોતે રાજકુમારી અમૃતકૌરને કહેલું કે સુભાષબાબુની તબિયત જોતા બીજા બધા નેતાઓ તો મુખ્ય ઠરાવ મુલતવી રાખવાની તરફેણમા હતા પણ એકના મારો જ તેમની સામે વાંધો હતો મારું એ વચન વ્યવહારનું હતું પણ મે રાજકુમારીને ખાતરી કરી આપી કે આ વસ્તુ તદ્દન ખોટી છે ખરી વસ્તુસ્થિતિ શી હતી તે તેમને નજરે જોવા પણ મળી, ત્યારે તેઓ શરદબાબુને મળ્યા અને તેમને જણાવ્યું કે મારે વિષે તેમના ઉપર પડેલી છાપ તદ્દન ખોટી હતી પછી શરદબાબુ મને મળ્યા ત્યારે તેમણે મને કહ્યું કે મને ખોટી માહિતી મળી હતી અને મે તમને અન્યાય કર્યો તે માટે હું દિલગીર છુ પ્રધાનો ઉપરનો તેમનો આક્ષેપ ગભીર છે તેની તો બરાબર તપાસ થવી જોઈએ પ્રધાનોએ પોતાના હોદ્દાની લાગવગ એક પક્ષે વાપરી એમ તેઓ કહે છે તેનો અર્થ હુ સમજી શક્યો નથી તેમના ચારિત્ર્ય ઉપરનો આવો આક્ષેપ એમ ને એમ રહેવા દેવો જોઈએ નહી મે તો આવો આક્ષેપ શરદબાબુના કાગળમાથી પહેલી વાર જ જાણ્યો હું માની લઉ છુ કે એ આક્ષેપ પુરવાર કરવાને એમની પાસે પૂરતી સાબિતીઓ હશે

જવાહરલાલજીએ પણ શરદબાબુને નાખો જવાબ આપ્યો ત્યાર પછી કારોબારી સમિતિની નિમણૂક બાબત તથા કૉંગ્રેસના કાર્યક્રમ બાબત ગાંધીજી અને સુભાષબાબુની વચ્ચે લાંબો પત્રવ્યવહાર તથા તારવહેવાર ચાલ્યો તા ૩૧મી માર્ચે સુભાષબાબુને કાગળ લખીને ગાંધીજીએ પોતાનો છેવટનો અભિપ્રાય જણાવી દીધો તેમા લખ્યુ કે

પં ગોવિંદ વલ્લભ પતના ઠરાવને તમે નિયમ બહારનો ગણો છો અને તેમાના કારોબારી સમિતિની નિમણૂક બાબતના ભાગને તદ્દન ગેરબધારણીય અને ગેરવાજબી ગણો છો એ જોતે તમારો માર્ગ તદ્દન સાફ છે કમિટીની તમારી પસદગીમા કોઈની કશી દખલ હોવી જોઈએ નહી

ગયા ફેબ્રુઆરી માસમા આપણે મળ્યા ત્યાર પછી મારો એ અભિપ્રાય દૃઢ થયો છે કે જ્યા સિદ્ધાન્તોની બાબતમા મતભેદ હોય ત્યા મિશ્ર કમિટી નીમવાથી નુકસાન છે કૉંગ્રેસની મહાસમિતિમા બહુમતી તમારી નીતિને ટેકો આપનારી છે એ ગૃહીત કરી લઈએ તો તમારી નીતિ સાથે જેઓ સમત હોય તેવાઓની જ કારોબારી સમિતિ તમારે નીમવી જોઈએ

ફેબ્રુઆરીમા આપણે સેવાગ્રામમા મળ્યા ત્યારે મે જે વિચારો દર્શાવ્યા તેને આજે પણ હુ વળગી રહુ છુ તમારી જાત ઉપર દમન કરવામા ભાગી દાર થવાનો ગુનો હું કદી કરુ નહી તમે સ્વેચ્છાએ શૂન્યવત્ બનવાનુ પસદ કરો એ જુદી વાત છે પણ જે વિચારમા દેશનુ ઉત્તમ હિત રહેલુ છે એમ દૃઢતાપૂર્વક તમે માનતા હો એ વિચારને તમે જતા કરવા તૈયાર થાઓ તેને હુ આત્મ મનન ગણુ છુ તમારે જો પ્રમુખ તરીકે કામ કરવુ જ હોય તો તમને પૂરેપૂરી મોકળાશ હોવી જોઈએ દેશની પરિસ્થિતિ જોતા વચલા માર્ગને માટે અવકાશ નથી

ગાંધીવાદીઓ (એ ખોટા શબ્દનો પ્રયોગ કરુ તો) તમારા માર્ગમા અતરાય નાખશે નહી જ્યા તેમનાથી બની શકશે ત્યા તમને મદદ કરશે જ્યા

તેમનાથી નહીં બની શકે એમ હોય ત્યાં તેઓ અળગા રહેશે તેઓ લઘુમતીમાં હશે તો તો તમને કશી મુશ્કેલી આવવાની જ નથી એમની ચોખ્ખી બહુમતી હશે તો સંભવ છે કે તેઓ પોતાની જાતને દબાવે નહીં

'મને ચિંતા તો એની થાય છે કે કોંગ્રેસના મતદારમંડળના પત્રકો તદ્દન બોગસ છે એટલે બહુમતી કે લઘુમતી એ શબ્દોનો કશો અર્થ નથી પણ કોંગ્રેસનો તબેલો વાળીઝૂડીને સાફ કરવામાં નથી આવ્યો ત્યાં સુધી તો આપણી પાસે જે સાધન હોય તેનાથી ચલાવવું રહ્યું મને બીજી ચિંતા એ થાય છે કે આપણી અંદર અંદર ભારે અણવિશ્વાસ છે જ્યાં કાર્યકર્તાઓ એકબીજાનો અણવિશ્વાસ કરતા હોય ત્યાં સત્કાર્ય અશક્ય થઈ જાય છે '

ઉપરના ભાગમાં ગાંધીજીએ કરેલી સૂચનાનો સુભાષબાબુએ કશો અમલ કર્યો નહીં એમણે એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં કલકત્તામાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક બોલાવી એમની આગ્રહભરી વિનંતીથી ગાંધીજી પણ કલકત્તા ગયા જોકે એમણે મહાસમિતિની બેઠકમાં હાજરી આપી નહીં ગાંધીજી સતીશબાબુના ખાદી પ્રતિષ્ઠાનમાં ઊતર્યા હતા ત્યાં એમની અને સુભાષબાબુની વચ્ચે અનેક વાર વાતચીતો થઈ પણ કશું સમાધાન થઈ શક્યું નહીં સરદાર કલકત્તા ગયા જ નહોતા તેમને એમ લાગતું હતું કે જે કાંઈ નિર્ણય થવાનો હોય તે એમની ગેરહાજરીમાં થાય એ જ સારું પહેલા દિવસની બેઠકમાં ખાસ કશું કામ થયું નહીં પણ પં ગોવિંદ વલ્લભ પંત ભૂલાભાઈ દેસાઈ તથા શ્રી કૃપાલાની પ્રત્યે તેઓ જ્યારે સમિતિની બેઠકમાંથી પોતાને ઉતારે જતા હતા ત્યારે કેટલાક લોકોએ ઉદ્ધતાઈથી ગેરવર્તન ચલાવ્યું આ વાત શહેરમાં ફેલાઈ એટલે ઉત્તર પ્રદેશના ત્યાંના રહેવાસીઓ ઉશ્કેરાઈ ગયા પં જવાહરલાલજીને આ વાતની ખબર પડી એટલે ઉત્તર પ્રદેશના મહાસમિતિના સભ્યોની મદદથી તેમણે એ લોકોને શાન્ત પાડ્યા એમ ન કર્યું હોત તો બીજા દિવસની બેઠક ભરાય તે પહેલાં બે પક્ષો વચ્ચે મારામારી થવાનો સંભવ હતો મહાસમિતિની બીજા દિવસની બેઠકમાં સુભાષબાબુએ હાજરી ન આપી કેવળ પોતાનું રાજીનામું મોકલી આપ્યું મહાસમિતિએ એ સ્વીકારી લીધું અને રાજેન્દ્રબાબુને પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા ઊભા થઈને રાજેન્દ્રબાબુ જેવા સમિતિનું કામ ચલાવવા જતા હતા ત્યાં કેટલાક માણસોએ ધાંધાટ મચાવી મૂક્યો ત્રિપુરી કોંગ્રેસના દૃશ્યની પુનરાવૃત્તિ થઈ પણ રાજેન્દ્રબાબુ દૃઢ રહ્યા એટલે થોડી વારમાં ધાંધલ શાંત થઈ ગયું અને કેટલુંક ઔપચારિક કામ પતાવી નાખીને એમણે સભા વિસર્જન કરી

આમ કલકત્તાની મહાસમિતિમાં ખાસ કંઈ કામ થઈ શક્યું નહીં, એટલે થોડા જ વખતમાં મુંબઈમાં મહાસમિતિની બેઠક ફરી ભરવામાં આવી ત્રિપુરીમાં અને ત્યાર પછી સુભાષબાબુના અનુયાયીઓએ કોંગ્રેસી પ્રધાનો સામે એવો

પ્રચાર કરવા માંડ્યો હતો કે તેમણે પોતાના પદોનો ખોટો લાભ લઈ ને તથા પોતાની લાગવગના જોરે ત્રિપુરીવાળો ઠરાવ પ્રસાર કરાવ્યો છે. આ પ્રચારમાં પ્રધાનમંડળના બીજા વિરોધીઓ પણ ભળ્યા હતા. એટલે પ્રધાનોને અપમાનિત કરવાની અને એમની પ્રતિષ્ઠાને હાનિ પહોચાડવાની હિલચાલ શરૂ થઈ. એ હિલચાલને દાબી દેવા મુબઈની મહાસમિતિમા એવો ઠરાવ લાવવામાં આવ્યો કે કૉંગ્રેસની કે કૉંગ્રેસના પ્રધાનમંડળની પ્રતિષ્ઠાને આચ આવે એવી જાતનુ કશુ કામ કોઈ કૉંગ્રેસીએ ન કરવુ તથા એવા કામમાં સાથ પણ ન આપવો સુભાષબાબુ તથા એમના અનુયાયીઓએ આ ઠરાવનો સખત વિરોધ કર્યો. પણ ઘણી ભારે બહુમતીથી એ ઠરાવ મહાસમિતિની બેઠકમાં પસાર થયો. ત્યાર પછી તો સુભાષબાબુએ એક નિવેદન બહાર પાડીને તા. ૯મી જુલાઈનો દિવસ આ ઠરાવના વિરોધ દિન તરીકે ઊજવવો એવી સૂચના પોતાના અનુયાયીઓને આપી આવી રીતે કૉંગ્રેસની મહાસમિતિના ઠરાવની અવગણના ન કરવા રાજેન્દ્રબાબુએ પ્રમુખ તરીકે કાગળ લખીને સુભાષબાબુને સૂચના આપી. પણ પ્રમુખની વાત તેમણે માની નહીં અને વિરોધી દેખાવો ચાલુ રાખ્યા, એટલુ જ નહીં પણ પોતે જ્યા જ્યાં ફર્યા ત્યાં ત્યા કૉંગ્રેસની વિરુદ્ધ જબરો પ્રચાર કરવા માંડ્યો. એટલે એમની સામે શિસ્તભંગના પગલાં લેવાની કૉંગ્રેસ કારોબારી સમિતિને ફરજ પડી. ઑગસ્ટના બીજા અઠવાડિયામાં કારોબારી સમિતિની તાકીદની બેઠક બોલાવવામાં આવી. તે પહેલા પ્રમુખે કાગળ લખીને તમારી સામે શિસ્તના પગલા શા માટે ન લેવાં એનો ખુલાસો પુછાવ્યો. એના જવાબમા સુભાષબાબુએ પોતે કરેલા કામનો બચાવ કર્યો તેઓ કૉંગ્રેસની એક અગ્રગણ્ય વ્યક્તિ હતા બે વાર તેઓ કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયા હતા. વળી એમના ત્યાગ અને કષ્ટસહન માટે સૌને ઘણો આદર હતો એટલે એમની સામે શિસ્તનુ પગલુ લેવાનુ કારોબારી સમિતિના સભ્યોને જરાયે ગમતું નહોતુ પોતાના બચાવમા એમણે કરેલી દલીલનો સાર એ નીકળતો હતો કે કૉંગ્રેસના દરેક સભ્યને કૉંગ્રેસના બધારણનો પોતાને મનપસદ અર્થ કરવાની છૂટ છે આ વસ્તુ સ્વીકારવામા આવે તો કૉંગ્રેસમા અરાજકતા ફેલાય અને કૉંગ્રેસ તૂટી જાય એટલે કારોબારી સમિતિએ બહુ જ દિલગીરી સાથે એમણે શિસ્તભગ કર્યો છે એવો ઠરાવ કર્યો અને બગાળની પ્રાંતિક સમિતિના પ્રમુખના હોદ્દા માટે તથા કૉંગ્રેસ કમિટી ઉપર કોઈ પણ ચૂંટાયેલા સ્થાને આવવાને માટે ત્રણ વરસ સુધી તેમને ગેરલાયક ઠરાવ્યા.

સુભાષબાબુ ઉપર જે કાઈ નામનો અકુશ હતો તે પણ આ ઠરાવ પછી જતો રહ્યો તેમણે 'ફૉરવર્ડ બ્લૉક' અગ્રગામી દળ નામનુ મંડળ કાઢી ૅગ્રેસની વિરુદ્ધ છડેચોક પ્રચાર કરવા માડ્યો

આ આખો ઝઘડો કૉંગ્રેસની કારોબારી સમિતિ અને સુભાષબાબુ વચ્ચે હતો. છતાં સુભાષબાબુ અને તેમના અનુયાયીઓએ પોતાનો બધો રોષ સરદાર ઉપર ઠાલવ્યો. રાજેન્દ્રબાબુએ કહ્યું છે તેમ,

> "સરદાર ચોખ્ખેચોખ્ખુ સંભળાવી દેતા મીઠી મીઠી વાતો કરી કોઈને રાજી રાખવાની કળા તેઓ કદી શીખ્યા જ નહોતા"

## ૨૮

# કૉંગ્રેસ વનવાસી બને છે

છેલ્લાં કેટલાંક વરસથી દુનિયામાં એવી પરિસ્થિતિ પેદા થઈ હતી કે તેમાંથી ગમે ત્યારે ભડકો સળગી ઊઠે અને વિશ્વયુદ્ધ ફાટી નીકળે. કૉંગ્રેસે દેશને ચેતવણી આપી રાખી હતી કે એવે વખતે ઇંગ્લંડને પૈસાની, માણસોની તથા યુદ્ધ સરંજામની કશી મદદ કરવી નહીં. છેવટે એ દિવસ આવી પહોંચ્યો. ૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે ઇંગ્લંડે જર્મની તથા તેના મળતિયા દેશો સામે યુદ્ધ જાહેર કર્યું. ત્રીજી સપ્ટેમ્બરે વાઈસરૉયે વડી ધારાસભાને, પ્રાંતના પ્રધાનોને કે દેશની કોઈ પણ રાજદ્વારી સંસ્થાને પૂછ્યાગાછ્યા વિના હિંદુસ્તાનને યુદ્ધમાં ભળેલા દેશ તરીકે જાહેર કર્યો. ઇંગ્લંડે પોતાના બીજા વસાહતી દેશોને તેઓ યુદ્ધમાં ભળવા માગે છે કે કેમ તે પૂછ્યું હતું પણ હિંદુસ્તાનને એવું કશું પૂછવાની તેને જરૂર જણાઈ નહીં.

આ યુદ્ધ પ્રત્યે આપણા દેશે, ખાસ કરીને કૉંગ્રેસે જે વલણ લીધું તેમાં કૉંગ્રેસની કારોબારી સમિતિએ માર્ગદર્શન આપીને બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો. એમાં સરદારે એકલાએ ખાસ કશું કર્યું ન ગણાય. પણ કારોબારીમાં તેઓ એક અગ્રગણ્ય સભ્ય હતા. વળી પાર્લમેન્ટરી બોર્ડ, જે કૉંગ્રેસી પ્રધાનમંડળોને દોરવણી આપવાનું કામ કરતી હતી તેના તેઓ ચૅરમૅન હતા. એટલે આ બધી મસલતોમાં તેમણે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. તેથી તેમના જીવનચરિત્રમાં આ પ્રકરણ પણ એક મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

યુદ્ધ શરૂ થતાં જ ગાંધીજીને વાઈસરૉયે મુલાકાત માટે બોલાવ્યા. વાઈસરૉય સાથેની મુલાકાતમાં શું થયું અને યુદ્ધ વિષે ગાંધીજીની લાગણીઓ કેવી હતી તે તેમના પોતાના જ શબ્દોમાં આપવી ઉચિત છે.

> "હું જાણતો હતો કે મને મારા પોતાના સિવાય બીજા કોઈ પણ માણસની વતી બોલવાની કશી સત્તા નહોતી. કૉંગ્રેસની કારોબારી સમિતિ તરફથી મને

કશોયે આદેશ મળેલો નહોતો. હું તો મને તારથી નોતરું મળ્યું એટલે, મળી તે પહેલી ટ્રેન પકડીને નીકળ્યો. હું એ વાતથી પૂરો વાકેફ હતો કે નિર્બળ અને અદમ્ય અહિંસાનો હિમાયતી હોઈ હું પ્રજાના માનસનો પ્રતિનિધિ નહોતો. એમ કરવા જાઉં તો મારી ફજેતી જ થાય નામદાર વાઈસરૉયને મે એ પ્રમાણે જણાવ્યું. તેથી મારી જોડે નામદાર વાઈસરૉયને કશી સમજૂતી કે વાટાઘાટ કરવાનો સવાલ જ હોઈ શકે નહી. મે જોયું કે તેમણે મને એવી કશી વાટાઘાટને સારુ બોલાવ્યો નહોતો. તેથી વાઈસરૉય સાહેબને ઉતારેથી હું ખાલી હાથે અને કોઈ પણ પ્રકારની ખુલ્લી કે છૂપી સમજૂતી વગર પાછો આવ્યો છુ. જો કશી સમજૂતી થવાપણું હશે, તો તે કાગ્રેસ અને સરકાર વચ્ચે હશે

"આમ કૉંગ્રેસને અંગેની મારી વલણ અસદિગ્ધપણે સ્પષ્ટ કરી દીધા બાદ મે ના. વાઈસરૉયને જણાવ્યું કે મારી પોતાની સહાનુભૂતિ શુદ્ધ માનવતાની દૃષ્ટિએ ઇગ્લડ તથા ફ્રાન્સની સાથે છે મે કહ્યું કે આજ સુધી અભેદ્ય ગણાતુ આવેલ લડન શહેર લડાઈના હુમલાને પરિણામે જમીનદોસ્ત થાય એનો ખ્યાલ સરખો મને વલોવી નાખે છે. પાર્લમેન્ટના મકાનો અને વેસ્ટમિન્સ્ટર એબીનું કલ્પનાચિત્ર તેમની આગળ દોરતા દોરતા અને લડાયક હુમલાથી એ ભસ્મીભૂત થાય એનો ચિતાર આખ આગળ આવતા મારું હૈયું ભરાઈ આવ્યું અને કઠ રૂધાયો સાચે જ મારુ અતર રડી ઊઠયુ છે અને એને ક્યાંયે કળ વળતી નથી. આજે કેટલોક સમય થયાં અતરના ઊડાણના પ્રભુ સાથે હું અહો રાત્ર ઝગડી રહ્યો છુ કે આવડા ઉત્પાત તુ જગતમા કેમ ઊઠવા દે છે? મારી અહિંસા લગભગ નપુસકતા સમી જ ભાસે છે પણ રોજના ઝઘડાને અતે હરહમેશ એક જ જવાબ અતરમાથી ઊઠતો સાભળુ છુ કે પરમેશ્વર નિર્બળ કે લાચાર નથી અને અહિંસા પણ નિર્બળ કે લાચાર નથી, નિર્બળતા અને લાચારી બધી માણસનામા પડેલી છે આમ મારા પ્રયત્નમા ભલે હું ભાંગી પડુ તોપણ શ્રદ્ધા ખોયા વગર મારે પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ.

* * *

"હજુયે મારુ અતર ઝખે છે કે એને (હિટલરને) સાચી સમજ આવે અને ખુદ જર્મન પ્રજા સુધ્ધા લગભગ આખી માનવજાતિની આરજૂ એ કાને ધરે કારણ માણસની ગોઝારી તદબીરોને પ્રતાપે લડન જેવા મહાનગરો ભસ્મીભૂત થવાની બીકે ખાલી થાય એ જર્મન આમપ્રજા પણ ઠડે કલેજે કલ્પી શકે એમ માનવાની હુ ના પાડુ છુ તેમનો પોતાનો અને તેમના ચૌગ, ચકલા, મહેલ મદિરોનો એવો નાશ પણ તેઓ કદી ઠડે કલેજે ના જ કલ્પી શકે તેથી આ ઘડીએ તો હુ ભારતવર્ષની મુક્તિનો પણ વિચાર નથી કરતો એ તો આવશે જ પણ જો ઇગ્લડ અને ફ્રાન્સના ભુક્કા થાય અથવા તો જો જર્મનીને તારાજ ને ધૂળ ચાટતુ કરીને ફ્રાન્સ અને ઇગ્લડ વિજયી થવાના હોય તો ભારતવર્ષની મુક્તિની શી કિંમત છે?

"આવા અજોડ ઉલ્કાપાત વચ્ચે કૉંગ્રેસીઓએ તેમ જ બીજા બધા જવાબદાર હિંદીઓએ — વ્યક્તિગત નાતે તેમ જ સામુદાયિક નાતે — આ રૌદ્ર લીલામા, ભારતવર્ષે શો ભાગ ભજવવો, એનો નિર્ણય કરવો રહ્યો છે"

આમ ગાંધીજી પોતાની અંગત સહાનુભૂતિ અને પોતાનો નૈતિક સહકાર હોવાનું વાઈસરૉયને કહી આવ્યા, તેની પાછળ અહિંસા વિષેની તેમની અડગ શ્રદ્ધા હતી. પણ કોંગ્રેસની કારોબારી સમિતિના બધા સભ્યોમાં એ જાતની શ્રદ્ધા ન હતી. વળી દેશની શક્તિ વિષે પણ ગાંધીજીની અને તેમની માન્યતામાં ફરક હતો. એટલે કારોબારી સમિતિએ સ્વતંત્ર રીતે પોતાનો નિર્ણય કરવાનો હતો.

તા. ૩જી સપ્ટેમ્બરે શહેનશાહે આખા સામ્રાજ્ય જોગો એક સંદેશો બહાર પાડ્યો અને તેને અનુસરીને વાઈસરૉયે હિંદુસ્તાન જોગું એક જાહેર નામું બહાર પાડ્યું. તેમાં એમણે પોતાનો વિશ્વાસ જાહેર કર્યો કે,

> 'બળજબરીના અમલની સામે માનવ સ્વતંત્રતાને પક્ષે હિંદુસ્તાન પોતાનો ફાળો આપશે અને દુનિયાના મહાન રાષ્ટ્રો તથા ઐતિહાસિક સંસ્કૃતિઓમાં પોતાના સ્થાનને છાજે એવો ભાગ તે ભજવશે. . . . આપણી સામે તો આજે માનવજાતિના ભાવિને આવશ્યક એવા સિદ્ધાંતોની અને આંતરરાષ્ટ્રીય નીતિને લગતા સિદ્ધાંતોની રક્ષા કરવાનો સવાલ છે. એ મહાસિદ્ધાંતોનો હિંદુસ્તાનને સારુ જે અર્થ છે તેટલો બીજે ક્યાંયે નથી. આ દેશમાં તેની જેટલી કિંમત કદર છે તેટલી બીજે ક્યાંયે નથી. અને તેની રક્ષાને સારુ અહીંયાં સદાકાળ જેટલી કાળજી ધરાવવામાં આવી છે તેટલી બીજે ક્યાંય કોઈએ ધરાવી નથી. બ્રિટિશ સરકાર આ લડાઈમાં ઊતરી છે તે કોઈ જાતના સ્વાર્થી હેતુથી ઊતરી નથી. આખી માનવજાતિને અસર કરનારા પાયાના સિદ્ધાંતોની રક્ષાને સારુ ઊતરી છે, સંસ્કૃતિની વ્યવસ્થિત પ્રવૃત્તિને ટકાવી રાખવા સારુ ઊતરી છે. દેશ દેશ વચ્ચેના ઝઘડા બળની દરમ્યાનગીરીથી નહીં પણ શાંતિમય સાધનોથી અને સમાધાનથી શમે એવું કરવાને સારુ ઊતરી છે.'

આ ભારેખમ વચનોની સાથે વાઈસરૉયે એ પણ જાહેર કર્યું કે હિન્દુસ્તાનમાં સમૂહતંત્ર સ્થાપવાનું ધ્યેય જોકે છોડી દેવામાં આવતું નથી તોપણ એ સ્થાપવાની દિશામાં ચાલતી પ્રવૃત્તિઓ યુદ્ધ દરમ્યાન બંધ રહેશે. વળી બ્રિટિશ પાર્લમેન્ટે ૧૯૩૫ના બંધારણમાં એક જ દિવસની અંદર એવી જાતનો સુધારો કરી નાખ્યો કે જ્યારે વાઈસરૉય ઇચ્છે ત્યારે પ્રાંતિક સરકારોના અધિકાર એ પોતાના હાથમાં લઈ શકે અથવા પોતાના હુકમોનું પાલન તેમની પાસે કરાવી શકે.

આ ઉપરાંત ગયા યુદ્ધ (૧૯૧૪–૧૯૧૮ ના) વખતે આપેલાં વચનો બ્રિટિશ સરકારે પાળ્યાં નહોતાં. તુર્કી જ્યારે જર્મનીના પક્ષમાં જોડાયું ત્યારે ઇંગ્લંડના વડા પ્રધાને હિન્દુસ્તાનના મુસલમાનોને સાફ વચન આપેલું કે જોકે તુર્કી દુશ્મન પક્ષમાં જોડાયું છે છતાં, લડાઈ પૂરી થયે અમે તુર્ક સામ્રાજ્યની અખંડિતતા જાળવીશું. જે વખતે વડા પ્રધાન આ વચનો ઉચ્ચારતો હતો તે જ વખતે ફ્રાન્સ અને રશિયા જોડે છૂપા કોલકરાર કરી તુર્ક સામ્રાજ્યને

અંદર અંદર વહેંચી લેવાનો ખેલ તેણે જ રચ્યો હતો મિત્ર રાજ્યોએ એવું જાહેર કરેલું કે આ લડાઈ અમે નાનાં નાના રાજ્યોની સ્વતંત્રતાને માટે લડીએ છીએ પણ એમના મનમા યુરોપના રાજ્યોની જે સ્વતંત્રતા હતી એશિયા અને આફ્રિકાના દેશોને ઇગ્લંડ પોતાની ચૂડમાથી છોડવા માગતુ નહોતુ લડાઈ પૂરી થયા પછી હિંદુસ્તાને સ્વતંત્રતા માટે સહેજ માથુ ઊંચકર્યુ ત્યારે જલિયાવાલા બાગની કતલ અને પંજાબના અમાનુષી અત્યાચારોથી તેનો જવાબ વાળવામા આવ્યો હતો આ બધી વસ્તુઓ કારોબારી સમિતિ ભૂલી શકે એમ નહોતુ એટલે તેનો વિચાર તો એ હતો કે કોંગ્રેસે આ યુદ્ધમાં કેવો ભાગ લેવો એ નક્કી કરતા પહેલા બ્રિટિશ સરકારને કહેવુ કે તમારા મીઠાં, મધુર વચનો જવા દો અને તમે આ યુદ્ધ કયા હેતુઓથી લડો છો એ સ્પષ્ટ ભાષામા જાહેર કરો, અને એવી ભાષા કરતા પણ તમારી જાહેરાતોને અમલમા મૂકવા અત્યારે જ અમને કાંઈ નહી તો અમારા આતરિક કારભારમા સ્વતંત્રતા આપો

તરત જ કોંગ્રેસની કારોબારી સમિતિની બેઠક વર્ધામા થઈ ચાર દિવસ સુધી ખૂબ સંતાહમસલત કર્યા પછી તેમણે તા ૧૪મી સપ્ટેમ્બરે એક જાહેરનામુ બહાર પાડ્યુ એનો મુસદ્દો પં જવાહરલાલજીએ ઘડ્યો હતો એ જાહેરનામુ ઐતિહાસિક અગત્ય ધરાવતુ હોઈ અને દુનિયાના રાજદ્વારી સાહિત્યમા પણ મહત્ત્વના સ્થાનનુ હોઈ શબ્દશ નીચે આપ્યુ છે

"યુરોપમા યુદ્ધ જાહેર થવાથી જે ગભીર અને વિષમ પરિસ્થિતિ ઊભી થઈ છે તેના ઉપર કારોબારી સમિતિએ બહુ કાળજીપૂર્વક વિચાર કર્યો છે યુદ્ધ થાય તો આપણા રાષ્ટ્રે કયા સિદ્ધાંતોને અનુસરવુ એ કોંગ્રેસે ફરી ફરીને બતાવ્યુ છે એક મહિના પહેલા જ આ સમિતિએ તેનો પુનરુચ્ચાર કર્યો છે, અને હિન્દુસ્તાનમાની બ્રિટિશ સરકારે કરેલા હિન્દી લોકમતના અનાદરની સામે નાપસંદગી દર્શાવી છે

"બ્રિટિશ સરકારની આ નીતિથી વિખૂટા પડવાના પ્રથમ પગથિયા તરીકે આ સમિતિએ વડી ધારાસભાના કોંગ્રેસી સભ્યોને આવતી બેઠકમા હાજર ન રહેવાનુ ફરમાન કર્યું હતુ ત્યાર પછી બ્રિટિશ સરકારે હિન્દુસ્તાનને યુદ્ધમા ઊતરેલો દેશ જાહેર કર્યો છે ઑર્ડિનન્સો કાઢ્યા છે રાજ્યબંધારણના કાયદામા ફેરફાર કરનારો ખરડો પસાર કર્યો છે, અને બીજા દૂરવર્તી પરિણામવાળા પગલા ભર્યા છે જેનાથી પ્રાંતિક સરકારની સત્તાઓ અને પ્રવૃત્તિઓ સંકુચિત અને મર્યાદિત બની છે તેની હિન્દી પ્રજા ઉપર માર્મિક અસર થઈ છે

"આ બધુ હિંદી પ્રજાની સંમતિ વિના કરવામા આવ્યુ છે આ બાબતોમા પ્રજાની જાહેર કરેલી ઇચ્છાઓની બ્રિટિશ સરકારે ઇરાદાપૂર્વક ઉપેક્ષા કરેલી છે આ બધા બનાવો કારોબારી સમિતિને અતિશય ગભીર લાગ્યા વિના રહે તેમ નથી

જગતમાં કાયમને માટે નવી વ્યવસ્થા સ્થાપવાનો સબંધ છે રાજકીય, સામાજિક, ને આર્થિક દૃષ્ટિએ જોતાં આ વિશ્વ પ્રસંગ એ ઘણાં મહાયુદ્ધ પછી શતકોથી એવી રીતે વધેલા સામાજિક અને રાજકીય સંઘર્ષો અને વિરોધોનું અનિવાર્ય પરિણામ છે જ્યાં સુધી એ સંઘર્ષો અને તેના વિરોધો દૂર થશે નહીં અને નવી સમતુલા સ્થપાશે નહીં ત્યાં સુધી આ વિષમતાનું અંતિમ નિરાકરણ થવાનું નથી એક દેશને હાથે થતા બીજા દેશના આધિપત્ય અને શોષણનો અંત આવે અને સૌના કલ્યાણ માટેના ન્યાયી પાયા ઉપર આર્થિક સબંધોની પુનર્રચના થાય તો જ આ સમતુલા સ્થપાઈ શકે

"આ બાબતમાં હિંદુસ્તાન એક મેયગરૂપ છે કેમ કે હિંદુસ્તાન એ આધુનિક સામ્રાજ્યશાહીના બારે દૃષ્ટાંતરૂપ છે આ માર્મિક પ્રશ્નની ઉપેક્ષા કરીને જગતની જે નવરચના થશે તે સફળ થવાની નથી હિંદુસ્તાનની પાસે વિપુલ સાધનસામગ્રી હોઈ, જગતની નવરચનાની કોઈ પણ યોજનામાં તે અગત્યનો ભાગ ભજવ્યા વિના રહેવાનું નથી પણ પોતાની શક્તિઓ આ મહાન ધ્યેયને માટે વાપરી શકે એવા સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જ તે આમ કરી શકે આજના જમાનામાં સ્વતંત્રતા એ અખંડ અને અવિભાજ્ય વસ્તુ બની ગઈ છે જગતના કોઈ પણ ભાગમાં સામ્રાજ્યશાહી આધિપત્ય કાયમ રાખવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તેમાંથી નવી નવી આફતો ઊભી થયા વિના રહેશે નહીં

"કારોબારી સમિતિએ જોયું છે કે ઘણા દેશી રાજાઓએ આ યુદ્ધમાં પોતાની સેવાઓ અને સાધનસામગ્રી આપવાની તત્પરતા બતાવી છે અને એ રીતે યુરોપની લોકશાહીને મદદ આપવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી છે પરદેશમાંના લોકશાસનની તરફેણમાં પોતાની સહાનુભૂતિ તેમણે જાહેર કરી જ હોય તો આ સમિતિ એમ સૂચવે છે કે એમણે પોતાનાં રાજ્યોમાં જ્યાં આજે નિરંકુશ આપખુદી પ્રવર્તી રહી છે ત્યાં લોકશાસન દાખલ કરવાની પહેલી કાળજી રાખવી જોઈએ ગયા વરસમાં અમને એવો દુઃખદ અનુભવ થયો છે કે આ આપખુદીને માટે રાજાઓના પોતાના કરતાં પણ હિંદુસ્તાનમાંની બ્રિટિશ સરકાર વધારે જવાબદાર છે તેની આ નીતિએ લોકશાસનનો અને જે નવી જગતવ્યવસ્થાને માટે ગ્રેટબ્રિટન યુરોપમાં લડવાનો દાવો કરે છે તેનો નર્યો દ્રોહ છે

"યુરોપમાં આફ્રિકામાં અને એશિયામાં ભૂતકાળમાં બની ગયેલા અને ખાસ કરીને હિન્દુસ્તાનના ભૂત અને વર્તમાનના બનાવોનું અવલોકન કરતાં તેમાં લોકશાસન કે આત્મનિર્ણયનું કાર્ય આગળ ધપાવવાનો કશો પ્રયત્ન કારોબારી સમિતિને દેખાતો નથી વળી બ્રિટિશ સરકારના યુદ્ધને અંગે કરેલા જાહેરનામાંનો અમલ થઈ રહ્યો છે કે થવાનો છે એવો કશો પુરાવો પણ એને દેખાતો નથી સામ્રાજ્યવાદ અને ફાસીઝમ બંનેનો તેમ જ તેમની સાથે ભૂતકાળમાં અને અત્યારે જડાયેલા આક્રમણોનો અંત આવે એ લોકશાસનની સાચી કસોટી છે એ ધોરણ ઉપર જ નવરચના થઈ શકે જગતની નવરચના માટેની લડતમાં દરેક રીતે મદદ કરવાની ઇચ્છા અને આતુરતા આ સમિતિ ધરાવે છે પણ જે લડાઈ સામ્રાજ્યવાદી ધોરણે ચાલે છે અને જેનો હેતુ હિન્દુસ્તાનમાં તેમ જ બીજે

સામ્રાજ્યવાદની જડ કાયમ કરવાનો હોય, તે લડાઈમાં આ સમિતિ સાથ આપી શકશે નહી.

"પણ પ્રસંગની ગંભીરતા જોતાં, અને ગયા થોડાક દિવસમાં માણસોના વિચાર કરતાં ઘટનાઓનો વેગ ઘણી વાર વધારે ત્વરાથી ચાલી રહ્યો છે તે જોતાં, આ સમિતિ અત્યારે કંઈ પણ અંતિમ નિર્ણય કરવા માગતી નથી, જેથી કયા પ્રશ્નો સંડોવાયેલા છે, વાસ્તવિક ધ્યેય શાં છે અને વર્તમાન તથા ભવિષ્યમાં હિન્દુસ્તાનની સ્થિતિ કેવી રહેશે એનો પૂરેપૂરો ખુલાસો થવાનો અવકાશ મળે. પણ એ નિર્ણય ઉપર આવવામાં લાંબો વિલંબ નહીં કરી શકાય, કેમ કે દિન-પ્રતિદિન હિન્દુસ્તાનને એવી બાબતોમાં સંડોવવામાં આવતું જાય છે, જેમાં તેણે પોતે હા ભણી નથી અને જેમાં તે અસંમત છે.

"તેથી કારોબારી સમિતિ બ્રિટિશ સરકારને કહે છે કે તમે અસંદિગ્ધ શબ્દોમાં જાહેર કરો કે લોકશાસન અને સામ્રાજ્યવાદની બાબતમાં તેમ જ ભવિષ્યને માટે કલ્પેલી નવી વ્યવસ્થાની બાબતમાં યુદ્ધને અંગે તમારાં ધ્યેય શાં શાં છે અને ખાસ કરીને એ ધ્યેયો હિન્દુસ્તાનને કેવી રીતે લાગુ પાડવાના છે અને તેનો હાલ તુરત કઈ રીતે અમલ થવાનો છે? તેમાં સામ્રાજ્યવાદના નાશનો અને હિન્દુસ્તાનને સ્વતંત્ર પ્રજા તરીકે ગણવાનો અને તેની રાજનીતિ તેની પ્રજાની ઇચ્છાનુસાર ચાલવા દેવાનો સમાવેશ થશે ખરો? ભવિષ્યને વિષે સ્પષ્ટ જાહેરાત થાય, અને તેમાં સામ્રાજ્યવાદ તેમ જ ફાસીઝમ બંનેનો અંત આણવાની સરકાર પ્રતિજ્ઞા કરે એને સઘળા દેશોની પ્રજાઓ વધાવી લેશે. પણ એનો બની શકે તેટલો વધારેમાં વધારે અંશે તત્કાળ અમલ કરવો એ એથી ઘણું વધારે અગત્યનું છે. કેમ કે એમ કરવાથી જ લોકોને ખાતરી થશે કે સરકારની જાહેરાત તેનો અમલ કરવાના ઇરાદાથી થયેલ છે. કોઈ પણ જાહેરાતની સાચી કસોટી તે એનો વર્તમાનમાં થયેલો અમલ છે. કેમ કે વર્તમાન જ મનુષ્યની આજની પ્રવૃત્તિનું નિયમન કરશે, અને ભવિષ્યનું ઘડતર રચશે.

"યુરોપમાં લડાઈ ફાટી નીકળી છે ને ભવિષ્યનો વિચાર કરતાં ધ્રુજી જવાય છે. ગયા થોડાક વરસોમાં ઍબિસિનિયા, સ્પેન અને ચીનમાં યુદ્ધે હજારો માણસોનો સંહાર કર્યો છે, અસંખ્ય નિર્દોષ સ્ત્રી, પુરુષ, બાળકો ને ખુલ્લાં શહેરો ઉપર આકાશમાંથી બૉમ્બ વર્ષાવીને મારી નાખવામાં આવ્યાં છે, તથા ઠંડે કલેજે કતલો કરવામાં આવી છે અને લોકોને વિવિધ યાતનાઓ અને ભૂંડામાં ભૂંડાં અપમાનો વેઠવા પડ્યાં છે. આવું બધું એક પછી એક ઝપાટાબંધ બની ગયું છે. એ ત્રાસ વધતો જ ગયો છે. હિંસા તથા હિંસાની ધમકી જગતને માથે ઝઝૂમી રહ્યાં છે. જો એના ઉપર અંકુશ મૂકીને એનો અંત આણવામાં નહીં આવે તો એ પાછલા યુગોના કીમતી વારસાનો નાશ કરી નાખશે. એ ત્રાસ ઉપર યુરોપમાં તેમ જ ચીનમાં અંકુશ મુકાવો જ જોઈએ. ફાસીઝમ અને સામ્રાજ્યવાદ જે એનાં મૂળ કારણો છે તે જ્યાં લગી દૂર નહીં થાય ત્યાં લગી એનો અંત નહીં આવે. એ દૂર કરવામાં કારોબારી સમિતિ સાથ આપવા તૈયાર છે. પણ જો આ ભયાનક યુદ્ધ પણ સામ્રાજ્યવાદની ભાવનાથી અને વર્તમાન સમાજરચના — જે પોતે જ

"ફાસીઝમ અને નાઝીઝમના ધ્યેયો અને આચરણો વિષે તથા યુદ્ધ, હિંસા અને મનની આત્માના દમનના તેમના ગુણગાન વિષે કૉંગ્રેસે વખતોવખત નાપસંદગી જાહેર કરી છે તેમણે ફરી ફરીને જે હુમલા કર્યા છે અને સભ્ય વર્તનના ચિરસ્થાપિત સિદ્ધાંતો અને સ્વીકૃત ધોરણોની જડ ઉખાડી નાખી છે, તેને કૉંગ્રેસે વખોડી કાઢેલા છે સામ્રાજ્યવાદની સામે પણ હિન્દી પ્રજા ઘણા વરસોથી લડતી આવી છે ફાસીઝમ અને નાઝીઝમમા તેનુ જ ઉગ્ર રૂપ કૉંગ્રેસને દેખાય છે તેથી જર્મનીની નાઝી સરકારે પોલૅંડની સામે જે ઉઘાડો હુમલો કર્યો છે તેને આ કારોબારી સમિતિ વિના સંકોચે વખોડી કાઢે છે અને તે હુમલાનો સામનો કરનારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે

કૉંગ્રેસે એમ પણ જાહેર કર્યુ છે કે હિન્દુસ્તાનને માટે યુદ્ધ કે શાન્તિના પ્રશ્નનો નિર્ણય હિન્દી પ્રજાએ પોતે જ કરવો જોઈએ કોઈ પણ બહારની સત્તા પોતાનો નિર્ણય તેને માથે લાદી શકે નહી, તેમ જ હિન્દી પ્રજા પોતાની સાધન સામગ્રીનો ઉપયોગ સામ્રાજ્યવાદી હેતુઓને માટે થવા દઈ શકે નહી પ્રજાએ પસંદ નહી કરેલા હેતુઓ માટે હિંદની સાધનસામગ્રીનો ઉપયોગ કરવાનો બહારની સત્તાએ જે નિર્ણય કર્યો છે અને તે માટે જે પ્રયત્નો તે કરે છે તેનો પ્રજાએ અવશ્ય સામનો કરવો રહ્યો

'કોઈ સારા કામમા સહકાર જોઈતો હોય તોપણ તે ફરજ પાડીને કે બળજબરી કરીને મેળવી ન શકાય બહારની સત્તાએ કાઢેલા હુકમોનો અમલ થવામા હિંદી પ્રજા સંમતિ આપી શકે નહી સહકાર તો, સમોવડિયા વચ્ચે, પરસ્પર સંમતિથી અને બંને જેને સત્કાર્ય તરીકે સ્વીકારે તેને સારુ હોઈ શકે

'હિંદની પ્રજાએ ગયા થોડાક વરસોમા આઝાદી મેળવવા માટે અને દેશમા લોકશાસનવાળુ સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટે મહાસંકટો વેઠ્યા છે અને ભારે આપભોગો આપ્યા છે તેની સહાનુભૂતિ સર્વાંશે લોકશાસન અને સ્વતંત્રતાની તરફ છે

"પણ જ્યારે લોકશાસનવાળી સ્વતંત્રતા પોતાને આપવામા ન આવતી હોય ને પોતાને જે મર્યાદિત સ્વતંત્રતા મળેલી છે તે છીનવી લેવામા આવતી હોય, ત્યારે સ્વતંત્રતા માટે લડાતા કહેવાતા યુદ્ધમા તે સાથ આપી શકે નહી

'આ સમિતિને ખબર છે કે ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સની સરકારે એવુ જાહેર કર્યુ છે કે તેઓ લોકશાસન અને સ્વતંત્રતા માટે અને અન્યાયી આક્રમણનો અંત આણવા માટે લડે છે પણ ગયા થોડાક વરસનો ઇતિહાસ એવા દાખલાથી ભરેલો છે જેમા મોઢેથી ઉચ્ચારેલા શબ્દો અને જાહેર કરેલા આદર્શો વચ્ચે અને સાચા હેતુઓ અને ધ્યેયો વચ્ચે સતત અંતર રહેલુ છે ૧૯૧૪ ૧૮ની લડાઈમા લોકશાસનની નાના રાષ્ટ્રોના આત્મનિર્ણયની અને સ્વાતંત્ર્યની રક્ષા એ યુદ્ધના ધ્યેય તરીકે જાહેર થઈ હતી છતા જે સરકારોએ એ ધ્યેયો ગભીરપણે જાહેર કર્યા હતા તેઓ જ તુર્ક સામ્રાજ્યના ભાગલા પાડવા માટેની યોજનાઓથી ભરેલા છૂપા કરારોમા બંધાયેલી હતી પોતાને તસુ પણ મુલક મેળવવો નથી એમ કહેવા છતા વિજેતા રાષ્ટ્રોએ પોતાના તાબાના મુલકોમા મોટા ઉમેરા કરી લીધા હતા યુરોપની અત્યારની લડાઈ બતાવે છે કે વર્સાઈનું તહનામુ અને તેના કર્તાઓ

યુદ્ધનું અને માનવી બંધુઘાતનું કારણ છે — તેને ટકાવી રાખવાને સારુ લડવામાં આવે તો તે ભારે કરુણ ઘટના થઈ પડશે

"કારોબારી સમિતિ જાહેર કરવા ઇચ્છે છે કે જર્મન પ્રજા કે જાપાની પ્રજા કે બીજી કોઈ પણ પ્રજા જોડે હિન્દી પ્રજાને કજિયો નથી પણ જે રાજ્યો બીજાને સ્વતંત્રતા આપતાં નથી અને જેની રચના હિંસા તથા આક્રમણના પાયા ઉપર થયેલી છે તેની સામે ખસૂસ તેને ભારે કજિયો છે હિન્દી પ્રજાની મનીષા એક પ્રજાનો બીજી ઉપર વિજય થાય અથવા તો કોઈને પણ બળજબરીથી સુલેહ સ્વીકારવી પડે એ જોવાની નથી પણ સર્વ દેશોની સર્વ પ્રજાઓ માટેના સાચા લોકશાસનનો વિજય થાય અને જગત હિંસા અને સામ્રાજ્યવાદી જુલમના ઓથારમાંથી મુક્ત થાય એ જોવાની છે

આ સમિતિ હિન્દી પ્રજાને હૃદયપૂર્વક વીનવે છે કે સર્વે આંતરિક કલહો અને ચર્ચાઓને તે બંધ પાડે અને આ આપત્તિની ભીષણ ઘડીએ એક અને અખંડ એવી પ્રજા તરીકે સુસજ્જ થાય આંતરિક ઐક્યને ટકાવી રાખે અને શાંતિપૂર્વક જગતની વિશાળ સ્વતંત્રતામાં હિંદુસ્તાનની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના નિશ્ચયમાં અડગ રહે '

આ જાહેરનામા ઉપર ગાંધીજીએ તા ૧૫–૮–'૩૯ના રોજ 'હરિજન'માં નીચેનો લેખ લખ્યો

દુનિયામાં ફાટી નીકળેલા મહાયુદ્ધને અંગે કોંગ્રેસની કારોબારી સમિતિએ કાઢેલું જાહેરનામું ચર્ચાતાં અને તેના છેલ્લા સ્વરૂપમાં તૈયાર થતાં ચાર દિવસ લાગ્યા રજૂ થયેલા મુસદ્દા ઉપર દરેક સભ્યે પોતાનો અભિપ્રાય પૂરેપૂરી છૂટથી દર્શાવ્યો હતો સમિતિની માગણીથી પં જવાહરલાલે મુસદ્દો તૈયાર કર્યો હતો આજના મામલામાં બ્રિટનને જે કંઈ ટેકો આપવાનો હોય તે વગર શરતે અપાવો જોઈએ એવું સૂચવનારમાં હું એકલો જ હતો એ જોઈ હું દિલગીર થયો આવો બિનશરતી ટેકો શુદ્ધ અહિંસાની ભૂમિકા ઉપર જ હોઈ શકે પણ સમિતિને ભારે જવાબદારી અદા કરવાની હતી તેનાથી નર્યું નિર્ભેળ અહિંસક વલણ લઈ શકાય તેમ નહોતું તેને લાગતું હતું કે વિરોધીની મુશ્કેલીનો લાભ લેવામાં હીણપત માને એટલે સુધીની અહિંસા પ્રજાએ હજુ પચાવી નથી આમ છતાં પોતાના નિર્ણયના કારણો આપતાં સમિતિએ અંગ્રેજ પ્રજાનો વધુમાં વધુ ખ્યાલ રાખવા હતેજારી રાખી છે

મુસદ્દો ઘડનાર જવાહરલાલજી એક આબાદ કલાકાર છે કોઈ પણ સ્વરૂપની કે પ્રકારની સામ્રાજ્યશાહી સામેના વિરોધમાં ગમે તેમની સરસાઈ કરી શકે તેમ નથી છતાં તેઓ અંગ્રેજ પ્રજાના મિત્ર છે પોતાના વિચારોમાં અને ઘડતરમાં ખરું જોતાં તેઓ હિન્દુસ્તાની કરતાં અંગ્રેજ જ વિશેષ છે ઘણી વાર પોતાના દેશબંધુઓના કરતાં અંગ્રેજો જોડે જ તેમને વધુ ફાવટ આવે છે વળી તેઓ ભૂતદયા અને માનવતાના એવા તો પ્રેમી છે કે પૃથ્વીના પડ ઉપર કોઈ પણ જગ્યાએ થતો અન્યાય કે દુઃખ તેમને અસ્વસ્થ કરે છે તેથી જ ઉત્કટ રાષ્ટ્રવાદી હોવા છતાં તેમની રાષ્ટ્રીયતા ઓજસ્વી આંતરરાષ્ટ્રીયતાથી દીપી નીકળે છે તેથી આ એક એવું જાહેરનામું છે જે તેમને માત્ર પોતાના

દેશવાસીઓને જ ઘેરીને નહી, બ્રિટિશ સરકારને કે બ્રિટિશ પ્રજાને જ ઘેરીને નહી પણ દુનિયાની તમામ પ્રજાઓને ઘેરીને પડ્યુ છે હિન્દુસ્તાનની પેઠે જે પ્રજાઓ બીજી પ્રજાઓને હાથે ચૂસાઈ રહી છે તે તમામ પ્રજાઓ તેમા આવી જાય છે

"આ જાહેરનામું મજૂર કરવાની સાથે સાથે જ મહાસમિતિએ પં. જવાહરલાલજીની પસંદગીનું એક પેટાસમિતિ પણ નીમ્યું (તેમાં જવાહરલાલજી ઉપરાત મૌલાના અબુલ કલામ આઝાદ તથા સરદાર હતા), અને તેના અધ્યક્ષની જગ્યાએ તેમની નિમણૂક કરી આ પેટાસમિતિ રોજરોજ ઊભી થતી પરિસ્થિતિને અનુસરીને કામ કરશે.

"મને આશા છે કે કારોબારીના આ જાહેરનામાને કૉંગ્રેસીઓના તમામ જૂથોનો એકમતે ટેકો મળશે. ઉદ્દામમા ઉદ્દામ કૉંગ્રેસીને પણ એમાં બળનો અભાવ નહી દેખાય પ્રજાના ઇતિહાસમા આવી આવી પ્રસંગે કદમ ઉઠાવવાની જરૂર પડે તો તેમ કરવાને મારુ બળની ઊણપ નહી આવે એમ દરેક કૉંગ્રેસીને લાગવુ જોઈએ. અત્યારે કૉંગ્રેસવાદીઓ નજીવા કજિયાકંકાસ કે પક્ષાપક્ષીના ઝઘડાઓમા ઊતરી પડે તો તે એક મહા દુખદ અને કરુણ ઘટના થઈ પડે. કારોબારીના આ પગલાથી જો કશું મોટું અથવા કીમતી પરિણામ આવવાનું હોય તો તે એકેએક કૉંગ્રેસીની એકનિષ્ઠા અને અસંદિગ્ધ વફાદારીથી જ આવી શકે હું તો એવી પણ આશા સેવી રહ્યો છુ કે બ્રિટિશ સરકાર તરફથી તેમની નીતિની સ્પષ્ટ જાહેરાતની અને તેવી જાહેરાતને અનુરૂપ અત્યારની લડાઈની પરિસ્થિતિ વચ્ચે શક્ય હોય તેટલે અંશે પ્રત્યક્ષ અમલની માગણીમા બીજા બધા રાજદ્વારી પક્ષો અને કોમો પણ કારોબારીની સાથે જોડાશે. ભારતવર્ષની બલકે બ્રિટિશ તાજ હેઠળના બીજા બધા દેશોની પ્રજાઓનો સ્વતંત્ર અને આઝાદ પ્રજાઓને નાતે આજે સ્વીકાર કરવો એ જ બ્રિટનને સારુ તેણે આજ સુધી કરેલા લોકશાસનના દાવાઓનુ સ્વાભાવિક પરિણામ મને તો લાગે છે. આથી જરાયે ઓછો અર્થ આ લડાઈ પરત્વે જો કદી કરવામા આવશે તો પરતંત્ર દેશો તરફનો સહકાર કદી પ્રામાણિક અને સ્વેચ્છાપૂર્વકનો નહી હોઈ શકે, સિવાય કે તે નિર્મળ અહિંસાની ભૂમિકા ઉપર અપાયો હોય.

"અત્યારે ખરી જરૂર તો બ્રિટિશ મુત્સદ્દીઓની મનોદશામા સંપૂર્ણ પલટાની છે એથીયે વધુ સ્પષ્ટ ભાષામા કહીએ તો લડાઈના આરંભ વખતે બ્રિટિશ મુત્સદ્દીઓએ કરેલી અને અત્યારે ઇગ્લડના વ્યાખ્યાનમચો ઉપરથી ફરી ફરીને ઉચ્ચારાતી લોકશાસનની જાહેરાતોને પૂર્ણ કરવા માટેની પ્રામાણિક અમલ બજાવણી એ ખાસ જરૂરી છે આ લડાઈમા નાખુશ હિંદુસ્તાનને તેની નામરજી છતા ઇગ્લડ પરાણે યુદ્ધમા ઘસડશે? કે સાચા લોકશાસનની રક્ષાના કાર્યમા એક રાજીખુશીના મદદનીશ મિત્ર તરીકે સહકાર આપતુ જોવા ઇચ્છશે? કૉંગ્રેસની આવી મદદ ઇગ્લડ અને ફ્રાસને પક્ષે મોટામા મોટા નૈતિક બળ તરીકે લેખાશે. કારણ કૉંગ્રેસ પાસે સિપાઈઓ નથી કૉંગ્રેસ હિંસાથી નહી પણ અહિંસાના શસ્ત્રથી લડનારી સંસ્થા છે પછી તે અહિંસા ગમે તેટલી અપૂર્ણ અને ગમે તેટલી બેઢંગ હો."

આ વખત બહુ કટોકટીનો હતો અને કૉંગ્રેસના કોઈ જવાબદાર માણસ કાંઈ પણ બોલે અથવા કરે તેમાંથી અનર્થ થવાનો ભય હતો. એટલે નવી નિમાયેલી યુદ્ધ સમિતિએ બધી પ્રાંતિક સમિતિઓને પરિપત્ર મોકલી સૂચના આપી કે કોઈએ વ્યક્તિગત રીતે કશું ઉતાવળું પગલું ભરવાનું નથી કે ઉતાવળે કશું બોલી નાખવાનું નથી; જેથી વખત પાકયા પહેલાં કોઈ પણ જાતની પરિસ્થિતિ ઊભી ન થાય.

૨૬મી સપ્ટેમ્બરે ઉમરાવની સભા (હાઉસ ઑફ લૉર્ડ્સ)માં હિંદની પરિસ્થિતિ વિષે ચર્ચા થઈ. હિંદી વજીર (સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિયા) લૉર્ડ ઝેટલૅન્ડે ભાષણ કર્યું તેમાં હિંદુસ્તાનના જુદા જુદા વર્ગના લોકો સરકારને જે મદદ કરી રહ્યા છે તેની કદર કરી તેમણે કહ્યું:

"દેશી રાજાઓ માણસોની તથા પૈસાની મદદ આપી રહ્યા છે અને તેમણે પોતાની અંગત સેવાઓ આપવાની પણ તૈયારી બતાવી છે. પંજાબ અને બંગાળના વડા પ્રધાનોએ (ત્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળો નહોતાં) બ્રિટનને મદદ આપવાનાં વચન આપ્યાં છે. માત્ર હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસને અમુક બાંયધરીઓ ન મળે તો યુદ્ધમાં સહકાર આપવાની મુશ્કેલી લાગે છે. એમની માગણીઓ સ્વાભાવિક છે, પણ બ્રિટન જીવનમરણના સંગ્રામમાં રોકાયેલું છે ત્યારે કૉંગ્રેસે બ્રિટિશ ઇરાદાઓની સ્પષ્ટ જાહેરાત માગવી એ કમબખતનું છે. કૉંગ્રેસના નેતાઓની દેશભક્તિની હું કદર કરું છું. પણ વ્યાવહારિક મુશ્કેલીઓનો તેઓ ખ્યાલ રાખતા નથી અને પૃથ્વી ઉપર સીધું જોઈ ચાલવાને બદલે તારાઓ સામે નજર રાખી આકાશમાં વિહાર કરે છે. બ્રિટિશ સ્વભાવ એવો છે કે આડંબરભર્યાં અને પ્રસંગોચિત વર્તનની તેઓ કદર કરી શકે છે. પણ પોતાની માગણીઓને માટે તેમણે આ ખોટો વખત પસંદ કર્યો છે."

ગાંધીજીએ આનો જવાબ આપતાં કહ્યું કે,

"યુદ્ધહેતુઓની જાહેરાતની માગણી કરવામાં કૉંગ્રેસે કશું વિચિત્ર કે ગેરઆસરનું કર્યું નથી. આઝાદ હિંદની મદદની જ કિંમત હોઈ શકે અને કૉંગ્રેસને એટલું જાણવાનો હક છે કે તે પ્રજાની પાસે જઈને તેને કહી શકે કે લડાઈને અંતે સ્વતંત્ર દેશ તરીકેનો દરજ્જો હિંદને બ્રિટનના જેટલો જ અચૂક મળવાનો છે. અંગ્રેજોના મિત્ર તરીકે હું અંગ્રેજ મુત્સદ્દીઓને વીનવું છું કે તેઓ સામ્રાજ્યવાદીઓની જૂની ભાષા ભૂલી જાય અને જે પ્રજાઓ તેમની પકડમાં જકડાયેલી છે તે સૌને માટે નવું પાનું શરૂ કરે."

યુદ્ધ સમિતિના પ્રમુખ તરીકે જવાહરલાલે જે જવાબ આપેલ તેમાં જણાવ્યું કે,

"કારોબારી સમિતિના ઠરાવનામાની ખાસ ખ્યાલ તો એ છે કે તે કેવળ હિંદુસ્તાનને માટે નથી. પણ દુનિયાની એવી બધી પ્રજાઓને માટે છે. તેનો હેતુ તો ભાવનાના [illegible] યુદ્ધમાં નહીં [illegible] સમાર કરવાનો છે. લૉર્ડ ઝેટલૅન્ડ [illegible] વર્ષ પહેલાં

આવું આપણે તેઓ કરી શકતા હતા. અમે જે માગણી રજૂ કરી છે તે ખાનગી વૃત્તિથી નથી કરી. જગતની પ્રજાઓના સ્વાતંત્ર્યની અમને ખાતરી મળવી જોઈએ અને સ્વતંત્ર જગતના ચિત્રપટ ઉપર હિંદુસ્તાનનું અમને દર્શન થવું જોઈએ. તો જ આ યુદ્ધનો અમારે માટે કોઈ પણ અર્થ હોઈ શકે. અમને લાગવું જોઈએ કે અમે જે કષ્ટો ભોગવવા અને દુઃખો સહન કરવા તૈયાર થઈએ તે કેવળ અમારે માટે જ નહીં પણ જગતની સર્વ પ્રજાઓ માટે યોગ્ય વસ્તુ છે. અમારા જેવા આદર્શો ઘણા બ્રિટિશ લોકોના પણ છે એમ અમને લાગે છે તેથી જ એ આદર્શોની સિદ્ધિને અર્થે સહકાર આપવા અમે તૈયાર થઈએ છીએ. પણ જો તે આવા આદર્શો હજી જ ન ધરાવતા હોય તો શાને માટે લડવું? આ હેતુઓ જાહેર રીતે સ્વીકારવામાં આવે અને તેનો અમલ કરવામાં આવે તો સ્વતંત્ર હિંદ રાજીખુશીથી પોતાનું વજન એ આદર્શોની તરફેણમાં નાખશે.”

પછી વાઇસરૉયે મુલાકાતો આપવા માંડી. પહેલાં તેઓ ગાંધીજીને મળ્યા, પછી રાજેન્દ્રબાબુને અને જનાબ ઝીણાને મળ્યા. પછી જવાહરલાલને, સુભાષબાબુને તથા રાજાઓના 'મંડળના પ્રમુખને મળ્યા. ત્યાર પછી બધી કોમોના અને હિતોના પ્રતિનિધિઓને મુલાકાત માટે બોલાવ્યા. દરેકને શું કહેવું છે અને તેમની શી માગણી છે તે વાઇસરૉય નોંધી લેતા. વાઇસરૉયના શબ્દોમાં બાવન કરતાં વધુ વ્યક્તિઓને મળ્યા પછી સત્તરમી ઑક્ટોબરે તેમણે બીજું જાહેરનામું કાઢ્યું. દરમ્યાન ઑક્ટોબરની નવમી તથા દસમી તારીખે કૉંગ્રેસ મહાસમિતિની બેઠક થઈ તેણે કારોબારી સમિતિએ કાઢેલા જાહેરનામાને બહાલી આપી. વાઇસરૉયે પોતાના જાહેરનામામાં યુદ્ધહેતુઓ વિષે જણાવ્યું કે,

“નામદાર શહેનશાહની સરકારે પોતે જ આ યુદ્ધ લડવામાં તેના ઉદ્દેશો શા છે તેની વિગતો ચોકસાઈથી નક્કી કરી નથી. યુદ્ધમાં આગળ ઉપર આવી સ્પષ્ટતા થઈ શકે અને જ્યારે થાય ત્યારે પણ તે મિત્ર રાજ્યોમાંના એકના હેતુઓનું જાહેરનામું ન હોઈ શકે. યુદ્ધ પૂરું થતાં પહેલાં તો દુનિયામાં અને આપણી સામે જે પરિસ્થિતિ છે તેમાં ઘણા ફેરફારો થયા હશે. અત્યારે તો એટલું જ કહી શકાય કે દુનિયા આગળ જે પ્રશ્નો આવી પડેલા છે તેનો નિકાલ કેવળ યુદ્ધથી જ લાવવો ન પડે એવી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પેદા કરવી એ એનો સર્વસામાન્ય ઉદ્દેશ છે.”

વાઇસરૉયે બીજી એ વાત કહી કે

“૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ પ્રમાણે જે સમૂહતંત્રની રચના કરવાની છે તેમાં યુદ્ધને અંતે યોગ્ય ફેરફાર થઈ શકશે. તે માટે જુદી જુદી કોમોના, પક્ષોના તથા હિતસંબંધ ધરાવનારાના તથા દેશી રાજાઓના પ્રતિનિધિઓ સાથે સલાહ મસલતો કરવામાં આવશે જેથી કરીને એવા ફેરફારો કરવા ઇષ્ટ છે તે નક્કી કરવામાં તેમની મદદ ને સહકાર મળી શકે. આ ફેરફારો કરવામાં લઘુમતીઓના હિતો અને વિચારોને પૂરતું વજન આપવામાં આવશે.”

લઘુમતી કોમો અને દેશી રાજ્યો ઉપરાંત હિન્દુસ્તાનમાં વેપારી અને ઔદ્યોગિક હિતસંબંધો ધરાવતી યુરોપિયન પેઢીઓને પણ તેમણે લઘુમતીમાં ગણી વળી યુદ્ધ સંચાલનમાં હિન્દી લોકમતના સંસર્ગમાં રહી શકાય એટલા માટે જેમની સાથે સલાહ મસલત થઈ શકે એવું એક મંડળ સ્થાપવાની પણ તેમણે વાત કરી જોકે આવું સત્તા વિનાનું મંડળ પણ છેક ૧૯૪૧ના જુલાઈમાં હસ્તીમાં આવ્યું

રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ વાઈસરૉયના આ જાહેરનામાને અત્યંત નિરાશાજનક છતાં જરાયે આશ્ચર્ય પમાડે નહીં એવું કહ્યું યુદ્ધ સમિતિના પ્રમુખ તરીકે જવાહરલાલે કહ્યું કે આ જાહેરનામું તો હિન્દુસ્તાન રાષ્ટ્રીય રીતે અને આંતરરાષ્ટ્રીય રીતે જે સિદ્ધાંતોની હિમાયત કરે છે તેના પૂરેપૂરા ઇન્કાર સમાન છે ગાંધીજીએ કહ્યું કે,

> આના કરતાં તો બ્રિટિશ સરકારે કશી જ જાહેરાત કરવા ના પાડી હોત તો એ બહેતર ગણાત ના વાઈસરૉયનું લાંબુ જાહેરનામું બતાવે છે કે આપણામાં કુસંપ કરાવીને રાજ કરવાની જૂની ભેદનીતિ જ ચાલુ રહેવાની છે હું જોઈ શકું છું ત્યાં સુધી આવી નીતિના અમલમાં કૉંગ્રેસ કદી ભાગીદાર નહીં થાય ના વાઈસરૉયે કરેલું જાહેરનામું સ્પષ્ટપણે જણાવે છે કે બ્રિટનનું ચાલશે ત્યાં સુધી હિન્દમાં પ્રજાશાસન સ્થાપવાનું તે અટકાવશે લડાઈ પૂરી થયે બીજી એક ગોળમેજી પરિષદ ભરવાનું જાહેરનામામાં વચન આપવામાં આવ્યું છે અગાઉની ગોળમેજી પરિષદોની પેઠે એ પણ નિષ્ફળ જ થવાની કૉંગ્રેસે રોટલો માગ્યો જવાબમાં એને પથરો મળ્યો છે પણ હું નામદાર વાઈસરૉયને કે બ્રિટનના આગેવાનોને દોષ દેતો નથી કૉંગ્રેસે વળી પાછું વનવાસે નીકળવું રહ્યું છે એવો વનવાસ વેઠ્યા પછી જ એના ધ્યેયને પહોંચવાને સારુ જરૂરી બળ અને શુદ્ધતા એનામાં આવશે '

આ જાહેરનામા પછી એંગ્લો ઇંડિયન અને વિનામતના છાપા કૉંગ્રેસનો દોષ કાઢવા મંડી પડ્યા તેઓ કહેવા લાગ્યા કે આટલી બધી લઘુમતીઓના હિત સાચવ્યા સિવાય કૉંગ્રેસની માગણીઓને શી રીતે સંતોષી શકાય? વળી ગાંધીજી ઉપર પણ તેઓ એવો આક્ષેપ કરવા લાગ્યા કે ગાંધીજી બિનશરતે મદદ આપવાનું કહીને હવે ફરી જાય છે ગાંધીજીએ એનો જવાબ આપ્યો કે,

> ' મારા કથનોમાં મેળ નથી અથવા મારા પહેલા બયાનોમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ પ્રત્યે મેં સહાનુભૂતિ પ્રદર્શિત કરી હતી તેમાંથી હું ચાતરી ગયો છું એમ કહેવું સાચું નથી મારો જે મત અગાઉ હતો તે જ હજુ કાયમ છે પણ હવે જ્યારે આ સવાલ ઉપસ્થિત કરવામાં આવ્યો છે ત્યારે હું ઇંગ્લંડ પાસેથી એવી અપેક્ષા રાખું છું ખરો કે તેણે એ સવાલનો સંતોષકારક જવાબ દેવો ઘટે છે મેં કૉંગ્રેસને સલાહ આપેલી તેનો અર્થ એવો નથી કે હિન્દુસ્તાને પોતાની

સ્વતંત્રતા ખોઈને મિત્ર રાજ્યોને મદદ કરવી જોઈએ બ્રિટનના રથને પૈડે હિન્દુસ્તાનને બાધવામા આવે તેમા હુ ભળુ નહી મારી પ્રાર્થના તો હજુ પણ એ છે કે બ્રિટન અને ફ્રાન્સનો જય થાઓ, એટલુ જ નહી પણ જર્મનીનો વિનાશ ન થાઓ યુરોપના રાષ્ટ્રોની સ્વતંત્રતા હિંદની સ્વતંત્રતાના ખડેર ઉપર રચાય એ હુ જેમ ઇચ્છતો નથી તેમ જ યુદ્ધમા પડેલા રાષ્ટ્રોમાથી કોઈ પણ રાષ્ટ્રની રાખ ઉપર હિન્દુસ્તાનની સ્વતંત્રતાની ઇમારત રચવાની મારી લવલેશ ઇચ્છા નથી ”

કૉંગ્રેસની કારોબારી સમિતિએ તા ૨૨મીએ વર્ધામા મળીને વાઈસરૉયના જાહેરનામાનો નીચેના ઠરાવથી જવાબ આપ્યો

“ કારોબારી સમિતિનો એવો અભિપ્રાય છે કે લડાઈને લગતા હેતુઓની — ખાસ કરીને હિન્દ પરત્વે તેના અમલને લગતી — જાહેરાત કરવા વિષે આ સમિતિએ કરેલી માગણીના જવાબમા ના વાઈસરૉયનુ જાહેરનામુ સાવ અસતોષકારક છે. જેઓ હિન્દની સ્વતંત્રતા માટે ઇન્તેજાર ને નિશ્ચયવાળા છે તે સઘળા લોકોમા એથી રોષની લાગણી પેદા થશે જાહેરાત માટેની આ સમિતિની માગણી એકલી હિન્દની પ્રજાની વતી નહી પણ લડાઈથી અને હિંસાથી તથા રાષ્ટ્રોને અને પ્રજાઓને શોષનારા ફાસિસ્ટ અને સામ્રાજ્યવાદી તંત્રો જેઓ જ આ બધી આફતોના કારણભૂત છે તેમનાથી ત્રાસી ઊઠેલા દુનિયાભરના કરોડો લોકોની વતી હતી દુનિયાની આમપ્રજા સૌને સારુ શાતિ તથા સ્વતંત્રતાવાળો નવો યુગ સ્થપાયેલો જોવા ઝંખે છે ના વાઈસરૉયનુ જાહેરનામુ જૂની સામ્રાજ્યવાદી નીતિનો અસદિગ્ધ પુનરુચ્ચાર માત્ર છે જુદા જુદા પક્ષો વચ્ચેના મતભેદનો તેમા જે ઉલ્લેખ કરવામા આવેલો છે તેને આ સમિતિ બ્રિટનના ખરા હેતુને છુપાવવા સારુ વાપરેલા પડદારૂપ લેખે છે સમિતિની માગણી તો એ હતી કે, પરસ્પર વિરોધી પક્ષો અગર જૂથોના વલણ તરફ આગળી ન ચીંધતા હિન્દ પરત્વેની પોતાની પ્રામાણિકતાની સાબિતી તરીકે બ્રિટને લડાઈમા રહેલા હેતુઓની જાહેરાત કરવી લઘુમતીઓના અધિકારોની રક્ષાને માટે તો ભરપૂર બાયધરીઓ આપી મૂકવાની કૉંગ્રેસની હમેશની નીતિ રહી જ છે કૉંગ્રેસની માગણીમા રજૂ થતી આઝાદી કોઈ પણ એક પક્ષની કે કોમની નહી પણ સમસ્ત પ્રજાની, હિન્દની તમામ કોમોની આઝાદી છે આવી આઝાદી સ્થાપવાનો અને સમસ્ત પ્રજાની ઇચ્છા શી છે તે નક્કી કરવાનો એકમાત્ર માર્ગ એ છે કે જેમા સૌને પોતાનો મત રજૂ કરવાની સંપૂર્ણ તક મળે એવી લોકશાસનની રીત અખત્યાર કરવી આથી ના વાઈસરૉયના જાહેરનામાને આ સમિતિએ દરેક દૃષ્ટિએ કમનસીબ લેખવુ રહ્યુ છે આ સ્થિતિમા આ સમિતિ બ્રિટનને કશો ટેકો આપી શકતી નથી કારણ કે એનો અર્થ તો એ થાય કે જે સામ્રાજ્યવાદી નીતિને ખતમ કરવાનો કૉંગ્રેસનો હમેશનો પ્રયત્ન રહ્યો છે તેને જ સમ્મતિ આપવી તેથી આ દિશામા પહેલા કદમ તરીકે આ સમિતિ કૉંગ્રેસી પ્રધાનમંડળોને રાજીનામા આપી દેવાનો આદેશ આપે છે

‘ આ સમિતિ આખા દેશને હૃદયથી વીનવે છે કે આ ગભીર ટાકણે તમામ ઘરમેળેના ક્લેશ કજિયા દફનાવી દેવા, અને હિન્દની આઝાદીના કાર્યમા સૌએ એક થઈને ચાલવુ તમામ કૉંગ્રેસ કમિટીઓને, તથા બધા જ કૉંગ્રેસવાદીઓને

આદેશ આપવામાં આવે છે કે તેમણે બધી જાતની પરિસ્થિતિઓનો સામનો કરવા તૈયાર રહેવું અને હિંદની કાજતો આપવા તો જે સિદ્ધાંતોને સારુ કોંગ્રેસ ખડી છે તે સિદ્ધાંતોને બંધબેસતું ન હોય એવું કશું ને બોલવું કે કરવું નહીં વાણી તેમ જ વર્તન ઉપર કાબૂ રાખવો સવિનય ભંગ રાજદ્વારી હડતાળો કે એવા કશા ઉતાવળા પગલાં લેવા સામે કોંગ્રેસવાદીઓને ચેતવણી આપવામાં આવે છે સમગ્ર પરિસ્થિતિને તથા હિન્દમાંની બ્રિટિશ સરકારની કાર્યવાહીને સમિતિ તપાસ્યા કરશે અને જ્યારે જરૂર જણાશે ત્યારે નવું પગલું લેવાને અને દેશને દોરવણી આપવા ચૂકશે નહીં સમિતિ તમામ કોંગ્રેસવાદીઓને ઠસાવવા ઇચ્છે છે કે દેશની સામે ખડા થયેલા પ્રસંગના યોગ્ય સામનાના કાર્યક્રમને સારુ કોંગ્રેસીઓમાં પૂરેપૂરી શિસ્ત અને કાર્યસાતત્યનું સંગઠન અતિ આવશ્યક છે

આ અગાઉ કોમરો ચલાવેલી અહિંસક લડતોમાં ગઈ કોઈ પ્રસંગે હિંસાનું મિશ્રણ થયું છે એ બીનાનું આ સમિતિને ભાન છે સમિતિ તમામ કાર્યકરોના દિલમાં જોરદારપણે ઠસાવવા માગે છે કે જો કદી કશી લડત ઉપાડવામાં આવે તો જે કંઈ પ્રતિકાર કરવો પડે તેમાં કોઈ જાતની હિંસા ન હોવી જોઈએ અહિંશુદ્ધ અહિંસા જળવાવી જોઈએ આ બાબતમાં સમિતિ તમામ કોંગ્રેસીઓને અમદાવાદના ૧૯૨૧ના કોંગ્રેસ અધિવેશન વેળાએ લીધેલી અને પછીના અધિવેશનોમાં ફરી ફરીને ઉચ્ચારાયેલી સત્યાગ્રહીની પ્રતિજ્ઞાની યાદ આપે છે

ઉપરનો ઠરાવ પસાર થયા પછી તરત જ કારોબારી સમિતિની સમતિથી પાર્લમેન્ટરી કમિટીએ કોંગ્રેસી પ્રધાનમંડળોને નીચેની સૂચના આપી

કારોબારીનો ઠરાવ પ્રાંતિક કોંગ્રેસ સરકારોને રાજીનામાં આપવાનું ફરમાવે છે આ રાજીનામાં અગત્યના કામોની ચર્ચા કરવાને માટે બોલાવવી ધારાસભાની બેઠકો મળે ત્યાર પછી તમારે આપવા પણ એવી આશા રાખવામાં આવે છે કે ૩૧મી ઓક્ટોબર સુધીમાં પ્રધાનોના રાજીનામાં પડી જશે

સ્પીકરો ડેપ્યુટી સ્પીકરો અને ધારાસભાના સભ્યો તથા કાઉન્સિલના સભ્યો અને તેના પ્રમુખોએ રાજીનામાં આપવા નહીં અત્યારે તો પ્રધાનો અને પાર્લમેન્ટરી સેક્રેટરીઓએ રાજીનામાં આપવાના છે

રાજીનામાં આપતી વખતે યુદ્ધહેતુઓ જાહેર કરવાની માગણી કરતો ઠરાવ તમારે દરેક ધારાસભામાં કરવાનો છે

મદ્રાસ મધ્યપ્રાંતો બિહાર યુક્તપ્રાંતો મુંબઈ ઓરિસા અને સરહદ પ્રાંતની ધારાસભાઓમાં નીચે પ્રમાણે ઠરાવ પસાર કરવામાં આવ્યો

ગ્રેટ બ્રિટન અને જર્મની વચ્ચેના યુદ્ધમાં હિંદુસ્તાનના લોકોની સંમતિ વિના હિંદુસ્તાનને બ્રિટિશ સરકારે સામેલ કર્યું છે અને હિંદી લોકમતની પૂરેપૂરી અવગણના કરીને પ્રાન્તિક સરકારોની સત્તાઓ અને પ્રવૃત્તિઓ ઉપર કાપ મૂકનારા કાયદાઓ પસાર કર્યા છે તેથી આ ધારાસભાને દિલગીરી થાય છે આ ધારાસભા સરકારને ભલામણ કરે છે કે હિંદુસ્તાનની સરકારને અને તેની મારફત બ્રિટિશ સરકારને જણાવી દેવું કે વર્તમાન યુદ્ધના જાહેર કરેલા

ઠરાવો પ્રમાણે હિન્દુસ્તાનના લોકોનો સહકાર મેળવવો હોય તો એ ખૂબ જરૂરી છે કે મુસ્લિમ અને બીજી લઘુમતીઓના રક્ષણ સાથે લોકશાહીના સિદ્ધાંતો હિન્દુસ્તાનને લાગુ પાડવામાં આવે અને હિન્દુસ્તાનના લોકો જ હિન્દુસ્તાનની રાજનીતિ ઘડે હિન્દુસ્તાનને પોતાનું રાજબંધારણ ઘડવાના હક્કવાળું એક સ્વતંત્ર રાજ્ય ગણવું જોઈએ, અને હિન્દુસ્તાનના રાજવહીવટમાં એ સિદ્ધાંતનો અમલ કરવા માટે વર્તમાન પરિસ્થિતિમાં શક્ય હોય તેટલાં જરૂરી પગલાં એ માટે લેવાવાં જોઈએ

આ ધારાસભાને દિલગીરી થાય છે કે શહેનશાહની સરકારે હિન્દુસ્તાનને વિષે પોતાના તરફથી સત્તાવાર જાહેરનામું બહાર પાડ્યું ત્યારે તે હિન્દુસ્તાનની પરિસ્થિતિ ખરી રીતે સમજી નથી બ્રિટિશ સરકાર હિન્દુસ્તાનની માગણીને સંતોષવામાં નિષ્ફળ ગઈ છે, તેથી આ ધારાસભાનો મત એવો છે કે આ પ્રાંતની સરકાર બ્રિટિશ નીતિમાં ભાગીદાર થઈ શકતી નથી'

યુરોપમાં લડાઈ જાહેર થયા પછી કારોબારી સમિતિએ વખતોવખત પસાર થયેલા ઠરાવોના પ્રકાશમાં ધારાસભાઓના આ ઠરાવનો શો અર્થ થાય તે જુદા જુદા પ્રાન્તના વડા પ્રધાનોએ પોતાના ભાષણોમાં સમજાવ્યું

પહેલાં રાજીનામાં અઠ્ઠાવીસમી ઑક્ટોબરે મદ્રાસમાં પડ્યાં જે દિવસે મદ્રાસના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું તે જ દિવસે પાર્લમેન્ટની આમ સભામાં હિંદના પ્રશ્ન ઉપર ચર્ચા ચાલતી હતી સર સેમ્યુઅલ હોર મુખ્ય વક્તા હતા તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું કે,

'ડોમિનિયન સ્ટેટસ એ કાંઈ નાયક પ્રજાને આપવામાં આવતું ઇનામ નથી પણ જે હકીકત વાસ્તવિક રીતે હસ્તી ધરાવતી હોય તેનો સ્વીકાર કરવાપણું છે આજે હિન્દુસ્તાનના માર્ગમાં મુશ્કેલી હોય તો તે કાંઈ અમે ઊભી કરેલી નથી તેમની પોતાની અંદર પક્ષાપક્ષી છે તે દૂર કરવાની મુખ્ય ફરજ હિન્દીઓની જ છે હિન્દીઓના એ કામમાં અમે મદદ કરીએ ખરા અમે જ્યારે કોમી ચુકાદો આપ્યો ત્યારે અમે અમારી શુભ દાનત બતાવી આપી હતી પણ એ ચુકાદા છતાં કોમી પક્ષાપક્ષી હજી ચાલુ જ છે એ જ્યાં સુધી નિર્મૂળ ન થાય ત્યાં સુધી લઘુમતી કોમો પ્રત્યે અમારી જે જવાબદારી છે તે અમે ખંખેરી નાખી શકતા નથી રાજાઓને બ્રિટિશ હિન્દની દબાઈ જવાનો ભય લાગે છે મધ્ય સરકારમાં હિન્દુઓની બહુમતી રહે તેની સામે મુસલમાનોનો સખત વિરોધ છે દલિત વર્ગો તથા બીજી લઘુમતી કોમો (જેમાં તેમણે યુરોપિયનોને પણ ગણાવ્યા) તેઓ ખરેખર એમ માને છે કે જવાબદાર રાજ્યતંત્ર એટલે હિન્દુઓની બહુમતીવાળું રાજ્યતંત્ર થવાનું અને તેમાં અમારા હિતોનો ભોગ અપાવાનો જ્યાં સુધી આ જાતની ચિંતાઓ બીજી કોમોને રહે છે ત્યાં સુધી મધ્ય સરકારમાં અમુક તારીખે તત્કાળ અને પૂર્ણ જવાબદારી આપવાની માગણી બ્રિટિશ સરકાર સ્વીકારી શકે નહીં

કોંગ્રેસ માની લે છે કે વાઇસરૉયે જે સલાહકાર સમિતિ બનાવવાની વાત કરી છે તેનો કશો અર્થ નથી અને બંધારણીય પ્રગતિ અટકાવવાની એ માત્ર એક યુક્તિ છે મારા વિચાર પ્રમાણે આમ માની લેવામાં કોંગ્રેસે

ગેરવાજબી ઉતાવળ કરી છે વળી કૉંગ્રેસ અસહકારની વાત કરે છે એ તો ઘડિયાળનો કાંટો અમુક વરસો પાછો ફેરવવા બરોબર છે એમાથી સવિનય ભંગ ઊભો થાય, કાયદા અને વ્યવસ્થામા ભંગાણ પડે અને તોફાનો તથા દમનનુ વિષચક્ર જેમાથી આપણે કાયમને માટે નીકળી ગયા છીએ એમ માનતા હતા તે ઊભુ થાય ઘણા વખતથી સામ્રાજ્યવાદી મહત્ત્વાકાક્ષાઓ અમે છોડી દીધી છે અમે માનીએ છીએ કે દુનિયામા અમારુ કામ બીજા લોકો ઉપર રાજ્ય ચલાવવાનુ નથી પણ બીજા લોકોએ પોતાનુ રાજ્ય કેમ ચલાવવુ એ તેમને શીખવવાનુ છે'

આ ભાષણનો જવાબ આપતા ગાધીજીએ નીચેના સૂચક પ્રશ્નો પૂછ્યા

'ડોમિનિયન સ્ટેટ્સ સ્વતત્રતાનો પર્યાયવાચી ન હોય આઝાદીના અર્થમા જ એ શબ્દ વાપરવો ન હોય તો હિન્દ માટે તેનો કશો અર્થ ખરો? સર સૅમ્યુઅલની કલ્પનાના હિન્દને બ્રિટિશ સામ્રાજ્યમાથી છૂટા પડવાનો હક હશે કે નહી? બ્રિટિશ પ્રજાએ સામ્રાજ્યવાદી મહત્ત્વાકાક્ષાનો ત્યાગ કર્યો છે એ સર સૅમ્યુઅલે કરેલી જાહેરાત મને ગમે છે એ મહત્ત્વાકાક્ષા સાચોસાચ છૂટી ગઈ છે કે કેમ એ વિષે સર સૅમ્યુઅલ હિન્દની પ્રજાને પોતાની જાતે ખાતરી કરી લેવા દેશે કે નહી? જો તેમની હા હોય તો હિન્દને બધારણથી લેવુ આઝાદ બનાવવાનો અવસર આવે તે પહેલા પણ એ વાતની સાબિતી આપી શકાય પણ જ્યારે કૉંગ્રેસે માગી છે એવી જાહેરાત કરવા સામે લઘુમતીઓના રક્ષણની વાત આગળ ધરવામા આવે છે ત્યારે સર સૅમ્યુઅલની મહાન જાહેરાત ફકીર જેવી લાગવા માડે છે .

હુ જોઉ છુ કે સર સૅમ્યુઅલે યુરોપિયનોને પણ એક લઘુમતી કોમ તરીકે ગણાવી છે યુરોપિયનોનો આવો ઉલ્લેખ જ મારા અભિપ્રાય પ્રમાણે લઘુમતીઓના હિતના રક્ષણની વાતને વાહિયાત ઠરાવે છે લઘુમતીઓ જોડે યુરોપિયનોને તેમ જ રાજાઓને જોગ દઈને તો તેઓ પાતાનો આખો કેસ જ હારી જાય છે જેમના હિન્દમા ઘરબાર નથી અને યુરોપમા જ જેમના બધા મૂળિયા છે એવા યુરોપિયનો જો હિન્દની લઘુમતી કોમ હોય તો આ દેશમા પડેલા બ્રિટિશ સોલ્જરો તેમ જ ગોરા મુલકી અમલદારો પણ કા નહી? તેઓ તો ખોબા જેટલા છે સાવ ટચૂકડી લઘુમતી કોમ જેટલા છે તેમને સારુ રક્ષણ કા ન માગવુ? બીજા શબ્દોમા કહીએ તો પ્રજાને છાતીએ લીધેલા હકો જેમના તેમ કાયમ રાખવાની આ બધી પેરવી છે યુરોપિયનોના હિતો હિન્દને માથે ઠોકી બેસાડવામા આવ્યા છે અને બ્રિટિશ સગીનોને જોરે તેનુ રક્ષણ કરવુ છે

વળી રાજાઓ પણ યુરોપિયનોની હારમા જ ઊભેલા નથી શુ? એમાના ઘણા નહી તો ઘણા સામ્રાજ્યે જ સર્જેલા છે અને સામ્રાજ્યના જ હિતોને ખાતર તેમને નભાવવામા આવે છે રાજાઓ કઈ પોતે તેમની પ્રજાના પ્રતિનિધિ નથી એવા રાજાઓને લઘુમતી તરીકે ગણવાનુ કૉંગ્રેસને કહેવામા આવે છે પોતાના બ્રિટિશ માલિકના આધાર વિના રાજાઓની શ્વાસ પણ લઈ શકાય તેમ નથી કૉંગ્રેસીઓ જોડે કશી સમજણમા ઉતરવાનુ તો દૂર (તેમને મળવાની પણ રાજાઓને છૂટ નથી હોતી

રાજેન્દ્રબાબુએ સર સેમ્યુઅલના જવાબમાં એક જ વાત કહી :

"બહારની કોઈ દખલગીરી વિના સર્વસંમત બધારણ તૈયાર કરવાની બ્રિટિશ સરકાર હિન્દીઓ ઉપર જવાબદારીઓ નાખે અને એને કાયદાથી માન્ય કરવાનું વચન આપવામાં આવે તો એ ખરી દરખાસ્ત કહેવાય. એના વિના લઘુમતીઓને રક્ષણ આપવાની વાતો તો પોતાની સત્તા છે તેમ ચાલુ રાખવાના બહાના જેવી દેખાય છે."

## ૨૯

# પ્રધાનમંડળોનાં રાજીનામાં પછી

કોંગ્રેસી પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધા પછી કોંગ્રેસીઓ ખાસ કરીને જુવાન વર્ગ સ્વાભાવિક રીતે જ એવી માગણી કરવા લાગ્યો કે હવે કાંઈ જમ્બર પગલું આગળ ભરવું જોઈએ. ગાંધીજી પ્રજાની નાડ બરાબર હાથમાં પકડીને બેઠા હતા. તેમણે તા. ૩૦-૧૦-'૩૯ના રોજ 'હવે પછી' એ નામનો લેખ લખી પરિસ્થિતિનું પૃથક્કરણ કર્યું તથા એ વિષે પોતાનું વલણ શું છે એ જાહેર કર્યું :

"બ્રિટિશ સરકાર જોડે ઊભા થયેલા પ્રસંગને અંગે જવાબદારીનો જેવડો ભાર હું અત્યારે અનુભવી રહ્યો છું તેવડો અગાઉ કદી પણ મેં અનુભવ્યો નથી. કોંગ્રેસ પ્રધાનમંડળોના રાજીનામા પડવા જરૂરી હતા, પણ આગળનું પગલું મને કોઈ રીતે સ્પષ્ટ કળાતું નથી. કોંગ્રેસીઓ જમ્બર પગલાની અપેક્ષા રાખતા જોવામાં આવે છે. કેટલાક પત્રલેખકો મને જણાવે છે કે હું હાકલ કરું એટલી જ વાર છે. આખા દેશમાંથી અગાઉ કદી ન મળેલો એવો જવાબ મને મળશે. વળી તેઓ મને ખાતરી આપે છે કે લોકો અહિંસક રહેશે. એમના લખાણમાં અપાયેલી ખાતરી ઉપરાંત તેમના કથનના ટેકામાં મને બીજી કશી સાબિતી મળી નથી. એનાથી વિરુદ્ધનો પુરાવો મારી પાસે ઢગલા મોઢે પડેલો છે. અહિંસાને તેમાંથી ફલિત થતા તમામ અર્થ સાથે કોંગ્રેસીઓ માને છે અને વખતોવખત મળનારી સૂચનાઓને તેઓ વગર આનાકાનીએ પાળવાના છે એવી મને ખાતરી ન થાય ત્યાં સુધી કોઈ પણ જાતના સવિનય ભંગમાં હું હાથ નાખું તેમ નથી.

"કોંગ્રેસીઓમાં અહિંસાના પાલનને અંગેની અનિશ્ચિતતા હોવા ઉપરાંત બીજી મહત્ત્વની બીના એ છે કે મુસ્લિમ લીગ અત્યારે કોંગ્રેસને મુસલમાનોની શત્રુ ગણે છે. આ બીના સવિનય ભંગ મારફત સફળ અહિંસક ક્રાંતિ કરવાનું કોંગ્રેસને સારુ લગભગ અશક્ય કરી મૂકનારી છે. કારણ કે આનો અર્થ નક્કી હિન્દુ-મુસલમાન રમખાણો એવો થાય છે . . .

"હું ચોક્કસ માનું છું કે જોકે બ્રિટિશ સરકારે પોતાના કાર્યોથી લડાઈને અંગે સહકાર આપવાનું કોંગ્રેસને સારુ અશક્ય કરી મૂક્યું છે, તોપણ કોંગ્રેસે

તેને લડાઈ ચલાવવાના કામમાં મૂંઝવવી ન જોઈએ. મારા અત્યારના અભિપ્રાયોને વળગી રહીને મને સવિનય ભંગ શરૂ કરવાની ઉતાવળ નથી. હાલ તુરતને માટે મેં કોંગ્રેસીઓને મારી સૂચના એટલી છે કે તેઓ કોંગ્રેસમાંથી તેની નબળાઈઓને દૂર કરીને તેના તંત્રને મજબૂત બનાવે. હું તો હજુયે કોમી એકતા, અસ્પૃશ્યતાનિવારણ અને રેંટિયાના જૂના કાર્યક્રમમાં જેવો ને તેવો ચુસ્તપણે માનું છું. એના સિવાય અહિંસાનું પાલન અશક્ય છે એ દેખીતું છે. વળી જો ભારતવર્ષનાં ગામડાં બચવાનાં ને સુખી થવાનાં હશે તો રેંટિયો પણ ઘેરઘેર ગુંજવો જ છૂટકો છે. રેંટિયો અને તેની પાછળ રહેલી તમામ વસ્તુઓ, એટલે કે ગામડાંની કારીગરીના ઉદ્ધાર સિવાય ગ્રામસમૃદ્ધિ અશક્યવત્ છે. આમ રેંટિયો એ અહિંસાનું સર્વોપરી પ્રતીક છે. તેની આરાધનામાં કોંગ્રેસીઓ પોતાનો બધો સમય રોકી દે તેમાં કશું જ અજુગતું નથી. જો આ વસ્તુ તેમના હૈયાને ન હલાવી શકે, તો કાં તો તેમનામાં અહિંસા નથી અથવા તો હું અહિંસાનો કક્કો જાણતો નથી. રેંટિયાનો પ્રેમ એ જો મારી એક નબળાઈ જ હોય તો તે પ્રેમ એવો તો સર્વોપરી છે કે તે મને સેનાપતિપણું કરવાને સારુ નાલાયક કરી મૂકે. મારી નજરમાં રેંટિયો સ્વરાજની યોજના જોડે — ખરેખર જીવન જોડે એકરૂપ થઈ ગયો છે. સ્વરાજની આખરી અને નિર્ણયાત્મક ઠરે એવી આ લડતને આરંભકાળે આખું ભારતવર્ષ મારી લાયકાત બરાબર સમજી લે એ યોગ્ય છે.'

ત્યાર પછી તા. ૧લી નવેમ્બરે વાઈસરૉયે ગાંધીજીને મુલાકાત માટે બોલાવ્યા. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને તથા જનાબ ઝીણાને પણ તેમણે આમંત્રણ આપ્યું. આ મુલાકાતમાં વાઈસરૉયે એક નવી જ સૂચના કરી. તેમણે કહ્યું કે, "તમે તમારી અંદર અંદર મસલત કરીને પ્રાન્તિક સરકારો પરત્વે કોઈ પણ જાતની સમજૂતી ઉપર આવવાના રસ્તા શોધી કાઢો, અને તે વિશેની દરખાસ્તો મારી આગળ મૂકો. તેમાંથી તમારી બંને કોમના પ્રતિનિધિઓને કારોબારી સમિતિના સભ્ય તરીકે મધ્યવર્તી સરકારમાં ભાગ લેવાનું બની શકશે." જોકે એવું સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યું નહોતું પણ એનો અર્થ ઉઘાડો હતો કે પ્રાંતોમાં તમે સંયુક્ત પ્રધાનમંડળો રચો તો મધ્યવર્તી સરકારમાં પણ સંયુક્ત કારોબારી સમિતિ બનાવવાનું સહેલું પડે.

ત્યાર પછી વાઈસરૉયે તા. ૫મીએ રેડિયો ઉપર ભાષણ કર્યું. તેમાં લઘુમતીઓને રક્ષણ આપવાની બ્રિટિશ સરકારની જવાબદારીનું જૂનું ગાણું ગાયું. વળી રાજેન્દ્રબાબુ અને જનાબ ઝીણા સાથે પોતાનો થયેલો પત્રવ્યવહાર પ્રાસ્તાવિક ટીકા સાથે પ્રગટ કર્યો. તેનો જવાબ આપતાં તા. ૮-૧૧-'૩૯ના રોજ ગાંધીજીએ જણાવ્યું કે,

> "હિંદ પરત્વે બ્રિટનના શુદ્ધહેતુઓની સ્વીકારવા જેવી ચોખવટ ન થાય ત્યાં સુધી કશો ઉકેલ અશક્ય છે. અત્યાર સુધી કરવામાં આવેલી જાહેરાતો — અહીં શું કે વિલાયતમાં શું — જૂની ઘરેડની જ છે. સ્વાતંત્ર્યપ્રેમી હિંદ તેને શકની નજરથી જુએ છે. તેને ભરોસો પડતો નથી. જો સામ્રાજ્યવાદ ગયો જ

મૃત્યુ પામ્યો હોય તો ભૂતકાળના દોરાધાગા સાફ કરવા જોઈએ અને નવા યુગને બંધબેસતી ભાષા વપરાવી જોઈએ. આ પાયાનું સત્ય સ્વીકારવાનો જો હજુયે સમય ન આવ્યો હોય તો હું એટલી જ વિનતી કરીશ કે ઉકેલના બધા પ્રયત્નો આજે મુલતવી રહે એમા જ શોભા છે.

"મને આશા હતી અને હજુ છે કે ઈશ્વરે મોકલેલો લડાઈનો શાપ બ્રિટનનાં પડળ ખોલવામા કારગત નીવડશે, અને એ રીતે આશીર્વાદરૂપ થશે. કારણ કે બ્રિટનને એ વાતનું ભાન થશે કે આ લડાઈને વાજબી ઠરાવવા માટે અને તેનો જલદીમા જલદી અંત આણવાને માટે સૌથી વધુ જરૂરી કોઈ વસ્તુ હોય તો તે એ છે કે ભારતવર્ષ જેવા મહાન અને પ્રાચીન દેશને પોતાની ધૂસરીમાથી છૂટો કરવો."

ગાંધીજીનુ બીજુ કહેવુ એમ હતુ કે,

"બ્રિટને આજ સુધી લઘુમતીઓને કહેવાતી બહુમતી સામે બાજીમાં મૂકી મૂકીને પોતાની સત્તા ટકાવી રાખી છે, અને એ રીતે જુદા જુદા પક્ષો વચ્ચે એકરાગભર્યો ઉકેલ અશક્ય કર્યે રાખ્યો છે. લઘુમતીઓના રક્ષણની જવાબદારી પોતાની ઉપર છે એમ બ્રિટન જ્યાં સુધી માન્યા કરે છે ત્યા સુધી હિંદને પોતાને આધીન રાખવાની જરૂર એને ભાસ્યાં જ કરવાની. એટલે લઘુમતીઓના રક્ષણનો ઉકેલ શોધવાનો ભાર તેણે પોતાને માથેથી કાઢી નાખી તે તે પક્ષોને માથે જ નાખવો જોઈએ. તેમ કરવા માટે હિંદુસ્તાનનું ભાવિ રાજ્યબંધારણ પ્રજાના ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી લોકસભાને ઘડવા દેવું જોઈએ. એ બંધારણમા લઘુમતીઓના હક્કોના રક્ષણની તેમને સંતોષ થાય એવી ખાતરીઓ આપવામા આવશે. લડાઈને અંતે એક ગોળમેજી પરિષદ [illegible] પક્ષોનુ સંમેલન બોલાવવાની વાત સરકાર કરે છે, તો હું કહું છું [illegible] હિંદને શુ કામ ન ભરવા દે? લઘુમતીઓનો સવાલ, લઘુમતી [illegible] કોમોએ ઘરમેળે બેસીને પતાવવાનો છે. બ્રિટિશ સરકારે [illegible] જવુ જોઈએ"

તા. ૨૩મી નવેમ્બરે કાર્યવાહક સમિતિએ અલ્લાહાબાદ[illegible] પોતાની બેઠકમા આવી જ મતલબનો ઠરાવ પસાર [illegible] ઠરાવમાં કહેવામા આવ્યુ કે બ્રિટિશ સરકારે યુદ્ધ વિષેનાં પોતાનાં [illegible] ટાળવાનો પ્રયત્ન કર્યો છે અને અપ્રસ્તુત પ્રશ્નોની હાથ [illegible] છે. તેનો અર્થ કૉંગ્રેસ તો એ જ કરે છે કે દેશમાંનાં પ્રગતિ[illegible] સાથે મળીને હિન્દ ઉપરનુ પોતાનુ સામ્રાજ્યવાદી આધિપત્ય [illegible] પ્રચ્છે છે. વિશેષમા એમ પણ જણાવ્યુ કે કોમી [illegible] લોકશાસનની પદ્ધતિએ ઉકેલ આણવાનુ એકમાત્ર [illegible] ઘડવા માટેની લોકસભા, એ જ છે. આ લોક[illegible] શકશે જેમાં લઘુમતીઓના હકોની તેમને [illegible] કરવામાં આવશે. લઘુમતીઓના હકો વિષેની [illegible]

સમજૂતીથી પતાવટ નહીં થાય તો બંને પક્ષને માન્ય એવા બહુ ઊંચી કોર્ટના લવાદને તે સોંપી શકાશે. આ લોકસભા પુખ્ત વયનાં સર્વ માણસોના મતાધિકારને ધોરણે ચૂંટાવી જોઈએ. અત્યારે જે લઘુમતીઓ અલગ મતાધિકાર ભોગવે છે તે જો એ લઘુમતીઓ ઇચ્છે તો તેમને માટે કાયમ રખાવા જોઈએ. લોકસભામાં તેમના સભ્યોની સંખ્યા તેમની સંખ્યાબળના પ્રતિનિધિરૂપ હોવી જોઈએ.

આની સામે વિનાયતના બધા મુત્સદ્દીઓએ તેમ જ વિલાયતનાં અગ્રગણ્ય છાપાંઓએ ભારે વિરોધ ઉઠાવ્યો. માત્ર બ્રિટિશ મુત્સદ્દીઓમાંથી સર સ્ટેફર્ડ ક્રિપ્સે કૉંગ્રેસને પૂરેપૂરો ટેકો આપ્યો, એ એક નોંધવા જેવી બીના છે. તેઓ ૧૯૩૯ના છેલ્લા મહિનાઓ દરમ્યાન હિન્દુસ્તાનમાં આવ્યા અને ગાંધીજી, જવાહરલાલ તથા સરદાર સાથે તેમણે બહુ લંબાણ મંત્રણાઓ કરી દેશમાં મહત્ત્વનાં સ્થળોએ ફરીને લોકમત જાણવાનો પણ તેમણે ઠીક ઠીક પ્રયત્ન કર્યો. હિન્દુસ્તાનમાંથી ઇંગ્લંડ ગયા પછી ત્યાંની પાર્લમેન્ટમાં તેમણે જે ભાષણ કર્યું અને વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ આગળ જે નિવેદન કર્યું તે ખાસ નોંધવા જેવું છે. કારણ ૧૯૪૨માં તેઓ અહીં જ્યારે વિષ્ટિ કરવા આવ્યા તે વખતનાં તેમનાં વચનો અને આ વખતનાં તેમનાં વચનો, એ બેની વચ્ચે આસમાન જમીનનું અંતર છે. પણ ૧૯૪૨માં તેઓ બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે આવ્યા હતા અને આ વખતે સ્વતંત્ર વ્યક્તિ તરીકે આવ્યા હતા. પાર્લમેન્ટમાં ભાષણ કરતાં તેમણે જણાવેલું:

> એવી દલીલ આગળ ધરવામાં આવે છે કે કોમી મુસીબતોને લીધે હિન્દુસ્તાનને મધ્યવર્તી સરકારમાં જવાબદારી આપવાની સંતોષકારક પદ્ધતિ શોધી કાઢવાનું કઠણ છે. મારા વિચાર પ્રમાણે આ દલીલમાં કશું વજૂદ નથી. એમ તો પોલંડને વિષે એવું જ કહી શકાય. કારણ ત્યાં રશિયન જ્યૂ, જર્મન અને પોલ લોકોની વસ્તી છે. ચેકોસ્લોવેકિયા વિષે પણ એમ કહી શકાય. કારણ ત્યાં સુડેટન, ચેક અને સ્લોવેક લોકોની વસ્તી છે. પણ હું તો આ દલીલ સમજી જ શકતો નથી. પ્રજાતંત્રનો આપણે જો વિચાર કરતા હોઈએ તો આનો અર્થ તો એ થાય છે કે લઘુમતીને રક્ષણ આપવાની ખાતર બહુમતીને પોતાના હકોથી વંચિત કરવી. લોકતંત્રમાં બહુમતીના કેટલાક હકો મર્યાદિત કરવા પડે ખરા અને એવી મર્યાદાઓ તેમની પાસે સ્વીકારાવી પણ શકાય. કૉંગ્રેસે પોતે એ વસ્તુ કબૂલ રાખી છે. પરંતુ આપણી ઇચ્છા લઘુમતીઓને રક્ષણ આપવાની છે માટે બહુમતીના હકો આપણે છીનવી લઈએ તે વાજબી નથી. આપણે જો એમ કરવા જઈએ તો હકીકતમાં બહુમતીને લઘુમતીની સ્થિતિમાં મૂકી દઈએ છીએ.*

* ગાંધીજીએ પણ એક પ્રસંગે આ જ વસ્તુ કહી હતી કે બિનકૉંગ્રેસીઓમાં માત્ર રાજાઓને જ નહીં પણ તેમની તમામ પ્રજાઓને, તમામ મુસલમાનોને જેમનું પ્રતિનિધિત્વ હિન્દુ મહાસભા કરતી હોય તે બધાને, તેમ જ જેઓ પોતાને કૉંગ્રેસી ન

"આપણે જો પ્રજાશાહી સરકાર જોઈતી હોય તો એ આવશ્યક છે કે લઘુમતીએ બહુમતીના શાસનને આધીન થવુ જોઈએ. આપણા દેશમા દરરોજ એ પ્રમાણે બને છે આપણે પ્રજાશાહી સ્વીકારીએ, પ્રજાશાહી પદ્ધતિ સ્થાપિત કરીએ તો અમુક વર્ગ, અમુક પક્ષ કે અમુક જાત બહુમતીમા આવવાની જ અને પ્રજાશાહી પદ્ધતિનુ એ પરિણામ આપણે સ્વીકારવુ જ પડવાનુ અત્યારે આપણને ગમતુ હોય કે ન ગમતુ હોય પણ બ્રિટિશ હિન્દમા કોંગ્રેસ પક્ષ બહુમતીમા છે એ નિર્વિવાદ છે . .

"હુ એમ કહેવા માગુ છુ કે આપણે એક તરફથી એવો દાવો કરીએ કે આ યુદ્ધ અમે સ્વતત્રતા અને પ્રજાશાહીને માટે લડીએ છીએ, અને બીજી તરફથી બ્રિટિશ સામ્રાજ્યના અમુક ભાગને, જે આપણે કબૂલ કરીએ છીએ અને ગવર્નર જનરલ પોતે પણ કબૂલ કરે છે કે સ્વરાજ માટે પૂરેપૂરો લાયક છે, તેને એ વસ્તુ આપવાની ના પાડીએ, તો હિન્દુસ્તાનના લોકો જરૂર કહેશે કે અનેક દાખલાઓમા આ એકનો વધારો થાય છે જ્યા બ્રિટન કહે છે એક વસ્તુ અને કરે છે બીજી વસ્તુ

"હિન્દી કોંગ્રેસે આપણા યુદ્ધહેતુઓની અને હિન્દુસ્તાન વિષેના આપણા ઇરાદાઓની સ્પષ્ટતા કરવાની જે માગણી કરી છે તેનો આપણે શો જવાબ આપવો જોઈએ? હુ સૂચવુ છુ કે આપણો જવાબ નીચે મુજબનો હોવો જોઈએ, અને તે આપણે અત્યારે જ આપવો જોઈએ

(૧) હિન્દુસ્તાનના લોકોને ખાતરી આપવી જોઈએ કે હિન્દુસ્તાનને સ્વરાજ આપવાનુ આપણુ તાત્કાલિક ધ્યેય છે

(૨) બ્રિટિશ હિન્દુસ્તાન માટે નવી મધ્યવર્તી ધારાસભાની અત્યારે જ ચૂટણી કરવાની આપણે સમતિ આપવી જોઈએ* તેમા કશી મુશ્કેલી જોતો નથી. એક નામદાર સભ્ય કહે છે કે હિન્દુસ્તાનમા અત્યારે ચૂટણી ન થઈ શકે કિનબેકમા જો અત્યારે ચૂટણી થઈ શકી છે તો હિન્દુસ્તાનમા કેમ ન થઈ શકે? અમલદારો બીજા કામમા રોકાયેલા હોય તો ચૂટણી માટે થોડા નવા અમલદારો રાખો

(૩) ધારાસભામા જે પક્ષ બહુમતીમા આવે તેણે સરકાર રચવી જોઈએ વાઈસરૉયે એમને પોતાની કારોબારી કાઉન્સિલ તરીકે નીમવા જોઈએ

(૪) એ વાત ખરી છે કે કાયદા પ્રમાણે અને અત્યારના બધારણ પ્રમાણે કારોબારી સમિતિ એ પ્રધાનમડળ ન કહેવાય. પણ બ્રિટિશ સરકાર એવી ખોળાધરી આપે કે ધારાસભાના ચૂટાયેલા સભ્યોમાથી નિમાયેલી કારોબારી સમિતિને એ જાણે પ્રધાનમડળ હોય એમ વાઈસરૉય બધી મહત્ત્વની બાબતમા ગણશે એટલે કે રાજા જેમ પ્રધાનમડળની સલાહ સ્વીકારે છે તેમ વાઈસરૉય પણ આ કારોબારી સમિતિની સલાહ સ્વીકારશે આમ કરતા આ પૃથ્વી ઉપરની કઈ ચીજ આપણને રોકી શકે એમ છે?

---

* ગણાવતા હોય એવા બધા વર્ગોને ગણીએ તો કોંગ્રેસ જ બિનકોંગ્રેસી બહુમતીના ભયમા આવી પડવાનો ખરુ જોતા સભવ છે

'તાત્કાલિક આવી વ્યવસ્થા કરવામાં આવે અને યુદ્ધ પૂરું થયા પછી પણ પૂર્ણ સ્વરાજ્ય આપવામાં આવશે એવું વચન આપવામાં આવે તો હું ખાતરીપૂર્વક માનું છું કે દુનિયામાં સ્વતંત્રતા અને પ્રજાશાહી સ્થાપવાના આપણા પ્રયત્નમાં આપણને હિન્દુસ્તાનના લોકોનો હૃદયપૂર્વકનો સહકાર મળશે. આપણી આવી જાહેરાતથી આપણે બ્રિટિશ હિંદનું દિલ જીતી લઈ શકીશું એટલું જ નહીં પણ હું માનું છું કે આપણાં આવાં પગલાંને એક મહાન અને સાચા પ્રજાતંત્રવાદી લોકોના એક મહાન કૃત્ય તરીકે આખી દુનિયા વધાવી લેશે.'

ત્યાર પછી યુનાઇટેડ પ્રેસને મુલાકાત આપતાં સર સ્ટેફર્ડે જણાવ્યું હતું કે,

'કોંગ્રેસની માગણી એ રાષ્ટ્રીય માગણી છે. તેમાં સઘળા લોકમતનો આવી જાય છે. આમજનતાનું તે એક જાહેરનામું છે. છતાં ભય એ રહે છે કે બ્રિટિશ સરકાર આ પ્રકારના જાહેરનામાની અવગણના કરશે. તેનું પરિણામ એ આવશે કે સવિનય કાયદાભંગને આપણે ઉત્તેજન આપીશું. કોંગ્રેસ માને છે કે તેની માગણીના ટેકામાં આખી આમજનતાનું નૈતિક બળ રહેલું છે. આજે કોંગ્રેસ તરફથી હાકલ થાય એની જ ઘણા હિંદીઓ તો આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા છે. તેમની અપેક્ષા એવી છે કે કોંગ્રેસ નેતૃત્વ લે. જનાબ ઝીણાની હિંદુસ્તાનના ભાગલા પાડવાની યોજના આમજનતાને પસંદ નથી. વળી એ પણ નિશ્ચિત છે કે ઘણા હિંદીઓ માને છે કે હિંસાથી આ ચળવળને નુકસાન પહોંચે એમ છે. હિંદુસ્તાનના મારા પ્રવાસ દરમ્યાન હું જુદા જુદા અનેક વર્ગના હિંદીઓને મળ્યો છું અને ઘણું મોટા ભાગના લોકોએ મારા ઉપર એવી છાપ પાડી છે કે હિંસક શબ્દો દુશ્મનોને મારતા નથી પરંતુ આપણી ચળવળ પ્રત્યે મૈત્રી ધરાવનારાઓને જ મારે છે. હિંદુસ્તાનમાં આજે દરેક જણ પછી તે ભણેલો હોય કે અભણ, તેને સ્વાતંત્ર્ય માટે અને ન્યાય માટે તમન્ના લાગી છે. તે આત્મનિર્ણયનો હક માગે છે. કોઈ એ વસ્તુનો ઇન્કાર કરી શકે એમ નથી કે આખા દેશમાં કોંગ્રેસનો ઘણો ભારે પ્રભાવ છે. બ્રિટિશ સરકારની ધૂંસરી તેણે ક્યારનીય ફગાવી દીધી હોત, પણ મુસ્લિમ લીગનો સહકાર મેળવીને તે આગળ વધવા માગે છે. તેથી જ હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય રોકાઈ રહ્યું છે.'

કોમી પ્રશ્નના તાત્કાલિક નિરાકરણ માટે તમારું રચનાત્મક સૂચન શું છે એમ પૂછવામાં આવતાં સર સ્ટેફર્ડે કહ્યું કે

'મારી ખાતરી છે કે હિંદુસ્તાનની મુક્તિ બંધારણ ઘડનારી લોકસભામાં જ રહેલી છે.'

આ પ્રકરણને અંગે ગાંધીજીની વાઈસરૉય સાથેની ચોથી અને છેલ્લી મુલાકાત, વાઈસરૉયના આમંત્રણથી તા. ૫-૨-૪૦ના રોજ થઈ. અઢી કલાક સુધી બંને વચ્ચે બહુ નિખાલસ વાતચીત થઈ, પણ કોઈ રસ્તો નીકળી શક્યો નહીં. એટલે બંને તરફથી નીચેની સંયુક્ત યાદી બહાર પાડવામાં આવી:

"નામદાર વાઈસરૉયના આમંત્રણના જવાબમાં ગાંધીજી આજે વાઈસરૉયને મળવા આવ્યા. બંને વચ્ચે ખૂબ લાંબી અને મિત્રાચારીભરી ચર્ચા થઈ. આખા

પ્રશ્નને તેમણે પૂરેપૂરો છણ્યો. વાતચીતનો આરંભ કરતાં જ ગાંધીજીએ સ્પષ્ટતા કરી કે કોંગ્રેસની કારોબારી સમિતિ તરફથી તેઓ કોઈ આદેશ લઈને આવ્યા નહોતા એટલે તેને બંધનરૂપ થઈ પડે એવી કશી વાત કરવાની તેમને સત્તા નહોતી. તેઓ પોતાના વ્યક્તિગત નાતે જ વાત કરી રહ્યા હતા.

'ના. શહેનશાહની સરકારની દરખાસ્તો અને ઇરાદાઓ ના. વાઈસરૉયે કંઈક વિગતથી રજૂ કર્યા. પ્રથમ તો તેમણે આગ્રહપૂર્વક જણાવ્યું કે હિંદુસ્તાનને વહેલામાં વહેલી તકે વસાહતી દરજ્જો (ડોમિનિયન સ્ટેટસ) મળે એવી બ્રિટિશ સરકારની અંતરની ઇચ્છા છે અને એ દરજ્જો પ્રાપ્ત થાય તે માટે પોતાની સત્તામાં હોય તે બધા ઉપાયો તે લેવા તૈયાર છે. પણ આ બાબતમાં કેટલાક મુદ્દાઓનું નિરાકરણ કરવામાં ખાસ કરીને રક્ષણના મામલાની બાબતમાં મુશ્કેલીઓ અને ગૂંચવણો રહેલી છે તે તરફ તેમણે ધ્યાન ખેંચ્યું. તેમણે એ પણ સ્પષ્ટ કર્યું કે વખત આવશે ત્યારે હિંદુસ્તાનમાંના બધા પક્ષો અને બધા હિતોના પ્રતિનિધિઓની સાથે સલાહમસલત કરીને આખો પ્રશ્ન તપાસી જવા માટે ના. શહેનશાહની સરકાર બહુ તૈયાર છે. વચગાળાનો સમય ટૂંકાવવાની અને શક્ય તેટલી સફળતાથી તે ઓળંગી જવાની ના. શહેનશાહની સરકારની બહુ આતુરતા છે.

"ના. વાઈસરૉયે એ વસ્તુ તરફ પણ ધ્યાન ખેંચ્યું કે વડોદરાના ભાષણમાં તાજેતરમાં જ પોતે જણાવ્યું હતું તેમ ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની સમૂહતંત્રની યોજના જોકે હાલતુરતને માટે મુલતવી રાખવામાં આવી છે, તોપણ તેમાં વસાહતી દરજ્જા માટે ઉતાવળામાં ઉતાવળું પગલું સમાયેલું છે. તેની સાથે હિતસંબંધ ધરાવતા સઘળાની સંમતિથી તેનો સ્વીકાર થાય તેમાં આ વસ્તુને લગતા ઘણા પ્રશ્નોનું નિરાકરણ સમાયેલું છે.

તેમણે એ પણ ઉમેર્યું કે ગયા નવેમ્બરમાં ગવર્નર જનરલની કારોબારી સમિતિનો તે વખતે દર્શાવેલા ધોરણે વિસ્તાર કરવાની જે ઑફર તેમણે કરી હતી તે હજી પણ ખુલ્લી જ છે અને ના. શહેનશાહની સરકાર તેને તત્કાળ અમલમાં મૂકવા તૈયાર છે.

લાગતાવળગતા પક્ષોની સંમતિને આધીન રહીને ના. શહેનશાહની સરકાર સમૂહતંત્રની યોજનાની વાત ફરી ઉપાડવા પણ તૈયાર છે જેથી કરીને યુદ્ધ પછી વસાહતી દરજ્જાની સ્થાપના ત્વરિત કરી શકાય અને તેમાંથી ઊભા થતા મુદ્દાઓનું નિરાકરણ સહેલું થઈ શકે.

'ગાંધીજીએ આ દરખાસ્તો જે વૃત્તિથી મૂકવામાં આવી હતી તે વૃત્તિ પ્રત્યે કદર વ્યક્ત કરી પણ તેની સાથે સાફ જણાવ્યું કે પોતાના વિચાર પ્રમાણે કૉંગ્રેસની પૂરેપૂરી માગણીને તે પહોંચી વળતી નથી. તેમણે સૂચવ્યું અને ના. વાઈસરૉયે સ્વીકાર્યું કે આ સંજોગોમાં ઊભી થયેલી મુશ્કેલીઓનું નિરાકરણ શોધવાના હેતુથી વધુ વાટાઘાટો કરવાનું હાલ તુરત માટે બંધ રાખવામાં આવે એ પસંદ કરવા જોગ છે.

મુલાકાતને બીજે દિવસે એટલે છઠ્ઠી ફેબ્રુઆરીએ ઇંગ્લંડ અને અમેરિકાના પત્રકારોનું મોટું મંડળ ગાંધીજીને મળ્યું. એ પત્રકારોમાં

'માન્ચેસ્ટર ગાર્ડિયન', 'ન્યૂસ ક્રૉનિકલ' અને 'ટાઇમ્સ' જેવાં લંડનનાં પત્રોના તેમ જ અમેરિકાના એસોસિયેટેડ પ્રેસના પ્રતિનિધિઓ હતા. તેમની સાથેની મુલાકાતમાં, વાઈસરૉય અને પોતાની વચ્ચે મુદ્દાનો મતભેદ શો હતો એ ગાંધીજીએ નીચેના શબ્દોમાં સમજાવ્યો:

"ના. વાઈસરૉયે કરેલી ઑફર (દરખાસ્ત) અને કૉંગ્રેસની માગણી એ બે વચ્ચે મુદ્દાનો તફાવત એ છે કે ના. વાઈસરૉયની ઑફરમાં હિન્દના ભાવિ વિષેનો અન્તિમ નિર્ણય કરવાનું બ્રિટિશ સરકારના હાથની વાત છે એમ કહેવામાં આવેલું છે, જ્યારે કૉંગ્રેસની કલ્પના એથી સાવ ઊલટી જ છે. કૉંગ્રેસની દૃષ્ટિએ ખરા સ્વાતંત્ર્યની કસોટી જ એ છે કે કોઈ પણ જાતની બહારની દરમ્યાનગીરી સિવાય હિન્દી પ્રજા પોતાનું ભાવિ નક્કી કરે. આ મુદ્દાનો મતભેદ જ્યાં સુધી ન ભૂંસાય અને ઇંગ્લંડ જ્યાં સુધી સાચે માર્ગે ન વળે એટલે કે એમ ન સ્વીકારે કે હિન્દને પોતાની મેળે પોતાનું બંધારણ ઘડવાનો અને પોતાનો દરજ્જો નક્કી કરવા દેવાનો સમય આવી પહોંચ્યો છે, ત્યાં સુધી હિંદ અને ઇંગ્લંડ વચ્ચે શાંતિમય અને માનભરી સમાધાની થવાનો કશો સંભવ હું જોતો નથી. આટલું થાય તો પછી દેશના રક્ષણનો, લઘુમતીઓનો, રાજાઓનો તેમ જ ગોરાઓના હિતોનો — એ બધા સવાલો આપોઆપ ઓગળી જશે."

વાઈસરૉય સાથેની મુલાકાત વિષે વિવેચન કરતાં 'હરિજન'માં ગાંધીજીએ લખ્યું:

"જેવી સ્પષ્ટતાથી ના. વાઈસરૉયે બ્રિટિશ નીતિનું નિરૂપણ કર્યું, તેવી જ સ્પષ્ટતાથી મેં કૉંગ્રેસની નીતિનું કર્યું. હું જાણું છું ત્યાં સુધી મંત્રણા આપણને સારું બંધ પડી ન કહેવાય. દરમ્યાન આપણે પ્રચાર દ્વારા આપણી માગણી દુનિયાને સમજાવવી જોઈએ. બ્રિટિશ સામ્રાજ્યની અદરની, કદાચ ભૂમિની એક વસાહત તરીકેનો એટલે કે દુનિયાના બિનયુરોપીય પ્રજાઓનું શોષણ કરવામાં ભાગીદારી કરનાર તરીકેનો દરજ્જો હિન્દ રાખી શકે નહીં. જો તેની લડત અહિંસા ઉપર ખડી હોય તો તેણે પોતાના હાથ વગર ખરડાયેલા રાખવા જોઈએ. આફ્રિકાવાસીઓની ચૂસમાં તથા વસાહતોમાં રહેતા આપણા પોતાના દેશબંધુઓ પ્રત્યેના અન્યાય અને અપમાનમાં ભાગીદાર ન થવાનો હિંદનો નિશ્ચય હોય તો તેને પોતાનો એવો સ્વતંત્ર દરજ્જો જ હોવો જોઈએ. એવા દરજ્જામાં શું શું સમાય અને તેનું સ્વરૂપ કેવું હોય એ બિનનું લખાણું ન લખાય. એનો નિર્ણય આપણે પોતે જ એટલે કે હિન્દી પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓએ કરવો જોઈએ. જ્યાં સુધી બ્રિટિશ રાજધુરંધરો આ વાત પાકે પાયે ન કબૂલે ત્યાં સુધી એનો અર્થ એ જ છે કે તેઓ પોતાના હાથમાંથી સત્તા છોડવા માગતા નથી."

લંડનના દૈનિક પત્ર 'ડેલી હેરલ્ડે' ગાંધીજીને તાર કરીને વાઈસરૉયની મુલાકાત વિષે સંદેશો માગ્યો. તેના જવાબમાં ગાંધીજીએ તાર કર્યો, તેમાં જણાવ્યું કે,

"નમાલદનો અને હિન્દ એ બેની વચ્ચે કશી સમાનતા નથી. હિન્દનો દાખલો તદ્દન સ્વતંત્ર અને નિરાળો છે એમ સમજીને એનો વિચાર કરવો જોઈએ. એ સ્પષ્ટ સમજવાની જરૂર છે કે જે કાયદા ચાલૂ કરવામાં આવે છે તે એકેએક બ્રિટને પેદા કરેલા છે. જે બન્યું છે તે બેશક સામ્રાજ્યશાહીને સારુ આવશ્યક હતું. પણ જો સામ્રાજ્યવાદ મરણ પામે તો બ્રિટને પેદા કરેલા કાયદા આપોઆપ ઊકલી જાય. દેશની રક્ષા એ એમાંનો મોટામાં મોટો કોયડો છે. પણ બ્રિટને હિંદને નિઃશસ્ત્ર શા સારુ કર્યું છે? હિન્દી સિપાઈઓ તેમના પોતાના જ દેશમાં પરદેશી કેમ બની ગયા છે? બ્રિટને રાજાઓને શા માટે નિપજાવ્યા અને કદી ન સાંભળેલી એવી સત્તાઓ તેમને શા સારુ આપી? બેશક પોતાનો પગ કાયમનો કરવા માટે. જબરદસ્ત યુરોપિયન હિતો કોણે અને શા માટે પેદા કર્યાં? આ ચાર સામ્રાજ્યશાહીના બુરજ હતા અને છનુ છે. શબ્દોની કોઈ પણ જાતની જાળ કે પ્રપંચ આ નગ્ન સત્યને ઢાંકી શકે એમ નથી. બ્રિટન જ્યારે હિન્દ ઉપરનો પોતાનો અનીતિનો કબજો ભગીરથ પ્રયત્ન કરીને તજી દેવાનો નિરધાર કરશે ત્યારે અચૂક તેનો નૈતિક વિજય થશે. પછી, જેમ રાત પછી દિવસ આવે છે તેમ એનો બીજો વિજય પણ ખચીત થશે. કેમ કે એમ બનશે ત્યારે આખા જગતનો અંતરાત્મા એના પક્ષમાં ભળશે. આજે આપવા કાઢી છે એવી કોઈ પણ આજપપાળ હિન્દના હૃદયને કે જગતના અંતરાત્માને ઢસાવી શકે એમ નથી."

આ બધી વાટાઘાટોનો સાર તા. ૧૦-૩-'૪૦ના રોજ નવસારીમાં આપેલા એક ભાષણમાં સરદારે પોતાની વિલક્ષણ ઢબે નીચે પ્રમાણે આપ્યો છે:

"જેને નાઝીઝમ કહે છે, જેમાં લોકશાસનનો નાશ રહેલો છે, તેનો વિજય હિન્દુસ્તાન નથી ઇચ્છતું. મિત્રરાજ્યોનો પરાજય પણ હિંદુસ્તાન નથી ઇચ્છતું. એટલે અમે વાઈસરૉયને યુદ્ધહેતુઓ વિષે પૂછવાનો નિર્ણય કર્યો. એનો જવાબ અત્યાર સુધી સીધો ન મળ્યો. પણ હવે મળવા લાગ્યો છે કે, તમે લાયક છો? જાઓ, મુસ્લિમો સાથે એટલે કે મુસ્લિમ લીગ સાથે ફેસલો કરીને આવો. એ થાય તો પછી કહે કે, રાજાઓ સાથે ફેસલો કરી આવો. એ થાય તો પછી અહીં અમેજોના આટલા બધા હિતસંબંધો છે, રેલવે છે, આટલું ધન ખરચ્યું છે એનું શું, એ વિચાર આવે. આમ બે બિલાડીઓની માફક, કોમ કોમને એ લડાવવા માગે છે.

"દુનિયામાં બીજે ક્યાંય નથી એટલા રાજાઓ અહીં છે, એ અમે કબૂલ કરીએ છીએ. હિન્દુ મુસલમાન વચ્ચે મેળ નથી, એ પણ કબૂલ કરશું. હા, ધન અહીં દાટેલું છે. પણ એ તમારું કે અમારું? આ બધા ઝઘડાનું મૂળ તમે છો. તમે એ દાખલ કર્યાં છે. એ અમે દાખલા સાથે બતાવ્યું છે.

"કોમી ભેદ દાખલ કર્યો ત્યારે અમે ઘણો વિરોધ કરેલો કે, આ કોમી બટવારો એ ઝેરનો પ્યાલો છે. હવે મુસલમાનો આજે એમ કહે છે કે, આમાં અમને તો કશું મળતું નથી, હિન્દુઓનું જ ચાલે છે.

"અલ્લાહાબાદમાં હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી, બધા એકઠા થયા અને ફેંસલો કર્યો કે, આપણને કોમી મતદારમંડળો ન જોઈએ, અને મુસલમાનો જે માગે તે આપવું. પણ તરત જ ત્યાંથી હિંદી વજીરે મુસલમાનોને તાર કર્યો કે,

તમે એમાં ભાગ નથી, અમે વધારે આપીશું અમે તો દાખલા સાથે બતાવ્યું છે કે, અમેને જ આપમૂને લડાઈ માટે છે

' એ તો કહે છે કે તમે જે લડો છો ત્યાં સુધી લડાઈની કામનું રક્ષણ કરવાનું ઈશ્વરે અમને સુપરત કર્યું છે તો આ લડાઈ પણ ઈશ્વરે તમને સુપરત કરેલી છે ત્યાં જ તમારો ફેંસલો થશે

" અમે કહ્યું કે તમે જાહેરનામું બહાર પાડો કે લોકપ્રતિનિધિસભા નિર્ણય કરશે તે અમે આપીશું એ કબૂલ રાખશો તો અમે મુસલમાનો સાથે ફેંસલો કરીને જ ઊઠીશું અને બહુમતીથી મતભેદ પડશે તો પંચ નિર્ણય કરશે એને લાગ્યું કે આમાં કાંઈ ઘોટાળો એમ નથી એટલે હવે કહે છે કે રાજાઓનું શું? ત્યારે અમે કહીએ છીએ કે એ તો તમારી રોતી સૃષ્ટિ છે

'રાજાઓની વ્યક્તિનો સવાલ જ નથી પણ એ છે કે અત્યારે રાજાઓની સંસ્થાઓનો અંત આવ્યો છે હિંદુસ્તાન કંઈ દુનિયાનો ટુકડો થોડું જ છે? જ્યાં રાજા છે ત્યાં પણ સત્તા તો પ્રજા પાસે છે અત્યારે જે સર્વોપરી સત્તા છે, તેને રાજા પણ નમે છે અને પ્રજા પણ નમે છે પણ એ તો કહે છે કે, અમે તો રાજાઓ સાથે કરારનામા કરેલા છે અમને શી ખબર કે કઈ કાળે કઈ રીતે શું લખાવી લીધું છે? દેશી રાજ્યની પ્રજાનો અધિકાર એક સળીપૂર પણ જાય એ કબૂલ કરવા કોંગ્રેસ તૈયાર નથી છતાં તમે એમ કહો કે અમારા આગ્રહ હિતો છે, આપણું લશ્કરી હિત છે, તો એનો તોડ થઈ શકે પણ લડાઈમાં હાર્યા તો રાજ ચાલી જવાના છે અને છત્ર તોય ખોખરાં થઈ જવાનાં છે આ લડાઈને અંતે કોઈ રાજ્ય ભી તને તાબે નહીં રહેવાનું વિચારોમાં ભારે પરિવર્તન થવાનાં છે '

[આ વરસનું કોંગ્રેસનું અધિવેશન માર્ચના ત્રીજા અઠવાડિયામાં બિહાર પ્રાંતમાં રામગઢ નામના સ્થળમાં ભરાયું સરકાર સાથેની વાટાઘાટોથી કોંગ્રેસનો જુવાન વર્ગ ખાસ કંટાળી ગયો હતો કોંગ્રેસમાં સમાજવાદી, સામ્યવાદી કિસાનસભાવાદી, ટ્રેડ યુનિયનવાદી રૉયવાદી, એમ અનેક જૂથો હતા એ બધાને ગાંધીજી કોંગ્રેસની અહિંસા નીતિનો જે અર્થ કરતા હતા એ જરાયે રુચતો નહોતો લડાઈને વખતે આપણે બ્રિટિશ સરકારને મૂંઝવવી ન જોઈએ એ ગાંધીજીનો વિચાર પણ તેમને વાજબી લાગતો નહોતો ઘણાને તો એમ લાગતું હતું કે સરકારને જબ્બર લડત આપવાનો આ જ ખરેખરો મોકો છે પણ એ બધાને સાથે સાથે એમ પણ લાગતું હતું કે લડતની સરદારી ગાંધીજી લે તો જ આપણે આખા દેશને સળગાવી શકીએ ગાંધીજી વિના દેશવ્યાપી લડત ન આપી શકાય એમ સહુ સમજતા હતા કારોબારી સમિતિને પણ એમ તો લાગતું જ હતું કે પ્રધાનો પાસે રાજીનામાં અપાવ્યા પછી આપણે કાંઈ ઉગ્ર પગલું ન ભરીએ તો કોંગ્રેસમાં નાસીપાસી પેદા થવાનો ભય છે બીજી તરફથી ગાંધીજી કોંગ્રેસનો સડો કોમી વિખવાદ વગેરે તરફ આગળથી ચીંધી સાવચેતી આપતા હતા એ પણ તેમને ખરી લાગતી હતી

એટલે યુદ્ધને લીધે પેદા થયેલી કટોકટી વિષે તથા સવિનય ભંગ વિષે રામગઢ કોંગ્રેસના ઠરાવમાં નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યું :

"યુદ્ધમાંથી હિન્દને અળગું રાખવા માટે અને પરદેશની ધૂસરીમાંથી હિન્દને મુક્ત કરવાના કોંગ્રેસના સંકલ્પનો અમલ કરવા માટે, જે પ્રાન્તોમાં કોંગ્રેસની બહુમતી હતી તે પ્રાન્તોના પ્રધાનો પાસે કોંગ્રેસે રાજીનામાં અપાવ્યાં. આ પ્રારંભિક પગલાની પછી સ્વાભાવિક રીતે જ બીજું પગલું સવિનય ભંગનું આવે. એ માટે કોંગ્રેસ બરાબર સંગઠિત થઈ જાય કે તરત અથવા તો એવા સંજોગો ઊભા થાય જે એકદમ કટોકટી ઊભી કરે તો તેવે પ્રસંગે ખચકાયા વિના એ પગલું કોંગ્રેસ લેશે. ગાંધીજીએ જાહેર કર્યું છે કે સવિનય કાયદાભંગ ઉપાડવાની જવાબદારી તેઓ ત્યારે જ લેશે જ્યારે તેમને ખાતરી થાય કે કોંગ્રેસીઓ કડક રીતે શિસ્તનું પાલન કરશે અને સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞામાં દર્શાવેલું રચનાત્મક કાર્ય કરવા તૈયાર છે. એ વસ્તુ તરફ કોંગ્રેસ સઘળા કોંગ્રેસીઓનું ધ્યાન ખેંચે છે.

"કોંગ્રેસનો પ્રયત્ન બધા વર્ગના અને બધી કોમોના લોકોનું જાતિ કે ધર્મનો ભેદભાવ રાખ્યા વિના પ્રતિનિધિત્વ કરવાનો અને તેમની સેવા કરવાનો છે હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય માટેની લડત એ પ્રજા સમસ્તની મુક્તિ માટેની લડત છે તેથી કોંગ્રેસ એવી આશા સેવે છે કે બધા વર્ગો અને બધી કોમો તેમાં ભાગ લેશે. સવિનય કાયદાભંગનો હેતુ આખા રાષ્ટ્રમાં બલિદાન આપવાનો જુસ્સો પેદા કરવાનો છે

"કોંગ્રેસ મહાસમિતિને અને એવો પ્રસંગ ઊભો થાય અને જરૂર પડે તો કારોબારી સમિતિને સત્તા આપે છે કે ઉપરના ઠરાવનો અમલ કરવાને માટે પોતાને યોગ્ય લાગે તેવાં પગલાં પોતે લઈ શકે."

કોંગ્રેસનો ઠરાવ પસાર થઈ ગયા પછી પ્રમુખની વિનંતીથી ગાંધીજીએ આખી પરિસ્થિતિ ઉપર હૃદય હલાવી નાખે એવું ભાષણ કર્યું. એના છેવટના ભાગમાં કોંગ્રેસીઓને તેમણે ગંભીર ચેતવણી આપી તે ભાગ નીચે આપ્યો છે:

"હું જાણું છું કે મારા વિના તમે નહીં લડો પણ તમે જાણી લેજો કે હું તો કરોડો દરિદ્રનારાયણોને ખાતર જ જીવું છું ને તેમને અર્થે જ મરવા ઇચ્છું છું તેથી તેમના પ્રતિનિધિ તરીકે જ હું અહીં બેઠો છું ને તેમના પ્રતિનિધિ તરીકે જ હું લડી શકું તેમના પ્રત્યેની મારી વફાદારી બીજી તમામ વફાદારીઓની ઉપર છે તમે મારો ત્યાગ કરો કે મને પથરાથી છૂંદી છૂંદીને મારી નાખો તોપણ હું રેંટિયાને છોડવાનો નથી કારણ કે હું જાણું છું કે રેંટિયાની શરત ઢીલી કરું તે જ ઘડીએ મૂંગા દરિદ્રનારાયણોને માથે પાયમાલી ઊતરશે ને ઈશ્વર મારી પાસે એનો જવાબ માગશે તેથી જો તમને રેંટિયામાં મારા જેવી શ્રદ્ધા ન ઉપજી શકતી હોય તો હું તમને વીનવું છું કે મને છોડો રેંટિયો સત્ય અને અહિંસાનું બાહ્ય પ્રતીક છે સત્ય અહિંસાની તમારા અંતરમાં પ્રતિષ્ઠા નહીં હોય તો રેંટિયો પણ તમને નહીં ખપે. યાદ રાખજો કે બહારની તેમ જ અંતરની બંને શરતો તમારે પાળવાની છે અંતરની શરત પાળશો તો વિરોધીનો દ્વેષ તમે છોડશો, એના નાશના રસ્તા નહીં તાકો, તે માટે નહીં

મથો, પણ એને સારુ ઈશ્વરની કરુણા ભાખરો. સરકારના કુકર્મોની વહી વાચવા પાછળ એ કામ ન થતે કારણ એના કરવૈયાઓનો આપણે હૃદયપલટો કરવો છે તેમને પણ અંતે મિત્ર બનાવવા છે સ્વભાવે કરીને તો કોઈ જ દુષ્ટ નથી અને જે બીજા છે તો આપણે શું ગોરા છીએ? આ મનોવૃત્તિ સત્યાગ્રહના મૂળમા રહેલી છે એ તમને કબૂલ ન હોય તો હું તમને વીનવુ છું કે મારો ત્યાગ કરો કારણ કે મારા કાર્યક્રમમા શ્રદ્ધા વિના અને મારી શરતો સ્વીકાર્યા વિના તમે આમા પડશો તો મને બરબાદ કરશો, જાતે બરબાદ થશો અને દેશના કાર્યને બરબાદીએ પહોચાડશો'

આ જ અરસામા બીજા બે મોટા બનાવો બન્યા તેની નોધ લઈને આ પ્રકરણ પૂરુ કરીશુ

રામગઢની કોગ્રેસ વખતે રામગઢમા જ એક બીજી મોટી પરિષદ સુભાષબાબુની આગેવાની નીચે ભરાઈ એનુ નામ સમાધાન વિરોધી પરિષદ એવુ રાખવામા આવ્યુ હતુ સુભાષબાબુના મત અને વિચારો જોડે જેમને કશી લેવાદેવા નહોતી એવા પણ ઘણા જાતજાતના લોકો એમા એકઠા થયા હતા એ બધાને કોગ્રેસની કારોબારી સમિતિ પ્રત્યે રોષ હતો એટલે જ એનો વિરોધ કરવાની આ તક તેમણે સાધી હતી એ લોકો કોગ્રેસ કારોબારી સમિતિની સામે એવો પ્રચાર કરી રહ્યા હતા કે એ તો બ્રિટિશ સરકાર જોડે સમાધાન કરવાને ખડે પગે તૈયાર છે અને દેશના હિતને ભોગે પણ એ સમાધાન કરી લેશે આપણે ઉપર જોઈ ગયા છીએ કે જો માનભરી રીતે અને દેશનુ હિત સાધીને સમાધાન થતું હોય તો એવા સમાધાનનો કોગ્રેસને કશો વાધો નહોતો. દેશનું ભલુ કોઈ રીતે થાય એટલી જ કોગ્રેસને તો ઇન્તેજારી હતી પણ વિરોધના પોકારો જ કરવાના હોય ત્યા સ્વાભાવિક રીતે જ લોકોની કમી પડતી નથી એટલે સુભાષબાબુવાળી પરિષદ સારી પેઠે ધામધૂમથી થઈ અને તેણે કોગ્રેસનો પેટભરીને વિરોધ કર્યો પણ સુભાષબાબુ પોકળ વિરોધ કરનારા નહોતા આગળ ઉપર લાગ સાધીને તેઓ હિંદુસ્તાન બહાર ચાલ્યા ગયા અને હિંદને સ્વતંત્ર કરવાના ઉદ્દેશથી જર્મની તથા જાપાન સાથે ભળ્યા ત્યા તેમણે આઝાદ હિંદ ફોજ સ્થાપી પણ છેવટે તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો એ વિગતોમા અહીં ઊતરવાની જરૂર નથી

બીજી મહત્ત્વની ઘટના તે આ જ અરસામા લાહોર મુકામે મળેલી મુસ્લિમ લીગની પરિષદ હતી જ ઝીણા અને મુસ્લિમ લીગના બીજા આગેવાનો કેટલાક વખતથી મુસલમાનો અને હિંદુઓ એ બે ભિન્ન પ્રજાઓ છે અને હિંદુસ્તાનના બે ભાગલા પાડી નાખ્યા સિવાય દેશમા શાંતિ સ્થપાઈ શકવાની નથી એમ કહેતા હતા લાહોરમા મુસ્લિમ લીગના વાર્ષિક અધિવેશને આ વસ્તુ સ્વીકારી લીધી અને પાકિસ્તાનનો ઠરાવ કર્યો

## ૩૦

# ગાંધીજી કૉંગ્રેસની જવાબદારીમાંથી મુક્ત થાય છે

શિયાળા દરમ્યાન યુરોપની લડાઈ કાંઈક ધીમી ચાલતી હતી, પણ ૧૯૪૦ના એપ્રિલ મહિનાના આરંભમાં જર્મનીએ પશ્ચિમ ઉપર જબરદસ્ત આક્રમણ શરૂ કર્યું. બેલ્જિયમ, હૉલૅન્ડ, ડેનમાર્ક અને નૉર્વે એ દેશોએ એક પછી એક થોડા જ દિવસોમાં શરણાગતિ સ્વીકારી. પછી ફ્રાન્સ ઉપર તેણે ચડાઈ કરી. એની મદદમાં ઇંગ્લંડે પોતાની તૈયાર રાખેલી તમામ ફોજ ફ્રાન્સમાં ઉતારી. પણ ફ્રાન્સ અને ઇંગ્લંડનાં લશ્કરો જર્મની સામે ઝીક ઝીલી શક્યાં નહીં. ચૌદમી જૂને ફ્રાન્સ પડ્યું. બ્રિટિશ ફોજ બહુ ખુવારી વેઠીને ડંકર્કથી મહામુશ્કેલીએ ઇંગ્લંડ ભેગી થઈ શકી. ઇંગ્લંડમાં ભારે ખળભળાટ થયો. ચેમ્બરલેન પ્રધાનમંડળે રાજીનામું આપ્યું અને બધા પક્ષોનું મિશ્ર પ્રધાનમંડળ રચવામાં આવ્યું. મિ. વિન્સ્ટન ચર્ચિલ વડા પ્રધાન થયા. મિ. એમરી હિન્દી વજીર થયા. જર્મનીએ ઇંગ્લંડ ઉપર ભારે હવાઈ આક્રમણ શરૂ કર્યું, અને ઇંગ્લંડ ઘેરાય જેવી દશામાં આવી પડ્યું. છતાં ઇંગ્લંડના આ નવા પ્રધાનમંડળના હિન્દ પ્રત્યેના વલણમાં કશો ફેર પડ્યો નહીં.

આ સ્થિતિમાં કૉંગ્રેસે કેવું વલણ લેવું એ નક્કી કરવાનો મોટો પ્રશ્ન કારોબારી સમિતિ આગળ આવ્યો. તેની બેઠક જૂનની ૧૭મીએ વર્ધામાં થઈ. ઇંગ્લંડ પોતે જ જર્મની સામે ટકશે કે કેમ એ, તે વખતે શંકાસ્પદ હતું એટલે પરદેશી આક્રમણ અને અંદરની અનવસ્થા સામે પોતાનો બચાવ પોતે જ કરી લેવાની તૈયારી રાખવી જોઈએ એવી હિન્દની સ્થિતિ હતી. કૉંગ્રેસે બ્રિટિશ પાસેથી સ્વરાજ મેળવવા માટે અહિંસાની નીતિ સ્વીકારેલી હતી પણ પોતાના હાથમાં રાજ્યસત્તા આવે તે વખતે અથવા તો દેશના રક્ષણને માટે અથવા તો પરદેશી આક્રમણ સામે દેશનો બચાવ કરવા અથવા તો આંતરિક અંધાધૂંધી સામે લોકોનું રક્ષણ કરવા તે લશ્કરનો ઉપયોગ ન જ કરે એવું કંઈ કૉંગ્રેસે નક્કી કરેલું નહોતું.

ગાંધીજીની સ્થિતિ જુદી હતી અહિંસા તેમને માટે એક નીતિ નહોતી પણ ધર્મ હતો. દરકોઈ હાલતમાં તેઓ અહિંસાને વળગી રહેવાના નિશ્ચયવાળા હતા. અને દેશની આમજનતા તેમાં એમને પૂરો સાથ આપશે એવો તેમને વિશ્વાસ હતો. ૧૯૩૮ના સપ્ટેમ્બરમાં જ્યારે યુરોપમાં લડાઈના ભણકારા સંભળાતા હતા ત્યારે દિલ્હીમાં મળેલી કારોબારી સમિતિ આગળ

તેમણે એ પ્રશ્ન ઊભો કર્યો હતો કે, "કૉંગ્રેસે ૨૦ વરસ સુધી પોતાની આંતરિક નીતિ તરીકે અહિંસાને અપનાવી છે. હવે એવો સમય આવી પહોંચ્યો છે, જ્યારે કૉંગ્રેસે અહિંસાના પ્રયોગનો વિસ્તૃત ક્ષેત્રમાં અમલ કરવાને તૈયાર થવું જોઈએ." તેમણે કારોબારી સમિતિને કહ્યું કે, "તમારે જાહેર કરવું જોઈએ કે સ્વતંત્ર હિંદુસ્તાન પણ હિંસાને તિલાંજલિ આપશે અને દેશનું રક્ષણ કરવા માટે પણ લશ્કર રાખશે નહીં." ગાંધીજીનો ઉદ્દેશ અહિંસાનો સંદેશો દુનિયાને પહોંચાડવાનો હતો. પોતાના દેશ પાસે જ તેઓ અહિંસા ન સ્વીકારાવી શકે તો પછી બીજાઓ આગળ એની વાત શી રીતે કરી શકે? પણ કારોબારી સમિતિ આ સ્થિતિ સ્વીકારી શકે એમ નહોતું. તેમણે પોતાની મુશ્કેલીઓ ગાંધીજી આગળ મૂકી. એટલામાં મ્યુનિકના કોલ-કરારો થયા અને લડાઈ મુલતવી રહી, એટલે એ વાત એટલેથી અટકી. યુદ્ધ શરૂ થયા પછી ૧૯૩૯ના નવેમ્બર મહિનામાં જ્યારે ગાંધીજીને વાઈસરૉયને બીજી વાર મળવા જવાનું હતું ત્યારે તેમણે કારોબારીને ફરી કહ્યું કે કૉંગ્રેસને માર્ગદર્શન આપવાની જવાબદારીમાંથી તમારે મને મુક્ત કરવો જોઈએ, અને મને મારી ઢબે અહિંસાને રસ્તે જવા દેવો જોઈએ. કારોબારી સમિતિની વિનવણીથી ફરી તેમણે પોતાનો નિર્ણય મુલતવી રાખ્યો. રામગઢ કૉંગ્રેસમાં પણ આ વાત નીકળેલી. પણ કારોબારી સમિતિના સભ્યોના આગ્રહથી મુલતવી રહેલી. પણ ફ્રાન્સના પતન પછી એવી પરિસ્થિતિ ઊભી થઈ હતી કે કૉંગ્રેસે તથા ગાંધીજીએ પોતપોતાની સ્થિતિ વિષે સ્પષ્ટ નિર્ણય કરી લેવો જોઈએ. વ્યક્તિગત રીતે કારોબારીના કેટલાક સભ્યો ગાંધીજીને સાથ આપવા તૈયાર થાય, પણ એમને લાગતું હતું કે દેશ અહિંસાને ઝીલવા તૈયાર નથી, અને દેશ પ્રત્યેની પોતાની જવાબદારી તેઓ છોડી શકે નહીં. એટલે ગાંધીજીને પોતાને માર્ગે જવા દેવાની મોકળાશ આપવી એ તેમને યોગ્ય લાગ્યું. પોતાના ઠરાવમાં અહિંસાના પ્રશ્ન ઉપર તેમણે નીચે પ્રમાણે જાહેરાત કરી:

> "જોકે કારોબારી સમિતિ માને છે કે કૉંગ્રેસે સ્વતંત્રતા માટેની પોતાની લડતમાં અહિંસાના સિદ્ધાંતને ચુસ્તપણે વળગી રહેવાનું ચાલુ રાખવું જોઈએ, છતાં જ્યાં સુધી કૉંગ્રેસે જનતા ઉપર પૂરતા પ્રમાણમાં અહિંસક કાબૂ મેળવ્યો નથી અને પ્રજાએ પણ જ્યાં સુધી સંગઠિત અહિંસાનો પાઠ પૂરતા પ્રમાણમાં પચાવ્યો નથી ત્યાં સુધી જે માણસો જોડે એને કામ લેવું રહ્યું છે તેમની ત્રુટીઓ તથા અપૂર્ણતાઓ પ્રત્યે, તેમ જ સંક્રાંતિના તથા ઊથલપાથલોના આ કાળમાં આવી પડે એવાં જોખમો અને ભય પ્રત્યે તેનાથી આંખ મીંચી શકાય એમ નથી. આ પ્રમાણે ઊભી થયેલી ગૂંચ ઉપર કારોબારી સમિતિએ ખૂબ વિચારણા કરીને તે એવા નિર્ણય ઉપર આવી છે કે ગાંધીજી જોડે છેઠ સુધી તે ચાલી શકે તેમ નથી આમ છતાં તે એ પણ સમજે છે કે એમને પોતાને એમના મહાન આદર્શનો

પણ એમની જ રીતે ખેડવાની છૂટ રહેવી જોઈએ તેથી હિન્દમાં તેમ જ દુનિયામાં અત્યારે બાહ્ય આક્રમણ તેમ જ આન્તરિક અનવસ્થા પરત્વે પ્રતીત રહેલી સ્થિતિમાં કોંગ્રેસે ચલાવવાના કાર્યક્રમ તથા પ્રવૃત્તિને અંગેની જવાબદારીમાંથી કારોબારી ગાંધીજીને છૂટા કરે છે."

જવાહરલાલજી, સરદાર, રાજાજી તથા બીજા કેટલાક સભ્યો ઉપરના ઠરાવની તરફેણમાં હતા, જ્યારે રાજેન્દ્રબાબુ, ડૉ. પ્રફુલ્લ ઘોષ, કૃપાલાનીજી તથા શ્રી શંકરરાવ દેવ ગાંધીજી સાથે પૂરેપૂરા જવા તૈયાર હતા એટલે તેમણે કારોબારી સમિતિમાંથી રાજીનામાં આપ્યાં પણ પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદે તેમને સમજાવ્યા કે જ્યાં સુધી બ્રિટિશ સરકાર આપણી વાત સ્વીકારી લેતી નથી ત્યાં સુધી સક્રિય મદદ આપવાની કે અહિંસા છોડી દેવાની વાત ઉપસ્થિત થતી નથી. એટલે અત્યારે તમારે રાજીનામાં આપવાની જરૂર નથી આ ઉપરથી તેઓ કારોબારીમાં ચાલુ રહ્યા. પણ ખાનસાહેબ અબદુલ ગફારખાનને એવી રીતે પણ સંતોષ ન થયો તેમને પોતાને વિષે તથા પોતાના ખુદાઈ ખિદમતગારો વિષે શ્રદ્ધા હતી કે કોઈ પણ સંજોગોમાં તેઓ અહિંસાને વળગી રહેશે, એટલે તેઓ કોંગ્રેસમાંથી નીકળી ગયા

ત્યાર પછી ના રજી ઑગસ્ટ જુલાઈ સુધી દિલ્હીમાં કારોબારી સમિતિની બેઠક મળી તેમાં તેણે નિર્ણય સ્પષ્ટ કર્યું કે જો કોંગ્રેસની માગણીઓ સ્વીકારવામાં આવે તો કોંગ્રેસ દેશના આર્થિક અને નૈતિક બધાં સાધનો સંગઠિત કરવાનો પ્રયત્ન કરશે અને દેશના બચાવને માટે પોતાની પૂરી શક્તિ ખર્ચશે

વર્ધાના તથા દિલ્હીના ઠરાવો ઉપર વિવેચન કરતાં સરદાર અને રાજાજી વિષે ગાંધીજીએ જે ઉદ્‌ગારો કાઢ્યા તે નોંધવા જેવા છે

> "ભલે અત્યારે સરદાર અને હું નોખે માર્ગે જતા દેખાઈએ, તેથી કંઈ અમારાં હૃદય થોડાં જ જુદાં પડે છે? નોખા પડતા હું તેમને રોકી શકતો હતો. પણ એમ કરવું મને યોગ્ય ન લાગ્યું રાજાજીની દૃઢતા સામે આગ્રહ ધરવો ખોટું ગણાત એમને પણ હું રોકી શકત તેમ કરવાને બદલે મેં ઉત્તેજન આપ્યું — આપવાનો ધર્મ માન્યો જો નવા જણાતા ક્ષેત્રમાં અહિંસાનો પ્રયોગ સફળ કરી બતાવવાની શક્તિ મારામાં હશે, મારી શ્રદ્ધા ટકી રહેશે, જનતાને વિષે મારો જે અભિપ્રાય છે તે સાચો હશે, તો રાજાજી અને સરદાર પૂર્વની જેમ મારી સાથે જ હાથ મિલાવ્યા કરશે"

દિલ્હીના ઠરાવ વિષે લખતાં તેમણે કહ્યું

> "પસાર થયેલો ઠરાવ ઘડનાર રાજાજી હતા મારી ભૂમિકા સાચી હોવા વિષે હું જેટલો નિઃશંક હતો તેટલા જ તેઓ પોતાની ભૂમિકાના ખરાપણા વિષે નિઃશંક હતા તેમના આગ્રહ, સાહસ તેમ જ નિરભિમાન આગળ સાથીઓ

માત થયા તેમની મોગામા મોટી જીત તો સરદારને પોતાના મતના તેઓ કરી શકયા, એ છે મે જો રાજાજીને અટકાવવા ધાર્યા હોત તો તેઓ પોતાનો ઠરાવ રજૂ કરવાનો વિચારસરખો ન કરત પણ મારે પોતાને વિષે જેટલી ઉત્કટતા અને આત્મવિશ્વાસનો દાવો હુ કરું છુ તેટલી જ ઉત્કટતા અને આત્મવિશ્વાસ મારા સાથીઓમા પણ ટોવાનુ કબૂલ છુ'

સરદારને માટે આ જેવો તેવો પ્રસગ નહોતો નિર્ણય ઉપર આવતા પહેલા ભારે હૃદયમથનમાથી તેમને પસાર થવુ પડયુ

તા ૧૯-૭-'૪૦ના રોજ ગુજરાત પ્રાંતિક સમિતિ આગળ અમદાવાદમા આપેલા ભાષણમા પોતાની મનસ્થિતિનું તેમણે સુદર વર્ણન કર્યું છે

"બાપુના લેખો તમે વાચ્યા હશે તેઓ લખે છે કે સરદાર તો પાછા આવશે જ હુ તો કયારે ગયો નથી અને આવ્યો નથી મે તો ગજરાતના અને બહારના પ્રતિનિધિ તરીકે કારોબારી સમિતિમા અભિપ્રાય આપ્યો છે મુલક વિષેનુ મારુ નિદાન ખોટુ હશે તો મારા જેટલો આનદ કોઈને નહી થાય

'મે તો બાપુને કહ્યુ કે તમે હુકમ કરતા હો કે મારી પાછળ પાછળ આવો તો મને તમારા ઉપર એટલી શ્રદ્ધા છે કે આખો મીચીને દોડુ. પણ એ તો કહે છે કે મારા કહેવાથી નહી, તમને પોતાને સૂઝ પડતી હોય તો મારે માર્ગે ચાલો હું એમની સાથે ચાલી શકુ તો તમારા કોઈ કરતા હુ વધારે રાજી થાઉ પણ જેમા મને સૂઝ ન પડતી હોય તેમા સૂઝ પડે છે એવુ મારાથી શી રીતે કહેવાય? મારે અથવા કોઈએ પણ બાપુની સાથે બેઈમાની નહી કરવી જોઈએ

'અત્યારના સજોગોમા અહિસાનો સપૂર્ણ પ્રયોગ કરવો કોગ્રેસ માટે શક્ય નથી અમારી શક્તિની મર્યાદા છે બાપુની અને અમારી વચ્ચે મુલકની શક્તિના માપ વિષે જ મતભેદ છે આ એક વ્યક્તિની વાત નથી વ્યક્તિ તો ગમે તેટલી ઊચી જઈ શકે પણ આખી સસ્થાને સાથે લઈ જવાની વાત છે

'સમાજ ઉપર અત્યાચારો કરનાર સાથે જરૂરી હિસા વાપર્યા વગર કામ ચલાવી શકીશુ એમ મારી મતિ પહોચતી નથી સિદ્ધાતોની ચર્ચાનો આ સમય નથી તમારે બધાએ વિચારવુ જોઈએ કે અદરની અવ્યવસ્થા અને બહારના આક્રમણની સામે થોડો હિસાનો ઉપયોગ ઇચ્છો છો કે નહી?

"બાપુએ સવાલ તો એ મૂકયો કે મારો પ્રયોગ કરવાની મને સપૂર્ણ સ્વતત્રતા હોવી જોઈએ તે માટે એમણે અમારો ત્યાગ કર્યો છે અમે કહ્યુ કે તમારા જેટલી શ્રદ્ધા ન હોવાથી એટલા વેગથી અમે તમારી પાછળ આવી ન શકતા હોઈએ તો અમારે તમારી ઉપર બોજારૂપ ન થવુ જોઈએ

'અત્યારના લોકો મને આજ સુધી બાપુનો અધ અનુયાયી કહેતા હતા જો એવો હોઉ તો અમરર થાઉ પણ જોઉ છુ કે તેવો નું નથી આજે પણ કહુ છુ કે તમે અત્યારની લેતા હો તો અમે તમારી પાછળ ચાલીશુ પણ એ તો કહે છે કે હવેથી આખે તમારી અક્કલ પ્રમાણે ચાલો

"બાપુજી આપણી પાસે આંધળી વફાદારી ઇચ્છતા નથી. આપણી શક્તિ કેટલી છે તે આપણે એમને સાફ સાફ કહી દેવું જોઈએ. કૉંગ્રેસની અંદર જે વસ્તુ નથી, તે છે એમ કહી ચલાવવા જઈએ તો એ ચાલવાનું નથી, એથી નુકસાન થવાનું છે. આપણે અત્યાર સુધી અહિંસાના પ્રયોગો કર્યા એ ઠીક કર્યું. પણ લોકોમાં જે કાયરપણું છે, જ્યાં ઊભા છે ત્યાંથી આગળ ચાલી નથી શકતા તેનું શું કરવું? ત્યાં ને ત્યાં ઊભા રહેવાનો આ સમય નથી. આપણી પાસે પસંદગી કરવાનો સમય આવ્યો છે. તમારામાંથી જેઓ કેવળ રચનાત્મક કાર્યમાં પડેલા છો અને કોઈ પણ સંજોગોમાં અહિંસાને વળગી રહેવા ઇચ્છો છો તેમને માથે અમારા કરતાં વધારે જવાબદારી છે. તમને એમ લાગતું હોય કે, કૉંગ્રેસ ખોટે રસ્તે જાય છે, તો તો તમારે વિના સંકોચે એનો બોજો ઉપાડી લેવો જોઈએ. હું તો જરૂર એ તમને આપીશ."

ત્યાર પછી તા. ૨૭ તથા ૨૮મી જુલાઈએ પૂનામાં કૉંગ્રેસ મહાસમિતિની બેઠક થઈ. ભારે વાદવિવાદ પછી વર્ધા તથા દિલ્હીની કારોબારી સમિતિના ઠરાવો મંજૂર રાખવામાં આવ્યા. એ ઠરાવોને મંજૂરી આપતો ઠરાવ ૯૧ વિ૦ ૬૩ મતે પસાર થયો. રાજેન્દ્રબાબુએ એમનો પોતાનો તથા સાથીઓનો મત ત્યાં જણાવ્યો, અને સાથે સાથે એમ કહ્યું કે અમે મહાસમિતિના ઠરાવનો વિરોધ નહીં કરીએ પણ તટસ્થ રહીશું. ઠરાવનો વિરોધ કરનારાઓએ હિંસા અહિંસાને કારણે તેનો વિરોધ નહોતો કર્યો. પણ તેમને એમ લાગતું હતું કે આવો ઠરાવ કરવામાં કૉંગ્રેસ પોતાની નબળાઈ બતાવે છે અને તેનો લાભ લઈ સરકાર કૉંગ્રેસને કચડી નાખશે. કારણ તે વખતે ઘણા પ્રાંતોમાંથી કૉંગ્રેસના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓની સંખ્યાબંધ ધરપકડો થતી હતી. મહાસમિતિની બેઠકમાં ૧૮૮ સભ્યો હાજર હતા. એટલે રાજેન્દ્રબાબુએ અને એમના વિચારને મળતા મહાસમિતિના બીજા સભ્યોએ તટસ્થ રહેવાને બદલે ઠરાવની વિરુદ્ધ મત આપ્યા હોત તો ઠરાવ ઊડી જવાનો પૂરેપૂરો સંભવ હતો.

જોકે આ ઠરાવમાં એમ તો હતું જ કે સ્વરાજ્યપ્રાપ્તિની પોતાની આંતરિક લડત માટે કૉંગ્રેસ અહિંસાની નીતિને જ વળગી રહે છે, તોપણ કૉંગ્રેસની માગણીઓ સ્વીકારવામાં આવે તો બ્રિટનના પક્ષે રહી યુદ્ધમાં સક્રિય મદદ કરવાના આ ઠરાવથી લોકોમાં ભારે બુદ્ધિભેદ તો ઊભો થયો જ. ધાર્મિક શ્રદ્ધા તરીકે અહિંસાના સિદ્ધાંતને માનનારા બહુ જ થોડા લોક હશે. છતાં કૉંગ્રેસના પ્રમુખ નેતાઓમાં આ બાબતમાં મતભેદ ઊભો થયો એ લોકોની નજરે ચડ્યા વિના રહ્યો નહીં.

## ૩૧
# વ્યક્તિગત અવિનય ભંગ, કોમી રમખાણો અને સરદારની બીમારી

વર્ધા અને દિલ્હીના ઠરાવોને મહાસમિતિની બહાલી મળી ગયા પછી સરદાર અને રાજાજી તો એમ જ માનતા હતા કે બ્રિટિશ સરકાર કોંગ્રેસની માગણીઓ સ્વીકારશે અને યુદ્ધમાં કોંગ્રેસની સક્રિય મદદને આવકારશે પણ તા. ૮મી ઑગસ્ટે વાઈસરૉયે પોતાનું જાહેરનામું પ્રગટ કર્યું એમાં કોંગ્રેસને આવકારવાનું એક પણ ચિહ્ન નહોતું વાઈસરૉયે પોતાના જાહેરનામામાં જણાવ્યું કે હિંદુસ્તાનના રાજદ્વારી નેતાઓ સાથે તથા ના. શહેનશાહની સરકાર સાથે સલાહમસલત કર્યા પછી મને એવું જાહેર કરવાની ફરમાસ થઈ છે કે મારી કારોબારી સમિતિમાં જોડાવાને માટે કેટલાક પ્રતિનિધિત્વ ધરાવતા હિંદીઓને મારે આમંત્રણ આપવું અને યુદ્ધની બાબતમાં સલાહ આપવા માટે મારે એક કાઉન્સિલ સ્થાપવી લઘુમતીઓના પ્રશ્ન ઉપર તેમણે જાહેર કર્યું કે રાજ્યની જવાબદારી હું કોઈ એવી સંસ્થાને ન સોંપી શકું, જેની સત્તા વિશાળ અને બળવાન લઘુમતીઓ સ્વીકારવાને તૈયાર ન હોય એવી લઘુમતીઓને પરાણે તાબે થવાનું મારાથી કહી શકાય નહીં ટૂંકમાં વાઈસરૉયની કારોબારી સમિતિમાં જુદા જુદા મતોનું અને વિચારોનું પ્રતિનિધિત્વ ધરાવતી વ્યક્તિઓને લઈ એને કંઈક વધુ વિશાળ બનાવવા સિવાય બીજી કશી મુદ્દાની વાત આમાં નહોતી એ સમિતિને વાઈસરૉયને સલાહ આપવા સિવાય બીજી કશી સત્તા નહોતી એની સલાહ વાઈસરાયે માનવી જોઈએ એવું પણ તેમાં નહોતું હિંદી વજીર મિ. એમરીએ આ જ પ્રકારનું જાહેરનામું તા. ૧૪મી ઑગસ્ટે બ્રિટિશ પાર્લમેન્ટમાં કર્યું પાર્લમેન્ટમાં તેમને પુછાયેલા એક પ્રશ્નના ઉત્તરમાં તેમણે જે જવાબ દીધો તે ઉપરથી તો એમ જ જણાતું હતું કે હિંદુસ્તાનની પરિસ્થિતિને તેઓ બિલકુલ ગંભીર લેખતા નહોતા આ બધું કોંગ્રેસ કારોબારી સમિતિની આંખો ઉઘાડી દેવાને માટે પૂરતું હતું

કોંગ્રેસ કારોબારીની બેઠક વર્ધામાં તા. ૧૮મી ઑગસ્ટે મળી રાષ્ટ્રપતિની વિનંતીથી ગાંધીજી એ બેઠકમાં હાજર રહ્યા પાંચ દિવસ સુધી વિચારણા કર્યા પછી કારોબારીએ એક લાંબો ઠરાવ પસાર કર્યો તેમાં તેમણે જણાવ્યું કે

"હિન્દુસ્તાનના લોકોની વિશાળ બહુમતીની ઇચ્છાની વિરુદ્ધ જઈને અને પરિણામોની પરવા કર્યા વિના બ્રિટિશ સરકારે પોતાની મરજી હિંદ ઉપર ઠોકી બેસાડવાનો નિર્ણય કર્યો છે તેથી અતિશય ગભીર પરિસ્થિતિ પેદા થઈ છે કોંગ્રેસની માગણીઓનો તેણે ઇનકાર કર્યો છે એ વસ્તુ હિન્દુસ્તાનને તલવારને જોરે કબજે રાખવાના બ્રિટિશ સરકારના નિશ્ચયની સાબિતી છે પોતાનો આ હેતુ બર લાવવાને માટે સેકડો કાર્યકર્તાઓ, જેમા કોંગ્રેસના ચુનદા સેવકો છે, તેમને ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ, જેને લોકમતનો જરાયે ટેકો નથી, તેની નીચે વીણી વીણીને પકડીને કોંગ્રેસનુ બળ તોડી નાખવાના પ્રયત્નો તેણે કરવા માડયા છે બ્રિટિશ સરકારને તેની આફતને સમયે ન મૂઝવવાની કોંગ્રેસની નીતિનો અનર્થ કરવામા આવે છે અને તેને ધુત્કારવામા આવે છે પોતાની સ્થિતિ ખરી છે એ પુરવાર કરવા માટે તથા પ્રજાના માનઆબરૂ અને સ્વાતત્ર્યનુ રક્ષણ કરવાને માટે લડત ચલાવવાની એ કોંગ્રેસને ફરજ પાડે છે હિન્દુસ્તાનના કરોડો મૂગા અને મહેનત મજૂરી કરનારા લોકોના આત્યતિક કલ્યાણ અને તેમની મારફત સમસ્ત દલિત માનવતાના કલ્યાણ સિવાય કોંગ્રેસનો બીજો કશો જ ઉદ્દેશ નથી

"પરિસ્થિતિની ગભીરતા ધ્યાનમા લેતા કારોબારી સમિતિ તા ૧૫મી સપ્ટેમ્બર ને રવિવારે મહાસમિતિની બેઠક બોલાવવાનુ નક્કી કરે છે

"આ કારોબારી સમિતિ તમામ કોંગ્રેસ સસ્થાઓને આદેશ આપે છે કે તેમણે પોતાની પ્રવૃત્તિઓ પુરજોસથી ચલાવવી ખાસ કરીને તાજેતરમા ઊભી થયેલી ઘટનાઓ અને તે વિષે કોંગ્રેસની સ્થિતિ લોકોને સમજાવવી સત્યાગ્રહ કમિટીઓએ એ ધ્યાન રાખવુ કે, જે લોકોએ પ્રતિજ્ઞા લીધેલી છે તેઓ પ્રતિજ્ઞાની શરતો પ્રમાણે વર્તે અને રચનાત્મક કાર્ય તથા કોંગ્રેસની બીજી પ્રવૃત્તિઓ ચલાવે"

મુબઈમા તા ૧૫મી સપ્ટેમ્બરે મળનારી મહાસમિતિની બેઠકમા સવિનય ભગનો ઠરાવ જરૂર પસાર થશે એમ સરદાર માનતા હતા તે માટે ગુજરાતને તૈયાર કરવા તેમણે ભાષણો આપવા માડયા તેમાથી થોડાક ઉતારા અહી લઈશુ

તા ૮-૯-'૪૦ના રોજ મળેલી વઢવાણની જાહેર સભામા તેમણે કહ્યુ

"લડાઈ થઈ ત્યારે કોંગ્રેસે સલ્તનતને પૂછ્યુ અમને પૂછ્યા વગર અમારા સ્વાર્થે કે પરમાર્થે તમે અમને યુદ્ધમા દાખલ થયેલા ગણ્યા એ તો ઠીક, પણ હવે તો એ પરમાર્થ સમજાવો જેથી અમારો સ્વાર્થ કે પરમાર્થ જે હોય તે સમજીને અમે પગલુ ભરી શકીએ પણ આપણને સીધો જવાબ ન મળ્યો મીઠી મીઠી વાતો કરી બાર બાર મહિના મમલત ચલાવી દેશમાથી ચાર ગાધીજીએ વાઈસરૉયને બારણે ધક્કા ખાધા પણ સ્વીકાર કરવા જેવુ કાઈ ન મળ્યુ આપણે ધીરજ ખૂબ રાખી કારણ કે મુસીબતને સમયે પજવણી કરવાનો આપણો ઇરાદો ન હતો

'પણ હવે ધીરજનો અત આવી રહ્યો છે સલ્તનતને પોતાનુ રૂપ પ્રગટ કરવા માડ્યુ છે આપણામા અત્યારે એ ભાગલા પાડી રહી છે ભાગલા પાડવા

હોય તો ભલે પાડે, પણ જે રાષ્ટ્રીયત્વ ઊભું થયું છે તેનો નાશ કદી નહીં થાય. અત્યારે તો તેઓ વિરોધી બળોને એકત્રિત કરી કૉંગ્રેસને કચરી નાખવા માગે છે પણ ધીરા ખમો ૧૫મી તારીખે મહાસમિતિ મળશે ત્યારે નિર્ણય થશે.

"અત્યાર સુધી સરકારે જે કંઈ કર્યું તે પ્રજાને રાજી કરીને કર્યું છે કે દબાવીને કર્યું છે? એક પણ બંધારણનો સુધારો રાજીખુશીથી નથી કર્યો. ટાંટ પકડાવાનો વખત આવ્યો ત્યારે થયું છે ગઈ લડાઈમાં મદદ કરવાને પરિણામે રોલેટ કાયદો કરવાનું પણ તેઓ ચૂક્યા નહોતા. આ લડાઈને પરિણામે શું કરવા જેવું રહેશે તે તો ભગવાન જાણે.

"છતાંયે દેશને સ્વાતંત્ર્ય મળતું હોય તો અમે મદદ કરવા તૈયાર થયા એ માટે તો ગાંધીજીનો વિરોધ કર્યો, આપણી ત્રીસ વરસની નીતિ છોડવા તૈયાર થયા, પણ એ તો જો તેઓ પુરાવો આપે તો, મોઢે મોઢે કહે તેથી નહીં આપણે માગણી કરી કે મધ્ય સરકારમાં રાષ્ટ્રીય રાજ્યતંત્ર દાખલ કરો 'સ્ટેટ્સમૅન' જેવા ઍંગ્લો ઇન્ડિયન છાપાએ પણ કહ્યું કે, સરકારમાં જો મુત્સદ્દીઓ હશે તો કૉંગ્રેસની ઑફર સ્વીકારી લેશે કૉંગ્રેસે આવી ઑફર કદી કરી નથી હવે પછી કદી કરશે પણ નહીં હવે તો સૌ કૉંગ્રેસીઓ કહેશે કે, 'રાઈના પહાડ તો રાતે ગયા' 'તેરા તેલ ગયા તો મેરા ખેલ ગયા'

"હવે તો આપણે મુંબઈમાં ગાંધીજીને સરદારી આપી દેવાના અને કહેશે તેમ કરવાના સરકાર શું કરે છે તે શાંતિથી જોયા કરીશું ભલે કામચલાઉ સરકાર ઊભી કરે આપણા તો પરદેશીઓ પણ દુશ્મન નથી, તો દેશીઓ દુશ્મન શાના? જો સરકારમાં એવી સત્તા હોય કે તે ઝીણા અને સાવરકરને સાથે બેસાડી શકે તો પછી કરવા જેવું બાકી શું રહ્યું? ઉંદર બિલાડી અંદર શું કરે છે તે આપણે તો બહાર રહીને જોતું છે બાકી દેશમાં રાષ્ટ્રીયત્વની જે ભૂખ લાગી છે તેને મારનાર શક્તિ આખા જગતમાં કોઈ નથી

"અત્યારની લડાઈની પાછળ કોઈનું પાપ હશે ત્યારે જ આ બધું થતું હશે ને? કૉંગ્રેસ કહે છે કે આગલું પુણ્ય કરી ગયા તો સારું થશે દોઢસો વરસથી અમારા ઉપર ચડ્યા છો તે ઊતરી જાઓ તેઓ કહે છે અમે ઊતરી જઈએ તો તમારું શું થશે? અલ્યા ભાઈ, દોઢસો વરસ રાજ્ય કર્યા પછી આ પૂછો છો તો અત્યાર સુધી તમે શું કર્યું? આ તો પેલા ચોકીદાર જેવું થયું ચોકીદાર માલિકને પૂછે છે કે હું જઈશ તો તારું શું થશે? અલ્યા ભાઈ, તું તો જા કાં બીજો ચોકીદાર રાખી લઈશું કાં ચોકી કરતા શીખી લઈશું પણ આ ચોકીદાર તો જતો નથી ને વારવાર લડ જ બતાવ્યા કરે છે

"બીજા સ્વતંત્ર મુલક જેવી હિન્દની સ્થિતિ હોત તો અત્યારે ટાપુમાં ભરાઈ જઈને ગોળા ખાવા પડે છે તે ખાવા પડત?

* * *

"સલ્તનતનો ટોટો પકડાયો છે ત્યારે પણ આપણને કહે છે કે તમે તમારું સ્વતંત્ર રાજ્ય ચલાવી શકો તેમ નથી તમારામાં કુસંપ છે અમારી નૈતિક જવાબદારી અમે છોડી શકતા નથી એ નૈતિક જવાબદારીનો પડદો પાછળની વસ્તુ ભયંકર છે આપણે ત્યાં કયા પક્ષો અને હિતો છે એનું તો નામ નથી

પાડતા. પડદામાંથી તો એવું માલૂમ પડે છે કે, આવી મુશ્કેલીમાં આવી પડેલી સત્તા આમ બોલે છે ત્યારે એમાં કાંઈ ઈશ્વરી સંકેત હોવો જોઈએ. આપણે માટે તો જે પરિણામ આવે તે જ જોવું યોગ્ય છે. આપણે નિરાશ થવાનું નથી. જાગ્રત જ રહેવાનું છે. આ લોકો ના કહે છે તેમાં જ આપણે માટે લાભ હશે.

* * *

"હવે કાંઈ આ લાંબું ચાલવાનું નથી. જે વેગથી વિનાશ ચાલી રહ્યો છે તે વેગથી ચાલ્યાં જ કરશે તો ટૂંક વખતમાં ઉકેલ આવી જવાનો છે. આમાં તો ઘણી પાપી શક્તિઓ હોમાઈ જશે. આ તો દુનિયા પરનો ભાર ઉતારવા માટે કુદરતી કોપ થયો છે. આપણું કામ તો એ છે કે ફરીથી સંકટ ન જ આવે, એવું કરવું જોઈએ."

તા. ૯-૯-'૪૦ના રોજ અમદાવાદની જાહેરસભામાં ભાષણ આપતાં આ વસ્તુ સરદારે વધુ સ્પષ્ટ કરીને સમજાવી:

"બાર મહિના પહેલાં જ્યારે આ લડાઈ શરૂ થઈ ત્યારે હિન્દને લડાઈમાં સંડોવવામાં આવ્યું. ન તો એ બાબત કોઈને પૂછ્યું, ન રાજાઓને પૂછ્યું, ન મુસ્લિમોને પૂછ્યું, ન પ્રજાના કોઈ પક્ષને કે પ્રતિનિધિને પૂછ્યું. કૉંગ્રેસે તેનો વિરોધ કર્યો. જ્યારે હિન્દનું લશ્કર હિન્દની બહાર મોકલવામાં આવ્યું ત્યારે તેનો વિરોધ કરવા વડી ધારાસભામાંથી કૉંગ્રેસના પ્રતિનિધિઓને પાછા ખેંચી લેવામાં આવ્યા. એ અમે જાણીએ છીએ કે જેની સામે તમારો વિરોધ છે તેની સામે અમારો પણ વિરોધ છે. પણ આ લડાઈમાં તમે શા માટે ઊતર્યા છો તેનો સ્પષ્ટ હેતુ અમને સાફ સાફ સમજાવો તો અમે બધો ભૂતકાળ ભૂલી જઈને પણ તમને મદદ કરવા તૈયાર છીએ. અમને પૂછ્યાગાછ્યા વિના લડાઈમાં ફેંક્યા છે તેમ છતાં અમે તમને સાથ આપીએ, જો અમને એ સમજ પાડવામાં આવે કે લડાઈ પછી તમે હિન્દનું કંઈક હિત કરવા ધાર્યું છે. આપણી આ માગણીને સરકાર તરફથી ટાળવાનો પ્રયત્ન થયો.

"ખરી વાત એ છે કે આ લડાઈ એકલા યુરોપની નવરચના કરવા માટે નથી, એશિયા અને આફ્રિકાના કાળા લોકોની વહેંચણી કઈ રીતે કરવી અને તેમના પરનું રાજ્ય કેવી રીતે મજબૂત કરવું, તેને માટે છે. લડાઈનો આ હેતુ સ્પષ્ટ અને સાફ છે.

"બ્રિટન કહે છે કે નાના નાના મુલકોની સ્વતંત્રતા રક્ષવાની ખાતર અમે આ યુદ્ધ લઈ બેઠા છીએ. ત્યારે અમેરિકા અને જગતના બીજા દેશોમાં પુછાતું હતું કે, હિન્દની સ્વતંત્રતાનું શું? જગતભરના દેશોમાં જ્યારે આવો પ્રચાર થવા માંડ્યો ત્યારે આ લોકોએ જુદા પેંતરા રચ્યા. હિન્દના પ્રતિનિધિઓને સલ્તનતના પ્રતિનિધિએ બોલાવ્યા ને કહ્યું : 'અમે સ્વતંત્રતા આપી દેવા માગીએ છીએ. હિન્દ એ તો અમારે ગળે બંધાયેલું ધરીનું પડ છે. પણ શું કરીએ? હિન્દ હજુ સ્વતંત્રતાને લાયક નથી. એને સ્વતંત્રતા આપીએ તો હિન્દમાં ઠેર ઠેર ખુનામરકી, લૂંટફાટ, મારામારી, વગેરે અંધાધૂંધી ફાટી નીકળે, કોઈ કોમ સલામત ન રહે. આમ ન થવા દેવાની અમારી નૈતિક જવાબદારી છે.' આ જાતનો

પ્રચાર તેમણે કરવા માડ્યો બ્રિટનના મુત્સદ્દીઓ પ્રચાર માટે અમેરિકામા પહોચ્યા છે

કોંગ્રેસે તો કહ્યુ હતુ કે જો અમારી ખરા હૃદયની મદદ ઇચ્છતા હો તો વાઈસરોયની કાઉન્સિલવાળી વાત બધ કરી તેની જગ્યાએ બધા પક્ષની રાષ્ટ્રીય સરકાર બનાવો એમા કોંગ્રેસના લીગના બીજા મુસલમાનોના હિંદુ મહાસભાના અને બીજા પક્ષના પ્રતિનિધિઓ હોય ભલે તેમા અગ્રેજ પણ રહે પણ આ તત્ર પ્રજાને જવાબદાર હોવુ જોઈએ તેની સાથે તમારે એટલુ કહેવુ જોઈએ કે જ્યારે લડાઈ બધ થશે ત્યારે હિંદના બધાય પ્રાતોના અને પક્ષના ચૂટાયેલા પ્રતિનિધિઓ જે બધારણ ઘડે તેમા તમે દસ્તખત કરશો પણ તેમણે તો એક પણ વાત કબૂલ ન કરી અને પહેલાની એની એ જ વાત ફરીથી કહેવા માડી આ તો ત્રણ ચાર સિવિલ સર્વન્ટોવાળી વાઈસરોયની કાઉન્સિલને ખાની મોટી કરવાની વાત છે તેમા તમે આવો અને મદદ કરો એ જ વાત છે વાઈસરોયના તમે સલાહકાર ગણાઓ છતા તેમને જે કઈ કરવુ હોય તે તેઓ કરે બધી ચાવીઓ વાઈસરોયના હાથમા જ રહે આવા શભુમેળામા તમે પણ આવીને બેસો એ જ વાત છે આ કઈ નવી વાત નથી ત્રણ ચાર વાર વાત કરી હતી એની એ વાત તેઓ ફરીથી રજૂ કરે છે

કોંગ્રેસની ચોખ્ખી વાત છે કે આ વારના લડાઈના સમયમા એ સરકારને પજવણી કરવા નથી માગતી પણ કોંગ્રેસની દરખાસ્તને તિરસ્કારવામા આવે છે વાઈસરોયનુ જાહેરનામુ એ તો કોંગ્રેસની હસ્તી પર એક ઘા છે થાય તે કરી લો એવો પડકાર એમા ગર્ભિત રીતે રહેલો છે હિંદી વજીરે જે વાત કરી છે તેમા પણ નવુ કઈ નથી

મુબઈની બેઠકમા હવે એક જ કામ કરવાનુ છે મહાત્માજીને કહેવાનુ છે કે તમે પાછા આવો અને તમે કહેશો તેમ કરીશુ હવે એ કહેશે તેમ આપણે કરવાનુ છે તેમા હિંદુસ્તાનની શક્તિની કોંગ્રેસની શક્તિની પરીક્ષા થવાની છે કોંગ્રેસનો હેતુ જો સાચો હશે તેની દાનત સાચી હશે અને મુલકની તેણે સાચી સેવા કરી હશે તો તે દેખાવાનુ છે બલ સત્તા બીજાઓ પાસે જાય કોંગ્રેસ એવી જાજમ ઉપર નહી બેસે જેમા કાંટા જડેલા છે નાઝીવાદ અને શાહીવાદ આમ તો સરખા જેવા જ છે એક પ્લેગ છે અને બીજો કોગળિયુ છે કોગળિયુ ઘરમા છે અને પ્લેગ બહાર છે

સ્ત્રીઓને તો આપણી પરસે જબરદસ્તીથી આ લડાઈ ઠોકી બેસાડી છે કોંગ્રેસ પાસે હવે બીજો કોઈ રસ્તો નથી તમને બધાને એક છેલ્લી વિનતી છે કે આ આપણો આખરી સોદો છે આપણે એક જ વસ્તુ કરવાની છે તે એ છે કે કોઈની હિંસા ન કરવી કોઈને દુઃખ થાય તે ન કરવુ સ્વરાજના સ્વપ્ન ખાતર આપણે બધુ કષ્ટ સહન કરવુ આજે જિંદગીની કોઈ કિંમત નથી વિમાનમા ગોળાઓ ભરીને ધડાકે વિમાનીઓ જાનને ખિસ્સામા લઈને જાય છે હજારો માણસો પોતાના જાન હાથમા લઈને ફરે છે આપણે પણ જ્યારે આપણી હસ્તી ઉપર હુમલો થાય છે ત્યારે શો જવાબ આપવો?

"આ સમયે તમે કોઈ એવી આશા ન રાખતા કે કોંગ્રેસ બધો વખત રોકાણી આવે. દરેકની પોતાની ફરજ છે કે તેણે લડાઈના ખુલ્લા મેદાનમા આવી જવુ જોઈએ મને તો ચોખ્ખા ચિહ્ન જણાય છે કે લડાઈ આવી રહી છે હવે ફરી આપણે માગીએ કે ન માગીએ હિંદના આધુનિક ઇતિહાસના પડતરની જવાબદારી આપણે અદા કરવાની છે"

પછી મહાસમિતિની બેઠક મુંબઈમાં થઈ. તા ૧૬મી સપ્ટેમ્બરે તેણે જે ઠરાવ પસાર કર્યો, તેમાં હિંદુસ્તાનની તત્કાળ પૂરતી જ નહી, પણ સ્વતંત્ર થયા પછીની નીતિ પણ જાહેર કરી. એ રીતે એ ઠરાવ આજે પણ મહત્ત્વનો ગણાય નીચે તે આખો આપ્યો છે

"હિંદુસ્તાનમા પડેલી રાજપ્રકરણી આંટીનો ઉકેલ આણવાને અને બ્રિટિશ પ્રજા સાથે સહકાર કરીને રાષ્ટ્રનું હિત સાધવાને કારોબારી સમિતિએ—મહાત્મા ગાંધીનો સહકાર જતો કરીને પણ—તા ૭મી જુલાઈના તેના દિલ્હીના ઠરાવમા બ્રિટિશ સરકારની આગળ એક ઓફર (દરખાસ્ત) કરી હતી તેને પાછળથી પૂનામા મહાસમિતિએ મંજૂરી આપી હતી એ દરખાસ્તને બ્રિટિશ સરકારે એવી રીતે ધુત્કારી કાઢી છે કે, તે ઉપરથી ચોક્કસ દેખાઈ આવે છે કે હિંદુસ્તાનને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વીકારવાનો તેનો જરા પણ ઇરાદો નથી તેનું જો ચાલે તો તે બ્રિટિશ શોષણને સારુ અમર્યાદિત મુદતને માટે આ દેશને પોતાના તાબામા રાખી મૂકે બ્રિટિશ સરકારનો આ નિર્ણય બતાવે છે કે તે હિંદુસ્તાન પાસે બળજબરીથી પોતાનું ધાર્યું કરાવવા માગે છે તેની દમનની નીતિ એ પણ બતાવે છે કે તેણે પ્રજાના બહુ જ મોટા ભાગની મરજી વિરુદ્ધ જર્મની સામેની લડાઈમા હિંદુસ્તાનને સામેલ કર્યું છે અને લડાઈને સારુ તેની રાષ્ટ્રીય સાધનસામગ્રીનું તે શોષણ કરી રહી છે તેનો વિરોધ કરવા સારુ લોકમત છૂટથી પ્રગટ થાય એ તે સહન કરવા તૈયાર નથી

"જે રાજનીતિ હિંદુસ્તાનના આઝાદી માટેના જન્મસિદ્ધ હક્કનો ઇનકાર કરે છે, જે લોકમતને છૂટથી પ્રગટ થવા દેતી નથી અને જેને પરિણામે પોતાની પ્રજાની અવનતિ થાય છે અને ગુલામી ચાલુ રહે છે, એવી રાજનીતિની મહાસમિતિ બરદાસ્ત ન કરી શકે આવી રાજનીતિ ચલાવીને સરકારે અસહ્ય પરિસ્થિતિ પેદા કરી છે પ્રજાની આબરૂ અને મૂળભૂત હક્કોની રક્ષાને સારુ લડત ઉપાડવાની તે કોંગ્રેસને ફરજ પાડી રહી છે ગાંધીજીની આગેવાની તળે હિંદની આઝાદીની રક્ષાને સારુ અહિંસાથી કામ લેવાને કોંગ્રેસ પ્રતિજ્ઞાબદ્ધ છે તેથી રાષ્ટ્રની આઝાદીની હિલચાલના આ અતિ ગંભીર અને વિષમ પ્રસંગે મહાસમિતિ તેમને વિનંતી કરે છે કે જે પગલું લેવું ઘટે તેમા તેઓ કોંગ્રેસને દોરે મહાસમિતિએ પૂનામા બહાર રાખેલો દિલ્હીનો ઠરાવ જે તેમને તેમ કરતા રોકતો હતો, તે હવે રહ્યો નથી તે રદ થઈ ગયો છે

'મહાસમિતિ બ્રિટિશ પ્રજા પ્રત્યે તેમ જ યુદ્ધમા સંડોવાયેલી ઇતર પ્રજાઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે જોખમ અને સંકટની સામે બ્રિટિશ પ્રજા જે શૂરાતન અને સહનશક્તિ બતાવી રહી છે તેની પણ કોંગ્રેસીઓથી સ્તુતિ

કર્યા વિના રહેવાય એમ નથી. બ્રિટિશ પ્રજા સામે તેમને કશો દ્વેષ હોઈ શકે નહીં. તેને સંકટામણમાં નાખવાના ઇરાદાથી કોઈ પણ કામ કરતાં કૉંગ્રેસને તેની સત્યાગ્રહની ભાવના રોકે છે. પણ આ સ્વેચ્છાએ સ્વીકારેલો સંયમ એટલી હદ સુધી ન લઈ જઈ શકાય કે જેથી કૉંગ્રેસની હસ્તી જ નાબૂદ થવા પામે. અહિંસા ઉપર રચાયેલી પોતાની નીતિને અનુસરવાની પૂરેપૂરી છૂટ પોતાને હોવી જોઈએ એવો આગ્રહ કૉંગ્રેસે રાખવો જ જોઈએ. છતાં જો અહિંસક પ્રતિકારની લડત અનિવાર્ય જ થઈ પડે તો તેને પ્રજાના સ્વાતંત્ર્યની રક્ષાને માટે આવશ્યક એટલી હદથી આગળ લઈ જવાનો હાલ તુરત કૉંગ્રેસનો જરાયે ઇરાદો નથી.

કૉંગ્રેસની અહિંસાની નીતિને વિષે અમુક ગેરસમજ પેદા થઈ છે તે જોતાં આ મહાસમિતિ ફરી વાર સાફ સાફ કહેવા માગે છે કે આ ગેરસમજ જેના પરથી થવા પામી તે અગાઉના ઠરાવોમાં ગમે તે કહેવાયું હોય તોપણ અહિંસાની નીતિ ચાલુ છે. આ સમિતિ દૃઢતાપૂર્વક માને છે કે અહિંસાની નીતિ અને તેનું આચરણ કેવળ સ્વરાજની લડત માટે જ આવશ્યક છે એમ નથી. સ્વતંત્ર હિંદુસ્તાનમાં પણ જેટલે અંશે તેનો પ્રયોગ શક્ય હોય તેટલે અંશે કરવાનો જ છે. આ સમિતિની દૃઢ પ્રતીતિ છે અને જગતના તાજેતરના બનાવોએ એ બતાવી આપ્યું છે, કે જગતે જો લડવા થકી કરીને આત્મનાશ ન કરવો હોય ને પાછા રાનટી દશાને ન પહોંચવું હોય તો જગતમાં સંપૂર્ણ શસ્ત્રસંન્યાસ અને નવી વધારે ન્યાયી એવી રાજકીય અને આર્થિક સમાજરચના આવશ્યક છે. તેથી સ્વતંત્ર હિંદુસ્તાન જગતના શસ્ત્રસંન્યાસની તરફેણમાં જ પોતાનું બધું વજન નાખશે. તેણે જાતે આ કામમાં પહેલ કરવાને અને આગેવાની લેવાને તૈયાર રહેવું જોઈએ. બેશક એવી આગેવાનીનો આધાર બહારની અને અંદરની પરિસ્થિતિ ઉપર તો રહેશે જ. પણ હિંદુસ્તાનની રાષ્ટ્રીય સરકાર શસ્ત્રસંન્યાસની આ નીતિનો અમલ કરવાને પોતાથી બનતો બધો પ્રયત્ન કરશે. અસરકારક શસ્ત્રસંન્યાસનો અને રાષ્ટ્રો વચ્ચેના વિખવાદોનો અંત આણીને વિશ્વશાન્તિની સ્થાપના કરવાનો આધાર છેવટે તો એ વિખવાદોના અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંઘર્ષોના કારણોના નિવારણ ઉપર રહે છે. એક દેશની બીજા દેશ ઉપરની શિરજોરી અને એક પ્રજા કે વર્ગને હાથે થતું બીજાનું શોષણ અટકાવીને જ આ કારણો મૂળમાંથી નાબૂદ કરી શકાય. એ ધ્યેયની સિદ્ધિ માટે હિંદુસ્તાન શાંતિપૂર્વક મહેનત કરશે. એ ધ્યેયની સિદ્ધિ માટે જ હિંદુસ્તાનની પ્રજા મુક્ત અને સ્વતંત્ર રાષ્ટ્રનું પદ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. જગતની શાંતિ અને પ્રગતિની સિદ્ધિને અર્થે જગતના સ્વતંત્ર રાષ્ટ્રોના સંઘમાં નિષ્કપટ ભાગ લેવામાં હિંદની એ સ્વતંત્રતા મંગળાચરણરૂપ થઈ પડશે.'

ઉપરનો ઠરાવ પંડિત જવાહરલાલે રજૂ કર્યો અને સરદારે તેને ટેકો આપ્યો. પણ મેમાંથી ઘણાએ તેના ઉપર ભાષણ ન કરતાં, તે ઉપર બોલવા ગાંધીજીને વિનતી કરી. ગાંધીજીએ બહુ લંબાણ વિવેચન કરીને સમજાવ્યું કે ત્યારથી અત્યાર સુધીનું કૉંગ્રેસનું વલણ બરાબર સમજાય ... પોતે

બ્રિટનને આ યુદ્ધમાં બિનશરતે નૈતિક ટેકો આપવા તૈયાર હતા, છતાં અત્યારે સવિનય ભંગની લડતની આગેવાની લેવા કેમ તૈયાર થયા છે તે પણ સમજાવ્યું. ગાંધીજી અને કોંગ્રેસ કહેતાં હતાં કે તેની આફતને વખતે અમે બ્રિટિશ સરકારને વધુ મૂંઝવણમાં નાખવા નથી ઇચ્છતાં. તો પછી તેની સામે સવિનય ભંગની લડત શા માટે? એવો પ્રશ્ન ઘણા પૂછતા હતા. તેના ખુલાસામાં ગાંધીજીએ પોતાના ભાષણમાં જણાવ્યું કે,

"મેં ફરી ફરીને કહ્યું છે કે જે વખતે બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ સરકારની હસ્તી જ જોખમમાં આવી પડી છે તેવે વખતે તેમને મૂંઝવણમાં નાખવાનો અપરાધ હું નહીં કરું. હું એમ કરું તો મારો સત્યાગ્રહ લાજે, હું અહિંસાને બેવફા નીવડું ને જે સત્યને હું પ્રાણથી પણ પ્રિય ગણું છું તેનો મારે હાથે જ ધ્વંસ થાય. મારાથી એ ન બની શકે. ત્યારે એ જ માણસ આજે સવિનય ભંગની લડતનો ભાર ઉપાડવાને તમારી આગળ ઊભેલો છે તેનું શું કારણ? એવો એક કાળ આવે છે જ્યારે માણસ નબળાઈથી દુર્ગુણને સદ્‌ગુણ માની લે છે. સદ્‌ગુણ પોતે પણ જ્યારે તેના આસપાસના સંજોગોથી અને જે હેતુને સારુ તેની હસ્તી હોય તે હેતુથી વિખૂટો પાડવામાં આવે તો દુર્ગુણ બની જાય છે. તેથી મને લાગ્યું કે કોંગ્રેસની મદદે હું ન ધાઉં અને ભલેને ધ્રૂજતા ધ્રૂજતાં તેનું સુકાન હાથમાં ન લઉં તો હું મને પોતાને બેવફા નીવડીશ. હું બ્રિટિશ પ્રજાનો પાકો મિત્ર હોવાનો દાવો કરું છું. પણ હું જો ખોટી લાજશરમથી કે લોકો રખેને મારે વિષે ઊલટો અભિપ્રાય બાંધે એ બીકથી, કે અંગ્રેજો પોતે મારા ઉપર ગુસ્સે થશે એ વિચારથી, તેમને એવી ચેતવણી ન આપું કે હવે સંયમનો સદ્‌ગુણ એ અમારે માટે દુર્ગુણ બની ગયો છે કેમ કે તે કોંગ્રેસની હસ્તીને જ નાબૂદ કરશે, જે ભાવનાથી આ સંયમ રાખેલો તે ભાવનાને જ એ હણશે, તો મેં તેમના પ્રત્યે અમિત્રનું વર્તન કર્યું ગણાય.

"મારા અર્થની ચોખવટ કર્યા વિના હું સરકારની સામે સવિનય ભંગનું શસ્ત્ર ઉગામવાનો નથી. વાઇસરૉયના પહેલા જાહેરનામાથી માંડીને ભારતમંત્રીના તાજેતરના ભાષણ લગીના અને ત્યાર પછી સરકાર જે પગલાં ભરી રહી છે, ને જે નીતિ આચરી રહી છે તે બધાનો હું એકંદરે શો અર્થ કરું છું, તે હું વાઇસરૉયને જણાવીશ. સરકારના આ બધા કામોની મારા ઉપર સરવાળે એવી છાપ પડી છે કે આખા રાષ્ટ્રની સામે કંઈક અઘટિત થઈ રહ્યું છે, કંઈક અન્યાયનું આચરણ ચાલી રહ્યું છે અને આઝાદીનો અવાજ ગૂંગળાઈ જવાની અણી ઉપર છે. હું વાઇસરૉયને કહીશ કે અમારે તમને મૂંઝવવા નથી અને તમારી લડાઈની તૈયારી વિષેના પ્રયત્નમાં વિઘ્ન નાખવું નથી. અમે નિર્વિઘ્ને અમારે રસ્તે જઈએ, તમે તમારે રસ્તે જાઓ. અહિંસાનું પાલન એ આપણી વચ્ચેની શરત હોય. અમે જો લોકોને અમારું કહેવું સમજાવી શકીશું તો તેઓ લડાઈના કામમાં કશો હિસ્સો નહીં આપે. તેથી ઊલટું જો તમે જુઓ કે નૈતિક સિવાયનું બીજું કશું દબાણ અમે વાપરતા નથી છતાં લોકો લડાઈના કામમાં મદદ કરે છે તો અમારે ફરિયાદ કરવાનું કારણ નહીં રહે. રાજાઓ પાસેથી, જમીનદારો પાસેથી, ઊંચા કે નીચા કોઈની

પણ પાસેથી તમને મદદ મળે તો તમે તે ભલે લો પણ અમારો અવાજ તેમને પહોંચાડવા દો અહિંસાપાલનની મર્યાદાની અંદર રહીને હિન્દુસ્તાનના લોકોને લડાઈના કામમાં ભાગ ન લેવાનું સમજાવવાની તમે અમને પૂરેપૂરી છૂટ આપો એ તમારી શોભામાં વૃદ્ધિ કરનારું નીવડશે '

કોંગ્રેસની આ લડત ક્યા ચોક્કસ હેતુ માટે છે એ સમજાવતાં ગાંધીજીએ કહ્યું કે,

' આજે સંપૂર્ણ સ્વાતંત્ર્યને માટે સુવિનય ભંગની વાત કરવી નકામી છે જેની સ્વતંત્રતા આજે જોખમમાં આવી પડી છે તેની સાથે સ્વતંત્રતા મેળવવા શું લડવું? જો એક પ્રજા બીજી પ્રજાને સ્વતંત્રતા આપી શકતી હોય તોપણ અંગ્રેજો તો અત્યારે તે આપી શકે તેમ નથી આજે તેઓ લડે છે એટલે તેમણે સૌનાં મોં બંધ કર્યાં છે કારણ કે તે માને છે કે આપણે સૌ તેને તાબે છીએ હું તો નથી જ કારણ હું તો જે ધારું તે કહું છું ને કરું છું સૌને સારુ એ હક મેળવવાને માટે લડાઈ કરવાનો આ ઠરાવ છે એ હક આપવાની તેઓની શક્તિ છે અને તે ન આપે અને એમની કફોડી સ્થિતિ થાય તો એને માટે આપણે જવાબદાર નથી

" લડાઈ લડવાનો આ સ્પષ્ટ મુદ્દો છે વાણીસ્વાતંત્ર્યનો હક એ આઝાદીનો પાયો છે એ ન મળે તો આઝાદી મેળવવાનો મુખ્ય ઉપાય આપણે ખોઈ બેસીએ એ નાની વસ્તુ નથી એ મહત્ત્વની વસ્તુ છે એ વસ્તુ મારી બુદ્ધિમાંથી નથી નીકળી હું જ્યારે મહા મૂંઝવણમાં હતો અને ઈશ્વરની પાસે રસ્તો સુઝાડવાનું માગતો હતો ત્યારે તેણે એ મને બતાવી છે

તા ૨૭મી તથા તા ૩૦મી સપ્ટેમ્બરે ગાંધીજીએ વાઇસરૉયની મુલાકાતો લીધી તેને પરિણામે વાઇસરૉયે તા ૩૦–૯–૪૦ના રોજ ગાંધીજીને કાગળ લખ્યો તેમાં જણાવ્યું કે,

અતિશય ધ્યાન અને કાળજીથી તમારી દલીલો સાંભળી અત્યારની પરિસ્થિતિની પણ આપણે સૂક્ષ્મ અને પૂરેપૂરી ચર્ચા કરી તેને પરિણામે તમારી આગળ એમ સ્પષ્ટ કરવાની મારી ફરજ થઈ પડી છે કે તમે સૂચવો છો એવી છૂટ આપવાનું પગલું હિંદના યુદ્ધપ્રયત્નને અટકાવવામાં પરિણમે એટલું જ નહીં પણ તેથી બ્રિટનને લડાઈ ચલાવવાના કામમાં મૂંઝવણ ઊભી થયા વિના ન જ રહે અને એ ટાળવાને તો કોંગ્રેસ તેના પોતાના કહેવા મુજબ ખૂબ ઇંતેજાર છે વળી તમે માગ્યું તેટલું નિરંકુશ વાણીસ્વાતંત્ર્ય આપવાથી યુદ્ધપ્રયત્નમાં જે ખલેલ પડે તેમાં — ખાસ કરીને લડાઈની આજની મહા કટોકટીની ઘડીએ — સંમત થવું એ હિંદુસ્તાનના પોતાના હિતની દૃષ્ટિએ પણ અશક્ય છે એ દેખીતું છે

તે જ તારીખે ગાંધીજીએ તેમને જવાબ આપતાં જણાવ્યું કે

' તમારા કાગળના છેલ્લા પૅરા વિષે તો હું તમને ફરી યાદ અપાવવા ઇચ્છું છું કે ન મૂંઝવવાના વચનને આત્મનાશની એટલે કે તમામ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને

અટકાવી દેવાની હદ સુધી પહોંચાડવાની ધારણા મૂળથી જ કરી નહોતી. એ બધી પ્રવૃત્તિઓની નેમ હિન્દને શાંતિપરાયણ બનાવવાની તેમ જ એમ બતાવી આપવાની છે કે, હિન્દનું લડાઈમાં ભળવું એ કોઈને — ગ્રેટબ્રિટનને પણ — લાભકર્તા હોઈ શકે નહીં. મારે ફરી કહેવું રહ્યું કે હજુયે કૉંગ્રેસ બ્રિટિશ સરકારને તેના યુદ્ધપ્રયત્નમાં મૂંઝવવા નથી માગતી. પણ માનવ જાતિના ઇતિહાસના આજના કટોકટીને સમયે એ નીતિને અવિચારીપણે વળગી રહીને પોતાના સિદ્ધાંતનો ઇન્કાર કરવાની હદ સુધી કૉંગ્રેસથી ન જ જઈ શકાય. કૉંગ્રેસને મરવું નિર્માયું હશે તો એવી મરણભેટ પણ પોતાની શ્રદ્ધાને જાહેર કરતાં કરતાં જ તેણે કરવી રહી."

વાઇસરૉય સાથેની મુલાકાતનો કાર્યક્રમ પતી ગયા પછી તા. ૧૧મી ઑક્ટોબરે કારોબારી સમિતિની બેઠક થઈ. સભ્યો સાથે ગાંધીજીને ત્રણ દિવસ સુધી ચર્ચા થઈ. એ ચર્ચા દરમ્યાન ગાંધીજીએ પોતાની સવિનય ભંગની યોજના બધા સભ્યોને સમજાવી ગાંધીજીનો વિચાર સરકાર સાથે બિનજરૂરી એવાં તમામ ઘર્ષણો ટાળવાનો હતો, તેથી સવિનય ભંગની બાબતમાં પણ તેમણે ઘણી વધારે મર્યાદાઓ રાખી હતી. કારોબારી સમિતિના કેટલાક સભ્યોને આટલી બધી મર્યાદાઓ રાખવા સામે વાંધો હતો. પણ ગાંધીજીનો બહુ આગ્રહ હતો એટલે શિસ્તને ખાતર શક્ય તેટલું બધું પાળવાને તેઓ તૈયાર થયા.

સવિનય ભંગની લડત માટે પહેલા સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ વિનોબાને પસંદ કર્યા તેમણે તા. ૧૭મી ઑક્ટોબરે પોતાના પવનાર આશ્રમ આગળ યુદ્ધવિરોધી ભાષણ કરીને કાયદાનો સવિનય ભંગ કર્યો. તેમને પકડવામાં ન આવ્યા. એટલે યુદ્ધવિરોધી ભાષણો કરતા તેમણે આસપાસનાં ગામડાંમાં ફરવા માંડ્યુ. છેવટે તા. ૨૧મી ઑક્ટોબરે સરકારે તેમને પકડ્યા, અને ત્રણ મહિનાની સજા કરી

બીજા સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ પંડિત જવાહરલાલને પસંદ કર્યા હતા. તેમને મળવા માટે સેવાગ્રામ બોલાવ્યા અને તા. ૭મી નવેમ્બરે તેમણે સત્યાગ્રહ કરવો એમ ઠરાવવામાં આવ્યુ. પણ ગાંધીજીને મળીને તેઓ અલ્લાહાબાદ ગયા ત્યાં જ ૩૧મી ઑક્ટોબરે તેમને પકડવામાં આવ્યા. ગાંધીજીને મળવા જતાં પહેલાં તેઓએ લોકોની તૈયારી કેટલી છે તે જાણવા માટે અને લોકોને સૂચનાઓ આપી તૈયાર કરવાને માટે પોતાના પ્રાંતનો પ્રવાસ કર્યો હતો. એ પ્રવાસ દરમ્યાન તેમણે કરેલાં ભાષણોમાંથી એક ભાષણ લઈને તે બદલ તેમને ચાર વરસની સજા કરવામાં આવી.

ગાંધીજીએ બધી પ્રાંતિક સમિતિઓને સૂચના આપી હતી કે, જેમણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહીઓ કરી હોય તેમનામાંથી સવિનય કાયદાભંગ

માટે લાયક ગણાય એવાં નામો પસંદ કરીને પોતાને મોકલવામાં આવે. લાયકાતનું ધોરણ એ રાખવામાં આવ્યું હતું કે, તે રચનાત્મક કાર્યક્રમમાં માનતો હોવો જોઈએ અને નિયમિત કાંતનો હોવો જોઈએ. હિન્દુ હોય તો અસ્પૃશ્યતા તેણે પોતાના જીવનમાંથી કાઢી નાખેલી હોવી જોઈએ. અલબત્ત અહિંસાનું ચુસ્તપણે પાલન કરવાની શરત તો હતી જ. પ્રાંતિક સમિતિએ પસંદ કરેલી વ્યક્તિઓમાંથી ગાંધીજી જેમના નામને બહાલી આપે તેમણે જ સવિનય કાનૂનભંગ કરવાનો હતો. ગાંધીજીની બહાલી મળી જાય ત્યાર પછી સત્યાગ્રહીએ પોતાના જિલ્લા મૅજિસ્ટ્રેટને નીચે પ્રમાણે કાગળ લખીને ખબર આપવાની હતી:

જિલ્લા મૅજિસ્ટ્રેટ સાહેબ,

મુ.

"વિનંતી કે મહાત્મા ગાંધીજીએ તેમને સોંપાયેલી સત્યાગ્રહીઓની યાદીમાંથી મારું નામ પસંદ કર્યું છે અને મારી સવિનય સત્યાગ્રહ શરૂ કરવાની મને પરવાનગી આપી છે. તેથી આપ સાહેબને જણાવવા રજા લઉં છું કે તા. . . . ના રોજ . . . વારે . . . વાગ્યે . . . ગામે સત્યાગ્રહ શરૂ કરવાનો મારો ઇરાદો છે. હું ત્યાં જાહેરસભામાં યુદ્ધવિરોધી ભાષણ કરીને, સૂત્રો ઉચ્ચારીને અથવા પત્રિકાઓ લખી અને વહેંચીને યુદ્ધવિરોધી પ્રચાર કરવાનો છું.

સ્થળ: સહી

તારીખ:

યુદ્ધવિરોધી સૂત્રમાં એટલું જ બોલવાનું હતું કે, "આ યુદ્ધમાં બ્રિટિશ સરકારને માણસો અગર નાણાં આપી મદદ કરવી એ હરામ છે."

તે વખતે ગાંધીજીના દિલમાં અનશન કરવાના વિચારો પણ ઘોળાયાં કરતા હતા. સરદારે પોતાના જેલ જવાની તારીખની ખબર આપતો તેમ જ અનશન કરવા માટે આ સમય અનુકૂળ નથી એમ જણાવતો નીચેનો કાગળ ગાંધીજીને તા. ૧૦-૧૧-'૪૦ના રોજ અમદાવાદથી લખ્યો:

"પૂ. બાપુજી,

"આજે સવારે મુંબઈથી અહીં આવ્યો. અહીં ચારપાંચ દિવસનું કામ છે. તે પૂરું કરી તા. ૧૫મીએ ગણેશપૂજન કરી અઢારમીએ યાત્રા શરૂ કરવાનો ઇરાદો છે. કાલે બધાને મળ્યા પછી એમાં કાંઈ ફેરફાર કરવાની જરૂર પડશે તો એકાદ દિવસનો ફેરફાર કરીશ. બાકી એ દિવસ કાયમ રાખવો છે. મહાદેવ દિલ્હીથી આવે તો તે દિવસે અહીં આવે તો સારું. અહીંનું થોડું હિસાબી લેવાનું છે તેમાં પણ કામ આવશે.

"આ પ્રલયકાળમાં અનશનની ઉતાવળ ન કરતાં એ વસ્તુને ખરા સ્વરૂપમાં સમજવા જગતને અનુકૂળ સમય મળવો જોઈએ. આજે જગતમાં લોકો દિલરાજી

પશુનું સ્વરૂપ ધારણ કરી બેઠા છે. એવા વખતમાં બહુ ધીરજ અને ખામોશીની આવશ્યકતા છે.

લિ. સેવક
વલ્લભભાઈના પ્રણામ"

સરદારે અઢારમી નવેમ્બરને સોમવારે સાંજના ૭ વાગ્યે અમદાવાદમાં જાહેર સભા કરી સવિનય કાયદાભંગ કરવો એમ ઠરાવ્યું હતું. તા. ૧૬મીએ અમદાવાદના જિલ્લા મૅજિસ્ટ્રેટને એ બાબતની ખબર આપતો કાગળ તેમણે લખ્યો. તે ઉપરથી ૧૭મીએ રાત્રે પોણા દસ વાગ્યે સી. આઈ. ડી. ના એક અમલદારે આવીને સરદારને વૉરંટ આપ્યું કે, હિંદ સંરક્ષણ ધારાની ૧૨૯મી કલમ મુજબ તમને પકડવામાં આવે છે અને અત્યારે તમને સાબરમતી જેલમાં લઈ જવાના છે. તૈયારી માટે અરધો કે પોણો કલાક જેટલો જોઈએ તેટલો વખત તેમને આપવાનું અમલદારે કહ્યું. પોલીસની મોટર ખુલ્લી હતી અને સરદારને બપોર પછી તાવ ચડેલો હોવાથી ડૉ. કાનુગાની બંધ મોટરમાં તેમને સાબરમતી લઈ ગયા. અગિયારના ટકોરે તેઓ જેલમાં પહોંચ્યા. તેમના ઉપર કેસ ન ચલાવતાં તેમને અટકાયતી કેદી તરીકે રાખવામાં આવ્યા. સાબરમતીમાં ત્રણેક દિવસ એકલા લગભગ ચાર ડિગ્રી તાવવાળા રહ્યા. પછી સાબરમતીથી યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાંથી ૧૮-૧૨-'૪૦ના રોજ મહાદેવભાઈને એમણે લખેલા કાગળમાંથી ત્યાંના જીવનની કેટલીક હકીકત જાણવા મળે છે:

"આજે એક માસ પૂરો થયો. તમે એક મહિના પર મળી ગયા હતા. મારો કાગળ સાબરમતીથી લખેલો તમને મળ્યો કે નહી તે ખબર ન પડી. . . . પહેલા તો કાગળો મળવામા બહુ ગરબડ થતી હતી હવે કંઈક ઠેકાણે પડ્યુ હશે એમ ધારુ છુ. હજી અમારા કાગળો ડી. આઈ. જી સી. આઈ ડી. મારફત જ આવે છે અને જાય છે. એટલે વાર થાય છે. પણ આશા છે કે થોડા વખતમા ઠેકાણુ પડશે

*　　　*　　　*

"પેલા ઐતિહાસિક આંબાના વૃક્ષ નીચે બાપુનો ખાટલો હતો ત્યા ખાટલો નાખી પડ્યો છુ. અને એની બાજુમા રાત્રે આકાશ નીચે પડ્યો પડ્યો તારાઓ જોયા કરુ છુ. જ્યા બાપુએ યરવડા મંદિર બનાવ્યુ હતું અને જ્યા અનશન આદરેલુ અને પૂના પૅક્ટ સહી થયેલુ ત્યા આવી પડ્યો છુ. બાપુની સ્નાન કરવાની કોટડી હતી એ કોટડી લીધી છે મને કોઈ દિવસ સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારે ફરીથી આ પુણ્યભૂમિમા આવીને રહેવાનુ થવાનુ હશે. પણ ઈશ્વરની ગતિ અકળ છે. આપણે રાતદિવસ અહી સાથે હતા તેના જૂના ચિત્રો આખ આગળ વારવાર ખડા થાય છે.

"આ વખતે મડળી જુદા પ્રકારની છે એટલે એ રસનો સ્વાદ ચાખ્યો હોય તે જ જાણે એવુ છે. છતા તુલસી આ સસારમા ભાત ભાતકે લોક, સબસે હિલમિલ ચાલિયે નદી નાવ સજોગ — એવું સમજી ચલાવીએ છીએ.

'અહીં બાબા સાહેબ મંગળદાસ, અને હું ત્રણ મળી નિયમિત કાંતવાની ક્લબ માંડી બેઠા છીએ પણ હવે ગઈ વખતના જેટલું કાંતવાનું બનતું નથી કારણ કે હવે શરીર એટલું કામ આપવાની ના પાડે છે

'બાકી તો બધાની ખાવાપીવાની બરાબર સંભાળ રાખું છું આઠ જણ ભેગા થયા છીએ મુંબઈના છ માજી પ્રધાન એક કાઉન્સિલના પ્રમુખ અને એક સેન્ટ્રલ ધારાસભાના opposition લીડર (ભૂલાભાઈ) એટલા ભેગા પડયા છીએ એટલે અમારો સંસાર ઠીક ચાલી રહ્યો છે ઈશ્વરકૃપાથી બધાની તબિયત સારી રહે છે'

*　　　*　　　*

છતાં મુલાકાતો વિષે મુશ્કેલી હતી તે નીચેના ૨૭–૧–૪૧ના કાગળ પરથી જણાય છે

'તમે મળવા માગો છો એને વિષે રજા મેળવવા ડાહ્યાભાઈએ કાગળ સુપરિન્ટેન્ડેન્ટને લખેલો પણ અમારી મુલાકાતનો નિર્ણય તો સી આઈ ડી નો વડો જેને ગ આઈ જી કહે છે તેના હાથમાં છે એની સાથે પત્રવ્યવહાર ચાલતા હશે એનું ઉત્તર હજી કંઈ આવ્યું નથી એટલે આ પખવાડિયાની મુલાકાત પડી તમને રજા નહીં મળે તો હું મુલાકાત લેવાનું બિલકુલ બંધ કરવાનો છું તમારે મળવાનું શું કારણ છે એ જાણવા માગે છે એનો અર્થ એ કે દરેક વખતે જે કોઈ પણ મિત્ર કે સંબંધી મળવા માગે તો પોતાને લખવું અને એ પછી ઇચ્છામાં આવે તો રજા આપે સગાઓને મળવાની રજા સુપરિન્ટેન્ડેન્ટ આપી શકે એટલો અધિકાર હવે એને આપ્યો છે પણ મારા તો સગા જ મારી જિંદગીના સાથી રહ્યા અથવા સગા કરતા પણ એ વધારે તેને મળવામાં વાંધો આવે તો બીજાઓને મળીને શું કરવું? બાપુની તબિયત સારી હશે. વળી છાપામાં પાછા એમના ઉપવાસ વિષે વાત આવી એટલે એ તો ભય હજી ઊભો જ રહ્યો છે

*　　　*　　　*

બાપુજી ઉપરનો તા ૨૭–૮–'૪૧નો કાગળ પણ નીચે આપ્યો છે

પૂ બાપુ

મહાદેવ સાથે આપે મોકલેલો કાગળ ગઈ કાલે મળ્યો મારા કાગળ સીધા અહીંથી મળતા નથી એ તો છૂપી પોલીસનો વડો સેન્સર કરીને પાછા મોકલે ત્યારે મળે એટલે છેક ગઈ કાલે મળ્યો, અક્ષર જોઈને જ બધાને ખૂબ આનંદ થયો ઘણે લાંબે વખતે હસ્તાક્ષર જોવાના મળ્યા એટલે મળ્યા એટલો જ આનંદ થયો હું લખવાનો વિચાર ઘણા વખતથી કરતો હતો, પણ તમારા ઉપર એટલો બધો કામનો બોજો છે તેમાં વધારો કરવાના ડરથી મહાદેવને જ લખીને સંતોષ માનતો હતો. મહાદેવને પણ લખવાનું મારી વાળ્યું હતું કારણ તો મહાદેવ જાણે છે આ વખતે અઠવાડિયે બે કાગળ લખવાની રજા છે પણ તે બે કાગળ વખતસર મળે નહીં અને એક કાગળની અંદર બીજા કોઈને ચબરખી કાપલી પણ ન લખી શકાય એટલે કાગળ લખવાની કંઈ ઇચ્છા પણ થતી નથી ભલા બાઈને લખું તો સાથે બાબાને કે એની વહુને પણ લખાય નહીં અને લખું તો બે કાગળ ગણાય એવા નિયમના હોવાથી અને વખતસર કાગળો ન મળવાથી એ દર બહુ ઉપયોગી નથી મુલાકાતમાં પણ આ વખત બહુ મુશ્કેલી છે એટલે એમાં પણ જેલનો વડો કંઈ કરી શકે નહીં ઉપરની રજા મેળવવી જોઈએ અને એ

મેળવવામાં કેટલી મુશ્કેલી પડે છે એ તો મહાદેવને ખબર છે. પણ આ બધું મને કોઈ રીતે મૂંઝવી શકે એમ નથી એ તો તમે જાણો છો.

"મહાદેવ ને દેવદાસ મળી ગયા એથી ખૂબ જ આનંદ થયો.

* * *

"હું તો પેલા આંબા તળે લગભગ રાતદિવસ રહું છું. દિવસના માત્ર તાપ થાય ત્યારે કોટડીમાં થોડો વખત ભરાવું પડે. બાકી તો ત્યાં જ રાતદિવસ ગાળું છું. એટલે નિરંતર આપનું સ્મરણ અને એ વખતનાં જૂનાં ચિત્રો આંખ આગળ તરી રહે છે. કાતવાનું પણ ઠીક ચાલી રહ્યુ છે. હવે ભૂલાભાઈ નિયમિત અરધો કલાક કાંતે છે. અમે દોઢેક કલાક રોજ કાંતીએ છીએ. પણ હવે મારે જમણે હાથે કોણીના ટેકા પર દુખાવો લાગુ છે એટલે ડાબે હાથે કાંતતા શીખવું છે. એથી ડાબા હાથે કાંતવા માટેનુ રેંટિયાનું મોઢિયુ જોઈએ છે, તે મોકલી આપજો.

"છાપાં ઠીક મળે છે એટલે ઠીક ઠીક ખબરો મળે છે. અને હવે તો 'હરિજન' ચાલુ થવાનું એટલે એના ઉતારા તો છાપામાંથી જોવાના મળશે જ અને એ પણ મળવાની આશા તો છે જ.

"અમારી ચિંતા કરશો નહીં. અમે વખતનો ઠીક ઉપયોગ કરીએ છીએ. બાકી તો દુનિયાનો પ્રલયકાળ આવ્યો હોય એ રીતે જે સંહાર થઈ રહ્યો છે એ જોતાં ગીતાજીના અગિયારમા અધ્યાયના વિરાટ સ્વરૂપનું રાતદિવસ સ્મરણ થાય છે."

* * *

આપણા દેશમાં ચાલેલી સત્યાગ્રહની બધી લડતોમાં આ લડત બહુ જ વ્યવસ્થિત અને શાંતિમય હતી. તેનું એક કારણ તો એ હતુ કે તેમાં બ્રિટિશ સરકારને પજવણી અથવા મૂંઝવણ ન થાય એ જોવાની ખાસ કાળજી રાખવામાં આવી હતી. કૉંગ્રેસનો આ યુદ્ધમાં ચોખ્ખો વિરોધ છે અને કશો સાથ નથી એ દુનિયાને બતાવવા માટે આ લડત એક પ્રતીકરૂપે હતી. બીજી વસ્તુ એ હતી કે, આ લડતમાં બધો વખત ગાંધીજી બહાર હતા અને સત્યાગ્રહીઓની પસંદગી ઉપર તેમનો સીધો અંકુશ રહેતો હતો. એ રીતે તેઓ જ લડતનુ પ્રત્યક્ષ સંચાલન કરતા હતા. અમલદારોને પણ અગવડ ન પડે એટલા માટે, ધાર્મિક તહેવારોના દિવસોએ તથા રવિવારની રજાને દિવસે સત્યાગ્રહ બંધ રાખવામાં આવતો કેટલાક સત્યાગ્રહીઓને યુદ્ધવિરોધી પોકારો કરવા છતાં સરકાર પકડતી નહીં. તેમને એવી સૂચના આપવામાં આવતી કે તેઓ એક ગામથી બીજે ગામ ફરતા ફરતા દિલ્હી તરફ કૂચ કરે. રસ્તામાં યુદ્ધવિરોધી સૂત્રો પોકારે તથા રેંટિયો ચલાવે, બીજાને શીખવે અને ખાદીનો પ્રચાર કરે. જેલોમાં પણ અટકાયતી તેમ જ સજા પામેલા કેદીઓમાંનો મોટો ભાગ પીંજવા તથા કાતવામા ઘણો વખત ગાળતો. તેથી આ લડત દરમ્યાન ખાદીકામને બહુ જ વેગ મળ્યો મિલનું કાપડ લશ્કરી સિપાઈઓ માટે જતુ હોઈ, દેશમાં મિલના કાપડની તંગી બહુ વર્તાવા લાગી હતી. તે

બહાર આવ્યા પછી અમદાવાદ જિલ્લાના કાર્યકર્તાઓ આગળ કોંગ્રેસ હાઉસમાં તેમણે કાઢેલા નીચેના ઉદ્ગારો ઉપરથી આ દુઃખનો ખ્યાલ આવે છે :

'હું અમદાવાદમાંથી ગયો તે વખતનું અમદાવાદ આજે નથી. અહીં હુલ્લડ થયાં એમાં કેટલા નિર્દોષ માણસો માર્યા ગયા. કેટલાકની મિલકત નાશ પામી. છતાં મને વધુ દુઃખ એ વાતનું થયું છે કે, આપણી ઇજ્જત ગઈ. ધન તો ફરીથી મળી શકે છે. થોડાંએક મકાનો બળી ગયાં, થોડાં બજાર બળી ગયાં. એ તો બધાં કાલે ઊભાં થશે. થોડા ભિખારી પણ થયા. એમ તો હિંદુસ્તાનમાં ભિખારીઓની ખોટ નથી. પણ આબરૂ ગઈ, ઇજ્જત ગઈ એ ખોટ ભરપાઈ થઈ શકે એમ નથી. આપણી પ્રતિષ્ઠા હતી કે, આ તો વેપારીઓનું સુલેહશાંતિનું શહેર છે. ત્યાં આ બન્યું જાણીને મને જેટલું ખૂબ દુઃખ થયું. આનું કારણ પોલીસનું રક્ષણ માગવાની આપણી આદત. આપણા જેટલા નિર્દોષ મર્યા એના કરતાં અરધા માણસો સામા થઈને મર્યા હોત તો ઠીક હતું. હવે રક્ષણનો ઇલમ શીખી લેવો જોઈએ.

"પણ તમે તો ભીરુ બન્યા ને તોફાનની તપાસ માગી. અરે, કોઈ દિવસ ખૂની પોતાનો મુકદ્દમો ચલાવીને ફાંસીએ લટકનો હશે ખરો? એ શું તપાસ કરે? પણ ભૂતમાંથી આપણે પાઠ શીખવો જોઈએ. ગયેલી આબરૂ પાછી મેળવવી જોઈએ."

બીજે દિવસે અમદાવાદમાં જાહેરસભામાં ભાષણ આપતાં કહ્યું :

'આ શહેરમાં તોફાન થયું અને બજારમાં ધોળે દહાડે મકાનો સળગાવવામાં આવ્યાં. દુકાનો લૂંટવાના અવાજ મારે કાને પડ્યા. તેથી મને જે દુઃખ થયું એનો ઘા હજી રુઝાયો નથી. એ દુઃખ હું જીરવી શકતો નથી. શરમનો હજી એમાંથી છૂટ્યો નથી. . . . તમને એકદમ શું સૂઝ્યું કે એકબીજાનાં ગળાં કાપવા બેઠા? સોએક નિર્દોષ માણસો કમોતે મરી ગયા તેને બદલે દસ માણસો હિંમતપૂર્વક મરી ગયા હોત તો આ કદી ન બનત. મારે તમને કહેવું જોઈએ કે, ગાંધીજીને આથી ખૂબ દુઃખ થયું છે. અમદાવાદે એની હાંસી કરાવી છે.

. . . બધા પાછા સરકારની પાસે ગયા અને કહ્યું કે આ કોણે કર્યું તેની તપાસ કરો. ખૂની કોઈ દિવસ કોણે ખૂન કર્યું એની તપાસ કરતો હશે?

'ભવિષ્યમાં કોઈ દહાડો તમે નાસતા નહીં. મુકાબલો કરજો. એ બધી દુનિયા કરે છે. એથી આગળ ગાંધીજીનો સત્યાગ્રહનો માર્ગ પણ છે. હિંદુ હોય કે મુસલમાન, સામી છાતીએ મરો. પણ અહિંસાનું બહાનું ન કાઢો. આ તોફાનોમાં તો અહિંસાનું નામનિશાન નહોતું. અહિંસાને આપણે કાયરતાનું ઢાંકણ બનાવ્યું હતું.'

જેલમાં સરદારની તબિયત ખૂબ જ લથડી. આંતરડાં ગૂંચળું વળી જઈને કોઈ કોઈ વાર ઉપર ચડી જતાં હતાં. પેટ ઉપર નરી આંખે તે જોઈ શકાતું હતું. તે વખતે પીડા પણ ખૂબ થતી. સરકારને લાગ્યું કે ઑપરેશન વિના આનો બીજો ઇલાજ નથી, અને ઑપરેશન જોખમકારક

હતું. એટલે એ જવાબદારી લેવાને બદલે તા. ૨૦મી ઓગસ્ટે સરકારે એમને છોડી મૂકયા. એ ખબર મળતાં જ તા. ૨૧મીએ ગાંધીજીએ તેમને નીચેનો કાગળ લખ્યો :

> "મને તો ધાસ્તી હતી જ કે તમે છૂટવાના. એ કરે પણ શું? હવે તો સાવ સારા થઈને જ કામે ચડજો. કામ તો ઘણુંય છે. ઓપરેશન થઈ ગ વિના મને ચેન નહીં પડે. ખબર બરાબર અપાવતા રહેજો. મારા કાગળ તેઓ તમને આપતા ખરા?"

પણ મુંબઈના દાક્તરોનું ઓપરેશન કરવાનું ધ્યાન ન પહોંચ્યું. થોડા દિવસ ઍલોપથી દવા લીધા પછી હોમિયોપથી શરૂ કરી.

ગાંધીજી તેમને સેવાગ્રામ બોલાવતા હતા અને પોતાની 'હૉસ્પિટલ'મ દાખલ થવાનો એટલે કે પોતાની દેખરેખ નીચે પોતાના કુદરતી ઉપચારો કરવાનો આગ્રહ કરતા હતા. તા ૨૨–૯–'૪૧ને રોજ તેમણે સરદારને કાગળમાં લખ્યુ છે કે,

> "તમારું ગાડું હજી ચીલે નથી ચડયું જણાતું પંદર દિવસમાં નિશ્ચયપૂર્વ ન કહી શકાય તો અહીં આવો એ ઇચ્છું છું. જો આવવા જવા જેવી સ્થિતિ થઈ હોય તો થોડા દિવસ રહી જાઓ એ પણ ઠીક હોય. જેમ તમને રુચે તેમ કરજો. રાજેન્દ્રબાબુ રોજ સારા થતા જાય છે. હવે રોજ આવે છે."

સરદાર નાશિક જવાનો વિચાર કરતા હતા એટલે તા. ૨૫–૯–'૪૧ના કાગળમાં ગાંધીજી લખે છે :

> "તમારી તબિયત વિષે હોમિયોપથી માગે તેટલો મર્યાદિત વખત તેને ભલે આપો. ઇજીરાના પાણીની ખ્યાતિ તો સાંભળી છે. દેવલાલીની મને ખબર નથી. ઇજીરા માફક આવવાનો સંભવ છે ખરો. બાકી નૈસર્ગિક ઉપચાર તો છે જ. પણ પ્રથમ આપણે થોડુંઘણું મળી તો લઈએ જ."

હોમિયોપથીથી ખાસ ફાયદો ન થયો એટલે સરદાર ઑકટોબરમાં નાશિક ગયા. ત્યાં થોડા દિવસ વૈદ્યની દવા કરી. ત્યાં થોડા દિવસ રહ્યા, પછી ઊંવરે વીસમી ઑકટોબરે વર્ધા જઈ ગાંધીજીની 'હૉસ્પિટલ'માં દાખલ થયા. ગાંધીજીના કુદરતી ઉપચારોથી થોડોઘણો ફાયદો થયો. પણ તે વખતે મામલો એવો કટોકટીનો હતો કે, એક સ્થળે લાંબો વખત રહેવું સરદારને પોસાય તેમ નહોતું. એટલે પહેલી ડિસેમ્બરે તેમણે વર્ધા છોડયું. ત્રીજી ડિસેમ્બરે સરકારે બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકયા એટલે આગળ શું કરવું એનો વિચાર કરવા તા. ૨૩મી ડિસેમ્બરે બારડોલીમાં કારોબારી સમિતિની બેઠક થઈ. એ બેઠક સાત દિવસ ચાલી. પછી જાન્યુઆરીની અધવચમાં વર્ધામાં મહાસમિતિની બેઠક થઈ. તબિયત બરાબર ન હોવા છતાં સરદાર આ બધી રખડપાટ કર્યા જ કરતા હતા. ગાંધીજીનો

આગ્રહ તો હતો જ કે તમારે પ્રથમ તબિયત બરાબર કરી લેવી જોઈએ. એટલે જાન્યુઆરીની આખરમાં, સુરતની પાસેના દરિયાકિનારા ઉપરનાં હજીરા સ્થળે હવાફેર માટે ગયા. ત્યાં ખોરાકના પ્રયોગો તથા મસાજ વગેરેના ઉપચારો કર્યા. તા. ૭–૨–'૪૨ના રોજના કાગળમાં ગાંધીજી લખે છે:

"તમારું આંતરડાનું ગૂંચળું કેવળ ખોરાકની યોગ્ય પસંદગીથી જવાનું જ છે એવો વિશ્વાસ કરજો. પાયખાને બેસતાં જરાય તાણ ન કરવી જોઈએ."

હજીરા રહ્યા તે દરમ્યાન સરદારે સુરત રાષ્ટ્રીય કેળવણી મંડળનું એક બહુ જૂનું કામ પતાવી નાખ્યું. આ જીવનચરિત્રના પહેલા પુસ્તકના અઢારમા પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે સુરત મ્યુનિસિપાલિટીએ કેળવણીની બાબતમાં સરકાર સાથે ૧૯૨૧માં અસહકાર કર્યો અને પોતાની શાળાઓ રાષ્ટ્રીય કેળવણી મંડળને સોંપી તથા તેને લગભગ એક લાખ આઠ હજારની મદદ મ્યુનિસિપલ ફંડમાંથી આપી. એ કૃત્યને ગેરકાયદે ગણી મ્યુનિસિપાલિટીના અસહકારી સભ્યો ઉપર સરકારે એટલી રકમનો દાવો માંડ્યો હતો. કોર્ટે એ રકમમાંથી ફક્ત ચાળીસ હજારની રકમ ગેરકાયદે અપાયેલી છે એમ ઠરાવી રૂપિયા ચાળીસ હજારનું હુકમનામું મ્યુનિસિપાલિટીના અસહકારી સભ્યો ઉપર કર્યું હતું. સુરતના રાષ્ટ્રીય કેળવણી મંડળને ખાતે એટલી રકમનું દેવું ખેંચાતું હતું. પણ તેની પાસે થોડીક જમીન હતી તેના ભાવ લડાઈને લીધે વધ્યા હતા. રાષ્ટ્રીય કેળવણી મંડળના બીજા ટ્રસ્ટીઓની સંમતિ લઈને સરદારે એ જમીન વેચી નાખી અને દેવું પતાવી દીધું.

તેઓ હજીરા હતા ત્યાં એમને જમનાલાલજીના અવસાનના સમાચાર મળ્યા. એટલે મહાદેવભાઈને નીચેનો કાગળ તા. ૧૨–૨–'૪૨ના રોજ લખી તેમાં પોતાનું દુ:ખ ઠાલવ્યું અને જમનાલાલજીને અંજલિ આપી:

"તમારો તાર હમણાં ત્રણ વાગ્યે મળ્યો. એ વાંચી અમે તો સ્તબ્ધ જ થઈ ગયા. હું હમણાં જ વર્ધાથી આવ્યો ત્યારે મને વચન આપ્યું હતું કે ૧૫મી ફેબ્રુઆરીએ એમનું વ્રત ગાડીમાં કે મોટરમાં ન બેસવાનું પૂરું થાય છે. તો તે પૂરું થયા પછી થોડા દિવસ મારી સાથે આવીને હજીરા રહેશે. મરણ તો બહુ જ સારું. પણ કહેવત છે સો મરજો પણ સોનો પાળનાર ન મરજો. આ તો અનેકોનો પાળનાર ગયો. આજે કેટલાય આ દેશમાં અનેક સ્થળે, અનેક ક્ષેત્રમાં કામ કરનારા મૂંગા સેવકો છૂપાં આંસુ સારશે. બાપુનો સાચો પુત્ર ગયો. જાનકીદેવીને માથેથી છત્ર ગયું. કુટુંબને માથેથી ઢાંકણ ગયું. દેશનો વફાદાર સેવક ગયો. કૉંગ્રેસનો સ્થંભ તૂટી પડ્યો. અનેકનો મિત્ર અને અનેક સંસ્થાઓનો પોષક ગયો. અને આપણો તો સગો ભાઈ ગયો. મને તો સૂનું સૂનું લાગે છે. ગોપુરીનો આત્મા જ ઊડી ગયો. અને ગરીબ બિચારી ગાયનો સાચો સાથી, બાકીની જિંદગી એને જ અર્પણ કરનાર આમ એકદમ ચાલી ગયો.

"ઈશ્વર આપણને એમણે અધૂરાં મૂકેલાં કામનો બોજ ઉપાડવાનું બળ આપે."

ગાંધીજી ૧૯૩૪માં વર્ધા રહેવા ગયા ત્યાર પછી દર વરસે લગભગ એક મહિનો તેઓ ગુજરાતમાં રહે એવી સરદારે તેમની સાથે ગોઠવણ કરી હતી. આ મહિના દરમ્યાન ગુજરાતના બધા કાર્યકર્તાઓ ગાંધીજીને મળે અને પોતાની શંકાઓ તથા મુશ્કેલીઓ વિષે ગાંધીજીની દોરવણી મેળવે એવી વ્યવસ્થા સરદાર કરતા. એ પ્રમાણે તા. ૧૧મી ડિસેમ્બરથી ૧૦મી જાન્યુઆરી સુધી ગાંધીજી બારડોલી આવીને રહ્યા હતા. એટલે કારોબારી સમિતિની બેઠક તા. ૨૭મી ડિસેમ્બરે બારડોલીમાં બોલાવવામાં આવી. બેઠક સાત દિવસ ચાલી. તેમાં ખૂબ ચર્ચાઓ થઈ અને અંતે ૧૯૪૦ના સપ્ટેમ્બરની ૧૬મી તારીખે મુંબઈની મહાસમિતિમાં પસાર થયેલો ઠરાવ કાયમ રાખવામાં આવ્યો. પરંતુ ચર્ચા દરમ્યાન માલૂમ પડ્યું કે એ ઠરાવના અર્થગ્રહણ વિષે કારોબારી સમિતિના સભ્યોમાં મતભેદ પ્રવર્તતો હતો. તે ઉપરથી તા. ૩૦મીએ ગાંધીજીએ કૉંગ્રેસના પ્રમુખ તરીકે મૌલાના સાહેબને નીચેનો કાગળ લખ્યો:

"કારોબારી સમિતિમાં થયેલી ચર્ચા દરમ્યાન મને જણાઈ આવ્યું છે કે, મુંબઈના ઠરાવનો અર્થ કરવામાં મેં ભારે ભૂલ કરી હતી. મેં તેનો એવો અર્થ કર્યો હતો કે કૉંગ્રેસ મુખ્યત્વે અહિંસાના કારણસર અત્યારના તેમ જ બીજા તમામ યુદ્ધમાં ભાગ લેવાની ના પાડતી હતી. સમિતિના ઘણાખરા સભ્યો મારા અર્થનો અસ્વીકાર કરતા હતા અને કૉંગ્રેસનો વિરોધ અહિંસાના કારણસર હોવો આવશ્યક નહોતો એમ માનતા હતા. એ જોઈને મને આશ્ચર્ય થયું. મુંબઈનો ઠરાવ ફરી વાંચી જોતાં મને જણાયું કે ભિન્ન મત ધરાવનારા સભ્યોની વાત સાચી હતી અને એ ઠરાવમાં જે અર્થ મેં જોયેલો તે તેના શબ્દાર્થમાંથી નીકળી શકતો નહોતો. મારી આ ભૂલ મને જણાઈ છે તેથી જેમાં અહિંસા અનિવાર્ય ન હોય એવા કારણોસર યુદ્ધપ્રયત્નનો વિરોધ કરવાની લડતમાં કૉંગ્રેસની આગેવાની કરવી મારે માટે અશક્ય બની જાય છે. દા. ત. બ્રિટન સામેના દ્વેષના કારણસર યુદ્ધપ્રયત્નનો વિરોધ કરવામાં મારાથી ભળી ન શકાય. હિંદુસ્તાનની સ્વતંત્રતાની બાંયધરી આપવામાં આવે તો તેની કિંમત તરીકે યુદ્ધપ્રયત્નમાં માણસ અને ધનથી બ્રિટનને સાથ આપવો એવી ધારણા એ ઠરાવમાં રહેલી હતી. જો મારો પણ એવો મત હોય અને સ્વતંત્રતા મેળવવા માટે હિંસાનો પ્રયોગ કરવામાં હું માનતો હોઉં અને તેમ છતાં સ્વતંત્રતાની કિંમત તરીકે યુદ્ધપ્રયત્નમાં ભાગ લેવાની ના પાડું તો હું દેશવિરોધી વર્તન કરું છું એમ હું માનું. પણ મારી તો દૃઢ માન્યતા છે કે કેવળ અહિંસા જ હિંદુસ્તાનને અને જગતને આ વિનાશમાંથી ઉગારી શકે એમ છે. એમ હોવાથી હું એકલો જ, અથવા મને કોઈ સંસ્થાની કે વ્યક્તિઓની મદદ હોય તો, મારે મારું અહિંસાકાર્ય ચાલુ રાખવું રહ્યું. તેથી મુંબઈના ઠરાવે મારા ઉપર મૂકેલી જવાબદારીમાંથી આપ મને મુક્ત કરશો. જે કૉંગ્રેસીઓ અને બીજાઓને હું પસંદ કરું અને જેઓ મેં કલ્પેલી અહિંસાને માનનારા હોય, તે ઠરાવેલી શરતોનું પાલન કરતા રાજ

હોય તેમને લઈને મારે યુદ્ધમાત્ર સામે ઉપદેશ કરવાના વાણીસ્વાતંત્ર્યને માટે સવિનય ભંગ ચાલુ રાખવો પડશે.

"આ કરોડોને સમયે જેમની સેવાની, તેમના પોતાના પ્રદેશમાં પ્રજાને ધીરજ આપવાના અને મદદ કરવાના કામ માટે જરૂર હશે તેમને હું સવિનય ભંગને માટે પસંદ નહીં કરું."

રાજેન્દ્રબાબુ તથા બીજા કેટલાક સભ્યો તો પૂનાની મહાસમિતિના (૧૯૪૦ ના જુલાઈની) ઠરાવની વિરુદ્ધ હતા એટલે સ્વાભાવિક રીતે જ મુંબઈ મહાસમિતિના ઠરાવના અર્થની વિશેષ ચોખવટ થઈ એટલે તેઓ એ ઠરાવની પણ વિરુદ્ધ થયા. સરદાર જોકે પૂના મહાસમિતિના ઠરાવના એક આગેવાન પુરસ્કર્તા હતા, પણ હવે તેમના વિચારમાં ફેરફાર થયો હતો. તેઓ ચોખ્ખેચોખ્ખું કહેતા કે, એક વાર ગાંધીજીનો સાથ છોડ્યો પણ ફરી હવે બીજે માર્ગે જવું નથી. એટલે બારડોલીનો ઠરાવ પસાર થઈ ગયા પછી તેમણે, રાજેન્દ્રબાબુએ, કૃપાલાનીજીએ અને ડૉ. પ્રફુલ્લ ઘોષે એક સંયુક્ત નિવેદન બહાર પાડીને મહાસમિતિના સભ્યોને અપીલ કરી કે, આવતી મહાસમિતિની બેઠક વખતે દરેક સભ્યે સ્વતંત્ર રીતે પોતાની વિવેકબુદ્ધિ વાપરીને મત આપવો.

કારોબારી સમિતિની બેઠક પૂરી થયા પછી તરત જ સરદારે ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક બારડોલીમાં બોલાવી. પ્રાંતિક સમિતિના સભ્યો આગળ આ ઠરાવ વિષે બોલવા સરદારે ગાંધીજીને ખાસ વિનતી કરી. એ બેઠકમાં રાજેન્દ્રબાબુ, કૃપાલાનીજી વગેરે પણ હાજર હતા. ગાંધીજીએ પ્રથમ તો સભ્યોને પૂછ્યું કે, "તમે બારડોલીના ઠરાવનો અર્થ પૂરેપૂરો સમજ્યા છો?" ઘણાએ હાથ ઊંચા ન કર્યા. ગાંધીજી કહે,

> "તો હું એ તમને ટૂંકમાં સમજાવું. એ ઠરાવનો અર્થ એ છે કે લડાઈ પછી પૂર્ણ સ્વરાજ આપવામાં આવશે એવી ખેળાધરી સરકાર આપે તો કોંગ્રેસ આ સલ્તનતને જીવતી રાખવામાં મદદ કરે. એ સોદો પાકો થઈ ગયો છે એવું નથી. માત્ર શરત રજૂ કરવામાં આવી છે. પણ જો મારે એવો સોદો જ કરવો ન હોય તો મારે એ પ્રમાણે સાફ કહી દેવું જોઈએ. તમે યુદ્ધમાં પૂરો સાથ આપવાનું કબૂલ કરશો તો હિંદુસ્તાનને લડાઈ પછી પૂર્ણ સ્વરાજ મળશે. અંગ્રેજો તે પછી હિન્દુસ્તાનમાં રહેશે તો તમારી મહેરબાનીની રાહે રહેશે. તમારો લડાઈખાતાનો પ્રધાન જીત મળતા સુધી લડાઈ ચલાવે. તો તમે લડાઈ દરમ્યાન પણ તમારો કારભાર ચલાવી શકશો. આવી શરતો સ્વીકારવાનું તમને ઠીક લાગતું હોય તો તમારે બારડોલીના ઠરાવને મંજૂર રાખવો જોઈએ. એ લાલચ ઘણી મોટી છે એમાં શંકા નથી. એને ખાતર તમે કોંગ્રેસની નીતિને ઉલટાવવા અને સ્વરાજ ખરીદવા અને તેની કિંમત તરીકે અહિંસાને જતી કરવા તૈયાર હો તો તમારે આ ઠરાવને મંજૂર રાખવો જોઈએ. આપણા

હજીરામાં લગભગ સવા મહિનો રહ્યા એટલામાં તો રાજદ્વારી મામલો એટલો બધો ઉગ્ર થઈ ગયો હતો કે, એ એકાંત સ્થળ છોડ્યા વિના તેમની આગળ બીજો છૂટકો જ ન રહ્યો. માર્ચની શરૂઆતમાં હજીરા છોડ્યું. એટલે તા ૭–૩–'૪૨ના રોજ ગાંધીજીએ વળી લખ્યુ : "ગમે ત્યાં ફરો પણ આરામના, સ્નાનના અને ખાવાના વખત સાચવજો વાઈસરોય આ બધુ સાચવે છે તો આપણે કેમ નહીં?" પરંતુ સરદાર રખડવાનુ ચાલુ જ રાખતા અને તેમાં બધી સગવડો ન પણ સચવાતી. એટલે ગાંધીજીએ તા ૧૩–૪–'૪૨ના કાગળમા ચેતવણી આપી : "આતરડાં હજી ઠેકાણે નથી પડ્યાં એમા નવાઈ નથી એને લાબો આરામ જોઈએ છે જ." પણ સરદારની ફિલસૂફી જુદી હતી "લાબો વખત આરામ લઈને એકલુ શરીર જ સાચવ સાચવ કર્યા કરવુ તેના કરતા કામ કરતા કરતા થોડા વરસ વહેલા મરી જવાય તો શુ થઈ ગયુ?" એમ તેઓ ઘણી વાર કહેતા

## ૩૨

## યુદ્ધ હિંદુસ્તાનનાં બારણાં ઠોકે છે

વ્યક્તિગત સવિનય ભગની લડત ચાલતી હતી તે દરમ્યાન આખા વિશ્વયુદ્ધ ઉપર બહુ જ મોટી અસર પાડનારો એક બનાવ બન્યો, તેની નોધ લેવી જોઈએ તા. ૨૨મી જૂન, ૧૯૪૧ના રોજ રશિયા ઉપર જર્મનીએ ચડાઈ કરી હિટલરનુ કહેવુ એમ હતુ કે, પદરસોથી બે હજાર માઈલની સરહદ ઉપર રશિયાએ લશ્કરની જમાવટ કરી હોવાથી, અમારા રક્ષણની ખાતર અમારે રશિયા ઉપર ચડાઈ કરવાની જરૂર હતી જર્મનીનો ધસારો એટલો જબ્બર હતો કે, તે વખતે તો રશિયાને પીછેહઠ કરવી પડી એની રાજધાનીનુ મથક પણ મોસ્કોથી બદલી એને વધારે અદરના ભાગમા લઈ જવુ પડ્યું. આ સ્થિતિમા આપણા દેશમા જુદા જુદા રાજદ્વારી પક્ષના માણસો જુદી જુદી રીતે વિચાર કરવા લાગ્યા કૉમ્યુનિસ્ટો, જેઓ આજ સુધી આ યુદ્ધને સામ્રાજ્યવાદી યુદ્ધ કહેતા હતા, તેઓ રશિયા જર્મની સામે પડ્યુ એટલે તેને લોકયુદ્ધ કહેવા લાગ્યા અને મિત્રરાજ્યોને આપણે પૂરેપૂરી મદદ કરવી જોઈએ એવો પ્રચાર કરવા લાગ્યા. ત્યારે બીજા, જેઓના દિલમાં બ્રિટન પ્રત્યે અભાવ હતો તેઓ ગાંધીજીને સૂચવવા લાગ્યા કે, આ ખરેખરી તક છે અને અત્યારે વ્યક્તિગત સવિનય ભગને બદલે બહુ જ મોટા પાયા ઉપર સામુદાયિક સવિનય ભગ તમારે શરૂ કરવો જોઈએ પણ દુશ્મનની

બીજાનો ખોટો લાભ લેવો એ તો ગાંધીજીના સત્યાગ્રહી સ્વભાવને જરા પણ રુચે એમ હતુ જ નહીં. કેટલાકે તો એવી પણ સૂચના કરી કે અત્યારે વડી ધારાસભાના સઘળા કોંગ્રેસી સભ્યોએ રાજીનામાં આપવાં જોઈએ અને યુદ્ધવિરોધના મુદ્દા ઉપર ફરી ચૂંટણી લડીને પ્રજામત યુદ્ધના વિરોધમાં છે એવું દુનિયા આગળ આપણે પુરવાર કરી આપવું જોઈએ. આ બધી વસ્તુઓનો વિચાર કરવા માટે તા. ૧૯મી ઓકટોબરે જેઓ જેલમાં નહોતા એવા કેટલાક નેતાઓ વર્ધામાં એકઠા થયા. કોંગ્રેસની કારોબારી સમિતિના અગિયાર સભ્યો તે વખતે બહાર હતા. તેમાંના શ્રી ભૂલાભાઈ દેસાઈએ ગાંધીજી આગળ ખૂબ દલીલો કરી કે હવે આપણે સવિનય ભંગ બંધ કરવો જોઈએ. કારણ યુદ્ધ આપણા દેશની નજીક આવતુ જાય છે તે વખતે કોંગ્રેસના સઘળા નેતાઓ અને કાર્યકર્તાઓ બહાર છૂટા હોય એ જરૂરનુ છે. વર્ધામાં જે વખતે આ ચર્ચાઓ ચાલતી હતી તે જ વખતે વાઈસરૉયે પોતાની વિસ્તૃત કારોબારી સમિતિની રચના કરી. સ્વાભાવિક રીતે જ તેમાં કોંગ્રેસ વિરોધી સભ્યો દાખલ થયા. ગાંધીજી ઉપર આ દલીલોની કે આ સૂચનાઓની કશી અસર થઈ નહીં અને તા. ૨૧મી ઑક્ટોબરે તેમણે ભારપૂર્વક જાહેર કર્યું કે, છૂટેલા સત્યાગ્રહીએ છૂટવાની તારીખથી એક અઠવાડિયાની અંદર ફરી સત્યાગ્રહ કરવો.

થોડા વખત પછી હિંદ સરકાર તરફથી છાપાંજોગી એક નીચેની યાદી બહાર પડી:

> "હિંદુસ્તાનનો તમામ જવાબદાર લોકમત આપણી જીત થતા સુધી યુદ્ધ-પ્રયત્નમા મદદ કરવાને દૃઢ નિશ્ચયવાન છે, એવી હિંદ સરકારને ખાતરી હોવાથી, તે એવા નિર્ણય ઉપર આવી છે કે, સવિનય કાયદાભંગ કરનારા જે કેદીઓનો ગુનો માત્ર ઔપચારિક અથવા તો પ્રતીકરૂપ હોય તેમને છોડી મૂકવા. આમાં પં જવાહરલાલ નેહરુ તથા મૌલાના અબુલ કલામ આઝાદનો પણ સમાવેશ થાય છે"

તા ૩–૪ ડિસેમ્બરે બધા કેદીઓને છોડી મૂકવામા આવ્યા. એ વિષે ગાંધીજીએ કહ્યું કે,

> "કેદીઓને છોડયા પહેલા મે જે કહ્યુ હતુ તે જ વસ્તુ છોડયા પછી પણ કહુ છુ કે મને લાગેવળગે છે ત્યા સુધી સત્યાગ્રહી કેદીઓની મુક્તિથી મારા હૃદયમા સરકાર પ્રત્યે કદરદાનીનો એક સૂર ઊઠતો નથી. પરંતુ હવે કોંગ્રેસના પ્રમુખ બહાર આવ્યા છે એટલે તેમણે કોંગ્રેસની કારોબારી સમિતિની અથવા તો મહાસમિતિની બેઠક બોલાવીને ભવિષ્યમા કોંગ્રેસે કયો માર્ગ કરવો એ નક્કી કરવુ જોઈએ. દરમ્યાન સવિનય કાયદાભંગની પ્રવૃત્તિ કશાય અંતરાય વિના ચાલુ રહેવી જોઈએ. માત્ર કારોબારી તથા મહાસમિતિના સભ્યોએ તેમ જ જેઓ મુંબઈની મહાસમિતિનો ઠરાવ ફેરવવાના વિચારના હોય તેમણે મહાસમિતિની બેઠક મળે ત્યા સુધી સવિનય કાયદાભંગ ન કરવો."

> મોટા મોટા નેતાઓ એ ઠરાવમાં સામેલ છે અને તેમણે એ ઠરાવ વગર વિચાર્યે નથી કર્યો. આની સામે જે કોઈ એમ માનનાર હોય કે અહિંસા એ એક અણમૂલ મોતી છે, ને તેને જતી કરી શકાય નહીં, અહિંસા આપીને સ્વરાજ ખરીદાય નહીં, તો તેવાઓની સ્થિતિ જુદી જ છે પણ જો તમારા મનમાં સંદેહ હોય, તમને એમ લાગતું હોય, કે અહિંસાને વળગવામાં તમે અહિંસા ગુમાવવાના — કેમ કે તે પાળવાની તમારી શક્તિ નથી — અને સ્વરાજ પણ ગુમાવવાના, એમ જો તમને લાગતું હોય કે ગાંધી સારો માણસ તો છે પણ તેની જોડે છેક સુધી ન જવામાં જ ડહાપણ છે, તો તમારે આ ઠરાવ સ્વીકારવો જોઈએ. તેનો અસ્વીકાર તેઓ જ કરે જેમના મનમાં દૃઢ પ્રતીતિ હોય કે શાણપણ, ગરજદારી કુનેહ, નીતિ એ બધાનો વિચાર કરતાં એ જ આવશ્યક છે કે, સ્વરાજને ખાતર પણ અહિંસાને ફગાવી ન દઈ શકાય. હવે જેઓ બારડોલી ઠરાવના પક્ષમાં હોય તેઓ હાથ ઊંચા કરે.”

છવીસ જણે હાથ ઊંચા કર્યા. ગાંધીજી કહે, “ભલે હવે અહિંસાના આચાર્યો હાથ ઊંચા કરે” આ વચનમાં રહેલો પડકાર મૂંઝવનારો હતો. છતાં સત્તાવીસ જણે અહિંસાના પક્ષમાં હાથ ઊંચા કર્યા. દસેક સભ્યો તટસ્થ હતા. તેઓ ગાંધીજીને પ્રશ્નો પૂછવા માગતા હતા. પણ ગાંધીજીએ કહ્યું કે, “સભાનું સહેજ વલણ જાણવાને જ આ મત લેવાયા છે. એટલે તટસ્થ સભ્યોએ કાંઈ તકલીફ લેવાની જરૂર નથી.”

સરદારે પ્રમુખ તરીકે ઉપસંહારનું ભાષણ કરતાં કહ્યું કે,

> “હજી વધારે આકરો અને કસોટી કરે એવો કાળ આવવાનો છે. તે વખતે આપણે માથે ઘણી મોટી જવાબદારીઓ આવશે અને ઘણાં કામો આપણે કરવાનાં આવશે.
>
> “સરકારની સામે લેવાનું આપણને પાલવશે નહીં. સરકારને તો પોતાની ચિંતા પડી છે. એટલે આપણે પોતાને માટે આપણે જ નિર્ણય કરી લેવો પડશે.”

બારડોલીમાં ઠરાવ તો પસાર થઈ ગયો પણ કારોબારી સમિતિમાં એ વિષે ચોખ્ખો મતભેદ હતો. વળી ગાંધીજી કોંગ્રેસને દોરવણી આપવાની જવાબદારીમાંથી ફરી મુક્ત થયા હતા. એટલે આખી પરિસ્થિતિનો વિચાર કરવા મહાસમિતિની બેઠક તા. ૧૫ તથા ૧૬ જાન્યુઆરીએ વર્ધામાં બોલાવવામાં આવી. શરૂઆતમાં તો સરદાર વગેરે કારોબારી સમિતિના જે સભ્યો બારડોલીના ઠરાવ સાથે સંમત ન હતા તેમનો તથા ગાંધીજીનો પણ વિચાર મહાસમિતિમાં મતો લેવડાવી એ ઠરાવ વિષે નિર્ણય કરાવવાનો હતો. પરંતુ પાછળથી ગાંધીજીએ પોતાનો વિચાર બદલ્યો. અને મહાસમિતિને એ ઠરાવ સ્વીકારી લેવાની સલાહ આપી. ગાંધીજીનું મહાસમિતિનું ભાષણ બહુ દર્દભર્યું હોઈ, તેમાંથી કેટલાક ફકરા નીચે આપ્યા છે:

"હવે સવાલ એ છે કે જે વસ્તુ તમે પકડી તેને છોડવા તૈયાર કેમ થયા છો? સ્વરાજ મેળવ્યા પછી શું કરશો એની વાત નથી, પણ સ્વરાજ મેળવવાને માટે એ વસ્તુ બદલવાને કેમ તૈયાર થયા છો? તમે તો એકરાર કરેલો કે સ્વરાજ મેળવવાને માટે અહિંસા સિવાય બીજો ઉપાય નથી. આજે એ બદલવા તૈયાર થયા છો પણ એવો સોદો કરીને તમે સંપૂર્ણ સ્વરાજ મેળવી શકવાના નથી સંપૂર્ણ સ્વરાજ તો એ છે કે, જેમાં ગરીબમાં ગરીબને પણ આઝાદી મળે. એ આઝાદી આજે લડાઈમાં જોડાયે નથી મળી શકતી આટલું જો તમે સમજો તો બીજી વાત સમજવી સહેલી છે આમ માનતો છતાં, હું તો તમને સમજાવવાનો છું કે, તમારે આ ઠરાવ કબૂલ કરવો અને એના ઉપર મતો લેવડાવીને સમિતિમાં ભાગલા ન પડાવવા. આ વાત જો તમારી બુદ્ધિમાં ઊતરે તો તમારે કબૂલ કરવી, નહીં તો ન કરવી. આજે સભ્યોને સમજાવીને જુદા જુદા મત અપાવીએ એવો અવસર નથી

"બારડોલીમાં તો મે અહિંસાનો મારો અર્થ કર્યો અને તે જ કારણે હું છૂટો થયો બારડોલીનો ઠરાવ થયો ત્યાર પછી થોડો વખત તો મારા દિલમાં હતું કે, આ મહાસમિતિ આગળ આના ઉપર મતો લઈને એમાં ભાગલા પાડવા અને મને સાથ દેનાર કેટલા છે તે મારે જોઈ લેવું પણ તે પછી અનેક વાતો બની અને તે બધાની મારી ઉપર અસર થઈ વાતાવરણમાં મે જોયું, લોકોની ટીકા સાંભળી, છાપાઓની ટીકા જોઈ તે ઉપરથી મારા મને નિશ્ચય કર્યો કે, મારી અહિંસા સૂચવે છે કે, 'તમે બુદ્ધિપૂર્વક એનો સ્વીકાર કરજો' એમ જ મારે તમને કહેવું જે સભ્યો સંપૂર્ણ રીતે મારી સાથે છે તેમને હું કહું છું કે, તેઓ મત જ ન આપે પણ જો બીજા સભ્યો આ ઠરાવને ઉડાવી દેવા ઇચ્છતા હોય તો ઠરાવને કાયમ રાખવા માટે તેઓ પણ મત આપે અને ઠરાવને ન ઊડવા દે

"કારોબારી સમિતિએ આ ઠરાવ પસાર કરીને પીછેહઠ કરી છે એ વિષે શંકા નથી રાજાજી એ વાત કબૂલ નહીં કરે. કારણ, એ તો એમ માને છે કે હું ભૂલ કરી રહ્યો છું કદાચ જવાહરલાલ પણ કહેશે કે, આમાં પીછેહઠ નથી. એ એમનો અભિપ્રાય છે, તો મારે પણ મારો અભિપ્રાય છે અને તે એ છે કે, આપણે ચોક્કસ રીતે ડગ્યા છીએ છતાં આ ઠરાવને કાયમ રખાવવામાં એટલા માટે હું ભાગ લઉં છું કે, એથી કદાચ આપણે આગળ વધીએ હું તમારાથી અલગ થયેલો માણસ કશાયે દાવપેચની વાત કર્યા વિના કહું છું કે આ ઠરાવ ગમે તેટલો અપૂર્ણ હોય તોયે સ્વીકારી લો કારણ, આ ઠરાવ કોંગ્રેસની મનોદશા બરોબર પ્રગટ કરે છે ખરી રીતે તો આજે કોંગ્રેસીઓ પોતાનું મન બરાબર જાણતા નથી કોંગ્રેસની મનોદશાનું પ્રતિબિમ્બ આ ઠરાવમાં પડે છે.

"મારા સાથીઓ — જેવા કે સરદાર રાજેન્દ્રબાબુ — એમને આ ઠરાવ પસાર થયો એનું દુઃખ છે પણ તેમને હું નીકળવા નથી દેતો તેમને કહું છું કે આજે નીકળવાનો અવસર નથી જ્યારે સમય આવે ત્યારે નીકળજો

"કારણ એ છે કે, ભવિષ્યનો ફેસલો આજથી શા સારુ કરવો? જવાહરલાલનો યુદ્ધવિરોધ, ભલે જુદા કારણે, પણ લગભગ મારા જેટલો જ છે રાજાજી આમાં આવે છે, કારણ સરકાર ખરેખર હાથ લંબાવે તો તેમને પોતાનું કામ

કરવાની તક મળે છે. રાજેન્દ્રબાબુ જેવા અહિંસક અસહકારીઓએ પણ ડરવાનું નથી. કારણ, જે દિવસે સરકાર સરખો જવાબ દે તે દિવસે જુદા પડવાની વાત છે ના? ત્યાં સુધી અહિંસાનું રાજ્ય ચાલુ છે જ.

"રાજેન્દ્રબાબુ અને સરદાર અહિંસાનો ઇચ્છે તેટલો પ્રચાર કરે. એમને કોઈ રોકવાનું નથી એમને પણ આ ઠરાવ પૂરી છૂટ આપે છે વળી આ ઠરાવમાં અને બીજા ઠરાવમાં લોકોને સૂચનાઓ આપી છે તે અહિંસાને વધારનારી છે.

"આજે તો આપણે સૌ એક વહાણમાં બેઠા છીએ. તો પછી તમે નવો ઠરાવ શા માટે ઇચ્છો? તમે કોઈ અહિંસક મંડળ તૈયાર કરો, તો તે શું 'વોટ'થી ચાલવાનું છે? નાની નાની વાતો 'વોટ'થી ચાલે પણ મોટી વાતો 'વોટ'થી ચલાવવા જઈએ તો સંસ્થા તૂટી પડે."

ગાંધીજીએ આ જાતનું વલણ લઈને અને મહાસમિતિને આ જાતની દોરવણી આપીને, હિંસા અહિંસાની મિથ્યા ચર્ચામાંથી દેશને ઉગારી લીધો. આ સમય પણ ચર્ચાનો નહોતો જ. જપાનનું ચીન ઉપરનું આક્રમણ તો ઘણાં વરસોથી ચાલુ હતું પણ ચીનને અમેરિકાની મદદ મળતી હતી, તેનું જાણે વેર લેવાને અમેરિકાના ફિલિપાઈન ટાપુઓના પર્લ હાર્બર ઉપર જપાને એકાએક હલ્લો કર્યો પછી ઝપાટાબંધ સિંગાપુર, મલાયા વગેરે લીધા અને બ્રહ્મદેશ ઉપર આક્રમણ શરૂ કર્યું. જપાન જો હિન્દ ઉપર આક્રમણ કરે તો ઇંગ્લંડની તે વખતે એવી તાકાત નહોતી કે હિન્દુસ્તાનનું તે બરાબર રક્ષણ કરી શકે. બ્રહ્મદેશમાંથી તેને રાતોરાત જે ભાગવું પડ્યું તે ઉપરથી લોકોને તેની તાકાતનો ખ્યાલ આવી ગયો હતો એટલે હિન્દુસ્તાન માટે તો આત્મ રક્ષણનો સવાલ સૌથી મોટો હતો વર્ધાની મહાસમિતિની બેઠક પૂરી થયા પછી સરદારે તા. ૨૩-૧-'૪૨ના રોજ ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક બારડોલીમાં બોલાવી. તેની આગળ ભાષણ કરતાં તેમણે કહ્યું કે,

> "ગઈ ખાદિગ્રામમાં આપણે અહીં મળ્યા ત્યારે મેં એક વાત કહેલી કે આપણે હિંસા અહિંસાની વાત બાજુ પર મૂકી દઈએ અને કૉંગ્રેસની મહાસમિતિ (વર્ધાની) જે ઠરાવ કરે તે ઉપર પણ બહુ ચર્ચા ન કરીએ, પણ જે મુખ્ય વસ્તુ છે અને જે બહુ ગંભીર છે, જેના ઉપર આપણી હસ્તીનો સવાલ છે તે પ્રશ્ન ઉપર ધ્યાન આપીએ. મુલકની અને પ્રાંતની હાલત ગંભીર બની રહી છે. એ સંબંધી શું કરવું એ કઠણ સવાલ છે. એનો આપણે ખૂબ વિચાર કરવો પડશે. એટલે વર્ધા પછી બે સભા બોલાવવાનું કહેલું.
>
> "મહિના પહેલાં જે પરિસ્થિતિ હતી, તે કરતાં આજે પરિસ્થિતિ બહુ ગંભીર બની છે ગામડાંમાંથી જે અહેવાલો મળે છે તે ઉપરથી જણાય છે કે આપણે ધાર્યું નહીં કરીએ તો પ્રાંતમાં અશાંતિ ખૂબ વધી પડશે. તેને માટે આપણે સૌએ જાગ્રત રહી લોકોમાં શાંતિ તેમ જ નીડરતાનું વાતાવરણ પેદા કરવા માટે જે જે કરવું પડે તે કરવા તૈયાર રહેવું જોઈશે એમ કરતાં જો કોઈ કૉંગ્રેસી ખપી જાય તો કૉંગ્રેસે પોતાનું કાર્ય કર્યું હશે

"છેલ્લા પચાસ વરસથી પ્રજા કૃત્રિમ શાંતિથી દેવાયેલી છે. હવે તેણે અશાંતિથી ન ડરતા શીખવાનું છે. ખોટી અફવાઓ રોકવી જોઈએ. અને લોકોને સમજાવવું જોઈએ કે, જો સલામતી જોઈતી હોય તો ગામેગામ જાતે જ બંદોબસ્ત કરી લેવો પડશે.

"આપસ આપસના વેરઝેર ભૂલી જવા જોઈએ. ઊંચનીચના ભેદ, સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદ, એવા બીજા અનેક જાતના ભેદ છોડી દેવા જોઈએ. લોકોએ હવે એક બાપની પ્રજા બનીને રહેવું જોઈએ. ગામડાના વડીલો ગામની પ્રજાને પોતાની પાંખમાં લઈને બેસતા ને તેમને સાચવતા એવી સ્થિતિ પહેલાં હતી તે પાછી લાવવી જોઈશે. સરકાર પોતાની યુદ્ધતૈયારીનું કામ શાંતિ જાળવવાના ભોગે પણ કરવાની છે. એમાં આપણે સરકાર સાથે ઝઘડો કરવો નથી. પણ તમે સરકાર સામે મોં ફાડીને જોશો તો એમાં કાંઈ નહીં વળે.

"વર્ધાનો ઠરાવ આપણે માટે ખાસ કામનો નથી. કેટલાક મતભેદો હતા તે એ રીતે ચર્ચ્યા કે જેને જે કરવું હોય તે કરે. અમારે કશો વિરોધ કરવો નથી. એનાથી ફાયદો શો? ને તે આ વખતે? દેશની આવી પરિસ્થિતિ છે તેવે વખતે? જો કોઈ સ્વરાજ લાવે એમ હોય તે લઈ આવશે તો આપણને વહેંચી આપશે ને? અને નહીં મળે તોયે ઝઘડો શું કામ જોઈએ?"

તા. ૨૬-૧-'૪૨ના સ્વાતંત્ર્ય દિને બારડોલીમાં ભાષણ આપતાં સરદારે કહ્યું:

"અત્યારે સરકારની સાત સંધાય અને તેર તૂટે એવી સ્થિતિ છે. જે વેગથી લડાઈ પાસે આવી રહી છે તે જોતા કોંગ્રેસના સિપાઈઓની બહાર જરૂર છે. એટલે વ્યક્તિગત સત્યાગ્રહની લડત મુલતવી રાખવામાં આવી છે

"આ લડાઈ એવી છે કે, તેમાં આખી દુનિયા ખલાસ પણ થાય. આ છેલ્લી લડાઈ છે કે હજુ એક થશે તેની ખબર નથી પછી દુનિયાને ડહાપણ આવશે અને ગાંધીજી કહે છે એ માનશે ત્યારે જ લડાઈઓ અટકશે. વખત એવો આવવાનો છે કે, ઘણા માણસો એ વિચારશે અને માનશે.

"બનાવો તો ભયંકર પણ બનવાના હોય, પણ તેથી ડરવું ન જોઈએ. અત્યારે તો સમય એવો છે કે, કોંગ્રેસવાળાઓએ ગામેગામ ફરી ખોટી વાતો ફેલાવા ન દેવી આપણે કોઈ જાતની ગભરામણ કરવાની જરૂર નથી આપણા છાપરા ઉપર કોઈ બોમ્બનો ખરચ કરે એમ નથી સૂકો પાતળો રોટલો ખાઈ આપણે જીવી શકીએ એમ છીએ માટે દાણો સંઘરી રાખો કોઈ ભૂખ્યો ન રહે એ જોતા રહો ભૂખમરો ઉદ્વેગ પેદા કરે છે ભૂખ્યાને ઉદ્યમ આપો અને રોટલો આપો દરેક ગામ પોતાની ચોકીની વ્યવસ્થા કરે. ગામનું પંચ નીમી, ગામના કજિયા ઘરમેળે પતાવે મારો સંદેશો એ છે કે, વસમો વખત આવવાનો છે માટે ઊંચનીચના, કોમ કોમના ભેદ ભૂલી જઈ સંગઠન પાકું કરો અને ચોકીની પૂરી તૈયારી કરો આવા વખતમાં આપણે પોતે જ આપણા ચોકીદાર. એવો વખત આવે કે, બહારથી વસ્તુ આવતી બંધ થાય અમદાવાદમાં લાખો મજૂરો છે અત્યારે તો રાતપાળી બંધ કરી છે કારણ કોલસા મળતા નથી લાકડા બાળવા માંડ્યા છે. તે લાવવાના સાધન પણ બંધ થશે ત્યારે મિલો

બધ થશે. તે વખતે ગાંધીજીને યાદ કરશો. એ તો વીસ વરસથી કહે છે કે રેંટિયો કાંતો. ગામ પોતે સ્વાશ્રયી બને અને સલામતી માટે પણ બીજાના તરફ જોવું ન પડે એનું નામ સ્વરાજ."

આ બધો વખત સરદારની તબિયત નરમ જ ચાલતી હતી. આંતરડાંના દરદનું કશું ઠેકાણું પડતું નહોતું. એટલે લગભગ સવા મહિનો હજીરા રહેવા જઈ આવ્યા. એટલા વખતમાં તો પરિસ્થિતિ વધારે બગડી હતી. લોકો બહુ ભયભીત દશામાં હતા. એટલે હજીરાથી આવ્યા પછી ગુજરાતમાં દસેક દિવસ ફરીને લોકોને ધીરજ આપી અને હિંમતનો પાનો ચડાવ્યો. તા ૭–૩–'૪૨ના રોજ આણંદ મુકામે આપેલા ભાષણમાં કહ્યું :

"મહાભારતના યુદ્ધની કથાઓ આપણે સાંભળી છે પણ મહાભારતનુ યુદ્ધ આ વિશ્વયુદ્ધ આગળ કંઈ નહોતુ તે વખતે યોદ્ધાઓ નક્કી કરેલા ક્ષેત્રમા લડતા હતા આજની લડાઈનુ મેદાન જ્યાં લડાઈઓ ચાલતી હોય તેટલુ જ નથી રહ્યું. જેટલા દેશ તેમા સંડોવાયેલા છે તે બધા લડાઈનું મેદાન છે આભમાં પણ લડાઈ થાય છે. પાતાળપાણીમા પણ લડાઈ થાય છે. પરિણામ શું આવશે એ લડનારાને ખબર નથી. લડનારા બે લબાડ છે બન્ને ઈશ્વરને નામે લડે છે. બન્ને ઈશુને પૂજનારા છે. તેઓ પોતાને સુધારક કહે છે, અને જંગલી પ્રજાઓને બોધ આપે છે. પણ આખરે ઇતિહાસમા લખાશે કે, બીજાને જંગલી કહેનાર પોતે જાનવર કરતા પણ ભૂંડા હતા.

"દુનિયામા આવું ભયંકર યુદ્ધ ચાલી રહ્યુ છે ત્યારે એક માણસ ધરતી ઉપર પગ રાખી કહે છે કે, જે માણસો તલવારથી લડે છે એ તલવારથી જ મરવાના છે એના હાથ હેઠા પડશે ત્યારે આખરે સ્વીકારશે કે અહિંસા એ જ પરમ ધર્મ છે.

"આપણે તો ભગવાનને ખોળે બેઠેલા છીએ. આપણા જેવા કોઈ સુખી નથી. આપણે કોઈનું કશું પડાવી લીધુ નથી એટલે આપણુ શું જવાનું છે? પણ આપણે એક વસ્તુ સમજી લેવાની છે. ગમે તેટલી અવ્યવસ્થા થાય તોયે કૂતરા બિલાડાને મોતે નથી મરવુ ગાંધીજી પાસેથી એક વસ્તુ શીખવાની છે — નિર્ભયતા. આ જિંદગીમાં તમારી સામે જે અવસર આવ્યો છે તેવો કોઈ ભવમા નહીં આવે.

"ગોળીઓની સામે બહાદુરીથી ઊભા રહીને મરતા ન આવડે તોપણ કાયર થઈને ભાગવું તો ન જ જોઈએ. અહિંસાથી કે હિંસાથી સામનો કરતા શીખવું જોઈએ."

પોતાના વતન કરમસદમાં ભાષણ કરતાં આપણા લોકોમાં રહેલી ઈર્ષા, કુળનાં ખોટાં અભિમાન વગેરે વિષે બોલતાં તેમણે કહ્યું :

"હુ નાતજાતને ભૂલી ગયેલો માણસ છું આખુ હિન્દુસ્તાન મારું ગામ છે. અઢારે વર્ણ મારા ભાઈભાંડુ છે. તમને મહાસાગરનુ દર્શન કરાવુ એ ઉમેદથી હું અહીં આવ્યો છુ આપણા ગુણગાન કરવાની જરૂર નથી એ તો એની મેળે ગાશે. પણ દોષો વધારે બળવાન છે. આપણે પાડોશીનુ છાપરું, પાડોશીની

પાખ સાખી રાખીએ છીએ? તેથી આપણી આંખમાં અમી આવે છે કે કાંકરી? આપણા પોતાના પિતરાઈની અરે સગા ભાઈની પાખ ઊંચી જોઈ આપણી આંખમાં કરકર આવે છે એ આ ધરતીની એબ છે તસુ જમીન દબાતી હોય એ ના માટે ગામમાં કુસંપ કરવો ન જોઈએ

કુળ બાપદાદાથી અપાયું અપાતું નથી જે ચારિત્રવાળો સજ્જન છે જે નીતિમાન છે તે ગમે તેવા મોટા કુળવાનને પણ વશ કરી શકે છે હલકું કુળ ને ઊંચું કુળ નાનું કુળ ને મોટું કુળ એ બધું ભૂલી જાઓ આજે તો ભલભલી બાદશાહીઓ ધૂળમાં રગદોળાઈ રહી છે

અઢારે વર્ણ એક બાપની પ્રજા છે માણસના મરી ગયા પછી બ્રાહ્મણનું ખોળિયું હોય કે ચમારનું એને કોઈ રાખી ન શકે પ્રાણ તો પવન સાથે મળી જાય છે અને આ ખોળિયું રહે છે એટલે ઊંચાનીચા શું ગણો છો? અને મોતથી પણ શું ડરો છો? જન્મ્યા છે તે દરેકને મરવાનું તો છે જ તો પછી હોલા ફફડે એમ ફફડી શું કરવા મરવું? મરદની માફક શું કામ ન મરવું? મરવું જીવવું ઈશ્વરના હાથની વાત છે ખોટો લોભ શા માટે કરવો? શું કામ પાડોશીની ઈર્ષા કરીએ? પાડોશીનું કે પિતરાઈનું લગ્ન દિવસના કે રાતના ચોરી કરાવવી લૂંટ કરાવવી અથવા ધાડ પડાવવી એના જેવું બૂરું કંઈ કામ નથી

તે વખત ગુજરાતમાં આપેલા ભાષણોમાંથી થોડા ઉતારા આપી આ પ્રકરણ પૂરું કરીશું

આજ સુધી યુરોપના લોકોએ એશિયા અને આફ્રિકાનું લૂંટી ખાધું તેનું પાપ ફૂટી નીકળ્યું છે આફ્રિકાના લોકોએ એક કાંકરી પણ મારી નથી છતાં વાનરુની માફક ત્યાંના લોકોને જાણે ફાડી ખાય છે તુલસી હાય ગરીબકી। તેથી જ એનું રાજ્ય ક્ષીણ થઈ રહ્યું છે

* * *

લડનારા બેય લૂંટારા છે એક કહે છે અમે જ શુદ્ધ આર્ય છીએ બીજા કહે છે અમે ખરા ખ્રિસ્તી છીએ ઈશ્વરને નામે લડીએ છીએ

* * *

આપણા દેશમાં એક તરફથી મુસલમાનને ચડાવ્યા જ કરે છે અને પાછા આપણને કહે છે એક થઈને આવો આવા ખેલ આ સરકાર રમ્યા કરે છે પણ આને ફાયદો થાય એ ઠીક ગણાય ક્યાં કહેવાય?

સિંગાપુર પડ્યું મલાયા પડ્યું સુમાત્રા જાવા પડ્યું પરમ દિવસે રંગૂન પડશે હવે કહે છે અમને મદદ કરો મડદું ઊંચકવામાં શી મદદ કરીએ?

* *

આપણને નિઃશસ્ત્ર બનાવ્યા તેનું ફળ તેઓ પણ ભોગવી રહ્યા છે આપણે આપણું રક્ષણ કરવાની શક્તિ ગુમાવી ચોકીદારને પૈસા આપીશું એટલે રક્ષણ કરશે એમ માન્યું હિન્દના રક્ષણને દરવાજો સિંગાપુરમાં છે અને ત્યાં આપણો ચોકીદાર પહેરો ભરશે એમ સમજવા લાગ્યા પણ એ ચોકીદાર જ ભૂંડીઓ વાળીને નાસવા મંડ્યો છે

"હિન્દી વજીર જેવો નાગો માણસ આજ સુધી કોઈ દીઠો નથી. એ દાઝ્યા ઉપર ડામ દે છે. વિનાશનો વખત આવ્યો છે ત્યારે માણસને એના જેવું બોલવાની બુદ્ધિ સૂઝે છે. અમે સિંગાપુરનું જાનના જોખમે રક્ષણ કરીશું એમ કહેતા હતા. હિન્દ વિષે પણ એમ જ કહે છે. પણ કેટલાકને લાગે છે કે, બીજાઓનો વારો આવ્યો તેમ આપણોય આવશે, ત્યારે શું કરીશું?"

*　　　　*　　　　*

"અમે તો પૂનામાં બે વરસ પર એને કહ્યું હતું કે, આ લડાઈ આપણી પોતાની છે એમ પ્રજાને લાગે એવું કરો. તમારી અને અમારી વસમી વખત આવવાની છે. માટે રાષ્ટ્રીય લશ્કર કરવા દો. પણ એ વાત એણે ન સાંભળી. એણે તો કહ્યું કે, અમારી નૈતિક જવાબદારી છે. નાની નાની કોમોની જવાબદારી અમારે માથે છે. બધી દુનિયાની જવાબદારીનો ઠેકો એણે તો લીધો છે આજે હવે ઇંગ્લંડથી વાટાઘાટ કરવા માણસને મોકલે છે."

## ૩૩

## ક્રિપ્સ વિષ્ટિ

યુદ્ધ જેમ જેમ વધારે ફેલાતું જતું હતું અને વિશેષ તીવ્ર થતું જતું હતું તેમ અમેરિકન પ્રજાનું તેમ જ અમેરિકન પ્રમુખનું બ્રિટિશ વડા પ્રધાન મિ. ચર્ચિલ ઉપર બહુ દબાણ થતું હતું કે, આ કટોકટીને વખતે તમારે હિંદુસ્તાનનું, ખાસ કરીને કોંગ્રેસનું દિલ મેળવી લેવું જોઈએ. પણ આવી સલાહોને મિ. ચર્ચિલ બિલકુલ ગાંઠતા નહોતા. અમેરિકાને તેઓ કહેતા કે એ અમારી આંતરિક બાબત છે. વળી હિંદુસ્તાનમાંથી ભાડૂતી માણસો તેમને જોઈએ તેટલા મળતા હતા અને નવી નોટો છાપી છાપીને હિંદુસ્તાનમાંથી જેટલો જોઈએ તેટલો માલ ઘસડી જવામાં તેમને કોઈ રોકે તેમ નહોતું. પણ આ લડાઈમાં ઇંગ્લંડને અમેરિકાની બારે મોટી ઓથ હતી. એટલે તેને ખુશ કરવા તા. ૧૧મી માર્ચે મિ. ચર્ચિલે આમની સભામાં જાહેર કર્યું કે, બ્રિટનના યુદ્ધ પ્રધાનમંડળે નક્કી કર્યું છે કે હિંદુસ્તાન સાથે ન્યાયી અને કાયમનું સમાધાન કરવા માટે તેની આગળ અમુક દરખાસ્તો રજૂ કરવી અને તે હિંદુસ્તાન પાસે સ્વીકારાવવા બ્રિટિશ પ્રધાનમંડળના એક આગેવાન સભ્ય સર સ્ટેફર્ડ ક્રિપ્સને હિંદુસ્તાન મોકલવા.

સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદુસ્તાનના એક મિત્ર તરીકે જાણીતા હતા. પાર્લમેન્ટમાં તેઓ હિંદુસ્તાનનો પક્ષ લેતા એ આપણે પહેલાં જોઈ ગયા છીએ. વળી પં. જવાહરલાલના તેઓ અંગત મિત્ર હતા. આ બધાં કારણોને

શ્રીધે મિ. ચર્ચિલની આ જાહેરાતથી હિંદુસ્તાનમાં કંઈક આશાની લાગણી પ્રગટી તેઓ ૨૩મી માર્ચે વિમાન માર્ગે નવી દિલ્હી આવી પહોંચ્યા તે જ દિવસે તેમણે વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને મુલાકાત આપી તથા બે દિવસ સુધી વાઈસરૉયના મહેલમાં રહી, વાઈસરૉય તથા પ્રાંતના ગવર્નરો, જેમને અગાઉથી ગોઠવણ કરી ખાસ દિલ્હી બોલાવવામાં આવ્યા હતા, તેમની સાથે મસલત કરી કૉંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદને ખાસ આમંત્રણ આપી તા ૨૫મી માર્ચે બોલાવવામાં આવ્યા. ક્રિપ્સે પોતાની સાથે આણેલી દરખાસ્તોનો ખરડો તેમને વાંચી બતાવ્યો. મૌલાનાને આ દરખાસ્તો બહુ સારી તો ન લાગી પણ સર સ્ટેફર્ડે કહ્યું કે એમાં સૂચનાયેલી વાઈસરૉયની કાઉન્સિલ રાષ્ટ્રીય સરકારના જેવી જ હશે, અને કાઉન્સિલના મેમ્બરોનો વાઈસરૉય સાથેનો સંબંધ બ્રિટિશ પ્રધાનમંડળનો ઇગ્લંડના રાજા સાથે હોય છે તેવો જ હશે. ક્રિપ્સના આમ કહેવાથી મૌલાના સાહેબ આ દરખાસ્તોનો વિચાર કરવા માટે કારોબારી સમિતિની બેઠક બોલાવવાને લલચાયા અને તા. ૨૯મીએ કારોબારી સમિતિની બેઠક તેમણે નવી દિલ્હીમાં બોલાવી

આ યુદ્ધમાં માણસની કે પૈસાની મદદ આપવાની વિરુદ્ધ હોઈ ગાંધીજીને ક્રિપ્સને મળવાનો કશો રસ નહોતો પણ ક્રિપ્સે બહુ આગ્રહ કર્યો એટલે તા ૨૮મીએ તેઓ એમને મળવા નવી દિલ્હી ગયા એણે આણેલી દરખાસ્તો વાંચીને જ તેમણે તો ક્રિપ્સને કહી દીધું કે આવી હાસ્યાસ્પદ, બેહૂદી અને અનેક જાતના અનર્થો ઊભા કરે એવી દરખાસ્ત તમારા જેવા માણસ લઈને આવે એ ભારે કમનસીબ બીના છે તમારે એટલું તો જાણવું જોઈતું હતું કે કમમાં કમ કૉંગ્રેસ તો, ભલેને બીજી જ ક્ષણે હિંદુસ્તાનને સામ્રાજ્યથી છૂટા પડવાનો હક્ક બક્ષવામાં આવતો હોય તોપણ, આવી જાતના ડોમિનિયન સ્ટેટસની સામે જોશે પણ નહી. તમારી બીજી વસાહતોના જેવી હિંદુસ્તાન એ વસાહત (ડોમિનિયન) છે જ નહીં. તમારે એ પણ જાણવું જોઈતું હતું કે આ દરખાસ્તોમાં હિંદુસ્તાનને ત્રણ ટુકડાઓમાં વહેંચી નાખવાની કલ્પના રહેલી છે એ કોઈ સ્વીકારી શકે એમ નથી એમાં પાકિસ્તાનની કલ્પના છે છતાં મુસ્લિમ લીગ પણ એથી રીઝવાની નથી કારણ લીગ ઇચ્છે છે તેવું પાકિસ્તાન એમાં નથી. અને આ બધી તો તમારી ભવિષ્યની યોજનાઓ છે અત્યારે તો ભવિષ્ય ભારે અનિશ્ચિત છે એટલે તે યોજનાઓનો આજે વિચાર કર્યે શું વળે? તમે તત્કાળ શું કરવા માગો છો, એ જ ખરું મહત્ત્વનું છે અને અત્યારે જે આપવાની વાત તમે કરો છો તે તો કેવળ ફોસલાવવાની વાત છે અમારા દેશની રક્ષા

કરવા પ્રજા ઉત્સાહિત થાય એવી કશી સાચી સત્તા આ દરખાસ્તોમાંથી અમને મળતી નથી. આવી મતલબનું સંભળાવીને ગાંધીજી તો તરત જ દિલ્હીથી સેવાગ્રામ જવા ઇચ્છતા હતા. પણ મૌલાના સાહેબના આગ્રહથી તા. ૪થી એપ્રિલ સુધી તેઓ દિલ્હી રોકાયા.

ક્રિપ્સ સાહેબ કેવી દરખાસ્તો લઈને આવ્યા હતા તે હવે આપણે જોઈએ :

"હિન્દુસ્તાનના ભવિષ્યને અંગે જે વચનો આપેલા છે તેના પાલનની બાબતમાં આ દેશમાં (ઇંગ્લંડમાં) તેમ જ હિન્દુસ્તાનમાં જે ચિન્તા સેવાય છે તે ઉપર વિચાર કરીને ના. શહેનશાહની સરકારે એવું નક્કી કર્યું છે કે હિન્દુસ્તાનમાં વહેલામાં વહેલી તકે સ્વરાજ્ય સ્થપાય તે માટે બ્રિટિશ સરકાર જે પગલા લેવા માગે છે તે ચોક્કસ અને સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવાં. અમારો હેતુ એ છે કે, નવા હિન્દી સંઘનું સર્જન કરવું. એ સંઘ ગ્રેટબ્રિટન અને બીજાં વસાહતી રાજ્યોની જેમ તાજ પ્રત્યે રાજનિષ્ઠા ધરાવતા એક વસાહતી રાજ્ય જેવો હશે. તમામ બાબતોમાં તેમની સાથે એ સમાન દરજ્જો ધરાવનો હશે. પોતાની આંતરિક તેમ જ બહારના વહીવટની કોઈ પણ વસ્તુની બાબતમાં તે પરાધીન નહીં હોય.

"તે માટે નામદાર શહેનશાહની સરકાર નીચેની જાહેરાત કરે છે:

"(અ) લડાઈ બંધ થાય કે તરત હિન્દુસ્તાનમા નીચે જણાવેલી રીતે એક ચૂંટાયેલી સભા સ્થાપવાને માટે પગલા લેવામા આવશે. એ સભાનું કામ હિન્દુસ્તાનનું નવુ બંધારણ ઘડવાનુ હશે.

"(બ) આ બંધારણ ઘડનારી સભામા હિન્દુસ્તાનનાં દેશી રાજ્યો ભાગ લઈ શકે તે માટે નીચે જણાવ્યા પ્રમાણે ગોઠવાઈ કરવામા આવશે.

"(ક) આવી રીતે ઘડવામાં આવેલું બંધારણ સ્વીકારવાને અને અમલમા મૂકવાને ના. શહેનશાહની સરકાર બંધાય છે, માત્ર એટલી વસ્તુને આધીન રહીને કે,

(૧) બ્રિટિશ હિન્દુસ્તાનના કોઈ પ્રાંતની નવું બંધારણ માન્ય રાખવાની તૈયારી નહીં હોય તો તેને પોતાની હાલની બંધારણીય સ્થિતિ કાયમ રાખવાનો હક્ક રહેશે. સાથે સાથે એની ગોઠવાઈ પણ રહેશે કે પાછળથી તે નવા બંધારણમાં જોડાવાનુ નક્કી કરે તો તેઓ જોડાઈ શકશે.

આવી રીતે નહીં જોડાનારા પ્રાન્તોની જો એવી ઇચ્છા હશે તો ના. શહેનશાહની સરકાર તેમને પોતાનું બીજું બંધારણ ઘડવા દેવા કબૂલ થાય છે. અહીં જણાવેલી રીતે હિન્દી સંઘને જે દરજ્જો આપવામાં આવશે, પૂરેપૂરો તેવો જ દરજ્જો તેમને પણ આપવામા આવશે.

(૨) ના. શહેનશાહની સરકાર અને બંધારણ ઘડનારી સભા વચ્ચે કોલકરારો (ટ્રીટી) કરવામાં આવશે. અને તેના ઉપર સહી કરવામાં આવશે. આ કોલકરારોમા બ્રિટિશરોના હાથમાથી હિન્દીઓના હાથમાં

જવાબદારીની સપૂર્ણ ફેરબદલી થવાને અગે જે આવશ્યક વસ્તુઓ ઊભી થશે તે તમામનો સમાવેશ કરવામા આવશે ના શાહેનશાહની સરકારે જુદી જુદી કોમની અને ધર્મની લઘુમતીઓના રક્ષણ માટે જે બાયધરીઓ આપેલી છે તે અનુસારની જોગવાઈ પણ આ કોનકરારોમા હશે પરતુ ભવિષ્યમા બ્રિટિશ રાષ્ટ્રમડળના અગભૂત બીજા રાજ્યો સાથે હિન્દી સઘે કેવો સબધ રાખવો તે નક્કી કરવાની બાબતમા હિન્દી સઘની સત્તા ઉપર કશા અકુશો મૂકવામા આવશે નહી

"હિન્દુસ્તાનનુ કોઈ પણ રાજ્ય, આ બધારણ સ્વીકારવા ઇચ્છતુ હોય કે ન ઇચ્છતુ હોય, તે પ્રમાણે કોનકરારની શરતોમા જરૂરી જણાય એવા ફેરફાર કરવાનુ આવશ્યક થઈ પડશે

" "(ડ) બધારણ ઘડનારી સભા નીચે લખ્યા અનુસાર રચવામા આવશે, સિવાય કે મુખ્ય મુખ્ય કોમોના હિદી લોકમતના નેતાઓ લડાઈ પૂરી થાય તે પહેલા બીજી કોઈ રીત વિષે સમત થયા હોય

"લડાઈ પૂરી થયા પછી પ્રાન્તિક ચૂટણીઓ કરવામા આવશે તેના પરિણામ જણાય કે તરત દરેક પ્રાન્તની નીચની ધારાસભાના સભ્યો પ્રમાણસર પ્રતિનિધિત્વની પદ્ધતિથી બધારણ ઘડનારી સભા ચૂટવાનુ કામ કરશે આ નવી સભાની સખ્યા પ્રાન્તિક ધારાસભ્યોના દશમા ભાગ જેટલી હશે,

" હિદુસ્તાનના દેશી રાજ્યોને પણ પોતાના પ્રતિનિધિઓ નીમવાનુ કહેવામા આવશે. તેમની સખ્યા બ્રિટિશ હિદુસ્તાનના પ્રતિનિધિઓની માફક તેમની કુલ વસ્તીના પ્રમાણમા રહેશે અને તેમને બ્રિટિશ હિદુસ્તાનના સભ્યોના જેટલી જ સત્તા હશે

"(ઈ) હિદુસ્તાન સામેના અત્યારના કટોકટીના સમય દરમ્યાન અને જ્યા સુધી નવુ બધારણ ઘડાય નહી ત્યા સુધી ના શાહેનશાહની સરકારે પોતાના વિશ્વયુદ્ધ પ્રયાસના એક ભાગ તરીકે હિદુસ્તાનના રક્ષણની જવાબદારી અનિવાર્ય રીતે ઉઠાવવી પડશે એ રક્ષણનુ સચાલન કરવુ પડશે તથા તેના ઉપર અકુશ રાખવો પડશે પરતુ હિદુસ્તાનમા લશ્કરી નૈતિક અને આર્થિક સાધનો પૂરેપૂરા સગઠિત કરવાના કામની જવાબદારી હિદુસ્તાનના લોકોના સહકારથી હિદી સરકારની રહેશે ના શાહેનશાહની સરકાર ઇચ્છે છે અને એ વસ્તુને આવકારે છે કે હિદી લોકોના મુખ્ય મુખ્ય પક્ષના નેતાઓ પોતાના દેશની બ્રિટિશ રાષ્ટ્રસઘની તેમ જ સયુક્ત રાષ્ટ્રોની સલાહમસલતમા તત્કાળ અને અસરકારક ભાગ લે એમ કરીને જ, હિદુસ્તાનની ભવિષ્યની સ્વતત્રતા માટે જે કામ બહુ મહત્ત્વનુ ને આવશ્યક છે તે પાર પાડવામા તેઓ સક્રિય અને રચનાત્મક મદદ આપી શકશે '

તા ૨૮મીથી ક્રિપ્સે કારોબારી સમિતિના સભ્યો સાથે મસલતો શરૂ કરી તે દરમ્યાન રાષ્ટ્રીય સરકાર અને બ્રિટિશ પ્રધાનમડળના જેવા તેના દરજ્જા વિષે તેમણે જે વાત કરેલી તેમાથી તેઓ ધીમે ધીમે ખસતા ગયા આ દરખાસ્તોમા હિદી પ્રજાને યુદ્ધમા ભાગ લેવાનુ શૂર ચડે, આપણી પોતાની

સ્વતંત્રતા અને રક્ષણને માટે આપણે લડીએ છીએ એવો ઉત્સાહ પ્રગટે એવું કશું નહોતું ભવિષ્યની વસાહતી દરજ્જાની જે યોજના હતી તેમાં પણ જુદી જુદી કોમોની વચ્ચે તથા બ્રિટિશ હિંદુસ્તાન અને દેશી રાજ્યો વચ્ચે કલહનાં બીજ સિવાય કશું નહોતું. અને દેશી રાજ્યની પ્રજાને તો સાવ વિસારી જ દેવામાં આવતી હતી. એટલે કારોબારી સમિતિએ આ દરખાસ્તોને નકારતો ઠરાવ કરીને તા. ૧લી એપ્રિલે ક્રિપ્સને મોકલી આપ્યો. પણ ક્રિપ્સ સાહેબ વાતો કરવામાં બહુ મીઠા હતા. કારોબારી સમિતિને તેમણે કહ્યું કે, આ દરખાસ્તો નકારવાનો ઠરાવ તમે હમણાં બહાર ન પાડો અને આપણે હજી વધારે વાટાઘાટો કરીએ અને કાંઈક રસ્તો કાઢવાનો પ્રયત્ન કરીએ. કારોબારી સમિતિએ એમની વાત સ્વીકારી. પણ પાણીને ગમે તેટલું વલોવીએ તોયે તેમાંથી માખણ તો નથી જ નીકળતું તેમ આ વાટાઘાટોમાંથી કશો સાર નીકળ્યો નહીં. ઊલટું જેમ જેમ વાટાઘાટો લંબાઈ તેમ તેમ એમાંથી વધારે ને વધારે વિષ જ નીકળતું ગયું. વાઈસરૉયની કાઉન્સિલનો દરજ્જો બ્રિટિશ પ્રધાનમંડળ જેવો હશે એમ ક્રિપ્સ સાહેબે આપ્યા તેવા પોતાની ગાંઠની સાકર પીરસેલી તે બદલ વિલાયતથી તેમને ઠપકારવામાં આવેલા હોવા જોઈએ. તેમને એવી ચેતવણી આપવામાં આવેલી હોવી જોઈએ કે દરખાસ્તોના ખરડાની બહાર મુદ્દલ ન જવું વળી પૂર્વના પ્રદેશોના સરસેનાપતિ લૉર્ડ વેવલ અને વાઈસરૉય અને લિનલિથગો આ કટોકટીને વખતે પોતાના હાથમાંની જરાયે સત્તા છોડવાથી યુદ્ધપ્રયાસમાં શિથિલતા આવશે એમ માનતા હતા. તેમની આગળ સર સ્ટેફર્ડનું કશું ચાલે તેમ નહોતું. એટલે ક્રિપ્સે બધું ફેરવી તોળવા માંડ્યું, અને ઘણી બાબતોમાં તો વાઈસરૉયનો હવાલો આપવા માંડ્યો, એટલું જ નહીં પણ જોકે પોતે જ રાષ્ટ્રીય સરકાર અને ઇંગ્લંડના જેવા પ્રધાનમંડળની વાત કરી હતી છતાં કૉંગ્રેસ ઉપર એવો આરોપ મૂક્યો કે,

> "તેઓ તો એવી રાષ્ટ્રીય સરકાર બનાવવામાં આવે, જેમાં વાઈસરૉયના અથવા તો બ્રિટિશ સરકારના કશા અંકુશ વિનાનું હિન્દી નેતાઓનું પ્રધાનમંડળ રચવામાં આવે તો એમાં આવવા ઇચ્છે છે. આ વસ્તુનો શો અર્થ થાય તેનો વિચાર કરો. દિલ્હીમાના પહેલાએ નીમેલા અમુક માણસોની હિન્દની સરકાર બને. તે અચોક્કસ મુદત માટેની હોય, વળી તે કોઈ ધારાસભા અથવા તો મતદારમંડળને જવાબદાર ન હોય, એમાં કશો ફેરફાર ન થઈ શકે, એટલે તેમાંની બહુમતી વિરાટ લઘુમતીઓ ઉપર સ્વેચ્છાની સત્તા ચલાવવાની સ્થિતિમાં આવે."

બીજો આક્ષેપ એ મૂક્યો કે,

> "કૉંગ્રેસે છેક છેલ્લી ઘડીએ બંધારણમાં તત્કાળ ફેરફારો કરવાની વાત કરી. હવે યુદ્ધ ચાલે છે તે દરમ્યાન આવા ફેરફાર કરવાનું તદ્દન અશક્ય છે."

સોંપવામાં આવે ત્યારે જ તેમનામાં યુદ્ધપ્રયાસ વિશે ઉષ્મા પ્રગટે. હિંદુસ્તાનની અત્યારની સરકાર તેમ જ તેમના પ્રાન્તિક આડતિયાઓમાં કાર્યક્ષમતાનો અભાવ છે અને હિંદુસ્તાનના રક્ષણનો બોજો ઉઠાવવાની શક્તિ નથી. હિન્દુસ્તાનના લોકો જ પોતાના માનીતા પ્રતિનિધિઓ મારફત આ બોજો યોગ્ય રીતે ઉપાડી શકે એમ છે. પણ એમને તત્કાળ સ્વતંત્રતા આપવામાં આવે અને રક્ષણની પૂરી જવાબદારી એમને માથે નાખવામાં આવે ત્યારે જ એ બની શકે."

હિન્દુસ્તાનના બીજા પક્ષોએ પણ ક્રિપ્સ સાહેબની દરખાસ્તોનો અસ્વીકાર કર્યો. મુસ્લિમ લીગ, હિંદુ મહાસભા, દેશી રાજ્યોની પ્રજા પરિષદ, મોમિન પરિષદ, દલિત વર્ગોના અને લિબરલ વર્ગના નેતાઓએ લાંબા ઠરાવો કરી અથવા લાંબી યાદીઓ મોકલી જુદાં જુદાં કારણોસર ક્રિપ્સની દરખાસ્તો નકારી. એટલે ક્રિપ્સ સાહેબ વિલાયત ઊપડી ગયા. ત્યાં ગયા પછી તેમણે જે પ્રચાર કરવા માંડ્યો એમાં તો જૂઠાણાની હદ વાળી. તા. ૨૮મી એપ્રિલે પાર્લમેન્ટમાં લાંબું ભાષણ કરી વિષ્ટિ નિષ્ફળ જવાનો બધો દોષ તેમણે કૉંગ્રેસ ઉપર ઢોળ્યો. એક ભાષણમાં એઓ એવું બોલ્યા કે, "કૉંગ્રેસની કારોબારી સમિતિએ તો આ દરખાસ્તો સ્વીકારવાનો ઠરાવ પણ કર્યો હતો પરંતુ મિ. ગાંધી વચ્ચે પડ્યા અને કારોબારી સમિતિએ પોતાનો ઠરાવ ફેરવ્યો." રેડિયો ઉપર અમેરિકા જોગું ભાષણ કરતાં તેઓ બોલ્યા કે, "અમે તો હિંદુસ્તાનના પ્રતિનિધિત્વ ધરાવતા રાજદ્વારી નેતાઓને વાઇસરૉયની કાઉન્સિલમાં સ્થાન આપવાનું કહ્યું હતું. તમારા પ્રમુખને સલાહ આપનારા પ્રધાનોના જેવું તે સ્થાન હતું." આ જૂઠાણાના ગાંધીજીએ, રાષ્ટ્રપતિએ તથા પં. જવાહરલાલજીએ જડબાંતોડ જવાબો આપ્યા, તેમાં ઊતરવાની જરૂર નથી. સરદારે આ યોજના અને વાટાઘાટો વિષે ગુજરાતનાં કેટલાંક ભાષણોમાં જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે નીચે આપી આ પ્રકરણ પૂરું કરીશું :

"ત્યાર બાદ બ્રિટિશ મહાજનના પ્રતિનિધિ સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદમાં આવ્યા. કૉંગ્રેસના ઘણા નેતાઓના તે મિત્ર હતા. તેથી તે નેતાઓને અને બીજા ઘણા માણસોને એમ લાગ્યું કે એ પ્રગતિકારી વિચારના માણસ છે એટલે એને મોકલવામાં હિંદ સાથે સમજૂતી કરવાની સરકારની દાનત શુદ્ધ હશે એમ માનીને ક્રિપ્સે આણેલી દરખાસ્તો ઉપર વિચાર કરવાનો અમે નિર્ણય કર્યો. કૉંગ્રેસના પ્રમુખ મૌલાના સાહેબને તેની સાથે વાટાઘાટો કરવાનો અને ઠીક લાગે તો તે કારોબારી સમિતિ આગળ રજૂ કરવાનો અમે અધિકાર આપ્યો. પણ સર સ્ટેફર્ડને લાગ્યું કે કૉંગ્રેસને પાછળથી બોલાવીશું તો ચાલશે. પણ ગાંધીજી વિના ગાડું આગળ ચાલવાનું નથી. એટલે તાર કરી ગાંધીજીને બોલાવ્યા. ગાંધીજીએ જણાવ્યું કે, આમાં મારું કાંઈ કામ નથી. હું પોતે તો દરેક હિંસક યુદ્ધનો વિરોધી છું, અને કૉંગ્રેસથી છૂટો થઈ ગયેલો છું. છતાં તમારો આગ્રહ છે તો મળવા આવીશ.

"એમ ગાંધીજી દિલ્હી ગયા પણ ત્યાં તેમણે જે જોયું તેથી તેમને ચીતરી ચડી અને સરકાર તથા બ્રિટિશરો પ્રત્યે તેમનો જે ભાવ હતો તે સાવ ઊડી ગયો એમણે સર સ્ટેફર્ડને ચોખ્ખું સુણાવી દીધું કે એમરી જેવો કોઈ નાગો માણસ આવી દરખાસ્તો લઈને આવ્યો હોત તો સમજી શકાત પણ તમે તો હિંદના અને રશિયાના પણ મિત્ર ગણાઓ છો તમે આગળપડતા વિચાર ધરાવનાર છો તમને આ શું સૂઝ્યું? આ પાપ, આ ઝેર હિંદને ગળે ઉતારવા તમે ક્યાંથી આવ્યા?

"પછી ગાંધીજી તો ચાલ્યા ગયા પણ કોંગ્રેસે ક્રિપ્સની દરખાસ્તોની સ્વતંત્ર પરીક્ષા કરવા અને એ શું છે તે જાણવા એક નહીં, બે નહીં ત્રણ નહીં પંદર દિવસ સુધી વિચાર ને વાટાઘાટ કરી પ્રથમ તો સર સ્ટેફર્ડે મીઠી મીઠી વાતો કરી એમ પણ કહ્યું કે જેવી રીતે ઇંગ્લંડમાં શહેનશાહ રાજ્ય કરે છે તેવી રીતે વાઈસરૉય પણ હિંદમાં વર્તશે એની દરખાસ્તોની બીજી વાતો જેવી કે હિંદના ટુકડા કરવા રાજાઓને હિંદીસંઘમાં ભળવા ન ભળવાનું પૂછવું વગેરે બાબતોને બાજુ પર રાખવા કાગ્રેસે કહ્યું અત્યારે તમે શું [illegible] રવા માગો છો તે જાણવા માગ્ય કારણ ભવિષ્યમાં તમે સ્વતંત્રતા આપશો તેની અત્યારે શી વાત કરવી? ભવિષ્યમાં તમારી પાસે સ્વતંત્રતા આપવા જેવું કંઈ રહેશે તો આપશો ને? તે વખતે એની વાત કરીશું પણ આજે શું આપો છો? મરી ફીટીએ એવી લાગણી લોકોમાં પેદા કરી શકીએ એવું કંઈ તમે આપતા હો તો કહો આગલે લગી મીઠી મીઠી વાતો કરીને છેલ્લે દિવસે તેમણે મૌલાના આઝાદ પર કાગળ લખ્યો કે અત્યાર લગી કરેલી વાતોમાં તમે ફરી ગયા છો કારણ કે તમે તો નેશનલ ગવર્નમેન્ટ માગો છો ખરી વાત તો એ હતી કે પોતે ફરી ગયો હતો છતાં એણે કોંગ્રેસ પર જૂઠો આરોપ મૂક્યો"

*　　　*　　　*

યુદ્ધ પછી છેલ્લામાં છેલ્લી ઑફર થઈ છે તે ક્રિપ્સ ઑફર છે એના જેવી ખોટી અને ધોખાબાજ યોજના આજ સુધી બીજી કોઈ આવી નથી એ યોજનાની અંદર લડાઈ પછી બ્રિટિશ સત્તા હિંદમાં કાયમ રહે એ પ્રકારની પ્રપંચી સગવડ ભરેલી છે કોંગ્રેસના (હિંદ છોડી જાઓના) નિર્ણય માટે એ યોજના જ જવાબદાર છે જો હિંદ ઉપર નજીકમાં આક્રમણનો ભય ઊભો થયો ન હોત તો હજી અમે થોભત પણ હિંદ પર જે ભય ઝઝૂમી રહ્યો છે તે જોતાં તેનો સામનો કરવા ખાતર હિંદની પ્રજાને પૂરેપૂરી છૂટ પૂરેપૂરી સ્વતંત્રતા મળવી જોઈએ અંગ્રેજો હિંદના બચાવ માટે નહીં પણ પોતાની સત્તા કાયમ રાખવા માટે લડે છે જો હિંદના બચાવ માટે લડતા હોય તો કોંગ્રેસની માગણી સ્વીકારવામાં એમને કશી અડચણ ન પડવી જોઈએ

*　　　*　　　*

"ક્રિપ્સ મિશન તો એક ખોટો સિક્કો હતો એના ધ નારાઓની દાનત કાળી હતી એમાં અપ્રામાણિકતા અને ધોખાબાજી હતી જતે જતે ક્રિપ્સ પોતે જ

ફરી ગયો અને કૉંગ્રેસને માથે તેનો દોષ ઓઢાડતો ગયો. એ મિશન આખું અમેરિકાના પ્રજામતને રીઝવવા માટે જ યોજ્યું હતું.”

* * *

“ક્રિપ્સ સાહેબની ખ્યાતિ તો સારી હતી એમ માનવામાં આવતું હતું કે, સમાધાન થશે. પરંતુ ક્રિપ્સ સાહેબ જે લાવ્યા હતા તે જ્યારે મહાત્માજીએ જોયું ત્યારે તેમને ખાતરી થઈ ગઈ કે, ક્રિપ્સ સાહેબ મિત્રભાવે હળાહળ વિષ લાવ્યા હતા. અમેરિકાને સંતોષવા માટે જ ક્રિપ્સે આ એક ખોટો પ્રયાસ કર્યો હતો.

“ક્રિપ્સ સાહેબની યોજનાને દેશના કોઈ પણ પક્ષે સ્વીકારી નહીં. ઊલટી તેને સર્વેએ તરછોડી કાઢી અહીંથી ગયા બાદ ક્રિપ્સે જે જૂઠો અને હલકટ પ્રચાર કર્યો છે તે ઉપરથી બ્રિટિશ સરકારની દાનત પુરવાર થઈ છે”

## ૩૪

## હિંદ છોડીને ચાલ્યા જાઓ

અહિંસાની નીતિ જતી કરીને પણ હિંદનું બરાબર રક્ષણ કરી શકાય તે માટે કારોબારી સમિતિના બહુમતી સભ્યો મિનરાજ્યો સાથે સમાધાન કરી લેવા તૈયાર હતા. પણ ક્રિપ્સ વિષ્ટિ નિષ્ફળ જવાથી એવા સમાધાનની જે કંઈ આશા તેઓ સેવતા હતા તે ઊડી ગઈ, અને કૉંગ્રેસ આગળ જપાની આક્રમણ સામે દેશનું રક્ષણ કેવી રીતે કરવું તેનો વિકટ કોયડો આવી પડ્યો જપાન એટલા ઝપાટાથી હિંદ તરફ આગળ વધી રહ્યું હતું કે, હિંદના રક્ષણનો પ્રશ્ન બહુ તાકીદનો બની ગયો હતો. ક્રિપ્સ સાથે મસલતો ચાલતી હતી તે વખતે જ તા ૬ઠ્ઠી એપ્રિલે કોકોનાડા અને વિઝાગાપટ્ટમ ઉપર જપાને બૉમ્બ ફેંક્યા હતા સત્તાવાળાઓએ મદ્રાસ અને પૂર્વ કિનારા ઉપરના ઘણા શહેરો ખાલી કરાવ્યા હતાં. બંગાળના ઉપસાગરમાં જપાની મનવારો ઘૂમી રહી હતી અને લંકાથી તે કલકત્તા સુધીનો દરિયાકાંઠો હરકોઈ વખતે હુમલાના ભારે ભયમાં હતો. બ્રિટિશ સરકારે હિંદુસ્તાનમાં મોટા પ્રમાણમાં અમેરિકન લશ્કર ઉતારવા માંડ્યું હતું. ઓરિસા, બંગાળ તથા આસામમાં બચાવને માટે છેક છેલ્લી ઘડીએ વિમાની મથકો બાંધવાનું સરકારને સૂઝ્યું. તે માટે કેટલાયે ગામો એમણે તાબડતોબ ખાલી કરાવવા માંડ્યા એ ગામવાસીઓને રહેવાની બીજી જગ્યા પણ સરકાર આપી શકી નહીં. આસામ અને બંગાળમાં કેટલેક સ્થળે તો અવરજવરનું મુખ્ય સાધન હોડીઓ જ હોય છે. રખેને જપાન અહીં આવીને એ હોડીઓનો ઉપયોગ

કરે એટલા માટે સરકારે એ તમામ હોડીઓને જપ્ત કરવા માંડી. રક્ષણને ખાતર લેવામાં આવતા આવાં બધાં પગલાંથી ગ્રામવાસીઓની હાડમારીનો પાર ન રહ્યો કૉંગ્રેસ આ બધું જોયાં કરે અને લોકોને કંઈ મદદ ન કરી શકે એ તેને માટે અસહ્ય હતુ આ સ્થિતિમાં જવાહરલાલજી કાંઈક ઉશ્કેરાઈ ગયા હોય એમ લાગે છે. બ્રિટિશ સરકાર જે આપણને ગૂંગળાવી રહી હતી તેની સામે તો શાંતિમય અસહકાર એ એક રસ્તો હતો. પણ જપાન ચડી આવે તો તેની સામે શું કરવુ? ક્રિપ્સના ગયા પછી તરત જ એક ભાષણમાં ધીખતી ધરાની અથવા તો ભૂમિ ઉજાડવાની નીતિ આપણે જપાનની સામે અજમાવવી જોઈએ એમ તેમણે કહ્યુ. એ ભાષણમાં એમણે ગેરિલા લડાઈની પણ વાત કરી તા. ૧૩–૪–'૪૨ના કાગળમાં ગાંધીજી સરદારને લખે છે કે,

"જવાહરે તો હવે અહિંસાને તિલાંજલિ દીધી જણાય છે. તમે તમારુ કામ કર્યા કરજો લોકોને બચાવી શકાય તો બચાવજો આજનુ એનુ ભાષણ ભયકર લાગે છે. એને લખવા ધારુ છુ."

ગાંધીજીએ ધીખતી ધરા કરવાની રીત તેમ જ ગેરિલા લડાઈ આપણા દેશને કોઈ પણ રીતે અનુકૂળ આવે એમ નથી એ વિષે 'હરિજન'માં લખવા માંડ્યુ. અહિંસાની દૃષ્ટિએ તો આ વસ્તુ વાજબી નહોતી જ પણ હિંસા-અહિંસાનો પ્રશ્ન બાજુએ રાખીએ તોપણ એ વસ્તુ શક્ય અને ઇષ્ટ નહોતી. ધીખતી ધરા કરવા માટે પણ બૉમ્બ વગેરે સાધન જોઈએ, અને ગેરિલા લડાઈ કરવા માટે પણ લોકોને હથિયારો આપવાં જોઈએ ધારો કે બ્રિટિશ સરકાર એવાં હથિયાર પૂરા પાડે પણ વાઈસરૉયે થોડા જ વખત ઉપર જાહેર કર્યું હતુ કે અમારી પાસે લશ્કરી સિપાઈઓને આપવા માટે પણ પૂરતા હથિયારો નથી. વળી સરકાર સાથે આપણો અસહકાર ચાલતો હોય તે વખતે આપણી દોરવણી નીચે ચાલતી ગેરિલા લડાઈ માટે સરકાર પાસેથી હથિયારની આશા રાખવી એ અનુચિત અને અશક્ય હતુ.

આ સ્થિતિમાં કૉંગ્રેસે કયુ પગલુ લેવુ એનો વિચાર કરવા અલ્લાહાબાદમાં તા ૨૭મી એપ્રિલે કારોબારી સમિતિની બેઠક અને તા ૨૯મીએ કૉંગ્રેસ મહાસમિતિની બેઠક બોલાવવામા આવી એ બેઠકો તા. ૨જી મે સુધી ચાલી તા ૧૪–૪–'૪૨ના રોજ ગાંધીજી સરદારને લખે છે

"તમારો પાછો કંઈ કાગળ નથી. પ્રોફેસરે (કૃપાલાનીજીએ) બધુ ભાગવત (ક્રિપ્સ વિષ્ટિનુ) સભળાવ્યુ તમારી તબિયત જવા લાયક ન હોય તો અલ્લાહાબાદ ન જતા. પણ તમારા વિચાર તમારે જણાવી દેવા જોઈએ. જો કૉંગ્રેસ હિંસા નીતિ અખત્યાર કરે તો તમારે નીકળી જવુ જોઈએ એમ મને લાગે છે આ સમય એવો નથી કે કોઈ પોતાના વિચાર દબાવી બેઠા રહે. ઘણી બાબતમા

કામ ઊંધુ ચાલી રહ્યું છે એ જોયા કરવુ એ બરાબર નથી લાગતુ ભલે લોકો નિંદા કે વંદો

"'હરિજન'મા ૯ જે લખી રહ્યો છું એ ધ્યાનપૂર્વક વાંચો એમ ઇચ્છું છું

'ઓરિસામાં . . હુમલો થવાનો બહુ સભવ લાગે છે સરકારે ત્યા લશ્કર ઠીક ભર્યું છે'

તા ૨૨-૪-'૪૨ના રોજ ગાંધીજી સરદારને ફરી લખે છે

"તમારો કાગળ મળ્યો મૌનાનાના તાર પરથી તમારે તો ગયે જ છૂટકો જણાય છે તમે મક્કમપણે કામ લેજો જો અહિંસક અસહયોગનો સ્પષ્ટ ઠરાવ ન કબૂલ થાય તો તમારો ધર્મ નીકળવાનો જ છે ભૂમિ ઉજાડવાની નીતિનો અને બહારના લશ્કરો લાવવાનો પણ સખત વિરોધ થવો જ જોઈએ મને બોલાવવાનો આગ્રહ ચાલે છે પણ મે તો ના જ લખી છે

'તમે પ્રયાગથી પાછા ફરો ત્યારે અહીં થઈને જજો ભલે એકજ દિવસ જ આવો પ્રયાગના કરતા તો અહીં સો ગણુ સારુ છે રાજેન્દ્રબાબુને પણ સાથે લાવજો ને દેવને પણ'

આ અલાહાબાદની બેઠકમા બહુ મહત્ત્વના પ્રશ્ન વિષે કારોબારી સમિતિએ તેમ જ મહાસમિતિએ નિર્ણય કરવાનો હતો દેશમા ઘણા એવુ માનનારા હતા કે આપણે તો કોઈ પણ રીતે બ્રિટિશરો અહીંથી જાય એ જોઈએ છે, ભલે જપાનીઓ અહીં આવે આપણે પાછળથી એમની જોડે હિસાબ પતાવી લઈશુ એક વર્ગ એવુ માનનારો પણ હતો કે, આપણે જપાનીઓને આવકારવા જોઈએ તેમની મદદ લઈને અંગ્રેજોને ખસેડવામા કશું નુકસાન થવાનુ નથી પરતુ કારોબારી સમિતિના સભ્યોમાથી અથવા તો મુખ્ય મુખ્ય આગેવાનો અને કાર્યકર્તાઓમાથી કોઈ જપાનને આવકારવા ઇચ્છતુ નહોતુ તેનું કારણ એ નહોતુ કે જપાન કરતા બ્રિટિશરો સારા હતા પણ જપાનને બ્રિટન કરતાં સારુ ગણવા જેવુ નહોતુ છેલ્લા કેટલાક વરસોથી ચીનની સાથે તેણે જે વર્તાવ કર્યો હતો અને ચીનનો ઘણો ભાગ પડાવી લીધો હતો તે ઉપરથી એ સિદ્ધ થતું હતુ કે જપાન પણ સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાવાળુ હતુ એક સામ્રાજ્યમાથી નીકળીને બીજા સામ્રાજ્યને તાબે થવુ એ તો ઓલામાથી નીકળીને ચૂલામા પડવા જેવુ હતું એકે આપણી સ્વતત્રતા છીનવી લીધી હતી અને આવી વિષમ વેળાએ પણ જપાન સામે લડવાને માટે આપણને સ્વતત્ર થવા દેવા એ તૈયાર નહોતો બીજો આપણી સ્વતત્રતા છીનવી લઈને પોતાનુ સામ્રાજ્ય જમાવવાની મહત્ત્વાકાંક્ષા રાખતો હતો એટલે આપણી દૃષ્ટિએ તો બંને સરખા હતા બેમાથી એકેનો વિશ્વાસ કરવા જેવુ નહોતુ આપણી સ્વતત્રતા આપણે પોતે જ મેળવવાની હતી લોકોમા આ જાતનો ઉત્સાહ પ્રગટાવવા ગાંધીજી 'હરિજન'મા બહુ કડક લેખો લખતા હતા

અલ્લાહાબાદમાં મળનારી મહાસમિતિની બેઠકને માટે ગાંધીજીએ નીચે પ્રમાણેના ઠરાવનો ખરડો મીરાબહેન સાથે મોકલી આપ્યો

"સર સ્ટેફર્ડ ક્રિપ્સ બ્રિટિશ યુદ્ધપ્રધાનમડળની જે દરખાસ્તો લઈને અહી આવ્યા તેણે બ્રિટિશ સામ્રાજ્યશાહીને પહેલા કદી નહી પાડેલી એવા નગ્ન રૂપમા ઉઘાડી પાડી છે તેથી કોગ્રેસની આ મહાસમિતિ નીચેના નિર્ણયો ઉપર આવી છે

'મહાસમિતિનો એવો અભિપ્રાય છે કે બ્રિટન હિદુસ્તાનનુ રક્ષણ કરવા અસમર્થ છે તે જે કાઈ કરે છે તે સ્વાભાવિક રીતે જ એકલા પોતાના રક્ષણને અર્થે કરે છે હિદુસ્તાનના અને બ્રિટનના હિતસબધો વચ્ચે સતત ઘર્ષણ રહેલુ છે એટલે બન્નેના સરક્ષણ વિષેના ખ્યાલોમા પણ ફરક રહે છે હિદુસ્તાનના કોઈ પણ રાજદ્વારી પક્ષ ઉપર બ્રિટિશ સરકારને વિશ્વાસ નથી હિદી લશ્કરને પણ હિદુસ્તાનને પોતાની જજીરોમા જકડી રાખવા માટે જ આજ સુધી નિભાવવામા આવ્યુ છે આમજનતાથી તેને પૂરેપૂરુ અળગુ રાખવામા આવે છે હિદુસ્તાનના લોકો એ લશ્કરને કોઈ પણ અર્થમા પોતાનુ કહી શકે એમ નથી અવિશ્વાસની આ નીતિ હજી ચાલુ જ છે એ જ કારણે રાષ્ટ્રના સરક્ષણનુ કામ હિદી લોકોના ચૂટેલા પ્રતિનિધિઓને સોપવામા આવતુ નથી

જાપાનનો ઝઘડો હિદુસ્તાન સાથે નથી એની લડાઈ બ્રિટિશ સામ્રાજ્ય સાથે છે હિદુસ્તાનને આ યુદ્ધમા સડોવવામા આવ્યુ છે તે પણ હિદુસ્તાનના લોકોના પ્રતિનિધિઓની સમતિ વિના કરવામા આવ્યુ છે એ કેવળ બ્રિટને મનસ્વી રીતે કર્યું છે હિદુસ્તાન જો સ્વતત્ર થાય તો કદાચ તેનુ પહેલુ કાર્ય જાપાન સાથે વાટાઘાટો કરવાનુ હોય કોગ્રેસનો એવો અભિપ્રાય છે કે જો અગ્રેજો હિદુસ્તાનમાથી ખસી જાય અને જાપાનીઓ અથવા તો બીજી કોઈ પણ સત્તા હિદુસ્તાન ઉપર આક્રમણ કરે તો તેની સામે પોતાનુ રક્ષણ કરવાને હિદુસ્તાન સમર્થ થશે

"તેથી આ મહાસમિતિનો એવો અભિપ્રાય છે કે અગ્રેજોએ હિદુસ્તાનમાથી ચાલ્યા જવુ જોઈએ હિદના દેશી રાજાઓના રક્ષણને અર્થે પોતાને અહી રહેવાની જરૂર છે એવી દલીલ કરવામા આવે છે તેમા કશું વજૂદ નથી હિદુસ્તાન ઉપર પોતાનો કાબૂ ચાલુ રાખવાના તેમના નિર્ણયની એ એક વધારાની સાબિતી છે દેશી રાજાઓને નિ શસ્ત્ર હિદુસ્તાન તરફથી કશો ડર રાખવાની જરૂર નથી

બહુમતી અને લઘુમતીનો પ્રશ્ન એ બ્રિટિશ સરકારની જ પેદા કરેલી કૃતિ છે તેમના અહીથી ખસી જવાની સાથે જ એ પ્રશ્ન નાબૂદ થઈ જશે

આ બધા કારણોથી આ મહાસમિતિ બ્રિટનને અપીલ કરે છે કે તમારી પોતાની સલામતી ખાતર હિદુસ્તાનની સલામતી ખાતર અને દુનિયાની શાતિની ખાતર એશિયામાના અને આફ્રિકામાના તમારા કબજાના મુલકો ભલે અત્યારે ન છોડવા હોય તો ન છોડો પરતુ હિદુસ્તાન ઉપરનો તમારો કબજો તો છોડો જ

આ સમિતિ જાપાની સરકારને અને જાપાની લોકોને ખાતરી આપવા ઇચ્છે છે કે હિદુસ્તાનને જાપાન સાથે અથવા તો બીજા કોઈ પણ દેશ સાથે

દુશ્મનાવટ નથી હિંદુસ્તાનની એકમાત્ર ઇચ્છા પરદેશી ધૂંસરીમાંથી છૂટવાની છે સમિતિનો એવો અભિપ્રાય છે કે દેશની સ્વતંત્રતા માટેની આ લડતમાં, હિંદુસ્તાન જોકે આખી દુનિયાની સહાનુભૂતિને આવકારે છે, તોપણ કોઈ પણ પરદેશી લશ્કરની મદદ તેને ખપતી નથી પોતાની અહિંસક શક્તિ દ્વારા હિંદુસ્તાન પોતાની મુક્તિ મેળવશે, અને એ શક્તિ દ્વારા જ તેને સાચવી રાખશે તેથી આ સમિતિ આશા રાખે છે કે, જપાનનો હિંદુસ્તાન ઉપર આક્રમણ કરવાનો ઇરાદો બિલકુલ નહીં હોય છતાં જપાન હિંદુસ્તાન ઉપર આક્રમણ કરશે, અને બ્રિટન તેણે વરેલી અપીલનો કશો જવાબ નહીં આપે તો જેઓ કોંગ્રેસ તરફથી માર્ગદર્શનની આશા રાખે છે તે સઘળા પાસે સમિતિ એવી અપેક્ષા રાખશે કે તેઓ જપાની લશ્કરો સાથે પૂરેપૂરો શાંતિમય અસહકાર કરશે અને તેમને કોઈ પણ જાતની મદદ આપશે નહીં જેમના ઉપર આક્રમણ થાય તેમની એવી રજ પણ ફરજ નથી કે આક્રમણકારને કશી મદદ કરવી તેમની ફરજ તો સંપૂર્ણ અસહકાર દ્વારા સામનો કરવાની હશે

અહિંસક અસહકારના સાદા સિદ્ધાંતો સમજવામાં મુશ્કેલી આવે એમ નથી

૧ આપણે આક્રમણકારને જરા પણ નમતું ન આપીએ, તેમ તેના કોઈ હુકમોનું પાલન ન કરીએ

૨. તેની પાસેથી કશી મહેરબાની આપણને ન ખપે તેમ તેની કોઈ પણ જાતની લાલચને આપણે વશ ન થઈએ પરંતુ આપણે તેનો દ્વેષ ન કરીએ, તેમ તેનું ભૂંડું ન ઇચ્છીએ

૩ તે આપણાં ખેતરોનો કબજો લેવા આવે તો આપણે કબજો છોડવાનો ઇન્કાર કરીએ ભલે તેનો વિરોધ કરવાના પ્રયત્નમાં આપણે ખપી જવું પડે

૪ છતાં જો તે માંદો પડ્યો હોય અથવા તરસે મરતો હોય અને આપણી મદદ ઇચ્છે તો મદદ આપવાનો આપણે ઇન્કાર ન કરીએ

૫ જે સ્થળોએ બ્રિટિશ અને જપાની લશ્કરો વચ્ચે લડાઈ ચાલતી હોય ત્યાં આપણો અસહકાર નકામો અને અનાવશ્યક થઈ પડે અત્યારે બ્રિટિશ સરકાર સાથેનો આપણો અસહકાર મર્યાદિત સ્વરૂપનો છે જ્યારે તેઓ ખરેખરી લડાઈમાં પડ્યા હોય તે વખતે આપણે તેમની સાથે સંપૂર્ણ અસહકાર કરીએ તો એ વસ્તુ આપણા દેશને ઇરાદાપૂર્વક જપાનીઓના હાથમાં સોંપવા બરોબર થાય તેથી જપાનીઓ સાથે આપણો અસહકાર દર્શાવવાની એકમાત્ર રીત ઘણી વાર એ પણ હોય કે બ્રિટિશ લશ્કરના માર્ગમાં આપણે કશું વિઘ્ન નાખવું નહીં પરંતુ અંગ્રેજોને કશી સક્રિય રીતે આપણે મદદ ન જ આપીએ અત્યારનું તેનું વલણ જોતાં તો આપણે તેના માર્ગમાં કશી દખલ ન કરીએ એ ઉપરાંત બીજી કશી મદદ બ્રિટિશ સરકાર આપણી પાસેથી ઇચ્છતી જ નથી તેઓ તો ગુલામો તરીકે આપણી મદદ ઇચ્છે છે એ સ્થિતિ આપણે હરગિજ સ્વીકારી શકીએ એમ નથી

"ભૂમિ ઉજાડવાના સંબંધમાં આપણી નીતિની સ્પષ્ટ જાહેરાત કરવાની જરૂર આ સમિતિને ભાસે છે આપણે તેમની સાથે અહિંસક પ્રતિકાર કરતા

હોઈએ તેમ છતા આપણા દેશનો કોઈ ભાગ જપાનીઓના હાથમાં આવી પડે તો ત્યાના પાકોનો અથવા તો જળાશયોનો આપણે નાશ ન કરીએ. એટલા જ માટે કે આપણો પ્રયત્ન તો એ પાછા મેળવવાનો રહેશે. પરતુ યુદ્ધસામગ્રીનો નાશ કરવો એ જુદી વસ્તુ છે. અમુક સજોગોમા તેનો નાશ કરવો એ લશ્કરી દૃષ્ટિએ આવશ્યક હોય. પરતુ જે વસ્તુઓ જનતાની માલકીની છે અથવા જે વસ્તુઓ જનતાને ઉપયોગની છે તેનો નાશ કરવો એ કદી કોંગ્રેસની નીતિ હોઈ શકે નહી.

"જપાની લશ્કરો સાથે અસહકાર કરવાનુ કામ સ્વાભાવિક રીતે જ પ્રમાણમા થોડા લોકોને ભાગે આવશે. વળી એ અસહકાર સપૂર્ણ અને સાચા દિલનો હશે તો જ સફળ થશે. પરતુ સ્વરાજ્યની સાચી રચના તો એમા રહેલી છે કે હિંદુસ્તાનના કરોડો લોકો પૂરા દિલથી રચનાત્મક કાર્ય કરવા મડી પડે. એના વિના આખી પ્રજા તેની દીર્ઘ તન્દ્રામાથી જાગ્રત થઈ શકવાની નથી. અગ્રેજ લોકો અહી રહે કે ન રહે, આપણી સદાસર્વદાની ફરજ તો એ જ છે કે આપણા દેશમાથી બેકારીને નાબૂદ કરી નાખીએ, શ્રીમત અને ગરીબ વચ્ચે પડેલી ખાઈને પૂરી નાખીએ, કોમી વેરઝેરને દેશવટો દઈએ, અસ્પૃશ્યતારૂપી રાક્ષસીનો સહાર કરીએ, ચોર લૂટારુઓને સુધારીએ અને લોકોને તેમના ઉપદ્રવમાથી બચાવીએ આ જાતના રાષ્ટ્રવિધાયક કાર્યમા કરોડો લોકો જીવતો જાગતો રસ લેતા ન થાય તો સ્વતત્રતા એક સ્વપ્નુ જ રહે અને અહિંસાથી કે હિંસાથી આપણે તે પ્રાપ્ત કરી શકીએ નહી.

## પરદેશી સિપાઈઓ

"આ મહાસમિતિનો એવો અભિપ્રાય છે કે હિંદુસ્તાનમા પરદેશી સિપાઈઓને દાખલ કરવા તે હિંદુસ્તાનના હિતને નુકસાનકર્તા અને દેશની સ્વતંત્રતાને ભયરૂપ છે તેથી બ્રિટિશ સરકારને એ અપીલ કરે છે કે દેશમાથી પરદેશી લશ્કરોને ખસેડી લેવામા આવે અને હવે પછી બીજા લાવવામા ન આવે. હિંદુસ્તાનમા અખૂટ માનવશક્તિ પડેલી છે છતા પરદેશી લશ્કરોને અહી લાવવા એ ભારે શરમભરેલુ છે બ્રિટિશ સામ્રાજ્યની અનીતિમયતાનો એ એક વધુ પુરાવો છે"

સેવાગ્રામ, ૨૩-૪-'૪૨

રાજેન્દ્રબાબુ પોતાની જીવનકથામા લખે છે કે,

"ગાધીજીના ખરડા ઉપર કારોબારી સમિતિમા ખૂબ વાદવિવાદ ચાલ્યો. એમા જણાઈ આવ્યુ કે સભ્યોમા બે મત છે એક મત એની તરફેણમા હતો બીજો મત એટલે સુધી જવા તૈયાર ન હોઈ એ ઠરાવને સ્વીકારતો નહોતો એમા સુધારો કરવાનો ખૂબ પ્રયત્ન કરવામા આવ્યો પણ એ સફળ ન થયો. આખરે સપ ટકાવી રાખવા સારુ અમે અમારો વિરોધ પડતો મૂકચો અને બીજાઓને જે ઉચિત લાગ્યુ તે અમે સ્વીકારી લીધુ આ કારોબારી સમિતિની વાત થઈ દેશનુ વલણ ગાધીજી તરફ વધારે હતુ. જો ગાધીજીનો એ ખરડો મહા સમિતિમા રજૂ કરવામા આવ્યો હોત તો કદાચ તે મજૂર થઈ જાત. પણ તેથી એકબીજા સાથેના મતભેદ પણ ખૂબ ઉઘાડા પડત. આપણે આપણી તરફથી કશુ

પગલું લેવું જ હોય તો આ રીતે અંદરની ફૂટ જાહેર કરીને એ લઈ શકાય તેમ નહોતું. એટલે આ મતભેદને દાબી દેવો એ જ યોગ્ય લાગ્યું. ગાંધીજીનો ઠરાવ કોઈ પણ રૂપમાં રજૂ ન કરાયો. દા. એવું થયું કે જે ઠરાવ પસાર થયો એમાં ગાંધીજીના ભાવનો સારી પેઠે સમાવેશ કરવામાં આવ્યો. જ્યારે ગાંધીજીએ એ ઠરાવ જોયો ત્યારે એમણે કહ્યું કે જોકે એ મને પૂરેપૂરો પસંદ પડતો નથી, છતાં એમાં મારે કામ કરવાને માટે પૂરતો અવકાશ છે. એટલે હું એને સ્વીકારું છું.

ક્રિપ્સની વિષ્ટિમાંથી ઇંગ્લંડની મેલી દાનતનો પુરાવો પૂરેપૂરો મળી રહેતો હતો. લડાઈ દરમ્યાન તેઓ હિંદુસ્તાન ઉપરની પોતાની પકડ જરાયે ઓછી કરવા ઇચ્છતા નહોતા. અને લડાઈ પછી પણ જે વસાહતી દરજ્જો આપવાની તેઓ વાત કરતા હતા તેમાં દેશના એવા ભાગલા પાડી નાખવાની પેરવી હતી કે એક તરફથી પોતાની કશી જવાબદારી ન રહે છતાં બીજી તરફથી દેશ ઉપરની પકડ એવી ને એવી મજબૂત રાખી શકે. વિષ્ટિ ચાલી ત્યાં સુધી તો ગાંધીજીએ મૌન સેવ્યું પણ પછીથી એમણે જાહેર કર્યું કે અત્યારે જે પરિસ્થિતિ ઊભી થઈ છે તે જોતાં કેવળ હિંદુસ્તાનના હિતને અર્થે જ નહીં પણ ઇંગ્લંડ તથા મિત્રરાજ્યોના હિતને અર્થે તેમ જ જગતની શાંતિને અર્થે પણ ઇંગ્લંડે હિંદ છોડીને ચાલ્યા જવું જોઈએ. તેથી જ તેમણે પોતાનો ઉપરનો ખરડો મહાસમિતિની બેઠકમાં આપ્યો. તેમાં તેમણે અહિંસાનો જે આગ્રહ રાખ્યો છે તેને સુધી જવા મહાસમિતિના ઘણા સભ્યો તૈયાર નહોતા. એટલે અલાહાબાદની મહાસમિતિએ પોતાની ઢબે ઠરાવ કર્યો. તેમાં બ્રિટને હિંદ છોડવું જોઈએ એ વસ્તુ તો માન્ય રાખી જ. મહાસમિતિના ઠરાવમાંથી કેટલોક પ્રસ્તુત ભાગ નીચે આપ્યો છે:

બ્રિટિશ સરકારની દરખાસ્તો અને સર સ્ટેફર્ડ ક્રિપ્સે કરેલા તેના વિશેષ વિવરણથી સરકાર પ્રત્યે વધારે કડવાશ અને અવિશ્વાસ પેદા થયા છે. બ્રિટન સાથે અસહકારની વૃત્તિ પણ વધવા પામી છે. કેવળ હિંદ માટે નહીં પણ સંયુક્ત રાષ્ટ્રો માટે પણ ભયની આ વેળાએ તેમણે બતાવી આપ્યું છે કે બ્રિટિશ સરકાર સામ્રાજ્યવાદી સરકાર તરીકે જ કાયમ રહેવા માગે છે અને હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય સ્વીકારવાને અથવા તો પોતાની જરા પણ સત્તા છોડવાને ઇનકાર કરે છે.

* * *

મહાસમિતિને પ્રતીતિ થયેલી છે કે હિંદુસ્તાન પોતાના બળ વડે જ *સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે અને પોતાના બળ વડે જ તે સાચવી શકશે.* અત્યારનો કટોકટીનો મામલો જોતાં તેમ જ સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથે ચાલેલી વાટાઘાટો દરમ્યાન જે અનુભવ મળ્યો છે તે જોતાં હિંદુસ્તાનમાં બ્રિટનનો કાબૂ અથવા તો તેની સત્તા આંશિક રીતે પણ કાયમ રાખે એવી કોઈ યોજનાઓ

, અથવા તો દરખાસ્તો પર વિચાર કરવાનુ કોંગ્રેસને માટે અશક્ય છે કેવળ હિંદુસ્તાનનુ જ ભલુ નહી પણ બ્રિટનની સલામતી તથા દુનિયાની શાંતિ અ સ્વતંત્રતા માગી લે છે કે, બ્રિટને હિંદુસ્તાન ઉપરનો કાબૂ છોડવો જોઈએ કેવળ સ્વતંત્રતાના મુદ્દા ઉપર જ હિંદુસ્તાન, બ્રિટન અથવા બીજા રાષ્ટ્રો સાથે વાતચીત કરી શકે એમ છે

"આ મહાસમિતિ એ વસ્તુનો ઇન્કાર કરે છે કે કોઈ પણ પરદેશી રાષ્ટ્ર ભલે તે ગમે તેના વચનો આપતુ હોય અથવા દાવા કરતુ હોય તોપણ, તેની ચડાઈ અથવા દરમ્યાનગીરીથી હિંદુસ્તાનને સ્વતંત્રતા મળી શકે એટલે જો કદાચ એવી ચડાઈ આવે તો એનો સામનો કરવો જ જોઈએ આનો સામનો અહિંસક અસહકારની રીતે જ થઈ શકે એમ છે કારણ બ્રિટિશ સરકારે કોઈ પણ બીજી રીતે રાષ્ટ્રનુ રક્ષણ કરવાની વ્યવસ્થા કરવાનુ લોકોના હાથમા રહેવા જ દીધુ નથી એટલે હિંદુસ્તાનના લોકો પાસેથી આ મહાસમિતિ એવી અપેક્ષા રાખે છે કે તેમણે ચડી આવનારા લશ્કરો સામે સંપૂર્ણ અહિંસક અસહકાર કરવો અને તેમને કોઈ પણ જાતની મદદ આપવી નહી

* * *

ગાંધીજીના લેખોની સામે અને કોંગ્રેસ મહાસમિતિના આ ઠરાવની સામે આપણા દેશના એંગ્લો ઇન્ડિયન વર્તમાનપત્રો તથા પરદેશી વર્તમાનપત્રો એવી ટીકા કરવા લાગ્યા કે અંગ્રેજોને સત્તા છોડી દેવાનુ અથવા ચાલ્યા જવાનુ કહીને તમે જપાનને હિંદુસ્તાનમા આવવાનુ આમંત્રણ આપો છો ઇંગ્લંડ અને અમેરિકાના ઘણા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ પણ ગાંધીજીની મુલાકાત લેવા આવવા લાગ્યા એમ રીતે આવેલા ખુલાસાઓમાંથી તથા તેમને પૂછવામા આવેલા પ્રશ્નોના જવાબોમાથી સારરૂપ ફકરા નીચે આપ્યા છે

'મારી ખાતરી છે કે લડાઈ પૂરી થાય પછી નહીં પણ તે દરમ્યાન જ અંગ્રેજોએ અને હિંદીઓએ એકબીજાથી તદ્દન જુદા પડવાની વાતને માની લેવાનો સમય આવી પહોંચ્યો છે તેમા અને તેમા જ બંનેની સલામતી — અને જગતનીયે સલામતી — રહી છે હુ તો ખુલ્લી આંખે જોઉ છુ કે, હિંદીઓમા અંગ્રેજો પ્રત્યેનુ વૈમનસ્ય વધતુ જાય છે હિંદીઓ માને છે કે સરકારનુ એકેએક પગલુ તેના પોતાના સ્વાર્થ અને સલામતીની દૃષ્ટિએ લેવાય છે અને મને પણ લાગે છે કે તદ્દન વાજબી રીતે એમ મનાય છે બંનેના ભેગા અને સામાન્ય હિત જેવી કોઈ વસ્તુ છે જ નહી એક અંતિમ દાખલાથી સમજાવુ તો અંગ્રેજોની જપાન પર જીત થાય તોયે તેનો અર્થ હિંદુસ્તાનની જીત નહી હોય પણ આ તો નજીકના ભવિષ્યની વાત ન કહેવાય અત્યારે, વિદેશી સિપાઈઓની હિંદમા ભરતી હિંદી અને ગોરા હિજરતીઓ (બ્રહ્મદેશના) પ્રત્યેના વર્તનમા ભેદભાવ થયાની કબૂલાત અને લશ્કરી સિપાઈઓનુ ઉઘાડુ મદોન્મત્ત વર્તન — એ બધુ બ્રિટનના ઠરાવો અને જાહેરનામાઓ વિષેના અવિશ્વાસમા ઉમેરો કરે છે મને લાગે છે કે તેઓ પોતાના લાંબા વખતના સ્વભાવને એકાએક બદલી નહી શકે પોતાના જાતિમદને તેઓ દુર્ગુણ રૂપે નહી, પણ ગુણ રૂપે ગણે છે આવુ કેવળ

હિંદ પ્રત્યે જ નથી, પણ આફ્રિકા, બ્રહ્મદેશ, સિલોન, દરેક પ્રત્યે છે. જાતિમદનુ પ્રદર્શન કર્યા વિના આ દેશોને કબજે રાખી શકાત જ નહીં

“આ એક તીવ્ર રોગ છે અને તેનો ઇલાજ પણ તીવ્ર લેવાવો જોઈએ આ ઇલાજ હુ બતાવુ છુ તુરતાતુરત અને વ્યવસ્થિત રીતે અંગ્રેજોએ પૂરેપૂરા ચાલ્યા જવુ જોઈએ, કમમા કમ હિંદુસ્તાનમાથી અને સાચુ જોતા તો સઘળા બિનયુરોપિયન મુલકોમાથી અંગ્રેજોનુ એ ભારે વીરોચિત અને શુદ્ધતમ કાર્ય થશે. એ વસ્તુ એક ક્ષણમા મિત્રરાજ્યોના પક્ષને પૂર્ણ નૈતિક પાયા ઉપર મૂકી દેશે સભવ છે કે, સઘળા લડનારા પક્ષોમા એ માનભરી સુલેહ કરાવનારુ પણ થાય સામ્રાજ્યવાદનો આવો શુદ્ધ અંત, ફાસીવાદ તથા નાઝીવાદનોયે કદાચ અત લાવે જે પગલુ મે સૂચવ્યુ છે તે કમમા કમ ફાસી અને નાઝી તલવારને બૂઠી તો કરી જ નાખશે કારણ કે એ બને સામ્રાજ્યવાદમાથી જ ફૂટેલા ફણગા છે

“આથી મને લાગે છે કે, મારી સર્વ શક્તિ આ મહાન પગલુ ભરાવવા માટે મારે ખર્ચવી જોઈએ. એ પગલુ વિજય પહેલા જ લેવાવુ જોઈએ, વિજય પછી નહીં હિંદુસ્તાનમા અંગ્રેજોની હાજરી એ જાપાનને હિંદુસ્તાન પર ચડાઈ કરવા નોતરુ છે તેઓ ચાલ્યા જાય તો ચડાઈની લાલચ દૂર થાય પણ માનો કે લાલચ દૂર ન થઈ તોપણ આઝાદ હિંદ એ ચડાઈને વધારે સારી રીતે પહોંચી વળી શકશે નિર્ભેળ અસહકાર તે વેળા પુરજોશમા ચાલશે’ (તા ૪-૫-૪૨)

*　　　　*　　　　*

“અંગ્રેજો એશિયા તેમ જ આફ્રિકામાથી ચાલ્યા જાય એમ હુ માગુ છુ ખરો પણ આ ક્ષણે હુ એકલા હિંદુસ્તાનની જ વાત કરવા ઇચ્છુ છુ” (તા ૧૧-૫-’૪૨)

*　　　　*　　　　*

‘મારો પૂરેપૂરો નૈતિક ટેકો બ્રિટનના પક્ષમા છે એમ હુ કહેતો પણ મને કબૂલ કરતા બહુ ખેદ થાય છે કે, આજે મારુ મન એ નૈતિક ટેકો આપવાનુ ના પાડે છે હિંદુસ્તાન પ્રત્યેના બ્રિટનના વર્તનથી મને ભારે દુઃખ થયેલુ છે મિ એમરીના ભાષણો અને સર સ્ટેફર્ડ ક્રિપ્સની વિષ્ટિને માટે હુ બિલકલ તૈયાર ન હતો એથી મારે મન બ્રિટનનો પક્ષ નૈતિક દૃષ્ટિએ અયોગ્ય ઠરે છે હુ બ્રિટનને અપમાન અને ખોટ વેઠવા પડે એમ નથી ઇચ્છતો તેની હાર થાય એમ પણ નથી ઇચ્છતો તોપણ મારુ મન તેને જરાયે નૈતિક ટેકો આપવાની ના પાડે છે”

‘બ્રિટન અને અમેરિકા બનેને આ લડાઈમા પડવા માટે કશો નૈતિક આધાર નથી— સિવાય કે તેઓ પોતાના ઘર વ્યવસ્થિત કરે, અને સાથે સાથે આફ્રિકા અને એશિયા બનેમાથી પોતાની લાગવગ અને સત્તા ખેંચી લે તથા રગભેદ દૂર કરે જ્યા સુધી ગોરાઓના શ્રેષ્ઠત્વના ઝેરી કીડાનો સપૂર્ણ નાશ ન થાય ત્યા લગી તેમને લોકશાહીનુ અને સસ્કૃતિ તથા માનવી સ્વાતંત્ર્યનુ રક્ષણ કરવાની વાત કરવાનો કશો હક નથી’ (૧૮-૫-૪૨)

*　　　　*　　　　*

'મારી ન મૂઝવવાની નીતિ મે જે રૂપમા વર્ણવી છે તે રૂપમા અખડિત રહે છે અગ્રેજો જો ચાલ્યા જાય તો એમને કશી મૂઝવણ રહેતી નથી એટલુ જ નહી પણ જો તેઓ એક આખી પ્રજાને ગુલામીમા રાખવાનો અર્થ શો છે તેનો શાતપણે વિચાર કરી જુએ તો એમને માથેથી જબરદસ્ત બોજો ઊતરી જાય છે પોતાને વિષે દ્વેષની લાગણી પ્રવર્તે છે એમ સારી પેઠે જાણવા છતા જો તેઓ રહેવાનો આગ્રહ રાખે તો તેઓ મૂઝવણ વહોરી લે છે સત્ય આ ક્ષણે ગમે તેટલુ કડવુ લાગે તોપણ તે કહેવાથી હુ મૂઝવણ પેદા કરતો નથી"

* * *

"અમારી નજર સામે જે બનાવો રોજ બનતા જોઈએ છીએ તે પ્રત્યે અમે આખમીચામણા કરી શકતા નથી ગામડાઓને ખાલી કરાવીને તેને લશ્કરી છાવણીઓમા ફેરવી નાખવામા આવે છે, અને રૈયતને કહેવામા આવે છે કે, તમે તમારુ ફોડી લો બ્રહ્મદેશથી આવતા હજારો નહી, તોયે સેકડો લોકો ભૂખે અને તરસે મૂઆ અને એ કમનસીબ સ્થિતિમા એ અકારો ભેદભાવ તેમને અનુભવવો પડ્યો ગોરાઓનો રસ્તો જુદો અને કાળાઓનો જુદો ગોરાઓને માટે રહેવાની અને ખાવાપીવાની વ્યવસ્થા હાજર, કાળાઓ માટે કશું નહી! હિદુસ્તાનમા પહોચ્યા પછી પણ પોતાના દેશમા જ ભેદભાવ! જપાનીઓ હજુ આવ્યા નથી ત્યા તો અમને તરછોડવામા આવે છે અને પીલી નાખવામા આવે છે આ બધુ હિંદીઓના રક્ષણ માટે તો નથી જ ભગવાન જાણે કોના રક્ષણ માટે છે? આથી એક ભની સવારે હુ એ નિખાલસ માગણી કરવાના નિર્ણય પર આવી ગયો કે ભગવાનને ખાતર હિદુસ્તાનને એના નસીબ પર છોડી જાઓ અમને છૂટાપણાનો દમ લેવા દો પેલા અમેરિકન ગુલામોને એકદમ છૂટા કરવાથી થયુ તેમ અમારો છુટકારો અમને ભલે ગભરાવી મૂકે કે ગૂગળાવી દે પણ આજનો આ ઢોગધતૂરો તો ખતમ થવો જ જોઈએ' (૭-૬-'૪૨)

* *

'પોતાના એશિયા તથા આફ્રિકાના મુલકોનો કબજો જાળવી રાખવા માટે જ બ્રિટન લડતુ હોય તો ન્યાયના પક્ષનો દાવો કરીને લડાઈમા જીત મેળવવાને તે પાત્ર નથી મારી સૂચના સ્વીકારવાને પરિણામે બ્રિટનને પોતાની આર્થિક નીતિમા મહત્ત્વના સુધારા કરવા પડે એ વ તથી હુ અજાણ્યો નથી પણ જો આ લડાઈનુ સતોષકારક પરિણામ લાવવુ હોય તો તે ફેરફારો સાવ જરૂરી છે (તા ૨૮-૬-૪૨)

આ યુદ્ધમા કોઈ પણ રીતે મિત્રરાજ્યોનો વિજય થાય તેમા જ લોકશાહીના સિદ્ધાતની સલામતી છે અને જગતનુ કલ્યાણ છે એવુ માનનારા ઘણા વિચારવાન માણસો પડેલા હતા તેમને ગાધીજીની આ વાત બહુ એકાગી અને ઝનૂનભરેલી લાગતી હતી જે વખતે યુદ્ધ કટોકટીની સ્થિતિએ પહોચ્યુ હતુ અને દુશ્મનો હિદુસ્તાનના બારણા ઠોકી રહ્યા હતા તે વખતે

અંગ્રેજોને હિંદ છોડીને ચાલ્યા જવાનું કહેવું એ બહુ નવી અને વિચિત્ર લાગે એવી વાત તો હતી જ. એટલે ગાંધીજીએ તે માટે લોકમત તૈયાર કરવાને, કાંઈ નહીં તો દુનિયાને પોતાની વાત સમજાવવાને તનતોડ પ્રયત્નો કર્યા. પણ હિંદુસ્તાન ઉપર જોખમ દિનપ્રતિદિન વધતું જતું હતું. કૉંગ્રેસ કાંઈ પણ ચોક્કસ ઉપાય ન લે તો એક મહાન લોકસંસ્થા તરીકે તેની હસ્તી હવે ટકી શકે તેમ નહોતું. વળી ગાંધીજીને પોતાને માટે એમ લાગતું હતું કે, જો આવે વિકટ પ્રસંગે પોતાનો અહિંસક અસહકાર તેઓ ન અજમાવી શકે તો એ પોથીમાંનાં રીંગણાં જેવો થઈ જાય. એટલે એમને લાગ્યું કે, અંગ્રેજો જો હિંદ ન છોડી જાય તો બ્રિટિશ સરકાર સામે 'કરેંગે યા મરેંગે'ની જીવસટોસટની લડત ચલાવવી જ જોઈએ. રાજાજી ગાંધીજીની યોજનાઓથી તદ્દન જુદું જ વલણ ધરાવતા હતા. તેમણે તો અલ્લાહાબાદની મહાસમિતિમાં એવો ઠરાવ રજૂ કર્યો કે પાકિસ્તાનની વાત મંજૂર કરીને પણ મુસ્લિમ લીગ સાથે સમાધાન કરી નાખવું, જેથી બ્રિટિશ સરકાર કૉંગ્રેસ ને મુસ્લિમ લીગની સંયુક્ત માગણી નકારી શકે નહીં, અને યુદ્ધમાં હિંદુસ્તાન મિત્રરાજ્યોની સાથે રહીને લડી શકે. પણ એમનો ઠરાવ ભારે બહુમતીથી (૧૨૦ વિ૦ ૧૫) નામંજૂર થયો. એ ઠરાવ પોતે રજૂ કરી શકે એટલા માટે એમણે કારોબારી સમિતિના સભ્ય તરીકે રાજીનામું આપી દીધું હતું. એમનો ઠરાવ નામંજૂર થયો એટલે એમણે એ વિષે જાહેરમાં ચળવળ કરવા માંડી. પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકે સરદારે એમને સલાહ આપી કે, મદ્રાસ ધારાસભાના સભ્ય રહીને તમે આવી ચળવળ ચલાવી શકો નહીં એટલું જ નહીં પણ તમારી ચળવળ કૉંગ્રેસની સ્પષ્ટ અને મહત્ત્વની નીતિથી વિરુદ્ધ હોઈ, તમે કૉંગ્રેસના પ્રાથમિક સભ્ય પણ રહી શકો નહીં. સરદારનો કાગળ મળતાં જ તા. ૧૫મી જુલાઈએ રાજાજીએ પોતાનાં રાજીનામાં આપી દીધાં અને કૉંગ્રેસમાંથી છૂટા થયા.

સરદાર, રાજેન્દ્રબાબુ, કૃપાલાનીજી વગેરે કારોબારીના કેટલાક સભ્યો ગાંધીજી જે કાર્યક્રમ દેશ આગળ મૂકે તેમાં એમને પૂરેપૂરો સાથ આપવાના મતના હતા. પણ જવાહરલાલજી તથા અબુલ કલામ આઝાદને આવે વખતે સરકારની સામે સત્યાગ્રહની લડત ઉપાડવી એ યોગ્ય લાગતું નહોતું. ગાંધીજીએ તેમની સાથે દિવસોના દિવસો સુધી ચર્ચા કરી. આખરે વર્ધામાં કારોબારી સમિતિની બેઠક બોલાવવામાં આવી. તા. ૬ઠ્ઠી જુલાઈથી ૧૪મી જુલાઈ સુધી એ બેઠક ચાલી. દિલ નિચોવી નાખનારી આઠ દિવસની ચર્ચાઓને અંતે કારોબારી સમિતિના બધા સભ્યો ગાંધીજી સાથે સંમત થયા અને બ્રિટિશ સરકાર જો કૉંગ્રેસની વાત ન માને તો તેની સામે પ્રચંડ અને દેશવ્યાપી

લડત ઉપાડવાના ઠરાવ ઉપર આવ્યા એ ઠરાવના મહત્ત્વના ફકરા નીચે આપ્યા છે

"રોજ રોજ બનતા બનાવોએ તથા હિંદી પ્રજાને થઈ રહેલા કડવા અનુભવોએ કોંગ્રેસીઓના એ અભિપ્રાયને સાચો ઠરાવ્યો છે કે હિંદમાંથી બ્રિટિશ રાજનો અંત આવવો જ જોઈએ સારામાં સારી હોય તોપણ, પરદેશી સત્તા મૂળ જ એક અનિષ્ટ છે, તથા તાબેદાર પ્રજાને માટે નિરંતર હાનિરૂપ છે, એટલા ખાતર જ નહી પણ હિંદીઓ પોતાનું રક્ષણ કરી શકે તેમ જ માનવજાતિનું નિકંદન કાઢી રહેલા યુદ્ધના ભાવિ ઉપર અસર પાડવામાં સક્રિય ભાગ લઈ શકે એટલા માટે પણ, બ્રિટિશ રાજનો હિંદમાંથી અંત આવવો જોઈએ હિંદની સ્વતંત્રતા માત્ર હિંદના હિતની દૃષ્ટિએ જ આવશ્યક છે એમ નથી પણ દુનિયાની સલામતી માટે તથા નાઝીવાદ તથા ફાસીવાદ અને લશ્કરવાદ તેમ જ સામ્રાજ્યવાદના ઇતર સ્વરૂપોનો અંત લાવવા માટે તથા એક પ્રજાનું, બીજી પ્રજા ઉપરનું આક્રમણ અટકાવવા માટે પણ એ આવશ્યક છે

"વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારથી કાગ્રેસે ઇરાદાપૂર્વક બ્રિટનને ન મૂઝવવાની નીતિ અખત્યાર કરી છે પોતાની સત્યાગ્રહની ચળવળ બિનઅસરકારક થઈ જાય ત્યાં સુધીનું જોખમ ખેડીને પણ તેણે તેને જાણીબૂજીને સાંકેતિક સ્વરૂપ આપ્યું એમ કરવામાં તેની મુરાદ એ હતી કે ન મૂઝવવાની એ નીતિના સંપૂર્ણ પાલનની ઘટતી કદર થશે અને પ્રજાના પ્રતિનિધિઓને સાચી સત્તા સોંપી દેવામાં આવશે, જેથી કરીને જે માનવી સ્વતંત્રતા આજે કચરાઈ જવાના જોખમમાં આવી પડી છે તેની દુનિયાભરમાં સ્થાપના કરવાના કાર્યમાં આ રાષ્ટ્ર પોતાનો પૂરેપૂરો ફાળો આપી શકે એણે એવી પણ આશા રાખી હતી કે, હિંદ પરનો બ્રિટનનો ફાસો વધારે સખત થાય એવું કશું પગલું તો નહી જ ભરવામાં આવે

"પરંતુ એ બધી આશાઓ નષ્ટ થઈ છે ક્રિપ્સની પરિણામશૂન્ય દરખાસ્તોએ એ સ્પષ્ટ બતાવી આપ્યું છે કે, બ્રિટિશ સરકારના હિંદ પરત્વેના વલણમાં કશો ફેરફાર થયો નથી તથા બ્રિટિશરોનો હિંદ ઉપરનો કાબૂ ઢીલો પડે તેમ નથી સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથેની વાટાઘાટોની નિષ્ફળતાને પરિણામે ઇગ્લંડની સામે કડવાશની લાગણી બહુ ઝડપથી અને મોટા પ્રમાણમાં વધવા પામી છે તથા જપાની સૈન્યના વિજય પરત્વે આનંદની ભાવના પેદા થઈ રહી છે કારોબારી સમિતિ આ ફેરફારને ભારે ભયની નજરે જુએ છે, અને એ વસ્તુને રોકવામાં ન આવે તો અનિવાર્યપણે એ આક્રમણનો પરોક્ષ રીતે સ્વીકાર કરી લેવામાં પરિણમશે કારોબારી સમિતિ માને છે કે કોઈ પણ આક્રમણનો સામનો કરવો જ જોઈએ, કેમ કે, તેને કોઈ પણ રીતે વશ થવું એનો અર્થ હિંદી પ્રજાની અધોગતિ અને નિરંતર પરાધીનતા વહોરવી એ થાય મલાયા સિંગાપુર અને બ્રહ્મદેશનો અનુભવ હિંદને માટે ટાળવા કોંગ્રેસ આતુર છે અને હિંદ ઉપરની જપાન કે બીજી કોઈ પણ વિદેશી સત્તાની ચડાઈનો પ્રતિકાર કરવાની યોજના કરવાની કોંગ્રેસ આશા રાખે છે કોંગ્રેસ એમ પણ ઇચ્છે છે કે ઇગ્લંડ સામેની આજની આ કડવાશની લાગણી પલટાઈને તેના પ્રત્યે શુભેચ્છાની લાગણી પેદા થાય પરંતુ હિંદ જો સ્વાતંત્ર્યની ઉષ્મા અનુભવે તો જ આ શક્ય બને

"હિંદમાંથી બ્રિટિશ અમલ ખસી જાય એવી દરખાસ્ત કરવામાં બ્રિટન કે મિત્રરાજ્યોને તેમના યુદ્ધસંચાલનના કાર્યમાં કોઈ પણ રીતે મૂંઝવવાની કે હિંદ ઉપરના આક્રમણને ઉત્તેજન આપવાની, અથવા ચીન ઉપર જપાનનું કે ધરી રાજ્યોની બીજી કોઈ પણ સત્તાનું દબાણ વધારવાની કોંગ્રેસની જરા પણ ઇચ્છા નથી. તેથી કરીને જપાનનું કે બીજી કોઈ પણ સત્તાનું આક્રમણ મારી હઠાવવાને તથા તેમનો સામનો કરવાને તથા ચીનના સંરક્ષણ અને સહાયને અર્થે, તેમની એવી ઇચ્છા હોય તો, મિત્રરાજ્યો પોતાનાં સૈન્યો અહીં રાખે એમાં કોંગ્રેસને કશો વાંધો નથી.

"તેથી કરીને કોંગ્રેસ જોકે પોતાનું રાષ્ટ્રીય ધ્યેય પ્રાપ્ત કરવાને અધીરી છે, છતાંયે તે કોઈ ઉતાવળું પગલું ભરવાને ઇચ્છતી નથી. કેવળ હિંદના હિતને અર્થે જ નહીં, પણ બ્રિટનના તેમ જ જેમાં તેઓ પોતાની શ્રદ્ધા જાહેર કરે છે તે સ્વતંત્રતાના હિતને અર્થે, કોંગ્રેસ પોતાની આ અતિશય ન્યાયી અને વાજબી દરખાસ્તોનો સ્વીકાર કરવા બ્રિટનને અપીલ કરે છે.

"પરંતુ જો આ અપીલ નિષ્ફળ નીવડશે તો કોંગ્રેસ હાલની સ્થિતિ ચાલુ રહે તે તરફ ગંભીર ભયની નજરે જોશે. કેમ કે એ પરિસ્થિતિ ઉત્તરોત્તર બગડતી જશે, અને આક્રમણનો સામનો કરવાની હિંદની શક્તિ અને સંકલ્પ નબળાં પડશે. તો પછી રાજકીય હક્કો અને સ્વતંત્રતાની સિદ્ધિને અર્થે ૧૯૨૦ની સાલથી અહિંસાની નીતિને અપનાવીને જે અહિંસક શક્તિ કોંગ્રેસે સંચિત કરી હશે તે બધીને કામે લગાડવાની તેને નાછૂટકે ફરજ પડશે. આવી વ્યાપક અને પ્રચંડ લડત ગાંધીજીના નેતૃત્વ નીચે જ ચાલે એ અનિવાર્ય છે. જે મુદ્દાઓ ઊભા થયા છે તે હિંદને માટે તેમ જ સંયુક્ત રાષ્ટ્રોની પ્રજાઓને માટે મર્મસ્પર્શી અને દૂરગામી મહત્ત્વના હોવાથી કારોબારી સમિતિ એ મુદ્દાઓ છેવટના નિર્ણયને માટે મહાસમિતિ સમક્ષ રજૂ કરશે. એટલા સારુ મહાસમિતિની બેઠક મુંબઈમાં, ૧૯૪૨ના ઑગસ્ટની સાતમી તારીખે મળશે."

ઉપરનો ઠરાવ થયા પછી સરદારને ચોક્કસ લાગ્યું કે, હવે બ્રિટિશ સરકાર સાથે છેવટની લડત અનિવાર્ય છે. એટલે મુંબઈમાં મહાસમિતિની બેઠક ભરાય તે પહેલાં તેઓ અમદાવાદ આવી ગયા અને બધા કાર્યકર્તાઓને મળીને તથા જાહેરસભાઓમાં ભાષણો કરીને આગામી લડતમાં આપણો શો ધર્મ છે તે સમજાવ્યું. તેમનાં ભાષણોમાંથી કેટલાક ફકરા નીચે આપ્યા છે:

"ક્રિપ્સની દરખાસ્તો જોઈને જ ગાંધીજીએ કહ્યું કે, હવે સરકાર સાથેના સમાધાનની આશા છોડી દો. એમણે અંગ્રેજોને જે વાત કહી છે કે, આ મુલક છોડીને ચાલ્યા જાઓ, એનો અર્થ બરાબર સમજો. આક્રમણ આવવાનું છે એ તો સૌ કોઈ જાણે છે. આ દેશમાં નવાણું નહીં પણ પોણી સો (૯૯॥) ટકા માણસો એમ કહે છે કે, ભલે બીજો આવનો પણ આ બલા તો જાય જ. એટલું બધું ઝેર આ દેશમાં એમને માટે વ્યાપી ગયું છે. જર્મની કે જપાનની જીત જ્યારે સંભળાય છે ત્યારે લોકો રાજી થાય છે. આમની જીતનું તો સંભળાતું જ

નથી. જર્મની કે જપાનની જીતમાં ઢીલ થાય છે ત્યારે લોકો નિરાશ થાય છે અને બોલે છે કે, આટલા દિવસ કેમ લાગ્યા? લોકોનુ આવુ માનસ આપણી દયામણી દશા સૂચવે છે. એમા આપણો અધ:પાત છે. આપણા દેશ ઉપર કોઈ ચડી આવે તો એની સામે મરણિયા થઈને લડવાનો આપણામા જુસ્સો હોવો જોઈએ. પણ આપણે શી રીતે લડીએ? અંગ્રેજો આપણને આઝાદ માણસ તરીકે કયા લડવા દે એમ છે? તેથી જ ગાંધીજી કહે છે કે, હિંદને છોડો અને જાઓ.

"અને અહીં રહેવુ હોય તોપણ એક જ શરતે. તમારું લશ્કર ભલે અહીં રહે, પણ અમારી સ્વતંત્રતા પૂરેપૂરી જળવાય એવી શરતે અમારી સાથે સંધિ (ટ્રીટી) કરીને રહો. જેવી આજે તમારે અમેરિકા અને ચીન સાથે છે, રશિયા સાથે હમણા જેવી મહોબત કરી છે, તેવી રીતે તમે અહીં રહી શકશો. પેલા જૂના ઇંગ્લંડની રીતે હવે અહીં નહીં રહી શકો.

"હજી પણ એ લોકો કહે છે કે, અમે બ્રહ્મદેશને પાછો લઈશુ. એમને પૂછો તો ખરા કે બ્રહ્મદેશના લોકોએ તમને સાથ કેમ ન આપ્યો? બ્રહ્મદેશમા તમને કશી અડચણ ન હોવા છતા પણ ત્યાથી તમે કેમ ભાગ્યા? બ્રહ્મદેશના જેવી સ્થિતિ અહીં નહીં થાય એની શી ગૅરંટી? ત્યાથી તો પૂઠ ફેરવી, બ્રહ્મદેશનો ઘાણ કઢાવી નાખી નાસી આવ્યા છો

"તમે કહો છો કે, હિંદનુ રક્ષણ કરવાની જવાબદારી અમારી છે. પણ એ અમારે ગળે નથી ઊતરતુ એટલી જ જવાબદારી બ્રહ્મદેશનો બચાવ કરવાની પણ તમારી જ હતી ને? તમે તો એક જ વાક્ય ગોખ્યા કરો છો કે આખરે અમારી જીત છે પણ એ આખર ક્યારે આવવાની છે?

"આ મુલકને પૂર્વના સામ્રાજ્યની ખાતર તમારે રણાગણ બનાવવું છે. રણાગણ તો એ ત્યારે જ બને જ્યારે અમે આઝાદ થઈએ, અને બીજા મુલકોને આઝાદ કરીએ. પણ ચર્ચિલ આટલાંટિક ચાર્ટર કરી અમેરિકાથી પાછો આવ્યો અને હિંદ વિષે જવાબ આપ્યો ત્યારથી તમારી દાનતની અમને ખબર પડી ગઈ છે.

"જપાનનો રેડિયો તો રોજ બરાડા પાડે છે કે, અમારે હિંદનો એક ટુકડોયે નથી જોઈતો. આ લોકોને કાઢવા માટે જ અમે લડીએ છીએ. આપણા પણ કેટલાક લોકો એમા ભળ્યા છે એ લોકો કહે છે કે, આ તો સ્વદેશાભિમાનની વાત છે સુભાષબાબુ પણ ત્યા જ છે. પણ આપણે નથી જપાનના રેડિયોને માનવાનો કે નથી મૉસ્કો આવીને છોડાવશે એવી વાતનો ભરોસો કરવાનો.'

"કાગ્રેસે તો ઠરાવ્યુ છે કે, અમારે કોઈની મદદની જરૂર નથી તમે સમજીને અહીથી જાઓ પણ એ સમજવાનો નથી જ્યારથી ઠરાવ થયો છે ત્યારથી એના છાપાઓએ છાજિયા લેવા માંડ્યા છે, અને કાળો કકળાટ કરી મૂક્યો છે એ કહે છે કે મુલકનુ રક્ષણ કરવુ છે પણ આ મુલક કોનો છે? અને તમારે રક્ષણ કરવુ હતુ તો દુશ્મનોના આક્રમણ માટે રસ્તો ખુલ્લો કોણે કર્યો? બ્રહ્મદેશ જાળવી ન શક્યા ત્યારે હિંદ ઉપર ભય વધ્યો ને?

"પણ હજી એમની દાનત તો અહીં બ્રહ્મદેશ જેવુ થાય એવી જ છે એટલે જ કોંગ્રેસે નક્કી કર્યું છે કે, હવે તો લડી જ લેવુ છે કોંગ્રેસને માથે

એવો આરોપ મુકાય છે કે એ પીઠ પાછળ ઘા કરે છે પણ પીઠ પાછળ ઘા કરવાની આ વાત નથી આ તો તમે છાતી ઉપર ચઢી બેઠા છો ત્યાંથી ઉઠાડવાની વાત છે

ગાંધીજીએ કહ્યું છે કે હું જેલમાં રહેવાનો નથી ને કોઈને રાખવાનો પણ નથી આ લડત લાંબી નથી થવાની તેનો જલદીથી ઉકેલ કરવાનો છે અહીં જપાનીઓ આવે તે પહેલાં આપણે સ્વતંત્ર થવું છે આમને તો ભાગી જશે તોયે વાંધો નથી આપણે ક્યાં ભાગી જઈશું?

જપાનીઓ અહીં આવે તેથી રાજી થવું એ ગુલામી મનોદશા છે સ્વતંત્ર મુલકની ભાવના તો એક જ હોય કે આને કાઢીએ અને બીજો આવવા પ્રયત્ન કરે તો તેને ન આવવા દઈએ એટલે જ ગાંધીજી આ લડતને ઝડપી બનાવવાના છે એની કલ્પના તો ગાંધીજી પાસે છે અને એ રજૂ પણ કરવાના છે તે વખતે તમે શું કરવાના છો એની પરીક્ષા થઈ જશે

ભવિષ્યની સ્વતંત્રતાની બાંયધરી કોંગ્રેસ કોઈ જાતની સમજૂતી કરી શકશે નહીં એને તો હિંદના લોકોને પરદેશી આક્રમણ સામે બચાવ કરવાને તૈયાર કરવા છે ભવિષ્યની બાંયધરી આપવાથી તે ન થાય હાલ તુરત પોતાને સ્વતંત્રતા મળે તો જ હિંદ પોતાની તૈયારી કરી શકે

આવા બધાઓનો ઠરાવ થયા પછી હિંદ જ કસોટીએ ચડયું છે આજે વિલાયતના અને અમેરિકાના છાપા માનમોના કોલમો ભરીને ગુસ્સો ઠાલવી રહ્યા છે હજારો રૂપિયા ખરચતા અને ભારે મહેનત કરવા છતાં જેટલી જગ્યા હિંદને એમના છાપામાં ન મળે તેટલી આજે મળે છે

આજે કોંગ્રેસે આ ઠરાવ કરીને તેમની લોકશાહીને કસોટીએ ચડાવી છે આપણી બધાની પણ એથી કસોટી થવાની છે કે હિંદને ખરેખર આઝાદી જોઈએ છે કે નહીં

જો એ કસોટીમાંથી પાર ઊતરવું હોય તો ગાંધીજી કહે છે તેમ આ લડતને ટૂંકી અને ઝડપી બનાવવાની છે

દેશમાં જે ઈંકલાબ આવવાનો છે તે એવો બનો પ્રચંડ અને ઝડપી આવવાનો છે કે તેમાં તમામ સ્ત્રીઓએ અને પુરુષોએ નાનાઓએ અને મોટાઓએ સક્રિય ફાળો આપવાનો છે એ જો આપશો તો આજે જે ટીકાઓ વિલાયતના અને અમેરિકાના છાપાઓ કરી રહ્યા છે તેને જવાબ મળી રહેશે. જો કોંગ્રેસની પાછળ થોડાક જણ જ હોય તો આટલા બધા ઉકળાટ આટલો બધો રોષ અને આટલો બધો તરફડાટ શા માટે? જો થોડા જ માણસો ગાંધીજીની આ લડત પાછળ છે તો એ થોડાઓ માટે જેલમાં જગ્યા છે પણ એને ખબર પડી ગઈ છે કે હિંદમાં આજ સુધીમાં કદી નથી થઈ એવી લડત આ થવાની છે

કહેવાય છે કે બ્રિટન અને અમેરિકા લોકશાસનની લડાઈ લડી રહ્યાં છે પણ એમના લોકશાસનનો અર્થ છે કાળા લોકોને લૂટવા આ તો લૂટની વહેંચણીની લડાઈ છે આફ્રિકા અને એશિયાને લૂટવા ને માંહોમાંહે તેની વહેંચણી કેવી રીતે કરવી તેની આ વાત છે

"બ્રિટિશ સલ્તનતનો સાચામાં સાચો કોઈ મિત્ર હોય તો તે મહાત્માજી છે. મહાત્માજીએ એક સાર્જન્ટની માફક હમેશા બ્રિટિશ સરકારની સેવા કરી છે. પણ લનભગ ચુમોતેર વર્ષની વયે મહાત્માજીને લાગ્યુ કે, હવે આપણે તેનાથી છૂટા પડવું જ પડશે.

"આવી પળ ફરીથી આવવાની નથી. મનમાં કશો ભય રાખશો નહીં. આ પ્રસગ ફરીથી આવવાનો નથી કોઈને એમ કહેવાનુ ન મળે કે, ગાધીજી એકલા હતા. ૭૪ વરસની ઉમરે હિદની લડત લડવા, આ બોજો ઉપાડવા એઓ બહાર પડયા છે. ત્યારે આપણે પણ આપણી ફરજ વિચારી લઈએ. તમારી પાસે માગણી થાય કે ન થાય, વખત આવે કે ન આવે, તમારે કશુ પૂછવાપણુ નથી રહેતુ. હવે કયો કાર્યક્રમ, એમ પૂછી બેસી ન રહેશો. ૧૯૧૯માં રોલેટ એક્ટના વિરોધથી માંડીને આજ સુધી જેટલા કાર્યક્રમ કર્યા છે તે બધાનો આમાં સમાવેશ કરવાનો છે નાકરની લડત, સવિનય કાનૂન ભગ અને એવી જ બીજી લડતો, જે સીધી રીતે સરકારી તત્રને અટકાવી દેનારી હશે તેને કોંગ્રેસ અપનાવી લેશે રેલવેવાળાઓ રેલવે બધ કરીને, તારવાળા તારખાતું બધ કરીને, ટપાલવાળાઓ ટપાલખાતુ છોડીને, સરકારી નોકરો નોકરીઓ છોડીને, શિક્ષકો અને વિદ્યાર્થીઓ શાળાઓ અને કોલેજો બધ કરીને, એમ સરકારના તમામ યંત્રોને અટકાવી દેવામા આવશે. આ જાતની આ લડાઈ થવાની છે. એમાં તમે સૌ ભાઈબહેનો સાથ આપજો. આ લડાઈમા તમારો જો ખરા દિલનો સહકાર હશે તો એ લડાઈ થોડા જ દિવસોમા ખતમ થઈ જશે અને અગ્રેજોને અહીથી ચાલ્યા જવું પડશે કામ કરનારાઓને સરકાર ઉપાડી જાય તોપણ દરેક હિદી કોંગ્રેસમેન છે એ રીતે પોતાની ફરજ બજાવે અને હાકલ પડતાં લડવા તૈયાર થઈ જાય તો સ્વતત્રતા બારણા ઠોકતી આવીને ઊભી રહેવાની છે.

"મહાત્માજી અને નેતાઓને ઉપાડી લેશે એમ ધારીને જ તમારે આ લડત ઉપાડવાની છે ગાધીજી ઉપર હાથ પડે તો ચોવીસ કલાકમા બ્રિટિશ સરકારનું તત્ર તૂટી પડે એમ કરવાની તાકાત તમારા હાથમા છે. તમને સઘળી ચાવીઓ બતાવવામા આવી છે. તેનો અમલ કરજો સરકારનું તત્ર ચલાવનારા સૌ કોઈ દૂર ખસી જાય તો એ આખુયે તત્ર તૂટી પડશે.

"જે દિવસે હિંદુસ્તાન આઝાદ થશે તે દિવસે કોંગ્રેસનું આપોઆપ વિસર્જન થશે કોંગ્રેસનુ કાર્ય તે દિવસે પૂરુ થશે. કોંગ્રેસ પોતાને માટે સત્તા માગતી નથી, દેશને માટે માગે છે. કોંગ્રેસ અને મહાત્માજીનો આદેશ ઉપાડી લઈ દેશનુ નામ દીપાવજો."

તે વખતનાં સરદારના ભાષણો જડ બીબામાં કદાચ એટલાં ઉગ્ર ન લાગે, પરતુ સાભળનાર તમામ એમ કહેતા હતાં કે અત્યારે એમની જબાનમાંથી ધગધગતો અંગાર વરસી રહ્યો છે

## ૩૫

# નવમી ઑગસ્ટ

તા. ૯મી ઑગસ્ટની મધરાતે મહાસમિતિએ, 'અંગ્રેજ ચલે જાઓ' અને ન જાય તો એમની સામે અહિંસક પણ પ્રચંડ અને દેશવ્યાપી બળવો જગાવવાનો ઠરાવ પસાર કર્યો. ગાંધીજીએ લાંબું ભાષણ કરીને, 'કરેંગે યા મરેંગે'નો મંત્ર લોકોને આપ્યો. તેમના ભાષણની અસર એટલી બધી થઈ કે, જેમણે કોઈ દિવસ સવિનય ભંગની લડતોમાં ભાગ લીધેલો નહીં એટલું જ નહીં પણ વિચારપૂર્વક તેનાથી દૂર રહેલા એવા લોકોને પણ લાગ્યું કે આ વખતે આપણે દેશની મુક્તિને માટે કાંઈ ને કાંઈ ન કરી છૂટીએ તો જીવતર મિથ્યા છે. જોકે ગાંધીજીએ તો પોતાના ભાષણમાં કહેલું કે હું તુરતાતુરત લડત શરૂ કરવાનો નથી. હજી હું વાઇસરૉયને મળીશ અને સમાધાનીનો છેવટનો પ્રયત્ન કરી જોઈશ. બીજા નેતાઓનાં પણ જુસ્સાદાર ભાષણો થયાં. રાજેન્દ્રબાબુ પોતાની જીવનકથામાં લખે છે કે, એમાં સરદાર વલ્લભભાઈના ભાષણનાં લોકોએ બહુ વખાણ કર્યાં. એ આખું ભાષણ વાચકે 'સરદાર વલ્લભભાઈનાં ભાષણો'*ના પુસ્તકમાંથી વાંચી લેવું જોઈએ. અહીં તેમાંથી કેટલાક મહત્ત્વના ફકરા જ આપ્યા છે.

"આપણે આઝાદીની આખરી લડત ઉપાડવાના છીએ. એ સામે કેટલાક ટીકાકારો ધાકધમકી બતાવે છે અને કહે છે કે, તમે લડત ઉપાડશો તો તમારી ઉપર મુસીબતો આવી પડશે. કોઈ શિખામણ આપીને શાણપણ બતાવે છે કે, તેથી તો મિત્રરાજ્યોના યુદ્ધપ્રયાસોને હાનિ પહોંચશે. આ બધી ધાકધમકીઓ અને સલાહ–શિખામણોના જવાબો અમારી પાસે છે. પણ અમે તેમને કેવી રીતે જવાબ આપીએ? એ દેશોમાં અમારા અખબારો નથી. રેડિયો પર અમારી સત્તા નથી, અને સરકારે તો સેન્સરના ચોકીપહેરા મૂકી દીધા છે. તે જેટલી વાત અહીંથી બહાર જવા દેશે તેટલી જ બહાર જશે. અમારા દિલની સાચી વાત તો બીજા દેશોમાં પહોંચવા જ નહીં પામે.

"સરકારનો પ્રચાર પરદેશોમાં એવો છે કે, કૉંગ્રેસ સાથે છે કોણ? એ તો મૂઠીભર માણસોની બનેલી છે, જે રોજ ઊઠીને આ બધી ધાંધલ કરે છે. નવ કરોડ મુસ્લિમો કૉંગ્રેસ સાથે નથી સાત કરોડ હરિજનો સાથે નથી અને સાત કરોડ રાજસ્થાનીઓ પણ કૉંગ્રેસ સાથે નથી. ડાહ્યાડમરા ગણાતા વિનીતો સાથે નથી રેડિકલો, ડેમોક્રેટો અને કૉમ્યુનિસ્ટો પણ સાથે નથી. હું તો કહું છું કે અમારી સાથે કોઈ જ નથી, પણ પોતાને શરીફ કહેવડાવતા અંગ્રેજો તો છે ને? અમારે

*નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. રૂ. ૫–૦–૦; ટપાલખરચ જુદું ૧–૦–૦.

એમનુ જ કામ છે ને કોંગ્રેસને દેશનો સાથ જ નથી તો પછી તમને એની આટલી બધી ભડક શા માટે લાગે છે? જળમા સ્થળમા વસ્તીમા, વેરાનમા બધે એને જ કેમ જુઓ છો?"

*       *       *

"આપણે તો ત્રણ ત્રણ વરસ રાહ જોઈ ગાધીજીએ કોંગ્રેસને કહ્યુ કે, બ્રિટન મુસીબતમા આવી પડયુ છે તે વખતે તેને મૂઝવણ થાય એવુ કશું ન કરવુ તેમના યુદ્ધપ્રયાસોમા કશી પણ અડચણ ન ઊભી થાય તે માટે ગાધીજીએ જીવ તોડી તોડીને કાળજી રાખ્યા કરી પરતુ હવે એમની પણ ધીરજ ખૂટી છે [illegible], દુશ્મનો બારણા ખખડાવી રહ્યુ છે હિદનુ રક્ષણ કરવાનો દાવો બ્રિટિશરો કરે છે, પરતુ બ્રહ્મદેશને પણ તેઓ આવુ જ કહેતા હતા એ આપણે કયા નથી જાણતા? તેઓ ગમે તેટલો દાવો કરે પણ આખી હિદી પ્રજાના દિલોજાનની ભર્યા સહકાર વગર બ્રિટિશરો હિદનો જરોયે બચાવ કરી શકે તેમ નથી બ્રિટન તો બ્રહ્મદેશનો બચાવ કરવા પણ મેદાનમા કયા નહોતુ પડયુ? પણ એ તો હાથમાથી ચાલ્યુ ગયુ તેવી રીતે હિદ પણ જપાનીઓના હાથમા ચાલ્યુ ન જાય તે માટે જ આપણી આ લડત છે

'લડાઈ પૂરી થયે આપણને આઝાદી આપવાનુ વચન આપવામા આવે છે પણ આપણે એ વચન માનવુ શી રીતે? લડાઈને અંતે હિદને આઝાદી આપવા સારુ તમે હશો કે કેમ, અથવા તો એવી આઝાદી આપવાની તાકાત તમારામા રહી હશે કે કેમ એની શી ખાતરી છે? લડાઈને અંતે હિદ જ બીજાના હાથમા જઈ પડે તો પછી બ્રિટન તેને આઝાદી આપવા કયાથી આવશે? પછી તે વખતે આપણે ચર્ચિલ સાહેબને કયા શોધવા જવા? અને માનો કે તમે જીત્યા પણ અત્યારે જ્યારે તમારે કઠે પ્રાણ છે ત્યારે આટલા ચાળા કરો છો તો જીત્યા પછી હિદ તમારે ગળેથી શી રીતે છૂટવાનુ હતુ? શું આટલુ અમે નથી સમજતા?

*       *       *

અમારી દલીલ એક જ છે હિદની ચાળીસ કરોડની પ્રજા આવી આફતની વેળાએ નિષ્ક્રિય બેસી રહે તો દુનિયાભરમા અમારી નિદા થાય અમારે એ નથી જોઈતુ અમારો બચાવ બ્રિટન કરી શકશે એવો ઇતબાર એના ઉપર હવે અમને રહ્યો નથી એટલે આપણે જ આપણો બચાવ કરવા તૈયાર થવુ છે અને આક્રમણકારોનો સામનો કરીને મિત્રરાજ્યોને પણ વિજય અપાવવો છે આટલા સારુ હિદીઓને સત્તા આપવાની અમે માગણી કરીએ છીએ પણ આપણે આમ કહીએ છીએ ત્યારે સરકાર ગુસ્સે થાય છે ભલે થાય આપણે લાચાર છીએ

કોંગ્રેસ જપાનીઓને નોતરવા માગે છે એવુ તહોમત અમારી સામે ફેલાવવામા આવ્યુ છે આ હકીકતુ જૂઠાણુ વસ્તુસ્થિતિને સાવ અવળા રૂપમા રજૂ કરે છે જપાનીઓને હિદમા કોઈ ચાહે છે એ મુદ્દલ સાચી વાત નથી પણ દરેક હિદીના દિલમા જે વાત છે એ તો એ છે કે તમે હવે અહીં ન

રહો. જાઓ અહીંથી. ‘ક્વિટ ઇન્ડિયા’ છોડો અમને. તમે ટળો. અમારું અમે ફોડી લઈશું. અમે હાથ જોડીને નથી બેસી રહેવાના.”

* * *

“હવે લડત વિષે કહું. આ કડક લડત થવાની છે. ગાંધીજીએ તમને સાવધાન કર્યા છે. આ અગાઉ આપણે ઘણી લડતો લડ્યા છીએ. પણ આવતી લડત જુદી જાતની થવાની છે. આપણે એ જોવાનું છે કે, મુલકની આઝાદી માટે રશિયા, ચીન કેવા ભોગ આપી રહ્યાં છે? કેટલા મરે છે? કેટલી ખુવારી થાય છે?

“સલ્તનત સાથે સમજૂતી થશે એમ માનશો નહીં. એમ માનશો તો પૂરી થાપ ખાશો. જેલોની વાત પણ આજે રહી નથી. આ તો જુદી જ લડત છે. કશી હળવી ગણતરીએ આ ઠરાવ નથી ઘડાયો. જો તમે એમ સમજતા હો કે, બધું સલામત રહેશે, ધંધારોજગાર ચાલતા રહેશે, બહુ તો જેલમાં જઈ બેસીશું, ખાઈશું, પીશું અને વાંચશું તો આ ઠરાવ પસાર કરશો નહીં.

“પણ જો આજે તમારી તૈયારી હોય કે આ લડતમાં આઝાદી લેવા માટે મરવાનો મોકો આવવાનો છે, ફના થવાનું છે, તો ચાલો, આગે બઢો. વળી ગણજો કે, એમાંથી જે મળશે તે સારા મુલકને મળશે, અમારે કાંઈ જોઈતું નથી, તો જ આમાં સામેલ થજો.

“પાર્લમેન્ટમાં મારા એક નિવેદન પર પ્રશ્નોત્તરી થઈ. કોઈએ પૂછ્યું, પટેલ કહે છે કે, કોંગ્રેસને સત્તા નથી જોઈતી, ગમે તેને આપો પણ હિંદીને આપો એ શું સાચું છે? જવાબમાં કહે છે કે, એ તો એક વ્યક્તિની કહેલી વાત છે. કોંગ્રેસની નથી. પણ નો પ્રમુખ સાહેબે પોતે કહ્યું છે કે તમે જાઓ, ગમે તેને સત્તા સોંપો પણ ચાલી જાઓ, જોઈએ તો મુસ્લિમ લીગને સોંપો. હું તો કહું છું કે, અરે ચોર ડાકુને સોંપી જાઓ ને! અમે પછી આપસ-આપસમાં જોઈ લઈશું. પણ તમે છોડો. ઉઠી જાઓ. નહીં તો તમારી સાથે લડ્યે જ છૂટકો છે.

“આપણું શસ્ત્ર અહિંસાનું છે. એ શસ્ત્ર ભલે ગમે તેવું હોય પણ એના વડે જ છેલ્લાં બાવીસ વરસમાં દુનિયામાં આપણી ઇજ્જત વધી છે. વળી આ લડાઈમાં એવી તો કોઈ શરત નથી કે દિલમાં પણ અહિંસા હોવી જોઈએ. આ તો માત્ર કાર્યની વાત છે. કાર્યમાં અહિંસા જોઈએ.

“સૌ પૂછે છે કે, લડતનો કાર્યક્રમ શો છે? પહેલાંની લડતો વખતે આપણો કાર્યક્રમ હમેશ ગાંધીજીએ ઘડ્યો છે. એ નેતા છે. એ હુકમ આપે તે ઉઠાવીએ. તેઓ જેમ કહે તેમ કરવું એ સૈનિકોનું કામ છે. આપણને ઘણી કમનસીબી મળી રહી છે. સલ્તનતની રીત જાણીતી છે. પછી ચાહીએ અને બંદૂકો તૈયાર કર્યા કરે છે ને કરશે. એ તો આજની લડતો વખતમાં કલાકમાં તૈયાર પડેલાં જ છે. નવું શું કરવાનું હતું? પણ આપણા કપરી જવાબદારી આપણે વિચારી, સમજી લેવાની છે. જ્યાં સુધી ગાંધીજી બેઠા છે ત્યાં સુધી તેઓ જે કાંઈ હુકમ કરે, જે સૂચના કાઢે, એક પછી એક જે કદમ ઉઠાવવાનું કહે, તે કદમ ઉઠાવવાનું છે. નથી ઉતાવળ કરવી, નથી પાછળ રહેવું. દરેક જાતે

આજ્ઞાપાલન, શિસ્તપાલન કરવાનું છે. પણ ધારો કે, સરકારે જ કાંઈ કર્યું. બધાને પહેલેથી જ પકડી લીધા. તો શું કરવું? જો એમ થાય, જો સરકાર ગાંધીજીને પકડી લે તો પછી કોઈ કદમબદમની વાત નહીં હોય. પછી દરેક હિંદી— જેણે આ દેશમાં જન્મ લીધો છે તે દરેકની એ ફરજ રહેશે કે, આ દેશની આઝાદી તુરત ને તુરત હાસલ કરવાને એને જે કંઈ સૂઝે તે બધું કરી છૂટવું. દુનિયામાં આજે આપણી પરીક્ષા થઈ રહી છે ૧૯૧૮થી માંડીને આજ લગી આપણે વખતોવખત જે જે કાર્યક્રમો કર્યા છે તે બધા જ આ વખતની લડતમાં આવી જાય છે એમ સમજો. બધા એકીસાથે, એકસામટા, છૂટક નહીં દરેકે આઝાદ હિંદી તરીકે વર્તવાનું છે એક અહિંસાની મર્યાદા રાખીને બધું જ કરી છૂટવાનું છે. એક પણ ચીજ બાકી રાખવાની નથી. ટૂંકી અને ઝડપી લડત કરવાની છે. જલદી ખતમ કરવું છે. જપાન અહીં આવે તે પહેલા આઝાદ થઈ જઈને એનો મુકાબલો કરવા તત્પર રહેવાનું છે. આમાં કશી વાટાઘાટને સારુ આજે જગ્યા નથી. જે બધા અહીં બેઠા છે તે બધા એટલી વાત અહીંથી લઈને જાય. જ્યાં સુધી ગાંધીજી છે ત્યાં સુધી એ આપણા સેનાપતિ છે, પણ તેઓ જો પકડાશે, તો જવાબદારી કોઈની કોઈને શિરે નહીં રહે. બધી જવાબદારી બ્રિટિશને માથે રહેશે. અરાજકતાની જવાબદારી પણ તેને જ માથે રહેશે. અરાજકતાની બીક હવે મુલકને રોકી શકશે નહીં.

"બીજો કોઈ માર્ગ જ નથી. આઝાદ થવું છે. ગુલામી હવે એક ઘડી પણ ન ખપે."

મહાસમિતિની બેઠક પૂરી થઈ ત્યારથી જ આખા મુંબઈ શહેરમાં અફવાઓ ફેલાઈ રહી હતી, કે હવે ગાંધીજીને અને કોંગ્રેસના મુખ્ય મુખ્ય નેતાઓને પકડી લેવામાં આવશે. જોકે ગાંધીજી આ વાતને હસી કાઢતા હતા. તેઓ તો ખાતરીપૂર્વક માનતા હતા અને કહેતા હતા કે વાઈસરૉય મારા મિત્ર છે અને તેમની સાથેની મુલાકાતની મારી માગણીને તેઓ પાછી ઠેલશે નહીં. ગાંધીજી હમેશા સત્યાગ્રહીની રીતે જ વિચાર કરતા વિરોધી ઉપર તે વિશ્વાસ રાખતા કે સચ્ચાઈ અને નિખાલસપણાની એ કદર કરશે જ. તેઓ હમેશ શાંતિ અને સમાધાન માટે ઝંખતા હતા અને વાઈસરૉય સાથે મસલત કરીને સુલેહનો માર્ગ કાઢવા માગતા હતા પણ સરકાર પોતાની ઢબે જ વિચાર કરતી તેને તો બળજબરીથી હિંદુસ્તાનને કબજે રાખવું હતું એટલે તેણે પોતાની રીતનો બધો પાકો બંદોબસ્ત કરી નાખેલો હતો 'નવમી ઑગસ્ટને પરોઢિયે ગાંધીજીને, કારોબારી સમિતિના જે સભ્યો મુંબઈમાં હતા તેમને તથા બીજા ઘણા કોંગ્રેસી આગેવાનોને પકડી લેવામાં આવ્યા દેશમાં સ્થળે સ્થળે આ પ્રમાણે ધરપકડો થઈ ગાંધીજીને મહાદેવભાઈ તથા બીજા કેટલાક સાથીઓ સાથે આગાખાન મહેલમાં રાખવામાં આવ્યા પૂ. કસ્તૂરબા તથા બીજા કેટલાક સાથીઓને પાછળથી

ત્યાં પહોંચાડવામાં આવ્યા. સરદારને તથા કારોબારી સમિતિના બીજા સભ્યોને અહમદનગરના કિલ્લામાં રાખવામાં આવ્યા. લગભગ ત્રણ વરસ સુધી એ કિલ્લાના દરવાજા એમને માટે બંધ રહ્યા. નવમી ઑગસ્ટથી ૧૮૫૭ના બળવાને પણ ભુલાવે એવો બળવો સરકારની સામે થયો.

સને ૧૯૪૨ના તા. ૮મી ઑગસ્ટે મધરાતે મુંબઈની મહાસમિતિએ પસાર કરેલો 'હિંદ છોડી ચાલ્યા જાઓ'નો યાદગાર ઠરાવ

'પોતાના તા. ૧૪મી જુલાઈ, ૧૯૪૨ના ઠરાવથી કાર્યવાહક સમિતિએ જે પ્રશ્ન નિર્ણયને માટે અખિલ હિંદ મહાસભા સમિતિને સુપરત કર્યો હતો તે વિષે તેણે પૂરેપૂરી કાળજીભરી વિચારણા કરી છે. વળી લડાઈની પરિસ્થિતિમાં ઉત્તરોત્તર થયેલા ફેરફારો, જવાબદારીથી બોલી શકે એવા બ્રિટિશ સરકારના આગેવાનોનાં વચનો અને એ ઠરાવ પર હિંદમાં તેમ જ પરદેશમાં થયેલાં વિવેચનો અને ટીકાઓ — એ સઘળી વાતો અને ત્યાર પછી બનેલા સઘળા બનાવોની પણ તેટલી જ કાળજીભરી વિચારણા સમિતિએ કરી છે. મહાસમિતિ કાર્યવાહક સમિતિના ઠરાવને સ્વીકારે છે. સમિતિનો એવો અભિપ્રાય છે કે પાછળથી બનેલા બનાવોથી એ ઠરાવને વિશેષ સમર્થન મળ્યું છે, અને મિત્રરાજ્યોના ધ્યેયની સિદ્ધિને અર્થે તેમ જ હિંદની સલામતીને ખાતર તેના ઉપરના બ્રિટિશ અમલનો તત્કાળ અંત આવવાની જરૂર છે એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ છે. એ અમલ ચાલુ રહેવાથી હિંદની ઉત્તરોત્તર અવનતિ થાય છે, તે વધારે ને વધારે નબળું પડતું જાય છે અને તેથી પોતાના રક્ષણની તેમ જ જગતની મુક્તિના કાર્યમાં ફાળો આપવાની તેની તાકાત ઘટતી જાય છે.

યુદ્ધના રશિયાના અને ચીની મોરચાઓ પર બગડતી જતી પરિસ્થિતિ જોઈને સમિતિને ચિંતા થઈ છે. પોતાના સ્વાતંત્ર્યની રક્ષાને અર્થે રશિયન અને ચીની લોકોએ દાખવેલી ઉચ્ચ પ્રકારની વીરતાની તે કદર બૂજે છે. આ વધતા જતા ભયને લીધે સ્વતંત્રતાને માટે જે લોકો મથે છે અને આક્રમણના ભોગ બનેલા લોકો પ્રત્યે જે લોકો સહાનુભૂતિ ધરાવે છે તે સર્વેની ફરજ છે કે મિત્ર રાષ્ટ્રોએ આજ સુધી જે નીતિથી કાર્ય કર્યું છે તેના પાયામાં રહેલા પાયાની પરીક્ષા કરવી. એ જ નીતિ અને ધોરણોને પરિણામે વારંવાર આપત્તિકારક નિષ્ફળતા સહેવી પડી છે. આવા ધોરણો, નીતિઓ અને પદ્ધતિઓને વળગી રહેવાથી નિષ્ફળતાનું પરિવર્તન સફળતામાં નહીં થાય, કેમ કે આજ સુધીનો અનુભવ દર્શાવે છે કે નિષ્ફળતા એ નીતિમાં અંતર્ગત છે — તેના મૂળમાં રહેલી છે. એ નીતિઓ સ્વતંત્રતાને માટે નહીં પણ પરાધીન અને સંસ્થાનિક પ્રજાઓ પરનો કાબૂ ટકાવી રાખવાની સામ્રાજ્યવાદી પરંપરા અને પદ્ધતિ ચાલુ રાખવાના આશયથી વિશેષ રચાયેલી છે. સામ્રાજ્ય ઉપર માલકી રાખવાથી રાજ્યકર્તા સત્તાનું બળ વધવાને બદલે ઊલટું સામ્રાજ્ય તેને ભારરૂપ અને શાપરૂપ થઈ પડ્યું છે.

આધુનિક સામ્રાજ્યવાદના સચોટ ઉદાહરણ રૂપ બનેલા હિંદની સ્થિતિ ઉપરથી, આખા પ્રશ્નની આકરામા આકરી કસોટી થવાની છે. કારણ કે હિંદની મુક્તિ પરથી જ બ્રિટન અને સયુક્ત રાજ્યોનો ન્યાય તોળાશે અને તે વડે જ એશિયા અને આફ્રિકાની પ્રજાઓમા આશા અને ઉત્સાહ પ્રેરાશે.

“આ રીતે આ દેશમાથી બ્રિટિશ હકૂમતનો અત આવે એ એક અત્યત અગત્યનો અને તત્કાલી જ તાકીદનો મુદ્દો છે. તેના ઉપર યુદ્ધના ભાવિનો તેમ જ સ્વતત્રતા અને લોકસત્તાવાદની સફળતાનો આધાર રહેલો છે પોતાની સ્વતત્રતા માટેના, તેમ જ નાઝીવાદ, ફાસીવાદ અને સામ્રાજ્યવાદના આક્રમણ સામેના યુદ્ધમા પોતાની સર્વ સાધનસપત્તિ વાપરીને સ્વતત્ર હિંદ એ સફળતાને નિશ્ચિત કરશે. હિંદની મુક્તિની અસર માત્ર યુદ્ધના ભાવિ ઉપર મોટા પ્રમાણમા જણાશે એટલુ જ નહી, પણ તેનાથી સર્વ પરાધીન અને દબાયેલી માનવતા સયુક્ત પ્રજાઓને પક્ષે આવશે, હિંદ તેમનુ મિત્ર બનશે અને તેમને દુનિયાની નૈતિક અને આધ્યાત્મિક આગેવાની પ્રાપ્ત થશે બધનમા રહેલુ હિંદ બ્રિટિશ સામ્રાજ્યવાદના પ્રતીક તરીકે રહેશે અને એ સામ્રાજ્યવાદના મેલા ડાઘની અસર બધા મિત્રરાજ્યોને પહોચશે

“તેથી આજના ભયમાથી હિંદની સ્વતત્રતાની અને તેના પરની બ્રિટિશ હકૂમતના અતની જરૂર ઊભી થાય છે ભવિષ્યમા પાળવાના કોઈ વચનો કે તેને માટેની બાંહેધરીઓથી આજની પરિસ્થિતિ પર કશી અસર થવાની નથી કે એ ભયનો ઉપાય થઈ શકવાનો નથી. આમજનતાના હૃદય ઉપર તેની જેવી જોઈએ તેવી ધારેલી અસર નહી થાય યુદ્ધના સ્વરૂપને તત્કાળ પલટી નાખવાને માટે જરૂરી એવા કરોડો લોકોના તાકાત અને ઉત્સાહ સ્વાતંત્ર્યની ઉષ્માથી જ પ્રગટી શકે.

“તેથી બ્રિટિશ સત્તાએ હિંદમાથી ખસી જવાની માગણીનો પૂરેપૂરા ભાર-પૂર્વક મહાસમિતિ પુનરુચ્ચાર કરે છે હિંદની સ્વતત્રતાની જાહેરાત થતા જ એક કામચલાઉ સરકાર રચાશે, અને મુક્તિ માટેની લડતના સયુક્ત સાહસમા જે હાડમારી અને કષ્ટો પડે તે સહેવામા સ્વતત્ર હિંદ મિત્રરાજ્યોનુ સાથી બનશે. આ કામચલાઉ સરકાર દેશમા હસ્તી ધરાવતા મુખ્ય મુખ્ય પક્ષો અને સમૂહોના સહકારથી જ સ્થપાઈ શકે એ રીતે એ હિંદની પ્રજાના સર્વ મુખ્ય મુખ્ય વિભાગોનુ પ્રતિનિધિત્વ ધરાવતી મિશ્ર સરકાર હશે પોતાની પાસે હશે તે બધા અહિંસક સામર્થ્યથી તેમ જ સશસ્ત્ર સૈન્યથી મિત્રરાજ્યોની સાથે રહીને આક્રમણનો સામનો કરી હિંદનુ રક્ષણ કરવાનુ, અને સર્વ સત્તા અને અધિકારના જે તત્ત્વત માલિક છે તેવા, ખેતરોમા, કારખાનામા અને અન્ય સ્થળોએ કામ કરતા મજૂરોના કલ્યાણ અને પ્રગતિને ઉત્તેજન આપવાનુ, એ બધા આ સરકારના પ્રારભના કાર્યો હશે

“પ્રજાના સર્વ વિભાગોને સ્વીકાર્ય થાય એવુ, હિંદુસ્તાનના રાજવહીવટ માટેનુ બધારણ ઘડવાને માટે એક લોકપ્રતિનિધિ સભાની યોજના આ કામ ચલાઉ સરકાર તૈયાર કરશે કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે આ બધારણ સમવાય તત્રના સ્વરૂપનુ હશે. એ સમવાયતત્રના ઘટકોને બને તેટલા વધારે સ્વશાસનના

અધિકાર હોવા જોઈએ અને સર્વ શેષ સત્તા તેમની પાસે રહેવી જોઈએ પરસ્પરના લાભને અર્થે અને આક્રમણનો સામનો કરવાના સર્વેને સ્પર્શતા કાર્યમા સહકાર કરવાને અર્થે સંયુક્ત રાષ્ટ્રોના જે પ્રતિનિધિઓ મસલતને માટે ભેગા થશે તેઓ હિંદ અને મિત્રરાજ્યો વચ્ચેના ભવિષ્યના સંબંધો નક્કી કરશે મુક્તિ મળતા જ પ્રજાના સંયુક્ત સંકલ્પબળથી અને સામર્થ્યથી આક્રમણનો પ્રતિકાર કરી શકાશે

"હિંદની મુક્તિ, પરદેશી હકૂમત નીચે દબાયેલી એશિયા અને આફ્રિકાની પ્રજાઓની મુક્તિનુ એક પ્રતીક તેમ જ પુરોગામી બનવી જોઈએ બ્રહ્મદેશ મલાયા હિંદી ચીન ડચ ઇન્ડિઝ, ઈરાન અને ઇરાક, એ સર્વેને પણ સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવુ જોઈએ એ વાત બરાબર સમજાવી જોઈએ કે આ દેશો પૈકી જે અત્યારે જપાની હકૂમત નીચે આવી ગયા છે તે પૈકી કોઈ પણ દેશ કોઈ બીજી સંસ્થાનો ધરાવનારી સત્તાના શાસન તળે મુકાવા ન જોઈએ

જગતના સમવાયતંત્રની દિશામાં ભરવાનું આ અનિવાર્ય પગલું ભરવા તૈયાર છે. બ્રિટિશ સરકાર પર થયેલા પ્રત્યાઘાતો તથા વિદેશી પત્રોની ગેરરસ્તે દોરવાયેલી ટીકાઓ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, હિંદની સ્વતંત્રતાની સ્વતઃસિદ્ધ માગણીનો પણ વિરોધ કરવામાં આવે છે. જોકે, ખાસ કરીને આજના જોખમને પહોંચી વળવા તથા હિંદ પોતાનું રક્ષણ કરી શકે એટલા માટે અને તેમની વસમી ઘડીએ રશિયા તથા ચીનને સહાય કરી શકે એટલા માટે એ માગણી કરવામાં આવી છે. રશિયા અને ચીનની સ્વતંત્રતા અમૂલ્ય છે અને તે સાચવી રાખવી જ જોઈએ. એટલે તેના સંરક્ષણની બાબતમાં કોઈ પણ પ્રકારની ગૂંચવણ ઊભી ન કરવાને તેમ જ મિત્રરાજ્યોની સંરક્ષણશક્તિને કશી પણ હાનિ નહીં પહોંચાડવાને સમિતિ આતુર છે. પરંતુ હિંદ અને મિત્રરાષ્ટ્રો ઉપરનો ભય વધતો જાય છે. આ પરિસ્થિતિમાં નિષ્ક્રિયતા યા તો પરદેશી હકૂમતની તાબેદારી એ હિંદને માટે અવનતિકારક અને પોતાનું રક્ષણ કરવાની તથા આક્રમણનો સામનો કરવાની શક્તિનો હ્રાસ કરનારાં છે, એટલું જ નહીં પણ એ વસ્તુ વધતા જતા જોખમને ટાળવામાં ઉપકારક નથી તેમ જ મિત્રરાજ્યોની પ્રજાઓને સહાયરૂપ પણ નથી. ઇંગ્લંડ તેમ જ મિત્રરાજ્યોને કૉંગ્રેસની કારોબારી સમિતિએ કરેલી હાર્દિક અપીલનો હજી સુધી જવાબ મળ્યો નથી તથા પરદેશોમાં અને અનેક સ્થળોએ કરવામાં આવેલી ટીકાઓએ હિંદ તેમ જ દુનિયાની જરૂરિયાતની બાબતમાં અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે. વળી કેટલીક વાર તો હિંદની સ્વતંત્રતા સામે વિરોધ પણ દર્શાવાયો છે. આ વસ્તુ એની પાછળ રહેલી પ્રભુત્વ ભોગવવાની અને પોતાની શ્રેષ્ઠતાની મનોદશાની દ્યોતક છે. જે પ્રજાને પોતાના સામર્થ્યની તથા પોતાના ધ્યેયના ન્યાયીપણાની પ્રતીતિ થઈ છે તે આ વસ્તુ બરદાસ્ત નહીં કરે.

"આ છેવટની ઘડીએ દુનિયાની મુક્તિના હિતને ખાતર, આ મહાસમિતિ બ્રિટનને અને સંયુક્ત રાજ્યોને ફરી એક વાર આ અપીલ કરે છે. પરંતુ પોતાના પર અમલ બજાવતી અને પોતાના તથા માનવતાના હિતને માટે કાર્ય કરવામાં અટકાવ નાખતી સામ્રાજ્યવાદી અને આપખુદ સરકારની સામે પોતાના સંકલ્પને પાર પાડવાને ઉત્સાહિત થયેલી પ્રજાને હવે વધારે વખત રોકી રાખવાનું સમિતિને વાસ્તવિક કારણ દેખાતું નથી. તેથી મુક્તિ અને સ્વતંત્રતાના, બીજાને સુપરત ન કરી શકાય તેવા પોતાના હક્કની સિદ્ધિને માટે, મોટામાં મોટા પાયા પર અહિંસાથી ચાલતી લડતને મંજૂરી આપવાનું સમિતિ ઠરાવે છે. એ રીતે શાંતિભરી લડતના છેલ્લા પચીસ વરસ દરમ્યાન મેળવેલી સર્વ અહિંસક તાકાત દેશ કામે લગાડી શકશે. આ પ્રકારની લડતનું સુકાન ગાંધીજી લે એ અનિવાર્ય છે. તેથી લડતની આગેવાની લઈને તેને અંગે જે પગલાં લેવાનાં હોય તેમાં પ્રજાને દોરવાને સમિતિ તેમને વિનંતી કરે છે.

'સમિતિ હિંદના લોકોને તેમને માથે આવી પડે તે કષ્ટો અને હાડમારીઓનો હિંમત અને સહનશીલતાથી સામનો કરવાની, ગાંધીજીની આગેવાની હેઠળ એકસંપથી કાર્ય કરવાની અને હિંદની સ્વતંત્રતાના શિસ્તબદ્ધ સૈનિકોની માફક તેમની સૂચનાઓને અનુસરવાની અપીલ કરે છે. તેમણે એ વાત યાદ રાખવાની છે કે અહિંસા આ લડતનો પાયો છે. ગાંધીજીની સૂચનાઓ બહાર

પાડવાનું ન પડે અને સૂચનાઓ બહાર પડે તોપણ લોકોને પહોંચે નહીં અને કોંગ્રેસની સ્થાનિક સમિતિઓનું કાર્ય ચાલી ન શકે એવો વખત પણ આવે એ સમયે લડતમાં ભાગ લેતા સર્વે સ્ત્રીપુરુષોએ જે સામાન્ય સૂચનાઓ મળી હોય તેની મર્યાદામાં રહીને પોતાને સૂઝે તે કામ કરવું. જેઓ હિંદની મુક્તિને માટે ઝંખે છે અને તેને માટે મથે છે તેમણે પોતાના જ રાહબર બનવાનું છે. અને જે કઠણ રસ્તા પર આશ્રયનું સ્થાન નથી અને જેનો અંત માત્ર હિંદની મુક્તિની પ્રાપ્તિ વિના આવવાનો નથી તે રસ્તે તેમણે આત્મબળથી ચાલવાનું છે.

"છેવટે, અખિલ હિંદ મહાસમિતિએ જોકે સ્વતંત્ર હિંદની હકૂમત નીચેના રાજવહીવટ વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે તોપણ સમિતિ જેને જેને એ વાતની સાથે સંબંધ છે તે સર્વેની આગળ ચોખવટ કરવા ઇચ્છે છે કે આમ જનતાની લડત ઉપાડીને સમિતિનો આશય કોંગ્રેસને માટે સત્તા મેળવવાનો નથી. સત્તા જ્યારે આવશે ત્યારે હિંદની સમસ્ત પ્રજાને હસ્તક હશે."

# સૂચિ